ચાંનો પોતાં તરફના પ્યારનો આવો પુરાવો જોઈ તેવણ
 થઈ ગયા.

"પપા, જો મને તમારી સાથે લઈ જાવો ! જો, મારા વાહા-
 પપા! જો હું એવી ડાહી થવશ-હું તમુને કાંઈબી કંટાળો
ની આપું! જો, જો, ખચીત નહી આપું, વાહાલા પપા!
ણી, વળી મને લઈ જાવો." તેણીએ તેવણ તરફ એટલા તો
લાવાલા કરતી હોય તેવી રૂપે જોયું કે તેવણ તેણીને ના પાડી
શકયા નહી, પણ તેણીને પ્યારથી એક "કીસ" કરી કહ્યું, કે જો
રવાનજી ડાકટરનાં ધણીઆણી તેણીને પોતાની સાથે લઈ જ-
 કબુલ કરે તો તેવણ ખુશીથી તેણીને લઈ જાય, અને ગુલની
ારે ખુશાલી વચ્ચે મેહરબાઈએ તે માંગણી કબુલ કીધી.

જ્યારે ખરશેદજીએ આ વીશે આઈમાયને કહ્યું ત્યારે તેણી
ખરેખર એટલું તો બોલી કે, "તમે એને આવી ખરાબ જ-
ગ્યે લઈ જઈ પાછી આજારી બાજારી પાડવા માંગોછ કે
! તેમ જો કદાચ થાય અને હું એની ચાકરી કરવા ના
કહું તો વળી તમે ગુસ્સે ના થતા, કારણકે તે તમારા ખોટા
ડથીજ થશે, અને નહી કે મારી કાંઈ ભુલથી." ખરશેદજીએ
કંઈ જવાબ આપ્યો નહી, જેથી આઈમાય ગીરડાઈ ગયાં
અને ટેક અને દમામમાંજ પોતાના વરથી છુટાં પડયાં.

એક પખવાડયું વહી ગયું, અને આઈમાયને પોતાના બચ-
પણના દીવસો પાછા આવ્યા હોય તેમ લાગ્યું. જાહેર મેળા-
ડાઓમાં થતી તેણીની વખાણ તેણીને હમણાં યાદ આવવા
લાગી, પણ હવે તેણી પોતાના છોકરાની વખાણ કરાવવા
માંગતી હતી અને તેમાં તેણી તદન ફતેહ પામી. છોકરાંઓ-
 આંપવા ધારેલી મેજબાનીનો દીવસ આવી પુગ્યો, ત્યાં જાલ
મજ તેની માતા અને બીજા ઘણાંએક સારાં કુટુંબનાં લોકો
હાજર હતાં, અને ત્યાં આવેલાં અંગ્રેજ ગ્રહસ્થો તેમજ બાનુ-
ઓ આ માં દીકરાની ખુબસુરતી વખાણવા લાગ્યાં. આઈમા-
ને થોડીજ ખબર હતી કે તેણીની ખુબસુરતી હમણાં પણ
વખણાતી હતી, તેણીનો તો દરેક વીચાર જાલમાંજ હતો.
રેક બગરૂરી બાજુએ મુકી, જે સભ્યતાથી તેણી વરતની
હતી, તેથી તેણીની જાતી ખુબસુરતીમાં બેવડો વધારો થતો
હતો. તે દીવસે રાતનાં પોતાના દીકરાને મજાહ મેળવતો
જોઈ તેણી એટલી તો ખુશ થઈ ગઈ કે તેણીએ પોતાના
ર તથા ગુલનો કાંઈ પણ વીચાર કીધો નહી.

રાત પડતાં આઈમાય જ્યારે થાકી ગયાં ત્યારે ઓરડા-
માંથી બહાર નીકળી સુંદર ફુલોથી ભરેલા વરંડાપર જઈ
બેઠાં ઉભાં. ઓરડામાં ગાયન ગવાતું હતું, પવનના જોરથી
તેનો અવાજ દુર વેર ઘણોજ મધુર અને ધીમો સંભળાતો
હતો, ચંદ્રમા પણ તેના પુર બહારમાં પ્રકાશતો હતો, અને
ચાંદરણું આખા બાગમાં પથરાયલું હોવાથી સવારનો ઝઝ-
રીયાંના જેવો દેખાવ લાગતો હતો. એકાએક ત્યાં ઉભાં ઉભાં
આઈમાયને ઠંડી ભરાઈ આવી અને કાંઈ અજબ જેવી ધ્રા-
સકી લાગી. આમ થવાનું કારણ તેણી સમજી શકી નહી.
તેણીને બીહવાનું દેખાઈતું કારણ તો કાંઈ હતુંજ નહી, સી-
વાય કે બાગની એક બાજુએ થોડાંક ઝાડો ઉપર ચાંદરણું
પડવાથી તેનો ઓળો નીચે પડતો હતો, જાણે આ ઓળાનો
દેખાવ તેણીને એક પાયદસ્તના જેવો લાગ્યો. તેજ પળે ઓ-
રડામાંથી આવતો ગાયનનો સરોદ એકદમ ખુશાલીમાંથી દલ-
ગીરીમાં બદલાઈ ગયો. કોઈ લશકરી માણસની પાયદસ્ત વેળા
તેનાં માનમાં વજડાતાં શોકાતુર ગાયન જેવું તે લાગતું હતું.
જો કે આ એક ખોટો ખ્યાલ હતો, તોપણ તેણે આઈમાયપર
ઘણી અસર કીધી અને તેવણ બેસુધ થઈ ભોંયપર પડયાં.

તેજ દીવસે બપોરનાં સરજ્યન ખરશેદજી પોતનાં લશક-
રનાં માણસો સાથે ત્યાંના બલવાખોર બરમીસો (જેઓ તે
ગામમાં અવારનવાર નજરે પડતા હતા) ની પુઠે લાગવાનો
ટુકો રસ્તો સોધવા ગયા. જો કે ખરશેદજી એક સરજ્યન
મેજર હતા, તોપણ તેવણની રગોમાં ઈરાની લોહી ફરતું હતું
અને જ્યારેબી તક મલતી ત્યારે પોતાનું શુર અજમાવવાને
ચુકતા નહી. તે દીવસે તેવણનો આ જુસ્સો વધારે ઉસકેરાઈ
આવ્યો હતો અને તેને તેવણ ઠેઠ બાહેર લઈ ગયા. રાતની
વેળાએ જ્યારે તેવણ પોતાનાં થોડાંક માણસો સંગે એક
સાંકડી ગલીમાંથી ઘર તરફનો રસ્તો લેતા હતા, ત્યારે બલવા-
ખોરોનું એક ટોળું તેઓપર તુટી પડયું અને તેઓ વચ્ચે
ઝપાઝપી શરૂ થઈ. જો કે કીલ્લાથી આ જગા કાંઈ ઘણી
દુર ન હતી, તોપણ ખડકો અને ટેકડીઓથી એટલી તો ઘેરાઈ
ગઈ હતી કે તેઓ વચ્ચે થતી મારામારીનો અવાજ દુર સંભ-
ળાતો ન હતો. મેરવાનજી ડાકટર તેવણની બાયડી અને નાહા-
નાં છોકરાંઓ સાથે ખરશેદજીની વાટ જોતા બેઠા હતા. ગુલ
ફીકરથી એટલી તો દબાઈ ગઈ હતી કે, જો કે ઘણું મોડું
થયું હતું તોપણ મેહરબાઈએ તેણીને બીછાને મોકલવાનું દુર-
સ્ત ધાર્યું નહી. આ બાળકને એટલી તો બેઓની લાગણી
હતી કે મેરવાનજી તેણીની આ બીહક હસીને દુર કરવા
માંગતા હતા, અને રમુજમાં તેણીને બીકણી છોકરી કહી
કહેતા અને બોલતા કે, જો તેણી જરાબી હીમત નહી દેખા-
ડશે તો તેણીના બાવા તેણીને પોતાની દીકરી દાખલ કબુલ
કરશે નહી. અને દુરથી કોઈનાં ઉતાવળાં પગલાંનો સાદ
સંભળાયો, અને જેવું બારણું ઉઘાડવામાં આવ્યું તેવીજ ગુલ
પોતાની બેઠકપરથી કુદકો મારી ઉઠી જોવા લાગી, પણ તે
કાંઈ સરજ્યન ખરશેદજી ન હતા. એ તો તેવણના હાથ
હેઠળનો એક અંગ્રેજ ડાકટર, જે તેવણ સાથે ગયો હતો, તે
હતો. તેનો ચેહરો જોઈ મેરવાનજીને એકાએક ધાસ્તી લાગી
અને તેવણ ઘભરાટથી બોલી ઉઠયા કે, "કેમ ડાક્ટર એલન,
તમે એકલા કેમ આવ્યા ? શું બનાવ બન્યો છે ?"

"પેલા કાલા સેહતાનો જે ખરાબમાં ખરાબ કરી શકે તે,"
ડાક્ટર એલને ઉસકેરાઈ આવી જવાબ આપ્યો, "અમે તે હ-
રામીને મારી હઠાવ્યા છે અને એ લુચ્ચાઓને ફરીથી મારી હઠા-
વીશું, પણ તેમ કરવાથી કાંઈ તેવણ પાછા આવનાર નથી.
મી૦ મેરવાનજી, મી૦ મેરવાનજી, સરજન મેજર તે લુચ્ચ-
ઓના ભોગ થઈ પડયા છે."

આ સાંભળી મેરવાનજી પોતાની ખુરસી પરથી એકદમ
ઉઠી ઉભા થયા, પણ તેવણ એકબી બોલ બોલે તે આગમજ

નાર શખસનું મન-આ વીલ કરવા સમજાવવા માટે તમે કોઈ પણ રીતે ઉસ્કેર્યું હતું?"

"નહી."

"અને તે તમે સોગંદપર કહો છો?"

"હા."

ત્યાર પછી તેવણ પેલા બે ખલાસીઓ જેઓએ વીલપર સહી કીધી હતી, તેઓનાં મોતની તવારીખપરથી ઓગસ્ટાના છુટકારાના હેવાલ સુધી ચાલ્યા. છેલ્લે ચારને ટકોરે તેવણે તપાસ પુરી કીધી, અને બીજા દીવસપર કેસ મુલતવી રાખી કોર્ટ બરખાસ્ત થઈ.

ધારવા પ્રમાણે જો કે અત્યાર સુધી કેસ તો ઠીક ચાલ્યો હતો, તોપણ આપણી ટોલકીમાંનાં કોઈને પણ તે રાતે નીરાંતે ઊંઘ આવી નહી અને બીજે સવારના જ્યારે તેઓ કોર્ટમાં જઈ ઉભાં ત્યારે તેઓના જીવને નીરજ આવી. આગલા દીવસ કરતાં ત્યાં એ દીને લોકોની ભીડ વધારે હતી.

જેવા જડજ સાહેબ અંદર દાખલ થયા કે ઓગસ્ટાએ સાક્ષીના "બાક્સ" માં પાછી પોતાની જગા લીધી અને એતરની જેનરલ તેણીની ઉલટપાલટ તપાસ કરવા ઉઠયા.

"મીસ સ્મીથર્સ, તમારી સાક્ષીને છેડે તમે કોર્ટને જણાવ્યું હતું કે તમે ફરયાદી મી૦ મીસન સાથે અદરાયલાં છેઓ. હવે હું તમોને એક અંગીત સવાલ પુછવાને દલગીર છું, પણ મારે તમોને પુછવું તો જોઈએ—વીલ છુંદણા પાડતી વેળાએ તમે શું મી૦ મીસન સાથે પ્યારમાં હતાં?"

ઓગસ્ટા આ સવાલ સાંભળી શરમથી લાલ થઈ ગઈ તોપણ તેણીની જાતી હુશીઆરી તેણીની મદદે આવી.

"પ્યારમાં હોવું એટલે શું, તેનો જો તમો સાહેબ મને બરાબર અર્થ સમજાવશો તો બનતી કોશેશથી હું તમારા સવાલનો જવાબ આપીશ." તેણીએ કહ્યું.

આ સાંભળી જડજ સુધાં સર્વે મુછમાં હસવા લાગ્યાં.

એતરની જેનરલ પણ ગુંચવાડામાં પડયા, કે જેમ થવુંજ જોઈએ.

"વારુ," તેવણે પુછયું, "તમે મી૦ મીસન તરફ કાંઈ લગનની ઈચ્છા ધરાવતાં હતાં?"

"ખચીન, મી૦ એતરની જેનરલ," જડજે કહ્યું, "તમારા પેહલા સવાલની મતલબ કાંઈ બીજામાં સમાયલી નથી."

"હું તમો નામદારના અનુભવને માન આપું છું," મી૦ એતરનીએ લગાર કરડાપણાથી જવાબ આપ્યો. "કદાચ હું આએ સવાલ બીજી રીતે પુછીશ—તે વેળાએ શું તમુને મી૦ મીસન સાથે અદરાવાનો સંભવ હતો?"

"કાંઈજ નહી."

"આએ છુંદણાં કે જેણે તમુને ખચીતજ ઘણું દુઃખ ઉપજાવેલું હોવું જોઈએ, તે શું તમે ફરીયાદી સાથે અદરાવાની મતલબથી ખમ્યાં હતાં?"

"ખચીતજ નહી, હું તમુને બતલાવી આપશ કે આવી જાતની બદસુરતી કોઈનુંબી ધ્યાન ખેંચે નહી," તેણીએ અચકાતાં અચકાતાં ઉમેર્યું.

"મીસ સ્મીથર્સ, મેહરબાની કરી મારા સવાલનો જવાબ આપો અને તે પર કાંઈ ટીકા ના કરો. ત્યારે તમે આવું એક નાખુશ કામ શા માટે કીધું?"

મેં તે કીધું, કારણકે મેં ધાર્યું કે તેમ કરવું વાજબી હતું; મરનાર મી૦ મીસનની ઈચ્છાઓ પુરી પાડવા માટે બીજાં કોઈ પણ ઓજારો નજદીક ન હતાં વળી——" આટલું બોલી તેણી અટકી ગઈ.

"વળી શું?"

"વળી હું મુસતેસ મીસન તરફ માનની લાગણીથી જોતી હતી, અને હું જાણતી હતી કે મારે લગતા કજ્યાથી તેવણે પોતાનો વારસો ખોહયો હતો."

"હા, હવે આપણે તેપર આવ્યે છીએ; ત્યારે તમે ફક્ત ચોખ્ખા ઈનસાફને ખાતરજ નહી પણ ફરીયાદી તરફનાં માનને ખાતર તમારાં શરીરપર છુંદણાં પડાવ્યાં હતાં?"

"હા, હું એમ ધારું છું."

"વારું મી૦ એતરની, એક બારગી તેમ હોયબી તો શું થયું?"

"મારા મેહરબાન, મારી મતલબ એવું દેખાડવાની છે કે આએ જુવાન બાનું જેમ મારા વીદ્વાન મિત્ર મી૦ શોર્ટ કોર્ટને સમજાવવા માંગે છે તેટલાં બધાં આ બાબદમાં નીરદોષ નથી. તેવણની આ કામ કરવામાં કાંઈ મતલબ હતી."

"તેમ તો ઘણાંઓની હોય છે;" જડજે કહ્યું, "પણ તેથી કાંઈ એમ નથી ઠરતું કે તે મતલબ ગેરવાજબી હતી."

ત્યારબાદ પેલા વીદ્વાન શખ્સે તેણીની ઉલટ પાલટ તપાસ કરવી ચાલુ રાખી, તેવણ પોતાના અનુભવ અને ચાલાકીથી ઓગસ્ટા પાસે બોલાવી પહેલાં તો એવું સાબેત કરવાની કોશેશ કરતા હતા કે, વીલ તેણીની ફુસલવણીથી કરવામાં આવ્યું હતું; બીજું તો એ કે, જ્યારે તે વીલ કરાવવામાં આવ્યું હતું ત્યારે મી૦ મીસનનું ધ્યાન ઠેકાણે ન હતું. જે દીવસે તે કરવામાં આવ્યું હતું ત્યારથી તે બીજે દીવસે મી૦ મીસન ગુજરી ગયા ત્યાર સુધીમાં જેબી બનાવ બન્યો હતો તેનો બારીક બારીક હેવાલ બોલાવી તેવણ અંદરથી એવી મતલબ કહાડવા માંગતા હતા કે મી૦ મીસન ઘેલાપણામાં મરણ પામ્યા હતા; પણ ગમે એટલું કરવા છતાં કોઈ પણ મુખ્ય બાબદપર તેવણ તેણીની જુબાની ઢીલી કરી શકયા નહી, અને જ્યારે છેલ્લે તેવણ બેઠા ત્યારે જેમ્સ શોર્ટને લાગ્યું કે તેવણના કેસને જરાએ ગંભીર ધોકો પુગો ન હતો.

બીજા બેરીસટરોએ તેણીને અવારનવાર થોડાક સવાલો પુછયા બાદ જેમ્સ તેણીને પાછી તપાસવાને ઉઠયા અને મી૦ મીસને ઘેલાપણામાં નહી પણ હુશીયારીમાં વીલ કરાવ્યું હતું એવું પાછું પુરવાર કરવાને ઓગસ્ટાને એક વાર ફરીથી મી૦ મીસને પોતાના ધંધા વીશે તેણી આગળ જેબી ખોલાસો તથા પસ્તાવો કીધો હતો તે વીશેનો બોલેબોલ કહી જવાને અરજ કીધી. જ્યારે તેણીએ મીસનનાં ખાતાંનો સઘળો છુપો ભેદ ખુલ્લે ખુલ્લો સર્વે હજુર કહી દીધો, કે જે વીશેનો બોલે બોલ, ત્યાં બેઠેલા આસરે ડજનએક ઝડપવાલા રીપોર્ટરો

ઉતારી લેતા હતા ત્યારે ઝનુની મી० એડીસન અને બીહામણા મી० રોસ્કોના ચેહરાપરનાં ઝનુન અને ભયનો દેખાવ ઘણોજ સુંદર અને જોવા લાયક થઈ પડયો હતો.

અંતે ઓગસ્ટાની ખુશાલી વચ્ચે તેણીની સાક્ષી પુરી થઈ અને કેપટન થોમસની બાયડી મીસીસ થોમસને બોલાવવામાં આવી. તેણીએ સાબેત કીધું કે ઓગસ્ટા તે ટાપુપર તેણીને મલી હતી અને તેણીએ એક ખલાસીની ટોપી તથા રમ દારૂનું પીપ લગભગ પુરૂં થયલું જોયું હતું. જે કોટલાં વટી તેઓએ દારૂ પીધો હતો, તે પણ તેણીએ ત્યાં કહાડી બતલાવ્યું (જે કોટલાંને જોઈ તે વીશે સાબેતી આપવા જડજે ઓગસ્ટાને પાછી બોલાવી હતી.) વળી સૌથી વધારે અગતની અને ખુલ્લે ખુલ્લી સાક્ષી તો તેણીએ એ આપી કે તેણીએ પોતે મી० મીસનને દાટતાં જોયા હતા અને એક ડજન સખીઓનું બંડલ (જે તેણીને કોર્ટમાં આપવામાં આવ્યું હતું) માંથી તેવણની સખી પારખી કહાડી તેણીએ પોતાની જુબાની સાબેત કરી આપી હતી. વળી તેણીએ સોગંદપર કહયું કે જ્યારે તે મગરમછના શેકાર માટે નીકળેલાં વાહણપર ઓગસ્ટા આવી હતી ત્યારે છુંદણાની ઈધાનીઓ તેણીનાં શરીર પર તાજીજ હતી અને તેના જખમો રૂઝાયા ન હતા.

આ સાક્ષીની ઉલટપાલટ તપાસ કરવાને કોઈએ તજવીજ કીધી નહી. જેમ્સે "રોયલ મરીન સ્ટીમર કેનગરૂ" ના છેલ્લા મરહૂમ ઘણીઓની આફીસમાંના એક કલાર્કને બોલાવ્યો અને તે સ્ટીમરપરના ઉતારૂઓની યાદી તેની પાસે મંગાવી, જેમાં પેલા બે ખલાસીઓ જોની બત અને બીલ જોન્સનાં નામો નોંધેલાં હતાં.

આ પછી ફરયાદી તરફના સાક્ષીઓ પુરા થયા અને એતરની જેનરલે એકદમ પોતાના સાક્ષીઓ બોલાવ્યા. તેઓ ફક્ત બેજ હતા. પેહલો મી० તોડ વકીલ હતો કે જેણે દશમી નવેમ્બરે મી० મીસનનું વીલ કીધું હતું, અને બીજો તેનો કલાર્ક હતો કે જેણે તે ઉપર સહી કીધી હતી. આ બંનેની સાક્ષી લેતાં લાંબો વખત લાગ્યો નહી. ઉલટ પાલટ તપાસમાં તેઓએ કબુલ કીધું કે વીલ કરાવતી વેલાએ મી० મીસન ઘણાંજ ઝનુન અને ગુસ્સામાં હતા, અને તે વેળાએ ત્યાં જે સુંદર દેખાવ થઈ રહયો હતો તેનું પણ લંબાણ બયાન આપ્યું.

ત્યાર બાદ એતરની જેનરલ પ્રતીવાદીઓ તરફથી કોર્ટમાં બોલવા ઉઠયા. તેવણ બોલ્યા કે, કોર્ટ સનમુખ તેવણને બે સવાલો પુછવાના હતા; આ સવાલોમાંનો પેહલો એ હતો કે ઓગસ્ટા સ્મીધર્સની પીઠપરના અક્ષરો એક વીલ તરીકે ગણી શકાય કે? બીજો: એકબારગી એમ ધારયેથી કે તે ગણી શકાય, પણ શું કોર્ટની એમ ખાત્રી થઈ હતી કે આ તારીખ વીનાના અક્ષરો એક અક્કલ હુશીઆરીવાલા શખસે કોઈની પણ ફુસલાવણી વીના કાયદા પ્રમાણે સાક્ષીઓ હજુર લખાવ્યા હતા? તેવણે કહ્યું કે પેહલાં તો કાયદા પ્રમાણે આ અક્ષરો એક વીલ દાખલ ગણી શકાય નહી. ત્યાર પછી એકાએક તે બાબત પડતી મુકી (કારણ કે તેવણને લાગતું હતું કે તેવણનું આમ બોલવું જરાએ વજનદાર હતું નહી) આ અજાયબ જોડી કાહાણીનો હેવાલ લંબાણથી દર્શાવી જણાવ્યું કે કેવી રીતે ફક્ત એકજ સાક્ષી મીસ ઓગસ્ટા સ્મીધર્સની જુબાનીપર તેઓનો સઘળો આધાર હતો. જો કોર્ટ તેણીએ આપેલી જુબાની કબુલ કરે તોજ એવું માની શકાય કે વીલ કરવામાં આવ્યું હતું, અથવા તેપર સહી કરનારા બે સાક્ષીઓ તે ટાપુ પર ખરેખર હતા. શું કોરટ આ સાક્ષી અને ફરયાદી સાથનો સંબંધ ધ્યાનમાં લઈ આવી ખુલ્લે ખુલ્લી રીતે તેણીની જુબાની કબુલ કરવાને તૈયાર હતી? શું તે એવો ચુકાદો આપવાને તૈયાર હતી કે એક શખસ જેની સાથે વીલ કરાવનારે સખત કજયો કીધો હતો અને તે કજયા માટે તેને વારસામાંથી બાતલ કીધો હતો, તેની તરફેણમાં આ વીલ (જો ખરેખર તે કરવામાં આવ્યું હોય તો) એક બાનુએ એક નબળા, મોતને કાંઠે આવેલા, દેવાના શખસ પાસે જોર જુલમથી નથી કરાવ્યું? અને આટલું બોલી તે વીદ્વાન અહરય પાછા બેસી ગયા.

હવે સોલીસીટર જેનરલ અને મી० ફીડલસ્તીક ઉઠયા; જોકે તેઓ બંને ઘણી છટા અને સરલતાથી બોલતા હતા, તોપણ તેઓના બોલવામાં બીજું કશું નવું ન હતું, અને સાડા ત્રણ વાગે તેઓએ પુરૂં કીધા પછી જેમ્સ ફરીયાદી તરફથી આખા કેસ વીશે જવાબ દેવા ઉઠયા.

તેવણ પોતાની નોંધોનાં કાગળયાં બરાબર ગોઠવતા હતા તેટળાં એક પળવાર ત્યાં ચુપકીદી પથરાઈ, પછી જેવા તેવણ બોલવાનું શરૂ કરવા જતા હતા, તેવાજ જડજ ધીમેથી બોલ્યા, "મી० શોર્ટ મેહરબાની કરી બોલવાની તજદી ના લેવો, હું નહી ધારતો કે હવે વધારે વાર તમુને મેહનત આપવાની મને જરૂર હોય," અને જેમ્સ ખુશાલીનો એક દમ ખેંચી બેસી ગયા, કારણકે તેવણે જાણ્યું કે તેવણની જીત થઈ હતી.

ત્યાર પછી તે નામદારે પોતાનું ભાષાણ શરૂ કીધું અને આખા કેસનો એક ચતુરાઈ ભરેલો ટુંક સાર આપ્યા પછી નીચે પ્રમાણે સમાપ્ત કીધું:—

"આએ પ્રમાણે એક ઘણાજ અસાધારણ, તાજુબી પમાડનારા "પ્રોબેટ" ના કેસનો હેવાલ છે, કે જેવો કેસ આટળાં વરસોની મારી બેરીસ્તર અથવા જડજ તરીકેની કારકીરદીમાં એક પણ વાર મારી જાણમાં આવ્યો હોય એવું મને યાદ નથી. આપણા વીદ્વાન એતરની જેનરલ કહે છે તેમ દેખઈતું છે કે, આખો કેસ ખરેખર બે મુખ્ય બાબદોમાં સમાયલો છે, મીલકત મેલવવા માટે ઓગસ્ટા સ્મીધર્સની પીઠપરનો દસ્તાવેજ પુરતું વીલ ગણાય કે? અને જો તેમ હોય તો તે બાનુંની તે દસ્તાવેજ વીશેની આધાર વીનાની વાત માની શકાય કે? હવે આપણા ધારા "વીલ" બોલનો અર્થ શું સમજાવે છે? ખચીત તેઓ એવું સમજાવે છે કે એક વીલ એક લખાણ છે કે જે એક શખસનાં મરણ બાદ તેની મીલકતનો કેવી રીતે વહીવટ અથવા વેંહચાણ કરવું તે બાબેની તેની ઇચ્છા અથવા મરજી દેખાડે છે. આએ લખાણ ચોકસ નીયમો પ્રમાણે કરવું જોઇએ; જો તેમ કરાવતી વેળાએ તે કરાવનાર શખસનાં મનની હાલત બરાબર હોય એટલે કે તે ઘેલાપણામાં ન હોય તો તે રદ થઈ શકે નહી, શીવાય કે ત્યાર પછી વીલને લગતો બીજો દસ્તાવેજ કરવામાં આવ્યો હોય, યાને પહેલાંનો નાશ કરવામાં અથવા કરાવવામાં આવ્યો હોય; અથવા તો લગનથી; કાયદાના નીયમોસર કીધેલો આવો એક દસ્તાવેજ (જો તેમાં સ-

માયલી મતલબ સ્પષ્ટ હોય તો) નક્કી હોય છે. હવે શું આ બાનુંની પીઠપર કીધેલાં છુંદણાંની ઈધાણીઓથી એવો એક દસ્તાવેજ બને છે? અને શું તે વીલ કરાવનાર શખસની છેલ્લી ખરી ઈચ્છા યા મરજી બતાવે છે? આ બાબદ મારે પહેલાં ચુકવવી છે, અને તે હું "હા" ના જવાબથી ચુકવુંછું. એ તો ખરૂં છે કે સાધારણ રીતે વીલને લગતા દસ્તાવેજો કોઈ માણસોની ચામડીપર છુંદણાં પાડવામાં આવતા નથી, પણ તેમ સાધારણ થતું ન હોવાથી કાંઇ એમ નથી ઠરતું કે છુંદણાં પાડેલો દસ્તાવેજ વાજબી ન કહેવાય. વીક્ટોરયાનાં રાજમાં પસાર થયલા છવીસમા ધારાનાં નવમાં પ્રકરણ પ્રમાણે જ્યાં સુધી કોઇબી વીલ લખીને કરવામાં આવ્યું ન હોય ત્યાં સુધી વાજબી કહેવાય નહી. પણ શું આ ધારાના અર્થ પ્રમાણે આ છુંદણાં પાડેલું વીલ લખીને કરવામાં આવ્યું છે એમ ગણાઇ ન શકાય? મારૂં તો ખુલ્લે ખુલ્લું મત છે કે તેમ ગણાઈ શકાય; જો તે કરવામાં સહી વાપરવામાં આવી હોય તો. અને "કતલ ફીશ" નામની માછલીનાં શરીરમાંથી કહાડેલો પ્રવાહી પદાર્થ જે આ વીલમાં સહીને બદલે વાપરયો છે તે પણ સહીજ કહેવાય, કારણ કે એક વેળાએ આપણા દેશમાં સહીને બદલે એ પદાર્થનો બોહળો ઉપયોગ કરવામાં આવતો હતો. વળી એ બાબત વીશે બોલતાં આપણને એટલું તો ધ્યાનમાં રાખવું જોઈએ કે, તે વીલ કરાવનાર શખસ કાંઇ ચક્રમ ન હતા. વળી તેવણે કાંઇ ફાંટા અથવા તો હુજતથી પોતાની મીલકતનાં વેંહચાણ માટે પોતાની ઈચ્છાઓ જણાવવાની આવી અજાએબ જેવી રીત વાપરી ન હતી. આપણેથી જેટલી ધારી શકાય તેટલી ભયભરેલી હાલતમાં તેવણ આવી પડયા હતા. જો આપણે મીસ સ્મીધર્સની વાત માન્યે તો તેવણ પોતે અગાઉ કીધેલાં વીલને રદ કરવા ખરાં દીલથી આતુર હતા, કે જે વીલ મોતનાં બીછાનાંપર તેવણને ગેરવાજબી લાગ્યું હતું. અને તોપણ આ ભયંકર દુઃખમાં પોતે આવી પડવા છતાં અને જેમ જેમ તેવણનું જોર કમતી થતું ગયું તેમ તેમ તે વીશેની ચીંતા વધી જવા છતાં તેવણની ઇચ્છા અમલમાં લાવવાને તેવણને કાંઇ પણ ઉપાય સુઝયો નહી. અંતે એક વધારે જુવાન અને વધારે મજબુત માણસનાં જીવતાં શરીરપર તેવણનું વીલ છુંદણાં પાડવાની યુક્તી સુચવવામાં આવી અને ઘણી આતુરતાથી તેવણે તેનો લાભ લીધો. તે કામ તેવણની હજુરમાં તેવણની ઇચ્છા પ્રમાણે બરાબર બજાવવામાં આવ્યું, અને તેપર સાક્ષીઓની બરાબર સહી કરાવવામાં આવી. શું આ પ્રમાણે કીધેલો દસ્તાવેજ ખોટો છે એવો આપણાથી તેની સામે ગંભીરાઇથી વાંધો લેવાઇ શકાય? હું નહી ધારતો; અને મારૂં તો એવું મત છે કે એક મેંઢાંની ચામડીપર કીધેલું વીલ જેટલું વાજબી ગણી શકાય તેટલોજ આ દસ્તાવેજ પણ ગણાય.

હવે હું બીજી બાબતપર આવું છું. મીસ સ્મીધર્સની જુબાની માની શકાય કે નહી? પેહલાં તો આપણે તેને કેટલો ટેકો આપી શકયે છીએ તે જોઇયે. લેડી હોમહુરસ્ટની સાક્ષીપરથી સ્પષ્ટ જણાય છે કે જ્યારે તેવણ કમનસીબ સ્ટીમર કેનગરૂપર હતાં ત્યારે મીસ સમીધર્સનાં શરીરપર છુંદણાંની કશી ઇધાણીઓ ન ન હતી. તેટલીજ સ્પષ્ટ રીતે મીસીસ ગોમસની મજબુત જુબાનીપરથી આપણે જોઇ શકયે છીયે કે જ્યારે તેવણને મગરનો શીકાર કરનાર અમેરીકન વાહણે ઉપાડી લઇ બચાવ્યાં, ત્યારે તેવણની પીઠપર છુંદણાંની ઇધાણીઓ હતી, જે તરતનાંજ રૂઝાવા આવયાં હતાં. હવે આ છુંદણાં તેણીએ પોતે અથવા તે બાળક જે તેણીનો એકલો જીવતો સાથી હતો, તેણે તો પાડયાંજ ન હોય. વળી મીસીસ ગોમસે એમ પણ સાબેત કીધું છે કે તેવણે એક શખસનું મુવેલું શરીર ત્યાં જોયું હતું કે જે શખસ તેવણને મીo મીસન દાખલ જણાવવામાં આવ્યા હતા અને જેવણને અહીંયાં કોરટમાં એક સબી મારફતે તેવણે ઓળખી કહાડી તે વીશે આપણી ખાતરી કરી આપી છે. વળી આજેજ સાક્ષીએ આપણને એક કોટલું બતલાવ્યું છે કે જે તેવણને ત્યાંની એક ઝુપડીમાંથી મળ્યું હતું, અને જે વળી તે ખલાસીઓ રમ દારૂ પીતા હતા, જે દારૂ તેઓના નાશનું મુળ થઈ પડયું હતું; તેવણે વળી સોગંદપર કહયું હતું કે, કીનારાપર પડેલી ખલાસીની એક ટોપી તેવણે જોઇ હતી. આ સઘળી જુબાની વજનદાર છે, અને તુચ્છકારી કહડાય તેવી નથી. ખરેખર, વીલની બરાબર તારીખ શીવાય આ બાબદ તો મારી નજરમાં પુરવાર થઇ ચુકે તેવી છે, તોપણ હજી ઘણું રહેલું છે કે જેનો આધાર મીસ સ્મીધર્સની ટેકા વગરની જુબાનીપર વીશ્વાસ રાખી શકાય યા નહી તે ઉપર રહે છે, કારણ ઇનસાફની અદાલતમાં સાક્ષી આપવાને દાખલા લાર્ડ હોમહુરસ્ટ જેવા જુવાન બાળકને આપણે બોલાવી શકતા નથી. દાખલા તરીકે મીસ સ્મીધર્સ જ્યારે કહે છે કે વીલ કરાવનાર શખસની સહી તેવણની હકુમત તળે તેવણની મરજીથી કરવામાં આવી હતી, અથવા પેલા બે ખલાસીઓ બીલ અને જોનસની હાજરીમાં કરવામાં આવી હતી, કે જેઓની સહીઓ પણ તે વીલ કરાવનાર અને એક બીજાંની હજુર કરવામાં આવી હતી, તે જો ખોટું હોય તો વીલ કરવામાં આવ્યુંજ ન હતું એમ કહેવાય, અને તેમ થવાથી ફરયાદીનો કેસ ઊંચો વળે, કારણ કે આવી બાબદમાં દરેકની સાબેતી લેવી અલબત નીરરૂપયોગી છે. હવે થોડા વખતની ધીર અને વીચાર પછી હું આ બાબદના મુદ્દાપર આવું છું. દસમી નવેમબરે કીધેલું વીલ જે ઉપર પ્રતીવાદીઓ ભરૂસો રાખે છે તેને રદ કરવું, અને ફક્ત એક સાક્ષીની આધાર વીનાની જુબાનીપર ઈતબાર રાખી એક મોહટી મીલકતનાં વેંહચાણમાં તદન ફેરફાર કરવો એ કાંઇ જેવી તેવી વાત નથી. મને લાગે છે કે આ વાતની સચ્ચાઈનું અનુમાન કોરટ બે રીતે કરી શકે; કેસનો આખો દેખાવ સાંભળી સાધારણ અક્કલથી વીચાર કરીને; અને આ સાક્ષીની રીતભાત અને જુબાની આપવાની રીતપરથી; હું આ બેમાંની છેલ્લી રીતને પેહલાં લઉં છું, અને કાંઇ પણ ધીર વગર કહું છું કે મીસ સ્મીધર્સે જે દેખાવ કહયો છે તેની સચ્ચાઈ માટે મારી ખાતરી થઇ છે, મારા વીચાર પ્રમાણે તો કોઈબી માણસ જેને આએ તેમજ બીજી કોરટોમાં ઘણાં વરસોનો અનુભવ મળ્યો હોય અને જેનું રોજનું કામ એક સાક્ષીની જુબાની માનવા લાયક છે યા નહી તેની પરીક્ષા કરવાનું છે, તે શખસ મીસ સમીધર્સે અહીં જે તવારીખનું બારીકીથી બયાન આપ્યું છે તે માની ન શકે એ અશક્ત છે, તેવણની તપાસ અને ઉલટપાલટ તપાસ વેલાએ હું તેવણની રીતભાત ખરેખર બારીકીથી તપાસતો હતો, અને મારી ખાતરી થઇ છે કે તેવણ જેટલું જાણતાં હતાં તેટલું તદન સાચ્ચું બોલ્યાં હતાં.

હવે આપણે બીજી બાબતપર આવ્યે. મીસ સ્મીધર્સના દેખાવ પર શક લાવી એવું માનવામાં આવે છે કે તેવણ અને ફરયાદી વચ્ચેની સગાઇથી તેના ફાયદા માટે કદાચ તેવણે આ શાખી કમાઈ રચવાનું પગલું ભર્યું હોય. જો કે છુંદણાં પાડવી વેળાએ આવી કશી સગાઇ તેઓ વચ્ચે હતી નહી અથવા તેમ થવાનો સંભવ પણ ન હતો, તે છતાં આ શક તેવણપર લઇ જવામાં આવે છે એટરની જેનરલ કહે છે કે તેઓ વચ્ચે તે વેળાએ કશી સગાઈ તો ન હતી પણ તેમ થવાનો સંભવ હતો. બીજા બોલોમાં બોલીએ તો, તેવણ ફરયાદી સાથે પ્યારમાં હતાં (જો આમ ખુલ્લે ખુલ્લું

જણાવવાને મી૦ એતરનીને કાંઇ મુશકેળી પડી હોય તો હું ધારૂં છું કે મારે તે કહી દેવામાં કશી અડચણ નથી) કદાચ એમ હોય યા નહીંબી હોય, કેટલીક ચીજો એવી હોય છે કે જેનો ચુકાદો કરવાને કોઈ પણ જડજ યા જુરીમાં શકતી હોતી નથી. અને તેજ પ્રમાણે આપણે કહી શકતા નથી કે એક જુવાન બાનુને એક ગ્રહસ્થ સાથે ઓલખાણ થયા પછી તેણીની લાગણી તેની તરફ કેટલે વખતે ગંભીર રૂપ પકડે છે. પણ આપણે ધારયે કે એતરની જેનરલ ખરા છે, અને જો કે તેવણ (મીસ સ્મીધર્સ) દુરના દેશમાં પોતાનું નસીબ અજમાવવાને ઇંગલંડ છોડી ગયાં હતાં તે પરથી ખુલ્લું દીસે છે કે તેવણ મી૦ મીસન સાથે પરણવાની કાંઇ પણ આશા ધરાવતાં ન હતાં, તે છતાં કદાચ તેવણ ફરયાદી તરફ એક એવી જાતનાં માનની લાગણીથી જોતાં હોય કે જેમ અકરાના આગમજ બને છે, અને તેમ જો હોય તો મારૂં મત એતરની જેનરલની સામે જમા કરતાં તરફેણમાં વધારે જાય છે. વલી આમ બોલતાં મારે એટલું તો કહેવું જોઇએ કે, આ જુવાન બાનુએ એક ઘણું પરાક્રમી કામ કીધું છે. તેવણ એક એવી કીયાને તાબે થયાં છે કે જે ફકત દુઃખદાયક હતી એટલુંજ નહી પણ જે હંમેશ સુધી તેવણની ખુબસુરતીપર એક ડાઘ દાખલ રહેશે. જ્યારે એતરની જેનરલ કહેછે કે તેવણે આ ભોગ કાંઈ મતલબ વીના આપ્યો ન હતો (કે જે મતલબ ઈનસાફની રૂહે ફરયાદીએ તેવણ માટે વચમાં પડી પોતે ખમેલાં દુઃખના આભાર માટે અથવા વધારે ઉત્તેજન ભરી લાગણીથી જન્મ પામી હોય) ત્યારે તેવણ સાથે એકમત થવાની મરજી થાય છે. કોઇ પણ રીતે તેમાં જરાકબી નામોશી ભરેલું તો નથીજ પણ ઉલટું ખરેખર શાબાસી ભરેલું છે; મીસ સ્મીધર્સની સાક્ષી જુદી તપાસતાં ખચીતજ તેમાં કાંઇબી નહી માની શકાય તેવું મને મુદલ દીસતું નથી.

હવે મારે એકજ સવાલ પુછવાનો રહયો છે, શું મી૦ મીસન વીલ કરાવતી વેલાએ સુદ્ધીમા ન હતા એવી કાંઇ પણ સાબેતી છે? અને શું તેવણની ચાલચલણ તથા તવારીખમાં એવું કાંઇ પણ છે કે જેથી તેવણે કરાવેલું વીલ ખોટું છે એવું કોર્ટ માની શકે? પહેલા સવાલનો જવાબ હું "ના" નો આપુંછું. મીસ સ્મીધર્સે સાફ સોગંદ ખાધા છે કે તેમ ન હતું, અથવા તો તેણીની આ જુબાની ગમે એવી ઉલટ પાલટ તપાસ છતાં જરાએ હુલી થઇ શકી નથી. તેવણે કબુલ કીધું છે કે મરણની ઘેરો વખત આગમજ તેવણનું મન ભમવા લાગ્યું હતું અને તેવણ સુદ્ધીમાં ન હતા, અને એવું ધારતા હતા કે ગ્રંથકર્તાઓ તેવણની આસપાસ એકઠા થઇ કીનો લેવાની વાત જોતા હતા. પણ આમ તો મોતને કાંઠે આવેલા માણસના બાબમાં વારંવાર બને છે, અને તેઓએ પોતાની જીંદગીમાં જેઓ સાથે સખતાઇ વાપરી હોય છે તેઓને તે વેળાએ પોતા સામે આવી ઉભેલા જોય છે તેમાં કાંઈજ અજબ જેવું નથી. જ્યારે તેવણે પોતાનો અંત આવેલો જોયો, ત્યારે પોતે ગુસ્સામાં કીધેલી શીક્ષા ફેરવી નાખી, અને પોતાના ભત્રીજા (કે જેનો વાંક ફક્ત સાચ્ચી વાપા વાપડવાના અવીચારી ઉપયોગમાંજ સમાયલો હતો) ને જે બોહળી મીલકતના વારસામાંથી બાતલ કીધો હતો, તે મીલકત તેને પાછી બક્ષવાની ઈચ્છા દેખાડી, તે કોઈ પણ રીતે ન બની શકે તેવું હું જોતો નથી. આ રીત તો મને તદન સ્વભાવીક અને બરાબર લાગે છે. આખી વાત તો કાંઇ પણ શક વગર એક ઘણી તાજુબી ભરેલી કાહણી છે. તોપણ મને કબુલ કરયા વીના ચાલતું નથી કે મરનારે પોતાના હુકમથી કુંદણાં મારફતે કાયદાસર પોતાનું છેલ્લું ખરૂં વીલ બાવીસમી ડીસેમબર ૧૮૮૫ ને દીને ઓગસ્ટા સ્મીધર્સની પીઠપર મુસતેસ એચ. મીસનની તરફેણમાં કરાવ્યું હતું. આમ હોવાથી દસમી નવેમબરે નીકલેલાં "પ્રોબેટ" હું રદ કરૂં છું, ફરયાદીએ બતલાવેલાં વીલને હું ખરાં તરીકે જાહેર કરૂં છું, અને તેઓની અરજી સ્વીકારવામાં આવશે."

"ખરચ સાથે, મારા મેહરબાન?" જેમ્સે ઉઠી પુછયું.

"નહી, હું એટલો બધો આગળ વધતો નથી, વીલ કરાવનારે પોતેજ આ મુકદમાને જન્મ આપ્યો છે, અને તેથી તેવણની મીલકત પરજ ખરચનો બોજો પડવો જોઈએ."

"જેમ તમો નામદારની મરજી," જેમ્સ બોલ્યા અને પાછા પોતાની જગાપર બેઠા.

"મી૦ શોર્ટ," જડજે ખંખાર મારી કહ્યું, "આ પ્રમાણે કાંઈ હું વારેવડીએ બોલતો નથી, પણ તમારી સામે હારબંધ આવા ભયંકાર વીદ્વાન હરીફો હોવા છતાં તમે જે રીતે એકલે હાથે આ કેસ (કે જેવો તાજુબીભર્યો અને અગતનો કેસ મારી જાણમાં કદી પણ નથી આવ્યો) ચલાવ્યો છે તે માટે મને તમુને મુબારકબાદી આપ્યા વીના ચાલતું નથી. આ કામ કોઈ તમારા કરતાં વધારે વરસના અને વધારે અનુભવી ગ્રહસ્થ માટે પણ શાબાસી આપવા લાયક થઈ પડે; જેમ છે તેમ તો એવું મેં અગાઉ કદી પણ બનેલું સાંભળ્યું નથી."

જેમ્સનો ચેહરો લાલ થઈ આવ્યો, તેવણ ઉઠી વાંકા વળી નમ્યા અને પાછા બેઠા. તેવણ એવું સમજતા હતા કે તેવણ પોતાનીજ હુશીઆરીથી જાહેરમાં આવ્યા હતા, અને તેથી હવે જો એક બેરીસ્તર તરીકેની તેવણની બચીપની કારકીર્દીને તેવણ આગળ ન વધારે તો તેમાં તેવણનોજ વાંક કહેવાય.

[ સાંધણ છે. ] શીરીન ૪૦ પાટક.

## સ્ત્રીઓ ક્યાં રાજ કરે છે?

જાવાના ટાપુમાં, બેતેવીયા અને સેમારંગ શેહેરોની વચ્ચે બેનતમ નામનો એક મુલક આવેલો છે, કે જે તદન સ્વતંત્ર છે. તે રાજદ્વારી બાબદોની કાંઈ પણ અગત્ય ધરાવતું ન હોવા છતાં સુખી અને દોલતમંદ છે અને કંઈક વરસો થયાં સ્ત્રીઓ તેની ઉપર હુકુમત ચલાવે છે અને તેનો બચાવ કરે છે. ત્યાં તખતપર રાજા બેસે છે, પણ રાજ વહીવટ સઘળો સ્ત્રીઓના હાથમાં હોય છે. રાજા હમેશાં પોતાનો રાજકારભાર ચલાવનારી મંડળી જે ત્રણ સ્ત્રીઓથી બનેલી હોય છે, તેના તાબા હેઠળ હોય છે. સઉથી મોટા હાકેમો, દરબારી ઉમરાવો, લશકરી અમલદારો, તેમજ સીપાઈઓ સઘલા આ નાજુક પંથનાજ હોય છે, અને રાજાના "બોડી ગારડસ" વડીક સ્ત્રીઓજ હોય છે. મરદો ત્યાં ખેતીવાડી યા વેપાર કરે છે. ગાદીનો વારેસ રાજાનો વડો બેટો હોય છે, પણ જો તે ફરજંદ વીના મરણ પામે છે તો ૧૦૦ સ્ત્રીઓ ભેગી થાય છે અને પોતાના બેટાઓ માંહેથી એકને ચુંટી કહાડી હકદાર વારેસ તરીકે ગાદીએ બેસાડે છે. આ નાના મુલકની રાજધાની તે ટાપુના ઘણા રળીઆમણા ભાગપર આવેલી છે, અને તેના બચાવ માટે બે મજબુત કીલ્લાઓ બાંધેલા છે.





## દમ લેવાની ક્રીયા.



બાનુઓ, ઉપલી બાબદ ઉપર લખવાને મને કહેવામાં આવ્યું છે કે જે વીશેનું જ્ઞાન કે અજ્ઞાનપણું તમારી તેમજ નાનાં બાળકોની તંદરોસ્તી ઉપર મોટી અસર કરે છે. દરેક વખતે તમે દમ લેઓ છો, ત્યારે બે જુદી જુદી રીતે તેની ક્રીયા ચાલે છે. એક રીતે તમે અંદર લેઓ છો, અને બીજી રીતે તમે બહાર કહાડો છો. જે હવા તમે દમમાં લેઓ છો તેની તથા જે પાછી બહાર કહાડો છો તેની મેળવણી જુદી છે, તથા તેઓથી થતી અસર પણ જુદીજ છે. દમમાંથી બહાર કહાડેલી હવાને પાછી દમમાં લેવી નહીં જોઈયે. જેઓ હમેશાં તાજી હવા દમમાં લે છે, તેઓ જોરાવર, તંદરોસ્ત, સુરખીદાર, ખુશાલ, ચંચલ અને તેઓની ફરજ બજાવવાને લાયકનાં નીવડે છે. જેઓ પોતાની કે બીજા મનુષ્યની દમમાંથી બહાર કહાડેલી હવા પાછી દમમાં લે છે તેઓ, ખચીત જો મોટાં થાય છે તો, નબળાં, ફીક્કા ચેહેરાનાં, જરામાં ધભરાઈ જાય એવાં શોકાતુર અને તેઓની ફરજ બજાવવામાં અયોગ્ય નીવડે છે. જો તમારે દમમાં લીધેલી અને બહાર કહાડેલી હવા વચ્ચેનો તફાવત જાણવો હોય તો, તમારાં જેવાં ફેફસાંવાળું એક નાનું જાનવર—દાખલા તરીકે ઊંદર—લેઓ, તેને એક સાંકડા બાકસમાં મુકો, અને બીજી કોઈ હવા નહીં પણ તમારા દમમાંથી બહાર કહાડેલીજ હવાને તેના દમમાં લેવાની ફરજ પાડો. બહારની તાજી હવાને દમમાં લીધા પછી તેને એક નળીને રસ્તે પેલા બાકસમાં પોંહચાડો, અને પેલું જાનવર જલદીથી નાકૌવત થવા માંડશે; જો તમે એ ક્રીયા લાંબોવખત સુધી ચાલુ રાખશો, તો તે મરણ પામશે. એક બીજો દાખલો લેઓ. જો તમો એક બાળકને તેનું મોહડું માથું ઢાંકીને સુવાની અને તેથી કરીને તેના દમમાંથી બહાર કહાડેલી હવાને પાછી દમમાં લેવાની ટેવ પાડવા દેઓ તો અચીતજ તે બાળક આજારી, ફીક્કા ચેહરાનું અને નબળા બાંધાનું નીવડશે. તબીબો જણાવે છે કે ઘણું કરીને એ ટેવથી ગળાંનું દરદ બાળકોને લાગુ પડે છે, અને જ્યારે એ ટેવ છોડવામાં આવે છે ત્યારે તેનો છેડો આવે છે. બીજો એક દાખલો લેઓ, કે જે ઘણોજ સાધારણ છે. ધારો કે તમો એક ખીચોખીચ ભરેલા ઓરડામાં હોવો, કે જેનાં બારી બારણાં મજબુત બંધ કરેલાં હોય, ત્યાં પેલા બાકસમાંના ઊંદરની માફક તમે નાકૌવત થઈ પરો છો, કારણ કે તમો સઘળાંઓ એક બીજાંના દમમાંથી બહાર નીકળેલી હવાને ફરીફરીથી દમમાં લેઓ છો. ત્યારે હવે જે હવા તમે દમમાં લેઓ છો તેમાં, અને જે બહાર કહાડો છો તેમાં શું તફાવત છે? જે હવા તમે દમમાં લેઓ છો તે ચોખ્ખી અને ઓકસીજન, નાઈટ્રોજન તથા કારબોનીક આસીડની મેળવણીથી બની છે, અને હોવી જોઈયે. જે તમે બહાર કહાડો છો તે અસ્વચ્છ છે અને બીજાં તત્વો ઉપરાંત કારબોનીક એસીડનો મોટો ભાગ તેમા આવેલો છે. જેટલી ઓકસીજન હવા જીંદગીને ટેકો આપનાર છે, તેટલી કારબોનીક એસીડ નુકસાન કરનારી છે. માટે તાજી હવા દમમાં લેવા માટે કારબોનીક એસીડને આપણાથી દુર રાખવાની સંભાળ લેવાની મોટી જરૂર છે. જુના કુવાઓ, કે અસલની દારની ટાંકીઓમાં કારબોનીક એસીડનું ઝેરી પડ પડી રહેલું હોય છે, તેથી કોઈ વાર જ્યારે માણસો તેમાં ઉતરે છે ત્યારે તેઓ મરણ પામે છે. ભોંય ઉપર સુવાની ટેવ પણ ધાસ્તી ભરી છે, કારણકે જ્યારે ઓરડામાં સરદી હોય છે, ત્યારે ભોંય ઉપર પડી રહેલી કારબોનીક એસીડ સુનારના દમમાં જાય છે.

બાનુઓ, એક જુની અને સાચી કહેવત છે કે, તમો એક ઘોડાને પાણીની આગળ લાવી શકશો, પણ તેને પાણી પીવાની ફરજ પાડી શકશો નહીં. તેમજ આ પણ ખરું છે કે, તમો લોકોને તાજી હવા આગળ લાવી શકશો, પણ તેમને તેનો દમ લેવાની ફરજ પાડી શકશો નહીં. તેમનું પોતાનું અજ્ઞાનપણું તેમનાં ફેફસાંને તાજી હવાથી બરોબર ભરાતાં અને પાછી ખાલી થતાં અટકાવે છે, તેથી ઓકસીજન સાથે લોહી બરોબર ભેળાતું નથી અને સઘળો સંબંધ ખોટી રીતે ચાલે છે. ફીક્કાશ, નબળાઈ, ખહી, ગળાંનાં અને બીજાં કેટલાંક દરદો ફેફસાંમાં અસ્વચ્છ હવા ભરાવાથી થાય છે, અને તાજી હવા દમમાં લેવા વગર તંદરોસ્ત અને જોરાવર થવું અશકત છે.

જો કોઈ એમ કહેવા નીકળે કે "અમોને મગજનાં બળની જેટલી જરૂર છે તેટલી તંદરોસ્તીની જરૂર નથી, અને મગજનું બળ વધારે ચહડતું હોવાથી તે માટે જો તંદરોસ્તીનો ભોગ આપવો પડે તોપણ કાંઈ નહીં." એનો જવાબ એજ છે કે તમો તેમ કરી શકો નહીં. શરીરનો દરેક અવ્યવ લોહીથી બનેલો છે, અને જો લોહી ખરાબ થયું હોય છે તો, દરેક અવ્યવને તેની નાજુકાઇના પ્રમાણમાં વધતું કે ઓછું ખમવું પડે છે, અને મગજનો અવયવ મુખ્ય અને સૌથી નાજુક હોવાથી તેને સૌથી જલદી અને સૌથી વધારે ખમવું પડે છે, જેમ દરેક જણ કે જેણે એવી વખતે મગજને કસવાની કોશેશ કરી હોય છે, તે જાણે છે. ખરાબ હવા દમમાં લીધાથી દર વરસે દરદોનોજ વધારો થઈ અટકતો નથી, પણ તેથી લોહીમાં બીગાડો થવાથી મુરખાઈ, આળસાઈ, ખરાબ સ્વભાવ, દરેક ચીજમાં હદ બહાર જવું, અને ઘેળાપણું ઈત્યાદીનો વધારો થતો જાય છે. છોકરાંઓનાં અને જુવાન સ્ત્રીઓનાં ખરાબ થયલાં ફેફસાંઓનાં મુખ્ય ત્રણ કારણો છે—પેહલું, હાલ્યા ચાલ્યા વગરની શાંત જીંદગી, અને કસરતની તંગી. બીજું, હદ બહાર ચુપકીદી. અને ત્રીજું, આ સુધરેલા જમાનાની જંગલી ફેશન—કમર પાતળી કરવા માટે તંગ ડ્રેસનો છુટથી થતો ઉપયોગ.

૧. છોકરીઓને સ્કુલમાં કલાકો સુધી વાંચવામાં કે લખવામાં ગુંટાઈને બેસાડી રાખવામાં આવે છે, અને તેમ કરવા

માટે તેમને વાંકું વળવું પડે છે, પણ જો તેમની શીક્ષક તેમને ટટાર બેસવા ફરમાવે છે, તો તેણીના બરડાનું હાડકું કુદરતના કાયદાથી ઉલટી હાલતમાં આવી પડે છે, નીચલી પાંસળીઓ દબાય છે, અને અંદરની બાજુની કાંઈ ચીજ થોડી યા ઘણી તેની જગાએથી ખસે છે, ફેફસાંની હેઠેનો પરદો છુટો રહે છે અને કદીબી ફેફસાંઓ બરોબર ભરાતાં કે ખાલી થતાં નથી, અને કારબોનીક એસીડનો મોટો ભાગ તેમનાં તળીયાં આગળ એકઠો થાય છે.

૨. જે માબાપો અને શીક્ષકો બાળકોની ગડબડ ખમી શકતાં નથી, તેઓ કુદરતના કાયદાની સામે થાય છે, એમ કહેવામાં કાંઈ ખોટું નથી; કારણકે તેઓનું હસવું, અને રડવું તથા તેમનો દરેક પોકાર લોહીને જોશથી દોડાવીને કાળાંમાંથી રાતું લાવે છે, યાને મોતમાંથી જીંદગી તરફ દોડાવે છે, તથા ફેફસાંને ઘણી ઝડપથી ભરીને જલદીથી ખાલી કરે છે. એક સ્કુલને માટે એવું કહેવામાં આવ્યું છે કે, ત્યાં છોકરીઓને એક નવેમબરથી તે માર્ચ મહીના સુધી છુટીના વખતમાં એક ઓરડામાં બંધ કરવામાં આવી હતી, અને તેમને કાંઈ પણ ગડબડ અને રમત કરવા દેવાની રજા આપવામાં આવી હતી નહી અને તેનું ખુદરતી પરીણામ એવું આવ્યું કે તેઓમાંનો મોટો ભાગ સીક પડયો.

૩. ફકત આ સુધરેલા જમાનાની જંગલી ફેશનને માટે ફેફસાં *અને બીજા અગત્યના શરીરના ભાગોને સંકોચાવી નાખી* તેમની જગાએથી ખસેડીને જીવલેણ દરદોનો હુમલો ફકત પોતા ઉપરજ નહી પણ પોતાના વારેસો ઉપર પણ લાવવો એના જેવી મુરખાઈ બીજી શું છે? કેટલાં બધાં જણાં એથી ખપી અને બીજાં કેટલાંક દરદોના ભોગ થઈ પડયાં છે? અને તોપણ તબીબોની સલાહ ઉપર કેટલાં થોડાં ધ્યાન આપે છે!

અને હવે આ બાબદનો છેડો વધારે ખુશાલ વીચારો સાથ લાવ્યે. જે હવા આપણે દમમાંથી બહાર કહાડયે છીએ તેનું શું થાય છે? શું તે ફકત નુકશાનકારકજ છે? ખોદાની સઘળી કરામતોમાં એવી કોઈ ચીજ નથી કે જે ફકત નુકશાનકારકજ હોય. કારબોનીક એસીડ કે જે તમો દમમાંથી બહાર કહાડો છો, તે બીજી હજારો ચીજો કે જેની તમોને દર રોજ જરૂર પડે છે, તેમને માટે અતી કીમતી બક્ષેશ છે. તે ઝાડો અને ફુલોનો મોટો ખોરાક છે. લીલાં પાદડાંની નાજુક સપાટી કારબોનીક એસીડને ચુસી લે છે, અને તેને તેનાં મુળતત્વોમાં જુદી પાડે છે. કારબોનીકનો ભાગ રેસો બનાવવા માટે રાખે છે અને ઓક્સીજન પાછી બહાર કહાડે છે, જે તાજી હવા સાથે મલી જઈ ફરીથી તમોને દમ લેવા કામ લાગે છે. એવી રીતે ઝાડો તમોને ચોખી હવા દમમાં લેવામાં મદદ કરે છે અને તમો ઝાડોને મદદ કરો છો. એ પ્રમાણે કુદરતની દરેક ચીજ એક બીજાને મદદ કરે છે, અને જે એ કુદરતના કાયદાને તોડે છે, તેની સામે આખી કુદરત તેનાં પુર બળથી થાય છે, અને પોતાનું વેર તેની અને તેના વારેસોની સામે લેવાને તૈયાર થાય છે અને તે જાણતો નથી કે ક્યાં અને ક્યારે. બીજા હાથ પર, જે પોતાનાં સઘળાં અંતઃકરણથી કુદરતના કાયદાને તાબે થાય છે, તે સઘળી ચીજો સાથે મળી તેનાં ભલાં માટે કામ કરતી જોય છે. તેનાં માથાં ઉપરનો સુરજ, અને તેના પગ તળેની ધુળ સરખી રીતે તેને મદદ કરે છે, કારણકે તે તેની ઈચ્છાને માન આપે છે, કે જેણે સુરજ અને ધુળ તથા બીજી સઘળી ચીજોને પેદા કરી છે, અને તેણે તેઓને એક કાયદો આપ્યો છે, કે જે કોઈથી તોડી શકાતો નથી.

ધનબાઇ ફ. શેઠના.

## ત્રણ ચીજોની એકત્રતા.

(૧) ત્રણ ચીજોને ઘણી ચાહવી જોઈએ—દલેરી, સભ્યતા, તથા માયા.

(૨) ત્રણ ચીજોની ઘણી તારીફ કરવી જોઈએ—મનની શકતી, મરતબો, ભલા ગુણો.

(૩) ત્રણ ચીજોનો ધીક્કાર કરવો જોઈએ—ઘાતકીપણું, અભીમાન, નીમકહરામી.

(૪) ત્રણ ચીજોને આદરમાન આપવું જોઈએ—ધર્મ, ઇનસાફ, ગમ મારવું.

(૫) ત્રણ ચીજોને જોઈ આનંદ થવું જોઈએ—ખુબસુરતી, ભોળાઈ, સ્વતંત્રતા.

(૬) ત્રણ ચીજો નીત્ય માંગવી જોઇએ—તનદરોસ્ત્રી, ભલા મીત્રો, ખુશમીજાજ.

(૭) ત્રણ ચીજોપર શક રાખવો જોઈએ—ખુશામત, બેઈમાની, ઓચીંતો પ્યાર.

(૮) ત્રણ ચીજોને તદન છોડી દેવી જોઈએ—આળસાઈ, બકબકારો, વારંવારની મશકરી.

(૯) ત્રણ ચીજોને માટે લડવું જોઇએ—વતન, ઈમાનદારી, મીત્રો.

(૧૦) ત્રણ ચીજોને કાબુમાં રાખવી જોઈએ—જીભ, મીજાજ, એકાએકનો વીચાર.

(૧૧) ત્રણ ચીજોને તુચ્છકારવી જોઈએ—નીચપણું, ઈતરાત, હસદ.

(૧૨) ત્રણ ચીજો સ્તુતી કરી માંગવી જોઇએ—પોતાના ધર્મ પર એતેકાદ, શાહેસાઈ, દીલની સફાઈ.

(૧૩) ત્રણ ચીજોને માટે તૈયાર થઇ રહેવું જોઇએ—ઉથલપાથલ, નાશ, મરત્યુક.

(૧૪) ત્રણ ચીજોને ઘણી ઉત્તમ ગણવી જોઈએ—દુરઅંદેશી, વીવેકબુદ્ધી, ઉસ્તવારી.

(૧૫) ત્રણ ચીજોની ગીનાચારી કરવી જોઇએ—ઉમદા ચોપડીઓ, ભલા મીત્રો, માયાળુ સ્વભાવ.

માણેકબાઈ દા. શરાફ.

**એક વેળા શીરીન શેતાને** પોતાના ભોળા ભરથાર અરદેશર ઓગરાને તદઇને કહયું કે, "બસ હવે વધારે મુરખ ના બનો." અરદેશર ઓગરા ચીરડાઇ જઈ બોલ્યા, "અરે નાપાક રાંડ જ્યારે મેં તને પરણવાની મરજી દેખાડી, તેજ વેળા આમ કોમ નહી કહયું કે હું એવા ખાડામાં કદી પડતેજ નહી."



# કુમારી બાનુંઓ માટે ભવીષ્યના સાથી યાને ધણીની પસંદગી.



મારા ભવીષ્યના સાથી યાને ધણીની પસંદગી ઉપર તમારૂં ભવીષ્યનું સુખ યા દુઃખ આધાર રાખે છે. ડહાપણ, સારો સ્વભાવ, સદગુણી મન, સારી સમજ અને તમારૂં આબરૂથી ગુજરાન ચલાવી શકે એવી હાલત—એ સઘળું આ બાબદમાં તપાસવું જોઈએ છે, અને જ્યાં ઉપલામાંની એકબી બાબદ, પુરૂષની હાલત ખામી ભરેલી હોય છે ત્યાં સ્ત્રીની હાલત દયા ઉપજાવવા જોગ થઈ પડે છે. જેમ એક અભણ ગામડયાને તેમજ મોજ શોખમાં અતી ચકચુર રહેલા પુરૂષને પણ દુર રાખવાની જરૂર છે. તે તમોને તેનાં ઘરની બહાર ગમે એવો મનપસંદ માલમ પડે, તોપણ તપાસ રાખજો અને આંખ મીંચીને તેને પસંદ કરતાં ના. ઘણુંકરીને તે ફકત મોજ મજાહમાં ચકચુર રહેવામાંજ પોતાની જીંદગી પસાર કરે છે, અને જ્યારે તે એક યા બીજી રીતે રોકાયલો હોતો નથી, ત્યારે ઘણું કરીને તો તે દુઃખીજ માલમ પડે છે. એક સારી સમજવાળું માણસ પોતાની દીકરીને એવા ધણી સાથે નહી પણ નરમ સ્વભાવના, કેળવણી પામેલા, સદગુણી અને દરેક બાબદમાં મધ્યમ રહેનારને પરણાવવા પસંદ કરશે. એક ચહડતી કેળવણી પામેલો અને બીજો કે જેણે વીદ્યાના દરવાજામાં પેસવાનુંએ પગલું લીધું નથી, તેની વચ્ચેનો ફેર અલબતાં દરેક જણ જાણે છે. પેહેલો દરેક કામમાં પોતાનાં ડહાપણનો ઉપયોગ કરે છે, તેની સારી સમજથી તે પોતાની બાયડીની જંજાલ અને ફીકર ઓછી કરે છે, તેણીની વલણને ખરા સુધારાના રસતા ઉપર દોરવે છે, કારણ વગર તે તેણીની વાજબી ઈચ્છાઓની સાંમે થતો નથી અને જેમ પોતાનાં દુઃખની તેમજ સુખની પણ ભાગ્યણ કરે છે; જ્યારે બીજાનું દરેક પગલું તેણીની સંસારની જંજાળમાં ઉમેરો કરે છે, તેણીની ખરી વલણને ખોટી રાહે દોરવે છે, તેણીની વાજબી ઈચ્છાઓની સાંમે થાય છે અને ટુકમાં કહીએ તો, સંસારના જંજાળભરેલા ખટલામાં તેણીને મદદ કરવાને બદલે તે તેણીની આપદા અને ફીકર વધારે છે. ઘણાંક લગનોનાં પરીણામ દુઃખી જોવામાં આવે છે તેનું કારણ એજ છે કે, લોકો પોતાની દીકરીઓને પરણાવતાં ઘણું કરીને ફકત દોલત ઉપરજ નજર રાખે છે, જાણે કે દોલતજ એક જોડાને સુખી કરવાનો મોટો ઈલાજ હોય. ધારો કે એક શખ્સ દોલતવાન છે, પણ કેળવણી લીધા વગર બેવકુફાઈનો મોટો ભંડાર પોતાનાં મગજમાં ધરાવે છે, તો બેહેનો, ફકત તેની દોલતનેજ ખાતર એવા બેવકુફને પરણતાં ના. જે ઉંચી મંડળીને ખાતર તમે તેને પસંદ કરો છો, તેજ મંડળીમાં ઘણી વખત તે પોતાની બેવકુફાઈનો ભંડાર ખાલી કરવા જ્યારે મોહડું ઉઘાડશે, ત્યારેજ તમો ચાહશો કે એવા દોલતમંદ પણ બેવકુફ શખ્સને પરણવા કરતાં એક મધ્યમ શકતીના પણ સદગુણી અને કેળવાયલા ધણીને તમે પસંદ કરયો હતે તો કેવું સારૂં! કેટલાક અધુરી કેળવણી લીધેલા બેવકુફો છોકરીનાં મા બાપ પાસે પૈસા ઓકાવવાની લાલચ માટે કોઈ મારવાડીને રડાવીને યાતો કોઈ મા બાપ વગરનાં બચ્ચાંના પૈસા હોઈયાં કરીને બહારથી ઘણોજ ભપકો અને દમામ રાખે છે. એવા ધણી સાથે કોઈ સારી કેળવણી લીધેલી ઓરત કોઈ સંજોગથી તેના બહારના ભપકા ઉપર લોભાઈને ફસી પડે તો થોડા વખતમાં તે બીચારીની હાલત તદન દયા ઉપજાવવા જોગ થઈ પડે છે. માટે બેહેનો, ભવીષ્યનો સાથી પસંદ કરવામાં ઘણીજ ચોકસાઈ વાપરજો અને સાંમા પૈસા આપી એવા બેવકુફ, ફીશપારીખોર અને ઉડાંઉસમાર ધણીને હાથ ફસવા કરતાં આબરૂ ભરેલી રીતે ગુજરાન ચલાવી, હમેશની કુમારી હાલતમાં ખરૂં સુખ સમજજો. અલબતાં, બીજાં માણસોની ભુલ જોઈને આપણને અનુભવ લેવાની જરૂર છે અને તેથી આપણે ફરીથી કહીશું કે એવી ભુલ તમે કરતાં ના. તેની બેવકુફાઈ ઘણી વાર તેને માઠી હાલતમાં લાવી મેલે છે, અને પૈસાવાલા બેવકુફોને કદાચ ગરીબાઈ તળે આવવું પડે છે તો તે તદન નાહીમત થઈ પડે છે. સંકટના વખતમાં તે ઘભરાઈ જાય છે અને દુઃખમાં જેની ઉપર તમે હીમત રાખી બેઠાં છો, તેજ પોતે નાહીમત થઈ જાય છે, અને જે દોલત ઉપર તમે વીશ્વાસ રાખી તેની બેવકુફાઈ છતાં કબુલ કરો છો, તે વખતે આવો ભવીષ્યનો પણ વીચાર કરજો.

જો તમે પોતે ધર્મી હોવ તો એક નાસ્તીકની સાથે પરણતાં ના, કે જે ખોદાની અને ધર્મની હસ્તી કબુલ રાખવા ના પાડે છે. તેની ચાલાકી, દોલત અને ભડારનાં ગમે એવાં સુખ છતાં પણ ખોદાના આશીરવાદ એવાં જોડાં ઉપર કદી પણ ઉતરતા નથી.

એવી રીતે જ્યારે તમારૂં સઘળું સુખ દુઃખ તમારા ભવીષ્યના સાથીની પસંદગી ઉપર આધાર રાખે છે, ત્યારે આંખ મીંચીને લગન કરતાં ના અને તમે તમારૂં ભવીષ્યનું સુખ સાચવી શકશો.

SPINSTER.

---

જાંહગીર—કેમ જમશેદ! તારૂં ટહુ કેમ આ દુન્યામાં ચાલેચ?

જમશેદ—અરે ઘણુંજ ખરાબ રીતે—ગઈ કાલેજ ૫૦,૦૦૦ રૂપીઆ ખોહયા.

જાંહગીર—"તે કેમ?"

જમશેદ—"તેજની, જે છોકરી સાથ મારૂં થવાનું હતું તેણીના બાપે ના પાડયું અને તેથી મને પાછું હઠવું પડયું; હવે વળી કોઈ બીજી દલ્લાવાલીને શોધવા જવું પડશે."

હેરાવાળા માણસને તીકવા લાગ્યાં, કે જે પેલી સારંગીના તારો મારફતે પોતાનું ઉભરાઈ આવતું દુઃખ રડતો હતો.

અંતે સોરીના ભરથારે નાચવાનું શરૂ કીધું, અને સઘળાંઓ પણ નાચવા લાગ્યાં. આંસુભરી આંખ્યો સાથ સ્રોસ પેલાં બે જણને જોયા કરતો હતો. તે વગાડનોજ ચાલ્યો, અને એક પણ પળ થોભવા વગર પોતાનું દુઃખ રડતોજ ગયો. જેમ જેમ તે વગાડતો ગયો, તેમ તેમ નાચનારાંઓ પણ ખુબ સુરમાં આવીને નાચવા લાગ્યાં. એવામાં એકદમ તેના સારંગીના E (ઈ) કંઠનો તાર કટ કરી તુટયો, અને તેજ પળે એક મોટી ચીસ પાડી, સોરી જમીનપર પડી મરણ પામી. સારંગી અને "બો" તેના ધ્રુજતા હાથમાંથી પડી ગયાં, અને એક દુઃખભરી ચીસે, "સોરી" એટલું બોલી, સ્રોસ જમીનપર બેસુધ થઈ પડયો.

સોરીનાં મરણ પછી, તે વૉલ્સને તેણીનું નામ આપવામાં આવ્યું. મરણની ઘડીવેર સ્રોસ સોરીને યાદતો હતો.

જેમ સોરી મરી ગઈ, તેમ સ્રોસ પણ મરી ગયો, પણ તેનો "સોરી વૉલ્સ" હજી જીવે છે. VIOLET.

## રાંધવાને લગતું.

**"મંચી ક્રીમ" બનાવવાની રીત**—મરઘીનાં બે તાજાં ઇંડાંને એક મોટાં તમતરમાં ભાંગીને (સફેદી સુધાં) સારી પેઠે ચમચા વતે ચારવવા પછી જયારે તે ઉપર ઘણુ ફીણુ ફીણુ આવે કે તરતજ એક લેમોનેડની બાતલી ઉખેડીને આખી ઉચેથી રેડી દેવી, પછી તે મધે આઇસના નાના નાના કટકા નાખવા અને ખુશબોને ખાતર ૧) ચમચો ગોલાબ નાખીને પી જવું.

આએ એક ઘણુંજ પુષ્ટીકારક તથા તાજગી આપનાર સરબત ઘણીજ થોડી મેહેનતે બની શકે એવું છે તથા નબળા અને નાકૈવત માણસને ઘણુંજ શકતી આપનાર થઇ પડે છે. એ સરબતનું નામ તેના અસલ સોધી કાઢનારનાં નામ ઉપરથી આપ્યું છે અને આપણા શેહેરના ચોકસ ઈરાની સરબતવાલાઓની દુકાનો ઉપર "મંચી ક્રીમ" ને નામે સારી રીતે જણીતું છે.

**મેહેરબાઈ મં૦ મુલ્લાંફીરોઝ.**

**મલાઈ કરી**—બે મોટાં ચીકીનને લઈને સાફ કરી નાના કટકા કરો, પછી વજન પ્રમાણે મીઠું મરી વગેરે લેવો, એક ચમચી સુકાં મરચાંની ભુકી અને એક મોટો ચમચો સોજે કરી પાકડર લેવો; બે ચમચા ખસખસ અને ૨૫ બદામની બીજ લેવો, એ સરવેને પીસાવીને સુકાં કોપરાનો કટકો પીસાવો. બે મોટા કાંદા તથા ગોડુ આદુ કાપીને તેને ઘીમાં લાલ કરીને ઘીમીઆંચે ચીકીનનેબી લાલ થવા દેવો, ઢાંકણા પર પાણી આપજો પણ અંદર નામશો ના; પછી બરોર ભેંસનું દુધ નાખીને ઇમારે તેમાંનું અરધું બળે ને ઉતારજો.

**આઇરીશ ઈસટુ**—બે રતલ ગોસ લેવો, તેમાં તેર જાતની તરકારી નાખો જેવી કે દોધી, વેંગણું, ગાજર, સકરકંદ, રતાલુ, ટામેટા, ફ્રેંચબીજ, દબલબીજ, ગરીન પીસ, પાપરીના દાણા, જરાક કોહોરૂં, કાંદા પપેટા એ સરવે થોટા થોડા વજનમાં લેવી, એવું કે બે રતલ ગોસમાં બે રતલજ તરકારી પડે. બે મોટા કાંદા લાલ કરો અને એક આદુનો મોટો કડકો તથા લસનનો કરો લેવો, ૧૦ મરચાં સુકાં લેવો તેબી સરવે પીસીને કાંદા સાથે લાલ કરીને ગોસની ઉપર બધી તરકારી આપો. ઢાંકણાં પરજ પાણી આપજો જે તરકારીનું પાણી છુટીને અંદરનું અંદર મજેનું "ઈસટુ" બની રહેશે. ખાની વખતે ગરમ મસાલો નાખવો અને વુસટરસાએર સાસ નાખીને ખાધામાં લેવું. **મીસીસ દાવર.**

## કાલે.

### કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલા પોતાની જીંદગીના બનાવો.

પ્રકરણ ૭ મું (ચાલુ.)

અંતે અમો અમારી દરીઆઈ મુસાફરી પુરી કરી લીવરપુલ આવી પોંહતાં. જે દલગીરીથી મેં મારી બાકી રહેલી પુંજી ગણી, તેનું હું બયાન કરી શકતો નથી. જે થોડી ઘણી ગીનીઓ મારી પાસ હતી તે ટેબલ ઉપર ફેંકી હું બોલ્યો: "શું ફકત આએજ મારી પાસ રહયું! મારી, મારી બાયડી અને છોકરા પાસ રહયું! અને ત્રણ વરસ પરદેશમાં કહાડવાનું આએજ પરીણામ કે! મારી આશાઓ અને હુશયારીનો આએજ છેડો કે! મારાં બાયડી છોકરાનું શું થશે! મારે તેણીને તેણીનાં સગાંઓને ઘર જઈ રહેવાની બોંદસ કરવી જોઇયે, કે તેણી કાંઇ નહી તો જ્યાં સુધી મને મારાં અને તેઓનાં ગુજરાનનું સાંધણ મળે ત્યાં સુધી સુખથી રહે.

મારી આંખોમાંથી આંસુ આવ્યાં, તેઓ એક જુનાં ન્યુસપેપર પર પટયાં, કે જે મારા હાથ નીચે ટેબલ ઉપર પડેલું હતું. મેં તે ઉંચકી લઈ મારી બાયડી અને છોકરાંથી મારાં આંસુઓ છુપાવવા મારાં મોઢાં સામે ધર્યું, અને અટકળે હું તેમાંના ફકરાઓ વાંચતો હતો, તેટલાં મારી નજરે મારે નામની એક જાહેર ખબરપર પડી. તે નીચે પ્રમાણે હતીઃ—

"જો મી૦ બેસીલ લો અથવા તો તેવણનો વારેસ, મી૦ ચેગરી વકીલને નંબર ૩૪ સીસીલ સ્ત્રીટમાં મલશે તો તેવણ કાંઈ પોતાના લાભનું સાંભળશે."

હું એક ખુશાલીની બુમ પાડી ઝડપથી મારી ખુરસી ઉપરથી કુદયો. ન્યુસપેપર પરનાં આંસુઓ લુછી નાખ્યાં, તે લુસીના હાથમાં મુક્યું. તેણીને જાહેર ખબર બતાવી અને લંડન જતી સાંજની ત્રેનમાં અમો ત્યાં ઉપડી ગયાં. આ વખતે ખરેખર મેં મારૂં કામ મુલતવી રાખ્યું નહી અને જ્યારે અમો લંડન જઈ પુગાં, ત્યારે મી૦ ગ્રેગરીની આફીસમાં જવા મેં એક ઘડીનો પણ વીલંબ લગાડયો નહી. તેને પુછવાથી મને ખબર પડી કે મારો એક દુરનો સગો, એક પૈસાવાળો કંજુસ, થોડા વખત ઉપર મરણ પામ્યો હતો, અને તે પોતાની સઘળી એકઠી કીધેલી દોલત મારે માટે મુકી ગયો હતો, કારણ કે હું એખલોજ તેનાં સગાંઓમાંનો એક હતો, કે જેણે તેને એક પઈનો પણ ખરચ કરાવ્યો ન હતો.

લંડનમાં મેં એક ઘર લીધું, અને જર જેબી કાંઈ મેળવી શકે તેટલાં સુખથી એક ઉમદા બાનુ, કે જે પડતીમાં મારો ટેકો હતી, તેની સાથ અમન ચેમનથી રહેવા લાગ્યો. મને પોતાને ઈનસાફ કરવા મારે કહેવું જોઇયે કે, પૈસાથી હું છકી ગયો નહી, તેમજ ઉડાઊ બન્યો નહી. મારી લુસી તરફના પ્યારથી મારૂં સઘળું મન રોકાઈ ગયું હતું, અને તેથી ગરીબાઈ પછી એકદમ પૈસાવાળા થઈ જવાથી આપણે જે ભુલો કરીએ છઈયે, તેમાંથી મારો બંચાવ થયો. હું મારા ભલા દોસ્ત, મી૦ નનને ભુલી ગયો નહી, કે જેવણે મને બંદીખાનામાંથી છોડવ્યો હતો. અલબતાં, જે કરજ તેવણે મને માફ કર્યું હતું તે મેં ભરી દીધું, અને તેવણ તરફ મેહેરબાની અને માયા દેખાડવાની મેં એકબી તક જવા દીધી નહી.

હવે હું એવી હાલતમાં હતો કે જ્યાં મારા સારા ગુણો પુર બહારમાં દીપવા લાગ્યા અને મારી મોઢામાં મોટી ભુલો દંઈ

જવા લાગી. એક કામના માણસ તરીકે મને વેળાસર સઘળું કરવાની ફરજ પડી નહી, અને મોજ મજાહમાં લોકો વીલંબની થોડીજ દરકાર કરતું હતું. આટલું છતાં મને પુરતી રીતે ખબર હતી કે હજી હું સુધર્યો ન હતો અને મારી ખરાબ ટેવ હજી જેમની તેમજ હતી; તોપણ હું ખુશી થતો હતો કે હવે મને સુધરવાની જરૂર ન હતી, અને મારી બેદરકારીથી મારાં વાહાલાંઓને મુશકેલીમાં નાખવાનો મને ભય ન હતો.

એક વરસ સુધી હું ઘણોજ સુખી હતો, અને ખુશી થવા લાગ્યો કે મારો વખત હું ફોકટમાં ગુમાવતો ન હતો, કારણ કે મારી ફુરસદનો વખત હું હાલની તેમજ અસલની કેળવણીને લગતી ચોપડીઓ વાંચવામાં ગુજારતો હતો. આ ચોપડીઓ વાંચવાની મારી મતલબ એ કે, તેની મદદથી હું મારા છોકરાને કેળવણીના બાબમાં વધારે ફાયદો કરી શકું. તે મારો એકપુરો છોકરો હતો, તેણે અઢાર મહીના મારી સાથ બંદીખાનામાં કાઢયા હતા, અને તેની મા જેને હું હદથી જ્યાદા ચાહતો હતો, તેનો તે લાડકો હતો અને વળી દેખાવમાં તેમજ મગજ શક્તીમાં, લોકો કહેતાં હતાં કે તે સદંતર મારા જેવોજ હતો. તેને ચાહવાનાં મારી પાસે કેટલાં બધાં કારણો હતાં. હું મારા છોકરાપરથી મરી ફીટતો હતો; તે ખરેખરજ ઘણો ચપળ હતો, અને આટલી નાની વયથીજ તે આગળ ચાલતાં કેટલો હુશયાર થશે તે દેખાડી આપતો હતો, જેથી મારા બાપે મારે માટે મોટી મોટી આશાઓ બાંધી હતી, તેવીજ આશાઓ મેં મારા છોકરાનાં ભવીષ માટે બાંધી. તેના દરેક ગુણો (અને મુખ્ય કરી પેલી મુલતવી રાખવાની ટેવ કે જે મારી જીંદગીની ખરાબીઓનું મુળ હતું) ઘણીજ સંભાળથી તપાસવાનો મેં ઠેરાવ કર્યો.

એક દહાડો જ્યારે મારા અભ્યાસ કરવાના ઓરડામાં હું એકલો બેઠેલો હતો, ત્યારે મારી બાયડીએ અંદર આવી કહ્યું: "મારા વાહાલા, મી० નન તરફથી મેં હમણાજ એક વાત સાંભળી છે, જેથી મને ઘણી બીહીક લાગે છે. તમને ખબર તો હશે કે નાના હેરી નનને આપણા બેસીલ સાથેજ અને એકજ માણસને હાથે સહીઓડ મુકાવ્યા હતા, તોપણ બે વરસ આગમજ આપણે અમેરીકામાં હતાં ત્યારે નાના હેરીને સહીઓડ આવ્યા, અને તે તેનો ભોગ થઈ પડયો. હવે મને લાગે છે કે જે માણસે એઓને સહીઓડ મુકયા હશે, તે તદન અજ્ઞાન હોવો જોઇયે, કારણ કે બીજાં બે ત્રણ છોકરાં જેનેબી તેણેજ સહીઓડ મુકયા હતા, તેઓનેબી તે પાછા આવ્યા હતા, જો કે તે તો ખાત્રીથી કહેતો હતો કે તેઓ આ ભયમાંથી તદન સલામત હતાં. આપણા બુચાને પાછા કોઇ બીજા પાસે સહીઓડ મુકાવ્યે તો કેમ?"

"ખરેખરજ ખરેખરજ, પણ આપણે ડાકટરનું મત લઈ કરયે તો વધારે ઠીક; તે આજે આપણે ત્યાં જમવા આવવાનો છે, અને ત્યારે આપણે તેને પુછીશું."

ચોકસ કારણોને લીધે ડાકટર તે દહાડે આવી શકયો નહી, અને તેને બીજે દહાડે લખવાનો મેં ઠેરાવ કર્યો, પણ તે પાછું મેં મુલતવી રાખ્યું. લુસી ફરીથી એક વાર મારા અભ્યાસ કરવાના ઓરડામાં આવી. "મારા વાહાલા, તમને યાદ તો હશે કે કાલે તમે કહ્યું હતું, કે બુચાને આપણે ડાકટરની સલાહ લઈ સહીઓડ મુકાવીશું."

"હા મને બરાબર યાદ છે, હું એને સહીઓડ તો મુકાવીશજ, પણ મારા દોસ્ત મી० લ——નાં છોકરાંઓને સહીઓડ મુકાવ્યા છે, અને તેનું પરીણામ જોવા હું થોડો વખત થોભું છું."

"અરે નહી, જો હવે ઘણો વીલંબ ના લગાડો, કારણ કે તમે જાણો છો તો ખરા, કે એક દહાડો તો શું પણ એક કલાકનો પણ ભરૂસો નથી અને તેટલા વખતમાં આપણા છોકરાને કોણ જાણે શુંબી થઇ જાય."

"પણ આપણે ત્રણ વરસ થયાં એવા ભયમાં તો છઇયે અને તોપણ આપણે તેમાંથી બચી ગયાં છઈયે. મારા ધારવા પ્રમાણે તો એને સહીઓડ મુકાવ્યા પછી તરતજ આવી ગયા હતા."

"મી० અને મીસીસ નનબી એમજ ધારતાં હતાં અને જોવો કે તેથી શું પરીણામ આવ્યું છે. યાદ રાખો કે, આપણા બુચાનેબી તેજ માણસે સહીઓડ મુકયા હતા. મીસતર નને જ્યારની મારી આગળ વાત કીધી છે ત્યારની મને બુચાને ફેરબી લઈ જવાની હીમત થતી નથી. ગઈ કાલે એક બાયડી પોતાના છોકરાને હાથમાં લઇ આપણી ગાડી આગળ આવી, તેનાં મોઢાંપર કશાંની છાંટો હતી. હું એટલી તો ધભરાઈ ગઈ કે ગાડીનો કાચ નીચે ઉતારવાનુંબી મને ભાન રહયું નહી. આપણો બુચો પેલા છોકરાને અરધી આપવા બહાર ડોકાવતો હતો. મારા ખોદા! તે છોકરાને જો સહીઓડજ હોય તો!"

"મારી વાહાલી, એટલી બધી બીહ ના, આપણે કાલેજ એને સહીઓડ મુકાવીશું."

"કાલે! અરે વાહાલા બેસીલ, નહી, કાલ વેર તમે મુલતવી ના રાખો, જો એને આજેજ મુકાવો."

"એટલી તારી ફીકર દુર કર, આજેજ બનશે તો આપણે મુકાવીશું. ખરેખર તુને જાણવું જોઈયે કે જેટલી તું બુચાને ચાહે છે, અને તેને માટે કાળજી રાખે છે, તેટલોજ હુંબી તેને ચાહું છું, અને કાળજી રાખું છું.

"મને ખરેખરજ તેની ખબર છે. હું કાંઈ તમને ઠપકો આપવા માંગતી નથી, પણ જ્યારે તમે આજેજ બુચાને સહીઓડ મુકાવવા માંગો છો, ત્યારે તો એમબી ને એમબી ડાકટરને ચીઠી લખી મને હમણાજ બોલાવવા દેવોની." તેણીએ માણસને બોલાવવા ઘંટ વજાડવાની દોરી હાથમાં લીધી. મેં તેણીને તેમ કરતાં અટકાવી.

"નહી, ઘંટ ના વજાડ. બેઉ માણસો બહાર ગયા છે. એકને મેં લાઈબ્રેરીમાંથી ચોપડી લાવવા મોકલ્યો છે, અને બીજો બુચાને માટે એક સોજું ઉપયોગી રમકડું લેવા ગયો છે."

"ત્યારે જો માણસો બહાર ગયાં હોય તો મને ડાકટરને ત્યાં જવા દેવો."

"નહી, પેહેલે મને મી० લ——ના છોકરાં જોવાં જોઈયે. હું હમણાજ બહાર જાઊં છું અને તે લોકોને ત્યાં જતો આવીશ." મારા આ બોલો સાંભળી લુસી મુગીજ રહી ગઈ.

મારી ઉપલી વાતચીત લખવાની મારી મતલબ એ કે, લુસી જે તકરાર કરતી હતી તે ખરીજ હતી. તેણી તો બીલકુલ ઠપકાને લાયકની હતીજ નહી, જ્યારે સઘળો મારોજ વાંક હતો. જ્યારે હું એમ કહીશ કે લુસીની આટલી બધી આજીજી છતાં હું બે કલાક વધારે વાંચવા બેઠો, તો વાંચનાર તે તું માનશેબી નહી. જ્યારે હું મી० લ——ને ઘર ગયો ત્યારે છોકરાંઓ તો બહાર ફરવા ગયાં હતાં અને હુ તેઓને મલી શકયો નહી. થોડાક કલાકો તંદરોસ્તીમાં, માંદગીમાં, સુખ અને દુઃખમાં કેટલો ફરક કરી નાખે છે? મેં મારા છોકરાને સહીઓડ મુકાવવાનું બીજા દહાડા ઉપર મુલતવી રાખ્યું. તેટલા વખતમાં એક ઘોડાવાલો મારે ત્યાં ચાકરી રહેવા આવ્યો. મારો બુચો ઓરડામાં રમતો હતો, તે તે ઘોડાવાલા આગળ ગયો અને તેના દગલાનાં પીતલનાં બતન સાથ રમવા બેઠો. મેં તે માણસને ઘણાક સવાલો કર્યા, અને કેટલોક વખતવેર તેને ઓરડામાં થોભાવ્યો.

જેવી મેં તેને મારે ત્યાં રાખવાની કબુલાત આપી કે તે બોલ્યો કે આવતાં અડવાડીઆં સુધી તે રહેવા આવી શકશે નહી, કારણ કે તેના એક છોકરાને સહીએડ; આવેલા હતા. આ બોલો સાંભળી હું ચોંકી ઉઠયો. હવે શું બનશે તેનો ભયાનક ખ્યાલ તરતજ આવી ગયો. હું એકદમ ખુરશીપરથી કુદયો અને પેલા માણસને સખત ધમકી આપી ઓરડામાંથી કાઢી મેલ્યો. મારો દીકરો, ગરીબ નીરદોષ બાળ! તે મારી પછવાડે આવ્યો અને મને પતાવવા લાગો, મેં તેને એકદમ મારા હાથમાં લીધો. હું તેને એક કીસ પણ કરી શક્યો નહી. મને એવું લાગું કે હું તેનો ખુની હતો. મેં તેને પાછો બેસાડી દીધો. ખરેખરજ હું એટલો તો ધુજતો હતો, કે હું તેને ધરી શક્યો નહી. બુચો પોતાની મા આગળ દોડી ગયો.

આ ચીજોનું હું વધારે બયાન કરી શકતો નથી. મારો દીકરો બીજે દહાડે સીક પડયો અને બીજે અડવાડીયે પોતાની માતાના ખોળામાં પોતાનો પ્રાણ તે કીરતારને સ્વાધીન કર્યો.

અમારાં લગન પછીના આ ઉપરા સાપરી સંકટોથી તેણીની તંદરોસ્તી ઘણી લડી ગઈ હતી. તેણી તે મારેથી છુપાવવા માંગતી હતી, પણ હું તે ખુલ્લી રીતે જોઇ શકતો હતો. મારી જીંદગીની હવે પછીની મુખ્ય મતલબ તેણીને સુખી કરવાની હોવાથી મારૂં શેહરનું ઘર વેચી કોઈ ગામડાંમાં જઈ રહેવાનો મેં ઠેરાવ કર્યો. તેણીના બાપનાં ઘરની પરોસમાં એક ઘર હતું, જે માટે તેણી વારંવાર મારી આગળ વાત કરતી હતી. મેં તે લેવાનો ઠેરાવ કર્યો. મારાં દીલમાં એવી આશા હતી કે તેણીનાં સગાંઓ આ પગલાંથી ખુશી થશે, અને અમોને પાછી સલાહ થશે. મને મળેલી દોલત પછી તેણીની મા તો મારી તરફ ટળી ગઈ હતી. લુસી પણ મારા આ વીચારથી ખુશ થઈ ગઈ અને તેણીને ફરીથી એક વાર હસતી જોઈ હું સુખી થયો. હું મોટી ઉમેદો ધરાવનાર સ્વભાવનો હોવાથી, આશા રાખવા લાગો કે અમો પાછાં સુખી થઈશું. મારી લુસીની તંદરોસ્તી પાછી સુધરશે અને ખોદા કદાચ અમને એક છોકરાંની પણ બક્ષેસ કરે.

ગામડાંનું ઘર લેવામાં મેં કાંઈબી વીલંબ લગાડયો નહી અને મારૂં શેહરનું ઘર ખરીદનારબી તરતજ મળી આવ્યો, પણ વળી મારી ખરાબ ટેવ મને આડી નડી. હું મારા ઘરના વીમાનું લખત ફરીથી બદલાવતાં ભુલી ગયો હતો, તેટલામાં એક રાતના અમારે ત્યાં આગ લાગી અને ગમે એટલું પણ કરવા છતાં અમારૂં આખું ઘર આગમાં બળી ગયું. હું મારી બાયડીને બેસુધીમાં બહાર લઈ ગયો અને તેણીને બરાબર બહાર સંભાળથી મુકી, એક કોથળો કે જેની અંદર બેંક નોટો હતી (અમારા ઘરની ખરીદીના ઉપજેલા પૈસા) તે લેવા ગયો. પણ તે કોથળો યા તો બળી ગયો, યા તો ગડબડમાં કોઈ ઉચકી લઈ ગયું તે હું કહી શકતો નથી.

મારા જેવા કંગાળ કમનસીબ માણસ દુન્યામાં થોડાજ હશે. મારાં દુઃખપર ડામ મુકવા હું પુરતી રીતે જાણતો હતો કે જેબી બનતું તે મારી મુર્ખાઈથીજ બનતું હતું.

હવે હું મારી તવારીખના ઘણાજ અજાયબ જેવા અને રસીલા ભાગ ઉપર આવું છું. એક નવો અને નવાઇ જેવો અકસમાત બન્યો.

* * * * * * *

આ અકસમાત શું હતો તે અમો કહી શકતાં નથી, કારણ કે બેસીલે પોતાની તવારીખ લખવાનું બીજા દહાડા ઉપર મુલતવી રાખ્યું.

(સાંધણ પુરં.) નવાજબાઈ જી૦ પાદશાહ





## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## સીસતર ડૉરા.

જન્મ ૧૮૩૨. મરણ ૧૮૭૮.



રોથી વીનડલો પેતીસન ઇંગલંડના "યોરકશાયર" ના પ્રગણામાં ૧૬ મી જાનેવારી ૧૮૩૨ માં જન્મી હતી. તેણી સારાં ખાનદાનની, સારી કેળવણી લીધેલી, અને પૈસાદાર માબાપની બેટી હતી. તેણીને શેહેરની જીંદગી કરતાં ગામડાંની મોજ મજાહ વધારે પસંદ હતી. તોપણ પોતાની ફરજ બજાવવા પોતાની ભર જુવાનીનો વખત વોલસોલ ઈસપીતાલમાં માદાં માણસોની સારવાર કરવામાં ગુજાર્યો હતો, કે જે કામ તેણીએ એટલી તો ઉલટથી અને બહાદુરીથી બજાવ્યું હતું કે થોડાંજ વરસમાં તેણીનું નામ સર્વેને જાણીતું અને માનીતું થઇ ગયું.

તેણી વોલસોલ ઈસપીતાલમાં એક 'નન' દાખલ ૧૮૬૫ માં દાખલ થઈ હતી, કે જ્યારે ત્યાં ચઊદ માણસોનેજ રાખવાની જગા હતી. ૧૮૬૮ માં એક બીજી અઠાવીસ 'બેડ' વાલી ઈસપીતાલ ઊઘાડવામાં આવી, કે જે વારંવાર હમેશ ભરાયલીજ રહેતી હતી, અને જ્યાં તેણી ફકત એક સ્ત્રી નોકરની મદદથી તેઓ સઘળાંની સારવાર કરતી હતી. ત્યાંના દરદીઓ જેઓ ઘણાખરા કોલસાની ખાણમાં કામ કરનારા અને એવાજ બીજા લોકો હતા, તેઓને જ્યારે કાંઈ અકસ્માત થવાથી ત્યાં લાવવામાં આવતા, ત્યારે સીસતર ડૉરાની મદદ વહાડકાપ વેળા મોટા ડાક્ટરો ઘણીક વાર લેતા હતા, કે જે કામમાં તેણી પુશકળ માહેતગાર હતી. તેણી પોતે દરદીઓનાં ખાણાંની તપાસ રાખતી અને વારંવાર તેઓને પોતે ખવાડતી હતી. તેઓના જખ્મને મલમપટો કરતી, તેઓની આગળ બંદગીની ચોપડી વાંચતી, વાર્તાઓથી તેઓને રીઝવતી હતી, અને કદાચજ એક આખી રાત ઊંઘ કહાડતી, કે જ્યારે તેણીને કોઈને કોઈ બોલાવવાને આવતું.

તેણીએ એક વેલા શીતળાથી ભરેલા લોકોની માવજત કરી હતી, કે જ્યારે તેણી પોતાની તબીયત વીશે તદન બેદરકાર રહેતી હતી, અને કેટલાક કલાકો તુલીક ભીણાંજ કપડાંમાં કામ કરતી હતી, કારણકે તે બદલવાનો વખત વટીક તેણીને મળતો હતો નહી; આવા અને બીજા ઊંડના રોગોથી તેણી



# મારી બેહનપણીઓને શીખામણ.

## એક સંપીલુ સુખી કુટુંબ.

(પલંગ આગળ સાવક એક નોકર અને એ વતરાગે આડોશી પાડોશી ઉભાં છે.)




—આવો આવો, મારાં પ્યારાં શાવક અને શીરીન, હવે મારી અંતર ઘડી છેક ભરાઈ આવી છે, મારી આપેલી શીખામણ કદી ભુલશો નહી; એક બીજાંથી વીઢીલાં પડતાં ના, આવો મારા પ્યારાં, હવે એક વારની તમને કોટી કરી લઉં.

(કોટી કરી પછી ધણીને)

મારા પ્યારા ખાવીંદ, મારાં કોમળ અને સુરેક નાનાં બાળકોને આજ દીનથી તમારે સ્વાધીન કરૂં છું, એ લોકનું સારૂં નરસું તમારે જોવું. મારી અંતઃકરણથી તમને પ્રાર્થના છે કે મારાં છોકરાંઓપર હેત રાખજો, જે પ્રમાણે તમે હાલ એઓના ઉપર પ્રેમ દેખાડો છો તેજ પ્રમાણે મારી પાછળથી રાખશો એવી મારી અંતઃકરણથી આશા છે. જોજો અંહ! કદી ભુલતા ના! કારણ કે તમો બીજી ધણીઆંણી લાવ્યા કે મારાં પ્યારાં ને નીરધન બચ્ચાંઓના હાલ થાય નહી. હું તમને વારેવડીએ કહેતી આવી છું કે, સાવકી માનાં દીલમાં જરાએ રેહેમ હોતી નથી. સોમાં વળી એક સારી નીકળી આવે છે, તેથી તમે યાદ રાખજો કે મારી પુંજી એજ છે, સુનાં રૂપાં ને હીરા માણેક કરતાં ખરો પૈસો ને પુંજી એનો એજ! તમને ભમાવી ભમાવીને છોકરાંપરથી હેત ઓછું કરાવશે, મુણ્ જોજો, મારાં ગરીબનાં નીરધન બાળકને અમથાં પજવતા ના?

હોસંગજી—વાહ! વાહ!! શું તું જાણે છે કે એ મારાં બાળકો નથી?

મા—નહી, નહી, હું એમ તો કહેતીજ નથી કે એ તમારાં બાળકો નથી. ખરૂં જોતાં તો એ બાળકો તમારાંજ છે, પણ કહેવાનું એટલા માટે છે કે, ઘણાક પુરૂષો તેઓની સ્ત્રીનાં મરણથી તેનાં ફરજંદોને તદન ગણકારતા નથી, તેઓએ જાણે કોઈ વેચાતાં ગુલામડાંને લીધાં હોય તે માફક તેઓ સાથે વરતે છે, ઘરની અંદર બીલાડાં કુતરાં ખાય છે તેમ તેઓની [illegible] માટે મારા પ્યારા ધણીજી, મારી અંતઃકરણથી એવી આશા છે કે, તમે તેમ કરશો નહી.

હોસંગજી—અરેરે! જો તારી ઈચ્છા એવી હોય તો હું તારાં મરણ પાછળ પરણવાનોજ નથી.

મા—ના, ના, હું કંઈ તમોને તે બાબદપર કહેતી નથી;—હું તમને મોટી ખુશી સાથે કહું છું કે તમારે પરણવું, કારણ કે ઘરની અંદર સ્ત્રી જાતી શીવાય સંસાર શોભે નહી; પણ મારૂં કહેલું યાદ રાખજો કે, મારાં બચારાં નીરધન બચ્ચાં પર તે કશી બાબદનો જુલમ કરે નહી, સમજ્યા, મારે કંઈ બીજું કહેવું નથી; એવું નહી કરતા કે, "શેઠની શીખામણ ઝાંપા લગી."

હોસંગજી—શાબાસ! શાબાસ! ધન્ય છે તને, ધીક્કાર છે હવે મારા સંસારપર, કે ઈશ્વરે આપેલું અમુલ્ય રત્ન આજે હું ગુમાવીશ! (ડચકાં ખાઈ રડે છે.)

(બને છોકરાં રડે છે.)

શાવક—બાવાજી તમે શું કરવા રડો છો, તમો જો એવી રીતે હીમત હારી જશો તો આ શીરીન ને હું શું કરશું વારૂં?

મા—પ્યારા શાવક અને શીરીન, હવે છેલ્લીવાર મારી પાસે આવો, એટલે છેલ્લી બચ્ચી કરૂં.

(છોકરાંઓ જાય છે,—એ છેલ્લી બચ્ચી છે.)

પ્યારા શાવક, જરા મારે માટે પાણી લઈ આવ, ને તમો બંને જણા મારાં મોંહમાં રેડો એટલે હું સ્વર્ગવાસ થાઉં.

(પાણી લાવે છે.)

પ્યારાં બચ્ચાં, હવે સંસારનું સુખ દુઃખ સહન કરજો, એક બીજાં સાથે સંપથી રહેજો, હર ઘડીએ મને યાદ કરજો.

ઓ પરવરદીગાર, મારાં બાળકો છે નાહાન,
બક્ષ તેઓને જીવતદાન.

શીરીન—બાવા, તમે અમારા ઉપર જુલમ કરતા ના, હં?

હોસંગજી—(છોકરીને દાબીને) નહી, નહી, મારી સદાની વાહાલી શીરીન, તું એવું તો કદી તારા મનમાં લાવતી ના.

શાવક—(માની પાસે જઈ જુવે છે, તેની આંખ બંધ થયલી) ઓ જી! ઓ જી! કેમ બોલતી નથી!

શીરીન—ઓ બા! ઓ મા! હું આવી છું, કંઈ બોલતો ખરી.

હોસંગજી—(તેની આંખોને હાથ લગાડીને રડે છે) મારાં પ્યારાં ફરજંદો, હાય હાય, એ તો બેહેસ્તનશીન થઈ છે, અફસોસ! અફસોસ! હું હવે લાચાર! ખરેખર લાચાર! હવે મારા સંસારની ધુળધાણી—

શાવક—હાય હાય, ઓ મા, હવે અમે શું કરશું, તારા વગર અમને કેમ ચેન પડશે! જરા બોલ તો ખરી,—

(જરા આગળ જઈ) ઓ મા. જરા એક વાર તો બોલ.

હોસંગજી—અરર! પરવરદીગાર તેં અમને એનાથી કેમ જુદાં પાડ્યાં!

શીરીન—ઓ મા! મને એક વાર તો તારી છાતીએ લગાડ

હોસંગજી—(તેને છાતીએ દાબીને રડે છે.) ઓ! બેહેન એ તો હવે સ્વર્ગવાસ થઈ. આવ હું તને મારી છાતીએ લગાડું.

(આડોશી પાડોશી આવે છે.)

જરબાઈ—અરે આ શું થયું! ઓ શાવક, અરે શીરીન, તમે એટલાં બધાં કેમ રડો છો!

શીરીન—હમારી વાહાલી મા મરી ગઈ છે.

હોસંગજી—હાય! હાય! હવે હું શું કરૂં!

માણેકજી—અરે હોસંગજી, તમે ગાંડા કેમ બનો છો? આવી વખતે તમારે ધીરજ ધરવી જોઈએ અને આ નાનાં બાળકોને ધીરજ આપવી જોઈયે, તેને બદલે તમેજ હીમત હારી ખાવો છો, ચાલો મુગા રહો.

જરબાઈ—હોસંગજી, આ તમારો શાવકશા ડાહયો કે તેની બેહેનને કેટલો દીલાસો આપે છે.

હોસંગજી—પ્યારા શાવક, તું કાંઇ બીહતો ના, હું કદી તમને વીહીલાં પાડીશ નહી.

શીરીન—(દોડીને માનાં બીછાણાં આગળ જાય છે.) ઓ મા, ઓ મા રે, હવે અમને કહો તમે કયાં ગયાં, જરા બોલતાંબી નથી.

જરબાઈ—અરે શીરીન આવ મારી પાસે, જો તારો ભાઇ કેવો છે, જરા હીમત ધર, જે થવાનું હતું તે થઈ ગયું. હવે અમથાં તમે કેમ શોર કરો છો?

હોસંગજી—તમે વળી એમ શું બોલો છો? મારી છાતી તો ધબકે છે, ઓ ભાભી શું તમો ધારો છો કે મારૂં હૈયું પથ્થરનું છે.

જરબાઈ—ના ના, હું કાંઈ એમ નથી બોલતી, આવી સમજુ ને ડાહી, (આંસુ લાવીને) તમારાં ધણીયાંણીનું નહી કેમ લાગે વારૂ? ચાલો હવે મુગા રહી જાઓ.

હોસંગજી—(પોતાનાં છોકરાંને બે હાથમાં લઈને) મારાં પ્યારાં શાવક અને શીરીન, ચાલો તમારાં આંસુ લુછી નાખો, તમારે કાંઈ ધબરાવું નહી. પરવરદેગારનાં મનમાં એમ હશે ત્યારે તમે ને હું શું કરશું! (રડતાં રડતાં) પ્યારાંઓ, ચાલો મુગાં રહી જાઓ.

શીરીન—(પાછલ બીછાણા તરફ જોઈને) ઓ મા, તું મને કેમ નથી બોલાવતી, મારાપર આટલી ગુસ્સે કેમ થઈ!

હોસંગજી—અરે ભાભીજી જુઓ, મારૂં હૈયું કેમ હીમત ધરે? હાય, હાય, પરવરદીગારે મને કેમ મારી નહી નાખ્યો?

માણેકજી—વાહાલા હોસંગજી એવું તે શું બકો છો? આ તમારી આગળ નાનાં બાળકો છે તેને જરા મુગાં રાખો, જ્યારે તમે એવી રીતે કરશો તો છોકરાંઓ બીહી જશે. જુઓની મારા ભાઈની બૈરી મરી ગઈ ત્યારે તે બાપડાંઓએ શું કર્યું? કંઈ વીચાર કરો.

હોસંગજી—અરે પરમેશ્વર, તું હમારાં ગરીબની ઉપર દયા લાવજે હાય, હાય રે! જ્યારે આવી હાલતમાં હતાં ત્યારે કોઈનેબી તે લાસને ઠેકાણે પાડવાનું સુઝ નહી પડયું, અને સર્વેની આંખોમાંથી નેનધારા વેહેવા લાગી.

જરબાઈ (આવો કંગાળ વખત જોઈ) એકદમ બોલી ઉઠયાં, "તમો સર્વે દીવાનાં કેમ બની ગયાં? ઘરમાં લાસ પડી છે, તેની ધર્મ ક્રીયા કરીને વગે સગે કરવી, કે ફોકટનો વખત ગુમાવવો? જ્યારે જરબાઈએ નરમ હૈયે પણ સખત શબ્દથી કહયું એટલે સર્વેને સુદ્ધી આવી ને ક્રીયા ચાલુ થઈ અને રાબેતા પ્રમાણે લાસનેબી ઠેકાણે પાડવામાં આવી, પણ પુછવું શું? જ્યારે લાસને ઘરમાંથી બહાર કહાડવામાં આવી ત્યારે શાવક અને શીરીન માથાં ફોડવા લાગાં અને એવો તો શોરબકોર મચાવી દીધો કે કોઈબી સખત હૈયાંનાં માણુસની આંખોમાંથી આંસુ પડયા વીના રહે નહી. તેવા સમએ હોસંગજીને શું પુછવું પડે, તે બીચારો તે શોકને આવી હાલતમાં જોઈ પોતેબી ફસડાઈ પડયો, અને જો પોતાનાં મીત્રની દેખરેખ ન હોતે તો તે વધારે ગમ પકડતે, અને બેશુધ પણ થતે તેમાં કાંઈ નવાઈ નહી! આવો કમકમાટ ભરેલો દેખાવ જોઈ સર્વેનાં હૈયાં ભરાઈ આવ્યાં અને ગરીબડાં નાનાં બચ્ચાં ઉપર દયા લાવવા લાગ્યાં. અંતે થોડી ઘણી મેહેનતે લાસને ઠેકાણે પાડવામાં આવી.

હોસંગજી—(સઘળું કામ થવા બાદ) મારાં પ્યારાં ફરજંદો, શાવક અને શીરીન, તમો મારી પાસે આવો, હું તમને જરા કોડી કરૂં કે જરા મારાં મનને સંતોષ વળે, મારૂં હૈયું ફાટે છે, મારી છભ લહરે છે, મારા સંસારની હવે ધુળ થઈ છે અને મને હવે કાંઈ સુઝતું નથી કે શું કરૂં. માટે તમો મારાં નેગેહબાન થાવો, હવે આપણો મદદગાર એક ઈશ્વર સીવાય બીજો કોઈ નથી, માટે તમો સારી ચાલ ચલાવજો, અને તમારી માતાનાં શુભ વચનો યાદ રાખી દુનયામાં સારાં નામ કહાડજો. હવે આપણા ઘરનો રખેવાલ કોઈ નથી, માટે ઓ શીરીન! તું તારી 'મરનાર' મા' ની જગ્યા સંભાળ અને ઘરનું સઘળું કામકાજ કરી તારા ભાઈને તથા મારાં મનને રીઝવ; ઘરનું સઘળું કામકાજ કરવું એ તો સ્ત્રીઓનો ધર્મજ છે, તેથી તારી માતાએ તુંને એ સર્વે અગાઉથી શીખાડયું છે, જેથી હવે તો બીલકુલ ભારી પડનાર નથી.

માટે બેહેનો, સદા એવો વખત રહેતો નથી, એ તો દુનયાનું ચક્કરછે, ઘડીમાં કેમ અને ઘડીમાં કેમ ફરે છે તેનો ભરોસો નહી; માટે સર્વ કોઈએ આ ધ્યાનમાં રાખી પોતાની કસુર સુધારવી.

## અંક બીજો.

### એક સુખી કુટુંબનું વીખરાવું.

#### સાવકી માનો જુલમ—છેવટે ભેગાં થાય છે.

શીરીન—(સર્વે ગયા પછી) હજી મારી ઉમર તો ફકત વરસ આઠની છે અને મુરબીજી બાવાજીએ તો સઘળો કારભાર મારી ઉપર નાખ્યો છે; ત્યારે આવા સમએ ધીરજ રાખવી (એવો મનમાં વીચાર કરે છે) તેવામાં—

શાવક—કેમ બેહેન, દલગીર ચેહેરે છે, તારી ઉપર શુ આફત આવી પડી છે, જેથી તું આવી ગંભીર દીસે છે?

શીરીન—ભાઈ, કાંઈ નથી, ફકત આપણી વય ઘણી નાની છે અને કામો મોટાં કરવાં છે તેનો અંદેશો કરતી હતી, તેવામાં તમો ભાઈ આવી લાગા; બીજું કાંઈ નથી.

શાવક—અંદેશો શું કરવા કરવો? આપણી માતાએ તો સઘળું ઘરનું કામકાજ કેવી રીતે કરવું તે સઘળું તને શીખાડયું છે, જેથી લગરીક તને ભારી પડનાર નથી.

શીરીન—એ તો ખરૂં છે ભાઈ, પણ મારાં મનને મોટો અંદેશો એવો આવે છે કે હવે આપણી ઉપર ખુદરતનો કોપ ઉતર્યો છે, એવું મને દીસે છે; જો એમ ન હતે તો આપણાં જેવાં નાનાં બાળકોની મા મરતે નહી.

શાવક—પણ તે તો ઈશ્વર ઈચ્છા. તેમાં આપણો કાંઈ ઈલાજ નથી. હવે જે થાય તે મુંગે મોહડે જોવાનું છે, અને ઘર સંસારનું કામકાજ કરવું.

શીરીન—એ તો સ્ત્રીઓનો ધર્મજ છે.

(તેવામાં બાપ દાખલ થાય છે.)

હોસંગજી—મારાં પ્યારાં ફરજંદો, તમોએ શું ગોફતેગો ચલાવી છે, તે મને કહો.

શાવક—બેન અંદેશો કરતી હતી તેને દીલાસો આપતો હતો.

(તેવામાં હોસંગજીના મીત્ર આવે છે.)

મીત્ર—ભાઈ હોસંગજી કેમ છો? તમારી સ્ત્રીનાં મરણ પછી છોકરાંઓની હાલત કેવી છે?

હોસંગજી—(ગંભીર ચેહેરે) સરવે સારૂં છે. માત્ર છોકરાંઓ જરા મુઝાય છે; બીજું કાંઈ નથી ભાઈ.

મીત્ર—(શાવક અને શીરીન તરફ આંગળી બતાવીને) આ બાળકો બહુ નાનાં છે, માટે તમારે બીજું ઘર કરવાની જરૂર છે, જેથી એ બંને બચ્ચાંઓ જળવાય.

હોસંગજી—(જરા ગુસ્સામાં) એમ કદી બનનાર નથી, હવે ઈશ્વર મારૂં મોત આપે તો ઘણું સારૂં. શું! હું બીજી વાર પરણી આ મારાં પ્યારાં બાળકોને દુઃખમાં નાખું? તમોને ખબર નથી કે બીજી ઓરતો પોતાનાં સાવકાં બચ્ચાંઓ ઉપર કેવી તરેહનો જુલમ ગુજારે છે તે, અત્રે યુરપમાં બનેલો તાજેજ દાખલો મારે ટાંકવાની ફરજ પડી છે. એક ડાહી અને લેવાઈ ગયલી તેર વરસની છોકરી પોતાના બાપ અને સાવકી 'મા' સાથે રહેતી હતી; તેઓ બંને સ્વતંત્ર માણસ હતાં; વખતે તેઓ બપોર સુધી સુઈ રહેતાં. તે ગરીબ બીચારી છોકરી તેમનું સઘળું વહીતરૂં કરતી, તેણી સહવારમાં જલદી ઉઠી ઘરનું સઘળું કામકાજ, સાફ સુફ વતરોગે કરતી. તેણીને નાસતાને માટે ફકટ બે કટકા રોટલીના અને ઠંડી ચાહ મળતી. સ્કુલ ઉપરાંત તેણીને બીજું ઘરનું કામ પણ કરવું પડતું હતું. સ્કુલમાંથી આવ્યા પછી ખાણાં માટે બે રોટીના ટુકડા મળતા અને તરતજ પાછી સ્કુલમાં જતી, ત્યાંથી પાછી આવ્યા બાદ આઠ વાગા સુધી ઘરનું કામ કરતી, અને પછી પણ તેણીને જેવો ને તેવોજ ખોરાક મળતો. તેણીને માંસનો ખોરાક તો ભાગ્યેજ મલતો. વળી ઓછામાં પુરૂં, સાવકી મા અને તેણીનો બાપ તેણીને મારતાં. તેણીના બાપે ઠોંસાઓ મારી તેણીની આંખો કાળી કરી મુકી હતી. તેણીનો બાપ ભોંયરાંમાં લઈ જઈને સોટી અથવા તો કોરડા વતી મારતો, જ્યારે કોઇ આવે કે તેણીને તાબરતોબ ભોયરાંમાં મોકલી દેવામાં આવતી. તેણીને પોતાની સ્કુલના સંગાતીઓ સાથે એ વીશે વાત નહી કરવાને સખત તાકીદ કરવામાં આવતી. એક છોકરાએ તેણીના નીલસાંમાં જોઈ પોતાની મા પાસે તેણીને લઈ ગયો, જેણીએ તેને કાંઈક ખાવાનું આપ્યું. તેણીની માએ એમ કરવા માટે તેણીના હાથ પર સોટીઓ મારી અને પછી ઊંઘાડે દીલે બારીઓ સાફ કરવા બેસાડી. આ પછી તેણીને સોસાયટીની સંભાળ હેઠળ લાવવામાં આવી હતી. તેણીનાં શરીર ઉપર સલ પડી ગયલા હતા, આંખો ઉપર ચાઠાં પડી ગયાં હતાં, અને હથેલી સુજી ગઈ હતી, તેણીના જમણા હાથ ઉપર ઢીમણું હતું, ખભાંથી ઢીચણ સુધી અને ડાબા હાથ પણ તેવીજ સ્થીતીમાં હતા, તેણીને ઘણીજ દુષ્ટ છોકરી જણાવવામાં આવી હતી અને તેટલા માટેજ સજા થવાનું કહેવાયું હતું. ખરેખરૂં જોતાં તો તે છોકરીના જેવું મીલનસાર અને આગાકીત કોઈકજ હશે. તેની માને સોલ માસની અને બાપને બાર માસની સખત કેદની સજા ફરમાવવામાં આવી હતી. માટે ઓ ભાઈ, મારી આગળ ફરીથી તું બીજી ઓરત વીશે વાત કરતો ના, ને નકામો મારો જીવ ઉસકેરતો ના.

મીત્ર—ઠીક છે, ત્યારે હમણા તો હું જાઊં છું.

શાવક અને શીરીન પોતાના બાપ સાથે હેતથી વાતો કરે છે, તેમાં બાપ પોતાની પત્નીએ દીધેલી શીખામણ પોતાનાં ફરજંદોને યાદ દેવડાવે છે, અને તે પ્રમાણે ચાલવાને હુકમ કરે છે. (થોડા દીવસ ગયા બાદ મીત્ર પોતાના દોસ્ત હોસંગજીની ખબર લેવા આવે છે.)

મીત્ર—કેમ શાવક? તમારા મુરબી બાવા ક્યાં છે અને તમારાં બેન શીરીન શું કરે છે, તેવણુબી દેખાતાં નથી?

શાવક—બેહેન તો રાંધણીમાં નાસ્તાની તજવીજ કરે છે, અને બાવાજી તો નહાવા બેઠા છે તે હમણા આવશે, તમો બેસો. હું હમણા શીરીનને બોલાવી લાવું છું અંહી!

મીત્ર—કાંઇ ફીકર નહી, કામ પુરૂં કરીને આવશે. શાવક રહેવા દે તો.

(તેટલામાં હોસંગજી ઓરડામાં દાખલ થાય છે.)

હોસંગજી—(મીત્ર તરફ જોઈને) ભાઈ સાહેબ, કેમ છો? આટલા દીવસ ક્યાં હતા?

મીત્ર—જરા માંદગીના સબબથી મારા ડાક્ટર સાહેબે ફરમાવ્યું હતું કે તારે હવા ફેરબદલ કરવી જોઈયે, તેથી હું થોડા દીવસ 'જહાંગીરડી'ની ધર્મશાળામાં હવા ખાવા ગયો હતો. મકાનની વાત તો શું કહું કે દરીયાના કાંઠા ઉપરજ બાંધેલું અને મેનેજર સાહેબની એટલી બધી માવજત કે જેથી મારૂં બધું દુઃખ ઇશ્વરની બક્ષેશથી થોડા દીવસમાં દફે થઈ ગયું, અને હાલમાં તમો જુવો છો તેવો છું. પણ તમોએ શું વીચાર કીધો?

હોસંગજી—શું? વીચાર શાનો?

મીત્ર—અગાઉ જ્યારે હું તમારી પાસે આવ્યો હતો અને તમોને બીજી બૈરી કરવા વીશે ફરમાવ્યું હતું તે. બીજો શાનો હોય વળી?

હોસંગજી—તમો તો ફોકટનું માથું દુઃખવો છો.

મીત્ર—એમાં વળી ફોકટનું માથું તે શાનું દુઃખવવાનું? તમોને બીજું ઘર કર્યા વીના છુટકો નથી; માટે મારી નાદાનની વાત સાંભળી એક સારૂં ઘર કરો તો તેમાં શોભા છે, અને તમારાં નાનાં બાળકોબી સચવાશે. જુઓ ઘરમાં શીરીન

એકલી, શાવક સ્કુલમાં જાય અને તમો આફીસમાં જાવો, ત્યારે ઘરમાં કોણ? જુવાન જવાન બચ્ચાંને ઘરમાં કાંઈ એકલું રખાય કે? માટે તમો પુરતો વીચાર કરો.

હોસંગજી—તમો જે કહો છો તે બધું વાજબી છે, પણ હું કયાં શોધવા જાઉં વારૂ? વળી કોઈ કેવી આવે અને કેવી નહી અને આ બાળકો ઉપર જુલમ પડે, તેથી સંતાપ મારા જીવનેજ થાય કેની?

મીત્ર—એ તો જે નસીબમાં હશે તે બનશે.

હોસંગજી—ત્યારે કોઈ તમારાં ધ્યાનમાં હોય તો કહો.

મીત્ર—પેલા આપણી આફીસના પેસતનજી જેવણ ગયેજ વરસ ગુજરયા હતા, તેવણની બૈરી જે વીધવા થઈ છે તે મારા ધારવા પ્રમાણે હજી સુધી રંડાયલીજ છે, માટે જો તમારી ખુશી તેણીની સાથે કરવાની હોય તો હું તેને મારી ઓરતની મારફતે પુછાવું.

હોસંગજી—હા, જરા મેહેરબાની કરી પુછાવજો, કારણ કે મારા ધારવા પ્રમાણે તે વીધવા બાઈ ઘણી ભલી દીસે છે. પછી તો જે આપણા નસીબમાં હશે તે બનશે, તેમાં તમારે માથે કાંઈ દોષ, ન મુકાશે.

મીત્ર—ઠીક છે, ત્યારે હું મારાં ધણીયાંણીને તેની ખબર કઢાડવા મોકલીશ અને જો તેવું માલમ પડશે તો તરતજ તમારૂં ત્યાં સાટુંબી કરવામાં આવશે, પછી કાંઈ છે?

હોસંગજી—બસ, મને બીજું કાંઈ જોઈતું નથી. જ્યારે તમોને તે સારી માલમ પડે છે એટલેજ બસ છે. (મીત્રે પોતાના ઘરનો રસનો લીધો.)

મીત્ર ઘર જઈ પોતાની સ્ત્રી આગળ હોસંગજીની ઉપર વીતેલી સઘલી બીનાથી વાકેફ કરે છે અને પેલા (મરનાર પેસતનજી) ની વીધવા વીશે ચેતવણી આપે છે અને તેણીને ત્યાં જવા કહે છે.

ધણીયાંણી—ઠીક છે! મારા પ્યારા ખાવીંદ, તમોએ જે આટલી જેહેમત તમારા પ્રીય દોસ્ત માટે ખેંચી છે, ત્યારે તેમાં મારે પણ ભાગ લેવો જરૂરનો છે. એ શુભ કામ કરવાને હું પછાત પડનાર નથી. કાલે રામરોજબી છે અને એ રોજનું કાંઈ મુરતબી જોતાં નથી, કહેવત છે કે "રામ અને નગર મુરને જાય ગામ" તેથી એ સાટું કરવાને હું તમોને વચન આપું છું, પણ સંભાળજો, તમારા મીત્ર હોસંગજી પાછળથી ફરી નહી બેસે, અને ના નહી પાડે તેની સંભાળ રાખજો, સમજ્યા કે?

ધણી—તમે જો એ નક્કી કરી આવો તો હોસંગજીબી કબુલ છે, અને પોતાની તદન ખુશી એ બાઇ ઉપર બતાવે છે, એટલે હવે તેણથી ફરાશે નહી.

ધણીયાંણી પોતાના પતીની રજા લઈ જાય છે, અને પેશતનજીનાં પીરોજબાઈ આગળ સરવે 'અનાથી તે પતી' સુધીની સઘળી હકીકત જાહેર કરે છે. સેવટે તેણી કબુલ કરે છે અને તે બાઈ પોતાના પતી તથા હોસંગજીની સાથે સાંજે કલાક ચારને અમલે આવી રૂપીયા પેહેડાવવા કબુલ કરે છે.

(તેણી ઘેર પાછી ફરે છે.)

ધણી—કેમ પ્યારી શું કીધું પેલાં કામનું?

ધણીયાંણી—સૌ સારૂં છે, અને તમો જલદી જઈ હોસંગજીને ચેતાવો કે આજે સાંજે ચાર કલાકને અમલે આપણે ત્યાં જઈ રૂપીયા પેહેડાવી નામ પાડયે.

ધણી—ઠીક છે ત્યારે હું જાઉં છું, આ ચાલ્યો અહં કે?

ધણીયાંણી—અંહ કે શું કરો છો, જલદી જાવોની, વખત થોડો રહયો છે ને અંહીના અંહીજ હજી તો છેરો.

(ઓરત જાત હંમેશાં અધીરી હોય છે, અને આગળ પાછલનો વીચાર કરતીઓ નથી. તે એકદમ કુવામાં પડવા માંગે છે, ને કોઈબી કામ કરવું હોય તે આગમજ પુરતો વીચાર કરવો નહી એ તો સ્ત્રીઓનો જાતી સ્વભાવજ છે, માટે બેહેનો, એવો અધીરો જીવ એકદમ નહી કરવો, કાંઈબી કરવું હોય તો વીચારી કરજો.)

ધણી—લે બા, આ ચાલ્યો (જાય છે).

હોસંગજી પોતાના ઓરડામાં પોતાનાં બે બાળકો સાથે બપોરનું ખાણું ખાય છે, તેવામાં મીત્ર આવી લાગે છે.

મીત્ર—શેઠ સાહેબ, ભાઈ સાહેબ, બેન કેમ છો?

સર્વ સાથે—આવો જમ્યે.

મીત્ર—જમો, ખોદા ઘણું બક્ષે.

હોસંગજી—કેમ આપણું સર્વે કામ પાર ઉતર્યું કે?

મીત્ર—તે કીરતારની મેહેરબાંનીથી સર્વે પાર પડયું છે. આજે આપણને તેવણનાં ઘર સાંજે ચાર કલાકે જવું છે, કારણ કે આજે છાપો પાડવો જોઈયે.

હોસંગજી—ઠીક છે, ત્યારે આજે આપણે સાથે જઈશું, તમો તમારાં ધણીયાંણી સાથે અંહી આવજો, અહં કે?

(તેવામાં શીરીન બોલી ઉઠી.)

શીરીન—(બાપના મીત્રને) પણ તેવણ અમારી ઉપર જુલમ તો નહી પાડે કેની?

મીત્ર—સૌ સારૂં થશે. ઈશ્વરનો ઉપકાર માનો કે તમારા લોક ઉપર તે ગરીબ પીરોજબાઈ 'માતા' દાખલ આવે છે.

શાવક—પણ તેવણની ચાલચલણ કેવી છે?

મીત્ર—ઘણીજ સારી છે, આગળ જ્યારે મારો મીત્ર (પેસતનજી) હયાત હતો ત્યારે હું તેમની પાસે જતો હતો તે વખતે તો એ મને બહુ ભલી દેખાતી હતી.

શાવક અને શીરીન—ત્યારે તો ઠીક છે, જ્યારે તમારી ખાતરી છે એટલે બસ. તમો કાંઈ હાથે કરીને અમારા મુરબીજી થાવાને ફસાવનાર નથી; પણ અમારી ઉપર તે જુલમ નહી કરે તે માટે જરા ભલામણ કરજો, અહં કે?

મીત્ર—એ તો સર્વે મારી સ્ત્રીએ તેવણને સમજાવ્યું છે, અને વળી તે સાથે તે ડાહી અને ભણેલી છે, એટલે વધારે કહેવામાં કાંઇ સાર નથી. તે સઘળું સઠમજે છે.

(જાય છે.)

[સાંધણ છે.] મીસ મેહેરબાનું ધનજીશાહ ખરાસ.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

### પ્રકરણ ૧૩ મું.

મંગલવાર, તા૦ ૨૮ મી નવેમ્બર—હમે પાછલી રાતના "એના" અથવા તો "ચેન આયલન્ડ" જોયું; અને નાસ્તાની અગાઉ "એનેતુ" અથવા "મોલર આયલન્ડ" જે હમે દસ અગીઆર વાગા તુલીક જોવાની આશા નહી રાખી હતી, તે નજરે પડયું, અને તે છોડયું નહી તેટલાં "હાઓ હોપ" અથવા "બો આયલન્ડ" દીસ્યું. હમે તે ઉતરીને જોવાનો ઠરાવ કરયો. એ સબબથી હમો બપોરનું ખાણું ખાધા પછી બધી બંદુકો લઈને ઉતરયાં, પણ સર્વેને હુકમ કીધો કે જ્યાં સુધી અગત પડે નહી, ત્યાં સુધી બંદુક સંતાડી રાખવી. બંદુક લેવાનું કારણ એ કે, હમારા વાંચવામાં આવ્યું હતું કે એ બાજુના કેટલાક દેશીઓ ઘણા ઝનુની હોય છે, અને ઉતારૂઓને લુટવા માટે તેઓના જાનની દરકાર કરતા નથી, પણ સારાં ભાગ્યે અમોને બંદુકોની કાંઈ પણ જરૂર પડી નહી. મેં તે દેશીઓને આપવા સારૂ એક કોથળો ભરી દાણાઓ, છરીઓ, તથા આરસીઓ લીધી.



૫૦—દખણ પાસીફીકનાં હાઓ ટાપુનો કીનારો.

હમે જતાં જતાં જે દેખાવ જોયો તેનું બયાન હું કરી શકતી નથી. બોટમાંથી નીચે જોયું તો પરવાળાના ખડકો જેની વચમાં દરીઆઈ ફુલ ઉગેલાં હતાં, માછલીઓ અંહીથી તંહી દોડતી હતી, કોરાઓ જેઓમાંના એકે એક પદાર્થ સંગ્રહમાં જગા લેવાને લાયક હતા, કદાચ સ્વપનામાં જોઈએ એવો દેખાવ હમારી નજરે પડયો. પાણીની સપાટીનો રંગ ખોલાથી તે છેક ઘેરા પાણા જેવા અને ખોલા બહુથી તે સનીશ્વરના ઘેરા બહુ જેવો બદલાતો હતો. હમારી સામે કીનારા ઉપર ઊંચાં ઊંચાં નારીયેરીનાં ઝાડો હતાં, જેનો લીલો રંગ ઓરતો તથા મરદોનાં લાલ બહુ કપડાંથી ઘણો દીપી નીકળતો હતો.

જેવાં હમે કીનારા ઉપર ઉતરયાં કે હમોને કેટલાક મરદો લેવા આવ્યા અને શેકહેંડ કરી; આ ઉપરથી હમે હમારી બંદુકો બોટમાં રહેવા દીધી. તેઓ હમોને થોડાંક દુર ઝુંપડાંઓ હતા ત્યાં લઈ ગયા. આ જગ્યા ઉપર હમોને ઓરતો તથા છોકરાંઓ મલ્યાં, અને ઝુંપડાંની બહાર અમારે સારૂ બેસવા સાદડી પથરાવી અને હમોને નારીએળનું પાણી પાયું.

મેં એક બાયડી જોઈ, જેના હાથમાં એક છોકરૂં હતું, અને તેના ટુકા બાલ તેનાં માથાં ઉપર ઉભા થયલા હતા. એક બીજી ઓરત આખો વખત પોતાનું મોહું ઢાંકતી હતી અને ભાતીઘ દુર ગયા પછી મેં જોયું તો તેનું નાક કાપી નાખેલું હતું. ઓરતોનો દેખાવ સારો હતો અને કાળા બાલના ચોટલા વાળી બાંધેલા હતા. જોકે નાનાં છોકરાં અને બચ્ચાંઓ ઘણાં હતાં, પણ હમે એક પણ જુવાન છોકરીને જોઈ નહી. આ ઉપરથી હમે ધારયું કે તેઓએ હમારી સ્ટીમર દેખાયા પછી જાણી જોઈને છોકરીઓને દુર કીધી હશે. થોડાક વખતમાં ઘણાએક જણાંએ માછલીઓ, મરઘીઓ, તથા નારીયળો લાવી ભેટ તરીકે હમારા પગ આગળ મુક્યાં. કોઈ કોઈ ઓરતોએ કપડાંના ઝભા પહેરયા હતા, પણ મુખ્ય ભાગે તો ફકત સાદડી પોતાનાં આંગ ઉપર વીંટાળેલી હતી.



૫૧—મેતીઆ.

હમોને દુર ધુમાડો દેખાયાથી તે કયાંથી નીકળે છે તે હમે જોવા ગયાં; કેટલુંક ચાલ્યા પછી હમે થોડાં ઝુંપડાંઓ આગળ આવી પુગ્યાં. અહીંનાં લોકો બહાર ગયલાં હતાં, અને અંદર જોયું તો બીછાનાને સારૂ સુંદર સાદડીઓ, પ્યાલાંને સારૂં નારીયળની કાછલીઓ, રકાબીઓ

સારૂ સીપના કોરાઓ, અને રાંધવાનાં વાસણને સારૂ તરેહવાર રંગનાં તથા ઘાટનાં પરવાળાંઓ હતાં. આ જગ્યા ઉપર પરવાળાં તથા સીપ ઘણી જુદી જુદી જાતનાં મળે છે; અને નીકળવાની અગાઉ હમે વીસ જુદા જુદા આકારનાં પરવાળાંઓ અને ઘણાક કોરા એકઠા કીધા. આ સર્વે ચીજો હમારા મછવામાં મુકી, આ મીલનસાર દેશીઓને શેકહેંડ કરી હમે થોડા વખતમાં તેઓથી દુર નીકળી ગયાં.



૫૨—હમારો ખલાસી.

સુકરવાર, તા૦ ૧ લી ડીસેમ્બર—આજે સહવારના પાંચ વાગે હમે મીતીઆનો ટાપુ જોયો પણ પવન પડી જવાથી દસ વાગા સુધી તેની નજદીક આવી શકયાં નહી.

હમે મછવામાં બેસી કીનારે ઊતરવા ટાપુની એક બાજુએ ગયાં, જે તરફ હમારી બોટ જોઈ ઘણુંએક દેશી મરદો તથા ઓરતો હમોને લેવા નીકળી આવ્યાં, પણ ખડકો ઘણા હોવાથી હમે તે જગ્યા ઉપર ઉતરી શકયાં નહી. આથી તે દેશીઓ ઘણા નાસીપાસ થયા, અને હમોને લેવા સારૂ એક મછવો એક ખલાસી હંકારી લાવ્યો; પણ તે મધે બેસવાની હમોને ધાસ્તી લાગી અને હમે તેઓને ના પાડી. હમે ટાપુની બીજી બાજુએ ઊતરવાની કોશેશ કીધી, અને આ પ્રમાણે કરતાં હમે આખો ટાપુ ફરી વળ્યાં અને પેહલી જગ્યા ઉપર પાછાં આવ્યાં. હવે ભરતી હોવાથી હમે હીમત ધરી ગયાં, અને સહી સલામત કીનારા ઉપર ઉતરયાં. તે લોકો હમોને ગામના વડાને ત્યાં લઈ ગયાં, જેણે હમારે માટે સાદડી બીછાવી, અને ફુલ, ફ્રુટ, મરઘાં બતકાં, તથા ગોસની સોગાત કીધી. હમે તે બીજા દેશીઓને બદલામાં કાંઈ કાંઈ ચીજ આપી, પણ પેલા વડાએ તો કાંઈ પણ લેવા ના પાડયું. સર્વેથી અજાએબ જેવી ચીજ તો તેઓએ માણસના બાલની બનાવેલી ૬ ફાધમ યાને બાર વાર લાંબી સુતળી હમુને આપી. તે દેશીઓએ હમુને પુછયું કે 'તમે દારૂ વેચવા આવ્યા છેઓ?' હમે ના કહયું. 'માણસો ચોરી કરવા?' (એટલે ગોલામ તરીકે લઈ જવા) હમે જવાબ દીધો કે નહી; પણ તે લોકોને ઈંગ્રેજી બરાબર માલમ નહી હોવાથી હમે તેઓને બરાબર સમજાવી શકયાં નહી કે હમે ફકત શોખને ખાતર આખી દુન્યામાં ફરીએ છીએ. હમોને ઈંડાં જોઈતાં હતાં તે વીશે તે લોકને સમજાવતાં ઘણી મેહનત પડી. હમે થોડાંક મોતીઓ, સીપો, અને કોરાઓ લઈ, સાંજના ચાર વાગતે થાકી ગયલાં સ્ટીમર ઊપર આવ્યાં.



૫૩—કવારનતાઈન આયલન્ડ પેપીતી.

સનીવાર, તા૦ ૨જી ડીસેમ્બર—આજે સહવારના નવ વાગે હમે "તાહીતી" નાં મુખ્ય બંદર "પેપીતી"માં લંગર નાખ્યું.

[સાંધણ છે.]

હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.

---

બે અતી ગરીબ શખસો પોતાના ઓરડામાં સુતેલા હતા તેટલાં કાંઈ ગરબડ થવાથી જાગી ઉઠયા, અને આસપાસ જોતાં માલમ પડયું કે કોઈ શખસ છાપરાંની બારી વાટે અંદર દાખલ થતો હતો. એક બીજાને કાનમાં કહેવા લાગયો, "અરે જોયો કે કોઈ ચોર આવેચ." "ચુપ," બીજો આસ્તેથી બોલ્યો, "એને અંદર બરોબર આવવા દે, અને પછી હું એવી ચાલાકી પાડીશ કે બીજે ઠેકાણેથી કાંઈ ચોરી કરી લાવ્યો હશે તે નાખી દઈને નહાસી જશે."

---

ત્રણ વરસની એક નાની છોકરી ખાતાં ખાતાં મોટેથી બુમ પાડી રડી પડી.

"કાંય સુનાં શું છે?" તેણીની માએ પુછયું.

"અરે" તેણી બોલી "મારા દાંતે મારી જીભને ચાંપી નાખી."

એક ઘરાકઃ "ડાક્ટર, તમે તો કહેતા હતા કે હરણું જેવું કાંઈ દુઃખ છેજ નહી તે?"

ડાક્ટરઃ (ભાર મુકીને) "નહીજ તો વળી."

ઘરાકઃ "ત્યારે પેલા બુધા મેહલીકાકાને થયું અને તેવણ મરી કેમ ગયા?"

ડાક્ટરઃ (વીચાર કરીને) "હા, જે માણસ જે દરદ દુન્યામાં હોય તે લેવા જાય ત્યારે તેને મરીજ જવું જોઈયે."

---

એક નાની છોકરીને તેણીની દાસીએ કહયું કે જો દીવસમાં તેણી એટલો બધો વીચાર નહી કરે તો રાત ના તેણીને સ્વપના થોડા આવે.

"પણ એમાં હું શું કરું?" તે છોકરી બોલી અને હકીકી સાથે કહેરયું કે "મારૂં મગજ એક ઠેકાણે બેસીજ નહી રહેતું."

# એક અવીચારી કામ.

## પ્રકરણું ૧ લું.

### મનપસંદ ભેટ.




લ્લુ ! હીલ્લુ ! અરે ઓ હીલ્લુ ! પીરોજ ! પીરોજા ! ઓ પીલાઈ ! અરે તમારૂં નખોદ જાય તમારૂં ! એ થયું શું થયું તમો લોકોને ! કેમ થયું કેમ ! આ ઘડયાળમાં તો ૭ બી વાગવા આવ્યા, ને હજી એ નખોદની ગઈઓનું તો કાંઈ ઠેકાણું મજેજ નહી ! અરે પણુ ચાલી મરોની તો, અભયાં મને કાય ખોટી કરતાં હશો જો !”

હાલ મે મહીનાની કકડતી ગરમીના દીવસ ચાલે છે તે વખતમાં એક દહાડે સાંજે સનવાર હોવાથી હોરમજી પરતાકયા સકારેથી પોતાની આફીસ બંધ કરી ઘેર આવ્યા; અને ચાકરી ધંધાની જંજાળોથી કંટાળી ગયલા હોવાથી આજે પોતાની બાયડી અને દીકરીને લઈને જરા દરીએ કીનારે ફરી આવવાનો વીચાર કરી પોતાની છોકરીને બોલાવી કપડાં બદલવા કહ્યું, અને પછી પોતેબી ચાહ પાણી કરી કપડા બદલવા માંડયાં. પાંચ મીનીટમાં તેવણુ પોતાની લાંબી બાંહેની દગલી તથા ટોપલા જેવી પાઘડી પેહેરી અડધે પગનાં ગામડી બુટ પગમાં ઘાલી તૈયાર થઈ રહયા, પણુ હજી તેવણુનાં ધણીઆંણી આવ્યાં ન હતા માટે જરા બારીએ ઉભા. હોરમજીનું ઘર કરેલવાડીના લતા ઊપર હતું, માટે તેવણુ પાટલાક બારીએ ઊભા તેટલાંમાં તો કાંઈ પુષ્કળ લોકોને તેવણે ફરવા જતાં જોયાં. આથી હવે તેવણુથી ચોભાયું નહી અને તેવણુ પાછલા ઓરડાનાં બારણાં આગળ આવી પોતાની ધણીઆણી હીલ્લુ અને દીકરી પીરોજાને હાંક મારવા લાગ્યા. પેહેલે સાદે તેવણુને જવાબ ન મળવાથી હોરમજી બહુ ખીજવાઈ ગયા, અને બહારનાં બારણાં આગળથીજ હીલ્લુ તથા પીરોજાને મોટેથી હાંક મારવા પડયા.

હવે આ વખતે પાછલે ઓરડે પીરોજા અને તેની મા વચ્ચે કાંઈ જુદીજ ગડબડ થતી હતી અને તેઓ પોત પોતાની તકરારમાં પુષ્કળ રોકાઈ ગયલાં હોવાથી હોરમસજીના હાંક મારવા ઉપર તે બેમાંથી એકતુંબી ધ્યાન ખેંચાયું નહી.

પીરોજાની એક માસી બહારકોટ મોટા મોહલામાં રહેતી હતી; પીરોજની આ માસી જો કે તેનાં મા બાપ કરતાં ગરીબ તોપણુ સુખી હતી, તે ગરીબ સંસારે કરકસરથી પોતાનું ઘર ચલાવી સંતોષથી રહેતી હતી. તેને પણ એકજ દીકરી હતી. પીરોજાની આ મસીઆઈ બેહેનનું નામ ગુલાં હેરી હતું, અને તે બંને વચ્ચે નાનપણુથી ઘણી પ્રીતી બાઝી હતી, તેથી તેઓ મોટાં થવા છતાં એક એકને ત્યાં રહેતાં હતાં. ગુલાં કોઇ વખત પીરોજાને ત્યાં રહેતી તો વળી ગુલાંની મા કોઈ વેળા પીરોજાને તેડાવી પોતાને ત્યાં રાખતી. ગુલાં અને પીરોજાનાં મા બાપ વચ્ચે ઘણો ફરક હોવા છતાં આ બંને છોકરીઓ ઘણું માયાળુ, નમાની અને ખુશ મીજાજી હોવા ઉપરાંત એક બીજા ઉપર બહુ પ્રીત કરતી.

હમણા થોડાક દહાડા પીરોજા માસીને ત્યાં રહી આવી હતી, અને તે વખતે તેની માસીને ત્યાં કોઈ મંચુ માખણ્યા નામનો પારસી આવજાવ કરતો હતો. આ મંચુ પણુ સ્વભાવમાં ગુલાં અને પીરોજાના જેવોજ હોવાથી તે જ્યાં જતો ત્યાં સેહેલાઈથી ભેલાઈ જઈ, સર્વની પ્રીતી પોતા તરફ ખેંચી લેતો, અને તેજ પ્રમાણે તે પીરોજની માસીને ત્યાં પણુ હાલ ઘણો માનીતો થઈ પડયો હતો. પીરોજાને પણુ તેની રીતભાત અને વાતચીત પસંદ પડતી, અને તેથી તે પણુ તેની સાથ દોસતી રાખતી.

મંચુ માખણ્યો સુરતનો રહેવાસી હતો. તેનો બાપ તેને નાની વયે મુકી મરી ગયો હતો, અને મંચુની મા બીચારી ગરીબ હોવાથી તથા પોતાનો ધણી-પાછલ કાંઈ પણું દોલત મુકી ન જવાથી સીવી સાંધીને પોતાનું અને પોતાનાં આ એકપુરાં બાળકનું ગુજરાણુ કરતી. મંચુની મા પણુ ખરુ માયાળુ અને નમાની તથા દુઃખની વખતે ધીરજ રાખનારી હતી, અને તેનો આબાદ ખવાસ તેનાં એકપુરા પુત્રમાં ઉતર્યો હતો. તેણીએ બીજી માતાઓની પેઠે પોતાના પુત્રને કાંઈ લાડમાં ઉધાર્યો નં હતો, પણુ તેણીએ તેને નાનંપણુથીજ પોતાની હાલત વીશે જરા જરા કરી જાણીતો કીધોં હતો. મંચુ ઉપર પોતાની માના પ્યાર ભરેલા બોલો અને નરમાસથી દીધેલી શીખામણો તથા પોતાના ધણીની યાદથી તેણીની આંખમાં આવનાં આંસુઓની ઘણી અસર થતી, અને તેણે નાની વયમાંથી પોતાનેથી બને એટલું સુખ પોતાની માને આપવાનો પાકો ઠેરાવ કીધો હતો. ને હવે માને દુન્યાની દરેક ચીજ કરતાં વધારે ગણુતો, અને તેના એવા પ્યારનેજ લીધે, તેણે નીશાળમાં જે કાંઈ થોડી ઘણી કેળવણી મેલવી હતી તે ઉપરજ સંતોષ પકડી હવે વધુ વખત માને આધારે ન પડી રહેતાં, વીસ વરસની ઉમરે મુંબઈ આવી કાંઈ ધંધો કરવાનો ઠેરાવ કીધો, અને તેની માના કોઈ ઓલખીતાની મુંબઈમાં દુકાન હશે તેને ત્યાં ચાકરી રહેવા ગયો, પણુ આ દુકાનદારે તેની સઘળી હકીકત જાણ્યા પછી તેની દયા લાગવાથી તેણે થોડો વખત પોતાને ત્યાં ચાકરીએ રાખી પાછળથી પોતાનો ભાગ્યો કીધો. આ દુકાનમાં રૂપાંકામનાં ચીનાઈ વાસણો વગેરે વેચાતાં હતાં. પણુ મંચુએ ત્યાં રહયા પછી અને રફતે રફતે લોકોનો શોખ જાણ્યા પછી, બીજો ઘણો માલ મંગાવી દુકાનમાં ઘણો મોટો વધારો કરી નાખ્યો. મંચુ આવ્યા પછી પેલા દુકાનદારનેબી ઘણો નફો માલમ પડવા માંડયો, અને હવે તેનો મંચુ ઉપર પુરતો વીશ્વાસ બેઠાથી તેણે દુકાનની કશી કનવાર કરવાની છોડી દઈ સઘળું તેનેજ સોંપી દીધું, અને મંચુ ઘરાકોના શોખ પ્રમાણેની તરેહવાર ચીજો દેશાવરથી મંગાવવા લાગ્યો. વળી તેણે પોતાની દુકાનપરના માલના ભાવ પણુ ચોક્સ ઠેરવી મુકયા, જેથી તેણે લોકોનો ઘણો વીશ્વાસ મેળવ્યો. હવે પીરોજા પોતાની માસીને ત્યાં આવી અને તેણીને મંચુ સાથ ઓળખાણુ પડી તે વખતે મંચુએ પોતાની દુકાનમાં બાનુઓને પેહેરવા લાયક નવી તરેહની રૂપાંની જણુસના સટ ઈંગલંડથી મંગાવ્યા હતા. આમાંથી તેણે થોડાક પોતાની ઓળખાણુવાલાઓને ત્યાં ભેટ મોકલ્યા, અને બીજે દહાડે ગુલાંને ત્યાં આવ્યો ત્યારે તેને સારૂબી એક સટ લેતો આવ્યો, પણુ તેને પીરોજાની યાદ આવ્યાથી એક દાબડો તેણે બીજોબી સાથે લીધો, અને તેમાંથી એક ગુલાંને અને બીજો પીરોજાને ભેટ આપ્યો. આ બંને જણીઓએ તુરતજ મંચુનો ઉપકાર માની, દાબડો ઊઘાડી જણુસ જોવા

માંડી; ગુલાંનાં મા જરઆઈએબી ગુલાંના હાથમાંથી દાબડો લઈ સઘળું જોયું અને તેની ઝલક તથા નકશી અને સફાઈની ઘણી તારીફ કીધી. પીરોજાનેબી તે જણુસ ઘણીજ ગમી અને તેણે દરરોજ સાંજે ફરવા જતી વખતે તે પેહેરવા મંચુને કહ્યું. આ પ્રમાણે પોતાની ભેટ સર્વને પસંદ પડેલી જોઈ મંચુ પણ ખુશ થઈ ગયો.

મકરણ ૨ જું.

## રૂપેરી એરીંગ.તરફ અણગમો.

બીજે દહાડે પીરોજાં પાછી પોતાની માને ઘર આવી. મા પાસે આવ્યા પછી પીરોજાએ ઘણાજ હરખથી સઘળી વાત માને કહીને પેલો જણુસનો દાબડો માને બતાવ્યો, પણ તેની મા કંઈ તેણીના ધારવા પ્રમાણે ખુશ થઈ નહી. તે પણ આગળ પોતાની ફુઈને ત્યાં સુરત જતી હતી અને તે વખતે તેણીએ માખણ્યાનાં કુટુંબ વીષે કાંઈ વાત સાંભળી હશે. આ ઊપરથી તથા વળી મંચુ માખણ્યો ગામડયો અને ગરીબ માણુસ છે કરી તેને બહુ ધીક્કારવા લાગી, અને આવા એક પોર્યાની ભેટ પોતાની દીકરીએ કબુલ રાખેલી હોવાથી તે તેણીને ઘણો ઠપકો દેવા લાગી, અને તે દાબડો પીરોજાના હાથમાંથી લઈને પાછો મંચુને ત્યાં મોકલવા કહ્યું. આથી પીરોજાને ઘણું લાગ્યું, મંચેર જેવા એક રાંક અને સભ્યતાવાલા છોકરાને તેની માએ જે અપમાન કીધું તે તેણી ખમી શકી નહી, અને પોતાની મા વીષે તેણીનાં મનમાં બહુ ધીક્કાર ઉત્પન્ન થયો. તે તરતજ ઉઠી અને દાબડો પોતાનાં ખાણાંમાં મુકી બંધ કીધો, અને માનો ગુસ્સો નરમ પડવા પછી તે વીષે વાત કરવાનો વીચાર કીધો.

ત્યાર પછી બીજે દહાડે સનવાર પડયો, અને આપણે ઊપર જોઈ ગયાં તેમ હોરમજી પસ્તાકયા પોતાની ધણીઆણી અને દીકરીને લઈ ફરવા જવા નીકળ્યા; અને પીરોજે ખુશ થઈ કપડાં બદલી, પેલી જણુસનો દાબડો ઊઘાડી તેમાંનું એરીંગ કાઢી પોતાના કાનમાં લટકાવ્યું. પણ તેની મા તેવામાં આવી લાગી અને દાબડો તેના હાથમાંથી લઈ ગલીમાં નાખી દેવા નીકળી. પણ પીરોજાએ તે ગજબુત પકડી રાખ્યો અને માને ગુસ્સે થયલી જોઈ પાછો ખાણાંમાં સેરવી દઈ ખાણું બંધ કીધું; પણ પેલું કાનમાં પેહેરેલું એરીંગ તો કાનમાંજ રાખ્યું. આ જોઈ વળી તેણીની માનો ગુસ્સો વધ્યો અને તેણીએ પીરોજાને તે એરીંગ કહાડી નાખવા કહ્યું. પણ પીરોજાને તે કહાડવા ગમ્યું નહી, અને તેની મા તો કહડાવવાનીજ હુજત લઈ બેઠી. આ વખતે પોતાના બાપનો અવાજ પીરોજાએ સાંભળ્યો અને તરતજ માના ગુસ્સામાંથી છટકી જઈ બાપની દયા મેળવવાની આશામાં ઓરડામાંથી બાહેર નીકળી પડી બાપને સાંમી મળી.

"અરે જી, આવીજી."

પીરોજાને એકલી આવતી જોઈ તેનો બાપ વધારે ખીજવાઈ બોલ્યો, "અરે પણ શું થયું? તારી મા કયાં છે? એ તમારા લોકોનું બધા દહાડાનું એજ કે? આ બધાં લોકો ફરી હરીને ઘેરબી ચાલ્યાં, તોબી હજુ તમારા લોકોના ડ્રેસજ પુરા નહી થતા કે?"

એટલામાં પીરોજાની મા પણ પાછળ આવી, અને તેણીને જોતાંજ, જાણે કાંઇજ બન્યુંજ ન હોય તેમ પીરોજા બોલી, "લેવો ચાલોની બાવાજી, આએ શું માયજીબી આવ્યાં?"

"અરે હારે હા: ઉભી રહે રાંન દુકતી, તું બાપની પાસે આવીને એવાં એવાં સીપલાં કરે છે ખરી, પણ હું કંઈ તારૂં ચાલવા નથી દેવાની, સમજી કેની?" (પોતાના ધણી તરફ ફરીને) "સેયો હોરમજી, હું કહુંછ સાફ તમુને, કે આ દુકતીના કાનમાંથી પેહેલે આએ એરીંગ કહડાવો, નહી તો પછી તમે જોજો કે હું એના કાનમાંથી પીખીને કહાડી લેવશ."

"અરે પણ કાંય! શું છે જે? રહેવા દેની, એને ગમે છે તો પેહેડવા દે, શું થયું? એ પોરીને એવો એવો ઘણો શોખ છે, તો જરા પેહેડવા દે કે એનો જીવ ખુશ રહે, ને હવે ચાલ, જો આજો (ઘડીઆલ દેખાડીને) છ ને પાંચ તો થઈ."

બાપના ઊપલા બોલોથી પીરોજાને ઘણી ધીરજ આવી અને તે પોતાના બચાવમાં બાપને કાંઈ કહેવા જતી હતી, એટલામાં તો તેણીની મા વળી પાછી ગુસ્સાભેર બોલી:—

"અરે નહી! નહીં! બસ અત્તર ઘડી એ કહડાવીને નખાવી દેવો, નહી તો કે હું હવે એ પીખી કહાડીને ભાંજી તોડી નાંખશ."

પીરોજા હવે રડતી આંખે બાપ પાસે ભરાઇ; "જુઓ! જુઓ! બાવાજી, એટલું પેહેરવા દેવો! જુઓ એ કેવું મજેનું લાગેય! જુઓ હલકુંબી ઘણું છે ને વળી શોભેયબી મજેનું. જુઓ માસીની ગુલાંબી પેહેરે છે, ને માસી કહેતાં હતાં કે ગુલાંના કરતાં મારે કાને તો વધારે શોભેય. એ જો શોભતું નહી હોય તો માસીમાએ ગુલબાનુંને પેહેડાવેબી? જુઓ બાવાજી, હું બીજું કંઈ નહી પેહેરશ, બસ મને એટલું એરીંગજ પેહેરવા દેવો, એ મને ઘણુંજ ગમે છે."

"અરે પણ તારી માય ના કહેછ તો કહાડી નાખની! મને શું કહે છે જો!"

"એટલે! શું? ત્યારે તમે નથીજ સમજતા કે? ચાલો ત્યારે તો હું ફરવા જતીબી નથી ને કોઇને જવા દેતીબી નથી. જયારે મારૂં કહ્યું નહી માનશે ત્યારે હું એમજ કરવાની! જા રે દુકતી, કપડાં બદલી નાંખ જલદી; આ બધી સાડી મેલી કરી નાંખશે."

"અરે પણ તું કંઈ દેવાની થઈચ, દેવાની! અમથી શાની બકબકારો કર્યા કરે છે? તું બોલે છે શું તેની તો જરા કોઇને સમજ પાડ! કલાક થયો અમથી બકબક કરે છે ને બુમ પાડે છે, પણ મને તો તારો એક બોલબી નથી સમજ પડતો. કંઈ જરાબી ધીરેથી કે આસ્તેથી બોલે તો સમજ પડે કેની? ચાલ બોલી દે, હવે મને શું કહે છે શું? ખોટી કાંય કરે છે અમથી, નહીં આવતી હોય તો મને ના કહે કે હું મારે જરા કલબમાં જઇને બેસું."

"અંહ! તારે તમે તો કંઈજ સમજ્યાજ નથી કે! હંઅ! એમ છે! તો લેવો ચાલો, ત્યારે આએ સમજો! જુઓ હું કહું છું તમને, કે પેલી વખતેબી તમે એમજ કીધું ને મારૂં કહ્યું કંઈજ માન્યુંજ નહી, ને પેલી તમારી બેન દીનીને ત્યાંનાં લગનમાં બધો ઘેરમાંનો હીરા જેવો ફ્રાનેતરનો સામન વાપરવા મોકલ્યો ને તેને ત્યાં સુવા બધા લુચ્ચા ને પોશાગીરો આવેલા, તે સુવાઓ બધું સૌ તળીઆં ઝાટક કરી ગયા. ને બધી મારા સરસામાનની ધુળેધુળ કરી મુકી ને તેનો બધો દંડ હવે મેં ભર્યો. મને નવેસરથી ઘેરનું ફ્રાનેતર (ફરનીચર) પાછું વસાવવું પડયું, ને તેમજ હવડાંબી આએ તમે મારૂં માનતા નથી, પણ જોજો કે પછી તમે કેવા પસ્તાવો છો તે!"

"અરે પણ તને થયું છે શું, થયું! તને પાધરી વાત કરવાની હોય તેજ કરવી, વળી તે પાંચ સાત વરસનો રડાકુટો

શાની લઈને બેઠીચ? તે વખતે સામાન ચોરાયો તેની સાથે પીલુનાં એરીંગને શું લાગે વળગે છે જે! પીલીનાં એરીંગને કંઈ તે ફરનીચર સાથે સગાઈ બગાઈ છે? ચાલ બોલી દે! મને કહેતી હોય તો જલદી કહી દે, ને નહી તો કે જવા દે. અમથી મને કાંય ઘેરમાં ગોંધી મુકે છે જો!"

"અરે, પણ મરે કહે કોણને જો! સમજે તેને કહે કેની! લે ચાલો સમજો હવે! જુઓ આ એરીંગ પેલા મંચુ માખણયાએ તમારી દીકરીને આપ્યું છે. જુઓ હવે એવો મુવો એક પોશાગીરનો પોશાગીર દુકતો તમારી દીકરીને એમ ભેટ સોગાદ આપે ને પછી તેની સાથે પરણે ને પછી મુવો બધાનાં ઘેરબાર લુટે ને પછી પોલીસમાં જઈને કેદ પડે, ત્યારે પછી તમે તેના સસરા થઈને દગલી પાઘડી પેહેરીને તે મુવાનો કજ્યો સાંભળવા કોરટમાં જશો કે? ને એ તો મારો જમાઈ થાય કરીને કહેશો કે? કેમ? હવે મુગા કેમ થઈ ગયા? બોલોની જોતું? એ બધું તમને ગમશે કે? કેમ શું કહેવો છો? લાવોની, હવે મેં બધી વાત તો તમોને કહી. હવે હજુબી એના કાનમાંથી કહડાવશો કે નહી?"

હોરમજી પોતાની પરણેતરના કહેવા ઊપર થોડોક વાર વીચાર કરીને બોલ્યા, "અરે પણ શું જો હીલ્લુ! તુંબી મને એમ જ્યારે ત્યારે નકામી ભડકાવ્યાજ કરશે કે વારૂ?"

હેં! શું? હું તમોને નકામી ભડકાઊંચ? આ ખરેખરી વાત કહેવાનો ને અગાઉથી ચેતવણી આપવાનો આવો ગુણુ કે? વારૂ વારૂ, હશે, ચાલો, તમારે ગમે તેમ કરો, પછી હુંબી જોઊં છું કે કેવા માથે હાથ દઈને પસ્તાશો તે!"

"ત્યારે વળી નકામી નહી ભડકાવતી તો બીજું શું કરે છે? વાતમાં કંઈ દમ તો મળે નહી ને નકામી જેવી કાગનો વાઘ કરી મુકે છે. તું તેને લુચ્ચો ચોટ્ટો કહે છે તો ખરી, પણ તેણે ક્યારે અને ક્યાં લુચ્ચાઈ ચોટ્ટાઈ કીધી તે તો કંઈ તું જાણુતીબી નથી, ને જ્યારે તેણે હજુ કંઈ તેવું કામ કીધું નથી ત્યારે તેનું મોકલેલું એરીંગ પીરોજા પેહેરે તો તેમાં શું ખરાબ થવાનું છે? વળી આપણી પીરોજા કંઈ તેની સાથે પરણી નથી કે તે હવે પછીબી લુચ્ચાઈ ચોટ્ટાઈ કરે તો તેનું આપણુને ખરાબ લાગે! ને વળી આપણી પીરોજા કંઈ તારી ને મારી મરજી વગર મંચુ સાથ પરણવાનીબી નથી, ત્યારે તું અમથી શું કરવા તારૂં માથું દુખવ્યા કરે છે?"

"અરે હોરમજી, એ તમે નથી સમજતા એવા લુચ્ચાઓનાં ફેલ! મેં એવાં ઘણાં જોયલાં છે! મુવા મોહડાંપરથી તો જાણે ગરીબ ગાય! પણ પેટમાં ટાંટયા. એ તો જાણે આજે એટલો જણસનો દાબડો આપ્યો, કાલે વળી કાંઈ બીજું આપે! પછી વળી જરા વધારે! કરીને આપણા ઘેરમાં પગપેસારો કરે! ને પછી મીઠી મીઠી વાતો કરીને બધાંને ખુશી ખુશી કરીને પછી પોતાનું કામ કહાડી લે! ને જ્યારે આપણી આગળ નહી ચાલશે તો પછી આ નાદાન દુકતીને ફુલવશે ને એમ કરીને નકામો મારા ઘેરમાં કંકાશ કરાવશે, તેમાં એનું શું જવાનું છે? લેવો જુવો, હવે આ બધું મેં તો તમોને ચેતાવી મુક્યું ને. હવે હજુબી તમે જો નહીજ સમજો તો પછી તમારી મરજી! પછી જો કંઈબી એવું બન્યુંચ કેની, તો નક્કી જાણુજો કે મારા તાણા તપલા ખમતાં તમારી તાળ ઘસાઈ જવાની! હું કંઈ કોઈને મુકું નહી જો! પછી ઘણી થયો તો શું, ને કોઈ હોય તો શું!"

હીલ્લુનું ઉપલું ભાષણ સાંભળી હોરમજીએ, હમણાં તો તે ઉપર વીચાર કરવાનો ઠરાવ કરીને પીરોજાના કાનમાંનું એરીંગ કહડાવી લઈ પોતે ઊંચું મુક્યું ને હીલ્લુ ને પીરોજાને લઇને ફરવા ચાલ્યા. (સાંધણુ છે.)

**ભાસીસ શીરીનબાઇ રૂસ્તમજી ૬૦ કંલાકટર.**

## રમુજે ફુરસદ.

હું તમારા દરેકના ઘરમાં છું અને પેટમાં પણ છું, ત્યારે જોઉં મને પારખો. મીસ બાઈજી એદલજી પુણેગર.

### ૪—ઉખ્યાણું.

નીચલી આકૃતીના રૂપમાં નીચે આપેલા અર્થવાલા એવા શબ્દો ગોઠવો કે તે આકૃતીની પહેલી ઉભી લીટીમાંથી પોતાની પરોપકારી ભલાઇને માટે તમામ દુન્યામાં આશકાર થયલી બાનુંનું નામ આવે.

| | |
|---|---|
| ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ | ૧ કંકાસ કરવો. |
| ૦ ૦ ૦ ૦ ૦ ૦ | ૨ મુસલમાનનું નામ. |
| ૦ ૦ ૦ ૦ ૦ | ૩ પારસીનું નામ. |
| ૦ ૦ ૦ ૦ | ૪ સર્વેને વાહાલું. |
| ૦ ૦ ૦ | ૫ કમાવું. |
| ૦ ૦ | ૬ ભુંગળી. |
| ૦ | ૭ અરદેશરમાં છું પણ એરચશાહમાં નથી. |
| ૦ ૦ | ૮ અવાજ. |
| ૦ ૦ ૦ | ૯ અફડબાજ. |
| ૦ ૦ ૦ ૦ | ૧૦ હોશીયારી. |
| ૦ ૦ ૦ ૦ ૦ | ૧૧ મર્યાદા. |
| ૦ ૦ ૦ ૦ ૦ ૦ | ૧૨ મુંબઇનું એક જાણીતું મકાન. |
| ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ | ૧૩ શરમાળ પુરૂષ. |

માણેકબાઈ દા૦ શરાફ.

### ૫—ઉખ્યાણું.

નીચે આપેલા શબ્દોના અર્થો લઈ એવું એક દાયમંડ બનાવો કે જેની ઉભી તેમજ આડી લીટીમાં હમારી "સ્ત્રી મિત્ર"ની વાંચનારી બાઈઓને જાણીતી એક બાનુંનું નામ આવે.

૧ લેસમાં છું પણ રીબનમાં નથી.
૨ બરોબરીઓ.
૩ દાયમંડમાં માંગેલું નામ.
૪ એક જાતનું હથીયાર.
૫ એઠ બીટનમાં છું પણ જમલંદમાં નથી.

### ૬—ઉખ્યાણું.

આ ત્રણ અર્થોના શબ્દોને એવી રીતે ગોઠવો કે ઉભા તેમજ આડા એકજ રીતે વંચાય.

૧ જે આપણે હમેશ હાથમાં લઈને બેસ્યે છીયે તે.
૨ ગોબેરો પાસની એક ચીજ.
૩ એક પારસીનું નામ.

મીસ માણેકબાઈ કુવરજી મસાલાવાલા.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—મામા.
૨—ભરથાર વગર ઘેર હીન,
જેમ ઘેર છાપરાં વીન.
૨. જે મનુષ્ય કરજદાર,
તેને પડે છે સદા માર.
૩. બેદીલ નોકર દુશમન બરોબર.
૩—મીઠું.
૪—તીર.
૫—મો સ મ બી.
સ . ૨ દા . ૨.
મ કા ઈ જી.
બી ૨, જી ન.
૬—રાજબાઈ તાવર. તારાબાઈ તારા-તાર-રાઈ.

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીસીસ પી. એનરસન ૪, ૬. મીસ બાઈજી એદલજી પુનેગર ૩, ૬. બાઈ રતનબાઈ ફરામજી ગોદી ૬. Miss A. D. Pochajee ૧, ૬. બાઈ દીનબાઈ પાલનજી માસ્તર ૧, ૨ (૩), ૫, ૬. બાઈ બાઈ જમશેદજી ડી ૨ (૩), ૫, ૬.

## દેશાવરની બાનુંઓનાં નામો.

મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મઉ) ૧, ૩, ૪, ૫, ૬. મીસ ગુલબાનુ જાહંગીરજી (અમદાવાદ) ૧, ૩, ૪, ૬. બાઈ પુતલીબાઈ પીરોજશાહ મેલ-કંત્રાકટર (ચીકોડી) ૧, ૪, ૫, ૬. મીસ મેહેરબાનુ કાવસજી દાવર (નગર) ૧, ૩, ૬. મીસીસ નજમુદીન (કલકત્તા) ૧, ૩, ૬. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૧, ૪, ૫, ૬. બાઈ ડી. આર. એમ. દારૂવાલા (સીમાન) ૧, ૨, ૩, ૪, ૬. બાઈ જે. એચ. વાહેવાલા (પુણા) ૧, ૬. મીસ માણેકબાઈ દા. શરાફ (ઈંદોર) ૧, ૩, ૪, ૫, ૬. બાઈઓ પીરોજ, સુના, જરી, હમબાઈ (ખાકી) ૬.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

Miss A. D. Pochajee.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા.)

## લખી મોકલનારાંઓને ખબર.

**શીરીનબાઇ દા૦ તારાપોરવાલા**—આવતામાં.

**શીરીનબાઈ રૂ૦ કંત્રાકટર**—તમારૂં છેલું લખાણ મથાળાં વગરનું અને અધુરૂં છે તે વીશે કાંઇ પુછપરછ કરવી હોય તો કાગજ મારફતે કરવાથી મેહેરબાની થશે.

**"બેવફા પતી માટે સદગુણી સ્ત્રીનો વીલાપ"**—ઇપલી કવીતા સારી છે, પણ કેટલાક વીચારો અને ઓશી સ્ત્રીની "ગોરરી" ને છાજતા ન હોવાથી લઇ શકતાં નથી.

**નવાજબાઈ અરદેશર શેઠ તથા મેહેરબાનું કાવશજી ડૉ૦ દાવર**—તમારાં લખાણો જોગવાઇએ દાખેલ કરીશું.

**"ટાંકણી અને સોય," "વધારે તો વધે, ઘટાડયે તો ઘટે"**—આ બાબદોમાં ઝાઝો દમ નથી.

**વેહેમ તજવા વીશેનું ગાયન લખનાર બાનું**—તમારૂં ગાયન હજી તપાસ્યું નથી. લેવા લાયક હશે તો જોગવાઇએ દાખલ કરીશું.

મીસીસ બાલાજી કેશવ લોંસલે હેદરાબાદથી લખી અરજ કરે છે કે, કોઇબી બાનું રાંધવાને લગતી બાબદમાં "બતાસનાં ભજીયાં" કેમ કરવાંતે લખી મોકલશે તો તેમનો મોટો આભાર થશે.

આ "સ્ત્રી મિત્ર" [illegible] કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં [illegible]






STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. એપરેલ ૧૮૯૦. અંક ૨જો.




## ✻ ઘર સંસારી કેળવણી ✻

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

---

## માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

---

### પ્રકરણ ૭ મું.

---

**જુવાનોની વાતચીત—તેઓ સાથની આપણી ઓળખાણ.**



સુરજ તરતનોજ અસ્ત પામ્યો હતો. ચંડીના સબબથી બારણાં બારી બંધ કરવામાં આવ્યાં હતાં. ઓરડાની ભીંતપર વખાણવા જોગ ચીત્રો તાંગેલાં હતાં, અને જગે જગ ચોપડીના કેસો, વાંચવા લખવાની તેબલો, નકસાઓ, સુંદર ફુલોથી ભરેલા વાસો, અને અજાયબ જેવી કરામતથી બનાવેલાં રમકડાંઓ જોવામાં આવતાં હતાં. આ સઘળાંપરથી માલમ પડતું હતું કે, આ ઓરડો તે જુવાન છોકરાંઓ જેઓ તે સાંજે ઓરડાની વચમાં મુકેલી મોટી ગોળ તેબલપર બેસી પોત પોતાનું કામ કરતાં હતાં તેઓનોજ હશે. તેઓની સંખ્યા ચારની હતી, તેઓમાંના બે છોકરાઓ ચોપડીઓ અને મોટાં કદની ડીકશનેરીઓ સાથે રોકાયલા હતા, વડી છોકરીના હાથમાં ભરવાની સાલ હતી, તેણીની નાની બેહન તેણીની આગળ બેસી હીંદુસ્તાનનો નકશો પાડતી હતી; બાઈજી ઓરડાના એક એકાંત ખુણાંમાં પોતાનું સીવવાનું લઈ બેઠાં હતાં, અને કોઈ કોઈ વેળાએ આ જુવાનીઆઓની વાર્તામાં ભાગ લેતાં હતાં, પણ તેવણ દુરથી બેઠાં હતાં કે તે છોકરાંઓ છુટથી વાત કરવાને ઓસંકાય નહી. આઈમાએ જો આ નાનું મંડળ જોયું હતે તો પોતાની બેહનને ઈનસાફ દાખલ જરૂર કહ્યું હતે કે, તેણી આવાં સુખી, આનંદી, સંતોષી બાળકોની માતા હોવાને લીધે ગુલ જેવી કુંવરી, બોદલ અને અસંતોષી છોકરીને ઉધારવાનો ખ્યાલ તેણીને આવી શકે નહી. ખરૂં કહીએ તો દીનબાઈ કાંઈ ગુલને એક બોજા દાખલ નહી ગણતે, કારણકે આ નાનાં દુઃખી બાળકનાં દુઃખનું મુળ તો તેણીની ખરાબ તંદરેસ્તી હતી; કદાચ તેવણની વધારે કાળજીભરી સંભાળથી તે દુઃખ થોડું ઘણું ઓછું થઈ શકતે. એટલું તો ચોકસ હતું કે હોમીની નાજુક દેહને લીધે દીનબાઈને, જેટલી આઈમાએને ગુલ માટે ચીંતા રહેતી હતી તે કરતાં વધારે લાગતી હતી. પણ તે છોકરાના સુંદર મનોરંજક ચેહરાપર તેનાં શરીરનાં દુઃખની નીશાની જણાતી ન હતી. સંભાળ અને પ્યારથી તેની જીંદગી એટલી તો સુખી હતી કે તે વારંવાર બોલતો હતો કે તે પોતાના ભાઈ જેવો તંદરોસ્ત થઇ તેની દોડધામની મસ્તી તોફાનમાં ભાગ લેવા ઈછતો ન હતો, કારણકે બીજી રીતે તે તેના જેટલોજ સુખી હતો. તેની હંમેશની માંદગીનું કારણ તેની કુદરતીજ નબલી દેહ હતી કે તેની જાતી હુશીઆરીને લીધે કાયનાત ઉપરાંત અભ્યાસ કરવાની ટેવ, એ કહેવું અશક્ત છે; પણ તેની અસાધારણ હુશીઆરીને લીધે ફકત તેનાં મા બાપનેજ નહી પણ ઘરમાંનાં સઘળાંને લાગતું હતું કે તે આ નહી પણ પેલી દુન્યાને લાયકનો હતો, જાણે કે થોડા વખત માટે તેનાં મા બાપને તેને કુછીનો આપવામાં આવ્યો હોય એમ લાગતું હતું. ઘણે ઘડીએ તેની માને તેને માટે એક જાતની ધાસ્તી લાગતી હતી, અને તેથી તેણી બળાપો કરતી હતી કે આવા ફરેસ્તાઈ ખસલતના છોકરા માટે જીવવાની આશા તેણી કેમ રાખી શકે. તેની નાજુક સફેદ ચામડી, તેના ખીલના ગાલો, પરવાળાં જેવા હોઠો, તેની સુંદર મોટી ચળકતી કાળી આંખો, લાંબાં કાળાં પાંપણો, કમાનદાર ભવાં અને શુમાર કાળા બાલો કુદરતી હુશીઆરીના ઝળકાટથી એટલાં તો દીપી નીકળતાં હતાં કે જેઓએ તેનો ચેહરો એક વખત જોયો હોય તેઓ તે કદી ભુલી શકે નહી. તેની દરેક હીલચાલમાં ફરેસ્તાઈ ગુણ દેખાતો હતો.

હોમી જેટલો એકાંત અને વીચારવંત હતો, તેટલોજ તેનો ભાઈ હસમુખો, મસ્તીખોર અને તોફાની હતો; તે ધાંધલ કરી સર્વેનાં દીલ છતી લેતો, અને પોકાં બોલાં દીલથી ઘરનાં

તેમજ જુવાનોનો માનીતો થઈ પડતો. અભ્યાસની વેળાએ પણ તે જરાએ ચુપ અને ગંભીર થઈ બેસતો ન હતો. તેને બચપણમાં મગરૂરી, ગુસ્સો અને બોંહસથી ઘણું ખમતું પડયું હતું, પણ તેનાં મા બાપે લાડ તેમજ ધાકથી તેને એવી તો સરસ કેળવણી આપી હતી, ધર્મ અને નીતીની ફરજો વીશે તેનાં મગજપર એવી તો સારી અસર કીધી હતી કે પંદર વરસની ઉમરે તો સઘળા ખરાબ ગુણો તેનામાંથી લગભગ જતા રહયા હતા, અને કોઈ કોઈ વેળાએ ઉતાવળાં, અવીચારી પગલાંથી ભુલો કરવાને લલચાતો હતો તે શીવાય તેની કાળજીવાળી માતા જેવો માંગે તેવો ડાહયો અને સંતોપી દીકરો હતો.

તેની વડી બેહનની આંખો તેનાજ જેવી કાળી અને ચળકતી હતી. તેણીનું કપાળ તેનીજ માફક હુશીઆરીથી ચમકતું હતું, અને તેણીના સુંદર ભુરા બાલો અને ઘટમદાર ચેહરો તેને તદન એકમલતો હતો; પણ હાલ તેઓની ટપ એટળી તો જુદી હતી કે તેઓ કેઈ ચીજમાં મલતાં આવતાં હતાં તે શોધી કાહડતું ઘણું મુશકેળ હતું. ગરૂરાઈ અને ખરાબ ખવાસ તેણીનો ખેંચાણવાલો ખીલતો ચેહરો, જે આગળ ચાલતાં ઘણો ખુબસુરત થવાની આશા આપતો હતો, તેને ઝાંખ લગાડતાં હતાં. ખુરશેદનો ચેહરો તેણીની માસીને એટળો તો મલતો આવતો હતો કે બીજાંઓ કરતાં તેણીને ઉધારવાનું કામ દીનબાઈને મુશકેળ અને દુઃખભર્યું લાગતું હતું, એટળુંજ નહી પણ તેવણ તેણીનાં ભવીષ માટે પણ ચીંતાતુર બનતાં હતાં, કે જે ચીંતા દુર કરવાને અને ખોદાપર વીશ્વાસ રાખવાને તેવણના વર તેવણને વારંવાર સમજાવતા હતા.

ભુરી આંખો, કસબી બાલ, અને દમામવાલી નાની પીરોજા ફક્ત કુંટુંબમાંની સૌથી નાનીજ નહી હતી, પણ તેણીના નાજુક ચેહરા, પતળા બાંધા, અને બચ્ચાં જેવી ચાલ ચલણથી, હતી તે કરતાં પણ જુવાન લાગતી હતી. તેણી સર્વેની લાડકી અને માનીતી હતી અને જ્યાં પણ જતી ત્યાં ખુશાલી પાંથરી દલગીરીને નહસાડતી હતી. તેણીમાં કેટલાક એવા ગુણો હતા, જેવા કે શીખવાની બાબદમાં સુસ્તીપણું, નબળું મગજ, હવાઈ કીલ્લા બાંધે તેવો ખવાસ, અને જરાકમાં કોઈના બોલો લાગી આવે તેવી લાગણી, જેને સંભાળ ભરેલા હાથથી સુધારવાની જરૂર હતી; ગમે એવી ખામીઓ છતાં પ્યાર ભરેલા બોલોથી તેણીને એટળી તો સેહલાઈથી સારે માર્ગે લઈ જવાઈ શકાતી હતી, વળી તેણીનો સ્વભાવ એટળો તો મધુર અને નરમાસ વાલો હતો, કે તેણી પોતાની માનો પડતો બોલ ઊંચકી લેતી હતી. દીનબાઈને તેણી માટે થોડીજ ફીકર હતી, તેણીનો સૌથી સારો ગુણ એ હતો કે તેણી પોતાનાં મા બાપ મીશાલ ધર્મ પર ઘણી ચુસ્ત હતી. જો દીનબાઈ અને મનચેરશાહને કોઈએ કહ્યું હતે, કે તેઓની બાણેજ ગુલ કે જેણીનો સ્વભાવ પીરોજાથી દેખઈતી રીતે તદન જુદો હતો અને જે સમજી શકવો ઘણો મુશકેળ હતો, તે કુદરતી રીતે તો તેણીને (પીરોજાને) મલતોજ હતો, તો તેઓ ઘણાંજ અજબ થતે. તેઓની ચાલ ચલણના હાલના દેખાઈતા ફેરફારનું કારણ એ હતું કે એક જ્યારે દલગીરી અને બેદરકારીમાં ત્યારે બીજી સુખ અને પ્યારમાં ઉછરી હતી.

"મને અજબ લાગે છે કે આજે મમા પપા ખરેખર આવશેજ કે?" તેઓ પોત પોતાનાં કામમાં એટળાં તો ગુંથાયલાં હતાં, કે કોઈએ પણ કેટળીક પળો સુધી બોલવાની ઈચ્છા દેખાડી ન હતી. પણ અંતે ખુરશેદે ઉપલો વાકય બોલી તેઓની ચુપકીદી ભાંગી, "જો આવવાનાંજ હોય તો તેઓનો આવી પુગવાનો ચોકસ વખત આપણે જાણયે તો કેવું સારૂં? મને એક વખત આશા રાખ્યા પછી નીરાશ થવા નહી ગમેછે."

"ત્યારે તો મારાં ડાહયાં બેહન, તમે અજબથી ના થાઓ અને આશાથી ના રાખો;" જાંહગીર પોતાનું માથું ઊંચકયા વગર લખતાં લખતાંજ બોલ્યો, "અને આએ મારી શીખામણ માટે હું તમુને બે ઘણાં સરસ કારણો આપીશ, પહેલાં તો અજાયબી અજ્ઞાનપણાંનું બચ્ચું છે અને તે પુરૂષોપર તેમજ સ્ત્રીઓપર જુદી જુદી જાતની બે અસર કરે છે. અમે પુરૂષોને તે ફીલસુફી સાથે જોડે છે, કારણ કે હમોને કહેવામા આવ્યું છે કે 'ફીલસુફી અજાયબીમાંજ શરૂ થાય છે અને તેનો અજાયબીમાંજ છેડો આવે છે;' પણ તમો બીચારાં નબળાં પ્રાણીઓપર તો તે જીગ્નાસા ઉશકેરવાની અસર કરે છે, કે જે ખવાસ તમારામાં જોઈયે તે કરતાં વધારે છે. બીજું એ કે, તમે જો અજાયબ થશો, અને આશા રાખ્યા કરશો અને "હા" કે "ના" ના સવાલો પુછયા કરશો, તો મમા આવશે ત્યાં સુધી તમારી વાત પુરી થશે નહી, અને તેમ જો થયું તો આપણે લેસન બરાબર કરી ચુકયાં! કારણકે જ્યારે તમારી જીભ કાતર મીસાલ ચાલે ત્યારે લખવાનું મુશકેળ થઈ પડે, તેથી મેહેરબાની કરી મારી શીખામણ લેવો અને યાદ રાખજો કે મારા નાના ભાઈ હોરમજી મોટા થઈ ભાષણો કરશે ત્યારેબી તમોને કોઈ દહાડો એવી શીખામણ આપી નહી શકશે."

"હું નહી ધારતી કે હોમી કદાચ પોતાનાં પેહલાં ભાષણમાં એવી શીખામણો આપે તો મમા પપા સંતોષ પામે;" પીરોજાએ પકાઈથી પોતાના ભાઈને જોઈ કહ્યું.

"શું, પીરોજાબાઈ તમેબી મારી સામે થઈ ગયાં કે? તમારીબી ચેંચી ઉપડી ખરી હં! પપાની ગેરહાજરીમાં હું કેવો મોટો ઓધો ધરાઊં છું તે તમે ભુલી જાઓ છો અને તેથી હું તમોને સાફ કહું છું કે, તમારેથી મને અપમાન થઈ શકશે નહી; મને એક વખત અપમાન કીધું તેની આ શીક્ષા જોઈ લેવો. આ તમારો નકશો બકસો સૌ બધું ગેપ!" આમ બોલી તેણે પીરોજાના હસમુખા કાળાવાલા છતાં તે બાપડીના નકશાનાં સઘળાં પાનાં ભેળી નાખ્યાં.

"જાંહગીર, તેં મને મુંગી રાખવાને વાસ્તે ઘણો ખરાબ ઉપાય વાપડયો છે," ખુરશેદે આગળ ચલાવ્યું, "એમાંથી એક ચીજ કર, ગમે તો મને સમજાવ કે અજાયબી જેટલી તમારી પર અસર કરે છે તેટલી અમારીપર કાંય નહી કરે, યાં તો તારા બોલેલા બોલો પાછા ખેંચી લે. મમા જો અહીં હોતે તો તું બાનુંઓને માટે એટલું ખધું ધીક્કાર ભરેલું મન નહી આપતે."

"મારાં માતાજી એક એવાં તો ઉમદા માણુસ છે, કે જ્યારે તેવણુ હાજર હોય છે ત્યારે તેવણુનું ઉમદાપણું આખી અગળી જાતીપર પથરાય છે. ખુરશેદઆનુ, તમેબી સલામત છોઓ, કારણકે તેવણુની દીકરી હોવાથી એક દીવસ તમેબી તેવણુનાં જેવાં જરા રતી થશો; તદનજ તેવણુના જેવાં થાઓ તેવી એવી કાંઈ આપણે આશા નથી રાખતા જો—મારાં મમાના જેવી બીજી આ દુન્યામાં હોયજ નહી."

"જાંહગીર, જાણે તારૂં મત એવુંબી ઉમદા હોયની," ખુરશેદે મગરૂરીથી જવાબ આપ્યો, "તું મને મમાના જેવી ધારે છે કે નહી તેની મને થોડીજ દરકાર છે."

"મને તો બા તેની દરકાર છે જો," પીરોજા આતુરતાથી તેઓની વાતમાં સામેલ થઈ બોલી; "કોઈના કરતાં તો મને મમાના જેતું વધારે થવા ગમે અને જાંહગીર જો મને તેવી ધારે તો તે મને વધારે ગમે, કારણ કે ત્યારે તો તે મારીપર વધારે પ્યાર કરે."

"સાબાશ! મારી નાહ્લી પીરુ! ઘણું મજાનું, મારી માફકજ બોલી, અને તેનાં ઈનામ દાખલ આ મારૂં કંટાળા ભરેલું લખવાનું જેતું પુરૂં થશે કે તારો નકશો બરાબર ગોઠવવા હું તુંને મદદ કરશ. જોની, ગાંડી જેવીએ બંગાલના અખાતને હીંદુસ્તાનની પુર્વે મુકવાને બદલે પશ્ચીમે મુકયો. ચાલ, હવે થયું! હું તુને દેખાડું તેટલાં તો ગોટાં મારયાજ કર. અને તમે ખુરશેદઆનુ, મારાં મન વીશેનો તમારો ધીક્કાર તમારીજ પાસે રાખો, અને ખોદા તમોને તે માટે પસ્તાવો નહી કરાવે."

"જાંહગીર, હું તો જાણું કે તેં મને વાત કરવા ના કહી હતી," તેની બેહેને જવાબ દીધો, "અને હવે હું જાણવા માગુંછું કે બેમાંથી વધારે વાત કોણ કરે છે, તું કે હું; એમ જો કરયા કરશે તો પછી ભણવાનો વખત (દીનબાઈનું કુટુંબ દરરોજ રાતના અરધો કલાક ખોદાની બંદગીમાં ગુજારતું હતું અને ત્યાર પછી મનચેરશાહ તેઓને ધર્મ વીશે સમજાવતા અને સારી શીખામણો આપતા) થશે ત્યાં સુધી તારાં લેસનનું ઠેકાણું આવશે નહી."

"તેજ સાબેત કરે છે કે તુંને મારી મગજ શકતી વીશે કેટલું ભાન છે. મને તો આ બધા ફીલસુફી ભરેલા વીચારોજ મગજમાંથી કહાડી ચોપડીપર મુકી દેવાના છે. તેત્રીસ કરોડ ફરેસ્તાનાં નામથી પુછું છું કે મારા જેવો કોઈ હુશીઆર છે! બધી ડહાપણુની ચોપડીઓ કોણે લખી હશે! જો નહી લખાઈ હતે તો હું કેવો બધાંને ડહાપણ શીખવતે!"

"જો અસલની ડહાપણભરી સારી ચોપડીઓનો નાશ થાય તો હું ઘણો દલગીર થાઊં." હોમીએ પોતાની ચોપડીમાંથી હસ્તાં હસ્તાં ઉપર જોઈ કહ્યું. "હમણાંની થોડી ઘણી મનહબી ખોદતું અને મારા અભ્યાસમાં વધારો થયા પછી તો વધારે ખોદતું."

"હા બા, પણુ તારૂં ભેજું કાંઈ મારી માફક ચાળણીના જેતું નથીની. તું તો ભેજામાં લે છે, તેને જાળવી રાખે છે, તેને પચાવે છે, અને તારા વીચારોથી પાછું સુધારી બાહેર કહાડે છે. મારૂં ભેજું તો બેશક સઘળું લઈ શકેછે ખરૂં, પણુ પાછું તરત બહાર ચાળી નાખે છે. અને જે મોટી નહી ચળાય તેવી ચીજ હોય તેજ પાછળ રહી જાય છે. નહી, નહી, હોમી, તારૂં ને મારૂં ભેજું એક કરચ જેટલું પણુ સરખું નથી, જો કે તે ભેજાંના ધણીઓ ગમે તેવા સરખા હોય તોબી શું થયું? ચાલો હવે બધાં જણુ મુગાં રહી જાઓ. એક બોલબી કોઈ બોલતું ના, મને હવે એકજ લાઈન લખવાની છે; જે શખસ કહી ગયો છે કે 'કાંઈ નહી કરવા કરતાં આળસુ થતું વધારે સારૂં છે! તે કેવો ડાહયો હોવો જોઈયે. ચાલ હવે પીરોજા, માથું ધુણાવીને હસ ના. ચાલો, સાહેબજી! મેં કોઈબી દહાડો મારાં લેસનને આટલી ખુશીથી સાહેબજી નથી કીધી. હુરરે! હવે મમા ને પપા જોઈયે ત્યારે ઘેર આવે. હોમી, ડાહયો થઈને મારૂં આ લખેલું જરા તપાસી જા; ને અંદર કાંઈ ભુલ હોય તો કહેજે, અને હવે કાલ સુધી ચોપડીઓ, પેનસીલો અને લખવાની ટેબલ તમને સલામ!" આમ બોલી તેણે પોતાની લખેલી ચોપડી પોતાના ભાઈની ઊંઘાડી ચોપડીપર મુકી, ડીક્ષનેરી અને વ્યાકરણુને હવામાં ઉછાળ્યાં અને જેવાં તેઓ નીચે પડયાં તેવાંજ હુશીઆરીથી તેઓને હાથમાં ઝીલી લીધાં. પછી ચોપડીઓનો ઢગલો કીધો, લખવાની ટેબલનું ખાણું બંધ કીધું, અને હસવું આવે તેવી રીતે છુટકારાનો દમ ખેંચી કોચપર અરડાઈને પડયો.

"હવે જાંહગીર, જ્યારે તમારૂં લેસન પુરૂં થયું છે ત્યારે મને જણાવવાની મેહેરબાની કરશો કે તમે આએ વખતે કેમ તમારૂં લેતીન લખવા બેઠા?" ખુરશેદે પુછયું.

"હા, તે તમુને કહી વળી મારો ઘા તાજો કરૂં! પણુ હું ધારૂંછ કે જાઈજીએ જાણવું જોઈયે કે મારી શકતી ઉપરાંત લેસન કરવાથી જો હું સીક પડું તો તેમાં તેવણુનોજ વાંક છે."

"મારો!" જાઈજીએ હસતાં હસ્તાં કહયું, "નાહલા શેઠયા, મેહેરબાની કરી મને સમજાવવાની તસદી લેશો? કારણુ કે હું એટલી તો નીરદોષ છું કે તમુને સમજી પણુ શકતી નથી."

"તમે વળી મને સવારનાં સરાફનાં જરબાઈને ત્યાં કામસર નહી મોકલ્યો હતો?"

"હા, પણુ તમારા મેહેરજીભાઈ માસ્તરને ત્યાં જવાનો રસ્તો હતો તેથી મેં કહયું."

"વારૂ ચાલો, જો તમે મને આએ કામ સોંપ્યું નહી હતે તો, જોકે હું મારી ચોપડીઓને ગમે એટલી ધીક્કારૂંછ તોબી મને મેહેરજીભાઈને ત્યાં એકદમ જવું પડતે. જરબાઈ મને ઘેરમાં દેખાયાં નહી તેથી તમારૂં કામ ઘણુંજ અગતનું હશે કરી હું થોભ્યો, તેટલાં હીલા આવી લાગી—અરે! પણુ તમુને ખબર કે, આએ નાહલી છોકરી જાણે કેવીએક મોટી બબરી હોય તેમ વાત કરે છે તે; પીરોજા, તું તો તેની આગળ બે મહીનાનું બચ્ચુંજ જો. મને નહી લાગતું કે તે તારી સાથે દોસ્તી રાખવાની મેહેરબાની કરતી હોય."

"હું નહી ધારતી કે તેને હું જરાબી ગમતી હોઊં—એ તો ખુરશેદની સહી છે, મારી નથી;" પીરોજાએ જવાબ આપ્યો; "પણુ હીલાને અને લેનીનને શું લાગેછ વલગેછ?"

"ઘણુંબી—કારણ કે તેણે વાત શરૂ કીધી અને વાત કરતાં કરતાં અમે બાગમાં પસાર કરવા લાગ્યાં, તેટલાં વખતબી પસાર થઈ ગયો અને જરબાઈ આવ્યાં ત્યારે તો મેહરજીભાઈ આગળ જવાનું મને બે કલાક મોડું થઈ ગયું અને આપણે તો ઘભરાટા ઘભરાટા આગલ ચાલવા માંડયું. પેટમાં તો એવી ફીકર પડવા લાગી, જો આએ તો ખરૂં કે જાઈજીએ જો મને જરબાઈને ત્યાં નહી મોકલ્યો હતે તો હું આએ લાલચમાં પડતે નહી, તોપણ મેં મોડું મન રાખી તેવણનું નાગ તો દીધુંજ નહી અને સઘળી બદનામી મારેજ માથે હોરી લીધી. મેહરજીભાઈ તો કાંઈ ઘણાજ ગંભીર ને દલગીર જેવા દેખાવા લાગ્યા—હું ઈછુંછું કે એવણબી, બીજા માસ્તરોના જેવા હતે; એવણના બોલવાનો અવાજ અને દેખાવ ગેરીપાક કરતાંબી ખરાબ છે, અને સવારના અવારૂં કીધું તેની શીક્ષા દાખલ મને સેતીનની બે ચાર એક્સરસાઈઝ લખવા આપી. હવે મેં તમોને સઘળી ખબર પુરતી સંતોષ ભરેલી રીતે આપી છે, ત્યારે જોજી તો, હું પુછુંછું તેનો જવાબ આપો, આજે રાતના મમા આવવાની કાંઈ વકી છે?"

"હા, છે ખરી," જાઈજીએ જવાબ આપ્યો, "તે તો તમારી માસીની છોકરીપર આધાર રાખે છે, કે જેણી ઘણી નબળા બાંધાની છે, જો તે ઘણી થાકી જશે તો એ લોકો એકે વચમાંનાં સ્ટેશનપર આજ રાતે થોભશે અને સહવારના સકારે અંહી આવશે."

"વારૂ, મારાં માસીનાં નાનાં દીકરી, જોકે તમારી ઓળખાણનું માન હું ધરાવતો નથી, તોપણ આશા રાખું છું કે તમે એટલાં તો માયાળુ થશો કે મારાં મમાને આજે રાતના આવવા દેશો, કારણ કે અમે લાંબો વખત થયો તેવણ વગર રહ્યાં છીએ અને વળી હું પપાને તેવણની જગા આપી દેવાને ઘણો ઈંતેજાર છું, કારણ કે તેવણની જગાપર હું "મોરનાં પીછમાં કાગડા જેવો" લાગુંછ. મમા ઘડી ઘડી ગુલ અને જાલ વીશે લખે છે—કોણ જાણે તેઓ કેવાં હશે? અહીં આવ રે નાલી ફુકતી, ચાલ જોઉંછ તો મારી આગળ તે લોકોને ચીતાર—તારાં ફળવંત ભેજાંના વીચારો દરેક નામનો આકાર ચીતારી શકે છે."

"જાંહગીર, હું તેમ કરી શકતી નથી, કારણ કે હું ધારૂં છું કે મારાં ચીત્રો નાપસંદ થઈ પડશે;" પીરોજા બોલી.

"નાપસંદ! જાંહગીર અને જાઈજી બંને સાથે બોલી ઉઠયાં. "કાંય નહી કાંય!"

પીરોજા પેહલાં તો જરા અચકાઈ; પણ પછી ચાલાકીથી જવાબ આપ્યો. "આપણે બધાં અંહી એટલાં તો સુખી છઈએ કે આપણી વચ્ચે આપણાં માસીનાં છોકરાં આવી રહેવાનાં છે તે માટે હું ખાતરીથી કહી નથી શકતી કે હું ખુશી થવશ."

"શું ! પીરોજા, તું શું બીહે છે કે હું ગુલાંને તારા કરતાં વધારે ચાહવેશ?" તેણીનો ભાઈ ઉઠી ઉભો થઈ બોલ્યો અને પછી તેણીની ખુરશીપર જઈ બેઠો; "બેહેન પીરોજ, કોઈબી માસીની છોકરી તારી જગા નહી લઈ શકશે."

"ખરેખર, હું કાંઈ તેને વાસ્તે બીહતી નથી, વાહાલા જાંહગીર," તેણી તેના ચેહરા તરફ એટલી તો પ્યારભરી નજર કરી બોલી, કે જાંહગીરે તેને ઘણાંજ વાહાલથી એક "કીસ" કીધી. "હું કહી નહી શકતી કે તે લોકો આવવાનાં છે, તેથી મને જરા દલગીરી કેમ લાગે છે; પણ મારી ખાત્રી છે કે મારેથી બનશે તેટલું કરી તેઓને સુખી રાખવાની હું કોશેશ કરશ."

"તું જો તેમ કરવાની કોશેશ કરશે પીલુ, તો ખરેખર તારેથી બીજી રીતે વર્તાશેજ નહી. ચાલ ખુરશેદ, તું શું કહે છે? આપણે બધાં તેઓને વાસ્તે વીચાર કરવેછ, તેથી એક બીજાંને આપણે આપણા વીચારો જણાવ્ગે."

"ધારો કે હું તેમ કરવાને ખુશી નથી તો?"

"કાંય, ત્યારે તો અમે એમ માનશું કે તું તારા વીચારોને માટે શરમાય છે," જાંહગીરે જલદીથી જવાબ દીધો, "અને તેમ જો હોય તો હું જાણુંછું કે તુંને તેથી કોણે કીધીછે. કહે તેવી સરત બકું, કે જે દહાડેનાં મમા ગયાંછે, તે દહાડેની તું શરાફનાં જરબાઈ સાથે એની એજ વાત કરયા કરેછ—જો, જો આએ કેવી લાલ થાય છે—હું ખરોજ છેઉં."

"અને તેમ જો અમે કીધુંબી હોય," ગુસ્સાથી ઉશકેરાઈ આવી ખોરશેદ બોલી, "તો અમારી વાતચીતમાં તેવણ એવું કાંઈ નથી બોલ્યાં, કે જે પાછું બોલવા માટે મારે શરમાવું જોઈએ. તેવણ મારાં માસીને રંગુન જવા આગમજ ઓળખતાં હતાં, અને મારી ખાતરી છે કે, તેવણનાં છોકરાંઓ જો તેવણ જેવાંજ હોય તો તેઓ આપણાં કુટુંબમાં મનપસંદ વધારો કરશે નહી."

"શાબાસ ખુરશેદ; તું તો ખરેખર ઘણી હુશીઆર છોકરી છે; આએ તદન જરબાઇના બોલ અને તેવણની ચાલ! પણ તુંને એક દીલાસો છે કે, છોકરાંઓ હંમેશાં તેઓનાં માબાપ જેવાં નથી આવતાં અને જેવી તું મમાથી તદન જુદી જાતની છે, તેવાંજ જો તેઓ જરબાઈએ આપેલા મારાં માસીના હેવાલથી તદન જુદાંજ હોય (કે જે હેવાલ તેવણને આપવાને અથવા તો તુંને સાંભળવાને બીલકુલ હકજ નહી હતો) તો આપણે એકમેક સાથે હળીમળી રહી શકશું, અને તેઓ માટે આપણે કાંઈ ફીકર રાખવીજ નહી જોઈયે."

"જાંહગીર, તું કોઈ ઘણોજ કંટાળાભરેલો છોકરો છે!"

"કારણ કે હું દલગીરી બરી, ગંભીર સચ્ચાઈ બોલું છું! ખોરશેદ, મેહરબાની કરીને મમા આવે તે આગમજ આએ તારો ગુસ્સો કહાડી નાખ; એવે ચેહેરે આવકાર દીધેલો કાંઈ સારો નહી લાગે."

"હું કાંઈ ખરાબ સ્વભાવની નથી જાંહગીર, હું ધારૂંછું કે જાલ અને ગુલને માટે જેમ બીજાંઓનું મત હોય તેમ મારૂંબી હોવુંજ જોઈયે." તેની બેહન ગુસ્સાથી બોલી.

"પણ વાહાલી ખોરશેદ, તે લોકને ઓલખ્યા વગર તેઓ વીશે ખરાબ મન ના બાંધ," હોમી નરમાસથી વચમાં બોલ્યો; "એક માણસે આગમજથી બાંધી દીધેલું મત દુર કરવાને ઘણી મેહનત પડે છે, જો કે આપણે પછી જાણ્યેબી કે

તે વીચાર ખોટો છે; હું ખાતરીથી કહુંછ કે આપણે જો એટલુંજ વીચારયે કે તેઓપર પ્યાર રાખવાને મા કે બાપ કોઈ નથી, અને તેઓ આપણી વચ્ચે એક પારકાં શીસાલ આવેછ—અને વળી બીચારાં પરદેશમાં જનમેલાં છે—તો આપણાથી તેઓપર માયાભરી નજર વગર જોવાઈ શકાયજ નહી, અને જ્યાં સુધી આપણે તેઓને ઓલખ્યે નહી ત્યાં સુધી તેઓ કેવાં છે તે વીશે મતબી બાંધવું નહી જોઈયે. કદાચ આપણને તેઓ માટે ખમવુંબી પડે, પણ તેમ તો આપણે હમણાં એકમેક સાથે કરીએચજ, અને વળી આપણાં કુટુંબમાં એક ભાઈ ને બેહનનો વધારો થશે, બીજું શું ?"

"ભાઈ ને બેહન! હું ખાતરીથી કહુંછ કે તું ગમે તેવું ધારે, પણ હું તો કાંઈ તેવું ધારવાની નથી. મારા બાવા તો બેરોનેટ થવા માંગતે તો તેબી થતે અને તે લોકને તો કોઈ ઓલખતુંબી નહી!"

"ખોરશેદ, તું એવું અણગડ અને હસવા સરખું કેમ બોલી શકેછ!" જાંહગીર ચીડ લાગે તેમ ખડખડ હસી પડી બોલ્યો, "તેઓના બાવાએ તો રાણીની વફાદાર સેવામાં પોતાનો જીવ ખોહયો (કે જેવી સેવા આપણા બપાવાએબી બજાવી હતી); અને જો તેવણ જીવતે તો તેવણનેબી એક ખેતાબ મલતે—અને તેઓનાં માય—ખરેખર હું ધારૂંછ કે તું મમા તરફ ઘણી અપમાન ભરેલી રીતે વર્તે છે. આપણે જેટલી ઉંચી પદવી ધરાવ્યે છે તેટલાંજ તેવણનાં બેહનનાં છોકરાંબી ધરાવે છે."

"અને જો તેઓ નહીંબી ધરાવતાં હોય તો તેમાં શું થયું ?" હોમીએ કહયું, "વાહાલી ખોરશેદ, તું એવો વીચાર ના કર, તેથી મને ઘણી દલગીરી લાગે છે, કારણ કે હું જાણુંછું કે એવું વીચારવું ઘણું ખોટું છે—કદાચ આપણે તેઓની જગાએ હોતે તો—"

"મને કાંઈ એવી કદી નહી બને તેવી ચીજનો વીચાર બીચાર આવતો નથી," ખોરશેદ વચમાં બોલી ઉઠી, "તેથી હોમી, મેહરબાની કરી તારો વીચાર તારી પાસેજ રાખ."

"કાંઈ વલવાનું નથી હોમી, આસમાન ને જમીન એક કાંય નહી થાય, જો ખુરશેદ પોતાનો વીચાર ફેરવે તો." જાંહગીર પોતાના ભાઈનાં મોહડાં પર દુઃખની નીશાની જોઈ બોલ્યો. તે હમેશ પોતાના ભાઈને મન અથવા તનનાં દુઃખમાંથી છોડવવા તૈયાર હતો.

જાઈજી તેઓની આ વાતમાં સામેલ થયાંજ નહી. હમેશાં દીનબાઈની એવી ઈચ્છા હતી કે છોકરાંઓની વાતચીતમાં કોઈએ વચ્ચે પડવુંજ નહી, કે જેથી તેઓ છુટથી પોતાના વીચારો આપતાં શીખે. જો ખુરશેદના વીચારોને ઉતેજણ મલ્યું હતે તો તેવણ વચમાં પડયાં હતે, પણ તેવણ જાણતાં હતાં કે તેવણના ઠપકા કરતાં જાંહગીરની મશકેરી અને હોમીની શીખામણો તેણી પર વધારે અસર કરશે. વળી તેવણના ઠપકાથી કદાચ તેણી ભવીષમાં તેવણ આગળ છુટથી વાત કરતાં અચકાતે. આવી રીતે છુટથી વાત કરવાની ટેવથીજ દીનબાઈ પોતાનાં છોકરાંઓની જુદી જુદી ખાસ સલણથી માહીતગાર થયાં હતાં. એ તો ખરૂં હતું કે, ખુરશેદના વીચારો વારંવાર તેવણને દુઃખી કરતા હતા, પણ તેઓને ઠપકાની બીહીકથી ઢાંકી રાખવા કરતાં, તેમને બરાબર પારખી કેલવણીનાં બળથી સુધારવા વધારે સરસ હતું.

હોમીનું હમેશનું ગંભીરપણું દુર કરવા જાંહગીરે હસતાં હસતાં આગળ ચલાવ્યું—

"જાઈજી, આ બાબદમાં તમારો શું વીચાર છે? હોમીને તો પુછવાની કાંઈ જરૂર નથી, કારણ કે એના વીચાર તો આપણે પુછયા વગરજ જાણયે છીયે. પણ હમણાની વાતમાં તમુને ઘણું લાગે છે વલગે છે, કારણ કે વળી ગુલ તમારે માથે એક નવો બોજો ઉમેરાશે.

"તેને વાસતે હું કાંઈ દલગીર નથી થતી, જાંહગીર, પણ જો કોઈબી રીતે હું તમારાં માનો બોજો ઓછો કરી શકું તો તેથી ઉલટી ખુશી થાઉં. હું ખરૂં કહું છું કે, તમારાં મારીનાં છોકરાં કેવાં હશે તે માટે મેં કોઈ દહાડો વીચારબી નથી કીધો. અલબત, પેહેલાં તો તે લોકને જરા અજાણું અને શરમ લાગશે, પણ આપણે બધાંએ તેઓની શરમ દુર કરવાને બનતી કોશેશ કરવી જોઈયે."

"અને હવે ફકત સેવકનાજ વીચાર જણાવવાના રહયા છે; ખરેખર તો તમે, પીરોજા અને હોમીએ મારી બધી વાત કહી દીધી છે, અને મારે વાસ્તે કહેવાનું કાંઈ બાકી રાખ્યું નથી. હું જાણતો નહી કે હું ખુશી છેઉં કે દલગીર, પણ મને તેઓની ઘણી દયા આવે છે; જો આપણા શેરયા જાલ મસ્તીખોર અને તોફાની છોકરા નીવડે અને ઘણાજ ભણેલા અને અભ્યાસના શોખીન નહી હેય તો કેવી મજાહ પડે. જેથી વળી મને તેની સોબતમાં ફરવાનું હલકું નહી લાગે, કે જેમ મને મારા વીદ્વાન ભાઈની સંગતમાં લાગે છે."

"પ્યારા જનું, મને વીદ્વાન ના કહે," હોમી કાળાવાલા કરતો હોય તેમ બોલ્યો, "જ્યાં સુધી હું એક વીદવાન નહી હોઉં ત્યાં સુધી તું મને તેમ ગણે એ મને મશકેરી જેવું લાગે છે."

"હોમી, તું ઘણો ભલો છોકરો છે, અને જો મારેથી બની શકશે તો હું તુંને કદી ચીડવીશ નહી—પણ ખચીત હું કાંઈ મશકેરીમાં એમ નથી બોલતો. તું જાણે છે અને તુંને જાણવું જોઈએ કે, તું એક વીદ્વાન જેટલોજ હુશીઆર છે અને વળી મારાં કરતાં ઘણો ચહડતો છે."

"ખરેખર, હું એવું બેવું કાંઈ જાણતો નથી જાંહગીર; હું તારા જેટલો મજબુત બાંધાનો નથી અને તેથી ચુપચુપ અભ્યાસ કરવામાં વધારે મજાહ મેળવુંછું. વળી હુશીઆરીને વાસ્તે તો હું કહુંછું કે તું જેટલો રમત ગમતનો શોખીન છે તેટલો જો અભ્યાસનો હોય તો મને કયાં ને કયાં મુકી આવે!"

"ખોટું હોમી, તદન ખોટું! તારે વાસ્તે તું ગમે તેટલો વીચાર કર, પણ લોકો શું વીચારે છે તે હું બરાબર જાણુંછું. ચપો! ચપો! આએ શાનો અવાજ આવે છે! શું ગાડીનો છે, કે પવન ઝાડનાં પાતરાં સાથે ગેલ કરેછ?"

"જાંહગીર! વળી પવન તે કેમ ઝાડનાં પાતરાં સાથે ગેલ કરતો હશે," પીરોજાએ હસી પડી કહ્યું, "મેં તો કોઈ દહાડે એવુંબી નથી સાંભળ્યું અને ગાડીનાં પૈડાંને જમીન સાથે કોટી કરતાંબી નથી સાંભળ્યું."

"શાબાસ પીલ! પણ જો તો, હવે તો ખચીત ગાડીનોજ અવાજ છે," અને જાંહગીર ત્યાંથી ઉઠી એટલી તો ઉલટમાં દોડી ગયો કે એક ટેબલ પણ લગભગ ઊંધી વાળી નાખતો હતો. તે બારીનો પરદો ખીસાડી આતુરતાથી બાહેર જોવા લાગ્યો. હોમી ચોપડી બંધ કરી સાંભળવા લાગ્યો; પીરોજાએ પોતાનો લગભગ પુરો કીધેલો નકશો મુકી દીધો અને જાંહગીર આગળ ગઈ, ખુરશેદે જેમ તેમ કરી શાંત દેખાવાની કોશેશ કીધી—કારણ તેણી પોતાની મગરૂબી અને ટેક જાળવી રાખવા માગતી હતી—અને પોતાનું સીવવાનું આગળ ચલાવ્યું, તો જો કે દરેક ટાંકે તેણીનો દોરો તુટી જતો અથવા તો સોયમાંથી નીકળી જતો.

"કાંઈબી તો નથી જાંહગીર! તું શું કામ એમ બધાંને નીરાશ કરે છે?" હોમી દલગીરીભરયા અવાજે બોલ્યો.

"મારા ડાહયા ભાઈ, તું બેહેરો હોવો જોઈયે—જરાક કાન ધરીને સાંભળ તો ખરો! નજદીક અને નજદીક, વધારે અને વધારે—જો, એમ જો પીરોજા, આએ ઝાડની વચમાંથી તુને કાંઈ ચળકતું નહી લાગતું? તે ગાડીનું ફાનુસ હોવું જોઈયે."

"જા, જા, જાંહગીર! એ તો આગ્યો કીડો હશે."

"આગ્યો કીડો! કાંય પીરોજા, મમાને જોવાના ખ્યાલથી તું કાંઈ આંધળી બની ગઈ છે કે શું? આગ્યો કીડો એમ સીધો ને સીધોજ ઉડીને આવતો હશે! નહી, નહી, એમાં કાંઈ ભુલ નથી. હુરરે! આએ તો ગાડીજ છે. ચાલ ખશરૂ, બેહરામ, રોસાં, ચાલો બધાં હાલમાં આવો! ગાડી કમપાઊંડમાં દાખલ થાય છે." અને આવી ગડબડ સડબડ કરી તે નાનો અહરસ્ય ધીરજ ખોહી દઈ હાલમાં દોડી ગયો. જે માણસોને તેણે નામ દઈ બોલાવ્યાં હતાં તેઓ અને વળી બીજાંઓને આ મુસાફરોને આવકાર દેવા તેણે એકઠાં કીધાં; બંગલાનો મોટો દરવાજો ખુલ્લો મુક્યો અને ગાડી અંદર દાખલ થાય તે આગમજ તો તે અને હોમી થોડી મીનીટ અગાઉથી ઓટલાની સીડીપર જઈ ઊભા હતા.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

---

ફ્રાનસના રાજા ચોથા હેનરીને જયારે એક શખસ જેણે તેની સામે બદનક્ષી ભરયું લખાણ કરયું હતું, તેને પકડી શીક્ષા કરવાનો જયારે તેનો હોકમ પુછવામાં આવ્યો, ત્યારે તેણે મોટાં ઉદાર દીલે જવાબ દીધો કે "જો મને ખરું પુછો તો આ માણસને હું સજા કરી શકતો નથી, કારણકે તે સાચુંજ બોલ્યો છે, પણ તે નહી બોલી શકાય એવું હોય તો શું થયું?"

---

નાજુક ધણીયાણી: "ગઈ રાતના મેં સ્વપનો જોયો કે જાણે હું બેહસ્તમાં છું."

પાજી ધણી: હું કે! ત્યારે અમારાગણી ત્યાંજ કાંએ નહી રહી ગઈ?



# મીસન બાવાનું વસિયત.

### એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

#### પ્રકરણ ૨૨ મું.

##### "હેનોવર સ્કવેરનાં સેંટ જયોરજમાં."




કોરટ ગરબડ અને ઘોંઘાટમાં બરખાસ્ત થઈ અને ઓગસ્ટાએ ખુશી ચેહેરે જોયું કે જે વીદ્વાન અહરયો તેઓનાં કુલો તરફથી તે કેસ જીતવાને પોતાનાં સઘળાં જોરથી લડતા હતા, તેઓ પોતાની હારથી દલગીર દીસ્તા ન હતા; પણ લાલ ટેપ વતી પોતાનાં કાગજો બાંધતાં બાંધતાં ખુશીથી વાતો કરતા હતા. જે કજીઆ માટે તેઓ મોટી મોટી ફી લઈ લડયા હતા, અને તે જીતવા માટે પોતાથી બનતું કીધું હતું, તેની સામે કોરટે ચુકાદો આપેલો જોઈ તેઓનાં હૈયાં શામાટે દુઃખી થતાં ન હતાં, તેનું કારણ કદાચ તેણી સમજી શકી ન હોય. પણ આ ચુકાદાની અસર મેશરસ એડીસન અને રોસકો, જેઓએ તેઓના લોભી હાથોમાંથી વીસ લાખ પૌંડની રકમ સરી પડેલી જોઈ હતી, તેઓપર જુદીજ જાતની થઈ હતી. તેઓ પોતે તો પૈસાદાર પુરૂષો હતા, પણ પૈસા કાંઈ વધારે મેળવવાનો લોભ અટકાવતા નથી. મી૰ એડીસન તો લાલ અને પીલા થઈ ગયા હતા. મી૰ રોસકોએ પોતાનો ઉદાસ ચેહેરો પોતાના હાથોમાં ઢાંકી નાંખ્યો અને હાય અફ્સોસ કરવા લાગ્યા, તેવામાં એટરની જેનરલ ઉઠયા; અને જેમ્સ શોર્ટને તેનાં કુલો સાથ વાત કરવા આગળ આવતા જોઈ તેવણને ઉભા રાખી ઘણા જોરથી શેકહેન્ડ કીધી.

"મને તમુને મુબારકબાદી આપવા દેવો," તેવણે કહ્યું. "આવી સરસ રીતે ચલાવેલો કેસ મેં કદી પણ જોયો નથી. ખચીત મને એટલી તો ખુશાલી ઉપજી અને જડજે તમુને શાબાશી આપવાને લાયક ધારયું, (કે જેમ કરવું ઘણું અસાધારણ છે) તેથી હું ઘણો ખુશી થયો છું. હું ફક્ત એટલુંજ કહી શકું છું કે, હું આશા રાખું છું કે, કોઈ દીવસે બનીયમાં હું તમુને મારા મદદનીશ દાખલ લેવાને નસીબવાન થવશ. હા, જો, એ પરથી મને યાદ આવે છે, જો તમુને બીજું કામ ન હોય તો હું ઈછું છું કે આવતી કાલે બાર વાગાને સુમારે મારી આફીસમાં મને મળો."

મી૦ એડીસન જેવણુ નજદીકજ હતા, તેવણે આએ નાનું ભાષણ સાંભળ્યું અને તેવણનાં મનપર કાંઈ નવું અજવાળું પડયું. એક કુદકો મારી તેવણ જેમ્સ અને એટરની જેનરલ વચ્ચે આવી ઉભા.

"હવે મને બધું સમજ પડે છે," તેવણે ગુસ્સાથી ધ્રુજતા અવાજે કહયું, "હું વેચાયોછું! હું દગાનો ભોગ થઈ પડયો છું. તમે મારી પાસેથી ૫૦૦) પૌંડ લીધા છે, લુચ્ચાઓ!" તેવણ બુમ પાડી પોતાની મુક્રી તે વીદ્વાન માન પામેલા ધારાના હીમાયતી તરફ ફકડાવી બોલ્યા, "અને હમણાં તમે આએ માણસને મુબારકબાદી આપવા નીકલ્યાછ!" આમ કહી તેવણે જેમ્સ તરફ આંગળી કીધી. "મને ઊંધાડો પાડવા સારૂ તમુને લાંચ આપવામાં આવી છે સાહેબ! તમે એક લુચ્ચા ઠગ છેઓ!—હા, એક ઠગ!"

આ સાંભળી આપણા વીદ્વાન એટરની જેનરલે પણ પોતાનો ઓધો દરજ્જો સઘળું ભુલી જઈ બીજાજ ખોહી દઈ તેવણ સામે પોતાની મુક્રી ફકડાવી. ખચીત જો મી૦ ન્યુએ આ દેખાવથી ધભરાઈ જઈ તેઓ વચ્ચે ધસી જઈ પોતાનાં ઝનુનમાં આવી ગયલાં કુલને ખેંચી કહાડયા ન હતે તો કોણ જાણે ત્યાં કેવી ફજેતી થઈ હતે!

મી૦ એડીસનને ત્યાંથી જેમ તેમ કહાડયા પછી લોકો પણ ઓછાં થતાં ગયાં.

"હવે તો આપણે બધાં ઘેર જઈ ખાણું ખાધા આગમજ આસાયસ લઈયે તો ઠીક," લેડી હોમહરસ્ટે કહયું, "ગાડી તો મેં સાત વાગે મંગાવી છે અને હજુ તો સાડા પાંચ થયા છે. મી૦ શોર્ટ, તમેબી અમારી સાથે આવજો હં; અને તમારા ભાઈનેબી સાથે લેજો; કારણ કે મારી ખાતરી છે કે જો કોઈનેબી ખાણાંની જરૂર હોય તો તે તમે બેઉને છે."

તેઓ બધાં ગયાં અને ખાણાંપર સર્વેએ મજાહ ભોગવી, કે જેમ થવુંજ જોઈયે. અંતે તે પુરૂં થયું અને આપણા ધારાના બે હીમાયતીઓ ચમર્પાન પીધા બાદ હસ્તે ચેહરે સુખેથી પોતાને ઘર ગયા. ત્યાર પછી સુસતેસ અને ઓગસ્ટાને એકલાં મુકી લેડી હોમહરસ્ટ પણ ત્યાંથી ઉઠી ગયાં.

"જીંદગી કેવી અજાયબ જેવી છે," સુસનેસે કહયું, "આજે સવારે હું ફકત વરસ દહાડે ૧૮૦) પૌંડને પગારે એક "પૃફ" વાંચનાર હતો અને આજ રાતનાં તો આએ સુકાદા પ્રમાણે છે, અને તે એ કે, તું એટલી બધી તો મોજ મજાહ કરવા અને કરાવવા પડી જશે કે તારૂં લખવાનું છોડી દેશે. કેટલી બધી સ્ત્રીઓ એ પ્રમાણે કરેછે? જેવી શકતી તેઓમાં હોય છે તે જાણે તેઓનાં લગનના દીવસથી તદન ગુમ થઈ જાય છે. પછી તેઓ કહે છે કે તેઓને વખત નથી મળતો, પણ હું તો વારંવાર ધારૂં છું કે તેઓને વખત મેળવવાજ નથી ગમતો."

"હા" ઓગસ્ટાએ જવાબ દીધો; "પણ તેઓ પોતાનાં કામને (પછી તે ગમે તે હોય) ખરેખર ચાહતાં નથી. જેમ હું સઘળાં તન મનથી મારા હુનરને ચાહું છું, તેમ જો બીજાંઓ તેઓના હુનરને ચાહતાં હોય તો એટલી ઝડપથી તેને અટકાવી શકે નહી. અલબત લગન પોતા સાથે જંજાલ તો લાવે છે; પણ બીજા હાથપર, જો એક જણ સુખેથી પરણે તો હમેશગીની બેચેની દુર થાય છે અને મનને શાંતી મળે છે. સુસતેસ, તમે કાંઈ બીહો ના; જો મારેથી બનશે તો હું દુન્યાને દેખાડશ કે તમે એક બુબખને નથી પરણ્યા! અને જો તેમ મારેથી નહી બને ડીયર, તો હું ખરેખરજ બુબખ હોઈશ."

"આએ બોલવાનું આપણી "જેમીમાસ વાઉ" ની ગ્રંથકર્તાને છાજતુંજ છે;" સુસતેસે તાણો મારી કહયું, "ખરેખર ડીયર, તારાં લખાણની વાખવાખી, તેમજ ભાગેલાં વાહાણ પરથી બચેલો અને વીલના મોટા કેસમાંની બહાદુર, પેહલવાન બાનુની વખાણ આગળ હું તે શું બીસાદમાં? હું ધારૂં છું કે મારે તો એકદમ પાછળ હટવું જોઈયે, કારણ કે હું તો જરૂરજ સુંદર, વીદ્વાન મીસીસ મીસનના વર દાખલ ઓલખાવશ——"

"અરે નહી, નહી," ઓગસ્ટાએ જવાબ દીધો; "એટલા બધા બીહો ના; વીસ લાખના ધણી વીશે કોઈ કદીબી તુચ્છકારથી બોલે વારૂં!"

"વારૂં પણ હવે એ લાખ બાખની મશકરી કરવાની છોડી દે," સુસનેસે કહ્યું, "હજુ તો આપણુને મલ્યા નથી, તેની વાત કરની? મને તુને કાંઈ પુછવાનું છે."

"હું તો બા હવે જાઉંછ, મને તો ઉંઘ આવેછ." ઓગસ્ટાએ મક્કમપણાથી કહ્યું.

"નહી, કાંઈ જવાય બવાય નહી. એટલા વારમાં ઉંઘ શાની આવે," સુસતેસે કહ્યું, અને તેણીનો હાથ પકડી તેણીને જતાં અટકાવી.

"મેહરબાની કરી મને છોડી દેવો"! ઓગસ્ટાએ બપકારે કહ્યું, "પણ હવે તમે માંગોછો શું, કંટાળાભરેલા મુસ!"

"હું જાણવા માંગુંછ કે તું મને આવતે અઠવાડયે પરણશે?"

"આવતે અઠવાડયે! જાવો જાવો! તેમ બેમ કાંઈ બનશે ની." ઓગસ્ટાએ કહ્યું. "હજુ તો મેં કાંઈબી ચીજ તૈયાર કી કીધી, અને વળી હું જાણતી નહી કે તે બધાંનો ખરચ આપવાને પૈસા કયાંથી આવવાના છે?"

"ચીજ!" સુસતેસે તીરસ્કારથી કહયું, "તું કરગુસન લેન્ડ કાંઈબી ચીજ વગર રહી શકી હતી, ત્યારે હું નહી જોતો

કે તે વગર તું પરણી કેમ નહી શકે? જો કે તુંને જે જોઈયે તે તો ૭ કલાકમાં હું તૈયાર કરી આપું. મેં બઈરાંઓને કોઈ દહાડેબી એવી અર્થ વગરની વાત કરતાં સાંભળ્યાં નથી. જો સાંભળ ડીયર, ખોદા ખાતર આપણુને પરણીને શાંત થવા દે! હું તુંને ખાતરીથી કહું છું કે જો તું તેમ નહી કરશે તો પછી જીંદગી તુંને અકારી થઈ પડશે. કોઈબી તુંને ઠર પડી બેસવા નહી દેશે. સૌ તારી મુલાકાત લેવા માંગશે, તારાં ચીત્રો રંગવા માંગશે, અને એવો બીજો ઘણોજ કંટાળો આપશે; તેથી જો તું પરણે તો—જોની તેથી આપણ બેઉને સારૂં થાય."

"ઠીક, તમે કહોછ તેબી ખરૂં છે," ઓગસ્ટાએ કહયું, "પણ ધારો કે પાછી અપીલ થાય અને તેમાં આપણે હારગે તો પછી આપણું શું થાય?"

"ત્યારે તો વળી આપણુને આપણનાં ગુજરાન માટે મેહેનત કરવી પડે, બીજું શું? મારી ચાકરી તો છેજ, અને તું જયાં સુધી મીસનનાં ખાતાં સાથનું તારૂં પાંચ વરસનું લખન પુરૂં થાય ત્યાં સુધી છાપાખાનાં માટે લખ્યા કરજે, તેમાં હું તુંને બરાબર આગળ પાડશ. મારી દુકાનપર પુષ્કળ લખનારાઓને હું જોઉં છું."

"વારૂં, હું 'બેસી'ને તે વીશે પુછી જોવશ." ઓગરટાએ કહ્યું.

"હા, અલબત લેડી હોમહરસ્ટ તો નાજ કહેશે તો." યુસતેસે નાખુશ થઈ કહયું, "તેવણ તો બધી ચીજોનો વીચાર કરવા બેસશે; અને વળી ફરજ પડે નહી ત્યાં સુધી તેવણ તુંને છોડવા માંગશે નહી."

"હું તો બા એથી કાંઈ વધારે તમારે સારૂ કરી શકતી નથી સાહેબ," ઓગસ્ટાએ મક્કમપણાથી કહયું, "સાહેબજી;" આમ કહી તેણી તેના હાથમાંથી છુટી, ઘણીજ મનોહર રીતે તેને નમી, ત્યાંથી ગુમ થઈ ગઈ.

"હવે એ શું કરવા માંગે છે, તેની મને કાંઈ સમજ પડતી નથી," યુસ્તેસ જયારે બનલર તેની તોપી લઈ આવ્યો ત્યારે પોતાને મનસે વીચાર કરવા લાગ્યો. એ આસ્તે આસ્તે એમ કરી કબુલબી કરી દે તો તેમાં હું કાંઈજ અજબ થાઊં નહી; પણ મને તો એ બઈરાંઓની રીત કાંઈ સમજ પડતી નહી, જો એક ચીજ એ કરવા માંગશે તો પછી જરૂર તે બર લાવવાનીજ. પછી ગમે તે થાય. વગેરે, વગેરે."

* * * * * * *

અને હવે કદાચ વાંચનારને ઘણું અજબ જેવું લાગશે, પણ ખરેખર ઉપલી વાતચીત પછી દસ દીવસે એક નાની ટોળી હેનોવર સ્કવેરમાં આવેલાં સેન્ટ જ્યોરજનાં દેવળમાં મળી. આપણે "નાની" બોલ વાપડયે છીયે, કારણકે હજારો લોકોનાં ટોળાંને ત્યાં આવતાં અટકાવવાને તે લગન છુપાં રાખવામાં આવ્યાં હતાં. જો એમ જાહેર થયું હતે કે મોટાં વીલના દેસવાલી પેલી બહાદુર બાનુ પરણવાની હતી, તો [illegible] લોકો તેણીને જોવાને ત્યાં એકઠાં મળતે. આ કારણથી ઉપ[illegible] દેવળમાં મળેલાં લોકો ઘણાં થોડાં હતાં. ઓગસ્ટાનાં પોત[illegible] સગાં વાહાલાં કોઈ હતાં નહી, તેથી તેણીએ ડાકટર પ્રોબેટ (જેની સાથે તેણીને હમણા ઘણી દોસ્તી પડી ગઈ હતી) ને પોતા તરફથી તેડું કીધું હતું, અને તેણીના" બાપની જગાએ ત્યાં હાજર રહેવાની અરજ કીધી હતી, કે જે અરજ તેવણ ના પાડી શકયા નહી.

જો કે તેવણથી એક ઘડી પણ પોતાની આરીસ છોડી બહાર જવાતું ન હતું, તે છતાં આ શુભ દીવસે આરીસમાંથી ગેરહાજર રહી તેવણ દેવળમાં હાજર થયા. લેડી હોમહરસ્ટ પણ ત્યાં પોતાના વીધવાના પોશાકમાં ઘણાં સુંદર દીસ્તાં હતાં; તેવણનો દીકરો ડીક તો કાંઈ અજબ જેવી ખુશાલીમાં આવી ગયો હતો અને તેની ભાસીનાં લગનની તેને મનસે નવાઈ જેવી ક્રીયાથી અજબ થતો હતો. અલબત, ધારાના પેલા બે હીમાયતીઓ પણ હાજર હતા.

અને ત્યાં ઓગસ્ટા કવચીતજ જોવામાં આવ્યા હોય તેવા મધુર ચેહરા સાથે તેણીના લગનના પોશાકમાં ઉભી હતી. તેણીના સુંદર ચેહરા તરફ ડાકટર પ્રોબેટ મગરૂરીની નજરથી જોતા હતા અને તોપણ તે ચેહરાપર લગાર દલગીરીનો છાપ દીસ્તો હતો. તેણીની સુખી તો હતી—ઘણીજ, એટલે કે એક ખુશનુમા સ્ત્રી તેણીની જીંદગીમાંના આ મોટા બનાવને દીવસે એક ધણીઆણી દાખલની પોતાની ફરજો માટે કબુલાત આપતાં જેટલી સુખી દીસવી જોઈયે તેટલી; પણ ઘણી ખુશાલી વેલાએ દલગીરીના આગળા દુઃખી દીવસો યાદ આવ્યા વીના રહેતાં નથી.

ઓગસ્ટાનું મન પણ હમણાં તેવાજ વીચારોથી ભરપુર હતું, જયારે તેણી ત્યાં ઉભી હતી ત્યારે તેણીને તેણીની વાહાલી નાની બેહન યાદ આવી અને વીચારવા લાગી કે તેણીનાં સુખ અને ફતેહ માટે તેણીએ કહેલું ભવીષ-કેવી રીતે ખરૂં પડયું હતું. તે સુખ અને ફતેહ નજદીકજ હતાં અને ત્યાં તેણીની નજદીક તેણીનો પોતાનો વાહલો સાચ્ચો ધણી ઉભો હતો, પણ તેણીની બેહનના વાહાલા ચેહરાની યાદ અને તે (ચેહરા) ઉપર બાંધેલી ઘોર આ સુખી વીચારો પર એક છાંયા દાખલ પડતી હતી. થોડા વારમાં એક નીસાશા સાથે આ વીચાર તેણીનાં મગજમાંથી ગુમ થઈ ગયો અને તેની જગા ગરીબ બીચારા મી૦ તોમબેએ લીધી, કે જેના વગર તેણી હમણા આ દેવળમાં પરણવાને ઉભી ન હતે; તેણીને મછવામાં બેસાડની વેલાના તેના છેલા બોલો હમણા તેણીને યાદ આવ્યા. ગરીબ કમનસીબ પુરૂષ! તે બાપડો તો હમણા માછલીઓનો ખોરાક થઈ પડયો હતો, અને તેણી તો એક સૌથી સુખીમાં સુખી સ્ત્રી હતી. આવો વીચાર કરવો કેવું

"ભીસ સ્મીથર્સ, હવે ચાલશો કે?" ડાક્ટર પ્રોબેટ બોલ્યા, "આએ છેલ્લીજ વખત હું તમુને એ નામે બોલાવું છું—હવે ફરીથી કોઈબી તમુને એમ બોલાવશે નહી—મારો હાથ લેવો; જરજ—અરે પાદરી—આવી પુગા છે."

* * * * * * *

ક્રીયા ખલાસ થઈ, અને તેઓ ધણી ધણીઆણી દાખલ સદાનાં જોડાયાં. સૌથી સુખીમાં સુખી લગનનો પણ છેડો આવ્યાથી જીવ નીરાંત થાય છે. હેનોવર સ્કવેરમાં પાછું જતાં ઘણો વખત લાગ્યો નહી. ત્યાં આવી પુગતાં પેહલાં જેણે તેઓને આવકાર દીધો, તે જોનની આફીસમાંનો પેલો નાનો છોકરો હતો. તેના હાથમાં એક કાગજ હતું, અને તે પોતાની સાથે જેમ્સની આફીસમાંના પોતાના ભાઈને પણ લઈ આવ્યો હતો.

"સાહેબ 'ઉતાવળ'નું કરી ઉપર લખ્યું છે, તેથી મેં ધાર્યું કે હું તરત તમુને પુગાડું" પેલા છોકરાએ જોનને તે કાગજ આપી કહયું.

"શું છે?" પુસતેસે બીહીને પુછ્યું. તે ખરાં અંતઃકરણથી હવે વકીલોનાં કાગજોને ધીક્કારતો હતો.

"હું ધારૂં છું કે, અપીલની નોટીસ છે," જોને કહયું.

"ઉઘેડની તો, કે શું છે તે જલદીથી જોઈયે," પુસતેસે કહયું. જોને તેમ કીધું અને નીચે પ્રમાણે વાંચ્યું:—

"ભીસન વીરૂધ એડીસન અને બીજાઓ.

"પ્યારા સાહેબ,—અમારા કુલો મેસરસ એડીસન અને રોસ્કો સાથે મસલત કીધા પછી અમો તમારીપર નીચલી માંગણી મોકલવાને શકતીવાન થયા છીયે. જો તમો દરમ્યાનની ઉપજનો—"

"આએ બોલ ખોટો વાપરવામાં આવ્યો છે," જેમ્સે ગુસ્સે થઈ જઈ કહ્યું, દરમ્યાનની ઉપજ એટલે તો ખરી મીલકતમાંથી ઊપજાવેલી ઊપજ. બરાબર એક સોલીસીટરથીજ એવી ભુલ થઈ શકે."

"એ બોલ બરાબર વાપરવામાં આવ્યો છે," તેના જોડયા ભાઈએ તપી જઈ જવાબ દીધો. "થોડી ઘણી ખરી મીલકત હોવાથીજ એ બોલ આખી ઉપજને લાગુ પાડવામાં આવ્યો છે."

"ખોદા ખાતર પંચાતી ના કરો, પણ આગળ ચલાવો," પુસ્તેસે કહ્યું, "જોતા નહી કે મારો જીવ કેવો ટીંગાઈ રહયો છે."

"—હીસાબ નહી માગો તો મારા કુલો," જોને વાંચવાનું આગળ ચલાવ્યું, "ભીસન વીરૂધ એડીસન અને બીજાઓના હાલમાં ચુકેલા કેસ માટે અપીલ કરવાને રાજીનથી. જો ફરયાદી હીસાબ માગરોજ તો તે બાબત હાઇ કોર્ટમાં લઇ જવા માટે આગળ પગલાં ભરવાં પડશે.

અમો છીયે, તમારા તાબેદાર સેવકો,

ન્યુજ અને ન્યુજ.

જોન શોર્ટ એસક્વાયર.

તાજે કલમ—મેહેરબાનીની રાહે જવાબ ઉતાવળે મોકલવાની તસદી લેજો."

"કેમ ભીસન, તમે શું કહો છો?" જોને પુછ્યું, "હા, જો, માફ કરજો, હું ભુલી ગયો, કદાચ તમે બેરીસ્ટરનું મત લેવા ઇછતા હશો." આમ કહી તેણે મી० જેમ્સ તરફ નજર કીધી કે જેવણ ગુસ્સાથી પોતાનું બોડકું માથું ધવડવા પડયા હતા.

"અરે નહી, નહી, મને કાંઈ જોઈતું નથી," પુસ્તેસે જવાબ દીધો, "મેં તો પક્કો ઠેરાવ કીધોછ તેઓને તેઓની દરમ્યાનની ઉપજને વળગી રહેવા દેવો, બનતાં સુધી મને અપીલ જોઈતી નથી. ન્યુઝપર એક તાર કરો."

આ પછી ન્યુઝ અને ન્યુઝની પેહડીપર એક તાર મોકલવામાં આવ્યો અને તેઓ સઘળાં લગનનો નાસ્તો ખાવા ગયાં. ટેબલપર સર્વે જણાં ખુશ મીજાજમાં હતાં. લેડી હોમહરસ્ટ પણ તેવણના વર ગુજરવા પછી આજે પેહલીજ વાર પોતાનું સઘળું દુઃખ ભુલી જઈ અગાઉ માફક તદન ખુશી દીસ્તાં હતાં. જેમ્સ પણ એટલા તો ખુશીમાં આવી ગયા હતા કે પોતાના ઓધાનો દરજ્જો પણ ભુલી જતા અને લેડી હોમહરસ્ટ સાથે આખો વખત પટપટ કરયા કરતા હતા.

અંતે ડાકટર પ્રોબેટ ઓગસ્ટાની સલામતી લેવડાવવા ઉઠયા. તેવણનાં સુંદર ભાષણનો છેલ્લો ભાગ નીચે આપયે છીયે:—

"મેં વારેઘડીએ સાંભલ્યું છે કે સઘળાં માણસોનું નસીબ આ દુન્યાના તેઓના પ્રવાસમાં એક સરખી રીતે દોડે છે. આ વીશે હું હમેશાં શક ધરાવતો હતો અને હવે તેનાં ખોટાપણા વીશે મારી ખાતરી થઈ છે. મી० પુસતેસ ભીસન એક ઘણાજ સારા જુવાન ગ્રહસ્થ છે, અને જો મને બોલવાની રજા આપવામાં આવે તો કહું કે, તેવણ ઘણાજ સારા દેખાવના જુવાન્યા છે; પણ હું અત્રે મલેલી મીજલસને પુછવા માંગું છું કે મી० ભીસને તેવણનાં અતીશય સારાં નસીબને લાયક થવાને બીજા માણસો કરતાં વધારે શું કીધું છે? અગર જુવાન ગ્રહસ્થોમાંથી એવણનેજ કાંય વીસ લાખની દોલત મળે, અને વલી એક સૌથી સુંદર બાનુ—હા, સૌથી સુંદર, સૌથી હુશીઆર અને સૌઉથી બહાદુર જુવાન બાનુ—સાથે પરણવાને એવણનેજ કાંય ચુંટી કહાડયા! તે જુવાન બાનુ પોતાના ચેહરાપર વીસ નસીબો લઈ ફરે છે, એટલુંજ નહી પણ વળી એક નસીબ તેણીનાં ભેજામાં પણ લઈ ફરે છે—અને વળી તે પણ કેટલું કીમતી! સાહેબ"—તેવણ પુસતેસ તરફ વાંકા વળી નમ્યા—"હું તમોને મુબારકબાદી આપું છું, કે જેમ તમારા જેવા એક નસીબવંત ગ્રહસ્થને સર્વે માણસોએ કરવું જોઈએ. નમનતાઈથી હું તમોને નમું છું, નમનતાઈથી હું અરજ કરૂં છું કે, જે લગભગ નહી સરખામણી થાય તેવું સુખ તે કીરતારે તમુને બખસ્યું છે તે હમેશ સુધી ભોગવવાને તમે લાયક થજો."

આ પછી પુસતેસ ઉઠયો અને તેના જવાબમાં એક ભાષણ કીધું, કે જે તે વખતની તેની હાલત તરફ જોતાં ઘણુંજ સારૂં હતું. તેણે તેઓને કહયું કે કેવી રીતે બરમીંગામમાં તેના કાકાની આફીસમાં તે ઓગસ્ટાનો મધુર ચેહેરો પહેલ વહેલો જોતાંજ તે ઉપર મોહી પડયો હતો. તેણે તેઓને કહ્યું કે, લંડનમાં થોડુંક કામ મેળવ્યા પછી જ્યારે તે બરમીંગામ પાછો ફરયો અને તેની પ્રીયાને ત્યાંથી ગુમ થઈ ગયલી જોઈ, ત્યારે તેને કેટલું

લાગ્યું હતું, અને વળી જ્યારે તેણે સાંભળ્યું કે ડેનગરૂ સ્ટીમર સાથે તેણી ડુબી ગઈ હતી, ત્યારે તેણે કેટલું દુઃખ ખમ્યું હતું. ત્યાર પછી તે તેણીના પાછા ફરવાના સુખી દીવસપર આવ્યો, અને પછી તે કરતાં પણ વળી વધારે સુખી દીવસપર, કે જ્યારે તેણે શોધી કહાડયું કે તે તેણીને ફ્રોકટમાં નહી ચાહતો હતો. છેલ્લે તેણે આ પ્રમાણે પુરૂં કીધું:—

"ડાકટર ગ્રોએટ કહે છે કે હું અતીશય નસીબવંત પુરૂષ છું અને તેવણનું આ બોલવું હું ખરાં તરીકે કબુલ કરૂં છું. હું ખરેખર ઘણોજ નસીબવંત છું, એટલો કે મને ધાસ્તી પણ લાગે છે. જ્યારે હું ફરીને મારી વાહાલી ધણીઆણીને મારી બાજુએ બેઠેલી જોઊં છું, ત્યારે મને બીહીક લાગે છે કે આ સઘળું છતાં રખેને હું સ્વપનો જોતો હોઊં અને રખેને સ-જાગરૂ થાઊં ત્યારે સઘળું શુમ થયલું માલમ પડે. વળી બીજા હાથપર, જ્યારે આ બોહલી મીલકત કે જે મને તેણીથી મળી છે તે વીશે વીચાર કરૂં છું, ત્યારે પણ મને બીહક લાગે છે, પણ ખોદાની કૃપાથી આશા રાખું છું કે તેણીની મદદથી તે દોલતનો કાંઈ સારો ઉપયોગ કરી શકીશ અને હમેશાં યાદ રાખશ કે તે એક મોટો જોખમ છે, કે જે મારા હાથમાં મુકવામાં આવ્યો છે. તેણી પોતે પણ એક જોખમ છે અને તે પણ વળી વધારે અમુલ્ય, અને હું જેમ તેણી સાથે ચાલું તેમજ મારી સાથે પણ અંહી હવે પછી ચાલવામાં આવે."

ત્યાર પછી તેણે પેલા ધારાના જોડયા હીમાયતીઓની સ-લામતી લેવાડી, કે જેઓએ એકલે હાથે આવી સરસ રીતે કજીઓ ચલાવી એટરની જેનરલ અને તેના વીદ્વાન મીત્રોનાં લશકરને હરાવી નાખ્યું હતું.

જેમ્સ અંતે જવાબ આપવા ઉઠયા. તેવણ એવા તો લેહ-રમાં આવી ગયા હતા કે તેવણને અટકાવવાને જો લેડી હોમ-હરસ્ટે તેવણના દગલાની બાંહે ખેંચી તેણીની સલામતી લેવ-ડાવવાને કહયું ન હતે, તો તેવણ આખો કેસ પાછો પેહલેથી બોલી જતે. તેવણે તેણીની સલામતી ખરાં અંતઃકરણથી લીધી અને છેલ્લે સર્વેને હસવું આવે અને રમુજ ઉપજે તેવું બોલી પોતાનું ભાષણ સમાપ્ત કીધું.

ટેબલપરથી સર્વે જણ ઉઠયા બાદ ઓગસ્ટા તેણીનાં કપડાં બદલવા ગઈ અને તેણી તથા પ્રુસતેસ સર્વેને મલી ભેટી ઘર-માંથી બહાર નીકળ્યાં. તેઓ લોકોનું ધ્યાન ન ખેંચાય તે માટે એક ભાડુતી ગાડીમાં બેસી જુનાં ખાસદાઓના આશી-રવાદ વચ્ચે ત્યાંથી હંકારી ગયાં.

હવે તે ગાડીમાંજ તેઓને રહેવા દઈ આપણ આગળ ચાલ્યે.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### એક વાર ફરીથી મી૰ મીસનની આફીસમાં.

એક મહીનો પસાર થઈ ગયો—એક ખુશનુમાં મધુર "ચે-નલ આયલેન્ડસ" નામના ટાપુપર એક બીજાને ખરા પ્યારથી ચાહનાર એક જુવાન જોડું હનીમુનમાં[*] જેટલું સુખ મેળવી શકે તેટલાં સુખમાં એક લાંબો ઉનાળાનો મહીનો પસાર થઈ ગયો; અને હવે જે જગાએ આ વાર્તાનો પેહલો પરદો ઉઘ-ડયો હતો (મીસનનાં મોટાં ખાતાંની અંદરની આફીસમાં) તેજ જગાએ છેલ્લો પરદો પણ પડે છે.

છેલ્લાં પખવાડયાંમાં મી૰ જોન શોર્ટ અને મેસરસ એડીસન અને રોસકોના વકીલો વચ્ચે સંધેસાઓ ચાલતા હતા, જેનું સેવટ એ આવ્યું કે પુસ્તકો પ્રસીદ્ધ કરનારૂં મોટું ખાતું પ્રુસતેસ મીસને તેના ભાગ્યાઓ પાસથી ખરીદયું અને તેનો એકલો માલેક થયો. આ ખાતાંને તે પોતાની દેખરેખ હેઠળ ચલાવવા ઇચ્છતો હતો.

હવે પ્રુસતેસ કે જેણે જોન શોર્ટને પોતાના ધંધા તેમજ ખાનગી કામો માટેના પોતાના સોલીસીટરનો હોદ્ધો આપ્યો હતો, તેની અને ઓગસ્ટાની સાથે આફીસના વડા મેનેજર પાસેથી તે ખાતાંને લગતી સઘળી ચાવીઓ પોતાના સ્વાધી-નમાં લેવામાં રોકાયો હતો. આ મેનેજર તે ખાતાંમાં નંબર પેહેલાને નામે ઓળખાતો હતો.

"ગયાં વરસની શરૂઆતમાંનાં ગ્રંથકર્તાનાં લખતો હું જોવા ઈચ્છું છું," પ્રુસતેસે કહ્યું.

નંબર પેહલાએ દલગીરી ભરેલા ચેહરાએ તે ત્યાં હાજર કીધાં, તેને આ મક્રમ ઠેકાવના, જુવાન, સ્વતંત્ર અને મીસનનાં ખાતાંની રીતેથી તદન ઉલટી રીતે ચાલનારા શેઠયાની હાજરી ત્યાં ગમતી ન હતી.

પ્રુસતેસ જ્યારે તે કાગળ્યાં તપાસતો હતો ત્યારે તેની સુખી ધણીઆણી તેની બાજુએ ઉભી હતી, અને તેણીની હાલતમાં થયલા આ નવાઈ જેવા ફેરફારનો વીચાર કરી અજબ થતી હતી. જ્યારે તેણી છેલ્લી વેળાએ આ આફીસમાં ઉભી હતી (જેને એક વરસ પણ થયું ન હશે) ત્યારે તેણીની હાલત ઘણી દયા ઉપજાવે તેવી હતી. તેણી ફક્ત પોતાની બેહનની જીંદગી બચાવવાની આશાથી થોડાક પૌંડ માંગવા ત્યાં આવી હતી અને હમણાં—

એકાએક પ્રુસતેસ તેની શોધમાં અટકયો. અને તે બંડલ-માંથી એક લખત ખેંચી કહાડી તે ઉપર નજર કીધી. તે "જેમીમાસ વાઊ" માટે કીધેલું મીસનની કુંપની સાથનું ઓગસ્ટાનું લખત હતું, તેજ લખત કે જેણે પાંચ વરસ સુધી તેણીને મીસનનાં ખાતાં સાથે બાંધી લીધી હતી, તેજ કે જે તેણીનાં સઘળાં દુખનું મુળ હતું, અને તેણી જેમ માનતી હતી તેમ તેણીની નાની બેહનનાં મોતનું પણ મુળ.

"લે ડીયર," પ્રુસતેસે તેની બાયડીને કહયું, "આએ તારે વાસ્તે એક ભેટ છે."

ઓગસ્ટાએ તે લખત લીધું, અને તે શું હતું તે જોયા પછી કમકમી; તેણે તેણીને સઘળી ગઈ ગુજરેલી વાતની દુઃખ સાથે યાદ આપી.

"હું એને શું કરૂં?" તેણીએ પુછયું, "ફાડી નાખું?"

[*] લગન પછીનો પહેલો મહીનો.

"હા," તેણે જવાબ દીધો, "નહી, નહી, જરાક થોભ," આમ કહી તેણે તે કાગજ તેણીના હાથમાંથી લીધું અને તેની ઉપર મોટા અક્ષરે "રદ કીધું છે" કરી લખ્યું અને તે પર પોતાની સહી કરી તારીખ લખી.

"લે હવે," તેણે કહયું, "અને ફ્રેમમાં જડાવવા મોકલ, પછી આપણે અંહી આરીસમાં તાંગશું, એવું દેખાડવા કે મીસનનાં ખાતાંમાં અગાઊ કેવી રીતે કામ ચલાવવામાં આવતું હતું."

નંબર પેહલો તો દબાઈ જઈ મુસતેસને તીકવા લાગ્યો. આ જુવાન શખસ હવે પછી બીજું શું કરશે.

"સઘળા ગ્રહસ્થો હાલમાં એકઠા થયા છે?" મુસતેસે બાકીનાં લખતો ઊચાં મુકયા પછી તેને પુછયું.

નંબર પેહલાએ "હા" કહયું અને તેઓ સઘળાં હાલમાં ગયાં કે જ્યાં સઘળા અધીપતીઓ, જુદાં જુદાં ખાતાંના મેનેજરો, મેહતા મુનસીઓ, બીજા કામદારો અને અંધારી કોહડીઓમાં ગંધેલા ગરીબ ફીકા ચેહરાવાલા ગ્રંથકર્તાઓની આખી રીજમીટ એકઠી થઈ હતી. નંબર પેહલાએ અગાઉથી જઈ તેઓ સઘળાંને હારબંધ ઉભા રાખયાં હતાં. જેવાં મુસતેસ, તેની બાયડી અને જોન શોર્ટ હાલમાં દાખલ થયાં, (કે જ્યાં તેઓ માટે થોડીક ખુરસીઓ મુકી હતી) ત્યારે સઘળાં આદમીઓએ તેઓને નમી સલામ કીધી. મુસતેસે તેઓ સઘળાંઓને બેસી જવાને અરજ કીધી, કે જેને તેઓ તરત તાબે થયા.

"ગ્રહસ્થો," મુસતેસે કહયું, "પેહલાં મને મારાં ધણીયાણી મીસીસ મીસન સાથે તમોને ઓલખાણ કરાવવા દેવો, કે જેવણ અગાઊ બીજી રીતે આએ ખાતાં સાથે સંબંધ ધરાવતાં હતાં (જો કે તેમાં તેવણને થોડોજ લાભ મલ્યો હતો.) આપણા છાપાખાનામાંથી છપાઈ બહાર પડેલી સૌથી સરસ ચોપડી તેવણને હાથે લખાઈ હતી (અહીં કેટલાકોએ ખુશાલી દેખાડી અને ઓગસ્ટા શરમાઈ તેઓને નમી) અને હું આશા તથા ખાતરી રાખું છું કે તે કરતાં પણ વધારે સારી ઘણી ચોપડીઓ તેવણ લખશે કે જે દુન્યામાં બાહેર પાડવાનું માન આપણે મેળવશું." (શાબાશીના પોકારો) "વળી ગ્રહસ્થો, મને તમોને મારા સોલીસીટર મી૰ જોન શોર્ટ સાથે ઓલખાણ કરાવવા દેવો, કે જેવણ પોતાના ભાઈ મી૰ જેમ્સ શોર્ટ સાથે મલી મારા મુકદમાનું ફતેહભરયું પરીણામ લાવ્યા હતા.

અને હવે મેં તમોને અહીં શું કામ બોલાવ્યા છે તે મારે કહેવાનું રહ્યું છે. પેહલાં તો મારે કહેવું જોઈયે કે આ ખાતું મેસરસ એડીસન અને રોસકો પાસેથી ખરીદવાથી હું તેનો એકલો માલેક થયો છું, અને આશા છે કે આપણે સાથે મલી બરાબર કામ કરશું. બીજું હું તમોને જણાવવા માંગું છું કે 'આ ખાતાંમાં જે રીતે કામ કરવામાં આવતું હતું તેમાં હું તદન ફેરફાર કરવા ધારૂં છું." (તાળીઓ) "અને તે માટે મી૰ શોર્ટની મદદથી હમોએ ગોઠવણ કીધી છે. મને ગણત્રી કરી જણાવવામાં આવ્યું છે કે, આ ખાતાંનો છેલ્લાં દસ વરસનો નકી નફો સેંકડે ૪૭ ટકા થયો છે. હવે મેં ઠરાવ કીધો છે કે દરેક કામનો ખરચ બાદ જતાં નકી નફાનો ભવીષમાં નીચે પ્રમાણે ભાગ કરવામાં આવશેઃ—આપણા હાથમાંની ચોપડીના ગ્રંથકર્તાને દસ ટકા, અને ખાતાંને દસ ટકા; તે ઉપરાંત જો બીજો નફો થાય તો તેના આ પ્રમાણે ભાગ કરવાઃ કે આંનો અરધો ભાગ પેનશનો આપવાના ફંડમાં આપવો અને અરધો ભાગ આ ખાતાંમાંના કામદારોને વહેંચી આપવો"—(ખુશાલીની તાલીઓ) મુખ્ય કરી ગરીબ બાપડા ગ્રંથકર્તાઓ:માં—બાકી રહેલો ભાગ ગ્રંથકર્તાને આપવો. દાખલા તરીકે ધારો કે, એક ચોપડીનો સેકડે ૧૦૦ ટકા નફો થયો છે; તેમાંથી મારે ૧૦ ટકા લેવા જોઈયે, કામદારો ૨૬ ટકા લે, અને ગ્રંથકર્તા ૬૪ ટકા."

અહીં કોઈ વચમાં બોલી ઉઠયું; તે નંબર પેહલો હતો, કે જે વધારે વખત પોતાની નાખુશી દાબી શકતો ન હતો.

"હું રાજીનામું આપીશ!" તેણે કહ્યું, "હું ચાકરી છોડી જઈશ! મીસનનું ખાતું દશ ટકાપરજ સંતોષ પકડે! જ્યારે એક ગ્રંથકર્તા—ફકત એક ગ્રંથકર્તાને ૬૦ ટકા મળે! એ ઘણું શરમભરેલું છે—ઘણુંજ શરમભરયું!"

"તમોને જો જવા ગમતું હોય તો બેલાશક જાવો," મુસતેસે સખતાઈથી કહ્યું, "પણ તેમ કરવા આગમજ ધીરજથી તે વીશે વીચાર કરવાને હું તમુને સલાહ આપું છું."

"ગ્રહસ્થો," મુસતેસે આગળ ચલાવ્યું, "ખચીત આ ફેરફાર તમુને ઘણો મોટો લાગતો હશે, પણ મારે એકદમ કહી દેવું જોઈયે કે, હું કાંઇ તદન અક્કલ વગરનો આદમી નથી. હું કમાની કરવાની આશા રાખું છું અને તે પણ વળી સારી કમાની, પેહલાં તો જેથી કામમાં સારી ઉપજ થાય નહી તેવું કામ હું પુરતી સાબેતી વીના કદી માથે લઇશ નહી. નફાના મારા તો દસ ટકા પેહલાં જોઈયે, અને પછી ગ્રંથકર્તાના દસ ટકા, અલબત જો સઘળો જોખમ માથે લઈ નસીબ અજમાવવા એક ચોપડી આખી ખરીદું તો તે વાત જુદી છે, પણ ચોકસ દસ ટકાની કમાઈએ બીજા કોઈ પણ ધધાદારી આદમી માફક હું તદન સંતોષી કહેવાઊં, અને તેવીજ કબુલાતથી, આશા છે કે હું ઇંગલંડનાં સૌથી સરસ લખનારાઓનાં પુસ્તકો પ્રસીદ્દ કરવાને શકતીવાન થઇશ, અને કોઈ પણ લખનાર તેનાં લખાણ માટે ભવીષમાં સારી આવક મેળવવાને શકતીવાન થશે. વળી મને લાગે છે કે તમારામાંના ઘણાઓ તમો પોતાને વરસની આખેરીએ હાલ કરતાં વધારે સારી હાલતમાં આવેલા જોશો." (ખુશાલીના પોકારો) "એક બે વધારે બાબદ વીશે મારે બોલવું છે. સૌથી પેહલાં તો અંહીની અંધારી કોહડીઓનો નાશ કરવો જોઈયે, કે જે આવાં મોટાં ખાતાંમાં રાખવી હું ઘણું શરમભરયું ગણું છું." (ગરીબ બાપડા ગ્રંથકર્તાઓ ખુશાલી બનલાવવા લાગ્યા)—"અને તેની જગાએ સોજા ઓરડાઓની હારો ઉભી કરવામાં આવશે. વળી ત્યાં બેસી કામ કરનારાઓને તેઓના પગાર ઉપરાંત બીજું થોડુંક વધારે મળશે." (ફરીથી ખુશાલીના પોકારો) "છેલ્લે માણસોને તેઓનાં નંબર પ્રમાણે બોલાવવાની

ભયભરેલી રીત હું કહાડી નાખીશ. આ કઢંગી રીતથી જાણે તેઓ સ્વતંત્ર અંગ્રેજોને બદલે બંદીવાનો હોય તેવું લાગે છે. આજ પછી આ ખાતાંનું દરેક માણુસ તેનાં પોતાનાં નામથી ઓલખાંશે" (વધારે મોટા પોકારો.)

"હવે એકજ ચીજ રહી છે; હું આશા રાખું છું કે આવતે અઠવાડીયે આએજ દીવસે તમો સધળાં પોમપેડોર હાલમાં ખાણાપર આવશો, કે જ્યાં આપણાં નવાં ખાતાં વીશેના કાયદાઓ આપણે બરાબર મુકરર કરશું, કે જે ખાતું અગાઉ માફકર્જ હવે પછી પણ મીસનની કુંપનીને નામે ઓલખાશે, કારણુ કે આપણા રોજગારનો નફો આપણુ સધળાં વેંહચી લેનાર હોવાથી, હું ધારૂં છું કે આપણે હજુ એક કુંપની દાખલ રહી શકશું, અને તે પણુ વળી આશા છે કે એક આબાદ અને પ્રમાણીક કમપની." આ પછી લાંબા ખુશાલીના પોકારો અને તાલીઓ વચ્ચે યુસતેસ અને તેની બાયડી તેઓને નમ્યાં અને પોમપેડોર હોલમાં તેઓને લઈ જવાને ઉભેલી ગાડીમાં જઈ બેઠાં.

અરધા કલાકમાં તો તેઓ દરવાજામાં દાખલ થયાં, કે જ્યાંથી એક વરસની વાતપર યુસતેસને તેનું ફોડી લેવાને બાહેર કહાડી મુકવામાં આવ્યો હતો. દરવાજાની બેઉ બાજુએ સધળા જુના નોકરો હારબંધ તેઓના ભપકાદાર પોશાકોમાં (કારણુ મી૰ મીસનના નોકરોને રજા આપવામાં આવી ન હતી) તેઓના નવા શેઠ શેઠાણીને આવકાર દેવા ઉભા હતા. તેઓમાં સધળાનો વડો પેલો ઠીંગો બતલર જોનસતન પણુ હતો, કે જેણે યુસતેસનો છેલ્લો સંદેસો તેના કાકાને આપ્યો હતો.

"બાપરે," ઓગસ્ટાએ સંગેમરમરના દાદરપર નજર કરી કહ્યું, "અંહી તો ૭ ૭ મોટા સીપાઈઓ છે. એ બધાને હું શું કરશ."

"આંથણું ભરજે" યુસતેસે તરત કહ્યું. "એ બધા ખાઈ ખાઈને થયલા ખુલીઆઓને જોઈ મને તો કાંઈ થઈ આવેછ!"

આ પછી તેઓ સધળાંઓ વચ્ચેથી પસાર થઈ ખાણાં માટે તૈયાર થવા અંદર ગયાં.

થોડા વખતમાં તો તેઓએ પોતાને ખાણાંની ટેબલપર આવી બેઠેલાં જોયાં, અને તેબી વળી કેવું ખાણું ! તે પુરૂં થતાં અથવા તો નોકરોને રૂપાંના ડીશો અંદર લાવતાં અને લઈ જતાં એક કલાક અને વીસ મીનીટ થઈ. તેઓનાં લગન પછી યુસતેસ અને ઓગસ્ટાને કદીપણુ એટલો કંટાળો ઉપજ્યો ન હતો.

"હું નહી ધારતી કે મને એટલું બધુ પૈસાદાર થવા ગમતું હોય," જોનસ્તને આસ્તેથી દરવાજો બંધ કીધા પછી ઓગસ્ટાએ પોતાની ખુરસીપરથી ઉઠી તે લાંબી ટેબલને નાકે પોતાના ધણી આગળ જઈ કહ્યું; "મને તો એથી કંટાળો લાગે છે."

"મનેબી તેમજ લાગેછ," યુસતેસે કહ્યું, "હું કહું છું તે સાંભળ ધુસી," યુસતેસે તેણીને પોતાની તરફ ખેંચી કહ્યું, "આએ પરવારતાઓને મારી આસપાસ વીટળાતા દેવા મને ગમતું નથી, હું તો આએ જગા વેચી નાખશ, અને કોઈ વધારે શાંત જગાપર આપણે જઈશું."

તેજ પળે એકાએક અને જરાક પણુ ચેતવણી વગર ઓરડાના બેઉ બાજુના દરવાજા ઉઘડી ગયા. એકમાંથી બે મોટા નોકરો કાફી, દુધ વગેરે લઈ આવતા હતા અને બીજામાંથી જોનસ્ટન અને એક બીજો રાક્ષી દેખાવનો નોકર જુદી જુદી જાતનો દારૂ લઈ આવતા હતા, અને ત્યાં યુસતેસ પોતાના હાથ ઓગસ્ટાની ગરદનપર નાખી બેઠો હતો. તેણી બાપડી આમ કે તેમ હીલી પણુ શકી નહી. જેવા તે નોકરો ત્યાં આવ્યા તેવીજ તેણી તેના હાથમાંથી છુટી, મુરખ મીસાલ જોતી ઉભી રહી, જ્યારે યુસતેસે નેણુ ચહડાવી હોઠ કરડયા; ખરેખર ફકત જેઓએ કાંઈ પણુ ધભરાટ દેખાડયો નહી તે પેલા ભપકાદાર નોકરોજ હતા. તેઓ સીધા ને સીધા જરાક પણુ શરમાયા વગર તેઓનું કામ ચુપચુપ કરયા જતા હતા.

"મારેથી આએ ખમી શકાતું નથી," અંતે જ્યારે તેઓ ત્યાંથી ગયા ત્યારે ઓગસ્ટા બોલી, "હું તો સુવા જાઉછું, મને ફેર આવેછે."

"ઠીક છે," યુસતેસે કહયું, "આ અસુખી ઘેરમાં તેમ કરયા શીવાય બીજો ઉપાય નથી. કોણુ જાણે શોફેનેબી શું થયું છે, તેબી સાથે ખાવા નહી આવતો. હવે હું બીડી પીવા કયાં જાઉં, આએ લોકોને તો હું અંહી બીડી પીઉં તે કદાચ ગમશે નહી. મારા કાકાના વખતમાં તો હોકમ નહી હતો, તેથી હું તો ઘેર ચલાવનાર વડી દાસીના ઓરડામાં જઈ પીતો હતો, પણુ હવે તો તેમ મારેથી નહી થાય.

"પણુ અંહી કાંય નહી પીતા ? ઓરડો એટલો તો મોટા છે કે વાસ આવશે નહી" આગસ્ટાએ કહયું.

"અરે! જવા દેની; નહી," યુસતેસે કહયું, "આએ મખમલના પરડાઓનો વીચાર કર. વળી ૫૦ ફીટ લાંબા અને ૩૦ ફીટ પોહલા ઓરડામાં એકલો બેસી મારેથી બીડી પીવાય નહી; નહી બા, હુંબી ઉપરજ આવુંછું, ને ત્યાંજ પીવશ—"

તેણે તેમ કીધું.

બીજે સવારે ઓગસ્ટા ઘણી સકારેથી ઉઠી, કપડાં પેહરી તૈયાર થઈ બેઠી હતી. યુસતેસ હજુ ભર ઉંઘમાં હતો.

સુરજની રોશની તેણીને હાથના બનાવેલા ઊંચા કસબી પરડાઓમાંથી ઓરડામાં આવતી હતી અને ટેબલપર મુકેલાં મોહડું ધોવાનાં ચાંદીનાં વાસણોપર, તેમજ ધોસ્યાપર નાખેલી સુંદર લેસની કુરતની, અને કીમતી ફરનીચરપર પડતી હતી. ઓગસ્ટા આ સધળાંપર તીકી તીકીને જોતી હતી ત્યારે તેણીને આ ભપકાદાર મેહલના છેલા ધણી યાદ આવ્યા; અને કરગુલન લેન્ડની કંગાલ ઝુપડી, જ્યાં તેવણુ મરણુ પામ્યા હતા, તેનો આ સાથે મુકાબલો કરવા લાગી. આ બંને વચ્ચે કેટલો બધો ફેરફાર !

"યુસતેસ," તેણીએ પોતાના ઊંઘતા ધણીને કહ્યું, "ઉઠો તો, મને તમોને કાંઈ કહેતું છે."

"હં ! શું છે ?" યુસતેસે બવાચી ખાતાં કહ્યું.

"યુસતેસ, આપણે ઘણાં પૈસાવાલાં છઈએ—આપણને આ પૈસાનું કાંઈપણ કરવું જોઈયે."

"ઠીક," યુસતેસે કહ્યું, "હું કબુલ થાઊં છું, તું શું કરવા માગે છે?"

હું એક સારી રકમ—(કહો કે બે લાખ રૂપીઆ, આટલી બધી દોલતમાંથી તે કાંઈ ઘણા કહેવાય નહી)—નીષ્ફળ થયલા ગ્રંથકર્તાઓને વાસ્તે એક ખાતું સથાપવામાં આપવા માગું છું."

"ઠીક છે," યુસતેસે કહ્યું, "પણ બધી ખટપટ તુંને કરવી જોઈશે, મને કાંઇ તે વીશે કંટાળો આપે નહી. હા, જો વારૂ," તેણે વધારે જાગરૂત થઈ પુછ્યું, "બુધાજીએ મરતી વખતે તુંને શું કહ્યું હતું તે તો તુંને યાદ છેની? હું ધારૂં છું કે ભુખે મરતા ગ્રંથકર્તાઓ જેઓએ મીસનનાં ખાનાં સાથ કામ પાડયું હોય, તેઓને પેહલો હક આપવો જોઈયે."

"હુંબી એમજ ધારૂં છું," ઓગસ્ટાએ કહ્યું, અને તે વીશેનો પ્લાન ઘડવા પોતાની લખવાની ટેબલ આગલ જઈ બેઠી.

"અરે ધુસી!" તેના ધણીએ એકાએક કહ્યું, "મને હમણાંજ એક સ્વપનો આવ્યો છે."

"પછી!" તેણીએ દમમાંજ કહ્યું, કારણકે તેણી પોતાનાં કામમાં ખુબ ગુંટાઇ હતી, "તે વળી શું?"

"મે સ્વપનો જોયો કે જેમ્સ શોર્ટ પોતાના ધંધામાં ઘણા આગળ વધી ગયા છે, અને વરસ દહાડે વીસ હજાર કમાય છે, અને તેવણ લેડી હોમહરસ્ટ સાથે પરણ્યા છે."

"તે ખરૂં પડે તો તેમાં હું કાંઈજ અજબ થાઊં નહી," ઓગસ્ટાએ હસીને કહ્યું.

આ પછી થોડો વખત ત્યાં ચુપકીદી પથરાઈ.

"ધુસી," સુસતેસે અવાચીખાઈ કહ્યું, "તું તદન સુખી છે?"

"હા, અલબત હું છઊં, એટલે કે આએ તમારા જાપકાદાર નોકરો અને ચાંદીનાં વાસણો નહી હોય તો તદન સુખી થાઊં."

"એમ તારા બોલવાપરથી મને અજાયબી લાગે છે" તેના વરે કહ્યું.

"કાંય?"

"કારણ"—(અવાચી)—"પેલાં વીલને વાસ્તે"—(અવાચી) "હું નહી ધારતો હતો કે એક સ્ત્રી તદન સુખી હોય—(અવાચી)—જેણી કદી કોરટમાં જઈ શકે નહી."

અને તે ફરીથી ઊંઘાઈ ગયો; જયારે ઓગસ્ટાએ જવાબ આપવાના અખાડા કરી પોતાનું કામ કરયા કીધું.

શીરીન ફ૰ પારેક.

---

સમાસ.

---





# વર્તમાન પત્ર લખનાર બાનુંઓની રાણી.

## એક ઘણી હેરત ઉપજાવનારી અબળા—મીસીસ "ફ્રૅંક-લેસલી."



મીસીસ લેસલીનો જનમ ઉતર અમેરીકાના ન્યુ-ઓરલીયનસ શેહેરમાં થયો હતો. તેણીનાં મા-બાપ સારી હાલતમા હોવાથી તેણીને ઘણી ઉંચી કીસમની કેળવણી તથા તરબીયત આપી હતી. તે ઘણીજ રૂપાળી તથા કુશળ હોવાને લીધે તેણીને પરણવાનાં ઘણાં માગાં આવતાં હતાં, અને સેવટે તેણીએ એક પોતાથી વધુ ઉમરના તાલેવંત ગ્રહસ્થ સાથે લગન કીધાં હતાં.

બે ત્રણ બરસની વાત પર જ્યારે તે ઇંગલંડમાં આવી હતી, ત્યારે તેણીની વાતચીત એક જાણીતી બાનું સાથે થઈ હતી, તે હેઠળ લખવામાં આવે છે. તે ઉપરથી મારી બેહેનપણીઓ જોઈ શકશે કે હાલના વખતમાં પણ અબળા જાત શું શું મહાસારત કાર્યો કરી શકે છે.

મીસીસ ફ્રૅંક-લેસલી અંગ્રેજી, ફ્રેંચ, જરમન, ઈટાલયન, સ્પેનીશ તથા રશયન ભાષાઓ સેહેલાઈથી બોલી શકે છે, એટલુંજ નહીં પણ જ્યારે આ સાંભળી કોઇ તાજુબ થાય છે, તો તુરત પોતે હસીને એક મોટી "કાપી-બુક" લાવી તેના હાથમાં આપે છે, કે જેની અંદર આ સઘળી ઉપર જણાવેલી ભાષાઓમાં વર્તમાન પત્રોના પ્રતીનીધીઓ સાથે જે જવાબ સવાલ (જે હરએકની જુદી જુદી ભાષામાં થયા હોય) તેનો તફસીલવાર હેવાલ તેમાં દરસાવેલો છે.

મીસીસ લેસલીએ જણાવ્યું કે, "જ્યારથી હું એક નાની છોકરી હતી, ત્યારથી હું વર્તમાન પત્રોમાં લખતી આવી છું, ને મારા ભરથારને પરણવા અગાઉ પણ હું તેને વાસ્તે લખતી હતી, પણ મારી વર્તમાન પત્રમાં લખવાની ખરેખરી જીંદગી તેનાં અકાળ મરણ પછી શરૂ થઈ છે, કેમકે તે એકાએક એક અભાગ્ય બનાવથી બેઈજતી તથા શરમીંદગી સાથે આ સંસાર છોડી ગયો. તેનો સબબ એ કે, તેની પેહેલી બાયડીનો છોકરો હતો, તેને મારા ભરથારે "એટરની"નો અધીકાર આપી દઈ અને મારો ધણી સફર કરવાને ગયાં, પણ આવીને જોઈયે શું કે, તે મોટું કામ તેના હાથે સઘળું બરબાદ થઈ ગયું હતું, ને સામું ત્રણ લાખ ડાલરનું કરજ ફીટાડવાનું હતું."

મરતી વેળાના મારા ભલા ભરથારના આ શબ્દો હતા: "મારી જગા પર મારી આફીસમાં ડીયર તું જા, ને જ્યાં સુધી મારૂં કરજ નહી અપાય ત્યાં સુધી મેહેનત કરજે ને મને પુર ઉમેદ છે કે, તે પરવરદેગાર તુંને સહાય થઈ, મારી મુરાદ પાર ઉતારશે."

પછી મીસીસ લેસલીએ આગળ કહયું કે, માંગનારાઓ ચોતરફથી હલ્લા ને મને કંઈ સુઝ પડે નહી. સેવટે લાચાર થઈ હું મારી શોભાયમાન ઇમારત, કીમતી જવેરાત તથા મનહરણ પીક્ચરો વેચી નાંખી એક નાનાં ઘરમાં જઇને રહી, ત્યાં ઘણાં વરસ સં-

કષ્ટ તથા આપદામાં ગુજરયાં. હવે આ સઘળાંનું સેવટ એ આવ્યું કે, જો કોઈ મને એક ૧૦,૦૦૦ પાંઉડની રકમ ધીરે તો એક અઠવાડયાંમાં બધું કરજ ફીટાડી પાછી હું આપઅખત્યાર થઇ જાઉં; પણ આટલી મોટી રકમ એકદમ કઢડાવવાને હું તદન અશક્ત હતી, ને વળી હું એવી કોઈ માલદાર બાનુઓને ઓળખતી નહી હતી, કે તેઓ પાસે જઈ માંગતે, ને જો અઢ્રેયો પાસે માંગતે તો તેઓ મને પેહેલે પરણવાની ઈચ્છા દેખાડતે, ને તેમ કરવાની મારી મરજી બીલકુલ ન હતી; પણ તે કીરતારની માયાથી એક એવો બનાવ બન્યો કે, મારાં નસીબનો સીતારો ફરી ગયો ને મારી મુશકેલી દુર થઇ. મારી આફીસમાં એક જુવાન છોકરો હતો, કે જેને મારા ખાવંદે ઘણી રીકજીકે ચાકરી રાખ્યો હતો, ને જે બાઈનાં ઘરમાં તે રહેતો હતો, ત્યાં દૈવયોગે એક તાલેવંત પરોપકારી ઘરડી બાનું આવીને રહી. તેની પાસે પેલા જુવાને જઈને મારી કમબખત દશાની બધી હકીકતથી વાકેફ કીધી, તેથીજ તેને બીજે દહાડે તે ભલી બાઈએ ૧૦,૦૦૦ પાંઉંડની નોટોના કટકા લઈ મારી પાસે આવીને ઘણા આગ્રહ સાથે મને આપી, પણ મેં તેણીની સાથે પેહેલે આ સરત કરી કે, વયાજ સાથે જે વેળા હું પાછા મોકલું તો તેણીએ તે બહાલ રાખવા.

ત્યાર પછી દરએક માંગનારનું પઈએ પઈ ચુકવી હું પાછી મારા ધંધામાં ઘણીજ ખંતથી મશગુલ થઇ, ને ચંદ વરસમાં તે સર્વ શક્તીવાનની માયા તથા મારી જાતી મેહેનતથી પેલી ઉધાર લીધેલી મોટી રકમ તે બાઈને ઘણાજ ઉપકાર સાથ ચુકવી આપી.

"ફ્રેંક લેસલીનું ચીત્રદાર પત્ર," તેણીએ કહ્યું કે, "ઘણો બોહલો ફેલાવો પામેલું છે; એ સીવાય હું એક જરમન પત્ર પણ બાહેર પાડું છું, કે જેની નકલો મહીને દહાડે ૧૩૦૦૦૦ થી ૧૫૦૦૦૦ સુધી વેચાય છે. મારાં ખાતાંમાં હાલમાં ૪૦૦ લાયક કામ કરનારાં માણસો છે, ને તેમાં દર વેલા હું વધારો કરતી રહું છું. જ્યારે તેણીને પુછવામાં આવ્યું કે તેણી પોતાનો વખત દર રોજ કેવી રીતે ઉપયોગમાં લાવે છે, તેના ઉતરમાં તેણીએ કહ્યું:—

"હું નીત્ય સહવારે સાત વાગે ઉઠીને જે બેસુમાર કાગળો આવે છે, તે વાંચી જલદીથી નાસ્તો કરી, ટ્રેનની મારફતે મારી આફીસમાં જાઉં છું, ને આગગાડીમાંજ બીજાં વર્તમાન પત્રો વાંચું છું. આફીસમાં આવ્યા બાદ, માલેક તથા અધીપતીને જે સેંકડો કામો કરવાં પડે છે, તે ઘણી વેળા બપોરનું ભોણું ખાધા વગર, કરવામાં ગુંટાઉં છું. સાંજ પડતાં ચાર વાગે આફીસમાંથી ગાડીમાં બેસી બાહેર ફરવા નીકળું છું, પણ તે મારી સદાની ઉતમ કસરત થંડાં પાણીએ નાહવાની તથા લાકડાંના મુદગલ ફેરવવાની છે, કે જેથી છાતીનો બાંધો તથા બીજા શરીરના ભાગમાં લોહી ફરી વળી મજબુત થાય છે."

પછી મેં તેણીને સવાલ કીધો, "મીસીસ લેસલી, શું આ ખરી વાત છે કે, તમારી પાસે પરણવાનાં માગાં દહાડામાં બે વેળા આવે છે, ને વળી તેના ઈનકારના જવાબનું ફારમ તમોએ લીથોગ્રાફ કરી રાખેલું છે, તે છાપી મોકલો છો."

"ના એટલાં તો નથી આવતાં," તેણીએ તુરત ઉતર વાળ્યો. "પણ અઠવાડયાંમાં બે વેળા તો ખચીત આવે છે, ને બીજી વાત તો તદન ભુલ ભરેલી છે, કેમકે હા, મેં પરણવાનાં માગાંઓનો ઈનકાર કરવા માટે ખાસ ફારમો લખી રાખેલાં છે, પણ હું કાંઇ એટલી નીર્દય નથી, કે તેને લીથોગ્રાફ કરીને મોકલું. જે ફારમ હું અક્ષર કરીને જવાબમાં મોકલું છું, તે આ છે."

આમ કહી મીસીસ લેસલીએ મને એક લખેલું કાગજ આપ્યું, કે જેમાં નીચે મુજબ લખેલું હતું.

સાહેબ,

લગનનું માગું એ હંમેશાં માન ભરેલું છે, કેમકે મારી જાતીને સઉથી આલી દરજ્જેનું આદરમાન જે મરદ્રયો આપી શકે, તે આજ છે, પણ એ માન બીજી બાનુઓ કરતાં મને વધારે તેમજ વારંવાર મળે છે; પણ એમાં કંઈ તાજુબ થવાનું નથી, કેમકે મારો ધંધો મને અક્સર કરીને વીદ્યા શાસ્ત્ર તથા કારીગરી જાણનારા નરો સાથે બીજી બાનુઓ કરતાં વધારે સંબંધમાં લાવે છે. તો પણ મારી જીંદગી આખા દહાડાની મેહનત તથા સાંજની વેળા મીત્રોની મંડળીમાં તેઓની માયા તથા મેહેરબાનીથી એવી સારી રીતે પસાર થાય છે, કે મને પરણવાને માટે વખત અથવા ખ્યાલ પણ નથી, ને જ્યાંસુધી મારા બેહેસ્તનશીન ભરથારથી વધારે મશહુર થયનું નામ મને આપવામાં નહીં આવશે, ત્યાં સુધી હું ફરી પરણનાર નથી. તે વાસ્તે તમોએ જે મને મોહું માન આપ્યું, તેનો ઉપકાર માની કહું છું કે, જે હું હંમેશાં સુધી રહેવશ.

તમારી સદાની સાથી,

**મીસીસ ફ્રેંક લેસલી.**

આ અસરકારક તથા નામીચા નમુના પરથી મારી વાહાલી બેહેનપણીઓ સારીપેઠે સમજી શકશે, કે સ્ત્રી જાત પોતાની ખંત, મેહેનત, ધીરજ તથા પ્રમાણીકપણાથી શું શું અમુલ્ય કામો બજાવી શકે છે.

**આઈમાય કુંવરજી મસાલાવાલા.**

## એક ભાયગશાળી છોડી.




ગ્લાંડના રાજા ચારલ્સ પહેલાનાં સંતાપકારક રાજમાં એક દહાડો એક ખુબસુરત ગામડયણ છોડી કાંઈ ચાકરીની સોધમાં લંડન શેહેરમાં આવી, કાંઈ સારી ચાકરી નહીં મલવાથી એક બીરના કારખાનામાં બીર લાવ લઈજાવ કરવા માટે રહી. હવે ત્યાંના કારખાનાવાલાએ આવી સારા દેખાવની છોડીને જોઈ ત્યારે તેણીને ત્યાં રાખવાને બદલે પોતાને ત્યાં દાસીનું કામ કરવા રાખી. જ્યારે ઘણો વખતવેર તેણીએ પ્રમાણીકપણે અને ખુશ મીજાજથી કામ કીધું, ત્યારે તેણીનો ધણી ખુશી થઈને તથા તેણીને ખુબસુરત જોઈને તેણી સાથ પરણ્યો, પણ થોડાજ વખતમાં તેણીને જુવાન મુકીને મરણ પામ્યો. હવે આ ખુબસુરત વીધવા માટે તે ઘણી સારી દોલત મુકી ગયો હતો.

બીરનાં કારખાનાનું કામ હવે બંધ પડયું, અને પેલી જુવાન બાયડીને કોઈએ સલાહ આપી કે જાણીતા વકીલ મી० હાઈડ પાસે જઈને પોતાના વરનાં કામકાજનો કાંઈ નીકાળ લાવવો.

મી० હાઈડે (કે જે પછવાડેથી અર્લ આફ કલેરનડન થયો) જ્યારે જોયું કે આ વીધવા દોલતવાંન છે અને સાથે લાગી ખુબસુરત છે, ત્યારે તે તેણી સાથ પરણ્યો. આ લગનથી તેઓને એક છોકરી થઈ, કે જેણી પછવાડેથી રાજા જેમ્સ બીજાની બાયડી થઈ, અને ઈંગ્લંડની બે રાણીઓ, મેરી અને એનની માતા થઈ.

VIOLET.



## સ્ત્રીઓની હીમત તથા સદગુણના દાખલા.

### એમીલીઆ ગ્રોન્ટ.



પારીસ શેહેર મધે એક ગ્રહસ્થને ત્યાં એમીલીઆ ગ્રોન્ટ નામની એક સ્ત્રી ચાકરી કરતી હતી. તેણીને જોન બરનટ નામના ધણી સાથે ઓલખાણ હતી. આ ધણી ઘણો લોભી તથા લુચ્ચો હતો, તે એમીલીઆ જાણતી ન હતી. તે એમીલીઆ આગળ આવે ત્યારે પોતે ઘણો પૈસાવાલો છે એમ કહે.

એક દીવસ એમીલીઆનો શેઠ તથા બાઈ દેવલમાં ગયાં હતાં, તેટલાં જોન આવ્યો અને એમીલીઆ સાથે વાત કરયા પછી કહેવા લાગો કે "તારાં બાઈ કપડાં તથા જનસ કયાં મુકેચ." એમીલીઆએ કહયું કે હું કંઈ જાણતી નહી. આ બોલથી જોનને ઘણો ગુસ્સો લાગો અને કહયું કે તું નહી કહેશે તો હું તારો જીવ લેવશ; પણ એમીલીઆએ નાજ કહયું ત્યારે તે તેણીને સમજાવવા લાગો. એથી એમીલીઆ તેની સાથે બાઈના ઓરડામાં ગઈ. ત્યાં જોનને બેસાડી પોતે કપડાં લેવા જાઊંછું એમ કહી નીચે ઊતરી અને થોડો વખત ઓરડામાં ફરયા પછી પાછી ઉપર આવી અને પોતે સાથે કપડાં લાવી છે એમ કહયું. જોન તો ઘણો ખુશી થઈ ગયો. થોડે વારે પાછી નીચે જાઊંછું, એમ કહી જોન જે ઓરડામાં હતો તે બારણાને સાંકળ દીધી અને નીચે ઉતરી પડી તથા રસતાપર જઈ સીપાઈઓની મદદ માંગી. સીપાઈઓ આવી જોનને પકડી ગયા. આ નીમકહલાલ ચાકરડીએ શેઠનું ઘર તથા દર દાગીનો રાખયો. જ્યારે શેઠ શેઠાણી ઘેર આવ્યાં અને બધી વીગત જાણી, ત્યારે તેઓની ખુશાલીનો પાર રહયો નહી. થોડાં વરસમાં નીમકહલાલ તથા વફાદાર એમીલીઆ મરણ પામી. તેણીની ઘોર ઉપર, જેવી નીમકહલાલીથી ચાકરી કીધી હતી તેનો એક લેખ કોતરાવયો. આ સદગુણી સ્ત્રીએ શેઠ શેઠાણી સારું પોતાના જીવને જોખમમાં નાખ્યો.

### એક નીમકહલાલ છોકરી.

ઈંગલંડ મધે એક નાનાં ઘરમાં એક ગરીબ કુટુંબ રહેતું હતું. તેઓનો વખત ઘણો ખરાબ હતો. તેઓની સોરી નામની એક છોકરી તેઓનું પાલણ કરતી હતી. એક દીને રસનામાં ઝાડુ કહાડતાં તેણીને એક હીરાની વીતી મલી આવી. આ લેઈ તે ગરીબ છોકરી વીતીનો ધણી કોણ છે તે સોધી કહાડવાને ગઈ. આગળ જતાં તેણીને એક શાહજાદી મળી. તે ગરીબ છોકરીએ પોતાને મળી આવેલી વીટી તે શાહજાદીને દેખાડી. શાહજાદી પોતાની ખોહવાયલી વીટી મળેલી જોઈ ઘણી ખુશી થઈ અને પેલી છોકરીને પુછયું કે કયાંથી લાવી. સોરીએ સાચ્ચું કહ્યું. આ એવી નીમકહલાલી જોઈ પેલી વીટી શાહજાદીએ તેણીને ભેટ કીધી.

નેક વાંચનાર, જો તે વીટી લેવા ચાહતે તો સેહેલાઈથી લઈ શકતે, પણ તેણી વફાદાર હતી અને કોઈનું કંઈ મળ્યું હોય તો તેને તરત આપવું એજ તેનો ધરમ તથા ખુબી હતી.

ત્રીજા જોરજને ત્યાં એક દાસી ચાકરી કરતી હતી, તે નીમકહલાલ હતી; જ્યારે તે મરણ પામી ત્યારે તેની લાશ રાજાએ પોતાના સેંટ જોરજના દેવળમાં મુકાવી, અને તેણીની ઘોર ઉપર વફાદારીનો લેખ કોતરાવ્યો.

નવાજબાઈ અ. શેઠ.

## એક અજાયબ જેવો સ્વપનો.



એક ઘણી અજાયબ જેવી વાત થોડાક વખત પર લંડન શેહેરમાં સંભળાતી હતી.

થોડાક મહીનાની વાત પર એક ઈંગ્રેજ ચીતારો નામે મી॰ એફ—, લાર્ડ સી—નાં ગામનાં રહેવાનાં મકાનમાં તેને મલવા ગયો. બીજા પણ મુલાકાતે આવનારા દોસ્તોથી તે મકાન ભરાઈ ગયું હતું, અને તોપણ તે ચીતારાને તો એક ઘણોજ સગવડ ભરયો સુંદર ઓરડો વપડાસ માટે મલ્યો. તે ત્યાં ફકત ત્રણ દહાડા રહયો, પણ તેમાં નવાઈ જેવું એ બન્યું કે, તે ત્રણે રાત તેને એક ઘણોજ બીહાંમણો સ્વપનો આવ્યો. તેણે જોયું કે જાણે કોઈ તેના ઓરડામાં દાખલ થયું અને તેથી તે જાગી ઉઠયો, અને આસપાસ જોયું તો આખા ઓરડામાં. ભભુકદાર રોશની સલગાવેલી હતી, અને બાજુએથી બારી આગળ કોઈ બાનું કીમતી પોશાકમાં ઉભી રહીને જાણે કાંઈ બારીએથી નાખતી હતી; તેણીનું કામ પુરૂં થયું ત્યારે ફરી અને પેલા દંગ થઈ ગયલ: શખ્સ તરફ નજર કીધી; તેણીનો ચેહેરો એટલો તો બદસુરત અને ઘાતકી લાગતો કે પેલો જોનાર ઠરઠર કાંપવા લાગો. ત્યાર પછી પેલી બતીઓ બુજાઈ ગઈ અને પેલી કંગાળ ઓરત જતી રહી, અને તુરત પેલો જાગી ઉઠયો. આ રીતે ત્રણેડ રાત તેણે તેને તેજ સ્વપનો જોયા કીધો. 'લંડન પાછો ફરયા પછી, તેનો તે વીચાર તેનાં મગજ પર એટલો ઠસી ગયો કે તેણે તુરત તે દેખાવને ચીતારી લીધો, અને પછી જેને પણ તે ચીતાર દેખડાવતો તે જોઈને ધ્રુજયા વગર રહેતું નહી. એક દહાડો તે ચીતારો પાછો લારડ સી—ને મલવા ગયો, ત્યારે તે ઉમરાવ. તેને પોતાના પીકચરના સંગ્રહવાલા ઓરડામાં લઈ ગયો, કે જ્યાં તેના કુટુંબને લગતાં ઘણાક નામીચાં પીકચરો · તાંગેલાં હતાં. પેલા ચીતારાની અજાયબીનો શું પાર, જ્યારે તેણે એક મોટી સબી જોઈ, કે જેમાં એક બાનું સુંદર પોશાકમાં

કટ તથા આપદામાં ગુજારયાં. હવે આ સઘળાંનું સેવટ એ આવ્યું કે, જો કોઈ મને એક ૧૦,૦૦૦ પાંઊંડની રકમ ધીરે તો એક અઠવાડયાંમાં બધું કરજ ફીટાડી પાછી હું આપઅખત્યાર થઇ જાઉં; પણ આટલી મોટી રકમ એકદમ કઢડાવવાને હું તદન અશક્ત હતી, ને વળી હું એવી કોઈ માલદાર બાનુઓને ઓળખતી નહી હતી, કે તેઓ પાસે જઈ માંગતે, ને જો મરદો પાસે માંગતે તો તેઓ મને પેહેલે પરણવાની ઈચ્છા દેખાડતે, ને તેમ કરવાની મારી મરજી બીલકુલ ન હતી; પણ તે કીરતારની માયાથી એક એવો બનાવ બન્યો કે, મારાં નસીબનો સીતારો ફરી ગયો ને મારી મુશ્કેલી દુર થઇ. મારી આફીસમાં એક જુવાન છોકરો હતો, કે જેને મારા ખાવંદે ઘણી રીકજીકે ચાકરી રાખ્યો હતો, ને જે બાઈનાં ઘરમાં તે રહેતો હતો, ત્યાં દૈવયોગે એક તાલેવંત પરોપકારી ઘરડી બાનું આવીને રહી. તેની પાસે પેલા જુવાને જઈને મારી કમબખ્ત દશાની બધી હકીકતથી વાકેફ કીધી, તેવીજ તેને બીજે દહાડે તે ભલી બાઈએ ૧૦,૦૦૦ પાંઉંડની નોટોના કટકા લઈ મારી પાસે આવીને ઘણા આગ્રહ સાથે મને આપી, પણ મેં તેણીની સાથે પેહેલે આ સરત કરી કે, વયાજ સાથે જે વેળા હું પાછા મોકલું તો તેણીએ તે બહાલ રાખવા.

ત્યાર પછી દરએક માંગનારનું પઈએ પઈ ચુકવી હું પાછી મારા ધંધામાં ઘણીજ ખંતથી મશગુલ થઇ, ને ચંદ વરસમાં તે સર્વ શક્તીવાનની માયા તથા મારી જાતી મેહેનતથી પેલી ઉધાર લીધેલી મોટી રકમ તે બાઈને ઘણાજ ઉપકાર સાથ ચુકવી આપી.

"ફ્રેંક લેસલીનું ચીત્રદાર પત્ર," તેણીએ કહ્યું કે, "ઘણો બોહલો ફેલાવો પામેલું છે; એ સીવાય હું એક જરમન પત્ર પણ બાહેર પાડું છું, કે જેની નકલો મહીને દહાડે ૧૩૦૦૦૦ થી ૧૫૦૦૦૦ સુધી વેચાય છે. મારાં ખાતાંમાં હાલમાં ૪૦૦ લાયક કામ કરનારાં માણસો છે, ને તેમાં દર વેલા હું વધારો કરતી રહું છું. જ્યારે તેણીને પુછવામાં આવ્યું કે તેણી પોતાનો વખત દર રોજ કેવી રીતે ઉપયોગમાં લાવે છે, તેના ઉતરમાં તેણીએ કહ્યું:—

"હું નીત્ય સહવારે સાત વાગે ઉઠીને જે બેસુમાર કાગળો આવે છે, તે વાંચી જલદીથી નાસ્તો કરી, રેલની મારફતે મારી આફીસમાં જાઉં છું, ને આગગાડીમાંજ બીજાં વર્તમાન પત્રો વાંચું છું. આફીસમાં આવ્યા બાદ, માલેક તથા અધીપતીને જે સેંકડો કામો કરવાં પડે છે, તે ઘણી વેળા બપોરનું ભોણું ખાધા વગર, કરવામાં ગુંટાઉં છું. સાંજ પડતાં ચાર વાગે આફીસમાંથી ગાડીમાં બેસી બાહેર ફરવા નીકળુંછું, પણ તે મારી સદાની ઉતમ કસરત થંડાં પાણીએ નાહવાની તથા લાકડાંના મુદગલ ફેરવવાની છે, કે જેથી છાતીનો બાંધો તથા બીજા શરીરના ભાગમાં લોહી ફરી વળી મજબુત થાય છે."

પછી મેં તેણીને સવાલ કીધો, "મીસીસ લેસલી, શું આ ખરી વાત છે કે, તમારી પાસે પરણવાનાં માગાં દહાડામાં બે વેળા આવે છે, ને વળી તેના ઈનકારના જવાબનું ફારમ તમોએ લીથોગ્રાફ કરી રાખેલું છે, તે છાપી મોકલો છો."

"ના એટલાં તો નથી આવતાં," તેણીએ તુરત ઉતર વાળ્યો. "પણ અઠવાડયાંમાં બે વેળા તો ખચીત આવે છે, ને બીજી વાત તો તદન ભુલ ભરેલી છે, કેમકે હા, મેં પરણવાનાં માગાંઓનો ઈનકાર કરવા માટે ખાસ ફારમો લખી રાખેલાં છે, પણ હું કાંઇ એટલી નીર્દય નથી, કે તેને લીથોગ્રાફ કરીને મોકલું. જે ફારમ હું અક્સર કરીને જવાબમાં મોકલું છું, તે આ છે."

આમ કહી મીસીસ લેસલીએ મને એક લખેલું કાગજ આપ્યું, કે જેમાં નીચે મુજબ લખેલું હતું.

સાહેબ,

લગનનું માગું એ હંમેશાં માન ભરેલું છે, કેમકે મારી જાતીને સઉથી આલા દરજ્જેનું આદરમાન જે મરદપો આપી શકે, તે આજ છે, પણ એ માન બીજી બાનુઓ કરતાં મને વધારે તેમજ વારંવાર મળે છે; પણ એમાં કંઈ તાજુબ થવાનું નથી, કેમકે મારો ધંધો મને અકસર કરીને વીધા શાસ્ત્ર તથા કારીગરી જાણનારા નરો સાથે બીજી બાનુઓ કરતાં વધારે સંબંધમાં લાવે છે. તો પણ મારી જીંદગી આખા દહાડાની મેહેનત તથા સાંજની વેળા મીત્રોની મંડળીમાં તેઓની માયા તથા મેહેરબાનીથી એવી સારી રીતે પસાર થાય છે, કે મને પરણવાને માટે વખત અથવા ખ્યાલ પણ નથી, ને જ્યાંસુધી મારા બેહેસ્તનશીન ભરથારથી વધારે મશ્હુર પદવું નામ મને આપવામાં નહીં આવશે, ત્યાં સુધી હું કદી પરણનાર નથી. તે વાસ્તે તમોએ જે મને મોટું માન આપ્યું, તેનો ઉપકાર માની કહું છું કે, જે હું હંમેશાં સુખી રહેવશ.

તમારી સદાની સાથી,

**મીસીસ ફ્રેંક લેસલી.**

આ અસરકારક તથા નામીચા નમુના પરથી મારી વાહાલી બેહેનપણીઓ સારીપેઠે સમઝી શકશે, કે સ્ત્રી જાત પોતાની ખંત, મેહેનત, ધીરજ તથા પ્રમાણીકપણાથી શું શું અમુલ્ય કામો બજાવી શકે છે.

**આઈમાય કુંવરજી મસાલાવાલા.**

## એક ભાયગશાળી છોડી.




ગ્લાંડના રાજા ચારલ્સ પહેલાનાં સંતાપકારક રાજમાં એક દહાડો એક ખુબસુરત ગામડયણ છોડી કાંઈ ચાકરીની સોધમાં લંડન શેહેરમાં આવી, કાંઈ સારી ચાકરી નહી મલવાથી એક બીરના કારખાનામાં બીર લાવ લઈજાવ કરવા માટે રહી. હવે ત્યાંના કારખાનાવાલાએ આવી સારા દેખાવની છોડીને જોઈ ત્યારે તેણીને ત્યાં રાખવાને બદલે પોતાને ત્યાં દાસીનું કામ કરવા રાખી. જ્યારે ઘણો વખતવેર તેણીએ પ્રમાણીકપણે અને ખુશ મીજાજથી કામ કીધું, ત્યારે તેણીનો ધણી ખુશી થઈને તથા તેણીને ખુબસુરત જોઈને તેણી સાથ પરણ્યો, પણ થોડાજ વખતમાં તેણીને જુવાન મુકીને મરણ પામ્યો. હવે આ ખુબસુરત વીધવા માટે તે ઘણી સારી દોલત મુકી ગયો હતો.

બીરનાં કારખાનાનું કામ હવે બંધ પડયું, અને પેલી જુવાન બાયડીને કોઈએ સલાહ આપી કે જાણીતા વકીલ મી૦ હાઈડ પાસે જઈને પોતાના વરનાં કામકાજનો કાંઈ નીકાળ લાવવો.

મી૦ હાઈડે (કે જે પછવાડેથી અર્લ આફ ક્લેરનડન થયો) જ્યારે જોયું કે આ વીધવા દોલતવાંન છે અને સાથે લાગી ખુબસુરત છે, ત્યારે તે તેણી સાથ પરણ્યો. આ લગનથી તેઓને એક છોકરી થઈ, કે જેણી પછવાડેથી રાજા જેમ્સ બીજાની બાયડી થઈ, અને ઈંગ્લંડની બે રાણીઓ, મેરી અને એનની માતા થઈ.

VIOLET.



# સ્ત્રી નાં ભ લાં કા ર્યો

અથવા

## અબળાજાતની હીમત તથા સદગુણના દાખલા.

"સુંદર દાખલા આપણને ઉમદા કામો કરવાને જાગૃત કરે છે."

### ધીરજ અથવા સંકટો અને આફતો વેઠવાની સહન શકતીના નામીચા નમુના.




થરો સંગીન તથા બરફની લાદીઓ ઠંડીગાર હોય છે ને જે કોઈ તેઓને હાથ લગાડીને જોય છે તેજ તેઓની ખરી તાસીર પીછાની શકે છે. પણ કીસમત જે આપણા પર સારા અથવા નરસા બનાવો ગુજારે છે તેની જે મુજબ આપણામાં બલા અથવા ભુંડા ગુણો હોય છે તે મુજબ બલી અથવા ભુંડી અસર આપણાં તન તથા મન પર થાય છે, કેમકે તેઓ તો માત્ર વજુદ વગરના સાધારણ પ્રસંગો છે—ને જે વેળા આપણે અયોગના તથા લાચારી દેખાડી દુરાચરણી થવાને લલચાઈએ છીયે, ત્યારેજ તેઓ આપણા પર જય પામે છે, ને જ્યાં સુધી આપણે ધીરજથી સંકટની સામે થવાની યત્ન નહી કરીએ ત્યાં સુધી ભાગ્ય દેવી આપણને કાંઈ પ્રસન્ન થતી નથી એ ખચીત કરી જાણજો, એટલુંજ નહી પણ તે કીરતારની કીમતી નવાજેશોમાં ધીરજ બીજા સઘળા સદગુણોની રખેવાલી કરનારી તથા ખાસ ટેકો આપનારી નાદર ખુબી છે.

#### એન. બોલીનની તપાસ તથા કતલ.

આ અભાગ્ય રાણી ઈંગલાંડના રાજા આઠમા હેનરીની ધણીઆણી હતી, પણ આ ઉડેલ તબીઅત રાજાનું દીલ બીજી બાનું પર દોડવાથી તેણીને દુર કરવાની કોશેશ કરવા લાગો ને જ્યારે તેણીથી છુટા પડવાનું કાંઈ પણ બાહનું મલ્યું નહી, ત્યારે તેણીને કેદખાનામાં નાખી ખોટી તપાસ ચલાવી તથા કાંઈ પણ સાબેતી અથવા પુરાવા વીના તેણીને મારી નાખી.

તવારીખમાં તેણીને વીશે એવી કાંઈ પણ બીના નથી કે જેથી આપણે તેણીને ગુનેહગાર ઠેરવી શકયે, અને વળી રાજા તેણીનાં મરણને બીજેજ દહાડે બીજી બાનું સાથે પરણી ગયો એ ઉપરથી સાફ પુરવાર થાય છે કે તેણી "કબાબમાં હાડકું" હોવાથી મારી નાખવામાં આવી હતી. તેણીના નીરદોશપણાની સાબેતી માટે એથીબી વધુ પુરાવા જોઈતા હોય તો તેણીની મરતી વેળાની શાંતી તથા હેરત ઉપજાવનારી ધીરજ મોટું વજન ધરાવે છે, કે જે હેઠળનું વરણન વાંચવાથી માલમ પડશે.

"કોઈ પણ શાહજાદાની બાયડી" તેણીએ એક કાગળમાં હેનરીને લખ્યું, "પોતાની સઘળી ફરજો ઈમાનદારીથી બજાવવામાં તથા ખરાં જીગરથી તમને ચાહવામાં મારેથી વધારે નહી હશે. તમોએ મને એક અદના ઓરતથી મોટી પદવીની બાનું બનાવી અને મોટી પદવીની બાનુથી રાણી બનાવી ને જ્યારે એથી આલી દરજ્જે મને આ દુન્યામાં આપી શકયા, ત્યારે તે કીરતારની દરગાહમાં મને મોકલવાને પક્કો ઈરાદો કીધો, કે જેને તાબે થવાની હું બીલકુલ આનાકાની કરતી નથી."

ફાંસીનો હોકમ થયા પછી તેણીની ચાલચલણમાં કાંઈપણ ઉદાસી માલમ પડતી ન હતી, અને જ્યારે તેણીના ભાઈનાં ઓચીંતાં મરણની તેણીને ખબર આપવામાં આવી ત્યારે પણ ઘણો ખેદ નહી પામી, કાંકે તેણી જાણતી હતી કે "હવે આ જેહાન છોડવીજ પડશે, તેથી બેહેતર રસ્તો એજ છે કે ગમ દુર કરીને બાકી રહેલી જીંદગી તે પરવરદેગારની પ્રાર્થનામાં ગુજારૂં."

જ્યારે ફાંસી દેવાનો દીવસ નજદીક આવ્યો ત્યારે સહવારના પોહરમાં ઉઠી ને પરમ કૃપાળુ સાહેબની બંદગી કરી, આસેપાસેના લોકો સાથે એવી નરમી તથા માયાથી વાતચીત કરતી હતી કે જાણે કે થોડા વાર પછી જે ભયંકાર બનાવ બનવાનો છે તેની તેણીને કાંઈ પરવા હોયજ નહી. ઘણા લોક આવી અસાધારણ ધીરજ તથા શાંતી જોઈ તાજુબીથી કહેવા લાગા કે તેઓએ ઘણાંકને મરતાં જોયાં હતાં પણ હમણાં સુધી એવું એક પણ માણસ દીઠું ન હતું કે જે પોતાનાં મોતથી આનંદ પામે. જેમ જેમ મરણનો વખત નજદીક આવતો ગયો તેમ તેમ તેણીની શાંતી તથા ધીરજ વધતી ગઈ અને ફાંસીનાં લાકડાંપર ચહડી તેણી આ પ્રમાણે હસ્તે મુખડે બોલી:—

"મીત્રો તથા ભલા ખ્રીસ્તીઓ, હું તમારી સામે આ જેહાન થોડી મીનીટમાં છોડવાને ઉભી છું. મારી તપાસ ઈનસાફની રૂહે થઈ કે નહી તે માટે હું કોઈને બદનામ કરતી નથી. બસ, હું તે પરવરદેગારથી એજ દોઆ કરૂં છું કે આપણા રાજેશ્રી—કે જેવણના જેવા ભલા બીજા બાદશાહો થોડાજ હશે—તેવણ ઘણી લાંબી જીંદગી ભોગવી તમોપર હકુમત કરતા રહે. બીજું એ કે, જો કોઈ મારાં કાર્યોની ઘણી જીગ્નાસાથી તપાસ કરે તો હું તેઓને અરજ કરૂં છું કે તેઓ ઈનસાફથી મારે માટે મત બાંધે ને દુશમનોની વાતો એકદમ માને નહી. હવે હું આ પૃથ્વીને છેલી સલામ કરી તમો સર્વ જણ પાસથી એટલુંજ માગી લઉં છું કે તમારી દુવાઓ સાથે મારા આત્માના હમેશગીના આરામ માટે તે કીરતાર હજુર મીનનજારીથી દુવા ગુજારશો." આ અસરકારક ટુકું ભાષણ પુરૂં કર્યા પછી "તે સર્વ શકતીવાન સાહેબને હું મારો આત્મા હવાલે કરૂં છું," આમ કહી, ફાંસીનાં લાકડાંપર ચહડી ગઈ, ને અજલના ફરેસ્તાએ તેણીની રળીઆમણી આંખો હમેશને માટે બંધ કરી દીધી.

જો કે તેણીને આદરમાન સાથે ભુમીદા કરવામાં આવી ન હતી, તોપણ તેણીની વીલક્ષણ ધીરજ, મમતા, અને સખાવત, કોઈપિણ ભુલી ગયું ન હતું, કાંકે પ્યારાં બેહેનો, તેણીની ઉદારતા તથા શાંતી એજ તેણીની હંમેશની યાદગારીની નીશાની હતી.

**મેડમ રોલેન્ડની હીમત તથા ધીરજ.**

"ભુંડાઈમાંથી ભલાઈ તારી કહાડવી એ એક અતી ઉત્તમ કર્મ, તથા સદાચારણની મદદે કમનસીબ બનાવોને ભલું રૂપ આપવું એજ સર્વથી શોભાયમાન હુન્નર છે."

મેડમ રોલેન્ડે જે અનેક સંકટો તથા આફતો વેહતાં જે વીલક્ષણ ધીરજ તથા અસાધારણ સહન શક્તી બતાવી હતી તેનું બયાન અત્રે જરૂર કરવું જોઈએ—કાંકે તેણીની આવી ચમતકારીક ધીરજ જોઈ લોકો હજી પણ તેની વખાણ ગાય છે.

જ્યારે તેણીને કેદખાનામાં નાખવામાં આવી હતી, તેનું વર્ણન પોતાની "ડાયરી" માં આ પ્રમાણે આપે છેઃ—

"મેં જે વેળા પોતાને ચાર દીવાલોની અંદર બંધ થયલી જોઈ ને એક મેલું બીછાનું મછરદાની વગર ખુણામાં પડેલું જોયું ને ચારો તરફથી બદબો આવવા લાગી, ત્યારેજ મને માલમ પડયું કે હું કેદખાનામાં છું. જેમ તેમ કરીને મેં મારો સમાન ત્યાં કીધો, ને જ્યારે મારી નજર સગડી, ચાદર તકીયો ઈત્યાદી પર પડી, ત્યારે બીજી ચીજો વધારે માંગવાને બદલે તે કીરતારના સુકરાના કરી બેઠી, ને રાત પડતાં મારા બીછાના પર ગઈ; સવારના ઉઠતાંજ મારો વકીલ જે કામસર આવ્યો હતો તેની મુલાકાત લીધી. મારી આવી હાલત જોઈ તેને ઘણો ખેદ થતો હતો; જોકે તે મોહડે આમ બોલ્યો નહી, તોપણ તેના ચેહરાપરથી હું તુરત સહમજી ગઈ, બાહેર લોકમાં ઘણી ગડબડ થતી હતી તથા ઢોલ પણ વારંવાર વાગતાં હતાં. પણ બાહેર શું બીના બનતી હતી તેની મને બીલકુલ ખબર મળી નહી.

મેં મનમાં પક્કો ઠેરાવ કરી લીધો હતો કે મારો પ્રાણ બખશવાને માટે મારા સતાવનારાઓની કદી પણ આજેજી કરવી નહી અને મરવાની મને કાંઈ આનાકાની હતી નહી, કાંકે જેનું અંતઃકરણજ પવીત્ર છે, તો પછી તેને શાની બીક તથા ભો? જો મારા દુશમનો મને મારી નાખવાને આવશે તો હું ઈશ્વર ઈચ્છાને તાબે થઈશ ને જે પ્રમાણે કોઈ હમેશગીના આરામની જગા પર જવાને માનવી જેટલી બધી ખુશી દેખાડે છે તે પ્રમાણે આ ફાની દુન્યા તર્ક કરવાને રાજી થઈશ."

જે વેળા હું જેલમાં દારોગાની બાયડીના ઓરડામાં ગઈ તે વેળા મને મારી નીમકહલાલ દાસી ત્યાં મલી ને મારી આવી હાલત જોઈ વળગી પડીને જારબેજાર રડવા લાગી ને મારી આંખોમાંથી પણ આંસુની નેહેરોએ વેહવાનું શરૂ કીધું.

હું મારી મોજમજાહમાં કદી પણ ઘણો ખરચ કરતી ન હતી ને હવે મનમાં એકદમ એવી ઈચ્છા થઈ કે હું ખુદ પોતા પર અજમાવીને જોઉં કે માણસ જાત સહન શક્તીની મદદથી જો ચાહે તો પોતાની હાજતો કેટલી બધી કમ કરી શકે છે—કેદખાનામાં મને ચાર દીવસ થયા પછી હું મારો નાસ્તો કમ કરતી ગઈ ને ચાહે તથા કાફીને ઠેકાણે પાણી પીવા લાગી ને બપોરના કાંઈ સાદું ખાનું લેવાને શરૂ કીધું, જે સારાં પકવાનો આવતાં તે બીજા કમનસીબ બંધવાઓ માટે મોકલાવતી હતી."

જોકે તેણી સારી પેઠે જાણતી હતી કે તેણીને કતલ કરવામાં આવશે, તો પણ પોતાની હીમત કોઈ પણ વેળા છોડી નહી; તેણી અધીર વયની, ઉંચાં ખુબસુરત કદની અબળા હતી; હર એક માણસ—પછી તાલેવંત કે કંગાળ—જે બારી આગળ આવી ઉભું રેહેતું તેની સાથે ઘણી સભ્યતા, હુશયારી તથા દુરઅંદેશીથી વાતચીત કરી તેઓને છક કરી દેતી હતી ને જ્યારે પોતાની એકપુરી વાહાલી દીકરી તથા ખાવંદની યાદ આવતી ત્યારેજ પોતાની કોમળ આંખોમાંથી પ્યારનાં આંસુ ટપકાવતી હતી.

જે દહાડે તેણીને કતલ કરવાની હતી તે દીવસે તેણીએ ઘણી સંભાળથી નાહી ધોઈ, સુધ ઉજળો પોશાક પહેરી, પોતીકા નાગન જેવા ઝુલફો છુટા રાખ્યા હતા.

તેણીની પાસેના ઓરડામાં એક બીજા બંધવાને કેદ કરવામાં આવ્યો હતો, કે જેની સજા કતલ કરવાની હતી, તે બીચારો પોતાની ગેરવાજબી સજા સદમજી રડાકુટ કરતો હતો, પણ આ પરમાર્થી બાનુંએ પોતાની જાતી ચમતકારીક હીમત તથા ધીરજથી અસરકારક બોલોમાં સહમજાવીને તેને એવો શાંત પાડયો કે લોકોએ તેને એક બે વેળા હસ્તો દીઠો. જ્યારે તેણી કતલ કરવાની જગા પર આવી લાગી ને જ્યારે તેણીની નજર સેવતંત્રતાનાં બહાવલાં પર પડી, ત્યારે તેની તરફ જુકીને આ યાદ રાખવા જોગ શબ્દો ઓચરી પોતાનો વાહાલો પ્રાણ મુકી દીધોઃ—"ઓ સ્વતંત્રતા દેવી! તારે લીધે કેટલા બધા ગુનાહ કરવામાં આવે છે!"

**માણેકબાઈ દા૦ શરાફ.**



## વહેમ તજવા વીશે.

જુઠી જગ માયા ધન ને માન—એ રાહ.

ના કરો મગજમાં વહેમનું ઠામ,
સમજ ઈનસાન નાદાન—ના કરો.

ભાઈ બહેનો ને મીત્રો બેશી પરયાં છે અંજાણ,
ભલા ભલાઓ થયા છે નાહકમાં બદનામ—ના કરો.

બુરો વહેમ છે દુઃખનું મુળ સુખને સલામ,
વહેમ ઠસેલાં આદમીઓ બને છે પુર બેફામ—ના કરો.

સમજુ આદમ હોશયાર રહી ના ધરો વહેમની ઝેરી જામ,
કંગાળ વહેમ છે જીંદગીમાં કાતીલ ઝેર સમાન—ના કરો.

**મીસ બાઈ જમશેદજી ડીક.**



# એક અવીચારી કામ.

## પ્રકરણ ૩ જું.

### મંચુની હાલત.



અફસોસ! ગરીબ બીચારી પીરોજા! મંચુ માખણ્યાને તેનાં માબાપે જે અપમાન કીધું તે પીરોજા ખમી શકી નહી, તેને મંચુની બહુ દયા લાગવા માંડી. દરરોજ ફરવા જાય ત્યારે તેણે આપેલી જણુસ પોતે પેટીરવાને તેણીએ જે ખાલેસ દીલથી મંચુને વચન આપ્યું હતું તે હવે પોતાના માબાપની હુકુમતને લીધે તેને તોડવું પડયું અને તેથી બીચારી પીરોજા પોતાના મનમાં બહુજ મુઝાવા લાગી; તે દહાડે તેણી ફરવા ગઈ ત્યાં તેને કશું જોવા કરવા કે બોલવા પણ ગમ્યું નહી. તે હમેશની માફક આજે સાંજના સુંદર વખતે પવનની નરમ લેહકીમાં ફરતાં ફરતાં પોતાનાં માબાપ સાથ કંઈ પણ વાતચીત કરી શકી નહી, અને તેમજ તેઓએબી જાણે કે પીરોજાનો કેવોએક મોટો વાંક પડયો હોય તેમ તે દહાડે તેની સાથ બોલવાના અખાડા કીધા અને એ પ્રમાણે તેઓ તે દહાડે રસાયલાંની માફક ફરી, જલદીથી પાછાં ઘેર આવ્યાં. પીરોજાનાં મનમાં આખો વખત મંચુતાજ વીચાર આવ્યા કીધા અને ફરીને ઘર આવ્યાં ત્યારે તેને ઘણી બેચેની લાગવા માંડી અને તે દીવસે તેણીએ કશું ખાધું પણ નહી. ખાવા તો તેને મુદલ ગમતું ન હતું પણ તોબી માબાપની ધાકને લીધે તેણીએ બાણાં ઉપર બેસીને જેમ તેમ બે ચાર બુક ગળે ઉતાર્યા; અને પછી તે દીવસે રોજની માફક ખાઈને માબાપ સાથ વાતચીત કરવા બેસવાના તદન અખાડા કીધા, અને માથું દુઃખવાનું બાહનું કાઢી જલદીથી સુવા ગઈ. તેણીએ ઊંઘવાનાં ઘણાંબી ફાંફાં માર્યાં, પણ મોડી રાત સુધી તેણીને મુદલ ઊંઘ આવી નહી અને પોતાનાં માબાપને મંચુ વીશે એટલો બધો ધીક્કાર કેમ લાગતો હશે તેનું કારણ શોધી કહાડવાના વીચારમાં ને વીચારમાં ઘણી મોડી રાત સુધી જાગ્યા કીધી. જો કે મંચુ કાંઈ ઘણો ખુબસુરત ન હતો, તોપણ તેનામાં ઘણા સારા ગુણો હતા; તે ઘણો નમનતાઈવાલો, ભલા ખવાસનો અને માયાળુ હતો, તો જો કે તેની પાસ કદીપણ દોલત હતી નહી. તેના બપાવા પોતાના વખતમાં પૈસાવાળા ગણાતા હતા ખરા, તોપણ તેમની પાસે ઝાઝી દોલત હતી નહી, અને વળી જે કાંઈ થોડું રહ્યું હતું તે તેના બાપે પોતાના વડા ભાઈને જુગાર અને લુચ્ચાઓની સોબતમાંથી છોડવવા માટે ખરચીને પુરૂં કરી મુક્યું હતું, અને વળી તે નાની ઉમરે મરણ પામવાથી બીચારો મંચુ તદન ગરીબીમાં હતો. તે પેહેલાં મુંબઈ આવી, ઉપર કહી ગયા તેમ દુકાનદારને ત્યાં ચાકરી રહયો. પણ પછી તેણે મંચુ સાથ ભાગ કરવાની મરજી જણાવ્યાથી તેણે પોતાના બપાવાના વારસામાંનું એક ઘર જે તેને માટે રહી ગયું હતું, તે વેચી નાંખી પોતાની મા અને એક માસીનો દીકરો જેનાં માબાપ મરી ગયાથી તેની માએ પોતાની સાથે રાખ્યો હતો, તેમને મુંબઈ બોલાવી એક નાનું ઘર ભાડે લઈ રાખ્યાં. ત્યાર પછી તેના ભાગ્યાનો તેની ઉપર વીશ્વાસ મજબુત થતો ગયો અને તેણે સઘળું મંચુને સોંપ્યું. આ વખતથી તેમનો વખત સારો જવા માંડયો, અને મંચુની માએ પોતે મંચુને સારી તરબીયત આપવા અને ઉધારવા માટે લીધેલી સઘળી જેહમતનો આવો બદલો જોઈ ખોદાનો ઉપકાર માની હવે પોતાના ધણીનો ગમ ભુલી જઈ પોતાના આ પણોતા પુત્ર સાથ ખુશી ખુશાલીથી દહાડા કહાડવા લાગી. પણ તેમની ખુશાલી ઝાઝો વખત ટકી નહી. તેમાં એક નધારેલી અડચણ આવી પડી. તેની બેહેનનો દીકરો નવલુ, જેને તેણે પોતાનાં બચ્ચાંની માફક પાળ્યો હતો તે માંદો પડયો, તેને સખ્ત તાવ લાગુ પડી, બે મહીના સુધી તેની માંદગીમાં સાજો થવાની કશી નીશાની જણાઈ નહી અને સેવટે ડાકટરો પણ ધાસ્તી આપવા લાગ્યા; એટલું છતાં મંચુ અને તેની મા સબુરીથી તેની ચાકરી કરવા અને ખોદા ઉપર ભરોસો રાખવા લાગ્યાં, અને એમ કરતાં સેવટે ખોદાએ તેમની અરજ ઉપર ધ્યાન આપ્યું અને નવલુ સાજો થતો ગયો.

## પ્રકરણ ૪ થું.

### મંચુને ત્યાંની મીજલસ.

પીરોજાના બાપને ત્યાં મંચુએ આપેલી જણુસના દાબડા ઉપરથી જે તોફાન થયું, ત્યાર પછી થોડે દહાડે પીરોજા પાછી પોતાની માસીને ત્યાં રહેવા ગઈ. આ વખત મંચુ સાથ પાછી તેણીને મુલાકાત થઈ અને તેઓ વચ્ચે પેલી જણુસની કાંઈ વાત નીકળી. પીરોજાને પેહેલાં તો જે બન્યું હતું તે સઘળું કહી દેવાનું મન થયું, પણ પછી અખાડા કરી ગઈ; અને મંચુએબી તેણીની મરજી ઉપરાંત કશું તેણીને કહેવાની ફરજ પાડી નહી.

મંચુ ગયા પછી પીરોજાએ પોતાની માસીનો મંચુ વીશેનો વીચાર પુછયો, અને તેની માસીએ તેને સારો અને આબરૂદાર માણસ કહેવાથી પીરોજા અંતઃકરણથી ખુશી થઈ. પણ પીરોજા જેમ મંચુ વીશે પોતાને અનેક વીચારો આવ્યા છતાં સઘળું મનમાંજ રાખી મુગી બેઠી હતી, તેમ કાંઈ તેનાં માબાપે કીધું નહી. તેના બાપે તો પોતાની ધણીયાંણીએ કહેલી વાત ઉપરથી મંચુને એક લુચ્ચો પોશાગીર તરીકે લોકોમાં જાહેર કીધો, અને આ અફવા જલદીથી બાહેર ફેલાઈ ગઈ. વળી મંચુ મુંબઈમાં નવોજ આવેલો હોવાથી કેટલાકો તેના વીશે હોરમસજીને પુછવા આવ્યા અને હોરમસજીએ તેમને સારી પેઠે સહરાવી સહરાવીને વાત કીધી. વળી હોરમસજી

સારૂં માણુસ ગણાતા હોવાથી બધા જણા તેવણનું કહેવું માનવા લાગ્યા.

બાહેર જ્યારે મંચુ વીશે આવી આવી ચરચા ચાલતી હતી, ત્યારે તેનાં ઘરમાં તો કાંઈ જુદાજ વીચારો થતા હતા. આ વખતે પેલો મંચુની માસીનો દીકરો જેને તે પોતાના ભાઈ બરોબર ગણતો અને કહેતો હતો, તે પોતાની માંદગીમાંથી સાજો થવા માંડયો હતો અને તેથી મંચુ અને તેની મા ખુશાલ દીસતાં હતાં. હવે આવતા મહીનામાં નવલુનું વરસ હતું અને તે બીચારો આવો મરતતોલ માંદગીમાંથી સાજો થયો હતો માટે તેની માસીએ તેનાં વરસને દહાડે કાંઈ ખાવા જમવાનું કરવા અને તે દહાડો કોઈ પાંચ લોકને ઘરમાં બોલાવી ખુશી ખુશાલી અને રંગ રાગમાં ગુજારવાનો પોતાનો વીચાર પોતાના પુત્ર મંચુને કહયો. મંચુને હાલ નવલુની માંદગીમાં લગાર ખરચ બહુ થવાથી હાલ નવા ખરચમાં નહી પડવાનો વીચાર આવ્યાથી પેહેલાં તો તે પોતાની માનાં મોહડાં તરફ તીકવા લાગ્યો, પણ પછી માને દલગીર ન કરવાના હેતુથી તેણે તેવણની માંગણી કબુલ કીધી. અને મા દીકરાંએ બેસી દોસ્ત આસનાવને તેડાં કરવાનાં નામો લખી કહાડયાં અને હવે તેડાં કરવા કોણે જવું તેના વીચારમાં પડયાં. મંચુને તરતજ એક વીચાર આવ્યો અને તેણે હાલના સુધરેલા મારા પ્રમાણે કાર્ડ છપાવવાનો પોતાનો વીચાર માને કહયો અને તે તેવણે કબુલ્યો.

બીજો એક મહીનો નીકળી ગયો. નવલુ પણ હવે તદન સાજો થયો અને તેની સાલગ્રેહ પણ આવી. મંચુએ નવલુનાં વરસને એક દીવસ આગમચ પોતે છપાવેલાં તેડાંના કાર્ડ સઘળે ઠેકાણે પોંહચાડયા.

મંચુને ત્યાંનાં તેડાંનો કાર્ડ પોતાને ત્યાં આવ્યા પછી બીજે દહાડે સહવારનાં પોહોરમાં પીરોજાની માસીની દીકરી ગુલાં પીરોજાને ત્યાં આવી. આવતાંને વાર તે પીરોજાને ફોર ભરવા બેઠેલી જોઈ અજાયબ થઈ બોલી, "કેમ? પીરોજા! કેમ છેઓ? કેમ? આજે કેવો ભપકો કરવાનાં છેઓ? કાંપ હજુ કંઈ બેસી રહયાંચ! વરસ ખાવા નથી આવવાનાં કે?"

ગુલાંના ઉપરાસાપરી સવાલોથી તેનાં માસી અજાયબ થઈ બંને છોકરીઓ તરફ તીકવા પડયાં અને પીરોજા બીચારી રડેને વળી કંઈ તે દહાડે થયું તેમ તોફાન થાય કરીને બીહવા લાગી. થોડો વાર ગુલાં તરફ તેનાં માસીએ એકી તગરે જોયા પછી પુછયું, 'ગુલ શું છે? તું કોણનું વરસ ખાવા જવા કેહેચ! તું જવાની છે કે? કાં જવાની છે? મને તો જરા કહે! મરે અમે તો કંઈ જાણુતાંબી નથી."

"હેં શું? પીરોજા, તારે કાલે તમારી ઉપર કાર્ડ નહી આવ્યો કે?" માસીના ઉપલા સવાલથી ગુલ અજાયબીમાં પીરોજા તરફ જોઈને બોલી.

આથી તો વળી બીચારી પીરોજા વધારે બીહવા લાગી. જો આ વખત તેની મા તેની પાસે નહી હતે તો તે બધી વાત ગુલને કહેતે અને ફરીથી મંચુને લગતી વાત પોતાની મા આગળ નહી કહાડવાને તેને સમજાવને, પણ તેની મા પાસે બેઠેલી હોવાથી તેમ બન્યું નહી, અને પીરોજાને મુગી બેઠેલી જોઈ ગુલ વળી પાછી બોલી, "હેં એમ કેમ? કંઇ ભુલ થઈ હોશે! માણુસને ઘેર નહી મલ્યું હોય! પણ તમારે ઘેરની ઈધાણી તો કાલે મંચેરજી પોતે આવીને મારી પાસે લખાવી લઈ ગયા હતા અને વળી રાતેબી મને તમુને લઈને સકારેથી આવવાને દીનબાઈ સાથે પરાણાને આવકાર દેવા તેડું કરી ગયા. એવણે મને બોહોંસ કરીને તમુનેબી સકારે લઇ જવા કહ્યું હતું, તેથી તો હુંબી આઠ વાગામાં તૈયાર થઇને અહીં આવી."

ગુલાંને આ પ્રમાણે બોલતાં સાંભળી હીરાંબાઈ પોતાની દીકરી તરફ ફરીને બોલ્યાં, "એ શું છે શું, પીરોજા? ને કંઈ જાણેચ કે? કંઈ મંચેરજીને ત્યાંની ચીઠ્ઠીબીઠ્ઠી આવીચ? તુંને કંઈ ખબર છે? નહી તો જોની રામાને પુછની? તેણે કેડે મુકી હોય તો?"

ગઈ કાલે મંચુને ત્યાંનો કાર્ડ પીરોજા ઉપર આવ્યો ત્યારે તે પેહેલો પીરોજાનાજ હાથમાં આવ્યાથી તેણીએ ઊચો મુકયો હતો અને તે વીશે કોઇને કશું જણાવ્યું ન હતું, કેમકે તેનાં મા બાપ મંચુને બહુ ધીક્કારતાં હતાં, અને વળી આ વાત જાણીને કંઈ નવું ગોઘીઆરૂં કરી મુકી તેને ગાલ બોલ દેશે કરીને પીરોજા મુગી બેઠી હતી, પણ ગુલાંના આવવાથી સઘળો ભરમ ફુટી ગયો.

ગુલાં અને તેની મા જરબાઈને મંચેરજી તેડું કરે ને પીરોજાને અને તેની માને ન કરે એ વીચારથી પીરોજાની માને ઘણું અપમાન જેવું લાગ્યું, તેથી તેણીએ કંઈબી કરીને ચીઠ્ઠી આવેલી જાણવાના વીચારથી પીરોજાને ઉપલો સવાલ પુછયો હતો અને આ વખતે તેવણ મંચુ તરફનો સઘળો ધીક્કાર ભુલી ગયલાં અને નરમ પડેલાં જોઈને પીરોજાએબી બધું ખરેખરૂં માને કહી દીધું.

## પ્રકરણ ૫ મું.

### માથે આવેલી આફત.

દીકરીના ખુલાસાથી હવે પીરોજાનાં મા ખુશ ખુશ થઈ ગયાં, અને મંચુ સાથે જાણે પોતાને કેવીક દોસ્તી હોય તેમ પીલાંને કેટલોક દીલાસો દઈ, તેના બાપની રજા લઈ આવવા ગયાં. જતી વખતે વડાઈ લઈ તેવણે પીલાં અને ગુલાંને કહ્યું, "અરે દીકરી તું જો તો ખરી હું તારા બાપને હમણાં ઠેકાણે લાઊંચ, એ ના શું કહે! એનાથી ના કહેવાયજ નહી. જો દીકરી પીરોજા, હવે અવારૂં થઈ ગીયુંચ તેથી તું તારૂં સીવવાનું રહેવા દે, ને હું આવું એટલાંમાં કપડાં કહાડીને તૈયાર થા."

માના ઉપલા બોલોથી પીરોજાની ખુશાલીનો પાર રહયો નહી, તોપણ માના આવા બોલવા છતાં તેણીને બાપની ધાસ્તી લાગી અને બોલી, "પણ માયજી, બાવા ના કહેશે ત્યારે?"

હીરાંબાઈ દીકરીનો ઉપલો વાકય સાંભળી જતાં જતાં બોલ્યાં "અરે નહી નહી! મેં તુંને કહ્યું કેની! તારો બાપ ના

શું કહેનો તો ને ના કહેશે તો હું કેવી છેઉં ! ચાલ હવે વેકી જા ! બીચારી ગુલાં કેટલો વાર તારે સારૂ ખોટી થયા કરે !"

પીરોજાની હજી ખાતરી થઈ નહી, કેમકે તે જાણતી હતી કે તેનો બાપ જે કાંઈ બોલતો તેજ હમેશ કરતો, અને જો તે હમણાંબી એક વખત પીરોજાને મંચેરને ત્યાં જવા ના કહે, તો તે કહે તો તે કદી પાછો સમજવાનો નથી; પણ તોબી વળી કપડાં નહી બદલે તો મા ગુસ્સે થાય કરીને ગુલાંની સાથ પોતાના ઓરડામાં કપડાં કહાડવા ગઈ.

હવે આણીગમ હીરાંબાઇ દીકરીને દીલાસો દઈ પોતાના ધણી આગળ ગયાં અને પીરોજાને મંચુને ત્યાંનું તેડું આવ્યાની વાત કરીને તેને ત્યાં ગુલાં સાથ મોકલવા માંગી. હોરમજી પોતાની ધણીઆણીને આટલા વારમાં મંચુની તરફ થઈ જતી જોઈ ઘણા અજાયબ થયા. વળી તેવણ પોતે તો કંઈબી કરીને મંચુને ફસાવવાને અને તેને એક લુચ્ચા ચોટ્ટા તરીકે દુન્યામાં જાહેર કરવાને એટલા તો રોકાયલા હતા કે તેવણનાં મનમાં આજ કેટલા બધા દહાડા થયાનો મંચુનો ને મંચુનોજ વીચાર આવ્યા કરતો હતો. માટે તેવણે આ વખતે પીરોજને મંચુને ત્યાં ન મોકલવા પોતાનો પાકો ઠરાવ પોતાનાં ધણીઆણીને કહયો અને તરતજ દગલી પાઘડી પેહરી લઈ બહાર ચાલી ગયા. તેવણનાં ધણીઆણીએ તેવણને અનેક તકરારોથી સમજાવવા માગ્યા પણ તે કશુંબી સાંભળવા તેવણ ઘરમાં ઉભાજ નહી રહયા.

હોરમજીએ બાહેરથી ખબર કહાડતાં મંચુને થોડુંક કરજ છે કરી ખબર મેળવી, અને પછી તેના માંગનારાઓની શોધમાં નીકળ્યા; એમ કરતાં તેમાં તેવણ ફતેહ પામ્યા. પછી તેવણે તેવા કેટલાકને ઘર દોસ્તી માંડી જવા માંડયું, અને સેહજ બહાણે મંચુની વાત નીકળતાંજ જાણે કે તેને કેવાક ઓલખતા હોય તેમ પોતાની ધણીઆણીના કહેવા ઉપરથી મંચુ વીશે અત્યંત ધીક્કાર બનાવવા લાગ્યા અને તે કેવોએક ગળાંફાંસુ હોય તેમ તેને વીશે હરેક બાબદમાં ધીક્કાર દેખાડવા માંડયો. વળી તેણે અગાઉ સુરતમાં પણ ઘણાઓને રડાવ્યા છે કરી પોતાની તરફથી જુઠું ઉમેર્યું.

હવે હોરમજી જેવા આબરૂદાર માણસને મોહડેથી આવી વાત સાંભળી તેઓ બહુ અધીરા થઈ ગયા, અને પોતાના પૈસાની માંગણી કરવા મંચુ પાસ ગયા. પણ આપણે ઉપર કહ્યું તેમ કમાઈ વધવા છતાં હાલ મંચુને ખરચ ઘણો થઈ ગયો હતો, તેથી માંગનારાઓને થોડા દહાડા થોભવા કહ્યું. તેઓને મંચુની નરમાસભરી બોલી અને તેના કગળવાથી પેહલાં તો તેની ઉપર વીશ્વાસ આવ્યો, પણ પછી હોરમજીને મોહડેથી દર રોજ તરેહવાર સાંભળી સાંભળીને તેઓએ પોતાની ધીરજ અને મંચુ માટેનો સારો વીચાર ખોઈ દીધો, અને હવે જો મંચુ તેમના રૂપયા જલદીથી આપી ન દે તો તેને જેલમાં મોકલવાનો વીચાર કીધો. હોરમજીએ પણ આ વીચારને ટેકો આપ્યો, અને વળી એવા એક લુચ્ચાને ઉઘાડો પાડવા માટે પોતે મદદ આપવા તૈયાર થયા, અને એમ કરીને જે દહાડે મંચુને ત્યાં ખાણાની મીજલસ ભરાવાની હતી તેને એક દીવસ આગમચનું સઘળું ચોકઠું રચી મુકી તે શુભ દીવસે મંચુને ફસાવવાનું અને તેનાં ઘર ઉપર ટાંચ લાવવાનું નક્કી કરી રાખ્યું અને જ્યારે પીરોજને મંચુને ત્યાં મોકલવા માટે તેની મા પોતાના ધણી પાસે રજા લેવા ગઈ ત્યારે હોરમજી સઘળું નક્કી કરી રહયા હતા, અને હવે તેવણ ખુશાલ દીલે એવાંજ એક કામમાં પોતાનાં વચન પ્રમાણે મદદ આપવા ઝડપમાં દગલી પાઘડી પેહરી લઈ ઘણુંજ જરૂરનાં કામનું બાહણું કાઢી પોતાની ધણીયાણી સાથ વાત કરવા ના પાડી જતા રહયા હતા.

હવે આણીગમ હીરાંબાઇ દીકરીને દીલાસો... 

હવે આણીગમ હીરાંબુને તેના વરે તુચ્છકારી કાઢવાથી તે બહુજ ગુસ્સે થઈ અને પોતાની દીકરી આગળ જઈ તેના બાપની આવી બેદરકાર ચાલ માટે પુષ્કળ બખારી, તેના ખારમાં પીરોજાને બાપની રજા વગરજ મંચુને ત્યાં મોકલવા માંગી, પણ પીરોજાએ છેક તેમ કરવા આનાકાની કીધી. આથી તેની માએ પોતાના ધણીનો ગુસ્સો દીકરી ઉપર કહાડવા માંગ્યો. આથી અંતે પીરોજાને પોતાની માની મરજી રાખવી પડી અને તે માસીની ગુલાં સાથે મંચુને ત્યાં તે દહાડે મોજ મારવા ગઈ.

પીરોજ અને ગુલને આવતાં જોઈ મંચુ ઘણોજ મગન થઈ ગયો અને તેણે તેમને સારૂં આદરમાન આપ્યું. આથી વળી મંચુને માટેનો સારો વીચાર પીરોજાનાં મનમાં મજબુત થતો ગયો. વળી પીરોજા હસમુખા સ્વભાવની અને બોલકણી હોવાથી મંચુની મા સાથ જલદીથી ભેલાઈ ગઈ, અને તેવણે નવલુ સાથ પણ બંને છોકરીઓને ઓલખાણ કરાવી, અને આ પ્રમાણે મંચુની માને આજે પરોણાંઓને આવકાર દેવા અને તેમની સારી મેનીજ કરવામાં પીરોજા અને ગુલાં મદદ કરવા લાગી અને મંચુની માને આ બંને છોકરીઓ ઘણીજ ગમી.

## પ્રકરણ ૬ ઠું.

### ઓચીંતી આફતમાં નધારેલી મદદ.

ઉપર કહ્યું તેમ હોરમજીએ મંચુને માટે સઘળું છટકું આગળથી માંડી મુકયું હતું અને વળી તેવણે એવાં કામમાં પૈસાની મદદ આપવા કહેલી હોવાથી મંચુના બે ત્રણ માંગનારાઓએ તો તરતજ તેમનો બોલ પકડી લીધો અને મંચુ ઉપર ફરયાદી માંડવા તૈયાર થયા, અને નવલુનાં વરસને દહાડે મંચુને ત્યાંનાં ખાણાંની હોરમજીને આગળથી ખબર હોવાથી તેવણે તેઓને તે દહાડો મુકરર કરવાની સલાહ આપી અને એ રીતે બીચારા મંચેર માખણ્યાને ત્યાં ખુશી ખુશાલી ભરયા દીવસે સરકારી માણસોએ તુટી પડી ધુમ મચાવી અને તેમની ખુશાલી હવામાં ઉડાવી દઈ બીચારાં આ ગરીબડાં કુટુંબને ગમમાં ગીરફતાર કીધું. પણ હજી ખોદાની આ નાનાં કુટુંબ ઉપર બહુ મેહેરબાની હતી, અને જો કે તેના દુશ્મનોએ આ ખુશાલી ભરેલો દીવસ ખામખા તેમને દુન્યામાં નામોશી લ-

ગાડવા અને હલકાં પાડવા પસંદ કીધો હતો, તોપણ તે તો ખોદાની મેહેરબાનીથી તેમને લાભકારીજ થયો.

નવલુનાં વરસને દહાડે સાંજે ચાર વાગે તેનાં નાનાં પણ સફાઈદાર ઘરના આગળા ઓરડામાં મંચુની મા પોતાનાં પરોણાંઓ સહીત બેઠેલી હતી, તેવામાં એક વાણીઓ મંચેરજી માખણવાલાનું નામ પોકારતો ત્યાં એકદમ ધસી આવ્યો. તરતજ ઘરધણીઆણીએ આ ધણીને પીછાણ્યો અને તે વળી પોતાનાં લેણાંની ઉઘરાણી કરવા આવ્યો હશે એવું વીચારી તે તેને પાછલી ગમ લઈ જઈ સમજાવવાની તજવીજ કરવા લાગી. પણ એટલાંમાં તો બીજો એક પરભુ અને પારસી કરી બે જણા ઓરડામાં ધુસી આવ્યા અને મંચુના બે માંગનારાઓએ પોતાનાં લેણાંના રૂપીઆ મંચુએ ન આપ્યાથી તેનો સામણ જપત કરવાનો હુકમ લાવ્યા હતા તે જાહેર કરી, સરકારી કાયદા પ્રમાણે જો તે ઘડીએ રૂપીઆ ન આપે તો તેના ઘરનો સામન તે રૂપીઆના બદલામાં લઈ જઈ તે વેચી નાખવા માંગ્યો.

આ નધારેલી આફતથી ગરીબ બીચારી મંચુની માના હોસ કોસ ઉડી ગયા, પણ તોબી તેણીએ ધીરજથી તે માણસોને સમજાવવા માંડયાં. આ વખતે મંચુ ઘરમાં ન હતો. તે આજે ઘરમાં રહયો હતો ખરો, પણ હમણાં તેના એક મીત્રનો એકાએક છવ બગડી આવ્યાથી તે ઘર જવા નીકલ્યો અને મંચુ તેને ઘર મુકવા ગયો હતો, માટે તેને આ નવી આફતની તરત વેળા તો કશી ખબર પડી ન હતી; પણ આ વેળાએ નવલુ ઘરમાંજ હતો અને જ્યારે પેલા માંગનારાઓ ઘર ધણીઆંણીની ઘણી સમજાવત છતાં ન સમજ્યા, ત્યારે તેની માએ નવલુને પોતાના દીકરાને તાબરતોબ બોલાવવા મોકલ્યો અને દસ મીનીટમાં તો તેબી આવ્યો. મંચુએ માંગનારાઓને માત્ર એકજ અઠવાડયું થોભવા કહ્યું, પણ તેઓ સમજ્યાજ નહી અને બસ તેજ ઘડીએ સઘળો સામન ઊચકવા માંડયો. આથી ઘરમાંનાં સઘળાં બહુજ નીરાશ થઈ ગયાં, પણ ગડબડ વધવાથી પરોણાંઓએ તેમનાં દુઃખમાં ભાગ લીધો, અને મંચુએ તેમને સઘળું કહી સંભળાવ્યું, અને સર્વે જણે તેઓને થોડા દહાડા થોભવાની અરજ કીધી. સેવટે તેઓ ન સમજવાથી મંચેરનાં પરોણાઓ આ આદમીઓ ઉપર બહુ ખીજવાયાં અને મંચેરનું શું કરજ છે કરી પુછ્યું. મંચેરે બંને માંગનારાઓ મળી સાડી ચારસોનું દેવું જણાવ્યું. સાડી ચારસોનુ નામ સાંભળતાંજ તે ઓરડામાં બેઠેલાં એક અઢાર ઉમરની બાઈ જેવણે હજી સુધી આ બાબદમાં કશો પણ ભાગ લીધો ન હતો, તેવણ એકદમ ઉઠી મંચેર અને તેની મા પાસ આવ્યાં અને તેમને ઘણોક દીલાસો દઈ તેમનાં દેવાંના રૂપીઆ હાલ તરત પોતે આપી આ માંગનારાઓને અહીંથી કહાડવા તૈયાર થયાં અને નવલુ પાસ એક ભાડેની વીકટોરયા મંગાવી ઘર ગયાં અને પા કલાકમાં તો પાણસો રૂપીઆની એક નોટ લઈ આવ્યાં, અને સઘળાંઓનાં દેખતાં બોલ્યાં—

"ચાલો અહીં આવો બાવા મંચેરજી, માણકબાઈ, તમારી ઉપર આએ લોકોનું શું શું દેવું છે તે આએ નોટ લેઓ ને ચુકવી આપો. એ નોટ આજે ત્રણ દહાડા થયા મેં કહાડી મુકી હતી, પણ એ તમારાંજ ભાયગની હશે તે આજે તમુને મલેચ. હમણાં મારા હાથમાં જે સુનાની બાંગરી હતી તે અઢીસો રૂપીઆની હતી, ને આએ મારી દીકરીના કાનમાં એરીંગ છે તેબી સવા બસોનું છે. એ અમે પંદર દહાડા થયા પીરોજશા ઝવેરીને ત્યાંથી ખરીદયુંચ, પણ પીરોજશા અમારી ઓળખાણના છે તેથી તેવણે તરતજ મારી પાસે રૂપીઆ લેવાની ઉતાવળ કીધી નહી, ને મેં પરમ દહાડે આએ નોટ તેવણને આપવા મંગાવી ત્યારે તેવણ તો કેહ એકાએક કંઈ કામ નીકળી આવ્યાથી પુણે ગયલા છે, તે આઠ દહાડા રહીને આવશે કરીને એવણનાં માણસે મને કહ્યું, ને એ નોટ મારાં ખાણાંમાં પડી રહીતી તે હવે તમે લેવો, તમારૂં કરજ અદા કરી આ આપણી હસતી મંડળીમાં દલગીરી ફેલાવતી ટોળીને જેમ બને તેમ જલદીથી દુર કરો. દીકરી ગુલ, લાવ, તારા કાનમાંનું એરીંગ કહાડીને ઊઘું મુક, પીરોજશા આવે ત્યારે આપણે તેવણને એ પાછું આપશું. હવે એ એરીંગના રૂપીઆ આપણે ભરવાના નથી." ગુલે અત્યંત ખુશાલ ચેહેરાથી અને સઘળાંઓની અજાયબી વચ્ચે તરતજ પોતાના કાનમાંથી હીરાનું એરીંગ કહાડી પોતાની માના હાથમાં મુકયું:

થોડો વાર સઘળાં ચુપ બેઠા પછી મંચેરે આંસુભરી આંખે પોતાનું દેવું ચુકવ્યું અને પછી જરબાઈ આગળ આવી તેમને પગે પડી તેમનો મોટો ઉપકાર માન્યો અને તેવણના હાથમાંથી પેલું એરીંગ પાછું લઈ ગુલને તે પેહેરાવવાની અરજ કરતાં બોલ્યો કે, 'જુઓ જરબાઈ, બીચારી ગુલાંનું એરીંગ મારે ખાતર રહેવા દેઓ, હું એના રૂપયા પીરોજશા ઝવેરી મુંબઇ આવશે તેવાજ મોકલી દેવશ અને બીજા તમારા રૂપયા હું જેમ મારેથી બનશે તેમ પેહેલીજ તકે તમુને પોંહોંચાડી દેવશ. હું ધારૂંચ કે એક મહીનાથી વધુ વખત તમુને એ તમારી મેહેરબાની માટે થોભવું નહી પડશે; એટલું બોલી તેણે જરબાઈને તેવણના રૂપયા એક માસમાં આપી દેવાની ચીઠ્ઠી લખી આપી. તે દહાડે રાત્રે સઘળાં જણ હસી ખુશી સાથે પોત પોતાને મુકામે ગયાં અને મંચેરનાં ઘરમાંની મીજલસ ખલાસ થાય તે પેહેલાં તો તેને માથે આવેલી એક કલાક આગમચની તમામ આફ્ત દુર થઈ ગઇ.

## પ્રકરણ ૭ મું.

### સેવટનો ખુલાસો—ગુલાં પીલાંનાં લગન.

ઉપલો બનાવ બન્યા પછી ત્રીજે દીવસે જરબાઈ પોતાની બેહેનને ત્યાં ગયાં. આ વખતે હીરાંબાઈ પોતાના ધણી હોરમજી સાથે રૂસાયલાં હતાં. આનું કારણ જાણીને જરબાઈ ઘણાંજ દલગીર થયાં. તે કારણ મંચેરને ત્યાં પીરોજને હીરાંબાઈએ બાપની રજા વગર મોકલી તેથી તે માટી બઈએર વચ્ચે મોટો કજીઓ જાગ્યો અને તેને ત્રણ દહાડા થયા છતાં તેઓ વચ્ચે હજી પાછી સલાહ થઈ ન હતી. જરબાઈને

આથી બહુ દલગીરી લાગી અને તેવણે મંચેર અને તેની માની સાલેસાઈ વીશે ઘણીક વખાણ ગાઈ અને તેના પુરાવા માટે કેટલાક દાખલા કહી સંભળાવી તેઓ વચ્ચે સલાહ કરાવી. એમ કરતાં હવે હોરમસજી અને હીરાંબાઇને પણ તેઓ સારાં માણુસ લાગવા માંડયાં અને હોરમજીએ જે કાંઈ ચાલ તેમની સાથ ચલાવી હતી તે માટે તેવણુ બહુજ પસ્તાયા અને જરબાઈ ગરીબ છતાં તેવણે આવાં નેક માણુસોને દુખમાં મદદ કીધી ને પોતે તો ઉલટું તેમને દુખ દીધું એ વીચારથી તે બંને માટી બઈએરને ઘણું દુઃખ લાગ્યું, અને તેને માટે પેહલી તકે તેઓએ મંચુ અને તેની માને મળી પોતાનો પસ્તાવો જાહેર કરી તેઓને જોઈતી મદદ આપવાનો ઠેડાવ કીધો.

ત્યાર પછી એક મહીને હોરમજીને ત્યાં જરબાઇ પાછાં આવ્યાં અને પોતાની દીકરી ગુલાંને મંચુની માસીના દીકરા નવલુ સાથ અદરાવવાનો પોતાનો વીચાર તેમને કહી તેવણુને તે દહાડે પોતાને ત્યાં આવવાનું તેડું કીધું. આ ખબરથી હીરાંબાઈ અને હોરમસજી બંને ઘણા ખુશી થયાં અને ગુલાં અદરાઈ તેજ દહાડે તેઓએ પોતાની દીકરી પીરોજાને પણ મંચુ સાથ અદરાવવાની વાત કાઢી, બંને જણુની મરજી પુછી અને બંનેની રાજી ખુશીથી પીરોજાની માસીને ત્યાંજ ગુલાં અદરાઈ તેજ દહાડે તેઓ પણ અદરાયાં અને ત્યાર પછી આઠ દહાડે તેમનાં સાથેજ લગન થયાં.

હવે હોરમજી ને હીરાંબાઈ પોતાના એક વખતના ધીક્કારેલા મંચુ માખણ્યાને મંચેરશાહનાં લાડકાં નામથી બોલાવી પોતાના દીકરા માફક ચાહવા લાગ્યાં અને પોતાનાં ઘરમાંનાં સઘળાં બાહુતને ખાલી કરાવી એક માળ જરબાઈને અને બીજો મંચેરશાહને આપી સઘળાં સાથેજ એકજ ઘરમાં રહયાં અને આગલી પાછલી સઘળી ભુલી જઈ હસી ખુશીથી પોતાના દહાડા સુખમાં ગુજારવા લાગ્યાં.

[સાંધણ પુરં.] શીરીનબાઈ રૂસ્તમજી ફ. કંત્રાકટર.

---

## ભરવા-ગુંથવા વીશે.

### નાનાં બાલકને માટે બદીઆન.

આએ સુંદર નાનું બદીઆન કોટલાં અને પીછાંની તરાંહમાં ગુંહવામાં આવે છે.

તેને સારૂ જોઈતી ચીજો–સફેદ શેતલેન્ડ ઉન આંઉસ ૨) અને નંબર ૧૩ ના ગુંથવાના લોબા સુઈયા.

**બદીઆનના આગળા જમણી બાજુના ભાગને વાસ્તે**-સુઈયાપર પેહલાં ૫૭ ટાંકા લેવા, અને ત્રણ સાદા બખ્યા અને ત્રણ ઉંધા બખ્યા એ પ્રમાણે ૩૦ હાર કરી જવી. **૩૧ મી હાર**–એક આંટો બીજા સુઈયા પર સેરવી લેવો, બે સાદા ગુંથો,* એક આંટો, બેમાંથી એક, એક સાદો; એ પ્રમાણે* જ્યાંથી આએ પ્રમાણે નીશાની કીધી છે ત્યાંથી છેક છેડા સુધી ગુંથી જાઓ. **૩૨ મી હાર**–ઉંધો બખ્યો. આએ થવા પછી કમ્મર પુરી થશે અને એમાં જે "હોલ" છે તે "રીબીન" પોવા સારૂ છે; હવે કમ્મરની ઉપરનો ભાગ કરવા માંડો. **પેહલી હાર**–પેહલો ટાંકો બીજા સુઈયાપર સેરવી લેવો. એક સાદો,* ત્રણ વખત બેમાંથી એક, એક આંટો, અને પાંચ સાદા, એક આંટો, ત્રણ વખત બેમાંથી એક, એક સાદો; પાછું આએ નીશાનીથી* કરી જાવો. છેરૂ એક આંટો સુઈયા પર રહેશે, જે સાદો ગુંથો. **બીજી હાર**–ઉંધો બખ્યો. **ત્રીજી હાર**–સાદો બખ્યો. **૪ થી હાર**–ઉંધો બખ્યો. આએ ચાર હારો ૧૭ વખત કરો, જેથી કોટલાંની ૧૮ તરાંહ થશે. **હવે પછીની હાર ગરદનને વાસ્તે**–સુઈયાપરથી ૨૦ ટાંકા ઉતારી બંધ કરો અને બાકીના ૩૭ ટાંકાપર ઉપર પ્રમાણે ૯ તરાહ ગુંથો અને ત્યાર પછી બંધ કરો.

**હવે આગળા ડાભી બાજુના ભાગને વાસ્તે**–સુઈયા પર ૫૭ ટાંકા લેવા અને ઉપર જેમ જમણી બાજુનો ભાગ ગુંથયો તેજ પ્રમાણે ગુંથી જવું પણ ઉપર જ્યારે ગરદન કરતી વખંતે ૧૮ મી તરાંહની છેલ્લી હાર પુરી થયા પછી સુઈયા પરથી ૨૦ ટાંકા કહાડી બંધ કરો છો તેને બદલે આમાં ૧૮ મી તરાંહની છેલ્લી હાર પુરી કરવી નહી, પણ તેજ હારમાંથી ૨૦ ટાંકા કહાડી બંધ કરવા અને બાકીના ૩૭ ટાંકા ઉપર પ્રમાણે ખભાંને વાસ્તે ગુંથી જવા. **બોંહેને વાસ્તે**–૫૭ ટાંકા સુઈયા પર લેવો, પછી ત્રણ સાદા બખ્યા અને ત્રણ ઊંધા એ પ્રમાણે ૨૨ હાર કરી જાઓ. ત્યાર પછી ૩૧ અને ૩૨ મી હારો ઉપલા ભાગોમાં જેમ કીધી છે તેમ કરો, હવે તરાંહ ઉપર પ્રમાણે શરૂ કરો. ૧૮ તરાંહ થયા પછી સુઈયા પરથી ઉતારી બંધ કરો. **બીજી બોંહે** પણ એજ માફક કરો. ત્યાર પછી બેઉ બોંહે બરાબર સીવો. હવે બેઉ આગળા ભાગો અને ગરદનની આસપાસ નીચે પ્રમાણે કીનારી ગુંથો. એક વાંકી અણીનો હાથીદાંતનો સુઈયો લેવો. **પેહલી હાર** આગળા ભાગને છેડેથી નીચેથી શરૂ કરો. સુઈયાને એક ગુંથેલા ટાંકામાં બોકી આંટો લઈ એક સાદો ટાંકો ગુંથો.* એક સાંકરી એક ગુંથેલો ટાંકો છોડી દઈ બીજામાં એક સાદો ટાંકો આંટો લઈને એ પ્રમાણે અહીંઆંથી* કરી જાઓ. **બીજી હાર**–છેલ્લી હારમાં જે એક સાંકરી ગુંથી હતી તેમાં એક આંટા વગરનો સાદો ટાંકો ગુંથો,* બે સાંકરી, એક આંટા વગરનો ટાંકો આએ સાંકરીઓમાંની પેહલીમાં; બીજીમાં ત્રણ સાદા ટાંકા આંટા લઈને છેલ્લી હારમાંની એક સાંકરી છોડી જાઓ, બીજીમાં એક સાદો આંટા વગરનો ટાંકો ગુંથો, અને અહીંઆંથી* પાછું કરો. કમ્મરની આસપાસ બાંધવાને હોલમાં રીબીન પોવો. તેજ પ્રમાણે ગરદન આગળ અને બટન બુપે ગળીનાં હોલમાં પણ બાંધો.

ડના.

શીરીન ફ. પાટ

---

કેલીફોરનીયાનો એક સાહસીક ડાકટર જાહેર પાવે છે કે, "જો મારા હાથમાંના કેસમાં હું નીષ્ફળ તેની પાયદસ્તનો અરધો ખરચ હું આપું."

# સનબીમ નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૪ મું.

**સનીવાર**, તા૰ ૨ જી ડીસેમબર—એ કલાક પછી ધુમસ બધો નીકળી ગયાથી હમે કીનારે ઉતરયાં, અને જે બેહદતના જેવો દેખાવ મેં જોયો તેનું હું બ્યાન કરી શકતી નથી. બોટમાંથી પગ મુકતાં તદન લીલી મખમલ જેવી જમીન, મેગનોલીઆ તથા બીજાં લાલ પીળાં ફુલો જેનો ઓળો પાણીમાં



૫૪—ઝાડની નીચે આસાયશ લે છે.

પડતો હતો, લાકડાંના ઘરોની વચમાં સફેદ રસ્તા, નવી જાતની ફ્રૂટના ઢગલાઓ જે બીજે ગામ જવા ખોટી થતા હતા તે, અને એ સર્વેની પછવાડે તદન લીલાં ઝાડપાણથી ભરાઈ ગયલી ટેકડીઓ ઉતરતાંને વાર નજરે પડતાં.

પેપીતીના રસ્તાઓને ઘણાં મોટાં મોટાં જેવાં કે "રૂ દ રીવોલી" તથા "રૂ દ પારી" કરી નામો આપવામાં આવ્યાં છે; અને રસ્તાની બંને બાજુએ મોટાં મોટાં ઝાડો છે. એ ઝાડો ઊંચાં થઈ એક એકની સાથ મળી જાય છે, અને નીચેથી જતાં પાતરાંના ઘુમટાના જેવું લાગે છે. હમે બ્રીટીશ કાનસલને ઘર ગયાં, અને તેવણે હમોને ઘણો સારો આવકાર દીધો, અને પેપીતીને લગતી ઘણીક વાતો કહી. હમે પાંચ વાગતે "ગ્લાનસ" તથા "રલેશ" નામની બોટોમાં પરવાળાંના



૫૫—ચીતોડન નામની માછલી.

ખડકો જોવા ગયાં, જ્યાં હમે ઘણીએક લાલ, બલ્યુ, પીળી, સુનેરી, અને જાંબુરી, પટાની તથા ટીપકાંવાળી માછલીઓ જોઈ અને છેલ્લે સરવાલે અંધારૂં થયું ત્યારે હમારી યાટ તરફ પાછાં ફરયાં.

આતવાર, તા૰ ૩ જી ડીસેમબર—આજે સવારે હમે થોડાંક જણાં પોણા પાંચ વાગે કીનારે ગયાં, કારણકે અહીં દર આતવારે મોટી બજાર ભરાય છે, અને દરેક જણ જે કાંઈ પોતાની પાસે વેચવા લાયકનું હોય તે લઈને આવે છે. વેચનારા



૫૬—ચીતોડન ફ્લેગમેનસ.

ગામે ગામથી એક રાત અગાઉ આવે છે, અને પોતાના માલની આગળ સુએ છે. આસરે ૭૦૦ થી ૮૦૦ લોક બજારમાં હતા, પણ કોઈ વેચનાર જ્યાબંધ માલ નહી વેચતો હતો, અને હમોને હમારે સારૂ ખોરાકી લેવાની ઘણી મેહનત પડી. છ વાગે સર્વે છુટાં પડતાં થયાં. હમે જતાં હતાં તેવામાં એક બુઢો મરદ થોડીક માછલી લઈ જતો હતો, અને તેની પછવાડે એક છોકરાના હાથમાં થોડીક તરકારી હતી, તેઓ મળ્યા, અને હમારી સાથે ઓળખાણ કીધી. તેણે હમોને કહયું કે તે "પેપીતી"નો વડો તથા પોમાર રાણીનો સગો હતો, અને હમોને પોતાનાં ઘરમાં તેડયાં. તેવણ ઈંગ્રેજી ઘણું થોડું બોલતા હતા, અને તેવણનો છોકરો તેટલુંજ થોડું ફ્રેન્ચ બોલતો હતો, જેથી હમે કાંઈ ઘણી વાત કરી શકયાં નહી. તેવણે મને થોડાંક સીપાઈઓનાં ચીત્રો આપ્યાં, જે તેવણના નાના અગીયાર વરસના છોકરાએ ચીતારેલાં હતાં. હમે સાડા સાત વાગે સનબીમ પર ગયાં, જ્યાંથી જલદી નાસ્તો ખાઈ દેવળમાં આવવા પાછાં નીકળ્યાં. દેવળ ભરપુર હતું અને કેટલાંક લોકને જગ્યા નહી મળવાથી તેઓ સીડી ઉપર બેઠાં હતાં. દેવળમાંથી હમે ગાડીમાં બેસી આંબાની ગીચ ઝાડીઓમાંથી "ફાઆતોઆ"ના મુખ્ય દરવાજામાં દાખલ થયાં. ફાઆતોઆ એક ચોખંડો ઝાવલીનાં છાપરાંનો અને આજુબાજુ મોટા વરંદા સાથનો બંગલો છે.

નાસ્તા પછી મીસીસ બ્રેનદરે મને ત્યાંની દેશી ઓરતનો પોશાક પેહેરાવ્યો અને હમે ગાડીમાં બેસી એક જંગલ પસાર કરી ત્યાંથી પગે ચાલતાં "ફાઆતોઆ"નો પાણીનો ધોધ અને ફીલ્લો જોવા ગયાં. આ ધોધ ૬૦૦ ફીટ ઊંચેથી એક સીધી ટેકડી ઉપરથી પડે છે, અને નીચે આવે છે તેટલાં પાણીના રંગ બદલાતા હોય એવું દેખાય છે. થોડોક વખત આરાએસ લીધા પછી હમે કીલ્લા ઉપર ગયાં, જે ઘણી જોવા લાયક જગા છે; કારણકે આ જગા ઉપરથી અહીંના દેશીઓ ઘણો લાંબો વખત સુધી ફ્રેન્ચ લોકોની સાંમે થયા હતા. થોડીક સોપેરી ખાઈ

ઝરામાંનું થંડું બરફ જેવું પાણી પી, તથા લડાઈની ઘણીક વાત સાંભળી હમે પાછાં ફરયાં.



૫૭—ફાઆસાઆનો પાણીનો ધોધ.

બીજે દીવસે સવારે સાડા ૭ વાગે નાસ્તો ખાઈને ૮ વાગે કીનારે ગયાં, જ્યાં હમારે માટે બે ઘોડાની એક અમેરીકન ગાડી જેમાં ત્રણ બેઠકો એક એકની પછવાડે હતી, તે ખોતી થની હતી. તેમાં બેસી હમો સાડા નવ વાગે "રપુનોઈઆ" આવી પુગ્યાં, જ્યાં ઘોડા બદલી હમે હમારી મુસાફરી પાછી શરૂ કરી, અને છેક બપોરના એક નાનાં ઝુપડાં આગળ આવી પહોંચ્યાં. એ ઝુપડાં ઉપર રેસનોરાં કરી પાટયું મારેલું હતું. હમે અંદર જઈ તેના ધણીને હમારે સારૂ ખાણું પકાવવા કહ્યું, અને તેટલા વખતમાં હમે દરીઆમાં નાહવા ગયાં. પાછાં ફરયાં ત્યારે ઘણું સારૂં ખાણું હમારે માટે તૈયાર હતું. હમારો ઘોડાવાલો જે એક ચીનો હતો, તેણે હવે ઉતાવળ કીધી તેથી હમે પાછાં તુરત નીકળ્યાં. હમોને રસ્તામાં ઘણાંક નાળાંઓ મળ્યાં, જે ફક્ત પાણીથી નહી પણ આંગ ધોવા માટે આવેલાં લોકોથી ભરપુર હતાં. ટાપુની ચોતરફના રસ્તાને "બ્રુમ રોડ" કહે છે. તે પેહેલે દેશનીકાલ કીધેલા બંદીવાનો પાસ બંધાવવામાં આવ્યો હતો, અને હમણાં કોઈબી શખસ છાકટો થાય તો તેને આ રસ્તો પોતાના ઘરથી કેટલોક કટકો વારવા, સમારવા અને સારી હાલનમાં રાખવાની શીક્ષા થાય છે. ફક્ત આજ એક તાહીતીનો સારો રસ્તો છે અને ટાપુના બે મોટા દ્વીપકલ્પની આજુબાજુ ફરી વળે છે.

થોડોક વખત પછી હમે "તારાવાઓ" એક જમીનનો નાનો ભાગ જે એ બે દ્વીપકલ્પને જોડે છે ત્યાં આવી પુગ્યાં, અને ટેકડી ઉપર ચહડી દેખાવ જોયો તો તે ઘણો શોભાયમાન દેખાતો હતો. પાછાં ઉતરી ઘાસના ભરેલા રસ્તા ઉપર થઈ, હમારી રાતના સુવાની જગા ઉપર આવી પુગ્યાં. ખીણની વચમાં આવેલું "હોટેલ દ લીસથ્મ" બે ફ્રેન્ચ ખલાસીઓએ રાખેલું છે. આ હોટેલમાં ચાર ઓરડાઓ છે, બે સુવાના, એક બેસવાનો અને એક ખાવાનો, જ્યાં હમોને ઘણું સરસ પકાવેલું રાતનું ખાણું મળ્યું; પણ આખી રાત કસારીઓ અને મચ્છરોએ હમોને બહુ કંટાળો આપ્યો, અને છેલ્લે બાર વાગતે તો હું કંટાળીને ઉઠી ને બાગમાં ગઈ, જ્યાંથી ભારે વરસાદ આવવાના સબબથી હદી વાગે મને પાછું અંદર આવવાની ફરજ પડી. પણ પાછાં સહવારના ૭ વાગે હમે નીકળ્યાં અને જાતજાતનાં ઝાડપાણથી ભરેલાં જંગલોમાં થઈ, બપોરે એક ઠેકાણે ઘોડાઓ બદલી ખાણું ખાઈ "પોઈન્ટ વીનસ" પસાર કરી પેપીતીનાં બહારનાં મેદાનમાં આવી પોંહચ્યાં.

[ સાંધણ છે. ] હીરાંબાઈ ન૦ સે૦ પટેલ.

## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી આવતા માસની તા૦ ૧૩ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખાણું.

મેં એક એવું પક્ષી દીઠું છે, કે જેને નથી પગ કે નથી પાંખ, વળી નથી તે પક્ષી આસમાનપર ઉડનારૂં કે નથી જમીનપર વસનારૂં, અને તોપણ તેનો હંમેશનો ખોરાક મનુષ્ય જાતનું માસ છે. પ્રીય વાંચનાર, તારી અક્કલનું પક્ષી ઉડાવી, એ નવાઈ જેવાં પક્ષીને શોધી કહાડ.

મીસ ગુલબાનું જાંહગીરજી પટેલ.

### ૨—ઉખાણું.

એવી કેઇ ચીજ છે, કે જે મેળવવા તમો સદા આતુર હો છો?

બાઈ ગુલબાઈ ખરશેદજી.

### ૩—ઉખ્યાણું.

એવા બે અક્ષરનો કયો શબ્દ છે, જેનું નાનપણ જોઈ મુર્ખ માણસો તેને તુછકારી વગર બીસાદનો ગણે છે, પણ ડાહયા માણસો તેને સમે છે, અને તેની આગળ જો ગુજરાતી મુળાક્ષરનો પેહેલો અક્ષર જોડયો હોય તો તેનું નાનપણ બદલાઇ એવું કદ પકડે છે, કે પછી મનુષય જાત તેથી ડરે છે, અને તેનો નીકાળ લાવવાના વીચારમાં હમેશ ગીરફતાર હોય છે.

### ૪—ઉખ્યાણું.

રૂપે હું મોતી પણ મોતી નહી,
મુળે હું મોતીથી ખોટી નહી.
મોતીની માળાનું મુળ જો હજાર,
હું મોતીની કીમત તો અપરંપાર.

મીસ બાઇજી એદલજી પુણેગર.

### ૫—ઉખ્યાણું.

એક દીને ૧૮ાા શેમાંથી જતાં ૯ાા ના હાથમાંથી ૬ા ની બાટલી પડીને ભાગી ગઈ, તેમાંથી ૬ા બધો ઢોલાઈ ગયો, આથી તેનો શેઠ ગુસ્સાથી ૧૮ાા થઈ ગયો, અને તેણે એક ૧૭ાા મારી નાખી દીધો.

શી૦ દા૦ તા૦

### ૬—ઉખ્યાણું.

નીચે આપેલા શબ્દોના અર્થો લઇ એક એવું ડાયમંડ બનાવો કે જેમાં એક પ્રખ્યાત બાનુનું નામ આવે.

૧. નાદરમાં છું પણ નોશીરમાં નથી.
૨. એક ફાપાકા અનાજનું નામ.
૩. વાંકાતીકા.
૪. ડાયમંડમાં માંગેલું નામ
૫. એક જાતનું ચામડું.
૬. એક ધંધાદારી.
૭. બરેસપતમાં છે, પણ ગુરૂમાં નથી.

મીસ બાઇ જમશેદજી ડીક.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—આંખ.
૨—એક વરસ.
૩—પાણી.
૪—મીનાકેશી કરવો
સુલાસત અલી
ફરાંમરોજ
લોક પ્રીય
શલતું
નણી
સ
નાદ
ઈત્તર
તીક્ષણતા.
નમનતાઈ.
ગેઠી ઠીગેતર.
લજાત પમાંનનર.

મીસ ફલોરન્સ નાઈતીનગેલ.

૫— લે.
તે ડી પો
લે ડી જે ન ર્ચે
ડ ન સ
ચે.

૬—શો પ ડી.
પ દા ન.
ડી ન શા.

## ખરા જવાબો લખી મોકલનારે મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીસ આવાંબાઈ બરજોરજી ઇસફંદ્વાલા ૧, ૨, ૩. મીસીસ જેનબબાઈ કા૦ ઈબરામ ૧, ૨, ૩. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ કુબાસ ૧, ૨, ૩, ૫, ૬. મીસ બાઈજી એદલજી પુણેગર ૧, ૨, ૩, ૬. મીસ બાઈ જમશેદજી ડીક ૧, ૨, ૫, ૬. Miss N. D. Pochajee ૩, ૫, ૬. બાઈ રતનબાઈ ફરામજી મોદી ૧, ૩, ૫, ૬. બાઈ ભીખાઈજી નશરવાનજી ડાકટર ૧, ૨, ૩. મીસીસ સોરાબજી ખરશેદજી હવાલદાર ૧, ૨, ૩, ૪, ૫, ૬.

## દેશાવરની બાનુંઓનાં નામો.

બાઈ પીરોજ સોરાબજી નગરવાલા (અહમદનગર) ૧, ૨, ૩, ૬. મીસ હમબાઈ નવરોજજી નગરવાલા (પુણા) ૧, ૨, ૩, ૫, ૬. મીસ ગુલબાનુ જાંહગીરજી પરેખ (અહમદનગર) ૧, ૨, ૫, ૬. મીસીસ એદલજી જમશેદજી સંજાના (બડનેરા) ૧, ૨, ૬. મીસ રતનબાઈ તથા મીસ દીનબાર અરદેશર દાવર (ઇગટપુરી) ૧, ૨, ૩. બાઈ જે. એચ. ચાહેવાલા (પુણા) ૨, ૩, ૬. બાઈ પુતલીબાઇ પીરોશાહ મેસ કંત્રાકટર (પુણા) ૧, ૨, ૩, ૫, ૬. બાઈ ડી. આર. એમ. દારૂવાલા (શીગાંમ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ રતનબાઈ કાવસજી અરદેશર (પુણા) ૧, ૨, ૩, ૫, ૬. બાઈઓ મેહેર, ગુલ, જર, કા૦ દાવર (અહમદનગર) ૧, ૨, ૩, ૫, ૬. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૧, ૨, ૩, ૫, ૬. મીસીસ નજમુદીન (કલકતા) ૧, ૨, ૩, ૫. બાઈ આઈમાય કુંવરજી મસાલાવાલા (મહુ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મહુ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. Mrs. D. M. Motaframna (આણંદ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ માણેકબાઈ દા૦ શરાફ (ઈડર) ૧, ૨, ૩, ૪, ૫, ૬. માણેકબાઈ હોરમસજી વાડીયા (મોરબી) ૧, ૨, ૩, ૫, ૬.

**હમારૂં** ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ કુબાસ,

**હમારૂં** ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મહુ.)

## લખી મોકલનારીઓને ખબર.

**દી૦ કે૦ શેઠ**—આવતામાં. મેહરબાંની કરી તમારૂં આખું નામ અમારી જાણ માટે લખી મોકલજો.

**માણેકબાઈ દા૦ શરાફ**—તમારાં આ વેલાના લખાણમાંથી લેડી જેન ગ્રે વીશેનો ભાગ કહાડી નાખ્યો છે તેનું કારણ એ કે એ બાનુંની જીંદગીનો હેવાલ સ્ત્રી મિત્રમાં આગલ આવી ગયો છે.

VIOLET—તમો જે મહસ્થની જીંદગીના હેવાલનો તરજુમો કરી મોકલવા માંગો છો તે ચોપાનીયામાં લેવા અમુને કશી અડચણ નથી.

**નવાજબાઈ અરદેશર શેઠ**—લેડી જેન ગ્રેની જીંદગીનો હેવાલ માસ મે ૧૮૮૬ ના સ્ત્રી મિત્રના અંકમાં આવી ગયો છે.

**નીચલાં ચોપડી ચોપાન્યાંની પોંહોંચ માન સાથ સ્વીકારયે છીયે:—**

'ભ્રાન્તિ વિલાસ,' 'માસિક મજાહ' ફેબરવારી તથા માર્ચના અંક.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૭૦ હોર્નબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



# સ્ત્રી મિત્ર.



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. મે ૧૮૯૦. અંક ૩જો.




## ઘર સંસારી કેળવણી
### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

#### પ્રકરણ ૮ મું.

ત્રણ પારસી ઘરો અને તેના રહેવાસીઓ.



મનચેરશાહ અને દીનબાઈ તરફ તેઓનાં છોકરાંઓ કેટલા વીશ્વાસ અને પ્યારથી જોતાં હતાં, તે જો આપણે આગળનાં પ્રકરણમાં આવી ગયલી વાતચીતથી પુરવાર કરી ન શકયે, તો જેટલા પ્યારથી તે નાની ટોળકીમાંનાં દરેક જણે તેઓને આવકાર આપ્યો તેપરથી વધારે સારી રીતે કરી શકયે. હોમી પોતાની માતાના પગ આગળ એક નેતરનાં સ્ટાંડપર જઈ બેઠો, કે જેતેની હમેશની માનીતી જગા હતી; પીરોજા નજદીક અરધો કલાક સુધી તેણીની માતાના ખોલાપર બેસી રહી, કે જેમ કરવાને કુટુંબમાં સૌથી નાની હોવાથી તેણીને હક હતો; જાંહગીર પોતાના બાપ સાથે વાત કરતો હતો, જાલનું શરમાળપણું દૂર કરતો હતો, અને સૈયને કેટલાક માયાળુ બોલો કહેતો હતો. ખોરશેદ પોતાના બાપનાં ગળાંપર હાથો વીટાળી ઉભી હતી અને જઈછ નરમાસથી ગુલના હાથમાંની મુસાફરીની ચીજો લઈ બાજુએ મુકતાં હતાં, અને આસ્તેથી આવી ખુશાલીભરી પળોમાં પણ તેવણ તે ગરીબ નાનું બાળક કે જે પોતાનાં ખુશનુમા દેખાવનાં ભરીભાઈ બાઈ બેહેનો તરફ આતુરતાની નજરથી જોતું રતું, તેને દીલાસાના બે બોલો કહેવાને ચુકયાં નહી; ગુલ બાપડી વીચારવા લાગી કે જ્યારે જાલ તેની ખુબસુરતી અને સંતોષથી તેઓની માતાનો તેણી કરતાં વધારે માનીતો થઈ પડયો હતો, ત્યારે તેઓની માસીની માનીતી થવાનો તેણીને શો હક હતો ! તે બાપડી એમ તો નહી કહી શકતે કે આ વીચારથીજ તેણીની આંખોમાં આંસુ આવી ગયાં હતાં, અને હૈયું ભારી થઈ ગયું હતું. તેણી ફકત એટલુંજ જાણતી હતી કે તેણીએ મુસાફરી વેળાએ તે માસીને ગમે એટલી ચાહી હોયે, તોપણ તે પળે તો તેવણની પ્યાર ભરી કોટીઓ અને માયાભરયા બોલોથી તેણી તેવણને વધારે ચાહતી હતી.

આજના કરતાં વધારે સુખી અને ખુશાલી ભરયું ખાણું કોઈ દીવસે પણ પંચગનીના મરચંટ લાડજમાં લેવાયું ન હતું; છોકરાંઓ તેમજ માબાપને એટલી બધી તો વાત કરવાની હતી; જાંહગીરની મસ્તીખોર વાતો અને હાજર જવાબો; ખુરશેદના ખુશ મીજાજી જવાબો (તેણીનો ગુસ્સો હમણાં તો તદન ઉતરી ગયો હતો); હોમીની ગુલ (કે જેની પાસે બેસવા તેણે પોતાની મા આગળની જગા પણ છોડી દીધી હતી) માટેની સંભાળ; પીરોજાની પોતાનાં માસીનાં છોકરાંઓ સાથે વાત કરવાની અરધી શરમાળ, અરધી આતુરતાભરી કોશેશ; મનચેરશાહ અને દીનબાઈની, તેઓનાં ભાણેજોની શરમ અને ભય દુર કરવાની અને જાણે તે ઘર તેઓનુંજ છે એવું બતલાવવાની કાળજી; આ સઘળાંમાં વખત એટલો તો જલદી વહી ગયો કે જ્યારે ભણવાના વખત માટે ઘાંટ વાગ્યો ત્યારે સઘળાં એકદમ ચોંકી ઉઠયાં.

મનચેરશાહનાં કુટુંબમાં એવો ધારો હતો કે હંમેશ રાતના ખાધા પછી, ઘરના સઘળા નોકર નફરો સુધાં સર્વેએ એક ઓરડામાં એકઠાં થઈ સાથે બંદગી કરવી, જે ખલાસ થયા પછી મનચેરશાહ તેઓને ધર્મને લગતી ફરજો અને શીખામણ સમજાવતા હતા. તેવણની ગેરહાજરીમાં આ ઓહદો તેવણ અક્કલમંદ હોમીને સોંપી ગયા હતા, કે જે ફરજ બજાવવાને આ નાના શેઠયાને બંદગીના વખત આગમજ ધર્મને લગતી ચોપડીઓ વાંચી તૈયાર રહેવું પડતું હતું.

"દીકરા, આજને વાસ્તે તેં તૈયારી કીધીછ કે !" મનચેરશાહે ખાણાંની ટેબલપરથી ઉઠતાં હોમીને પુછયું, અને વાત કરતાં કરતાં સર્વે સાથે ભણવાના ઓરડામાં ગયાં.

"હા પપા, મને કાંઈ ચોકસ ખબર નહી હતી કે તમે આજે આવશો."

"ત્યારે તો હું આજે મારી જગા પાછી નહી લેવશ હોમી, મને જોવા ગમે છે કે તું તારાં કુટુંબીઓને કેવો ધડો આપે છે;" મનચેરશાહ પોતાના દીકરાનો હાથ પોતાની બગલમાં લઈ તેના શરમથી લાલ થઈ ગયલા ચેહરાપર પ્યાર ભરી નજર કરી બોલ્યા.

હોમીના સાદમાં કાંઈ અજબ જાતનો મીઠાસ હતો, જ્યારે તે પોતાનાં કુટુંબ આગળ તેઓને છાજતી વાયજી કરતો હતો, ધર્મ શું ચીજ છે અને તેનાં ફરમાનો શું છે તે સમજાવતો હતો, ત્યારે તેની રીતભાંતમાં એટલી તો આતુરતા અને ગંભીરતા સમાયલી હતી કે તે વેળાએ તેના ખીલતા છોકરવંત ચેહેરા સાથે તેનો મુકાબલો કરવો તદન અશક્ત હતું. મનચેરશાહ અને દીનબાઈ તેઓના ફરેસ્તાઈ ખસલતના દીકરાનું બોલવું સાંભળી ઘણાંજ અજબ થયાં, અને તેઓનાં દીલપર ઘણી અસર થઈ. હોમીએ તે દીવસને લાયકનીજ વાયજ કીધી હતી. તેણે પોતાનાં ભાઈ બેહેનો (મુખ્ય કરી ખુરશેદ) તરફ નજર કરી, માબાપ વીનાનાં બાળકો તરફ કેવી ફરજ બજાવવી જોઈયે, તેઓપર કેવી મમતા બતાવવી જોઈયે, તેઓને કેવી રીતે સુખી કરવાં જોઈયે, તે સઘળું સમજાવ્યું. જાઈજી તેમજ તેનાં ભાઈ બેહેનો સમજી ગયાં કે તે કોણ માટે બોલતો હતો; અને તેઓમાંનાં એક શીવાય સઘળાંઓએ તેની વાયજી આતુરતાથી સાંભળી. ખુરશેદ આ પળે પણ હોમીની લાગણીઓ સાથે એકમલતી થઈ શકી નહી; તેણી પોતાનો ગુસ્સો ઘણી મુશકેલીથી દાબી શકી, કારણકે તેણી એમ ધારતી હતી કે હોમી અસે મસે તેણીનેજ સમજાવવા બોલતો હતો, અને તેણીના વીચારો વચ્ચે કોઈનેબી આવવાનો હક ન હતો, કારણ તે તેણીના પોતાના મનનાજ હતા અને કોઈને પણ દુઃખ ન દેતા હતા; અને તેજ વીચારો પ્રમાણે ચાલવાના સબબથી તેણી આ બંદગીમાં ઉલટથી સામેલ થઈ શકી નહી.

જાલને મનથી તો આ સઘળું નવાઈ સરખું હતું. જ્યારે તેને તન અને મનની કેળવણી ઘણી સારી રીતે આપવામાં આવી હતી, ત્યારે ધર્મની કેળવણીથી તો તે તદન અંજાણોજ હતો—બલકે ધર્મ શું ચીજ છે તે જાણતોબી ન હતો. પોતાનાં બાળકો તરફ એવી બાબદની બેદરકારી રાખવા માટે આઈમાયને ઘણું દુઃખ લાગતું હતું, પણ તે દુઃખ તેવણ એવા વીચારથી શાંત કરતાં હતાં કે, એવી જાતના ગંભીર ધડાઓ આપવાને તેવણ સામર્થવાન યાતો લાયક ન હતાં, અને કહેતાં કે ઉમરમાં આવ્યા પછી તેઓ સઘળું શીખ્યા કરશે. જાલે રંગુનમાં પોતાના એકુ બે સાથીઓમાં ધર્મની થોડી ઘણી લાગણી જોઈ હતી ખરી, પણ તે પોતાને તેઓથી એટલો તો ચહડતી પદવીનો ગણતો હતો કે તેઓ તરફ તુચ્છકારની નજરથી જોતો હતો; અને તેથી આજનો દેખાવ જોઈતે તદન ગભરાઈ ગયો હતો. જ્યારે તેણે હોમી તરફ નજર કીધી (કે જે તેના કરતાં ફક્ત બેજ વરસ વડો હતો), ત્યારે તેણે ઘણાં દુઃખ સાથે શોધી કહાડયું કે તે પોતાને જેવો ધારતો હતો તેવો સરસ નથી. વળી જ્યારે તેણે જોયું કે ત્યાં તો નોકરોનેબી એક સરખી નજરે જોઈ, કુટુંબનાં સર્વે જણ સાથે તેમને ખોદાની બંદગીમાં સામેલ થવા દેવામાં આવે છે, અને તેઓ સાથે માનથી વર્તવામાં આવે છે, કે જેવું તેણે કોઈ દીવસે સાંભળેલું તેમજ જોયલું પણ ન હતું, ત્યારે તે અજબ થયો; પણ જ્યારે બંદગી પુરી થયા પછી તેણે પોતાનાં માસા માસીને તે નોકરો સાથે મીઠાસથી વાત કરતાં જોયાં, ત્યારે તો તેની અજાયબીનો પાર રહયો નહી.

ગુલને તો આજના દેખાવથી નવરોજી દસ્તુરની શીખામણો યાદ આવી; તેણીના બાપે તેવણની જીંદગીનાં છેલ્લાં વરસમાં તેણીને થોડી ઘણી ધર્મની કેળવણી આપવાની કોશેશ કીધી હતી, પણ તેવણ પોતેબી ધર્મ વીશે ગંભીરતાથી વીચાર કરવાને મોડેથી શીખેલા હોવાથી તેવણ તે વીશેની કેળવણી તેણીને બરાબર આપી શકયા નહી, જેથી ગુલ કમનસીબે તે તરફ પ્યારથી નહી પણ ભયથી જોવા લાગી.

જાંહગીર અને પીરોજાએ તો ગુલ અને જાલને થોડા વખતમાં પોતાનાં વાહાલાં ઘરનાં ખુણાં ખરોળાંથી વાકેફ કરી નાખ્યાં. મરચંટ લાડજ એક એવી જગા હતી કે કોઈનેબી ખુશ કરયા વગર રહે નહી. તે એક અસલી બાંધણીનો પથરનો મોટો બંગલો હતો; તેની બાંધણી જોકે અસલી હતી, તોપણ કેટલાક બાગો સુધરેલી ઢપના હોય એમ લાગતા હતા. મરાઠાઓની લડાઈ પછી આ મેહેલની અવસ્થા ઘણી ખરાબ થઈ ગઈ હતી, પણ જ્યારથી મનચેરશાહના બાપનું કુટુંબ ત્યાં રહેવા આવ્યું ત્યારથી તેમાં ઘણા સુધારા થયા હતા. તેવણે તેને લગભગ આખું તોડી પાડી પાછું નવેસરથી બંધાવ્યું, પણ તેનો દેખાવ એવો રહેવા દીધો કે તે અસલના વખતની યાદ આપે.

કમપાઉંડમાં દાખલ થઈ થોડુંક અંદર ચાલ્યા પછી બંગલામાં ચહડતાંજ એક મોટો ઘણુંજ ટેસ્ટથી શણગારેલો હાલ નજરે આવતો હતો. આ હાલની બંને બાજુએ નાના તેમજ મોટા જમવાના, બેસવાના તથા છોકરાંઓના અભ્યાસ કરવાના ઓરડા હતા, વચમાંની ચાલમાંથી પસાર થયા પછી એક મોટો પોહળો ભપકાદાર દાદર નજરે પડતો હતો, જે પરથી ચહડીને ઉપર જતાં સઘળાંઓના સુવાના ઓરડાઓ દીસતા હતા. પછવાડેના ઓરડાઓ નોકરોના ખાસ વપરાસ માટે રાખ્યા હતા, કે જ્યાં આવવા જવા માટે તેઓને વાસ્તે લોઢાંનો એક દાદર તદન અલાહેદો પછવાડેથી રાખવામાં આવ્યો હતો. દરેક સુવાનો ઓરડો ખોલ્લો, હવા, પવન [illegible] બંગલાની બેઉ બાજુએ અગાસીઓ હતી, [illegible] પીરોજાની વાત કરવાની માનીતી જગા હતી.

બંગલાની સામે આવેલો એક સુંદર તળાવ [illegible] સરોવર માફક દીસતો હતો. ખુ[illegible] આસપાસ તેમજ તળાવ આગળ [illegible] છેલ હતી, અને તેથી આસપાસનો દેખાવ એટલો તો [illegible]

મણો અને આંખને ટાઢક આપે તેવો લાગતો હતો, કે દીનબાઈ પોતાનાં ઘરને એટલાં બધાં ચાહતાં હતાં તેમાં અજબ થવાનું કાંઈ ન હતું.

તેવણ પોતાની દીકરીઓને અત્યારથી મુંબઈની ફેશનેબલ મંડળીઓમાં બેલાવા દેવા માગતાં ન હતાં, કારણ એક પુરતી કેળવણી વીનાની નાદાન છોકરીને તેમ બેલાવા દીધાથી કેવાં ભયભરેલાં પરીણામ નીપજે તે માટે તેવણ પુરતાં વાકેફ હતાં. તેવણ પોતાની દીકરીઓને બાનુઓને છાજતા દરેક હુનરમાં પ્રવીણતા આપવા માગતાં હતાં, કે જે બરાબર મેલવી શકવાનાં પંચગનીમાં પુરતાં સાધણો ન હતાં; જેથી તેવણ પોતે અને બાઈજી જે થોડું ઘણું ગાવા વજાડવા, અને સીતાર પાડવાનું જાણતાં હતાં, તેનો લાભ તેઓને આપવાને હાલ તરત તો સુકતાં ન હતાં. પણ જ્યારે ખુરશેદ તથા પીરોજા ઉમરમાં આવે સારે મોટા શીક્ષકોના હાથ નીચે તેઓને કેળવણી આપવાની તેવણ ખાહેશ ધરાવતાં હતાં. તેવણના દીકરાઓ તો દસ વરસની વયથી તેઓના બાપ સાથે અવારનવાર મુંબઈ જઈ આવ્યા હતા, કે જે મુલાકાતોમાં તેઓને ઘણી મોજમજાહ મલવા છતાં તેઓ પોતાને ઘર બેવડી ઉલટ અને અખુટ પ્યાર વીના પાછા ફરતા ન હતા, અને વળી કહેતા હતા કે આખી દુન્યાંમાં પંચગનીના મરચંટ હાલ જેતું ઘર કેઠે હતુંજ નહી.

જો કે મનચેરશાહ કાંઈ ધંધો રોજગાર કરતાન હતા, તોપણ તેવણ પોતાનો વખત આળસાઈમાં ગુમાવતા ન હતા. તેવણની મોટી જાગીરો અને તેપર વસ્તાં ભર ભાડુતો તેવણનો પુરતો વખત રોકતાં હતાં. તેવણ પોતાનાં ભાડુતોનું ભલું કરવા હમેશાં તૈયાર હતા; વળી રાજદ્વારી દીલચાસોમાં પણ થોડો ઘણો ભાગ લેતા હતા અને પોતાની મદદથી હમેશાં ગરીબોનું ભલું કરતા હતા. તેવણના સખાવતી દીલગુરદાથી સરકારે તેવણને એક બે વેળા બેતાબો બખશવાની માગણી કીધી હતી, જે તેવણે ઉપકાર સાથે ના પાડી હતી. દીનબાઈના વરના જાણીતા અને વખણાયલા દોસ્તો તથા તેવણની પોતાની આગળી સહીઓની મુલાકાતથી તેવણ કોઈ તદન એકાંત જીંદગી ગુજારતા ન હતા. પંચગનીમાં વસ્તાં થોડાંક બીજાં પારસી કુટુંબોની ઓલખાણ અને દોસ્તીમાં તેવણ મજાહ મેળવતા હતા અને ત્યાંનાં થોડાંક આબરદાર અંગ્રેજ કુટુંબોમાં પણ પલોટાઈ ગયા હતા.

મેહરજીભાઈ માસ્તર નામના એક ગરીબ પણ આબરદાર ગ્રહસ્થે મનચેરશાહનાં છોકરાંઓને કેળવણી આપવાનું અને તેવણની જાગીરોપર દેખરેખ રાખવાનું માથે લીધું હતું. પેહલાં તો તેવણ લેનોલીની સરકારી નીશાળના શીક્ષક હતા, પણ જે પ્રમાણીકપણાંથી તેવણ પોતાની ફરજ બજાવતા હતા, તેથી સ્કુલના કેટલાક ખંધા છોકરાઓએ નારાજ થઈ તેવણ સામે ખોટી બુમો ઉડારી. સ્કુલના વડાઓએ તેવણની આ ચાલની તપાસ કીધી અને તેવણે તે છોકરાઓની ચાલ ઉઘાડી પાડી પોતાનું-નીરદોષપણું પુરવાર કીધું અને પછી વધારે વખત ત્યાં રહેવું દરસ્ત ન ધારી રાજીનામું આપ્યું. તે નીશાળીઆઓએ પાછળથી ઘણાબી કાલાવાળા કીધા કે તે ફરજેતીમાંથી તેઓને છોડવે, પણ તેવણે તેમ કરવા સાફ ના પાડ્યું.

મેહરજીભાઈની આ પ્રમાણીક ચાલની વાત મનચેરશાહને કાને પડી, અને તેથી ખુશી થઈ તેવણે પોતાનાં ઘેરમાં તેવણને મોટા પગારની ચાકરી આપી. થોડો વખત પંચગનીમાં રહયા પછી મેહરજીભાઈ પોતાની સારી ચાલચલણથી વખણાઈ ગયા અને ત્યાંનાં બીજાં પારસી કુટુંબોએ પણ તેઓનાં છોકરાંઓને તેવણના હાથ હેઠળ સોંપ્યાં.

મરચંટ હાલથી થોડેક દુર શરાફનાં જરબાઈ (જેવણનું નામ દીનબાઈનાં છોકરાંઓને મોહડેથી આપણે વારંવાર સાંભળ્યું છે) નો "જમશેદ લાડજ" નામનો મોટો બંગલો આવ્યો હતો. તેવણના વર જમશેદજી શરાફ મનચેરશાહના નાનપણના દોસ્ત હતા. જરબાઈ એક મોટા શેઠ્યાનાં દીકરી હતાં અને દીનબાઈ તથા આઈમાયને બચપણથીજ ઓળખતાં હતાં. તેવણ દીનબાઈને હમેશ વખાણતાં અને તેવણને પગલે ચાલવા ઈછતાં, પણ તેમાં હમેશ નીપફળ થતાં અને એવું માનતાં કે દીનબાઈથી તેવણ જુદીજ જાતનાં હતાં. તેવણનાં જમશેદજી સાથનાં લગન લોકો પેહલાં તો સુખી ધારતાં હતાં, પણ થોડા વખતમાં ઉલટુંજ માલમ પડ્યું. જમશેદજી લગાર કરડા અને આકળા સ્વભાવના હતા. જો કે તેવણની બાયડી કાંઈપણ ખોટી રીતે ચાલતી ન હતી, તોપણ તેવણના વીચારને તેણી કવચીતજ એક મલતી થતી હતી. જમશેદજીને જરબાઈ તેવણ ધારતા હતા તે કરતાં ઉલટાંજ માલમ પડવાથી તેવણ વારંવાર તેવણ સાથે ચીરડાતા હતા, અને ઘણી વેળાએ સચ્ચાઈ અને પ્રમાણીકપણાંથી તેવણને બોલતાં ન જોવાથી તેવણ સાથે લગાર સખતાઈથી વરતતા હતા. આનું પરીણામ એ નીપજ્યું કે, જરબાઈ તેવણના વરથી બીહવા લાગ્યાં અને જમશેદજીને જરબાઈ માટે કાંઈ સારો વીચાર રહયો નહી.

તેઓને ત્યાં બે દીકરીઓ અને એક દીકરો હતાં. જરબાઈએ તે બાળકોને સારી નીતીની કેળવણી આપવાનો ઠેરાવ કીધો હતો અને તે વીચાર તેવણે દીનબાઈને પણ જણાવ્યો હતો, પણ જ્યારે વખત આવ્યો ત્યારે તેવણે તે ઠેરાવ પર પાણી ફેરવ્યું. તેવણે નબળાં મગજ અને લાડથી પોતાનાં બાળકોને એટલાં તો બગાડી મેલ્યાં હતાં કે તેઓને સુધારવાને જમશેદજી તેથી તદન ઉલટીજ રીત વાપરતા હતા; જેથી બન્યું એમ કે, તેવણના કરડા સ્વભાવથી જેટલાં તેવણનાં ધણીયાણી બીહતાં હતાં, તેટલાંજ તેવણનાં છોકરાંઓ પણ બીહવા લાગ્યાં. પણ તેવણ પોતાનાં બાળકો તરફ આવી ચાલ દુઃખી થયા વીના ચલાવતા ન હતા. તેવણ જ્યારેબી મંચેરશાહને ત્યાં મુલાકાતે જતા ત્યારે તેઓનાં સુખી ઘરનો મુકાબલો પોતાનાં દુઃખી ઘર સાથે કરી હમેશાં બળાપો કરતા હતા.

મંચેરશાહ અને દીનબાઈએ જમશેદ લાડજના ઘરસંસારી કારભારમાં સુધારો કરવાની વારંવાર કોશેશ કીધી હતી. મંચેરશાહ હમેશાં જમશેદજીને તેવણનાં બાયડી છોકરાં તરફ ઓછી સખતાઈ વાપરવા સમજાવતા હતા, જ્યારે દીનબાઈ

જરબાઈને તેવણુની ચાલમાં સુધારો કરવાને સમજાવતાં. જમશેદજીનું મુંબઈમાં કામકાજ હોવાથી તેવણુ વરસના પાંચ છ મહીના પોતાનાં કુટુંબ સાથે ત્યાં ગુજારતા હતા, જે જરબાઈને ઘણું ભાવતું હતું. તેવણુ ત્યાં તો મોટે ઘરની સહીપીટીઓ સાથે ફરતાં હતાં, પણુ જ્યારે પંચગની પાછાં ફરતાં ત્યારે જમશેદ હોલના અસુખો વધારતાં હતાં. દલગીરી ભરી બીના તો એ હતી કે, જમશેદજી અને જરબાઈ બંને એકમેકનાં સુખ માટે કાળજી રાખવા છતાં તેઓ પોતાના ઈરાદામાં નીપફળ થતાં હતાં. જો પેહેલો વધારે નરમાસવાલો અને બીજી વધારે સખત થતે તો સઘળું સેવટ સારૂંજ આવતે.

પણુ પટેલનાં સુનાબાઈ, જેવણુ દીનબાઈનાં વધારે નજદીકનાં પરોસી અને વધારે માનીતાં સહી હતાં, તેવણુનાં દુઃખ આગળ તો જરબાઈનું ઘરસંસારી દુઃખ (જેનું મુળ તેવણુ પોતેજ હતાં) તો કાંઈ પણુ બીસાદમાં ન હતું. તેવણુને બમનજી પટેલ સાથે પરણાવવામાં આવ્યાં હતાં. બમનજીએ નાની વયેજ પોતાનાં માબાપને ખોહયાં હતાં, જેઓ પોતા પાછળ મોટી દોલત મુકી ગયાં હતાં. તેઓનાં સગાં વાહાલાંએ તેઓના દીકરાને કેળવણી લેવા માટે નાદાન વયમાં વેલાત મોકલ્યા, કે જ્યાંથી ખરાબ ચાલચલણુ સીવાય બીજી કાંઈ પણુ કેળવણી તેવણુ લઈ આવ્યા નહી. સર્વે ઠેકાણે તેવણુની તારીફ અને ખુશામત થતી હોવાથી તેવણુ પતરાજીખોર, ઉડાઉ, અને કંટાળા ભરેલા થઈ પડયા; તેવણુ પોતાનો ઘણોખરો વખત અને પૈસા બીલીઅરડ રમવામાં, ઘોડાની સરતોમાં અને વાડીવંતર ફરવામાં ગુમાવતા હતા. નાનપણુથીજ એકલપેટા ખવાસના હોવાથી તેવણુનાં દીલમાં કોઈનેબી વાસ્તે પ્યાર તો હતોજ નહી. ડોસાભાઈ ઉનવાલાએ બહમનજીના લલચાવનારા દેખાવ, રીતભાત અને બોલીદરાજી (કે જેથી તેવણુના ખરાબ ગુણો ઢંકાઈ જતા હતા)થી લલચાઈ જઈ પોતાની રૂપવંતી દીકરી સુનાબાઈને તેવણુ સાથે પરણાવી. પેહલાં તો બહમનજી એમ સમજતા હતા કે તેવણુ સુનાબાઈને ઘણીજ ચાહતા હતા, પણુ તે વીચાર તેવણુનાં મગજમાંથી જલદીથી જતો રહયો, અને એક બાયડીની તોક ગળે ઓળગવા માટે પસ્તાવા લાગ્યા. તેવણુનું પેહલું બાળક પણુ એક છોકરીજ હોવાથી તેવણુનાં કરડાપણામાં વધારો થયો હતો, પણુ બીજે વરસે જ્યારે એક બેટાની વૃદ્ધી થઈ ત્યારે તેવણુ ખચીત ઘણાજ ખુશ થયા. પણુ આ તેવણુની ખુશાળી જોઈ તેવણુની ધણીઆણીનું હૈયું દુઃખ અને ભયથી વીંધાઈ જતું હતું. કારણુકે તેવણુ સોગંદ ખાઈ બોલતા હતા કે તેવણુ પોતાના દીકરાને પોતાના જેવો રમતો પંખી બનાવશે અને તેણીના બાયલા વીચારો તેનાં મગજમાં દાખલ થવા દેશે નહી.

સુનાબાઈને માથે છોકરાં કેળવવાનું કામ ઘણું દુઃખ ભરયું અને મુશકેળ થઈ પડયું હતું. જોકે તેવણુના ધણી અઠવાડયાં અને મહીનાઓ ઘર બાહેર ગુજારતા હતા, તોપણુ જે થોડો વખત તેવણુ ઘરમાં રહેવા આવતા, તે વેળાએ સુનાબાઈએ કાળજીથી પોતાના દીકરા પર કીધેલી સારી અસર તેવણુ એક પળ વારમાં ભુસરી નાખતા હતા. તેણીને દરેક કામમાં ઠોકડ ખવાડવામાં, તેણીના સુધરેલા વીચારો તરફ હસવામાં અને ધરમની લાગણી તરફ તુચ્છકારની નજરથી જોવામાં તેવણુ મજાહ મેળવતા હતા, અને તેણી તેઓનાં છોકરાંઓની હાજરીમાંજ. તેવણુ પોતાના દીકરા અદીને તો તેની માતા સામે તુચ્છકારથી વર્તવા શીખવવામાં ફતેહ પામ્યા હતાઃ પણુ પોતાની દીકરી મેહર, કે જે ઘણીજ કાવલી અને નરમાસવાલી હતી, અને જેણી પોતાની માને અતીશય પ્યારથી ચાહતી હતી, તે એટલે સુધી કે પોતાના બાપની તેણીની મા સામેની ખરાબ ચાલ માટે તેણી તેવણુને ધીક્કારતી હતી અને તેવણુની ટુકી મુલાકાતોને ભયની નજરથી જોતી હતી, તેણીને પોતાની મા તરફ ખરાબ રીતે વર્તતાં શીખવવામાં તેવણુ નીપફળ થયા. આ ચાલથી તેણી પોતાની માની માનીતી થઈ પડી હતી; પણુ તેણીનો બાપ તેણીને ધીક્કારતો અને તાણા મારતો હતો, જે સઘળું તેણી ધીરજથી ખમતી હતી. જેવો હોમી મરચંટનો સ્વભાવ તેની વય કરતાં ખુદરતીજ વધારે વીચારવંત અને ગંભીર હતો, તેવોજ સ્વભાવ મેહેરનો દુઃખથી થયો હતો. તેઓના આઃ એકમલતા વીચારથી તેઓ એકમેકની સંગત વધારે શોધતાં હતાં, અને બંને એક બીજા સાથે વાત કરવામાં મજાહ મેળવી પોતાનું દુઃખ ભુલી જઈ સુખી થતાં હતાં.

અરદેશર ખુદરતીજ ખરાબ સ્વભાવનો હતો; પણુ જ્યારે તેનો બાપ તેનેથી દુર હોય ત્યારે ઘણોજ ડાહયો અને તાબેદાર છોકરો થતો હતો. સુનાબાઈમાં કાંઈ એવો ચોકસ જાતનો ગુણ હતો, કે જેથી તેવણુ પોતાનાં સગાં વાહાલાં અને દોસ્ત આશનાંઓનો પ્યાર અને માન મેળવતાં હતાં. જેઓ તેવણુને બરાબર પીછાણતાં ન હતાં તેઓ એમ ધારતાં હતાં કે, તેવણુ પોતાના નરમાસભરયા ગરીબ ખવાસથી પારકાંની જંજાળ પણુ પોતાને માથે હોરી લેતાં હતાં. પણુ સુનાબાઈના બાબમાં આ વીચાર ભુલભરયો હતો. થોડાક વખત પણુ માયાભરી લાગણી બતાવ્યા વીના તેવણુ આગળ બેસવું કઠણ હતું, વળી તેવણુ તરફ માન બતાવ્યા વીના કોઈપણુ આદમી તેવણુ સાથે વાત કરી શકતું ન હતું.

દીનબાઈની માફકજ પોતાનાં છોકરાંઓને કેળવવાને તેવણુ આતુર અને ઉલટમંદ હતાં, અને જો ખોદામાં વીશ્વાસ ન રાખતે તો અદીને કેળવવામાં તેવણુ તદન નાસીપાસ થતે; એક પણુ બોલ બોલ્યા વગર તેવણુ પોતાનું કામ ગુપચુપ કરયા જતાં હતાં.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

---

ધણીઆણી—(દાંત દુખતા હોવાથી મોહડું પકડીને,) આવાં સુજેલાં મોહડાંને લીધે હું ધારૂંચ કે મારેથી એક અઠવાડયું તલીક વાત થઈ શકશે નહી.

ધણી (ધીમે અવાજે)—મને તેટલાં જરા નીરાંત વળશે.

ધણીઆણી— શું ?

ધણી (મોટેથી)—નહી રે, હું કહુંચ કે તુને જરા નીરાંતે બેસવાની જરૂર છે, અને તેજ સઉથી સોહેલો ઉપાય છે.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૧ લું.



સને ૧૭૮૮ ના જુન મહીનાની એક ગરમીવાલી સાંહજે કેટલાંક માણુસોનું એક ટોળું એક મેદાનમાંથી પસાર થતું લોકોને જણાયું હતું. આ મેદાન હીંદુસ્થાનમાં આવેલા એડોનીના કીલ્લાની દક્ષીણ દીશાએ આવેલું હતું, અને દેખાવ ઉપરથી ત્યાં રૂની પાકણી થતી હોય, એવું માલમ પડતું હતું.

આ ટોળીનો મુખી જેની ઉમર પચાસની ભરતીમાં આવેલી જણાતી હતી, તે એક દખણુના જોરાવર અને મસ્તાન ઘોડા ઉપર સ્વાર થયો હતો. ઘોડાની આજની મસ્તી દેખઈતી રીતે થોડી હતી, કારણુ કે કાદવ કચરા અને ખાડા ખબોચીઆવાલા રસ્તા ઉપર આખો દહાડો લાંબી મુસાફરી કરતાં તે તદન નબળો પડી ગયો હતો. ખુલ્લી રીતે તે થાકી ગયો હોય એવી નીશાની બતાવતો, અને કાદવનાં ખબોચીઆં—જે થોડે થોડે કટકે હતાં—તેમાંથી ઘણી મુશકેલીથી પોતાના પગ બહાર કહાડી શકતો હતો. તેની પીઠ ઉપર નાંખેલું સુંદર કપડું કાદવથી સઘળું ખરાબ થઈ ગયું હતું, અને તેનો સ્વાર કે જેનું ઈનસાફને ખાતર થોડુંક બયાન અમોએ આપવું જોઈયે, તે પણુ પગથી તે માથાં સુધી ધુળ મટોડાંથી ભરાઈ ગયો હતો.

ઉપર જણાવ્યા મુજબ આ સ્વાર પુખ્ત ઉમરે પુગેલો હતો—તે શામળા વરણુનો અને સહીયડનાં ચાઠાંથી ભરાઈ ગયલો હતો, પણુ તેની આંખો ઘણી મોટી અને અતીશય કાળી હતી, કે જેવી કાળી આંખો હીંદુસ્થાનના દેશીઓ વટીકમાંથી જવલેજ જોવામાં આવે છે. જ્યારેબી તેનો ઘોડો ઠોકડ ખાતો, ત્યારે તેની આંખો ચલકી રહેતી અને કાદવ તથા રસ્તાને તે વખતે તે ખુબ ગાળ દેતો. તેનો દગલો કસબી કીનખાંબની બનાવટનો હતો, જે જો કે એક વખત ઘણો સુંદર હશે, પણુ હાલ તો મેલો અને ઝાંખો થઈ ગયલો જણાતો હતો, અને જે કદાચ તેણે પોતાનો ઓહદો જાળવવા અને ગામડાંનાં લોકો જેઓ પૈસાને નમે છે, તેઓ પાસથી માન મેળવવા પેહેર્યો હોય. તેનાં દીલની બાંધણી ઉપરથી તે એક ઘણોજ મજબુત અને જોરેમંદ માણસ જણાતો હતો.

એક શોભઈતી સાલ તેની કમર આસપાસ વીંટાજેલી હતી, અને તેના ઘીલા પાતલુનના પાયજા, તેનાં પીળાં બુટ (કે જે ઈરાની બનાવતનાં જણાતાં હતાં) માં ખોસી દીધા હતા, તેનાં ખભાં ઉપરથી એક સુનાનો પટો નાખેલો હતો, જેમાં તેની તલવાર ખોસેલી હતી. તેના જમણા હાથ ઉપર એક ચળકતી લોઢાંની કોહાડી લટકતી હતી, અને ડાબી બાજુએ તેના ઘોડાનાં પોચાં મખમલનાં ઝીન ઉપર રૂપાંની બનાવટની પીસ્તોલ ચળકતી હતી. એક ઘણી ઉમદા બનાવટની ઢાળ ચામડાંના પટાએ પછવાડે પીઠ ઉપર બાંધી દીધી હતી, જે તેને પછવાડેથી ઠીક ટેકો દેતી હતી.

કાદવ કચરાથી ખરડાયલાં દીલ છતાં રહીમખાનનો દેખાવ આ બોડળાં મેદાનમાં ખરેખર ઘણો અસરકારક અને તેની પછવાડે આવતાં માણુસોની એખલે હાથે પુરતી સંભાળ લઈ શકે તેવો લાગતો હતો. પણુ તેની ટોળીમાંનો તે કાંઈ એકલોજ હથયારબંધ પુરૂપ ન હતો. છથી સાત સ્વારો–તેનાજ ખીદમતગારો–તેની પછવાડે આવતા હતા, જેઓ જો કે ખાન મીસાલ અચ્છી સ્વારી કરી શકતા ન હતા, તોપણુ બહાદુર દેખાવના મરદો હતા. જો આ ટોળીનાં માણુસો એકી વખતે જોડે જોડ ચાલી શકતે, તો ખરેખરજ તેઓનો દેખાવ લડાયક અને જોવા લાયક થઈ પડતે.

આ સ્વારોની પુઠે એક પાલખી આવતી હતી, જે દેખઈતી રીતે ભારી જણાતી હતી, કારણુ કે હમાલો જેઓ નજદીક સોલ કરતાં વધારે હતા, તેઓ અવાર નવાર બદલાયા કરતા હતા, અને ઘણી મુશકેલીથી કાદવમાંથી પોતાનો રસ્તો પસાર કરી શકતા હતા. ખુલ્લી રીતે તેઓ થાકી ગયલા અને વધુ મુસાફરી કરવાને નાલાયક દેખાતા હતા.

તેઓની પછવાડે પાંચ ઊંટોની હાર ચાલતી હતી, કે જેના રખેવાલોને તેઓ ઠોકડ ખાઈ પડી ન જાય તે માટે પુષ્કળ સંભાળ લેવી પડતી હતી; તેઓની સાથ બીજાં કેટલાંક માણુસો આવતાં હતાં, જેમાંના થોડાક બોજા ઉચકી પગે ચાલતા હતા, જ્યારે બાકીના જેઓ ખાનના પોતાના માણુસો હતા, તેઓ ટટુ પર આવતા હતા.

આ સઘળાંની હરોલમાં બે ઘણાજ સુંદર દેખાવના ઘોડાઓ ચાલતા હતા, કે જેના ઘોડાવાળાઓ તેઓને રસ્તાના સૌથી કઠણુ ભાગ ઉપર ચલાવવાની કોશેશ કરતા હતા.

"અલ્લા ! અલ્લા !" ટટુપર બેઠેલાં ખાનનાં માણુસોમાંનો એક બોલ્યો–તે ખાનનો બાવરચી હતો–"કે હું ગુલરીકર, હેદરાબાદનું નવાબી શેહર છોડી, વરસને આવે વખતે આવા અપવીત્ર રસ્તા ઉપર મુસાફરી કરવાને લલચાઊં. અએ મુલાં અલી, આ અંધારાંમાંથી મારો જલદીથી છુટકારો કર ! એવું કર કે આવા ખરાબ રસ્તા ઉપર વરસાદ ન પડે, આ જંગલમાં હું તો એક રાતબી ઝીવી શકું નહી. તું શું કહે છે દાઊદખાન–શું આપણે આપણી મંજલ કદીબી પુરી કરી શકીશું ! આ જેહાનમ કે જ્યાં આપણે આપણા વખત આગમય દુઃખ ખમ્યે છે, ત્યાંથી આપણો કદીબી છુટકારો થશે ! અએ માનવંત મરદ, મને જવાબ દે ! તું તો કહેતો હતો કે આ ગામડાંથી તું પુરતી રીતે માહેતગાર છે."

"ઓ હીચકારા, તેમ હું છેજીજ: આવી ખોટી બકબક કરી માથું દુખવવાથી શું ફાયદો થવાનો છે! શું ખાને તારી ઉપર મેરબાની કરી તુંને એક જોરેમંદ ટટુ નથી આપ્યું, કે જે પેગમબરની મેહેરબાનીથી તુંને થોડા વખતમાં તારી મુસાફરીને છેડે લઈ જશે? શું ખાનની પોતાની મરજીથી એડોનીનો કીલ્લો આજે આપણે છોડી નથી આવ્યા, કે જ્યાં આજની રાત આપણે કેટલાં સુખથી પસાર કરી હતે! અને આપણે જેનું નીમક ખાઈએ છીયે તેની સામે ફરયાદ ઉઠાવ્યે, જ્યારે આપણે જોઈયે છીયે કે ખાનમ સાહેબ (ખોદા તેને સુખી રાખે) મુસાફરી કરવાને તદન રાજી છે. ચુપ ત્યારે! કારણકે તારી પટપટ સાંભળતાં સાંભળતાં આ નાપાક કાંટાઓમાંથી રસ્તો કાપવો બહુ મુશકેળ પડે છે."

"ઠીક છે, હું ચુપ રહું છું," બીજાએ જવાબ દીધો, "પણ મને તો ફીકર લાગે છે કે કદીબી આપણે આપણી મંજલ પુરી કરી શકીશું નહી; અને આ કમબખ્ત ગામડાંઓ કે જ્યાંના કાફર રહીશો ગોસ ખાતા નથી, ત્યાં ઉતારો લેવો પડશે, અને સુકી રોટલી યા તો લુખા ચાવલ આપણને ખાવા પડશે કે જે આપણને આપણી હમણાની થાક પછી બસ થશે?"

"હા જુલફુ, તું એક સીપાહ બચ્ચો નથી," એક બીજને વચમાં બોલી ઉઠયો, "નહી તો તું આમ બોલતે નહી. બે દહાડાવેર તદન ભુખો રહયા પછી કટકો રોટલી અથવા તો સુકી ચાવલ ખાવાના મલે, અને તેટલાપરબી સંતોષ પકડી ખોદાનો ઉપકાર માનવો હોય, એ તુંને કેવું લાગે, બોલ તે તુંને ગમે કે?"

"ભલા નાસુર, હું તારી પાસથી માંગી લઉં છું કે બસ કર," તે બબરચી બોલ્યો. (ભુખમરાના ખ્યાલી દેખાવેજ તેને ચોંકાવ્યો હતો) "મને તો લાગે છે કે તારા બોલોથીજ મારાં પેટ ઉપર અસર થઈ છે, અને તેનો હમેશનો ખોરાક નહી મળવાથી તે મને ઠપકો દે છે. દોસ્ત, હું તુંને કહું છું કે ભુખમરાનો વીચાર હું કરી શકતોજ નથી. કોઈ દહાડોબી હું રમજાન મહીનાના રોજા પાલી શકયો નથી (કે જે માટે અલ્લા મને માફ કરે,) અને મારે માટે બીજો કોઈ પાલે તેને મને દર વરસે મોટું દામ આપવું પડે છે. અલ્લા તેની આબાદી વધારે, હું અલ્લા અને પેગમબર પાસ માંગી લઉં છું કે ખાન આજની રાત અંહીજ કેઠે ગુજારે."

ખાને પણ પોતાનો ઘોડો થોભાવ્યોજ હતો. અંધારૂં હવે આસ્તે આસ્તે વધવા માંડયું હતું, તો જો કે તદન અંધારૂં થઈ ગયું ન હતું—કારણ કે સુરજ હજી અસ્ત પામ્યો ન હતો, અને દીવસની હજી થોડીક ઝાંખી રોશની પડતી હતી, ગગડાટના અવાજો અને વીજળીના ચમકારા, એક કાળું વાદળ જેણે તેઓની સામેનાં આકાશને ઢાંકી નાખ્યું હતું તેમાંથી આવતા હતા. આ સઘળાંમાંથી પસાર થવું કે નહી તેની ચીંતામાં ખાન હતા.

જો રસ્તો કઠણ હતે તો તેઓને કાંઈ પણ મુશકેળી નહતે નહી, પણ જેમ જેમ તેઓ આગળ વધતા તેમ તેમ રસ્તો ઘણોજ ખરાબ અને ગોચો આવતો હતો. ઘોડાઓ માટે સૌથી સરસ રસ્તો શોધી કાઢવા જે માણસને થોડીક આગ[illegible] મચથી મોકલ્યો હતો તે પણ પોતાનો ઘોડો ધ[illegible] ચલાવી શકતો હતો એવું દુરથી જણાતું હતું.

"એડોનીનો કીલ્લો છોડી આવવામાં ખરેખર હું એક ગદ્ધા અને ગદ્ધાનો બચ્ચો હતો" ખાન બબડયો, "પણ હવે થયું તે તો થયું, પસ્તાવો કરીને શું કરે, હવે શું કરવું તે એક વાત છે અને તેનો મારે વીચાર કરવો જોઈયે. મારા ગરીબ મોતી" તે પોતાના ઘોડાને પસવારતાં પસવારતાં બોલ્યો, "તું પણ થાકી ગયો છે અને તારી હમેશની તેજી જતી રહી છે, કેમ મારા બેટા તું મને વધુ આગળ લઈ જઈ શકશે" અને એમ બોલી તેણે તેની પીઠ ઠોકી.

આ ઉમરાવી ખવાસનું પ્રાણી તેને સમજતું હોય તેમ જણાયું અને પોતાના શેઠના પ્યારનો એક ખંખારથી જવાબ આપી, આણીમેર પેલીમેર જોવા લાગ્યું.

"હા મોતી, તુંને કાંઈજ સુઝતું નથી; ખરૂં છે કે આપણને દેખાઈ શકે એટલું આગળ અંહી કોઈ પણ ગામ નથી, તો પણ નજદીકમાં કોઈ વસ્તું તો હશેજ, કે જે આપણને ઉતારો અને ખોરાક આપી શકે. ઈબ્રાહીમ, તું શું ધારે છે? અંહી નજદીકમાં કોઈનુંબી રેહેઠાણ છે?"

"પીર ઓ મુરશીદ," તે માણસ બોલ્યો, "મને કાંઈ ખબર નથી. મેં આએ રસ્તેથી કોઈ પણ દહાડો મુસાફરી કરી નથી, સીવાએ કે [illegible] વખત ઘણાં વરસ આગમચ, અને વળી તેથી લશ્[illegible] સાથે; તે વખતે હમોએ રસ્તાને લગતો કાંઇ પણ વીચાર કર્યો ન હતો."

"ખરૂં છે દોસ્ત, પણ હવે તેને લગતો વીચાર કરવાની આપણને જરૂર છે. મહમદના કસમથી કહું છું કે પેલું વાદળ આપણને ઘણી ફીકર ઉપજાવે છે, અને મને ખાનમ માટે બહુ ચીંતા લાગે છે. આવી જાતની મુસાફરી તેણીએ કોઈ પણ વખત કરી નથી, તોપણ હવે તેણી એક સીપાહની બાયડી થઈ છે, અને મારે તેને મુશકેળીઓ અને રંજ ખમતાં શીખવવું જોઈયે."

"ખોદાવંદ, સાલબી હમણાં આવી લાગશે અને હમાલોને રસ્તાની ખબર હોવીજ જોઈયે." એક બીજો સ્વાર બોલ્યો.

"ખરેખર, તેઓનો તો વીચાર મને આવ્યોજ નહી. જ્યારે તેઓ પાલખી લઈ અંહી આવી લાગે ત્યારે દમ ખાવા થોડોક વખત થોભી પછી આગળ ચાલવાનું કદાચ ઠીક થઈ પડશે."

થોડીક પળમાં હમાલો પાલખી લઈ જ્યાં ખાન ઉભો હતો ત્યાં આવી લાગા, અને નજદીકનું ગામ, તેનો તફાવત અને તે તરફના રસ્તા માટે તેઓને ઉતાવળમાં કેટલાક સવાલ કરવામાં આવ્યા.

"હજરત," ઉચકનારાઓનો નાયક બોલ્યો "શું કરવું તે આપના હાથમાં છે. હમોને રસ્તો આટલો બધો ખરાબ હશે તેનો વીચારજ નહી હતો, નહી તો હમો શેહર છોડીને આવતેજ નહી અને તમોને આવવા પણ ન દેતે, પણ ગમે તે કરો, પણ આપણે તો અંહી આવ્યાં છઈયે અને જે મુશકેળીમાં હમોએ તમને લાવી મુકયા છે તેમાંથી તમારો છુટ-

કારો કરવાની હમારી ફરજ છે. પાણું ફરવું તો ન બને તેવું છે. તમને ખબર છે તેમ ઉતારો આપી શકે તેવું નજદીકમાં એકુ ગામબી નથી. આગમચ બે છે, એક ઘણું દુર નથી. પેલી ઊચી ટેકડી આગળ—મારા મેહરબાન તે તરફનાં ઝાડ પણ જોઈ શકતા હશો. બીજું દોહડ કોશ દુર છે, જ્યાંવેરની મુસાફરી જો ખાનમ સાહેબ ખમી શકે તો હમો તેણીને ત્યાં લઈ જવાને તૈયાર છીયે. વળી ત્યાં એક સારૂં બજાર અને દરેક રીતની સગવડ પણ છે. જો હમો તેવણને સહી સલામત લઈ જઈયે તો મારા મેહરબાન હમોને ઈનામમાં એક ગેરૂં આપશે?"

"ખરેખરજ ખરેખરજ, તમોને બે મલશે, અને કાલે આપણે ઘણી ધીમેથી મુસાફરી કરીશું, કારણ કે તમો થાકી ગયલા હોવા જોઈયે. મારાં છગર, તું શું કહે છે?" તેણે પાલખીમાં બેઠેલી બાનુને પુછયું, "બેમાંની એક ચીજ તુંને પસંદ કરવી છે. ગમે તો સોજું ખાણું અને સગવડ ભરેલું સુવાનું, યા તો બીલકુલબી ખાવાનું નહી અને કદાચ છાપડાં વગરની જગાપર સુવાનું કબુલ કર; એક સીપાહની બાયડી થવામાં, જોયો કેટલો જોખમ છે!"

"તમો મારે માટે કાંઈ પણ ચીંતા ના કરો," એક ધીમે અને મીઠો અવાજ પાલખીમાંથી બોલ્યો. "તમારી અને હમ[illegible]લની વચ્ચે ગમે તે બંદોબસ્ત કરો. મને બધે સરખું."

"ગોપાલ, ત્યારે તું શું કહે છે?"

"પહેલે હમોને હુકો પીવા દેવો અને પછી [illegible] તમને મોટા ગામડાંમાં લઈ જઈશું."

"વાર ઠીક છે, પણ વખત ના [illegible] મારો તો ખાત્રી છે કે થોડા વખતની આરામઅસથી આ[illegible] સઘળાને ફાયદેમંદ થશે."

એક પળ વારમાં તેઓએ [illegible] સઘળાઓ એક ટોળું થઈ બેઠા. ઘોડા ઉપરથી ઉતરયા અને [illegible] દરેક જણે ખીસામાંથી [illegible] બાકુ કહાડયો, અને પોત પોતાના હુકા સળગાવી શુરૂ [illegible] કરી પીવા માંડયો.

હીંદુસ્તાનના દેશીને તંબાકુનો ધુમાડો કાંઈ નવીજ છંદગી બક્ષે છે. મુસાફરી[illegible] સંકટો અને કામો તેટલા વખત માટે [illegible] છે, અને ત્યાર પછી પેગમબર અથવા તો મુસાઈજ જવાબ [illegible] (કારણકે તેઓમાંના કોઈ મુસલમાન અને તેઓના મોટા [illegible] છે) નામ પોકારી તેઓ નવાં અને વધુ સુરથી કોઈ હીંદુ દે[illegible] મુસાફરી સરૂ કરે છે. આ પ્રમાણે ખાનની ટોલકીએ પોતાની મુ[illegible]ની મુસાફરી પાછી શરૂ કરી.

પણ પે[illegible] તેઓ [illegible]માંના કોઈએ પણ આકાશનો ચોકાવનારો દેખાવ જોયો [illegible] નહી. વાદળ જે અત્યાર તલક શાંત હતું, તે આસ્તે [illegible] વધવા લાગું. નાનાં નાનાં વાદળાંઓ જાણે મોટાંમાંથી [illegible] પડયાં હોય તેમ સઘળે પથરાઈ ગયાં. વીજળીના ચમકારાઓ પણ વધુ તેજસ્વી અને જલદીથી પડવા માંડયા, [illegible] આકાશના થોડા ભાગ ઉપર જોવામાં આવ્યું હતું, તે [illegible] આખાં આસમાન ઉપર ફરી વલ્યું. પછવાડે, ઉપર અને [illegible] તેવી સઘળે ઠેકાણે જાણે તેઓને વાદળમાંથી બસારત યતી [illegible] રીતે વીજળીના ચમકારાઓ પડતા હતા. આ સઘળા [illegible] તાં તેઓએ પોતાનાં પગલાં આગળ વધારયાં.

"રાત ઘણી તોફાની થશે" ખાને પોતાનાં [illegible] કટકો બરાબર વીટાળતાં વીટાળતાં કહયું; જે વખતે [illegible] તે વખતે તેણે આસમાન તરફ આંગળી કરી એક ઘેરા રંગનું વાદલ બતાવ્યું. બીનઅનુભવી માણસો આ વાદળાંને ફકત અસ્ત પામતાં સુરજ [illegible]ના ઘેરાબી ધારે, પણ એક વધુ અનુભવવાલાની આંખે તે હરપળે વધતું અને ચોગમ ફરી વળતું જણાતું હતું.

"મારા મેહરબાન," [illegible] ખાન બોલ્યો, "રસ્તાની પેલી બાજુએ ઝાડોનો ઝુમખો [illegible] છે, તે જ્યાં હું ભુલતો નહી હોઊં તો એક ઝુપડું છે. મારા [illegible] ઉરબ્બી તે તરફનો રસ્તો લે તો કેમ?"

"લાખ રૂપયાની વ[illegible]ાત બોલ્યો દાઉદખાન," તેના શેઠે ઉતર દીધો, "ચાલ હમોને તે તરફ લઈ જા."

"અહા! અહા! [illegible] જો પવન નહી આવશે તો હું તો બફાઈ જવશ." ખાનની [illegible] આવરચી રૂમાલના છેડાએ પવન ખાતો ખાતો બોલ્યો.

"થોડા વ[illegible] જો જોઈયે તેટલો, બલકે વધારે મલશે;" [illegible] ન દીધો.

"[illegible] નસુરે જ [illegible]નશાલા" એક ઉંટનો માવત બોલ્યો, "કરનાતીકનાં તો[illegible]ાનો તો જાણીતાં છે."

"અફસોસ" બાવરચીએ નીસાસો નાખ્યો, અને ઈચ્છવા [illegible]ાગો કે તે કરનાતીક સીવાય બીજા કોઈબી ઠેકાણે હોય.

છેલ્લે સરવાલે એક ધીમો સાદ—એક દુરનો સાદ—જાણે પાણી ઉછળતું હોય તેવી રીતે આવ્યો, તેઓનાં માથાં પરનાં વાદળાં બીક ભરેલી રીતે વધી ગયાં, હરપળે આગળ અને પાછળ અંધારૂં વધુ અને વધુ પથરાતુ ગયું. હવે તેઓ છુટાં છુટાં વાદળાંને જોઈ શકયાં નહી. થોડા વખતમાં તેઓને એક આકાશ પરની ફરતી લાલ ચલકતી લાઈન સીવાય કાંઈ પણ દેખાયું નહી.

તેઓએ પોતાની ઝડપ વધારી, કે તેઓ પેલાં ઝાડો [illegible] જે પા માઈલ દુર દેખાતાં હતાં, ત્યાં જલદીથી જઈ પુગે. "જો એક વખત ત્યાં જઈ પુગાં" ખાન બોલ્યો, "તો પછી ગમે તેમબી કરી આપણે ત્યાં વીસામો લઈએ."

કોઈએબી તેને જવાબ આપ્યો નહી, સર્વે જણાઓ તોફાનનો અને તેથી શું બનાવ બનશે તેનો વીચાર કરતા હતા, ઘોડાઓ પણ કંટાળેલા અને પોતાની ઉપરના સવારોને નાખી દેવા ઈચ્છતા હોય તેવા જણાતા હતા.

છેલ્લે સરવાલે થોડાંક પાંદડાં હવામાં ઉડયાં, અને કેટલાંક તીરો જેઓ રસ્તાની બાજુ પર પથર તળે ભરાઈ બેઠાં હતાં, તેઓ જાણે પવનને હઠાડવા માંગતાં હોય તેવી રીતે ઊંચે આકાશ તરફ ઉડી ગયાં.

એક એક પછી એક એક પવનના ઝપાટાઓ આવ્યા, અને પાંદડાં અને સુકું ઘાસ મેદાનમાં એમ તેમ ઉડવા લાગાં. પવનના જોરથી રસ્તા પરની ધુળ પુશકળ ઉડતી હતી, અને તેની તળે સઘળી ચીજો ઢંકાઈ ગયલી જણાતી હતી. સર્વે આ સઘળું ઘણી ચીંતાથી તપાસતાં હતાં, અને દુવા માંગતાં કે ઝાડ આગળ જઈ પુગે તેટલાં તોફાનનું જોર ઓછું થાય. પણ ગમહાન, પવન અને તોફાનના સઘળાં ચીન્હો તો વધતાંજ ગયાં;

વચમાંથી લઈ ગયો તે પરથી માલમ પડતું હતું કે તેના વગર તેઓ કાંઇજ કરી શકતે નહી.

આખરે એ ખુશાલી ભરેલો દેખાવ! અંધારાની વચમાં એક ઝાંખી રોશણીનો ઝળકાટ તેઓની નજરે આવ્યો, તે થોડાક વખતમાં ગુમ થઈ ગયો. પાછો દેખાયો, પછી જાણે દુર જતો હોય તેમ જણાયો, અને પછી સદંતર ગુમ થઈ ગયો.

"અએ રાહદારી (ભોમ્યા) આ શું છે" ખાને પુછ્યું. "કોઈ એમજ સમજે કે આ કંગાળ રાતના એ તો ભુતના ચાળા છે."

"મેહરબાન મુરબ્બી, એ તો ગામડું છે." તે માણસે જવાબ દીધો. "હમારા ગામમાં ભુતબી નથી ને ડાકણબી નથી."

"અલહમદ અલ્લા, ત્યારે તો આપણે ઘર આગળ આવી પોહતા છીયે, હવે તે કાંઈ ઘણું દુર નહી હશે."

"નહી, ઘણું દુર તો નથીજ. આપણને ફક્ત એક નાની નદી પસાર કરવાની છે, અને પછી ગામડાંમાં જઈ પુગીશું."

"નદી !"

"હા મેહરબાન ખાન, એક ઘણીજ નાની! તેમાં કાંઈ ઘણું પાણીબી નથી."

પણ આ વાત સમજી ખાનના પેટમાં તો ધરકો પડ્યો. "આવા વરસાદ પછી તો તે ભરેલીજ હોવી જોઈયે. દરેક ખાડા ખબોચીયાં અહીં પાણીથી ભરાઈ તળાવ બની ગયાં છે, પણ કાંઈ ફીકર નહી, આપણે જોઈશું. યા મુલ્લાઅલી" તે મોટેથી બોલ્યો. "તું મને અને મારાંને આજની રાત સંભાળશે તો તારી મસજીદમાંના દરેક મુલાંને હું નવાજીશ."

જો કે વાદળના ગગડાટ અને પવનના ફુંફાટાનો હજી થોડે થોડે વખતે સાદ આવતો હતો, તોપણ તેઓ થોડાંક દુર ગયાં નહી તેટલાં તેઓને નદીનાં પાણીનો ઉછળવાનો ધીમો અવાજ ઘણીજ ખુલી રીતે આવ્યો. દરેક જણા આથી ઘણાંજ ગભરાઈ ગયાં અને તોફાનમાંની તેઓની આટલી બધી મરદાનગી ભરેલી મેહનતનું આવું સેવટ આવે તે વીચારેજ તેઓને નાહીંમત કરી મેલ્યા; તોપણ જ્યાં સુધી તેઓ નદીની પાર આગળ આવી પુગા ત્યાં સુધી તેઓમાંનું કોઈ એક હરફ પણ બોલ્યું નહી.

"નદી કાંઈ ઊંડી નથી, આપણેથી ચાલી જવાશે." ભોમ્યો બોલ્યો.

"કાફરના કુત્તા" ખાને બુમ પાડી કહ્યું. "તારાં કંગાળ ગામડાંમાંથી હમોને કાઢી મેલવા તું આવો દાવપેચ હમારી સાથ રમ્યો છે! અલ્લાના કસમથી કહું છું કે તારી આવી બેમાનદારી માટે તુંને મારી નાખવો જોઈયે."

"ઓ ખાન, મારી જીંદગી તારા હાથમાં છે. મારા બોલવાની સાબેતી તરીકે જો કોઈ મારી સાથ આવે તો હું નદીમાં જવાને તૈયાર છું. એકલું જવું તો ફોકટ છે. શું કોઈ મારી સાથ ન આવશે?"

પણ દરેક જણે આનાકાની કરી, મોતની બીહીક, અંધારૂં અને અચોકસપણાએ તેઓનાં મગજ ઉપર સરસાઈ મેલવી હતી અને તેથી ખાનના હોકમનો અનાદર કરવાને તેઓ અચકાયા નહી.

"હીચકારાઓ, જેનું તમે નીમખ ખાઓ છો તેને માટે આટલું કરવાની તમો હીમત કરતા નથી, કે જે આ ગરીબ શખસ કરે છે, કારણ કે મેં ફક્ત એક ખોટો બોલ બોલી તેને સતાવ્યો? હીચકારા અને નીમખહરામો, તમો સ્ત્રી કરતાં પણ વધારે બીકણ છેઓ."

"હું સ્ત્રી પણ નથી અને હીચકારોએ નથી." દાઉદખાને મક્કમ અવાજે કહ્યું." ચાલ રાહદારી, હું આવવાને તૈયાર છું અને અલ્લા કે જે દયાનો ભંડાર છે તેને નામે મને તારો હાથ આપ."

"બીસમીલા! દાઉદ તું ખરેખરજ એક હીમતવાન મરદ છે, આ માટે ખરેખરજ હું તુંને કોઈ પણ દહાડો ભુલી જઈશ નહી. અલ્લા અને બાર ઈમામોનાં નામ દઈ અંદર નદીમાં ઉતર; પેલી બાજુ જઈ પુગી મોટેથી હાંક મારજે."

તેઓ એકએકનો હાથ પકડી ઘણી સંભાળથી પાણીમાં ઉતર્યા અને ઘણાજ આસ્તેથી પગલાં ઉચક્યાં; પાણીના ધોધો સામેથી ધસારાબંધ આવતા હતા અને તેની સામે આ બે માણસોને પોતાનું સઘળું જોર અજમાવવું પડતું હતું, પણ છેલ્લે સરવાલે તેઓ બીજી પાર જઈ ઉભા અને જે ખુસાલી ભરેલા પોકાર તેઓએ માર્યા, તેથી ખાન અને તેના ગોઠીઆઓ તેઓની સલામતી ભરેલી સેહલગાહ માટે ચેતી ગયા.

"હવે જલદીથી એક મસાલ સલગાવો અને તમારી સાથ થોડાંક માણસોને લેતા આવો." ખાને મોટેથી બુમ મારી કહ્યું, તેટલા વખતમાં નદી પસાર કરવા માટે હમો ઘટતી ગોઠવણ આ બાજુએ કરીશું.

થોડાક વખતમાં કેટલાંક માણસો હાથમાં મસાલ લઈ નદીની પેલીમેરથી આવતાં જણાયાં.

ખાન પોતાની બાયડીને પોતા સાથ ઘોડા પર બેસવા મંતાવતો હતો, અને થોડાક ફાંફા વટાવ્યા પછી તેમાં તે ફતેહ પામ્યો. જ્યારે માણસો મસાલો સુધાં આવી પોંહતાં ત્યારે તેણી પોતાના પતીની બાજુએ બુરખો નાખી ઉભી હતી. પણ મસાલની રોશણીથી જ્યારે તેણીએ નદીમાંનાં પાણીનો ધસારો જોયો ત્યારે તેણીએ પોતાનો વીચાર ફેરવી નાખ્યો. તેણી પાણી જોઈ બીહતી હતી અને ખરેખરજ નદીનો દેખાવ તે વખતે ભયંકર હતો.

"હવે આપણે વખત ખોહવો ન જોઈએ," ગામડાઓ ખાનના માણસોની આનાકાની જોઈ બોલ્યા. "પાણી ઝડપથી ઊંચે ચડે છે, અને થોડા વખતમાં પેલે પાર જવું મુશકેલ થઈ પડશે.

"મારાં જીગર, ઘોડા ઉપર, ઘોડા ઉપર," ખાન નાસીપાસી ભરેલા દેખાવે બોલ્યો. "પાલખીવાલાઓ કદીબી તુંને પાણીમાંથી ઊંચકી લઈ જઈ શકશે નહી.

"મારી હીમત ચાલતી નથી. હું તો વચમાંજ બેસુધ થઈ પડી જાઉં, હમણાબી મારૂં દીલ ધમકે છે અને મારી આંખોએ અંધારાં આવે છે."

"ખોદાવંદ, બીબી સાહેબને હમારા વીશ્વાસ ઉપર સોંપો. હમારી જીંદગીના કસમથી કહીએ છીએ કે હમો તેણીને પેલે પાર સહી સલામત લઈ જઈશું."

"જેમ તારી મરજી ગોપાલ, હું તારી પર અને તારાં માણસો પર ભરૂસો રાખું છું. ફક્ત તેણીને પેલી બાજુએ સલામત લઈ જાવો અને તેના બદલામાં તમોને મોટું ઈનામ મલશે."

તે બાનું પાછી પાલખીમાં જઈ બેઠી. કાંઈ પણ અકસમાતના ભયથી તેણીની પાલખીના બેઉ દરવાજા ખોલ્લા કરવામાં આવ્યા, સાથી હીમનવાન અને જબરા હમાલોને પાલખી ઊંચકવા ચુંટી કાઢયા અને નાએકે સૌથી પહેલી જગા લીધી. "જય ભવાની" એકે એક હમાલે બુમ પાડી, અને તેઓ પાણીમાં ઉતર્યા.

જેવા આ બાહાદુર નરો પાણીમાં ઉછળતા ધોધોની સામે ચાલ્યા કે ખાનના માણસો અને ગામડયાઓએ સાબાશ, સાબાશ અને વાહવાના પોકારો કર્યા.

મસાલોમાં બીજું તેલ પુરવામાં આવ્યું અને તેની રોશણી તળે નદીનાં પાણી ચળકતાં દેખાતાં હતાં. ખાન પોતાનો ઘોડો કે જે ઘણી મુશકેલીથી ચાલતો હતો, તેને લઈ પછવાડે આવ્યો. તેઓમાંનુ એકબી એવું ન હશે કે જેની છાતી ચીંતાથી ધડકતી ન હોય, કારણ કે પાણી પાલખી વેર ઊંચે ચઢી ગયું હતું, અને હમાલો પોતાનું સઘળું જોર તેને બરાબર રાખવા માટે વાપરતા હતા.

"ખબરદાર! ખબરદાર! જરા જમણી બાજુ તરફ—હવે ડાબી"—સાબાશ સાબાશના પોકારોથી તેઓને ઉત્તેજણ આપવામાં આવતું હતું. હવે ફક્ત થોડાક વાર પસાર કરવાના હતા, તેટલાં પાણી એકદમ ઊંચે ચઢી આવ્યું. આગળી બાજુના હમાલોનાં ખભાંવેર પાણી આવ્યું હતું, તોપણ બેઉ બાજુએ પોતાની બનતી કોશેશ કરી.

"સંભાળ રાખજો મારા બેટાઓ," નાએક કે જેનો ખુલ્લો અવાજ તોફાનમાંથીબી સંભળાતો હતો તે બોલ્યો. "ખભાં ઉપર પાલખીને ચઢાવો, આસ્તેથી, પેહલે અગાડીના—હવે પછાડીના—સાબાશ! હવે દરેક જણ સંભાળથી પગ મુકજો, જય ભવાની, જય કાળી."

તેઓ આ નામ પોકારતા પોકારતા આગળ ધસ્યા. પણ તેઓની ગમે એવી સંભાળ છતાં, પાણીની તળયે શું છે તેની તેઓને શું ખબર! ત્યાં એક પથરો—ઘણોજ મોટો—પડેલો હતો, કે જેની ઉપર અગાડીના એક હમાલે પોતાનો પગ મેલ્યો. જ્યારે તેણે પેહેલે પગ મેલ્યો ત્યારે તે સ્થંભ જણાયો, પણ જ્યારે તેણે બીજા પગ ઉચકયો, ત્યારે તે ગબડી ગયો, તેણે લડકયાં ખાધાં, હોકડ ખાધી, અને પાછો બરાબર થવાની કોશેશ કરી, પણ ફોકટ; તે ઊંધે મસ્તક પાણીમાં પડયો.

પાલખી હવે રહી શકી નહી અને ફક્ત એકજ તોપણ કાનના અંદેર ફાડી નાખે એવી મોટી ચીસ્યારી સાથે ખાનમ



# ભરથારોને કેમ કાબુમાં રાખવા?

## સઘળી જુવાન બાયડીઓ માટે.



કેટલીક સ્ત્રીઓ ભરથારની તાબેદાર અ[illegible] ભલી બાયડી થવાની ઉલટમાં પોતાના [illegible] ઘણા હકોને બાજુ મુકે છે, અને આ[illegible] આસ્તે ગુલામો કરતાં સેહજ ચઢતી પ[illegible] પર રહે છે. તેવીઓએ ધ્યાનમાં રાખ[illegible] જોઈયે કે, ઘટતી વખને ભરથારો પોતા[illegible] સ્ત્રીઓને મદદ કરવાને ખુદરતી રીતે મો[illegible] ખુશીથી તયાર હોય છે અને સઘળે વખ[illegible] નહી પણ ઘટતેજ વખને તમારા હ[illegible] બાજુએ મુકવાથી તમારી મદદ તેમને ખચીતજ વધારે [illegible]મતી લાગે છે.

બીજા હાથ પર, આપણે એવી ઘણીક સ્ત્રીઓ જોઈયે [illegible] કે જેઓ ભરથારોની પાસે ગુલામગીરી કરાવવામાં મોટી કીત[illegible] માને છે. તેઓને એક ઘડીની ફુરસદ આપવામાં આવ[illegible] નથી. માળ પરથી કાંઈ ચીજ લાવવાનું, કાચ સરખો કરવા[illegible] ખુરસી મુકવાનું, બારી બંધ કરવાનું, ઉઘાડ ઢાંક કરવાનું, એ[illegible] એવું કાંઈ અગણીત સાધારણ કામ તેમની પાસે કરાવવા[illegible] આવે છે અને એ રફારા જેમ વધુ લોક જોય તેમ તેમ પે[illegible] સ્ત્રીઓ જાણે કેવીએક ફતેહ મેલવી હોય તેમ વધુ અ[illegible] વધુ ખુશ થતી દેખાય છે, પણ તેઓ જાણી શકતાં નથી [illegible] ગરીબ બીચારા ભરથારો સ્ત્રીઓની દયામાં અને પુરૂષોન[illegible] ધીક્કારમાં આવી પડયા છે.

આપણે સ્ત્રીઓ જ્યારે આપણી હમેશની ફેરફાર થતી લા[illegible] ગણીઓ અને કલ્પનાં આપણી ગુચવણ ભરી તદબીરો અને અ[illegible] પયાં ગ્નાન સાથે, જે પુરૂષને આપણે ચાહયે છીયે તેનાથી સુ[illegible] અને આસાયશ શોધ્યે છીયે, ત્યારે પુરૂષો તેઓનાં પુર બ[illegible] છતાં જે લાભ તેઓ પોતાનામાંથી મેલવી શકતા નથી, [illegible] આપણુ પાસે મેળવવા આપણી તરફ ફરે છે.

જે જગાપર તમારા ભરથારનો હક પુગે છે તે તમારાં છો[illegible] કરાંઓને છીણવી લેવા દેતાં ના; તમારો પેહલો વીચાર [illegible] પેહલી સંભાળ તેનેજ (ભરથાર) માટે રાખવી જોઈયે.

જો પેહલાં તે તમારાં નાનાં બાળકો માટે થોડીજ દરકા[illegible] રાખે, તો તે માટે ચીરડાતાં ના, જેમ જેમ તેઓ મોટાં અ[illegible] તેના સાથી થવાને લાયકનાં થશે તેમ તેમ તેઓ તરફને તેનો પ્યાર વધતો જશે.

ઘેરની જંજાળો કે નોકરો સાથની પંચાતીઓથી તેને કંટાળો આપતાં ના.

તમારી આવક ગમે એવી મોટી હોય, તોપણ તમારો ખરચ સંભાળીને કરજો, અને તેનો હીસાબ રાખવામાં પ્રમાણીક રહેજો અને કેવી રીતે તમારા પૈસા ખરચ્યા, તે તમારા ભરથારને તદન ખુલ્લાં દીલથી જણાવજો. સુના રૂપાના જે કડકાઓ તમારા હાથ માંહેથી જલદીથી પસાર થઈ જાય છે, તેની કદર બુજતાં શીખજો.

જે ધણી સાથે તમો પરણ્યાં છો તે જો તવંગર નહી હોય, જો પૈસાની અગવડ પડવા માંડી હોય, તો જોરાવર અને બહાદુર થજો, હમેશાં તેને મદદ થઈ પડજો, બોજો કદીબી નહી; એક એવા મીત્ર દાખલ તેને કામ લાગજો, કે જેની આગળ તે સઘળું કહી શકે અને જે દરેક ચીજની ચલકતી બાજુ સેહલાઈથી જોઈ શકે.

દરેક ચીજમાં સાચ્ચાં અને બહાદુર થજો, જે તમે જાણો કે સાચું છે તેનો બચાવ કરવાથી, અને જે જુઠું છે તે માટે ઠપકો આપવાથી પાછળ હઠતાં ના; અને જ્યારે તમો બોલવાને ઇછતાં હોવો, ત્યારે ખાલી બીહકને ખાતર મુગાં બેસતાં ના.

છાકટપણું, જુગાર, અને અપવીત્રાઈ એ સઉથી મોટા ગુનાહોને આપણી મંડળીમાંથી દુર રાખવા જોઈએ.

તમારા ભરથારને તેઓ પોતા માટે તમારી આગળ બેદરકારીથી બોલવા દેતાં ના, તેને જાણવા દેઓ કે તમો તેને એક ઘણાં ઊચાં મનનો પવીત્ર માણસ ગણો છો, અને એવી બોલીથી તમોને કેટલું દુઃખ થાય છે તથા તે તમારી નજરમાં કેટલો હલકો પડે છે.

કોઈની વચમાં પડતાં ના. એક માણુસ પોતાની સ્ત્રી ઉપર ગમે એવો આધાર રાખતો હોય, તોપણ તેને એવું વીચારવા ગમે છે કે તેના ઠેરાવ મુજબજ ચાલવામાં આવે છે.

પુરૂષો ઘણું કરીને તેઓની તંદરોસ્તીમાં સહેજ બગાડો થવાથી ગભરાઈ જાય છે, જો કે તેઓને તે કબુલ કરવા ગમતું નથી. તમારો ભરથાર જ્યારે આજારી હોય ત્યારે તેને કંટાળો આપવા વગર તેની ઘણી સંભાળ લેજો. એક પળ, ગોયા તમે પુરૂષ છો એમ ધારજો, અને સ્ત્રીઓના ઉપાયો અજમાવી જોવા તેને કહેતાં ના.

જો દરેક સ્ત્રી. સારી વાંચનાર, સારી સાંભળનાર અને સારી ચાકરી કરનારી નર્સ હોય તો કેવું સારૂં થાય?

પરણેલી જીંદગીમાં ભરથાર અને સ્ત્રીએ એક બીજા પર પુરતો વીશ્વાસ રાખીને બીજાં સ્ત્રી પુરૂષો સાથે સંબંધ રાખવો અતી અગત્યનું છે. તમારા ભરથાર સીવાય કોઈ બીજા પુરૂષ સાથની તમારી અનલગની ઓલખાણ છોડી દેવાનો ઠરાવ. કરો, અને તમો પોતાને ઘણી મુશકેલીમાંથી બચાવી શકશો. જો તમારૂં સઘળું દીલ તેનીજ ઉપર હશે તો તમારી સઘળી દલગીરી મટી જશે. ઘણી વખતે કેટલીક મીત્રાચારી કે જે દુરથી જોતાં ખુશ અને નુકશાન વગરની જણાય છે, તે છોડી દેવાનું ઘણું ભારી લાગે છે, પણ જો તમો તમારા ઘરનાં સુખની કદર જાણવાનાં હોવો તો એમ થવુંજ જોઈએ.

અદેખાઈ તમારા ભરથાર તરફનો તમારો પ્યાર નહી, પણ તેનીપરનો તમારો થોડો વીશ્વાસ બતાવે છે.

તમારા ભરથારની આગળી જીંદગી માટે અદેખાં થતાં ના. એટલાથીજ સંતોષ પામજો કે અગાઉ ગમે તે હોય, પણ હમણા તો તે તમારીજ સાથે સંબંધ ધરાવે છે.

તમારા વીશ્વાસમાં તેણે જે કાંઈ કહ્યું હોય તે તકરારની વખતે તેની સામે લાવતાં ના.

જે સૌથી સરસ બક્ષેશ તમો તમારા ભરથારને આપી શકો, તે તમારા આત્માની પવીત્રાઈ છે.

યાદ રાખજો કે બીજી સ્ત્રીઓ માટે તે કેવું મત બાંધે છે તેનો આધાર તમો ઉપર રહે છે.

તમારા ભરથારથી લાંબો વખત જુદું રહેવા કરતાં કાંઈ પણ અડચણ ખમવી પડે તો સુખેથી ખમજો.

તમારી તંદરોસતીને માટે જેમ ઘણાં આતુર નહી તેમજ ઘણાં બેદરકાર પણ રહેતાં ના.

જ્યારે તમો આજારી હોવો, ત્યારે જેમ બને તેમ તમારા ભરથારથી દુર રહેજો. જેઓ જન્મથીજ આજારી માણસની માવજત કરવા જન્મેલી હોય છે, તેઓને અજાયબ લાગે છે કે એક પુરૂષ પોતાની વાહાલી ધણીઆણીની નબળાઈ અને દુઃખ જોઈને કેમ પાછળ હઠે છે.

તમારા ભરથારે તમોને હમેશાં અસ્વચ્છ પોશાકમાંજ શા માટે જોવાં જોઈએ? તે તમોને એમ છનાંબી ચાહે છે અને વખાણે છે, તે કાંઈ બાહાનું નથી; હમેશાં તેની આગળ સૌથી સારાં દેખાવાની કોશેશ કરજો.

કઢંગો પોશાક પેહરીને તેને કંટાળો આપતાં ના, અથવા તો એ બાબદપરનાં તેનાં મનને માટે બેપરવા રહેતાં ના. જો તમો ડાહયાં હશો તો તમે જેબી. પેહરશો તે તેને પસંદ પડશે.

બીજી સ્ત્રીઓ માટેનું તમારૂં મન બાંધતાં મોટાં દીલનાં થજો. એમ ના વીચારતાં કે તેઓની ખામીઓ શોધવાથી તમે તમારા ભરથારના તમારી તરફના પ્યાર અને માનમાં વધારો કરો છો.

જેઓએ કાંઈ વાંકો કીધાં હોય, તેઓ તરફ નરમ અને દયાળુ થજો, પણ તેમ કરતાં તમારી લાગણીને એટલી બધી હદ બહાર દોડાવતાં ના, કે જેથી વાજબી ઈનસાફ કરવાને તમે ભુલી જાઓ.

તમારા ભરથારનાં દરેક કામમાં જાતી કાળજી રાખજો; જો તે એક ચીનારો હોય, તો તેનાં હુન્નર અને ચીત્રો માટે અદેખાં થતાં ના. આંધળાંની પેઠે ખાલી વખાણ કરતાં ના, તેમજ અજ્ઞાનપણાથી તેની ખામીઓ કહાડી અણુધટતા. ટીકા કરતાં ના, પણ તે જે હુન્નરને આટલો બધો ચાહે છે, તેનું થોડુંક જ્ઞાન મેળવવાની કોશેશ કરજો. એવે ઠેકાણે જજો, કે જ્યાં બીજાં મોટાં માણસોનાં પીક્ચરો જોવાને અને તેમને તમારા ભરથારનાંની સાથે સરખાવવાને બની આવે, જેથી તમારા ટીકા તેને કીમતી થઈ પડશે અને તમારી વખાણને તે એક મગરૂરીભર્યો બદલો ગણશે.

જો તે એક રાજદ્વારી પુરૂષ હોય, તો જો કે તેના સઘળાજ વીચારો સાથ તમોને મલતાં થવાની જરૂર નથી, તોપણ તેની ઈચ્છાઓમાં ભાગ લેઓ અને તેમને માટે કાળજી રાખો અને તમારી ધીરજ અને કાળજી તેને અતી ઉપયોગી થઈ પડશે.

જો તે એક દસ્તુર હોય, તો તમારે બજાવવી જોઈતી ફરજો તમારી આગળ ખુલી પડેલી છે; પણ આટલું તો વીસરી જતાં ના, કે જે ચોપડીઓ તમે વાંચી છે, જે જ્ઞાન તમે મેળવ્યું છે, તેની મદદથી તેની દસ્તુર તરીકેની ફરજો થોડામાંજ અટકાવી રાખવી જોઈયે નહી, કે જેમ હાલમાં આપણા ઘણા દસ્તુરોની સખ્યા થોડામાંજ અટકી પડી છે.

જો તે એક ધંધાદારી કે વેપારી હોય તો તમારાં ઘેરને એક ખરી આરાયસની જગા બનાવો, જ્યારે તે થાકેલો હોય અને સઘળાં કરતાં વધારે, ફક્ત તેને આરાયસનીજ જરૂર હોય, ત્યારે પાછો બહાર જવાની તેને ફરજ પાડતાં ના. આખા દીવસની થાક પછી તમારી ઘર સંસારની વધારે શાંતીભરી જીંદગીના હેવાલો તેને વધારે સાંભળવા ગમશે, માટે તેની દુકાનની કે ધંધાની વાત કરવાની તેને ફરજ પાડતાં ના.

એવી થોડીજ ચીજો છે, કે જે એક મક્કમ વીચારની સ્ત્રી કરી નહી શકે.

છેલ્લે, સઘળા શોખો, સઘળાં કામો, સઘળી કલ્પનાઓ અને સઘળા ખોટા વીચારો, જેઓ તમારાં ઘરનાં સુખમાં આડે આવતાં હોય તેમને છોડી દેવાનો મજબુત ઠરાવ કરજો, અને યાદ રાખજો કે ભરથારોને કાબુમાં રાખવા જોઈયે.

(સાંધણ પુરં.) ધનબાઇ ફ. શેઠના.

---

બાયડીનું વેર—મરદો જેઓ પોતાની ધણીઆંણી સાથ ચેસ રમે છે તેઓ પોતાને કેવી ધાસ્તી ભરેલી હાલતમાં લાવી મેલે છે, તે નીચલા દાખલાપરથી માલમ પડે છેઃ—

ફેરનડ, કાઉંટ આફ ફ્લેનડરસ ચેસ રમતી વેલા હમેરા કાઊનટેસને હરાવ્યા કરવાથી તેણીને તેની સામે ધીક્કાર ઉત્પન્ન થયો અને તે એટલી તો હદ સુધી વધી ગયો, કે જ્યારે કાઉનટને બોવીનસની લડાઈમાં બંદીવાન પકડવામાં આવ્યો ત્યારે તેણીએ તેને ઘણોક લાંબો વખત તુરીક ત્યાંજ રહેવા દીધો, કે જ્યારે જો તેણી તેને છોડવવા માંગતે તો ઘણી સેહલાઇથી તેમ કરી શકતે.

---

દીનશાહ દકારૂં—અરે અરે ! દીન (પોતાનાં ગજવાંમાંથી એક કાગળ કહાડીને) તેં જે મને પખવાડયું થયું કાગળ ટપાલમાં નાખવાને આપ્યું હતું તે નાખતાં હું ભુલી ગયો.

દીન—(ચીરડાઈને) તમો કોઈ દહાડે તમારૂં માથું કેઠે મુકી આવશો; તે કાગજ મધે માયને આએ વખત આપણે ત્યાં આવવાને ના લખયું હતું, પણ હવે મને લાગેચ કે તેવણ કાલે જરૂર આવશે.

દીનશાહ દકારૂં—હાય હાય! મેં જાણી જોઈને કાગળ ટપાલમાં નહી નાખ્યું હતું, કાંકે હું એમ સહમજ્યો હતો કે વખતે તેં તારી માયને અહીંઆં આવવાનું તેંડું કીધું હશે.



## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## મીસીસ હેરીયટ બીચર સ્તો.




સીસ હેરીયટ બીચર સ્તો, કે જેણી એક અમેરીકન ગ્રંથકર્તા છે, તેણી ડાકટર લીમન બીચરની બેટી થાય છે, અને તેણીનો જનમ લીચફીલ્ડ શેહેરમાં ૧૫ મી જુન ૧૮૧૪ માં થયો હતો. તેણી પંદર વરસની ઉમરે પોતાની બેહેનો સાથે એક નીશાળમાં શીખવતી હતી. ૧૮૩૫ માં રેવરંડ ઈ. સ્તો નામના એક પ્રોફેસર સાથે તેણીનાં લગન થયાં, જે પછી તેણી ચોપાન્યાંઓ માટે કેટલીક વાર્તાઓ તથા બીજી બાબદો લખવા લાગી, કે જે સઘળાં લખાણોનો, પછવાડેથી સંગ્રહ કરી "The May Flower" અને "Two ways of spending the Sabbath" એવે નામે બાહેર પાડવામાં આવ્યાં હતાં.

૧૮૫૦ માં તેણીએ સર્વેને જાણીતી અને લોકપ્રીય "Uncle Tom's Cabin" નામની એક વાર્તાની ચોપડી બાહેર પાડી. ૧૮૫૨ માં ઉપલીજ ચોપડીને લગતી એક બીજી ચોપડી નામે "Key to Uncle Tom's Cabin" કરી કહાડી, કે જે માંહે તે ચોપડી માહેલા બનાવોની લંબાણથી સમજણ આપી હતી. ૧૮૫૩ માં તેણી ઈંગ્લંડ તેમજ આખા યુરોપ ખંડમાં ફરવાને ગઈ. ૧૮૫૬ માં મીસીસ સ્તોએ એક બીજી ચોપડી નામે "Dred" કરી બાહેર પાડી, જે જોકે કાંઈ ઓછી હુશીયારીથી લખયાલી ન હતી, તોપણ તે તેણીની પેહેલી ચોપડીના જેવી લોકપ્રીય થવા પામી નહી. આ પછી તેણી જાહેરમાં લખાણ કરતીજ ગઈ, અને કેટલાંક ચોપાન્યાંઓમાં પણ ચાલુ વાર્તાઓ એણીનીજ ચાલાક કલમથી લખાતી હતી.

૧૮૫૯ "The Minister's Wooing" એવે નામની ચોપડી છપાઈ હતી. તેણીની કલમથી લખાયલી "Agnes of Sorrento" ની વાર્તા "Cornhill Magazine" નામનાં ચોપાન્યાંમાં તેમજ Atlantic Monthly માં ૧૮૬૧ નાં વરસમાં છપાઈ, જે પછી તેની છુટી ચોપડીઓ પણ છાપવામાં આવી હતી.





## જરમનીનાં મરહુમ શેહેનશાહબાનુ ઓગસ્તા.

**જનમ ૧૮૧૧-મરણ ૧૮૯૦.**



ધી પ્રીન્સેસ મારી ઓગસ્તા કેથેરાઈન આફ સેકસ-વીમરનો જનમ ૩૦ મી સપટેમબર ૧૮૧૧ માં થયો હતો. આ વેળા જરમની પેહેલા નેપોલીયનના જુલમ હેઠળ હાય અફસોસમાં ગરકાવ હતું, અને તે વેળા પ્રીનસેસ ઓગસ્તાને સ્વપને પણ ખબર ન હતી કે તેણી એક દીવસે જરમનીની રાણી થવા પામશે.

તેણીના બાપ ગ્રાંડ ડયુક ઓફ વીમર તે વેળાના ઘણા શીખેલા પુરૂષો માંહેલા એક હતા, અને તેથી પોતાના દેશને આખા જરમનીમાં સુધારામાં સહુથી આગળ પાડવાને તેવણ ફતેહમંદ થયા હતા. આથી પ્રીન્સેસને પોતાને પણ કાંઈ થોડો લાભ થયો હતો નહી; તેણીને પણ ઘણી ઊંચી કેળવણી આપવામાં આવી, અને પાછળથી તેનો ઉપયોગ કરવાને તેણી ચુકી નહી. પ્રીન્સેસ અને તેણીની બેહેન મારીના પેહલા શીક્ષકો "ગોથ" અને "કારલ ઓગસ્ત" નામે હતા. "ગોથ" તેઓનું મગજ ખીલવવાને પુશકળ મેહનત લેતો હતો, પણ પ્રીન્સેસ ઓગસ્તા તેની ઘણી માનીતી હતી, કે જેણીને વાસ્તે તે હમેશ કહેતો હતો કે તેણીની સદમજણ શકતી ખરેખરજ અજાયબ જેવી સરસ હતી. તેણી ગાવા વજાડવામાં પણ અતી પ્રવીણ હતી. તેણી 'મ્યુઝીક' પોતે લખતી હતી, જેની વખાણ હજી સુધી થાય છે.

તેણીની મા ઘણી માયાળુ અને હુશીયાર હતી. પોતાનાં બચ્ચાંની કેળવણીની પોતે જાતે તપાસ કરતી હતી, અને તેઓને બીજી કેળવણી સાથ નીતી સંબંધી તાલીમ આપવાને તેણી હમેશ આતુર હતી.

તેણીની વડી બેહન પ્રીન્સેસ 'મારી' પ્રશીયાના પ્રીન્સ ચારલસ સાથે પરણી; અને થોડુંકમાંજ એટલે ૧૧ મી ફેબ્રુઆરી ૧૮૨૯ માં ઓગસ્ત ફ્રેડરીક વીલયમ ત્રીજાના બીજા બેટા પ્રીન્સ વીલયમ સાથે અદરાઈ, અને તેજ વરસના જુન માસમાં તેઓનાં લગન થયાં.

ઘણીક રીતે આ જુવાન પ્રીન્સેસનાં લગન ઘણાં દલગીરી ભરયાં હતાં, કારણ કે તેણીના ધણીનો પ્યાર તેણી માટે ન હતો, જો કે તે તેણી તરફ હમેશ ઘણી માયા અને માનથી વર્તતો હતો; અને તેણીને પેહલાં ઘણોક વખત દુઃખમાં કહાડવો પડયો હતો.

પેહલાં પ્રીન્સ વીલયમ પરણવાને સાફ ના પાડતો હતો, પણ જ્યારે તેનો વડો ભાઈ, જે ગાદીનો વારેસ હતો તેને ત્યાં છોકરાંની વૃદ્ધી ન થવાથી તેને પરણવાની ફરજ પાડી, ત્યારે આનાકાનીએ કબુલાત આપી અને થોડા વખતમાં પ્રીન્સેસ ઓગસ્તા સાથે અદરાયો. તે પોતાની માસીની છોકરી પ્રીન્સેસ એલીસ રેડઝીલ સાથે પ્યારમાં પડયો હતો, અને ઘણોક વખત સુધી તે આશામાંજ રહયો કે લગનની કબુલાત તેને મળશે, પણ તેની અતી દલગીરી વચ્ચે તેને કહેવામાં આવ્યું કે, પ્રીન્સેસ એલીસ ગાદીના ભવીષના વારેસની મોહરદાર થવાને લાયક ન હતી, કારણ કે તેણી જેવાં જોઈએ તેવાં ઊંચા ખાનદાનની હતી નહી.

પોતાના બાપના સઘળા સુધરેલા ખવાસો તેણીમાં ઉતરેલા હોવાથી, જ્યારે તેણી બરલીન શેહર મધે આવી ત્યારે તેના અને પોતાના દેશ વચ્ચે તેણીને અતી ઘણો ફેરફાર લાગો. આ વખતે બરલીન શેહરમાં લશકરી બાબદોપર પુશકળ ધ્યાન અપાતું હતું, અને તેણીનો ધણી બીજી દરેક બાબદોમાં ભલા ખવાસનો અને માયાળુ હોવા છતાં એક ખરેખરો સીપાહ બચ્ચો હતો, તે તેણીની બીજી બાબદોપર કાંઈ ઝાઝું ધ્યાન આપતો હતો નહી, અને જેથી પ્રીન્સેસની સઘળી હુશીયારી અંધારાંમાંજ રહેતી હતી.

૧૮૨૯ ની ૧૮ મી અકટોબરે પ્રીન્સ અને પ્રીન્સેસ વીલયમને ત્યાં એક બેટાનો જનમ થયો, જેથી પ્રજામાં તેમજ સઘળે ઠેકાણે ખુશાલી પથરાઈ; તેનું નામ ફ્રેડરીક વીલયમ આપવામાં આવ્યું. સાત વરસ પછી તેઓને ત્યાં એક બેટીનો જન્મ થયો, કે જેણી હમણાં ગ્રાંડ ડચેસ આફ બેડનને નામે ઓળખાય છે.

પ્રીન્સ વીલયમનો વડો ભાઈ ફ્રેડરીક વીલયમ ચોથો જ્યારે ગાદીપર આવ્યો ત્યારે પ્રીન્સેસ વીલયમ પોતાનાં બચ્ચાંઓ સાથે એક ઘરમાં જઈને એકલી રહી, જ્યાં મુખ્ય કરીને તેઓની કેળવણીપર તેણીએ પોતાનું ધ્યાન રોકયું, અને જેનો બદલો તેણીનાં દીકરા દીકરીએ પોતાની ઉમદા અને ભલી ચાલથી વાળી આપ્યો હતો.

પ્રીન્સેસ વીલયમ પોતાની પરણેલી જીંદગીનાં આ સઘળાં વરસોમાં લોકોનું ભલું કરવાને તન મનથી લાગી હતી. દરેક જાતના હુનરમાં પોતાથી બનતી ઉમદ લોકોને તેણી આપતી હતી અને જેણે પણ કાંઈ સારૂં કામ કરયું હોય તેને પોતાની પાસે બોલાવી ખુશીથી વાત કરતી. તેણી કોઈ શખસ ઉમરાવી ખાનદાનનો છે યા પૈસાદાર છે તેની કાંઈ દરકાર કરતી હતી નહી, પણ ફક્ત તેઓની નીતી સંબંધી ચાલચલણ અને હુશીયારી કેવી છે તેજ જોતી હતી, જે માટે લોકો તેણીનાં હમેશ વખાણ ગાય છે; અને ખરેખરજ જેટલું તેણીએ લોકનાં ભલાં માટે કરયું છે તેટલું તેણીના વખતની કોઈપણ જરમન પ્રીન્સેસે કરયું નથી.

૧૮૫૮માં તેણીના વાહલા બેટાનાં લગન ઈંગલંડની પ્રીન્સેસ રોયલ સાથે થયાં, કે જે લગનથી તેણીને તેમજ પ્રીન્સ વીલયમને ઘણો સંતોષ મળ્યો હતો અને ૨૭ મી જાનેવારી ૧૮૫૯ માં હાલના શેહેનશાહનો જનમ થયો.

૧૮૫૮ માં રાજા ફ્રેડરીક ઘણો માંદો પડયો, જેથી પ્રીન્સ વીલયમને તેને બદલે રાજ ચલાવવું પડયું અને ૧૮૬૧ માં તેનાં મરણ પછી તે પોતે ગાદીપર આવ્યો, કે જેથી રાણી ઓગસ્તાને પોતાનાં ધર્મી કામો આગળ ચલાવવાને કાંઈ પણ જાતની અડચણો નડતી બંધ પડી.

૧૮૬૪માં તેણીએ જોયું કે માંદા અને ઘાહેલ થયલા માણસો માટે જરમનીમાં તેઓની સારવાર કરવાને 'નરસો'ની* ઘણી જરૂર હોવાથી એક મંડળી ઉભી કરી. તેણીની સામે પેહલાં ઘણાંકો થયાં, પણ રાજાની પોતાની મદદથી તેમાં તેણી ફતેહમંદ થઈ અને ૧૮૬૬ માં જ્યારે લડાઈ જાગી ત્યારે આ મંડળીઓનું કામ શરૂ થઈ ચુક્યું હતું. તેઓની મુખ્ય નેમો એ હતી કે માંદાં તથા ઘાહેલ થયલાં માણસોની સારવાર કરવી; મારયા ગયલા સીપાઈઓનાં કુટુંબને આશરો આપવો તથા વીધવા અને માબાપ વીનાનાં બચ્ચાંઓને મદદ કરવી. આ મંડળીઓ જરમનીમાં એક આશીરવાદ તરીકે થઈ પડી છે, અને તે વરસો વરસ વધતીજ જાય છે; ૧૮૮૧ માં તેઓની ૫૦૦૦ શાખાઓ હતી, અને તેમાં ૫૦,૦૦૦ મેમ્બરો હાલ છે. આસ્ત્રીયા સાથની લડાઈ વેળા અને તે પછીની નાશકારક મરકી વેળા આ ખાતાંઓનાં સારાં પરીણામો સર્વેએ જોયાં હતાં, અને ઘણાક માંદા અને ઘાહેલ માણસોએ રાણી ઓગસ્તાનાં નામને હજારો હજાર દુવા દીધી હતી. ૧૮૭૦ માં ફ્રાન્સ સાથની લડાઈ વેળા પોતાની વહુની મદદથી તેણીએ લડાઈના મેદાનમાં 'નરસો' મોકલી હતી. આવી માયાળુ કાલજીનો બદલો લડાઈ જીતવાથી અને સઘળા જરમનીના શાહજાદાઓનાં [illegible] મળી તેણીના ધણીને જરમનીનો શેહેનશાહ નેમવામાં [illegible] રહયો હતો.

[illegible] પછીનાં વરસો રાણી ઓગસ્તાએ એકાંતમાં કહાડયાં. [illegible]૭ માં તેણીના બેટા ફ્રાઉન પ્રીન્સની તબીયત વીશે તેણીને [illegible]ણી ફીકર લાગવા માંડી; અને ૧૮૮૮ માં આખી જરમન પ્રજા દુઃખના દરયામાં ગરકાવ થઈ; પોતાના ધણીને અને બેટાને એક એક પછી થોડું કમાંજ ખોહવાથી તેણીને ઘણો સખ્ત ફટકો લાગ્યો, અને એવું ધારવામાં આવ્યું કે તેણી આ ફટકા તળે કચડાઈ જવાની, પણ આ સઘળું છતાં તેણી જીવવા પામી, અને પોતાનો ભારી ગમ બીજાં ધર્મી કામો કરી વીસરાવવા લાગી.

આ ઘણું અજાયબ જેવું છે, તેણી હમેશ કહેતી હતી કે ૧૮૯૦ ના જાનેવારી મહીનામાં તેણી મરણ પામશે, અને બરોબર તેમજ થયું છે. ૧૮૯૦ ની સાતમી જાનેવારીએ તેણી "ઈનફ્લુએનઝાં" નાં દરદથી મરણ પામી. મરતી વેળાએ તેણીએ પોતાની બેટીનો હાથ પોતાના હાથમાં પકડી રાખ્યો હતો, જ્યારે હાલનો શેહેનશાહ અને શેહેનશાહબાનુ તથા બીજાંઓ તેણીનાં બીછાનાં આગળ ઉભાં હતાં. શેહેનશાહબાનું ફ્રેડરીક અને તેણીની બેટીઓ મોહતની અગાઉ આવવા પામ્યાં નહી. તેણી પોતાના વીલમાં દસ લાખ 'મારક' એટલે ૫૦,૦૦૦ પોંડ ધર્મ ખાતાંમાં અને પચાસ લાખ 'મારક' પોતાની બેટીને આપ્યા છે; પોતાની દીકરીના દીકરાને પણ એક મોટી રકમ આપી છે; અને બરલીન અને બેબલસબરગ ખાતેના મેહલો હાલના શેહેનશાહને બખશયા છે. થોડી થોડી રકમો પોતાના માણસોને આપી છે. તેણીની દોલત એક કરોડ વીસ લાખ મારકની કહેવાય છે. એ ધર્મખાતાંઓ તેણીનું નામ હમેશ સુધી કાયમ રાખશે. એક શારલોતનબરગ ખાતે ઉભું કરવામાં આવેલું "ઓગસ્તા એસતાબ્લીશમેન્ટ" કે જ્યાં મારયા ગયલા સીપાઈઓની બેટીઓ મુફત કેળવણી લે છે, અને બીજું "ઓગસ્તા ઈસપીતાલ."

* માંદાં માણસોની બરદાસ્ત કરનારી ઓરતો.

## દાનાવોની નશીયત.

૧. સચ્ચાઈ નેકીને રસ્તે ઉતરવાનો મારગ છે.
૨. નેકી માણસનાં દીલને સ્વચ્છ બનાવે છે.
૩. સ્વચ્છ દીલનું આદમી પોતાને ખરેખરૂં સુખી સમજે છે.
૪. સાલેસાઈનો સાહયો પેહેરશો તો દુન્યા જીતશો, પણ જેણે મગરરીનું મુગત માથે મુક્યું કે તેનું સેવટ પસતાવાનાં પરીણામમાં આવશે.
૫. નગનતાઈ ઈનસાન જાતનું બેમુલ ગોહેર છે, પણ એ કીમતી ગુણ વીનાનું આદમી મંડળીમાં એક બોજા સમાન છે.
૬. ઇનસાનની જબાન દીલનો દુભાશીયો છે; જે શખસ ખાલેસ દીલનો હોય છે તેની જબાનથી હમેશાં સુવચનજ સંભળાશે– પણ એક સંગદીલ શખસની સાબેની તેના ચેહેરાની આરશીમાંથીજ જણાશે.
૭. ખાલેસ દીલ એ પરવરદેગારની બક્ષેશ જાણવી.
૮. જેણે પોતાની જબાન સખાવતનાં કામો માટે તેજ કીધી યાને સખાવતનાં કામોની આગેવાંની લીધી, તે શખસ ખોદાનો ખરો પ્યારો છે.
૯. સખાવત એ બુલંદ બેહેસતની ચાવી છે.

મીસીસ દાવર.

**ઉંદરને નહસાડવાની રીત**—એક મુઠી ભરીને ખાવાનું મીઠું લેવું અને જે દરમાં ઉંદરો ફરતા હોય, તે જગાએ થોડું થોડું નાખવું, પછી તે મીઠાં ઉપર બજે સમચા મોરથુથુનો અરક નાંખવો, એટલે તેના વાસથી ઉંદર નાહસી જશે અને પાછા તે જગાએ આવશે નહી.

**માકડ મારવાનો સેહેલ ઉપાય**—કારબોલીક આસીડ ૫) ભાગ લઈને તેને ૧૦૦) ભાગ પાણીમાં મેળવવી, એ પાણીથી જેમાં માકડ થયા હોય, તેને સારીપેઠે ધોવું, એટલે માકડ તુરતજ મરી જશે.

**લાકડાંને ઉધાઈ તથા તુવાથી બચાવવાનો ઉપાય**—અરધી શીશી દરયાનાં પાણીમાં લસનના બે મોટા કરાને છુંદીને નાખવા, પછી તે પાણી શીશીમાં ભરીને તેમાં વીસ તીપાં ટરપીટનનાં નાખવાં, જો ટરપીટન નહી હોય તો કોઇબી જાતના જલદ દારૂનાં વીસ તીપાં નાખવાં, પછી શીશીનું મોહડું બંધ કરીને બે દીવસ રાખવી, પછી જે લાકડાં ઉપર ઉધાઈ લાગી હોય તે જગા ઉપર એ પાણી છાંટવાથી ઉધાઇ તદન જતી રહેશે.



# જૉન હેમદન.



ચનારી બાનુઓ, આ બાબદને મથાળે મુકેલા મહાન નરને વીશે કાંઈ પણ બોલું તે આગમચ સ્વદેશાભીમાન શું છે તે જણાવવાની હું જરૂર જોઉં છું.

લાર્ડ બોલીંગ બ્રોક કહે છે કે "મહાન લખનાર મોનતેનની તેના નીબંધો લખવા પછીની ખુશાલી, યાતો ન્યુટનનો તેની શોધો અને કુદરતી નીયમો લખવા પછીનો હર્ષ, એક સ્વદેશાભીમાની પુરૂષની ખુશાલી તથા હર્ષ સાથ સરખાવતાં કાંઈજ નથી. એક સ્વદેશાભીમાની પુરૂષ તો એજ જે પોતાની સઘળી સમજણ શકતી, સઘળા વીચારો અને કામો પોતાના દેશનાં ભલાંને માટે વાપરે." માણસજાત જે કેટલાક ઘણા ઉમદા ગુણો ધરાવે છે, તેઓમાં પોતાના દેશ તરફનો પ્યાર પણ એક છે. એ ગુણથી કેટલાક એવાં કામો થયાં છે કે જે તવારીખના સફા ઉપર હમેશ સુધીનાં જલવાઈ રહેશે.

ઈંગલંડના સ્વદેશાભીમાની પુરૂષો મધે જૉન હેમદનનું નામ પ્રકાશી નીકળે છે. તે એક ખરેજ પ્રમાણીક માણસ હતો; નમ્રતાપણું, ખુશાલી, અને બહાદુરી તેના હમેશના સોબતી હતા. તેના ચેહેરા પરથીજ તેના ઉમદા ગુણોની પરખ થતી હતી. તેના હડહડતા દુશમનો પણ બોલતા હતા કે, "જે કામ તેણે માથે ઉઠાવ્યું છે તે ખરેજ એક નેક કામ છે." તે કામ શું હતું? તે પોતાના દેશનો બચાવ કરવા નીકળ્યો હતો; અને તે પણ કેવે વખતે, કે જ્યારે રાજા અને રૈયત વચ્ચે ઈંગલંડમાં કોઈ વાર નહી બનેલો એટલો વેરભાવ ચાલતો હતો; અને જ્યારે કેટલાક પુરૂષો પોતાનાં ખીસાં ભરવા અથવા તો રાજાના વાહાલા થવા લોકોને બહુ હેરાન કરતા હતા, પણ આ પુરૂષ—આ હેમદન—એક સીપાહ બચ્ચો, અને એક રાજદરબારી પુરૂષ આ સઘળાં અપવીત્ર કામોથી વેગળો હતો. "અરે ખુદા, મારાં લોહીથી ગરકાવ થતાં શેહેરને બચાવ! અને રાજાને તેની ભુલ દેખાડ." આ તેના મરતી વખતના શબ્દો હતા. તે વખતનો પાદશાહી તવારીખ લખનાર પણ કહી ગયો છે કે, સઘળા લોકો હેમદન તરફ પોતાના પીતા તરીકે જોતા હતા.

જૉન હેમદનનો જનમ ૧૫૯૭ નાં સાલમાં લંડન શેહેરમાં થયો હતો; તે એક ઘણાંજ જુનાં અને માન પામેલાં કુટુંબનો નબીરો હતો. નીશાળ અને કાલેજનું તેણે પુરતું ગ્નાન મેળવ્યું હતું. બાવીસ વરસની ટુંક ઉમરમાં તે એક જુવાન બાઈ સાથ પરણ્યો, અને પોતાનું કુટી કઢાડવામાં રોકાયો. એક ઘણાજ બારીક વખતે તેને એક નાનાં ગામડાં તરફથી પારલામેંટમાં મોકલવામાં આવ્યો હતો. તે વખતે તેને જે તકો મળી હતી, તે જો તેણે હાથ કરી હતે તો તે રાજાના માનીતાઓમાંનો એક થતે, પણ હેમદને તેમ કર્યું નહી.

જ્યારે સરકારી તીજોરી ખાલી થઈ, અને ચાર્લસ પૈસાની તંગીમાં આવી પડયો, ત્યારે તેણે 'લોનો' લેવાનો વીચાર કર્યો. તે માટે હેમદનને પણ પુછવામાં આવ્યું. તે પૈસા આપવાને શક્તીવાન હતો તે તો નક્કીજ હતું, પણ તેણે તેમ કરવાને સાફ ના પાડી. "જેમ બીજાઓ નાણું આપે છે," તે બોલ્યો, "તેમ હું પણ આપું, પણ એમ કર્યાથી હું "મેગના કારતા" માં સમાવેલા કાયદાઓનો ભંગ કરૂં." આ જવાબથી રાજાને બહુજ ક્રોધ ચઢયો. "શું?" તે બોલ્યો, "કારતર" ને ખાતર તેણે પૈસા આપવા ના પાડી! ઠીક, બંધીખાનામાં તેને સઘળું બરાબર સમજ પડશે." આથી હેમદનને બંધીખાને મોકલવામાં આવ્યો, પણ એની સામે વાંક બરાબર સાબેત નહી થવાથી તે તુરત છુટો થયો.

છુટાપણું! એ છુટાપણામાં એનું એકલાનુંજ છુટાપણું નહી હતું, પણ એના આખા દેશનું છુટાપણું સમાયલું હતું; એ છુટાપણાને ખાતરજ તેને થોડો વખત બંધીખાનું સેહેવવું પડયું હતું, અને હજુ પણ પોતાના દેશને રાજાના જુલમમાંથી મોકળો કરવાને યત્ન કરવા લાગ્યો, અને તેમ કરતાં જો તે મરણ પણ પામે તોપણ દરકાર કરતો હતો નહી. અભાગ્યો ચાર્લસ ગુસ્સામાં આવી જઈ લોકો પાસ વધારે જુલમથી પૈસા કઢાવવા લાગ્યો. ગુસ્સાભરી આંખ્યો સાથ, અને ભવાં ચઢાવી હેમદન આવાં કામની આડે આવ્યો, અને એક રાજાની શું ફરજ છે, તે પોતાના રાજાને સમજાવવા લાગ્યો.

હેમદન હારી ખાય એવો માણસ નહી હતો. આ સઘળું તે તુરત અટકાવી શકતે, પણ પોતાના દેશને લોહીમાં ગરકાવ થયલું જોવાને તે ઈચ્છતો હતો નહી. રાજા પૈસા પાછલ ઘેલો બની ગયો હતો. તેની પારલામેંટે પૈસા આપવાની સાફ ના પાડી, અને તેથી તેના ગુસ્સાનો હવે પાર રહયોજ નહી. પૈસા કઢાવવાની કંઈબી તક તે હાથથી જવા દેતો હતો નહી. "તાવર" મધે રાખેલાં દફતરો મધેથી એવું મળી આવ્યું કે બારાં આગળનાં રેહેનારાંઓ તથા દરયા પાસેનાં ગામડાંના રહેવાસીઓએ લડાઈની વખતે રાજાને એક ચોકસ સંખયા વહાણોની આપવી. ૧૬૨૪ ના અકટોબર માસની ૨૦ મી તારીખે ચાર્લસે એવું જાહેર કર્યું કે, લંડનના રહેવાસીઓએ આવતા મહીનાની પેહેલી તારીખની અંદર રાજાને ૬ માસ સુધી ચાલે એટલા પુરતા ખોરાક અને હથયાર સાથે સાત વાહાણો આપવાં. રહેવાસીઓ ફરયાદ કરવા મંડયા, પણ સઘળું ફોકટ: રાજાને વહાણો અને પૈસા જોઈતાજ હતા. રઈયત પાસથી તયાર વહાણો લેવાને બદલે તેઓને હોકમ કર્યો કે દરેક વહાણના ૩,૩૦૦ પાઊંડ લેખે રોકડા પૈસા આપવા; જેઓ પૈસા આપવા ના પાડતા, તેઓની મીલકત જપત થતી.

હવે હેમદનની પૈસા આપવાની વારી આવી. તે પેહેલેથીજ તેની સામે હતો, અને પૈસા નહીજ આપવા એવો એણે મક્કમ ઠરાવ કર્યો હતો. બારાના હીમાયતીઓમાંના કેટલાક જેઓ

એના મીત્ર હતા, તેઓની એણે સલાહ લીધી અને તેઓએ એને ઉતેજણ આપી રાજા સામે આગળ પગલાં ભરવાને સુચવ્યું.

"ગ્રેટ ફીમખલ" ના "પેરીસના" ત્રીસ પુરૂષોએ એનેજ પગલે ચાલવાનો વીચાંર કર્યો. હેમ્પદને કર આપવાને સાફ ના પાડી અને તેથી રાજાએ તેની સામે એક ગંભીર આરોપ મુકી કોર્ટ મધે તેની તપાસ ચલાવી.

બાર જડજોની હજુર તેનો કેસ નીકળ્યો અને તે બરાબર બાર દીવસ ચાલ્યો. જડજો સધળા રાજાના માનીતા હતા, અને તેથી તેઓએ હેમ્પદનને દમ ભરાવ્યો કે જો તે આ ૨૦ શીલીંગનો કર નહી આપશે તો તેને ૨૦ પૌંડ આપવા પડશે. હેમ્પદને તેની કાંઈ પણ દરકાર કરી નહી; તે બોલ્યો કે " અંહી હું કાંઈ પૈસા તરફ જોતો નથી, પણ એમ કર્યાથી કાયદાનો ભંગ થાય છે તે હું દેખાડવા માંગુછું." એટલું બોલી તેણે પુર જોશમાં આવી જઈ રાજાને તેની ભુલ દેખાડી, અને જડજો જે તેની તરફદારી કરતા હતા તે માટે તેઓને ઠપકો આપયો; આટલું બોલી એણે પોતાનો બચાવ કર્યો. રાજા તરફથી જડજ ફ્રોલી બોલ્યો, "રાજાને કોઈ પણ રીતના કર નાખવાને છુટ છે. જો રાજા પોતાનાં મનમાં આવે તે કરે નહી તો તે રાજા હોયજ નહી." જસટીસ બર્કલી બોલ્યો કે "ધારો જેમ લોકોને લાગુ પડે છે તેમ રાજાને લાગુ પડતો નથી. તે જેમ ચાહે તેમ કરી શકે. મેં કોઈ પણ દીવસ એવું સાંભળ્યું નથી કે ધારો એજ રાજા છે, પણ રાજા એજ ધારો છે એવું મેં હમેશા વાંચયું છે." હેમ્પદનના બોલવાની એટલી અસર થઈ કે બાર જડજો મધેથી દસ જણાઓએ રાજાની વીરૂધ મત આપ્યું, પછવાડેથી પાંચ જડજો રાજાની બાજુ ઢળી ગયા અને હેમ્પદનને તકસીરવાર ઠેરવયો. કલેરેનડન કહે છે કે "હેમ્પદનની વીરૂધના ચુકાદાથી હેમ્પદનને કાંઈ અપમાન લાગ્યું નહી, પણ ઉલટો તે હતો તે કરતાં પણ વધારે, લોકોની જાણમાં આવ્યો."

ખરૂં જોતાં તો હેમ્પદન તેનાં ગામડાંનો એક આબરૂદાર ગ્રહસ્થ હતો અને "શીપ મની" જેવા મોટા સવાલોની વીરૂધ લડતો ચલાવવી એ તેની પંકતીના બીજા ગ્રહસ્થોને ઘણુંજ અજબ જેવું લાગતું હતું, પણ આપણે ઉપર કહયું છે તેમ, રાજા સાથે લડત ચલાવવાથી તો તે હતો તે કરતાં વધારે પ્રખ્યાત થયો, અને દરેક શખસ-બાયડી અને છોકરાંઓને મોઢે હેમ્પદન નામ એક ઘરગતુ શબ્દ થઈ પડયો.

હવે તકરારનો નીવેડો જલદી આવ્યો. રાજા ચારલ્સે આમની સભાના પાંચ સભાસદોને "ઈમપીચ" કર્યા, જેઓ મધે હેમ્પદન પણ એક હતો. આમની સભાએ એ સભાસદોની તપાસ ચલાવવાને સાફ ના પાડી. રાજાએ ગુસ્સામાં આવી જઈ હથ્યારબંધ માણસો લઈ તેઓને પકડવાનો મુર્ખ વીચાર કર્યો. સેંકડો હથ્યારબંધ માણસો લઈ તે આમની સભામાં દાખલ થયો, પણ એ ત્યાં જાય તે અગાઉ પેલા પાંચો સભાસદો જતા રહયા હતા. તે માત્ર પોતાના ભત્રીજાનેજ એકલાને લઈ સભાના ઓરડામાં દાખલ થયો. તે બોલયો કે "હું કાંઈ પણ જોરં જુલમ ચલાવવા માંગતો નથી, પણ સભાસદો તાબે થાય એજ મને જોઈયે છે." તે વધુ બોલ્યો કે, "જ્યારે હું જોઉંછું કે પક્ષીઓ સપાટામાં આવતાં જરા જરામાં ઉડી ગયાં છે, તો હું ધારૂંછું કે તમો તેઓ પાછાં આવે તેવાં મને સ્વાધીન કરશો." જેવો તે બાહાર નીકલ્યો કે "છુટાપણું! છુટાપણું!" એવા શબ્દો દરેક સભાસદનાં મોઢાં મધેથી નીકળ્યા, અને તે ત્યાંથી ચાલતો થયો. ત્યાર પછી આમના સભાસદોએ તે જગા છોડીને શેહેરમાં સભા ભરવા માંડી; રાજા ત્યાં પણ ગયો અને પેલા પાંચ સભાસદોને માંગયા, પણ તેનું કાંઇ પણ વળ્યું નહી. જેવો તે શેહેરમાંથી નીકળવા જતો હતો, તેવો "છુટાપણું! છુટાપણું!" એવા શબ્દોથી તેને ઘેરી લેવામાં આવ્યો. દરેક ધંધાદારી અને લગભગ દરેક ગ્રહસ્થ હેમ્પદનની આસપાસ ફરી વળ્યા, અને ચારલ્સને ફરીથી નાશીપાસ થઈ જવું પડયું. કાંઈબી કરી પારલામેંટને તોડી પાડવાનો તેણે વીચાર કર્યો, પણ તેમ કરતાં ઉલટો તે પોતેજ કેદી થયો નહી ત્યાં સુધી લંડન આવવા પામ્યો નહી. રાજા અને રૈયત વચ્ચેનો ટંટો જલદી નરમ પડે એવો હતો નહી. શબ્દોથી વધારે વાર કામ લેવાનુ બંને પક્ષને વાજબી લાગ્યું નહી. "મારે તેની તલવાર" એ કહેવત પ્રમાણે બંનેએ ચાલવાનું પસંદ કર્યું, અને પછી બહુજ ઈંતેજારીથી લોક પરીણામ જોવા લાગ્યું કે ઈંગલંડ રાજાના હાથમાં જશે કે પારલામેંટના—કારણ એટલું તો નક્કીજ હતું કે, રાજા અને પારલામેંટ ભેગાં તો કદી પણ કામ ચલાવી શકે નહી. રૈયતે હથ્યાર લીધાં, હેમ્પદને એક ટુકડીની સરદારી પોતે લીધી અને લડાઈના ખરચ તરીકે બે હજાર પૌંડની રકમ કહાડી આપી. ૧૬૪૩ ના જુન માસમાં હેમ્પદન શાહજાદા રૂપતની સોધમાં નીકલયો. બંને જણા ચેલગ્રવના મેદાનમાં મળ્યા અને બહુ જનુની લડત ચાલી. હેમ્પદન બહુજ ઘાહેલ થયો—લશકરે હીમત છોડી દીધી, અને રૂપત પુલ ઓલંગી ઓક્ષફર્ડ જતો રહયો. હેમ્પદન નીચી મુડીએ પોતાના ઘોડાની ડોકપર હાથ નાખીને આસતે આસતે ત્યાંથી ચાલવા લાગ્યો. એવું કહેવામાં આવે છે કે, હેમ્પદન આંસુ સાથની આંખોથી પોતાના સસરાનાં ઘર તરફ જોવા લાગો, (કે જે તે મેદાનની સામી બાજુએ આવેલું હતું) કે જ્યાંથી તે પોતાની વાહાલી ઓહોરદારને લાવ્યો હતો, અને તે વાહાલાં ઘરમાં મરવાની પોતાની ખાહેશ બતાવી, પણ દુશમનનું લશકર ત્યાંજ હતું, તેથી તેનેથી ત્યાં જવાને બન્યું નહી, તેણે પોતાનો ઘોડો ફેરવ્યો અને "ટેમ" આવી પુગો. મોહોતના બીછાનાપર પણ તેણે કેટલાંક કાગળો લંડન લખ્યાં, અને લશકરના વડાઓને સલાહ આપી કે વીખરાઈ ગયલાં લશકરને પાછું એકઠું કરી લડત ચલાવવી; એટલું કરયા પછી તે ખુશીથી મરવાને તૈયાર થયો. બે પાદરીઓ તથા જાણીતો ડાકટર સ્પરતન તેનાં મોહોતનાં બીછાંના આગળ હતા. કાંઈ પણ ખેંચ તાણ વગર શાંત રીતે આ શુરો હેમ્પદન મરણ પામ્યો, અને એક સીપાહ બચ્ચાની પાયદસતનું તેને માન મળ્યું.

VIOLET.



## મારી બેહનપણીઓને શીખામણ.

### એક સંપીલું સુખી કુટુંબ.

(મારચ માસના અંકથી સાંધણ ચાલુ.)

હનુલેલા વખતે હોસંગજી, મીત્ર, તથા તેવણનાં ધણીઆણી મરનાર પેસતનજીની વીધવાને ઘર જાય છે, અને ત્યાં એક બીજાથી રાજી થઈ સાહુ કરે છે. સાક્ષી દાખલ મીત્ર અને તેમનાં ધણીઆણી હભાં છે. હેવેલા વખતમાં કામ પાર પડ્યું. (સરવે જાય છે.)



હોસંગજી—(મીત્રનાં ધણીઆણીને કહે છે) બાઈ માફ કરજો, તમોને બહુ તકલીફ પડી છે.

મીત્રનાં ધણીઆણી—અરે! એમાં શું છે, ઈશ્વરનું કામ ઈશ્વરે કીધું તેમાં માફ શાનું માંગવાનું. તમો તો મારા ભાઈ જેવા લાગોચ એટલે શું જોઇયે?

(શેકહેંડ સલામ કરી એક બીજાંથી જુદાં પડે છે.)

શાવક અને શીરીન પોતાના પીતાની રાહ જોતાં ઉભાં છે, તેવામાં બાપ આવી લાગે છે.

શાવક—કેમ! બાવાજી, હમારાં નવાં થનાર માતાજી કેવાં છે? તેવણ ભલાં દેખાય છે કે નહી?

બાપ—મહોડાં ઉપરથી તો સારાં દેખાય છે, પણ અંદરખાણેથી કેવાં છે તેની કોણને ખબર પડે વારૂ?

શીરીન—બાવા, ત્યારે હવે તો તમો તેવણના શીખવ્યા પ્રમાણે હમારી ઉપર જુલમ કરશો, અને હમારી માતાએ મરતી વખતે જે તમોને કહ્યું છે તે ઉપર પાણી ફેરવાનું.

બાપ—શીરીન, તું તો દીવાની બની ગઈ છે. શું તમે મને વાહાલાં નથી લાગતાં? જો તમોને હું એક પળ ન જોઉં તો ગાંડો બની જાઊં, ત્યારે તમારી ઉપર હું જુલમ કરશ! એવું મારેથી કદીબી બનનાર નથી. જ્યાં સુધી મારી ઘાંટીમાં પ્રાણ છે, ત્યાં સુધી તમોને મારી આંખ આગળથી ખસેડનાર નથી, તે તમો ખુબ ધ્યાનમાં રાખજો. પણ તમોએબી તમારી નવી

મીત્ર—સરેસતા પ્રમાણે 'ગગરનાં લગન' ને માત્ર ચાર જોડી કપડાંની, અને જણસ તમારી જોગવાઈ પ્રમાણે કરવી. તમો જે કરશો તે સઘળું તમારે ત્યાંજ રહેશે, તેથી તમોને સારૂં લાગે તેમ કરવું; પણ એકદમ લાભાજી લાભ નહી કરવો.

હોસંગજી—ત્યારે તો તમેજ તમારાં ધણીઆણીને કહેજો કે એટલાં કપડાં જેવાં તેવણને પસંદ પડે તેવાં લે અને આંકડો કરી મારી ઉપર મોકલજો, જેથી હું તે ચુકવીશ.

મીત્ર—ઠીક છે, અને હું કપડાં વગેરેની તૈયારી કરૂં છું.

(ઘર જાય છે.)

મિત્ર ઘેર જઈ પોતાની સ્ત્રીને કપડાં વીશે સુચવે છે, અને પીરોજબાઈને સાથે લઈને રેશમી કાપડીઆ મી૦ બેસાનીઆની દુકાને જાય છે, અને પસંદ પડતું કાપડ ખરીદે છે. ચાર જોડી કપડાં ખરીદ કીધાં અને બીલ કરવા કહ્યું. જ્યારે બીલ તૈયાર થયું ત્યારે જોય છે તો રૂ ૮૦૦) થી તે રૂ૯૦૦) સુધીનું હતું, તે હોસંગજી ઉપર મોકલાવ્યું.

હોસંગજી—(બીલ જોઈ વીચારે છે.) મેં તો ફક્ત મનમાં એવી આશા રાખી હતી કે રૂ ૩૦૦) થી રૂ ૪૦૦ સુધીનું બીલ આવશે, પણ તે તો બેવડું થયું છે.

(એવામાં શીરીન તથા શાવક આવી લાગે છે.)

શીરીન—કેમ! બાવાજી, વીચાર શાનો કરો છો તે હમોને કહો.

હોસંગજી—(બીલ દેખાડીને) આએ રેશમી કાપડીઆ મી૦ બેસાનીઆની કુંપનીને ત્યાંનું બીલ આવ્યું છે, તે ઉપર હું વીચાર કરૂં છું.

શાવક—બીલ શાનું? આપણે તો કાંઈ કાપડ બાપડ ખરીદ કીધું નથી.

હોસંગજી—હમણાં તમારી નવી થનાર 'માતા' માટે મારા મીત્ર જોડે તેનાં મન પસંદ કાપડ લેવા કહેવડાવ્યું હતું, તે મારા ધારવા કરતાં રકમ ઘણી મોટી થઈ છે, જેનો હું વીચાર કરૂં છું કે એટલા વારમાંજ એ મને ખરચાળુ માલમ પડે છે, ત્યારે આગળ આપણું શું થશે.

શીરીન—બાવાજી, એ તો તમારી પોતાની ભુલ છે, તમો પોતે સાથે કેમ નહી ગયા? જો તમે જતે તો એનું અરધીયું જરૂર થતે, કારણ કે જરા 'તે' શરમાતે, અને વધુ ભારી કાપડ ખરીદ નહી કરતે. માટે હવે જે થયું તે નહી થાય તેમ નથી, વાસતે મુગે મોહડે એના પૈસા ચુકવી દેવો, નહી તો કે ખરાબ લાગશે. બહાર બીલવાલો સીપાઈ ક્યારનો ખોતી થતો હશે, માટે જલદી કરો.

હોસંગજી—(શાવકને તેડે છે) અંહી આવ શાવક. (શાવક આવે છે) આએ ચાવી લે અને કબાતનાં નીચેનાં ખાનાંમાં તીજોરીની ચાવી છે તે લેઈ આવ, આએ બીલના રૂ૮૯૦ આપવા છે તે આપીએ, કારણકે બીલવાલો સીપાઈ ક્યારનો ખોતી થાય છે.

(શાવક કબાતની ચાવી લઈ જઈ તેમાંથી તીજોરીની ચાવી લાવે છે.)

શાવક—લેઓ બાવાજી આએ ચાવી.

હોસંગજી—જા તો 'બા,' તીજોરી ઉઘાડ અને નીચેનાં કાંડીયાં ઉપર અંદરનાં ખાનાંની ચાવી છે તે લેઈ ખાનું ઉઘાડજે

અને તેમાં નોટનું બંડલ છે. તે લેજે, અને રોકડા રૂપયા પાસેનાં બીજા ખાનાંમાં છે તે લેઈ આવ, આપણે એના પૈસા ચુકવી દઈએ. (શાવક જાય છે.)

શાવક—લેઓ બાવાજી, રોકડા રૂપીઆ તો ફક્ત ૭૦ છે, અને બાકી પરચુટણ ઘણું છે, તમો જો ફરમાવો તો લાવું.

હોસંગજી—કાંઈ ફકર નહી, એટલાજ બસ છે; (શાવકને અંદરથી નોટ છુટી કરવા ફરમાવે છે, અને શાવક તે પ્રમાણે કરે છે. નોટ છુટી કરયા પછી શાવકને કહે છે) જા તો બા, પેલા બીલવાલા સીપાઈને અંદર બોલાવ. (શાવક જાય છે.)

શાવક—(સીપાઈને) ઈકરે એ, કાપડયા બીલ તુની આનલા?

સીપાઈ—હોઈ શેઠ.

*શાવક—તવા ચલા આંત, તુમચા બીલાચે પૈસે ચુકતે કરન ઘે.*

સીપાઈ—ચલા શેઠ. (શાવક સીપાઈને અંદર તેડી જાયછે.)

હોસંગજી—(સીપાઈને) તુમચા કેવડા રૂપૈએ નીઘતે?

સીપાઈ—જી શેઠ! આકરો નૌવત રૂપૈઆચે બીલ હય.

હોસંગજી—(નોટ આપે છે) તવાં એ નોટ મોજુન ગ્યા.

સીપાઈ—(ગણે છે) સેંબર સેંબરચી સાત નોટે હાય, આની દહા દહાચી દોન હાય, આનકી સતર રૂપૈયા નગદ હાય, સમદા મીલુન આકરો નૌવત રૂપૈઆ ઝાલા શેઠ.

શાવક—તુમચા રૂપૈએ પહોંચલા?

સીપાઈ—હોઈ સાહેબ.

શાવક—તવા રૂપૈઆ પહોંચલે તેચી સહી કરન દીયા. (સહી કરે છે અને જાય છે.)

સીપાઈ—રામ રામ, શેઠ, રામ રામ. (જાય છે.)

(સેવટે બીલ ચુકયું અને કપડાં લેઈ મિત્રે પોતાને ઘેર લઈ જઈ દરજી પાસે સીવડાવી તૈયાર રાખ્યાં અને 'દીન' રોજે સાંજરે ઠેઠવેલાં મકાંને ગયાં (ગગરનાં લગન કરવા માટે.)

શીરીન—બાવાજી, હમોબી તમારી સાથે આવીએ કે?

બાપ—નહી! મારાં પ્યારાં ફરજંદો, એમ કદી બને નહી. આપણામાં એવો રીવાજ છે કે, જ્યારેથી કોઈ પુરૂપ બીજી ઓરત કરે, અથવા તો કોઇ ઓરત બીજો મરદ કરે, ત્યારે પોતાનાં છોકરાંઓને તેમની નજરથી દુર રાખવામાં આવે છે. (કોઈ સગાંને ત્યાં.)

શીરીન—આપણું તો કોઈ સગું કે વાહાલું નથી, ત્યારે હમે કયાં જઈશું?

બાપ—શું કરવા ફીકર કરો છો? આપણાં પડોસનાં જરબાઈ છે, તેવણુને ત્યાં આજની રાત રહેજો. (હોસંગજી જરબાઈને તેડવા મોકલે છે.)

જરબાઈ—કેમજી, શું ફરમાશ છે?

હોસંગજી—આજે મારાં 'ગગરનાં લગન' થવાનાં છે, માટે આજની રાત શાવક અને શીરીનને તમારાં ઘેરમાં રાખજો પછી સહવારે એ લોકને મોકલજો.

જરબાઈ—મોટી ખુશી સાથે. એબી મારાંજ બચ્ચાં જેવાં છે, તેમાં શું છે. પણ કોઈ સારૂં માણસ શોધ્યું છે કે, આ લોક ઉપર જુલમ પાડે તેવું છે?

હોસંગજી—મને તો લાગે છે કે એ તો ભલી છે.

જરબાઈ—ત્યારે તો ઠીક છે; નહી તો કે રાંડના પેટમાં ટાંટીઆ રખેને હોય! અને આ બીચારાં નીરદોપ બાળક ઉપર જુલમ રખેને ગુજારે. એ તો એ લોકનાં નસીબની વાત, જે કીસમતમાં લખ્યું હશે તેજ બનશે.

(જરબાઈ છોકરાંઓને લઈ પોતાને ત્યાં જાય છે.)

(મીત્ર પોતાની ધણીઆણી સાથે કપડાં તથા જાણુસ એ વતરોગે સરવે જોઈતો સામન લઈ હોસંગજીને ઘરે આવે છે. હોસંગજીબી નાહી ધોઈને તૈયારજ બેઠા હતા. ઠેઠવેલાં મકાને ધોબીતલાવ ઇડાવાલાની દરમેહેરમાં સરવે જણાં સાથે ગયાં. ત્યાં પીરોજબાઈબી થોડા વખતમાં પોતાની બે સાહેલીઓ સાથે આવી લાગાં. વખત પ્રમાણે ધરમ ક્રીયા થઈ અને સરવે એકમે કને શેકહેંડ કરી છુટાં પડયાં.

હોસંગજી પોતાની નવી પ્રીયા સાથે પોતાને મકાને ગયા. (સહવારપડતાં જરબાઈ શાવક અને શીરીનને લઇને આવે છે.)

જરબાઈ—(પીરોજબાઈને) કેમ બેન, બેઠાંચ કે?

પીરોજબાઈ—હાજી.

જરબાઈ—આએ તમારા પ્રીય પતીનાં બાળકો તમારે સ્વાધીન કરૂં છું. એ લોક ઉપર પ્રીત રાખજો અને એમજ સમજજો કે એ બચ્ચાં તમારાંજ છે. એ લોકબી બહુજ ભલાં છે. હવે આજે હું તમારે સ્વાધીન એમને કરૂં છું.

પીરોજબાઈ—(શાવક અને શીરીનને કોટી કરીને.) (જરબાઈને કહે છે) હું એમજ સમજુંચ કે એ બચ્ચાં મારાંજ છે. તમારે કોઈબી રીતની ફીકર રાખવી નહી, પણ તમે કોણ થાવો?

જરબાઈ—હું તો તમારી પાડોશણુ થાઊં છું. મને એ લોક ઉપર બહુ દયા આવે છે, કારણકે એ લોકની મરનાર 'માતા' બહુજ ભલાં અને તે સાથે ડાહયાં હતાં, અને એ લોકને સારી રીતે કેળવ્યાં છે, જેથી એ લોકબી તમારો દરેક બોલ બજાવવા પછાત પડશે નહી, એવું હું ધારૂં છું, પણ તમારે એ લોક ઉપર રહેમ નજર રખવી. એ લોકનું સારૂં નરસું તમારે જોવું છે, માટે તમારે ખુબ સંભાળ લેવી જોઈએ.

જરબાઈ—બેન, હું જાઊં છું.

પીરોજબાઈ—આવજો બેન.

જરબાઈ ગયા બાદ છોકરાંઓને પોતાના પતી સામે કોટી કરે છે, અને કેટલીએક પ્યાર દેખાડતી હોય તે માફક બચ્ચીઓ કરે છે. તેના બદલામાં શાવક અને શીરીન નમે છે, અને પોતાની 'માતા' દાખલ માન આપે છે.

(હોસંગજી અને પીરોજબાઈ બેઠાં છે, મિત્ર દાખલ થાય છે.)

મિત્ર—ભાઈ સાહેબ!

હોસંગજી—મારા મેહેરબાન ભાઈ, સાહેબજી.

મિત્ર—(પીરોજબાઈ તરફ જોઈને) કેમ છો બેન?

પીરોજબાઈ—સારી પડે, ખાઈજોય પીજોય અને સબાદમાં છઈએ; તમારાં ધણીઆણી કેમ છે? તેવણુને તો એક દીવસ અહીં લાવોની?

મિત્ર—તેવણુબી સારી પડે છે અને તમોને દુઆ કહી દાવીવ.

પીરોજબાઈ—ત્યારે મારીબી ઘણી ઘણી દુઆ કહેજો, અને કહેજો કે તમારો ઉપકાર હું કદીબી વીસરી નહીં.

મિત્ર—ઠીક છે, હું તેવણુને કહીશ અને જો આવશે તો અત્રે કોઈ દીવસ સાથે લેતો આવીશ.

પીરોજબાઈ—જો લાવો તો તમારી મોટી મેહેરબાની થશે, હમારાં ગરીબનાં ઘેરમાં તો એવણુ ક્યાંથી આવે?

મિત્ર—જો હું કહીશ તો એવણુ જરૂર આવશે.

(શેકહેન્ડ કરી મિત્ર જાય છે, તેને પીરોજબાઈ ખરાવી ખરાવીને કહે છે, "જોજો, લાવજો અહ કે? મોટી મેહેરબાંની થશે."

મા બાપ અને છોકરાંઓ સારી હાલતમાં રહયાં છે, થોડા દીવસ ગયા બાદ મિત્ર પોતાના ધણીયાંણી સાથે હોસંગજીના ઓરડામાં દાખલ થાય છે, જ્યાં સરવે જણાં બેઠેલાં છે.

(પીરોજબાઈ સહીને આવકાર દેય છે.)

પીરોજબાઈ—આવો બેન, આવો, આજે આપણી લાંબા વખતે મુલાકાત થઈ છે. મને તો જરાએ ફુરસદ નથી કે તમારે ત્યાંભી આવું. (શાવક અને શીરીન તરફ આંગળી બતાવીને) આ નાનાં બાળકોને મુકી મારેથી કેડેબી જવાતુ નથી.

સહી—કાંઈ ફકર નહી, તેમાં શું છે, જ્યારે ફુરસદ મળે ત્યારે આવવું.

એ પ્રમાણે વાતો ચાલે છે તેવામાં પડોશનાં જરબાઈ આવી લાગાં. તેવણુની સાથે સહીની ઓળખાણ પડાવી. પછી મરનારની વાત નીકળી, જેમાં જરબાઈએ પોતાના દરેક બોલમાં મરનારની તારીફ કીધી, જેથી સહીએ પીરોજબાઈને કહ્યું કે, "આ નાનાં બાળકો ઉપર પ્યાર રાખજો અને તમારી નજર આગળથી એ લોકને ખસેડતાં ના."

પીરોજબાઈ—એ બચાં તો મારાં સમજુય, અને એ લોકબી બહુ ભલાં છે. મરનારે એ લોકને સારી કેળવણી આપી છે, જેથી મારે એક બોલ પણ બોલવો પડતો નથી.

એ પ્રમાણે વાતોના ગપાટા ઉડી રહયા છે, અને થોડા વખત પછી સરવે એક બીજાથી જુદાં પડે છે.

હવે આણી તરફ પીરોજબાઈની સગાઈ જોઈએ. તેવણુને બે બેનો હતી, તેમાં એક ભલી અને બીજી ચંડાલ ચોકરીમાંની હતી, તે રોજ પીરોજબાઈને ઘેરે આવતી અને છોકરાંઓની અદેખાઈ કરયા કરતી અને પોતાની બેનને તે માટે ઉશકેરતી. એમને એમ ઘણાક દીવસ વીતી ગયા પછી પીરોજબાઈના પતીની અજમેર ખાતે બદલી થઈ; તેવણુની અજમેરનાં ઓડીત ખાનાંમાં એક વડા કેશીયરની જગા ઉપર નેમણુક થઈ, જેથી તેવણુને ત્યાં જવાની ફરજ પડી, જેથી સરવે તૈયારીઓ કીધી અને પોતાનાં બાળકોને માટે પણ જોઈતી ચીજો લીધી; પણ પીરોજબાઈનો વીચાર પોતાની બેનને સાથે લેવાનો હતો, જેથી પોતાના પતીને કહ્યું કે આપણી આગળ કોઈબી માણુસ નથી, અને નવે ગામ જવું છે, માટે સાથે કોઈબી માણસ હોય તો સારૂં.

હોસંગજી—તારી ખુશીમાં આવે તેને સાથે લે, હું ક્યાં શોધવા જાઉં.

પીરોજબાઈ—ત્યારે તો મારી બેહેન ગુલાંને સાથે લેશું.

હોસંગજી—ઠીક છે ત્યારે, હવે બીજું કાંઈ જોઈએ કે?

પીરોજબાઈ—નહીજી. (ગુલબાઈને ચેતાવે છે.)

ગુલબાઈ—(પીરોજબાઈને) છોકરાંઓનેબી સાથે લેશો કે?

પીરોજબાઈ—હાજ તો વળી, એ લોક ક્યાં જાય?

ગુલબાઈ—ત્યારે તો હું નથી આવતી. (પોતાનાં સ્ત્રી ચરીત્ર દેખાડે છે) તારાં દુકતાંઓ મને તો ફુપીને ખાઈ જાએચ કે એને શું કરવા લીધી સાથે, મને તો એ લોક સાથે બને નહી જો! અને હું કાંઈ આવતી નથી, તારે જોઈએ તો જા.

(બેને ઘણું સમજાવ્યાથી કબુલ કીધું.) જુઓ છોકરાંઓ તો બીચારાં કાંઈ જાણતાં નથી, પણ એના દીલમાં એવો વીચાર હતો કે, પોતાની બેન પાસે મનરાઈ દાખલનો દોર કરાવવો, એજ વીચાર તેણીએ પોતાના મનમાં ઠસાવી રાખ્યો હતો. બચ્ચાંઓ ઉપર વેર લેવાનો તેણીનો હેતુ હતો. શાવક અને શીરીન સાથે તેણીને અસલથીજ 'બારમા ચંદ્રમા' હના, કારણકે ગુલબાઈનો તો તે લોક ઉપર વેર લેવાનો વીચાર હતો, કોઈબી રીતે તે લોકને પોતાની બેહેન પીરોજ આગળથી દુર રાખવાનો વીચાર તે કરતી હતી, તેથી કોઈબી રીતે તે નાદાન બાળકો સાથે ચીડડાં કાડતી અને છેડતી શોધતી.

હવે હોસંગજી અને સર્વે છોકરાંઓને તા૦ ૨૭ મીએ મુંબઈથી કુચ કરવાનો હુકમ થયો હતો, કારણકે તા૦ ૧ લીએ નવા ઓહ્દાનો ચારજ લેવો હતો, તેથી વખત પ્રમાણે કુચ કરીને બરોબર વખત પ્રમાણે જઈ પુગ્યાં અને હોસંગજીએ પોતાનો ઓધ્ધો લીધો.

હવે ગુલબાઈ તરફ જોઈએ. તેણી તો પોતાનો દોર જેનો તે રાખતી હતી અને તે ગરીબ બાળકો કંટાળી જતાં; જ્યારે સેવટે નહી ખમાયું ત્યારે શાવકનો મીજાજ ગયો અને એકદમ બોલી ઉઠયો:—

શાવક—શું! (ગુલબાઈને) કાંઈ તમો તમારી ગાંઠનું ખવડાવોચ કે એટલો દમ ભરાવોચ, અમારાં માતાજી તો કાંઈ બોલતાં નથી ને તમો શાના પાડમાં એટલો દમ કસોચ? હમોએ આટલો વાર ખમ્યા કીધું પણ હવે નથી ખમનાર.

આથી ગુલબાઈને ચટકો લાગો, જેથી પોતાની બેન આગળ જુઠી સાચ્ચી કરવા ગઈ.

ગુલબાઈ—(પીરોજબાઈને) બેહેન જોની, તારાં દુકતાંઓ તો મને દમ ભરાવેચ ને મુવાં તો કહેચ કે તું હમારા ઘેરમાં શાની આવી, તારૂં ઘેરબાર બળી ગયુંચ કે? મરેરે! તારે ઘેરે બારે આવવાનું. મુવું આવીને માન ગુમાવવા શું રહું! (એવી રીતે સ્ત્રી ચરીત્ર કીધાં, જેથી બેહેનને ઘણુંજ લાગી આવ્યું.)

પીરોજબાઈ—(છોકરાંઓને બોલાવીને) કેમ! મરી ગયાં મુવાં સીધાં રેહેતાં નથી કે? જો ફરીથી ગુલબાઈની અદેખાઈ કરશો તો તમોને ચીરી નાખશ.

શાવક—હમોએ એવણુને કાંઈબી કહયું નથી; એવણુ તો જુઠું બોલેચ. (તેવામાં શીરીન બોલી, "એવણુને બોલાવીને પુછો કે હમો જરાબી એવણુની અદેખાઈ કરીએચ. ઉલટાં ઘડી ઘડી હમોને દમ ભરાવેચ અને બખીઆ શીવાય તો વાત નથી કરતાં.")

પીરોજબાઈ—ત્યારે શું મારી બેહેન જુઠી ને માંદ લાગાં તમો સાચાં કે? (એમ કહી ગુસ્સામાં ત્યાંથી ચાલી ગઈ અને હોસંગજીને ઊંધુ ચતું સમજાવવા લાગી અને બોલી કે હમણાને

હમણા એ લોકને મારી આગળથી લઈ જાવો, નહી તો કે હું કુવો પુરીને મરી જવરા.

હોસંગજી—(પીરોજબાઈને પુછે છે) શું છે એટલું બધું, કે એકદમ કુવો પુરવા તૈયાર થઈચ; તેનું કારણ તો મને સમજાવ?

માકોકુટ ઘણીએ કીધી, પણ બીચારા હોસંગજીનું કાંઈ વલ્યું નહી. સેવટે પડતું નાંખી ત્યાંથી ચાલી ગયો અને બીચારો વીચારમાં ગીરફતાર થયો. પેલી તરફ ગુલબાઈ તો પોતાનું કામ પુર જોસમાં કરતી હતી અને બચારાં ગરીબ છોકરાંઓ ને બહુ સતાવવા લાગી, જેથી બચારાં બાળકો સેવટે કંટાળી બાપની આગળ ફરીયાદ કરવા ગયાં.

શાવક—બાવાજી, હમારી ઉપર બહુ જુલમ છે.

શીરીન—તેનો કાંઈ નીવેડો લાવશો, કે હમો એગજ ટવળ્યે!

બાપ—(ગુસ્સામાં) હું શું કરૂં, મને કાંઈ સુજતું નથી, કારણકે કેટલા દીવસ થયાં તમારી મતરાઈ ખાતી કે પીતી નથી.

(મતરાઈ તો સરવેથી સરસ બનાવીને કોઈ નહી હોય ત્યારે નવતર માલ ખાય. કહેવત છે કે બૈરાંઓનું ખાવાનું ચુલામાં, તેમ તર નવાલા બનાવી પોતાના ધણીની ગેરહાજરીમાં પોતાની બેહેનની સાથે કુડે અને બચારાં છોકરાંઓની ઉપર ખાધાનોબી ઘણો જુલમ પાડવા લાગો; આટલો જુલમ છતાં પોતાના બાપને ખાધા પીધા વીશે બીલકુલ તે સમજુ છોકરાંઓ જાહેર કરતાં નહી.)

શાવક—(બેનને કહે છે) હવે આપણાં નસીબ ફુટાં છે, આપણું અહીં કોઈબી એક ખોદા સીવાય, મદદગાર નથી. બાપની આગળ જઈએચ તો કાંઈ જવાબ મલતો નથી, અને દીવસે દીવસ આપણી ઉપર જાલમી દોર વધતો જાય છે, માટે હવે નાહસવા શીવાય છુટકો નથી.

શીરીન—(રડીને) ઓ ભાઈ! તું મનેબી એકલી મુકી ચાલી જશે ત્યારે હું શું કરશ? જીવ્યા કરતાં મરવું બેહેતર છે, (મનસે વીચાર કરે છે) માટે જો તું મને એકલી મુકી જતો રહેશે તો હું પણ મારૂં સર પતકી મરી જઈશ, કારણકે અહીં તો કોઈ આપણી દાદ લેતું નથી, અને તું હતો તો આપણે એક બીજાથી ગમ ભુલાવતાં હતાં. હવે મારી આગળ કોણ છે? (એમ કહી ભાઈને ગળે વલગી રડે છે અને પોતાની પ્યારી 'માતા' ને યાદ કરે છે કે તેણીએ અગાઉથી સરવે કહયું હતું તે હવે નજરે નજર જોવું પડે છે અને તેઓની ઉપર વીટે છે.) માટે ઓ! પરવરદેગાર તું હમારો છુટકારો કર, અને આ ફાની દુન્યામાંથી હમોને ઝટ બોલાવી લે. હવે હમારાથી બીલકુલ જુલમ ખમાતો નથી, મરવું બેહેતર છે; (ભાઈને ગળે વલગી ફોકે ફોક મુકી રડે છે, અને પોતાની માતાને ખુબ યાદ કરે છે.) માતા! હમારી સદાની વાહાલી માતા!! તું તો હમોને છોડી ચાલી ગઈ અને કરારથી નીંદ્રા કરે છે, અને આ તારાં પશુ બાળકો તારા વીના કેવાં ટવળે છે! તે લોકની તું જરાબી ખબર નથી લેતી! ઓ હમારી વાહાલી મા, જ્યાં તું સદા કાળ સુખમાં છે ત્યાં હમુને તું બોલાવ, અને તારાં પ્યારાં બાળકોને તારી પાસે તું સુખ ચેનમાં રાખી તે લોકને દીલાસો દે, કે હમો આ જુલમી સાવકી માતાના હાથમાંથી છુટીએ, પણ અહીં સાંભળનાર કોઈ નથી.

મેહેરબાનું ધનજીશાહ ખરાસ.

[સાંધણ છે.]





# સ્ત્રી નાં ભલાં કાર્યો

અથવા

## અબળાજાતની હીમત તથા સદગુણના દાખલા.

"સુંદર દાખલા આપણને ઉમદા કામો કરવાને જાગૃત કરે છે."

### સમયસુચકતા તથા હીમતના પ્રખ્યાત દાખલા.



સમયસુચંકતા તથા મરદાનગી સંકટ તથા આફતની વેળા એક આખાં લશકરનાં કરતાં વધારે ઉપયોગી થઈ પડે છે, જે નીચલો હેવાલ વાંચવાથી માલમ પડશે.

#### હિંદની એક રાણીની વખાણવા જોગ બહાદુરી.

ઓ બામદાદના નીકળતા રોશન આફતાબ, ખુશાલ થતાં બહુ આસમાન તથા તમે હરએક ચીજો કે જે આઝાદ છો તથા થશો! તમો કેઠબી હો ત્યાંથી મારા શાહેદી રહો કે કેવી ગંભીર પ્રાર્થનાથી હજી સુધી મેં સ્વતંત્રતા દેવીની પુંજા કીધી છે!

શાહનશાહ અકબરે જ્યારે અસફખાન નામના પોતાના સુબાને ઉમરાવ બનાવી કટક શેહર કે જે માલવા, બીહાર અને દખણની મધ્યમાં આવેલું છે, તે જીતવા મોકલ્યો, ત્યારે એ મુલકની રાજકર્તા એક રાણી હતી, કે જે પોતાની ખુબસુરતી, પ્રવીણતા, તથા તન મનની શોભાઓ માટે ઘણી પ્રખ્યાત હતી. તેણીનો મુલક એવી આબાદાનીની અવસ્થામાં હતો કે તેમાં નજદીક સીતેર હજાર શેહેરો તથા ગામડાંઓ સારી રીતે વસેલાં હતાં, અને વળી ખોદાતાલાની મેહેરબાનીથી તે દેશ કોઈ પારકી કોમના રાજના કબજામાં હજી સુધી આવ્યો ન હતો.

પણ અસફખાન આ મુલકની દોલત તથા આબાદાનીની હાલત સાંભળી ત્યાંના રહેવાસીઓને સતાવવા લાગો અને વારંવાર લુટફાટ કરવાનું શરૂ કરી છેલ્લે સરવાળે એક મોટું લશકર લઈને તે મુલક પર ચઢડાઈ કીધી.

તે દેશની રાણીએ પણ એ ઉમરાવનો મુકાબલો કરવા પોતાનું લશકર તૈયાર કીધું અને એક બહાદુર પેહલવાનની મુજબ બખતર કોલાહ પેહરીને એક હાથીપર સ્વાર થઈ પોતાની બગલમાં તીર કમાન તથા હાથમાં એક આબદાર ભાલો લઈ દુશમનની સામે લડવા ચાલી. જો કે તેણીનું લશકર કાંઈ લડાયક હતું નહી, તોપણ સ્વતંત્ર રહેવાના પ્યારે, અને પોતાની

રાણીની મરદાનગીએ દરેક સીપાહની છાતીમાં એક શેરબચ્ચાના જેવી હીમત તથા શુર પેદા કીધું.

શત્રુ સાથે ઉતાવળે લડવા જવાની મકસદથી રાણીનાં લશકરે પોતાની હારમાં ગડબડ કરી મુકી, પણ તે ચાલાક અબળાએ એવો હાલ જોઈ તેઓને એકદમ ઉભા રહી જવાનો હોકમ કીધો, અને પછી નવેસરથી સફ સમારી ફરમાવ્યું કે જેમ બને તેમ આસ્તે આસ્તે તથા પાસે પાસે ચાલવું ને જ્યારે હાથી ઉપરથી બાદશાહી ઝુંડાએ દુશમન ઉપર હુમલો કરવાને નીશાની કરવામાં આવે, ત્યારેજ તેઓપર ધસવું.

એ પ્રમાણે તેણીએ મુકાબલો કીધો અને તેઓને આગળ આવતા અટકાવી ૬૦૦ ઘોડેસ્વાર મુસલમાનોને કતલ કરી, સાંજ સુધી તેઓનો દુંબાલો પકડયો. જ્યારે રાત થઈ ગઈ ત્યારે રાણીએ પોતાની ફોજને જલદી ખાવા પીવા તથા થોડો વાર વીસામો લેવાને હોકમ આપ્યો, કાંકે તેણીની એવી તદબીર હતી કે શત્રુ જ્યારે ગાફેલ થઈ રાતના સુઈ જાય તે વેળા પાછો એકદમ બીજો હલ્લો કરી એક મોટી શીકસ્ત આપવી.

પણ માઠાં ભાયગે તેણીના લશકરી અમલદારો આ બહાદુર લડાયક અબળાના જેવા ન હોવાથી આ ફાયદાકારક ઈલાજ અખત્યાર કરવાને બદલે એવી હઠ લઈ બેઠા કે, પેહલાં આપણા લશકરનાં કતલ થયેલાં માણસોને ભુમીદા કરવાં જોઈયે. તેણી આ સાંભળી ઘણી નારાજીથી પોતાના તંબુમાં પાછી ફરી અને જ્યારે તેઓ મરણ પામેલા સીપાહોને બાળી નાખી ફારેગ થઈ આવ્યા, ત્યારે તેણીએ ફરીથી પોતાના સરદારોને જુદા જુદા બોલાવીને ઘણા આગ્રહ સાથે અરજ કીધી કે, હમણા આપણુને તેઓપર (દુશમનપર) જઈને હુમલો કરવાની ઘણીજ સારી તક છે. પણ તેઓમાંથી કોઈનામાં એટલી હીમત ન હતી કે તેણીના દીલેર હેતવને કોઈ ટેકો આપે; ઉલટો, તેઓનો બેવકુફી ભરેલો એવો ખ્યાલ હતો કે, દુશમન પોતાની મેળે તેઓનો દેશ છોડીને ચાલી જશે, કે જે વીચારમાં તેઓની મોટી ભુલ હતી.

અસફખાન તથા તેના અમલદારોએ જોયું કે આપણે તો આ દેશ ફતેહ કરવાને આવ્યા હતા, પણ એક સ્ત્રીને હાથે શીકસ્ત ખાઈ પાછા ફરવું એ ઘણુંજ હીનપસ્તી ભરેલું છે, તેથી આપસમાં મસલહત કરીને બીજે દીને સહવારના પોહરમાં એક જોરાવર તોપખાના સાથે રાણીનાં લશકર પર ધસ્યો, પણ તેણીએ શત્રુને આગળ વધતો જોઈ પોતાનાં લશકરને એક સાંકડી જગામાં જઈ ઉભા રહેવાનો તુરત હોકમ કીધો.

રાજા બીરશાહ કે જે રાણીનો છોકરો હતો, તેણે જેવા મુસલમાનોને સામે આવતા જોયા, તેવોજ ઘણી બહાદુરીથી હુમલો કરીને તેઓના લશકરના મોટા ભાગને હાર કીધો; એટલુંજ નહી પણ બે વાર દુશમનોને મારીને પાછા હઠાવ્યા; પણ ત્રીજી વાર જખમી થવાથી તે બેહોશ થઈ જમીનપર પડયો. જેવો તે ઘોડાપરથી નીચે પડનો હતો તેવોજ તેની માતા હાથીપરથી જોઈ સહમજી કે હવે એ થોડા વખતમાં પોતાનો વહાલો પ્રાણ મુકી દેશે, તેથી તુરત હોકમ કીધો કે લશકરની પછવાડે ઊંચકી લઈ જઈ તેની સારવાર કરે, પણ અત્રે જણાવતાં ઘણી દલગીરી ઉપજે છે કે એ બહાને રાણીનાં લશકરના ઘણા સીપાહો લડાઈનું મેદાન છોડી નાહસી ગયા. એટલુંજ નહી પણ રાજાના જખમી થવાથી, તેમજ બીજાઓને નાહસતાં જોઈ બાકીનાં લશકરે તદન હીમત મુકી દઈ નાહસભાગ (વીના કારણની) કરવાને મંડી ગયા, અને તે બહાદુર પણ અભાગ્ય રાણી પોતાના નીમકહલાલ ત્રણસો લડાયક માણસો સાથે લડાઈના મેદાનમાં રહી ગઈ.

નેક વાંચનાર, પોતાની આવી ભયભરેલી દશા જોઈને તે હીમતવાન બાનુ જરાક પણ ડરી નહી, પણ પોતાની જગા પર ધીરજથી ઉભી રહી શત્રુ સાથે શુરથી જુમએશાલી કરવામાં મશગુલ થઈ. પણ માઠાં ભાયગે તેણીની નાજુક ચશમમાં એક તીર આવી ઘુસી ગયો અને વળી બીજો આવીને ગરદનમાં પેઠો, જેથી તેણી બેસુધ થઈ હાથીપર પડી ગઈ. તે સાહેબની કૃપાથી તેણી પાછી હોશીયાર થઈ તીર હળવેથી આંખમાંથી કહાડયો, ને તેણીના બહાદુર તેમજ ઈમાનદાર માવતે પોતાની પાઘડી ફાડી તેણીની આંખને તુરત એક પાટો બાંધ્યો. ત્યાર બાદ અરજ કીધી કે, ઓ રાજ્યપતી! ભાગ્ય દેવી આજ આપણીપર રૂઠી છે, તે સારૂ બેહતર ઈલાજ એજ છે કે આપણે લડાઈનું મેદાન છોડી જઈયે. પણ તેણીએ આ સુચના ઘણા તુચ્છકાર સાથ નાપસંદ કરી અને જણાવ્યું કે "આપણે લડાઈમાં હારી ગયાં એ ખરી વાત છે, પણ શું આપણો શત્રુ આપણુને કદી ઈજ્જતમાંથી જીતી શકશે, ને વળી શું આ બેઆબરૂ પામેલી થોડા વખતની જીંદગીને માટે, આપણે ખરી ફરજ બજાવી જે કીર્તી તથા નેકનામી મેલવી છે, તે શું ખોહી દઈયે? નહી, હરગીજ નહી. મેં તુંને જે મારો ઈમાનદાર નોકર ગણ્યો છે તેનો બદલો હવે વાળી આપ; ચાલ, જલદી કર, હું તને કહું છું ને તારા ખંજરે—નહી તો હું મારા હાથે—પોતાની જીંદગીનો અંત લાવવાનું પાપ કરશ, તેથી મને બચાવ" (એટલે કે તું પોતાને હાથે મને ખંજર મારી, મારી નાખ, કે આપઘાત કરવાનો દોષ મારે માથે રહે નહી.)

પણ પેલો નીમકહલાલ માવત ઘણો રડવા લાગો ને કરગરીને વીનંતી કીધી કે હાથી ઘણો તેજ છે ને જો હોકમ થાય તો તેણીને એક દુર આરામની જગાપર લઈ જાય.

રાણી સહમજી ગઈ કે માવત એમ કદી મારૂં કહયું માનશે નહી, ને વળી શત્રુએ પણ ચોતરફથી ઘેરી લીધી છે, તેથી તેણીએ એકાએક પેલા માવત તરફ ઝુકીને તેના હાથમાંથી ખંજર ઝુંટવી લઈ જરાક પણ દેહશત વીના પોતાની છાતીમાં ભોકીને પોતાનો અમુલ્ય પ્રાણ તે સર્વ શક્તીવાન પ્રાણનાથને હવાલે કીધો, કે જે અસરકારક તથા ખરી લાગણી ઉશકેરનારો બનાવ જોઈ દુશમનોની ચશમોમાંથી પણ નવધાર આંસુ ટપકવાં લાગાં!

### સમયસુચકતાનો એક અજાયબ જેવો દાખલો.

જરમનીનાં "યુડોરફ" નામનાં ગામડાંમાં આટો દળવાની એક પવનચક્કી છે, કે જ્યાં નીચલો ખરેખર હેરત ઉપજાવનારો બનાવ બન્યો હતોઃ—

એક વેળા આદીતવારને દીને સવારના આ મીલનો માલેક પોતાની એક દાસી, કે જેનું નામ "જેન" કરી હતું તથા જેણી થોડા દીવસની એ ગ્રહસ્થને ત્યાં ચાકરીએ રહી હતી–તેણીને પોતાનું એક નાનું બાળક સોંપી તથા ઘરની રખેવાળી કરવા રાખીને પોતાના કુટુંબ સાથે પાસેના ગામડાંના ગીરજામાં પ્રાર્થના કરવાને ગયો.

"જેન" જ્યારે ઘરનું કામકાજ કરવામાં મશગુલ હતી, તેવામાં તેણીનો એક મિત્ર કે જેની મકસદ તેણી સાથે પરણવાની હતી, તે ત્યાં આવ્યો. તે એક આળસુ, સભ્યતા વગરનો અભણ માણસ હતો, અને તેણીના શેઠ આ પંચીની ચાલચલણથી સારીપેઠે વાકેફ હોવાથી એને ઘરમાં આવવાને સખત મના કીધી હતી; પણ જેન બીચારી પોતાની ભોળાઈમાં એમ સહમજતી હતી કે મારા હાથનો ઉમેદવાર ઘણો ભલો નર છે, ને દુશમનો એને ખાલી બદનામ કરતા હશે, તેથી તેને આવતાં જોઇ તેણીએ આગળ આવી આવકાર દઇ ઘરની અંદર લઈ ગઇ, અને પોતાના ભાગનું જે ખાનું બચાવી રાખ્યું હતું તે તેની આગળ મુકી ઓહસ કરીને ખવડાવીને અહીંતહીંની વાતચીત કરવા લાગી. ખાતાં ખાતાં પેલા પચીએ હાથમાંથી છરી નાખી દીધી અને જેનને ઊંચકી આપવાને કહ્યું, પણ તેણી મશકરીમાં બોલી કે, "તું પોતાનો વખત અમથો ખરાબ કરે છે ને કાંઇ કામકાજ કરતો નથી, ને વળી શું આટલુંબી તારેથી ઊંચકાતું નથી કે?" આમ કહીને ઝુકીને છરી ઉંચકવા જાય છે કે પેલો મુઇ એકદમ પોતાની જગા પરથી કુદી તેણીને બોચીમાંથી પકડી ગળું ખુબ જોરથી દબાવી રાખીને પોતાના મોટા લાંબા દગલામાંથી એક છુપાવેલું ખંજર કહાડીને તેણીને ધમકી આપી પુછવા લાગો કે "બતાવ, તારા શેઠે પોતાની દૌલત ક્યાં છુપાવી છે, નહી તો બોલ બોલતાં આ ખંજરે તને ઠાર કરશ."

ગરીબ બીચારી જેન આ કદી નહી ધારેલો બનાવ જોઈ બીલકુલ ડંગ થઈ ગઇ, અને થોડી મીનીટ સુધી તેણીથી એક બોલ પણ બોલાયો નહી, પણ આસ્તે આસ્તે હીમત ધરી પેલા ચંડાલની ચુંગાલમાંથી છુટવાની ઘણી કોશેશ કીધી; પણ તે શેતાની ખસલતનાએ એટલાં જોરથી ગળું દબાવી પકડી રાખ્યું હતું, કે તે બાપડી મહા મુશકેળીથી દમ લઇ શકતી હતી. તેણી પામી ગઇ કે, "આ બદમાસ કોઇબી રીતે સહમજવાનો નથી, અને જો વધારે ગડબડ કરીશ તો જીવ પણ ખોહીશ, વાસ્તે એની સાથે કાંઇ તાલ રમવી જોઇયે." તેથી જેન જાણે તેની સાથે ચોરી કરવામાં ભળી ગઈ હોય, તેમ નીચે મુજબ બોલી–"ખેર થવાનું હશે તે તો થશે, અને જો તું મારા શેઠની સઘળી દોલત લઈ જાય તો મનેબી તારી સાથે લઈ ચાલ, કારણ કે મારેથી પછી એનાં ઘરમાં રહી, તુંને જે તાણા મારે તે સંભળાય નહી અને હવ જરા મારૂં ગળું છોડ તો હું જ્યાં મારા ધણીએ ધન છુપાવયું છે, તે જગા બતલાવું." આ વાત સાંભળી ચોર ઘણો ખુશ થઇ ગયો, અને ગળું તુરત મુકી દીધું. જેન તે પરવરના શુકરાના કરી પેલા 'નેકનામ'ને લઇને પોતાના માલેકના સુવાના ઓરડામાં પેઠી, અને જે પેટીમાં રૂપયા પૈસા હતા, તે તેને બતલાવ્યા. "આ ઠેકાણે બધું છે"–તેણીએ તેના હાથમાં એક કોદાળી આપીને કહ્યું. "તું એનેથી ખોલ, અને હું માળ ઉપર જઇ તારી સાથે આવવા સારૂ મારાં કપડાં તથા મારી મેહેનતના એકઠા કીધેલા પૈસા લઇ એક પળ વારમાં આવું છું."

પેલો મુર્ખ ચંડાલ તેણીની એવી બાહેરની ખાલી ભપકી તથા પોતાની સાથે ચોરીમાં બીલકુલ જેનને મલેલી સહમજી ઠગાઈ ગયો, અને તેણીને ઓરડાની બાહેર જવા દીધી ને મોટી ખુશી સાથે પેટી ભાંજીને દાગીના, રૂપ્યા પૈસા ઇત્યાદી પોતાનાં આંગ ઉપર છુપાવવા લાગો. પણ નેક વાંચનાર, શું હીમતવાન તથા નીમકહલાલ જેન પોતાના ઓરડામાં કપડાં લેવા ગઈ હતી? બચીત નહીજ. તેણી માત્ર આ બાહણું કરીને સટકી ગઈ અને બીજા ઓરડામાંથી હળવે હળવે, જ્યાં પેલો સાહુકાર પોતાના કામમાં ગુંટાયો હતો ત્યાં હીમતથી આવીને બારણું એકદમ ચપટ બંધ કરીને ગદદને માટે બહાર નીકળી પડી. પણ માહાં બાયગે પોતાના માલેકનાં બાળક સીવાય કોઈ તેણીના દીઠામાં આવ્યું નહી, તેથી તેને આગળ બોલાવીને બોલી કે, "ડીયર ફ્રેડી દોડ, ને તારા બાવા જેવણ ગીરજામાંથી આવતા હશે તેવણુને જઇને કહે કે તમો તુરત ચાલો, નહી તો આપણે બધાં જણ માર્યાં જઇશું." પેલું નાનું બાળક આ પેગામ સાંભળી લઈ દોડયું ને પોતે એક બીજા ઓરડામાં જઈ બારણાં બારી બંધ કરીને તેઓની વાત જોતી ઉભી. પણ તેણીના કાનમાં કોઇની સીપટીનો અવાજ આવ્યો, તેથી તેણીએ ડોકી કહાડી નજર કીધી તો પેલો કેદ થયલો ચોર પોતાના ઝાડીમાં સંતાયલા સોબતીને પેલાં દોડતાં બાળકને પકડવા તથા ઘરની અંદર આવીને જેનને મારી નાખવાં કહેતો હતો.

જેન બીહતી બીહતી ચારો તરફ જોવા લાગી, પણ કોઈ બી આસેપાસે દેખાયું નહી અને પેલું નાનું બાળક તો આગળ દોડતુંજ ગયું, તેથી તેણીએ વીચારયું કે આ 'સાહુકારે' મને ધમકી આપવા તથા બીહવાડવાની મકસદથી આ તાળ કીધી હશે. પણ આમ વીચાર કરવામાં તેણીની ભુલ હતી, કાંકે નાનો "ફ્રેડી" એક નાળી ઓળંગીને દોડતો હતો કે એકાએક એક માણુસે નીકળી આવી તેને પકડીને પોતાના મળસાના કહેવા મુજબ મીલ તરફ આવતાં જેને દીઠો.

આવી કમનસીબ હાલતથી પણ તેણી ગભરાઇ નહી ગઇ, પણ સઘળાં બારી બારણાં બારીકીથી તપાસીને પાછી માળ પર જઇ ઉભી રહીને મન સાથે વીચાર કરવા લાગી કે, "મારો પ્રાણ જાય પણ હું મારા માલેકની મીલકતમાંથી એ બદમાસોને એક પૈ પણ લેવા દેઉં નહી."

થોડા વારમાં પેલો બીજો ચોર બાળકને લઇ આવી પુગો, અને જેનને કહેવા લાગો કે "સીધી રીતે બારણું ખોલ, નહી તો બારણું ભાંજી અંદર આવીને ટુકડે ટુકડા કરી નાખશ."

પણ બહાદુર જેન જરાક પણ બીક વગર વારંવાર એજ ઉત્તર આપતી હતી કે "મારો બચાવનાર તે સર્વ શકતીવાન સાહેબ છે." પહેલા ચોરે બારીમાંથી આ વાદવીવાદ સાંભળી પોતાના સોબતીને કહ્યું કે "ભલા માણસ, જોય છે શું, એ આપણું કહ્યું નહી માનતી તો આ બાળકને એની આંખોની સામે એકદમ કતલ કર."

આ ઘાતકી ધમકી સાંભળીને ગરીબ બીચારી જેન કાંપવા લાગી ને બારણું ખોલી નાખવાનું કાંઈ થોડું દીલ થયું, પણ પાછું ધીરજથી વીચાર્યું કે, "જો બારણું ખોલીશ તો એ ગુંડાલો બાળકને તેમજ મને મારી નાખી, વળી ઉપરથી બધું ધન દોલત લઇ જશે, તેથી ઉત્તમ ઇલાજ એજ છે કે મારા ઠેકાણને વળગી રહી બારણું ઉઘાડુંજ નહી."

પેલા બંને પંથીઓએ જોયું કે આ સ્ત્રી તો કાંઇ બીહતી જ નહી, ત્યારે મીલને આગ લગાડી દેવાનો ઈરાદો કીધો ને એક જણ આગ લગાડવાનીવસ્તુઓ ઢુંડવા લાગો; ઢુંડતાં ઢુંડતાં તેને મીલમાં પેસવાનો એક રસ્તો જડયો કે જે વીશે જેનને જરાક પણ ખ્યાલ ન હતો. તેની નજર એક દેવાળમાં મોટાં બાકાં પર પડી, કે જે કાણું ઘંટીનાં મોટાં પૈડાં સાથે સંબંધ રાખતું હતું, ને તે હર વેલા ખુલ્લું રાખવામાં આવતું હતું, કારણ કે કોઇને સ્વપનામાં પણ એવો ખ્યાલ ન આવ્યો હતો કે કોઈ ઇનસાન આ ભયંકર સુરાખમાંથી અંદર આવવાની હીમત કરશે. આ શોધથી પેલા સાહુ નર ઘણાજ ખુશ થઈ પેલા નીરદોષ કેદીના હાથ પગ બાંધી અંદર આવવાની મકસદથી પેલાં બાકાંમાં ઘુસ્યા. જેન આ બીના જોઇ શકી નહી, કારણકે તેણી જ્યાં ઉભી હતી તેની વચમાં એક બીજી દેવાળ હતી.

પણ પ્રીય બેહેન, જ્યાં તે કીરતારની મેહેર હોય છે તો દુશમન પણ આજેજ થઇ જાય છે, તે નીચલી બીનાથી માલમ પડશે. એક હાથ પર જયારે પેલો નેકનામ અંદર પેસવા જતો હતો કે બીજા હાથ પર જેનને એકદમ એવો વીચાર આવ્યો કે, "આજે આદીનવાર છે ને જો હું મીલ એકાએક ચલાવીશ તો બધાં લોક આસપાસથી દોડી એનું કારણ પુછશે ને મારો પણ તુરત નીકાળ આવશે."

જેવો બીજો ચોર અંદર પેઠો કે દૈવયોગે મીલની ચક્કી પણ ચાલવા લાગી, અને બધાં પૈડાંઓ ઝડપથી ફરી ઘણો ગોંઘાટ કરવા મંડી ગયાં—અને પેલો કમનસીબ 'ભલો આદમી' મોટાં પૈડાંમાં આવી પડયો; આવી ન ધારેલી ઓચીંતી આપદામાં પોતાને જોઈ તે ઘણોજ બીધો અને ઘણા જોરથી ચીસ્યારી મારી કકળાણ કરી મુક્યું. જેન આ બુમો સાંભળીને તુરત બહાર દોડી આવી, અને ચોરને એક ઉંદરની માફક પોતાનીજ જાળમાં ફસેલો જોઇ, ઘણી તાજુબ થઇ. તેણે રડી કુટીને જેનને મીલ રોકાવવાની ઘણી મીનતજારી કીધી, પણ જેન એકની બે થઇ નહી. સેવટે આદીતવારને દીને મીલ ચાલતાં જોઈ લોકનાં ટોળે ટોળાં—તેમાં જેનનો રીડ પણ—ત્યાં આવી લાગાં. તુરત તેણીએ સઘળા હેવાલથી તેઓને વાકેફ કીધાં, અને બાપડી જેને જે આટલા વખત સુધી અસાધારણ હીમત તથા ધીરજ દેખાડી હતી, તેથી તેણી બેહોશ થઈ તેઓના હાથમાં પડી અને ઘણે વારે હોશમાં આવી; ત્યારબાદ ચક્કી થોભાવીને પેલા નેકનામને તથા બીજાને ઓરડામાંથી કહાડી હાથ પગ બાંધીને ઘટતે ઠેકાણે મોકલી આપ્યા, કે જ્યાં પોતાનાં કરતુકનો સારો સ્વાદ ચાખી તેઓએ લાંબી સજા ભોગવી.

લાંબો વખત સુધી જેનની આવી અજાયબ જેવી સમયસુચકતા તથા ધીરજ કોઇ ભુલી ન ગયું ને સારાં સારાં માણુસો તેણીની મુલાકાત લઇ, આવી જાતી હીમતને માટે મુબારકબાદી આપવાં લાગાં, અને પેલો મીલનો માલેક તો તેણીને પોતાની બેટીજ મુજબ ગણવા લાગો. થોડા દહાડા પછી એ ગ્રહસ્થના મોટા છોકરાએ જેનની સાથે પરણવાનું માંગું મોકલ્યું, કે જે તેણીએ કબુલ રાખ્યું, ને અમનચમનમાં પોતાનાં વહાલાં બચ્ચાંઓ સાથે તેજ મીલ પર લાંબી જીંદગી ભોગવી.

માણેકબાઈ દા. શરાફ.

## રાંધવાને લગતું.

**લીંબુ, કારેલાંનાં સ્વાદીષ્ટ અચાર**—લીંબુ નંગ ૫૦) લેવાં, કારેલાં નંગ ૨૫) લેવાં અને લીંબુની ચાર ચીર જોડેલી રહે તેમ ચીરવાં, કારેલાંનાં ચાર ચીરયાં કરવાં, પછી હળદ દરેલી ૦I) શેર, નીમક વાટેલું ૧II) શેર, સુકાં મરચાંની ભુકી ૦I) શેર, એ ત્રણ મસાલાને મેળવવું, પછી લીંબુની અંદર મસાલો મોહડાં વેર ભરવો અને કારેલાંને મસાલામાં ખરમોતવાં, ત્યાર બાદ એક મોટી બરણી લઈ તેની અંદર એક પડ લીંબુનું અને બીજું પડ કારેલાંનું એ પ્રમાણે બરણી ભરાય ત્યાં સુધી ભરવાં; પછી બરણીનું મોહડું કપડાંથી બાંધવું અને આઠ, પંદર દહાડે ઉઘાડીને જોવું, જો રસ થોડો હોય તો પાંચ છ લીંબુનો રસ અંદર નીચવવો. ૨૦) ૨૫) દહાડે ખાધામાં લેવું. એ અચાર ઘણું સ્વાદીષ્ટ થાય છે; જે કોઈ બાનુઓ તથા ગ્રહસ્થો કારેલાંને ધીક્કારતાં હશે, તેઓ પણ ઘણી મોટી ખુશી સાથે ખાશે, કારણ લીંબુથી કારેલાંનો કડવાસ તદન નીકળી જશે.

મીસ કોકીબાઈ પાલણજી પુણેવાલા.

**ખીમાનો આમલેટ**—પા રતલ ખીમાને મસાલો નાખી ઘીમાં ચેરવી ઉતારો, ત્યાર બાદ ચાર ઇંડાંની સફેદીને ખુબ કફ ચહડાવી તેમાં નીમખ નાખી ઇંડાંની દાલ નાખવી, થોડું પેણામાં ઘી રેડી ઉચેથી બધું રેડવું, તેમાં પેલો ખીમો પાંથરવો પછી તેને ધીમેથી હીલવવું; લાલ થાએને ઉતારવું. જો તમોને મીઠાશનો શોખ હોય તો ખીમાને બદલે રાજબેરી જેલી પાંથરવી અને ખાધામાં લેવું.

**કોર્ન ફ્લાવર મોલ્ડ**—શેરથી દોઢ શેર દુધ લેઈ તેને ઉકાળવું, બે ચમચા ભરીને કોર્ન ફ્લાવર લેવો, તેને થોડાં દુધમાં મેળવી પેલાં ઉકળતાં દુધમાં નાખો, મીઠાશ મુજબ ખાંડ નાખી ઘટ થાય ને ઉતારવું, તેમાં બે ગલાસ ગોલાબ નાખો, ઠંડું પડેને બે ઇંડાંને કફ ચહડાવી તેમાં મેલવવું. દશ પંદર બદામની સલેશ નાખવી, તેમાં કોઇબી જાતના મુરબાના બારીક કટકા કરી નાખો; એ સરવે મીશ્ર કરી એક મોલ્ડમાં યાને કોઈબી વાસણમાં નાખી આઈસમાં ઠંડું કરવું; બંધાઈ તૈયાર થવેથી ખાધામાં લેવું, તેનો ટેસ્ટ બઝુમાશનાં જેવો લાગશે.

શીરીનબાઈ દા૰ તારાપોરવાલા.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૪ મું.

બુધવાર, તા૦ ૬ ઠી ડીસેમબર—આજે સહવારના હું સાડાચાર વાગે દેખાવના થોડાંક ચીત્રો પાડવા ઉઠી, અને જોઈને ઘણી દલગીર થઈ કે ધોધમાર વરસાદ પડતો હતો; પણ હું મારૂં ચીત્ર પાડવાનું યંત્ર ગોઠવું તેટલા વખતમાં વરસાદ રહી જવાથી મેં થોડાંક ચીત્રો પાડી લીધાં.

મેશરસ બ્રેનદરનું એક મોટું વાહાણ આજે કાગજો લઈ "સેન ફ્રેનસીસકો" જવા આઠ વાગતે ઉપડવાનું હતું તેથી સાત વાગતામાં તેમ હમારાં કાગજો લઈ ત્યાં ગયો. એ લોકોનાં ત્રણ વાહાણો છે અને બોહલો વેપાર કરે છે. "સેન ફ્રેનસીસકો" જતાં પચીસ દહાડા થાય છે. મી૦ ગોડફ્રીએ તેઓ કેવી રીતે વેપાર કરે છે તેની વાત અમારા આગળ કરી, તે હું નીચે આપું છું. આ જગ્યાના સુધરેલા લોકો હવે પોતે જે મોતી, શીપ, સુખડ તથા નાલીઅરો વેચે છે તેના બદલામાં અગાઉ લેતા હતા તેમ હલકી ચીજો લેતા નથી, પણ પૈસા માંગે છે, અને તે મલ્યા પછી તેઓ વાહાણ ઉપર પોત પોતામાં વાત કરવા ઉભા રહે છે, જે વખતે કપતાન કેબીનમાં લાલ, પીલા એવા તડકેદાર ભપકાદાર રંગોનાં કપડાંઓ, થોડોક બ્રાંનડી તથા રમ દારૂ તથા તંબાકુ મુકે છે. આ ચીજો તેઓ ઉપરની બારીઓમાંથી જોઈ ઘણાં લોભાય છે, અને જલદીથી તે સર્વે કપતાન ઘણે મોટે ભાવે વેચી પોતાના પૈસા પાછા લઈ લે છે.

બરેસપતવાર, તા૦ ૭મી ડીસેમબર—આજે મને એક જણે એક ટટ્ટુની ગાડી ફરવા આપી; જેમાં હું મેબલને તથા મ્યુરીઅલને લઈ સાત વાગતે ફરવા નીકળી, અને શેહરની બહાર હમે બે કલાક સુધી ફરયાં. જ્યારે અમો પાછાં જતાં હતાં ત્યારે મને એક ગ્રહસ્થ મલ્યો, જેણે મને કહ્યું કે જો તમારી મરજી હોય તો હું તમુને થોડાંક સારાં મોતી બતલાવું, અને મેં હા કહેવાથી તે મને પોતાને ત્યાં લઈ ગયો. તેણે મને ઘણાંએક જોવા લાયક મોતીઓ બતલાવ્યાં, એક મોતી તો એક હજાર પૌંડ એટલે નજદીક પંદર હજાર રૂપયાની કીંમતનું હતું, અને તે એક પાસેના ટાપુમાંથી મળેલું હતું. અમે થોડાક દોસ્તોને નાસ્તો ખાવા નોતરેલા હોવાથી હવે યાટ ઉપર ગયાં. અને નાસ્તો ખાઈ મેશરસ બ્રેનદરની વખારો જોવા પાછાં આવ્યાં, જ્યાં વાહાણોને સારૂ જોઈતી ચીજો મળે છે. આ જગ્યા ઉપર બરફ પણ મળે છે, જે માટે એક ઈંગ્રેજી અમલદારે કારખાનું રાખેલું છે. આ જગ્યાનો વેપાર ઘણો વધતો જાય છે. ૧૮૪૫ ના સાલમાં આ જગ્યા ઉપરથી ૮૪૦૦ પૌંડની ચીજો બહાર મોકલવામાં આવી હતી, જ્યારે ૧૮૭૪ માં ૯૮૦૦૦ પૌંડની કીંમતનો માલ મોતી શીવાય મોકલવામાં આવ્યો હતો.



૫૮—તાહીતન બાનુ.

હું જાતી અનુભવથી કહું છું કે વાહાણ ઉપર જોઈતી ઘણી ખરી અગતની ચીજો "તાહીતી" થી મલી શકે છે. પતરાંના દાબડાઓમાં ભરેલી અમેરીકન તરકારી, ફરૂત તથા સામન માછલી, ઓસ્ટ્રેલીઆ દેશનું મતન, ન્યુઝીલેંડનું બીફ, અને સાઉથસી આગળથી આવેલું હુકરનું ગોસ, એ સર્વે ઈંગ્રેજી કરતાંબી સારૂં હોય છે, એક ફકત સોજું માખણ નથી મલતું. મને સમજ નહી પડતી કે આ જગ્યા ઉપર જેમ "દેવનશાયર" માં નીમક નાખી માખણ દબામાં ભરે છે, તેમ એઓ કાંય નહી ભરતા ? હું "દેવનશાયર" નું માખણ મારી સાથે લાવી હતી તે હજી સુધી ઘણું સારૂં રહયું છે.

૫૯—તાડનું ઝાડ.

સુકરવાર, તા૦ ૮મી ડીસેમબર—અમે આજે સહવારના પાંચ વાગતામાં નીકળી "કારનવાઈન" ટાપુની પાસેના જે બીજા પરવાળાંના ખડકો જોવાના રહી ગયા હતા તે જોવા ગયાં. એ ખડકો ઘણા ગીચ નહી હોવાથી અને હેઠેની થોડીક સફેદ રેતી દેખાવાથી અમે અગાઉ જોયા હતા તે ખડકો કરતાં પણ સારા દીસતા હતા.

નાસ્તો ખાધા પછી નવ વાગતે હમે કીનારે ગયાં, અને ઉતરીને ગાડીમાં બેસી "પોઈન્ત વીનસ" જ્યાંથી કેપટન કુકે શુક્રના તારાને બીજા તારાની પાસેથી જતાં જોયો હતો, અને જેની યાદગારીમાં તેઓએ ત્યાં એક આમલીનું ઝાડ રોપ્યું હતું, ત્યાં હમે આવી પુગ્યાં. બપોરના હમે પાછાં "ફાઆતુઆ" ગયાં. મોટી પીએનો ઉપર, દરેક મેજ ઉપર તથા હાલની જમીન ઉપર હમારે સારૂ બેટો મુકી હતી. એ બેટોમાં આસરે બસોથી ત્રણસો પક્ષીઓની પુછડીમાંથી કાઢેલાં લાલ પીછાંઓ જે ફકત મોટા અમલદારો પહેરી શકે છે, અને જે

ઘણાં કીમતી ગણાય છે, કારણકે એક પક્ષીમાંથી ફક્ત બે પીછાંઓ નીકળે છે તે; મોતીની સીપો જે ઉપર પરવાળાં ઉગતાં હતાં; ઈકવેતરના બીજા ટાપુઓમાંથી આવેલાં લાલ પરવાળાં, નવાઈ જેવાં દરીઆઈ વાદળાં, તથા ઝારો, તાયા નામનું કપડું તથા રીવા રીવા નામની ઝાલર, આરારૂત તથા તાડનાં ઝાડનાં પાંદડાંની બનાવેલી તોપીઓ, નાળીયરનાં કોતલાંનાં પીવાનાં વાસણો, ઘણીએક જાતની જુદી જુદી તરેહમાં ગુંથેલી સાદરીઓ, એ સીવાય ટાપુની બીજી ઘણીએક પેદાશ હમુને તે લોકોએ આપી.

બાદશાહી કુટુંબનાં જે જે માણુસો હાલ "તાહીતી" માં હતાં, તેઓને હમુને મળવા સારૂ નોતરવામાં આવ્યાં હતાં. તે લોકો સર્વે પોતાના દેશી પોશાકમાં તથા ગળામાં તથા માથાં ઉપર મોટા મોટા ફુલોના હાર પહેરી હવે આવવા લાગ્યાં. નોતરેલાં લોકોમાં હવે પછી ગાદી ઉપર આવનારો શાહજાદો, તેનો ભાઈ તથા બેહન પણ હતાં; જ્યારે ખાણું તૈયાર થયું ત્યારે શાહજાદાએ મને પોતાનો હાથ આપ્યો, અને બંને બાજુએ ઉભેલાં દેશી માણસોની વચમાંથી હમે એક એકની પછ-વાડે ચાલી બગીચામાં મંડપ નાખ્યો હતો ત્યાં ગયાં. આ મંડપ બાંબુ તથા ઝાડોનાં પાંદડાંઓનો બનાવેલો હતો. જમીન ઉપર જાત જાતની સાદરીઓ બીછાવેલી હતી, અને તે ઉપર તેબલકલોથને બદલે મોટાં મોટાં કેલનાં પાંદડાંઓ બીછાવેલાં



૬૦—ફીઆતુઆનાં ખાણાંનો દેખાવ.

હતાં. રકાબીને બદલે પાંદડાંની બનાવેલી બાસકીતો હતી, જેની અંદર તરેહવાર દેશી ખાણું મુકેલું હતું. ખાણાં ઉપર કાલુ, સાહાન તથા બીજી બે જાતની માછલી, મરઘી, ડુકરનું ગોસ, કેલાં, બ્રેદફ્રુત, ગ્રોબેરીસ અને સંતરા હતા. દરેક માણસ આગળ અરધી નાળીયરની કાટલી ભરી ખારૂં પાણી, એક બીજી અરધી ભરી નાળીયરના કટકા, ત્રીજીમાં મીઠું પાણી, અને ચોથીમાં દુધ, બે બાંબુના કટકાઓ, એક "પોઈ" ની બાસકીત, અરધું બ્રેદફ્રુત, તથા થોડાં પાંદડાંઓ જે દરેક ચીજ ખાધા પછી બદલવામાં આવતાં હતાં, એ સર્વે મુકયું હતું. હમે સર્વે જમીન ઉપર બેઠાં. પહેલે એક દેશી બાપામાં બાપા-ણુ થયું, પછી બંદગી કીધી, અને ત્યારબાદ હમે ખાણું શરૂ કરયું. સર્વેથી પહેલે તો ભુખ લાગવા માટે ખારાં પાણીમાં બોળી નાળીયરના કટકા ખાવા જોઈએ, અને હમુને કહેવા પ્રમાણે તે દરેક ભુક સાથ ખાવાં જોઈએ. હમે છરી કાંટાને બદલે હાથે ખાવામાં ઠીક નીવડયાં. હમારા ખાધા પછી સર્વે માણસો જમવા બેઠાં અને તે દેખાવ ઘણો સારો લાગ્યો.

હમે સાડા ચાર વાગે પેપીતી આવી પોંહચ્યાં. પહેલે તો હમે એમજ ધારયું કે આજે સાંહજે હમારેથી નીકળાશે નહી, કારણકે પેલા બે શાહજાદાઓ હમુને મળવા તથા સ્ટીમર જોવા આવ્યા, ત્યાર બાદ હમુને સઘળા આંકડાઓ ચુકવવાના, કપડાં લેવાના, તથા બીજું ઘણુંએક કામ હતું. હમે ૭ વાગતે બહાર જઈ ઉભાં, જ્યાં સર્વેએ આવી કામ ખલાસ કરયાથી હમે લંગર ઉઠાવી ચાલુ કીધું. હમે બહાર ગયાં કે રાત પડવા માંડી, પણ હમે સુવા ગયાં ત્યાં સુધી સાડા અગીઆર વાગા તુલીક હમે કીનારા આગળની બતીઓ જોઈ.



દ૨-માછલી કેસોદોન બાસેનતી.
હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.

છેલ્લી સલામ, સુંદર તાહીતી! કોણ જાણે આપણે કોઈ દીવસે પાછાં મલશું કે નહી! અને અહીં પાછી આવવાની કેટલી થોડી તક છે તે હું વીચારૂં છું ત્યારે મને ઘણી દલગીરી ઉપજે છે.

[ સાંધણ છે. ]

## ભરવા-ગુંથવા વીશે.

### એરેસીન ઉન ગુંથેલી ડાયમંડની તરાંહની શાલ.

સફેદ અથવા તો બીજા કોઈબી રંગનું એરેસીન ઉન અને નંબર ૬ વાળા ગુંથવાના સુઈયાની જોડી ૧ લેવી. શાલ જેટલી પોહલી જોઈતી હોય તેટલા ટાંકા તરાંહની ગણત્રી કરી સુઈયા પર લેવા. તરાંહ માટે ૭ ટાંકા જોઈશે તે પ્રમાણેની ગણત્રી કીધા પછી સાત ટાંકા બેઉ કીનારીઓ માટે વધુ રાખવા. પેહલી ચાર હાર સાદી ગુંથી જવી. **પાંચમી હાર**-ત્રણ ટાંકા સાદા,* એક ટાંકો સાદો, બેમાંથી એક, એક આંટો, એક સાદો, એક આંટો, બેમાંથી એક,* અહીંથી પાછું ગુંથી જવું; છેડે ચાર ટાંકા સાદા ગુંથી હાર પુરી કરવી. **છઠી હાર** સાદી. **સાતમી હાર**-ત્રણ સાદા,* બેમાંથી એક, એક આંટો, ત્રણ સાદા, એક આંટો, એક સેરવી લેવો, બેમાંથી એક, પેલો સેરવેલો ટાંકો આએ ટાંકા ઉપરથી સેરવી કહાડો* અહીંઆંથી પાછું ગુંહતું અને છેલ્લે એક આંટો, બેમાંથી એક, ત્રણ સાદા એ પ્રમાણે ગુંથી હાર પુરી કરવી. **આઠમી હાર**-સાદી. **નવમી હાર**-ચાર સાદા,* એક આંટો બેમાંથી એક, એક સાદો, બેમાંથી એક, એક આંટો, એક સાદો,* અહીંથી પાછું ગુંથવું અને છેલ્લા ત્રણ ટાંકા સાદા ગુંહવા. **દશમી હાર**-સાદી. **અગીઆરમી હાર**-પાંચ સાદા,* એક આંટો, એક સેરવી લેવો, બેમાંથી એક, પેલો સેરવેલો ટાંકો આએ ટાંકાપરથી સેરવી કહાડો, એક આંટો, ત્રણ સાદા;* અહીંથી પાછું ગુંહતું અને છેલ્લા બે ટાંકા સાદા ગુંહવા. **બારમી હાર**-સાદી. જ્યાં સુધી શાલ ચોખંડી થાય ત્યાં સુધી પાંચમી હારથી એ પ્રમાણે ગુંથી જવું. ત્યાર બાદ ચાર હાર સાદી ગુંઠવી અને પછી સુઈયા પરથી ઉતારવું. ઝાલર (Fringe) ને વાસ્તે સાત ઈંચ લાંબા એરેસીનના કટકા કાપવા અને એકેકો કટકો લઈ દરેક હાર સાથે ગાંઠ મારવો.

### "તેનીસ બોલ" માટે ઉનનું ગુંથેલું કવર.

એક આંઉસ ઉન પાંચ બોલના કવર માટે પુરતું થશે નંબર ૧૪ વાળા લોઢાંના ગુંઠવાના સુઈયાની જોડી ૧) લેવો. સુઈયાપર દશ ટાંકા લેવો. **૧ લી હાર**-સાદો બખ્યો. **૨ જી હાર**-સાદો બખ્યો, છેલ્લો ટાંકો ગુંહવા આગમજ તેની આગળ પડેલો એક ટાંકો ઉચકી ગુંથો, પછી છેલ્લો ટાંકો ગુંથો. આથી આ હારમાં એક ટાંકો વધશે. ઉપલી રીત પ્રમાણે જ્યાં સુધી સુઈઆપર ૩૦) ટાંકા થાય ત્યાં સુધી દરેક હારે એકેકો ટાંકો વધારી ગુંથ્યા જાવો.* **બીજી હાર**-પેહલો ટાંકો સેરવી નાખો, ૧૯ ટાંકા સાદા ગુંથો, અને પછી છેડેના દસ ટાંકા સુઈયાપર ગુંથ્યા વગરના રહેવા દઈ ગુંથવાનું ફેરવી નાખો. **બીજી હાર**-પેહલો ટાંકો સેરવી નાખો, ૯ ટાંકા સાદા ગુંથો, અને બીજા છેડાપરના દસ ટાંકા સુઈયાપર ગુંથ્યા વગરના રહેવા દઈ ગુંથવાનું ફેરવી નાખો.// **બીજી હાર**-પેહેલો ટાંકો સેરવી નાખો, ૧૦ ટાંકા સાદા ગુંથો. **બીજી હાર**-પેહેલો ટાંકો સેરવી નાખો, ૧૧ ટાંકા સાદા ગુંથો. એ પ્રમાણે જ્યાં સુધી સુઈયાપર ૩૦ ટાંકા પાછા થાય ત્યાં સુધી બેઉ બાજુપરના પેલા દશ દશ ટાંકામાંથી દરેક હારે એકેકો ટાંકો લેતાં જાવો. જ્યાં સુધી એવા આકારના પાંચ કટકા થાય ત્યાં સુધી* આએ નીશાનીથી ગુંથ્યા કરો, પછી સુઈયા પરથી ઉતારી પાડો. એક જુનો "તેનીસ બોલ" અંદર મુકી કવરને સફાઈથી શીવી લેવો.

શીરીન ફ઼. પાઠક.

**ચંદ્રને માટે એક સારો બોલ**—એક દીવસે એક બાનું બોલી કે સુરજ એ કેવી ઉપયોગી અને વખાણવા જોગ ચીજ છે ઈત્યાદી, જેથી એક શાખસ જે ત્યાં ઉભેલો હતો તે બોલી ઉઠયો કે "હા બાઈ, સુરજ ઘણો સારો અને વખાણવા જોગ છે ખરો, પણ મારા વીચાર પ્રમાણે તો ચંદ્ર વધારે ઉપયોગી છે, કારણ કે રાતનાં તે આપણને અજવાળું આપે છે કે જ્યારે તેની ખરેખર જરૂર છે, પણ સુરજ તો સવારેનોજ દેખાય છે, કે જ્યારે તેની કાંઈ આપણને જરૂર નથી!"

એક બાયડીએ પોતાના ભરથારપર રૂપ્યા મંગાવવાને ચીઠી લખી, પાછુ તાજે કલમમાં લખી જણાવ્યું કે "આ રૂપ્યા મંગાવતાં મને એટલી શરમ લાગી કે ટપાલના સીપાહી પાસે પાછી ચીઠી લઈ લેવાને મેં માણસ દોડાવ્યું પણ તે દુર નીકળી ગયો હતો."



# મેબલ તરનર.



બલ તરનર તા૰ ૫ મી સપટેમબર ૧૫૨૦ ના સાલમાં જનમી હતી. તેણી સર વીલીયમ તરનરની નાની છોકરી થતી હતી. મેબલ પંદર વરસની ઉમરમાં ફ્રેંચ, લેટીન, ગ્રીક તથા કેલદી ભાષાઓ જાણતી હતી; તેણીની વડી બેહેન હેનરીએતાં મી૰ કુપર નામના એક તવંગર ગ્રહસ્થ સાથે સંબંધ રાખતી હતી. પણ તેણીનાં મરણથી સર વીલીયમ તરનરે પોતાની નાની બેટી મેબલને મી૰ કુપર સાથે પરણાવવાની મરજી જણાવી.

મેબલ તરનર ૧૫૪૧ માં પરણી હતી; તેણીનાં નસીબમાં સુખ ન હતું. એક વખત મેબલ તથા તેણીનો ભરથાર મી૰ કુપર ઈંગલંડમાં હતાં ત્યારે મી૰ કુપરને લારડ ચાનસેલર સાથે મારામારી થઈ. તે મારામારીની અગાઉ મી૰ કુપરની એક ગંજાવર જાગીર કાંઈ દાગાથી લારડ ચાનસેલરે લીધી હતી.

આથી કરીને કેસ કોરટમાં ગયો. કોરટ લડયાં ત્યારે સરવેની નાસીપાસી તથા લારડ ચાનસેલરની દલગીરી વચ્ચે, મી૰ કુપર જીત્યો હતો. મી૰ કુપરની મદદમાં તેની ધણીઆણી મેબલ હતી. લારડ ચાનસેલર હારયો તેનો કીનો તેણે મેબલ પર લીધો. લારડ ચાનસેલરે ઘણા દુશમનોને ઉશકેરી તથા રાજાને ઊંધું ચતું સમજાવી વગર તપાસે મેબલને કેદ કીધી, અને પછી બાળી નાંખવાનો હોકમ આપ્યો.

જે દહાડે તેણીને બાળી નાખવાની હતી, તે દહાડે તેણી સવારે સકારે ઉઠી, નાહી ધોઈને ખોદાની હજુરમાં બંદગી કીધી. બંદગી ખલાસ થતાંજ તેણીએ સુંદર સફેદ પોશાક પેહેરયો અને જે તરફ તેણીને બાળી નાખવાની હતી તે તરફ ગઈ. બાળી નાખવાનો સામન તદન તઈયાર હતો. તેણીએ સર્વે પાસે માગી લીધું કે આએ દુન્યામાં મારૂં નીરદોષપણું સાબેત કરવાને મને થોડો વખત આપો. તરત તેઓએ તેણીને છેલ્લી વખત દુઃખી તથા દલગીર ન કરતાં પા કલાક આપ્યો; તેણીએ તેઓનો ઉપકાર માન્યો. તેણીને બાળી નાખતી જોવાને ઘણાં લોકો આવ્યાં હતાં. મીસીસ કુપર સર્વેને નમી નીચે પ્રમાણે બોલી હતી:—

"દયાળુ લોકો, આજે તમો સર્વે મને બળી જતી જોવાને આવ્યાં છો. હું તદન નીરદોષ છું, પણ મારા દુશમનોને તાબે ન થવાથી આજે હું મારો જાન ખોઉં છું. હું ખોદાનો દીલોજાનથી ઉપકાર માનું છું કે આટલો વખત મને આ દુન્યામાં મારૂં નીરદોષપણું સાબેત કરવાને મને આપ્યો છે. હું નીરદોષ હોવાથી ખોદા મને તે દુન્યામાં બેહેસ્તનું મુકામ આપશે."

એટલું બોલી તેણીએ ગંભીર ચેહેરે બંદગી કીધી, જે પુરી થતાંજ સર્વેને નમી છેલ્લી સલામ કીધી. મેબલ તરનરને તા૰ ૧૬ મી ફેબરવારી ૧૫૪૬ નાં સાલમાં બાળી નાખવામાં આવી હતી. તેણીએ બત્રીસ વરસની જુવાન ઉમરમાં પોતાનો નીરદોષ તથા પવીત્ર જાન ખોદયો હતો.

**નવાજબાઈ અરદેશર શેઠ.**

---

# રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ આબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરું નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી આવતા માસની તા૰ ૧૩ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

**કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.**

**૧—ઉખાણું.**

એવી કેઈ ચીજ છે, જે કોઈ કોઈવાર ટેબલપર મુકી દાબવામાં આવે છે, પણ બીલકુલ દબાતી નથી.

**મીસ જાઈજી એદલજી પુણેગર.**

**૨—ઉખાણું.**

નીચલા બેદી સવાલો હકજાવો:—

૧. પવનની પાસે સસલાનું માથુ મુકો, અને તેની પાસે માણસનું પેટ જોડશો તો એક ઉપયોગની ચીજ થઈ પડશે.

૨. સાપની પાસે નાની હોડી મુકી બે આંકડાની સખ્યા બનાવો.

૩. એવું કયું પક્ષી છે કે જેની પુછડી કહાડીને માથે મુકો તો એક ઘર સીંગારનો સામન થાય?

**મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ દુબાસ.**

**૩—ઉખાણું.**

હું વગર પગે ડુંગર ચઢુંછુ અને વગર મોઢે ફુલ ખાઉંછું, ત્યારે મને પારખો કે હું કોણ? **શીરીનબાઈ ફરદુનજી મોદી.**

### ૪—ઉખાણું.

હાડ નથી માસ નથી, નથી પગ હાથ,
તોપણ મુજ માથું છે કહું એ સાચ્ચી વાત.
જીવ નથી જાન નથી, નથી લોહી કે શીલ,
તોપણ સઘળી ચીજમાં હુંજ છું સામીલ.
એવો હું મું કોણ કે જે પગ હાથ વગર,
ચાલે ને દોડે છે રાતો દીન અંદર.

ગુલબાઈ ખરશેદજી.

### ૫—ઉખાણું.

સર્વને હું પાળું જો કાપો માથું મારૂં,
સર્વને હું મારૂં જો કાપો પેટ મારૂં.
સર્વને હું પ્યારૂં જો કાપો પુછડું મારૂં,
એવું નેક બાનુ આંખે દીઠું મેં સારૂં.
સારે પ્યારાં બેહનો પીછાણી નામ મારૂં,
ઈનામ "સ્રી મીત્ર" નું લઈ જાઓ ન્યારૂં.

માણેકબાઈ દા૦ શરાફ.

### ૬—ઉખાણું.

હું પાંચ અક્ષરી હીંદુસ્થાનમાં આવેલા દેશનું નામ છું, મારા પેહલા અને પાચમાથી વજન બનું છું, મારો પેહલો અને ચોથો હીસ્સો બતાવે છે અને મારા ૩ અને ૨ થી સંખ્યા થાય છે, અને મારો ત્રીજો અને પાંચમો મરદ બનાવે છે. મને પારખો.

મીસીસ નજમુદીન.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—ફીકર.
૨—આખર.
૩—રજ—ફરજ.
૪—વરસાદની છાંટી.
૫—એક દીને રતન રૈગાંથી જતાં રામાના હાથમાંથી રમની બાટલી પડીને ભાગી ગઈ તેમાંથી રમ બધો ઢોળાઈ ગયો, આથી તેનો શેઠ ગુસ્સાથી લાલ થઇ ગયો અને તેને એક લાત મારી નાખી દીધો.

૬—

ના
મ મ રા
મ ર દા ચ લા
ના મ દા ર લે ડી ર
શી ર લે ધ ર
ક ડી આ
રે

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુઓનાં નામો.

મીસીસ શીરીનબાઈ મનજીભાઈ ડુબાસ ૩, ૫, ૬. બાઈ રતનબાઈ ફરામજી ગટી ૨, ૩. મીસીસ સોરાબજી ખરશેદજી હવાલદાર ૧, ૨, ૩, ૫, ૬. મીસ આવાંબાઈ બરજોરજી સ્ક્રૂવાલા ૫. મીસ બાઈ જમશેદજી ડીક ૨, ૩, ૫, ૬. Purple ૧, ૨, ૫.

## દેશાવરની બાનુંઓનાં નામો.

મીસ દોલીબાઈ પાલનજી પુલ્લીવાલા (જેકબાબ) ૩, ૫, ૬. બાઈઓ મેહર, ગુલ, જર દાદર (અમદનગર) ૧, ૩, ૫. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૩, ૫, ૬. બાઈ રતનબાઈ કાવસજી અરદેશર (પુણા) ૩, ૫, ૬. બાઈ પુતલીબાઈ પીરોજશાહ મેસ કંત્રાક્ટર (ચીકોડી) ૩, ૫, ૬, મીસીસ એદલજી અ. મરોદજી સંજાણા (બરનેરા) ૧, ૨, ૩, ૬. મીસ માણેકબાઈ હોરમસજી વાડીઆ (મોરબી) ૧, ૬. મીસ બાઈજી એદલજી પુલ્લીમર (બારસી) ૩, ૪. બાઈ જરબાઈ હોરમસજી ચાહેવાલા (પુણા) ૧, ૨, ૩. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મઉ) ૧, ૩, ૫, ૬. બાઈ આઈમાય કુંવરજી મસાલાવાલા (મઉ) ૧, ૩, ૫, ૬. બાઈ માણેકબાઈ દા. શરાફ (ઉંદીર) ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસીસ નજમુદીન (કલકતા) ૧, ૩, ૫, ૬. બાઈ ગુલબાનું જહેંગીરશાહ તાલીયારખાન (નારેલ) ૧, ૩.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસીસ સોરાબજી ખરશેદજી હવાલદાર.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ માણેકબાઈ દા. શરાફ.

## લખી મોકલનારાંઓને ખબર.

**ગુલબાનું**—તમારાં લખાણ દર. મહીને બરાબર મોકલતાં રહેજો. મેહરબાની કરી કાગજની એકજ સાઈડે લખો. તમારૂં સરનામું મોકલશો તો સ્રી મિત્ર તમારા લખવા મુજબ દર મહીને મલશે.

**નવાજબાઈ મ૦ શેઠ**—તમારાં ત્રણ લખાણો મલ્યાં છે. દલગીર છઈએ કે પહેલાં લખાણ માટે ગયાં અંકમાં જણાવવા છતાં તમોએ ફોકટ મેહનત લીધી. બીજાં જોગવાઈએ લઈશું.

**માણેકબાઈ દા૦ શરાફ**—જોગવાઈએ દાખલ કરીશું. તમોએ ગયા જાનેવારી માસના અંકમાં માહરાણીનાં તાજની લેખ આપી છે તેમાં એક બાનુંને કાંઈ ગુચવણ પડવાથી તેવણ તે માટેનો નીચે મુજબ ખોલાસો માંગે છે. જે આશા છે કે આવતા અંકમાં આપવાની તસદી લેશોઃ—

"માહરાણીનાં તાજની લેસમાં એમ લખ્યું છે કે બાવીસ વખત આંટા લઈને બેવડા કરવા તે કેમ, અને સાત હોલ કરવા તે કેઈ રીતે કરવા, તે મીસ માણેકબાઈએ ખુલી રીતે લખ્યું નથી વાસ્તે આશા રાખું છું કે મેહરબાની કરી ઘટતો ખુલાસો કરશોજી. આ લેસમાં અમુને ઘણો ગુચવાડો પડે છે વાસ્તે મેહરબાની કરી ખુલાસેવાર લખશો તો ઉપકાર થશે."

**આલાં દાદાભાઈ મીનતર**—તમારૂં લખાણ મલ્યું છે, જોગવાઈએ લઈશું. એથી વધારે સારૂં લખવાની કોશેશ કરજો.

**ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા**—તમારી ઘણી ખરી રમુજે ફુરસદો જવાબ વગર આવે છે, તેથી મેહરબાની કરી જવાબો બરાબર મોકલજો. તમારી વાતોનાં તેર પ્રકરણો મલ્યાં છે, ઉપકાર થયો. બાકીનો ભાગ બનતાં સુધી જલદી મોકલજો.

**ખોરશેદ, ધ૦ શેઠના**—મલ્યાં છે, જોગવાઇએ લઇશું.

☛ આ "સ્રી મિત્ર" મુંબઈના કોટમાં નં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



# સ્ત્રી મિત્ર.



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. જુન ૧૮૯૦. અંક ૪થો.



## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

પ્રકરણ ૯ મું.

ઘરની અંદરનો દેખાવ—મુલાકાત આપનારાંઓ—ખર્ચાં લેવા વીચારો.



પીરોજા, ખુરશેદ અને હવે તો ગુલાં દરરોજ જે વખત દીનબાઈ સાથે ગુજારતાં હતાં તે વખત પીરોજાને મનસે સૌથી સુખી હતો. તે વેલાનું તેઓનું ઘણું ખરૂં હમેશનું કામ જે સાદુ સીવવાનું હતું તેમાં, કાંઈ તેણી ઘણી મજાહ મેળવતી ન હતી; તોપણ તેણી કાંઈ પણ આંચકી વગર પોતાનાં લેસન, પોતાની મજાહ, પોતાના વીચારો તથા જે જે વાર્તા અને તવારીખો તેણી વાંચતી હતી તે વીશેની વાતો કરતી હતી. તેણી જાણુતી હતી કે તેણી જો કોઈ પણ વેળા ખોટું વીચારતી તો જેટળી મજાહ અને જેટળી અસરકારક રીતે તેણીનાં "મમા" તે ભુલ તેણીને બતાવતાં હતાં, તેમ 'બીજુ' કોઈ પણ બતાવતું ન હતું. સવારનાં ત્રણથી ચાર કલાક બાઈજીના હાથ હેઠળ તેઓ અભ્યાસ કરતાં હતાં, જે વેળાએ દીનબાઈ પોતાની હાજરીથી તેઓને તેઓના અભ્યાસમાં વધારે રમુજ અને ઉત્તેજન આપતાં હતાં. અઠવાડયાંમાં ત્રણ વખત છોકરીઓ ગાવા વજાંડવાની તાલીમ તેઓની માતાના હાથ હેઠળ લેતી હતી, કે જે કામ દીનબાઈએ પોતાનાજ હસતકમાં રાખ્યું હતું. સાડા ત્રણ વાગે તેઓ સઘળાં ફરવા જવા માટે તૈયાર થતાં હતાં અને ચાર વાગે જ્યારે છોકરાંઓ મેહરજીભાઈ માસ્તરને ત્યાંથી આવતાં, ત્યારે તેઓ સાથે ચાહ પીતાં હતાં. છોકરાઓનું લેસન સવારે નવ વાગે શરૂ થતું અને ત્રણ વાગે પુરૂં થતું હતું. છોકરીઓને દોઢ વાગેથી છુટી મળતી હતી, જે વખત તેઓ રમત ગમત, વાતચીત અને તેઓની સહી મીટીઓને મળવા જવામાં ગુજારતાં હતાં. કોઈ વેળાએ આમાંનો એક કલાક પીરોજા સીવવાનું લઈ તેણીની માતા આગળ બેસી તેવણ સાથે વાત કરવામાં કહાડતી હતી. સાંજના ફરી આવ્યા પછી તેઓ એક કલાક બીજે દીવસનું તેઓનું લેસન કરવામાં ગુજારતાં હતાં; છથી સાત સુધી તેઓ માહેલું એકુ જણ કોઈ રમુજી અને બોધકારક ચોપડી મોટેથી વાંચતું હતું, અને બીજાંઓ તેને ઉલટથી સમજતાં હતાં. સાત વાગે સઘળાંઓ સાથે ખાવા બેસતાં, ત્યાર પછી નવ વાગા સુધીનો વખત સૌ પોત પોતાની મરજી માફક ગુજારતું હતું.

આ જાતની જીંદગી પીરોજાને એટળી તો સુખી લાગતી હતી કે એ કરતાં બીજી વધારે સુખી જીંદગી કેવી હોય તેનો તેણીને ખ્યાલજ ન હતો; પણ ખોરશેદ તો એથી ઉલટીજ રીતે, જ્યાર ત્યાર તેણીની સહી હીલા શરાફની અદેખાઈ કરતી અને એમ માનતી કે, બધા દીવસો પંચગનીમાં પસાર કરવાને બદલે કોઇ કોઈ વેળા મુંબઈની મુલાકાતે જવાનું હોય તો તેણીની જીંદગી વધારે સુખી થાય. તેણીને ખબર હતી કે તેણીના આ વીચારોને ઘરમાં કોઈ મળતું તો થશેજ નહી, તેથી જરબાઈ અને હીલા શીવાય બનતાં સુધી બીજા સઘળાંથી તે વીચારો છુપા રાખવાની તેણી કોશેશ કરતી હતી. પણ તેણીની માતા તો આ વીચારોથી વાકેફ હતી, જે અસંતોષીપણું અને અસુખીપણાનું મુળ તેણીમાં હતું તેથી તેવણ ઘણાં દુઃખી થતાં હતાં; તોપણ ખોરશેદને કેળવણી આપવામાં તેવણ કાંઈ પણ ખામી રાખતાં ન હતાં, અને જેમ જરાક જરાકમાં ખામી કહાડનારી માતાઓ કરે છે તેમ, ખોરશેદ અને હીલાની દોસ્તીમાં કોઈ પણ રીતે વચમાં આવતાં ન હતાં. તેવણ જાણતાં હતાં કે, જો તેવણ પોતાની દીકરીઓને દુન્યાદારીમાં નાખવા માંગતાં હોય તો "તેવણને" મનગમતાં માણસો સાથે દોસ્તી રખાવવી નહી બની શકે તેવું હતું, અને તેથી તેવણ તેઓનો પ્યાર અને વીશ્વાસ મેળવવાની કોશેશ કરતાં, કે જેથી

હમણાં અને જ્યારે તેઓ ઉમરમાં આવે ત્યારે તેઓ તેવણને સૌથી પહેલા, સૌથી સરસ, અને સૌથી ખરા દોસ્ત તરીકે ગણે.

"વાહાલાં, વાહાલાં મમા!" તેઓનાં મા બાપને ઘર આવ્યાને એક અઠવાડયું થયા પછી એક દીવસે સવારનાં પીરોજા બોલી ઉઠી, અને પછી વધારે ઉલટથી બોલવા માટે પોતાનું સીવવાનું પોતાના ખોલાપર નાખી દીધું, "મમા, તમુને ખબર નથી કે તમુને ઘેર પાછાં આવેલાં જોઈ અમે કેટલાં ખુશી થઈએછ; જ્યારે તમે અહીં નહી હતાં ત્યારે દરરોજનો આએ કલાક મને ઘણોજ યાદ આવતો હતો. જેટલો વખત તમે અમારી સાથે હતાં તેટલો વખત આએ કલાકની કીમત હું પીછાણતી નહી હતી. પણ તમારા જવા પછી જ્યારેથી એ વખત થતો ત્યારે હું તમુને યાદ કરતી, અને તમુને જોવાને એટલું બધું તો ઈચ્છતી હતી કે—(હું બીહુંછું કે તમે મને ઘણીજ ચેરી છોકરી ધારશો)—મારેથી રડયા વગર રહેવાતું નહી હતું."

"કાંય પીરોજા, જાંહગીરે તો તે વખતે તારી ઘણી મશકેરી કીધી હશે."

"ખચીતજ નહી મમા; હું ધારૂંછ કે એવણુબી રોય રડી પડે તેવાજ થઈ રહયા હતા. પહેલા બે એક દહાડા તો એને ઘણું લાગ્યું, કારણકે હમેશાં મેહરજીભાઈ માસ્તરને ત્યાંથી આવી જેમ એ તમારા ઓરડામાં ધસી આવતો હતો તેમ એનેથી અવાયું નહી. એ કહેતો હતો કે તમે ઘેરથી દુર જાવો અને એ મુંબઈ જાય તે વચ્ચે ઘણો ફરક હતો, અને એને તો કાંઈ મુદલ ગમ્યુંજ નહી; હોમી અને ખોરશેદનેબી નહી ગમ્યું; પણ તે લોકોએ કાંઈ બાહેરથી દેખાડયું નહી."

"પહેલા થોડા દહાડા શીવાય મને તો પીરોજાની માફક ઘણું નહી લાગ્યું મમા," તેની બેહન ખોલ્લાં દીલથી બોલી ઉઠી, "કારણકે જરબાઈ મુંબઈથી આવ્યા પછી વારંવાર મને તેડાવ્યા કરતાં હતાં, અને હું જાણુતી હતી કે તેવણને ત્યાં મને મોકલવામાં તમે કદી અડચણ લેતાં ન હતાં, તથા જાઈજીએ પણ તેવો કશો વાંધો નહી લીધાથી હું ત્યાં મોટી ખુશીથી જતી હતી."

"દીકરી ખોરશેદ, તુંને ત્યાં મોકલવામાં મને ફકત એકજ અડચણ છે, અને હું ધારૂંછું કે તે તુંને ખબરબી હશે."

"કે જ્યારેથી હું હીલા સાથે હોતુંછ ત્યારે મારૂં મન હમેશાં મુંબઈમાંજ ભમે છે, અને ત્યાં જવાની ઉલટ મને વધારે થાયછે, મમા—એમ કાંઈ થાય છે તો ખરૂં; પણ ખરેખરજ હું હમેશાં એ વીચાર દુર કરવાની અને સંતોષી રહેવાની કોશેશ કરૂંછ, તો જોકે મને ખબર છે કે તેમાં હું હમેશાં ફતેહ પામતી નથી," આટલું બોલતાં તેણીની આંખોમાં આંસુ આવી ગયાં.

"હું ખુશી છઊં દીકરી, કે તું મારી મરજી પ્રમાણે ચાલવાની કોશેશ કરેછે. તેમ કરતાં તુંને કેટલું બધું ખમતું પડતું હશે તે હું સારી પેઠે જાણુંછું. તુંને હીલા સાથની એક કલાકની સંગતથી જેટલી ખુશાલી ઉપજતી હશે તે કરતાં બેવડું દુઃખ તેણીની સાથે કીધેલી વાતની યાદથી થતું હશે; પણ તેનો વીચાર તો તુંને પોતાનેજ કરવો જોઈએ; વળી તું જાણે છે કે એવી બાબતમાં તો હું વચ્ચે પડતી નથી, પણ પીરોજા, મેહરનું શું થયું? મારી ગેરહાજરીમાં મેં સુનાબાઈને કહ્યું હતું કે તમો બેઉને ઘણાં ખરાં સાથેજ ફરવા દે; શું તેણીની સંગતથી તુંને ખુશાલી નહી ઉપજી?"

"અરે હાજ તો મમા; ઘણીજ, પણ કમનસીબે સુનાબાઈનાં બમનજી ઘણો ખરો વખત ઘેરમાંજ હોવાથી, અને મેહરથીબી પોતાનાં માએને છોડી મારી આગળ નહી અવાતું હોવાથી, હું ધારૂંછ કે મારે ત્યાં જવું કાંઈ સારૂં લાગે નહી. ખચીતજ બમનજીની તેવણનાં બચ્ચાં છોકરાં તરેફની ઘાતકી ચાલ પારકાંઓને દેખાડવાને સુનાબાઈ અને મેહર ઈચ્છતાં નહી હશે. અરે! હું કેવું ઈચ્છુંછ કે મેહરને હું વધારે સુખી કરી શકું!"

"પીરોજા ખચીત, તેણી તુંને કહેશે કે પ્યાર કેટલો મોટો દીલાસો છે."

"તમારો અને હોમીનો પ્યાર કદાચ તેણીને દીલાસા ભરયો થઈ પડે મમા, કારણકે તમે બેઉ મારા કરતાં ઘણાં વધારે સારાં અને ડાહયાં છેઓ; પણ હું તો ઘણું થોડું, ઘણુંજ થોડું કરવાને શકતીવાંન છેઉ."

"દીકરી, તારી દોસ્તી તેણીને આવકાર ભરેલી થઈ શકે અને વળી છેજ; વળી જો આપણે એક માણસને સુખી કરવાને તતપર હોઈએ તો, ખાતરી રાખજે કે એક સૌથી નજીવું કામ તેઓને ખુશી કરે છે. પણ આએ મેહર કે જેની ઉપર આટલાં બધાં સંકટો પડે છે, તે કોણ છે, તે ગુલ જાણવા માંગતી હોય એમ લાગે છે; જોઊંછ તો વારૂ પીરોજા, તું તારી સહીનો હેવાલ ગુલને કહી સંભળાવ."

પીરોજા આ હોકમને ઘણીજ આતુરતાથી તાબે થઈ અને ઘણાજ સુંદર આકારમાં પોતાની સહીને ચીતારી, જેથી ગુલને એવું લાગ્યું કે મેહરપર ગમે એવું સંકટ પડતું હોય તોપણ તેણીના જેવી ભલી અને ફરેસ્તાઈ ખસલતની છોકરી સુખી હોવી જોઈએ. વળી દીનબાઈ અને હોમી જેવાં તેણીને ચાહે અને તેણીને તેઓનાં ખાસ દોસ્ત તરીકે ગણે તે કાંઈ તેણીને મનસે જેવી તેવી વાત ન હતી. આ હેવાલ તેણીને એટલો તો રસ ઉપજાવનારો લાગતો હતો કે જ્યારે શરાફનાં જરબાઈ અને તેવણની દીકરી ત્યાં મુલાકાતે આવવાથી, તેઓની વાત બંધ પડી, ત્યારે તેણી નજદીક પીરોજા જેટલીજ દલગીર થઈ."

"કેટલીએ આપણે મળ્યાં દીનબાઈ!" આવતાં વાર જરબાઈ પોતાની હમેશની માયાળુ રીત પ્રમાણે બોલ્યાં, "તમારા ગયા પછી પંચગની તો જાણે સુનું સુનું લાગતું હતું; અમુ લોકને તો મુદલ સોહવાયુંજ નહી."

"વારૂં, એવીજ મેહરબાની હમેશાં રાખતાં રહેજો," દીનબાઈએ તેવાજ અવાજે જવાબ દીધો, "અને મુંબઈની મોજ મજાહમાંબી મને ભુલી જતાં ના."

"નંહીજ તો વળી, પંચગનીનાં સર્વે લોકો—ગરીબ તેમજ તવંગર તમારી ગેરહાજરી માટે દલગીરી બતાવતાં હતાં; આએ તમારી ચેરી છોકરીનેજ પુછોની, એવણુ તો કોઈ કદા-

ચજ આપુણે મળવા આવતાં હતાં, કારણકે મમાને ખુશી કરવા એવણને ઘણી ચીજો ફરવાની હતી; પણ માફ કરજો હં;" તેવણે આસપાસ નજર કરી ગંભીરતાથી ઉમેર્યું; "આવી રીતે વાત કીધાથી તમે મને કેવી સખત હૈયાંની ધારશો—ગરીબ બીચારી આઈમાય."

"હું ધારૂંછ કે આપણને સુખી આઈમાય કહેવી જોઈએ. ખોદાએ એની તેમજ મારી ઉપર દયા દેખાડી—પણ ચાલો વારૂ, આપણે એ વીશે બીજી વખત વાત કરીશું. હીલા," તેવણે જરબાઈની છોકરી જેણી. ખોરશેદ સાથે ખુબ વાતમાં ગુંથાયલી હતી તેણીને બોલાવી કહ્યું, "આજે તારી સાથે એક બીજી છોકરીની મારે ઓળખાણ કરાવવી છે, કે જેની સાથે, હું આશા રાખુંછું કે તું ખોરશેદ અને પીરોજા જેટલીજ દોસ્તી રાખશે."

આ બોલો સાંભળી તે જુવાન છોકરીએ ફરી ગુલ (જેણી બીહતી બીહતી આગળ આવી હતી) તરફ ગરૂરાઈથી તીકીને જોયું અને દમામમાંજ ડોકું કીધું. આથી પીરોજાને એટલો તો ગુસ્સો લાગ્યો કે તેણી મુશકેલીથી તે દાબી શકી. બીચારી ગુલાંને પણ ઘણું ભારી પડી ગયું, અને તેણી શરમાતી શરમાતી ત્યાં બેઠી.

"એને મારી સાથે કાંય નહી ઓળખાણ કરાવતાં દીનબાઈ? ખુચી, તાહરાં માએને તો નાનાં હતાં ત્યારની હું ઓળખતી હતી જો; તેથી હું આશા રાખુંછ કે તુંબી હવે જલદીથી મારી સાથે ભેલાઈ જશે."

ગુલાંએ કદાચ હીમતથી આ માયાળુ સવાલનો ઉત્તર દીધો હતે, પણ તેણીની નજર તુરતજ હીલાની નાખુશ ગરૂરાઈ ભરી આંખોપર પડી અને તરતજ તેણી ચુપ થઈ ગઈ. થોડા વખતમાં સઘળાં નાનાં છોકરાંઓ બાગમાં ગયાં, કારણકે જ્યારેબી દીનબાઈ કાંઈબી તેવી વાતો કરતાં, કે જે નાનાં બાળકોના કાનને લાયકની ન હોય, ત્યારે તેઓ કાંઈ પણ આંચકી વગર તેઓને બાહેર મોકલતાં; તેવણ આ વેળાએ આઈમાએનો હેવાલ જરબાઈને કહેવા માંગતાં હતાં.

"ગુલ, હવે મારા ભાઈઓનો આવવાનો વખત થયો હશે, આપણે દરવાજા પર જઈ એ લોકોની વાત જોઈએ? જાલ કોણ જાણે આજે કેટલું બધું તુંને કહેવાનો હશે!" જેવાં હીલા અને ખોરશેદ બીજી તરફ ફરયાં તેવીજ પીરોજાએ ગુલને માયાથી કહ્યું.

"કેમ, તુંને તારાં માસીનાં છોકરાંઓ કેવાં ગમે છે? તેઓ કોણના જેવાં છે? હીલાએ ખોરશેદને તેઓ એકલાં પડયા પુછી પુછયું.

"હું ધારૂંછ કે જાલ મને ઘણો ગમશે; એ ઘણોજ માયાળુ અને સારા ખવાસનો છે, અને જાંહગીરના જેવો ખુશમીજાજી અને મસ્તીખોર છે; વળી હીલા, એ એવો તો ખુબસુરત છે કે તુંનેબી ઘણો ગમશે."

"ત્યારે તો એ તદન એની બેહનથી જુદોજ હશે, મેં કદી પણ એટલી સાદા દેખાવની છોકરી જોઈ નથી, એનામાં કાંઈ પાણી હોય એવું લાગતું નહી."

"મમા કહે છે કે એનાં માએને ગુજરી ગયાને કેટલો થોડો વખત થયો છે, તે આપણે યાદ રાખવું જોઈએ; અને વળી એની તંદરોસ્તીબી કાંઈ ઘણી સારી નથી."

"તે કાંઈ એના ચીરડાઉ દેખાવનું કારણ નહી હોય; હું નહી ધારતી કે એને ચીરડાવાનું કાંઈબી કારણ મલ્યું હોય. મમાના કહેવા પ્રમાણે દીનબાઈને આએ છોકરાંઓ માટે ઘણી દીલજારી રહેશે."

"મારાં મમાબી પહેલાં એવું ધારતાં હતાં ખરાં," ખોરશેદે વીચારવંત ચેહરે કહ્યું, "પણ હું ધારૂંછ હીલા, કે તારા આએ વીચારમાં ભુલ છે; ગુલે હજી કાંઈ ખરાબ સ્વાભાવની નીશાની તો દેખાડી નથી."

"હા, પણ તેમ કરવાનો તેને વખતજ ક્યાં મલ્યો છે, તેનો ચેહરોજ એમ કહી આપે છે. મારી માસીની છોકરી કહે છે કે લોકો તેઓના ચેહરાપરથીજ પરખાઈ આવે છે, પણ ખોરશેદ તુંને એ એના ભાઈ જેટલીજ ગમેછ કે?"

"પ્યારી હીલા, એ સવાલ તું મને આવતે મહીને પુછજે; મારેથી હમણાં જવાબ આપાય નહી, કારણકે હું ખરેખર જાણતી નથી; એનામાં કાંઈ ખેંચાણ કરવા જેવું હું જોઈ શકતી નથી. હું એને સમજીજ શકતી નથી; તેણી ઘણીજ શરમાળ યા તો ઘણીજ બીહકણ છે; અને એટલી તો સુસ્ત છે કે કોઈ કહીબી નહી શકે કે એ ખુશી છે કે દલગીર, ખરૂં જો બોલું તો મને બીહક છે કે એ મને નહી ગમશે."

"વળી એમાં બીહક શાની?"

"કારણકે મમા જો કાંઈ એવું જાણે તો ઘણાંજ દલગીર થાય. હું જાણુંછ કે એવણ અમુને એક બીજા સાથે પ્યારથી રહેલાં જોવાને ઈચ્છે છે."

"જા જા, ખોરશેદ, દીનબાઈ કાંઈ એવાં અકલ વગરનાં તો નહીજ હોય કે જે માણસ તુંને નહી ગમે તેનેબી ચાહવા કહે."

"મમા કોઈ દહાડેબી અકલ વગરનાં થતાં નથી," ખોરશેદે ઉશકેરાઈ આવી કહ્યું, "અને હીલા, હું ખરાં દીલથી ઈચ્છુંછ કે તુંબી ગુલને અમારી માફકજ ગણે."

"ખચીતજ નહી, ખરશેદજી મેજરની દીકરી સાથે મને શું લાગેછ વલગેછ! ચાલ હવે ખોરશેદ, ગુસ્સે ના થઈ જા. આપણે બેઉ તો ઘણી જુની સહીઓ છઈએ, ને નજીવી જેવી બાબદ વીશે આપણે મરવું નહી જોઈએ. જો ગુલ આપણુ બેઉ વચ્ચેના કજીઆનું મુળ થઇ પડે તો ખચીતજ હું તેણીને ધીક્કારૂં. ચાલ, ચાલ, હવે ડાહી થઈ જા;" આમ બોલી થોડા વારમાં તેઓએ દોસ્તી કરી દીધી.

હીલા, ખોરશેદ (કે જેની ઉમર હાલ તેર વરસની હતી) કરતાં થોડાક મહીના નાની હતી, પણ નાનપણથી મોટાંઓમાં ફરતી હોવાથી ઉમર આગમજ બઈરી થઇ હતી. જોકે જરબાઈને તેથી હીલા વાહાલી લાગતી હતી, તોપણ દીનબાઈ જેવણ બચ્ચાંઓને તેઓનાં બચ્ચાં જેવા ગુણ માટે વધારે ચાહતાં હતાં, તેવણને હીલા જેવી નખરાંબાજ છોકરી પસંદ નહી હતી. તેણીનાં કુટુંબમાં ફકત તેણીના બાપ જમશેદજીજ તે-

ણીને વખાણુતા ન હતા અને તેથી તેવણુ પોતાનાં કુટુંબથી અલખામણા થઈ પડયા હતા.

હીલા શરાફની મુંબઈમાં ઘણીજ ફેશનેબલ સહીએ હતી, તોપણ તેણી ખોરશેદને પોતાની છીપે જોડનની સહી તરીકે ગણુતી હતી; શા માટે તે તેણી કહી શકતી ન હતી, સીવાય કે મુંબઈની મોજમજાહની કોઈ આગળ ફંફાસ મારવા અને તેણીનાં સુંદર કપડાં, નવાં ગાયણો, તથા ચીત્ર કામ વગેરે કોઈને દેખાડવામાં તેણી મજાહ લેતી હતી. હીલાની ચપળ આંખો જોતી હતી કે આ વેળાએ ખોરશેદ તેણીની અદેખાઈ કરતી હતી, જેથી તેણી પોતાને ખરેખરજ ઘણી મહાભારત ધારતી હતી, અને મનમાં એટળી તો મધન થતી હતી કે હમેશાં ખોરશેદની સંગત શોધતી હતી. દીનબાઈને જોઈને તો તેણી દબાઈજ જતી હતી (તો જોકે તેવણ તો તેણી સાથે હમેશાં માયાથી વર્તતાં હતાં) આસ્તે આસ્તે તેણીની દીનબાઈ તરફની આ ધાસ્તી ધીક્કારમાં બદલાઈ ગઈ, કારણ તેણી ખોરશેદને તેની માતાથી તદન જુદીજ રીતની કરવા માંગતી હતી, જમશેદજી શરાફ પોતાની દીકરીની ખોરશેદ સાથની દોસ્તીથી ઘણો સંતોષ મેળવતા હતા અને તે વધારવાની પોતાથી બનતી કોશેશ કરતા હતા.

આ સઘળો વખત ગુલ અને પીરોજા બીજી બાજુએ ફરતાં હતાં; બેઉ પોત પોતાના વીચારમાં ગસગુલ હતાં. (લોકો એમ ધારે છે કે અગીઆર વરસનાં બાળકો તે શું વીચાર કરી શકે? કારણ જ્યારે તે બાળકોને પુછવામાં આવે છે કે "તમે શું વીચાર કરો છો?" ત્યારે તેઓ "કાંઈ નહી," કરી જવાબ આપે છે, પણ આ વીચાર ભુલભર્યો છે કે જે હાલની કેળવણીથી આસ્તે આસ્તે નીકળી જશે.) પીરોજા હીલાથી એટળી તો ગુસ્સે થઈ ગઈ હતી કે તેણીને હમેશ કરતાં વધારે લાગ્યું કે હવે તેણીને તેણી કોઈ દીવસે પણ ગમી શકશે નહી.

"જે ચીજોને મમા ઘણી નજીવી ગણે છે તેનીજ વાત એ હમેશાં કરયા કરે છે, અને એવી તો મગરૂર અને તોછડી છે; વળી મને લાગેછે કે જરાક જુઠીબી છે; હું જાણુતી નહી કે એની તરફ એવી લાગણી બતાવવામાં હું ખોટું કરૂંછ; કોઈ દહાડો જ્યારે હું મમા સાથે તદન એકલી હોવશ ત્યારે હું તેવણુને પુછી જોવશ;" પીરોજા પોતાને મનસે બોલી.

ગુલને જોકે હીલાનાં અપમાનથી દુઃખ લાગ્યું હતું, તોપણ તેણીનાં મનમાં હાલ કાંઈ ફક્ત તેજ વીચાર ન હતો; દીનબાઈ સાથે તેણીએ જે એક કલાક ગુજારયો હતો તે વીશે તેણી કાંઈ વીચાર કરતી હોય તેમ લાગતું હતું. તેણી પોતાના બાપ પરથી મરી ફીટતી હતી—તેણીની ખાતરી હતી કે તેણી પોતાની માસીને પણ તેટળીજ ચાહતી હતી; પણ જેવી રીતે પીરોજા અને જાલ તેઓનો પ્યાર ખોલ્લી રીતે દેખાડી શકતાં હતાં તેમ તેણી દેખાડી શકે કે? તેણી એમ ધારતી હતી કે કદાચ તેણીની લાગણી તેઓના જેટળી તીક્ષણ નહી હશે, તો જોકે તેણી પોતાનો પ્યાર દેખાડવાને ઘણું ઈચ્છતી હતી. અરે! તેણી કેવું ઇચ્છતી હતી કે હોમી અને પીરોજાની માફક પોતે પણ દીનબાઈ આગળ બેસી તેઓની માફક પોતાનો પ્યાર દેખાડી શકે! જેવી રીતે ખોરશેદે તેણીની ભુલ તેણીની માતા આગળ કબુલ કીધી હતી; તેમ તેણી કરી શકે કે? તેણીની માસીએ ખોરશેદ અને પીરોજાને જે શીખામણના બોલો કહયા હતા તેથી તેણીનાં મગજપર એટળી તો અસર થઈ હતી કે હમણાં તેણીનું માથું દુખવા લાગ્યું અને જ્યારે તેણીએ પોતાની નજદીક કોઈને બુમ પાડતાં સાંભળ્યું ત્યારે તેણી ચોંકી.

"એ તો જાંહગીર છે," પીરોજાએ હસીને કહ્યું, "વળી જાલ સાથે કાંઈ દોડવાની સરત બકી હશે, નહી તો કાંઈ બીજી મજાહ કરતા હશે;" અને તેમજ હતું. હસતા, બુમો પાડતા અને હાંફતા ઝાડોની વચમાંથી તેઓ આમ તેમ દોડી આવ્યા. પણ જાંહગીરની ભમતી આંખો જેવી પીરોજાપર પડી તેવોજ તે તેણીની તરફ દોડી ગયો અને બોલી ઉઠયો, "અરે જાલ! હમણાં તો દોડવાનું બંધ કર; ચાલ, હવે આપણે ડાહયાં થઈ જઈએ. કેમ પીલુ, તું અને ગુલાં અહીં કયાંથી નીકળી આવ્યાં? હમણાં કાંઈ તમારો બહાર આવવાનો વખત નથી."

"ગુલ, ગુલ, આજે મેં કેવો ખુશાલી ભરયો દહાડો ગુજારયો છે! મને મેહરજીભાઈ માસ્તર તો ઘણાજ ગમે છે," (ફક્ત બેજ વખત તે તેવણુને ત્યાં ગયો હતો,) "મારી ખાતરી છે કે એવણુ સાથે હું ઠીક ચાલશ. તેવણુ મને ખગોળ વીદ્યા અને બીજું એવું એવું ઘણું શીખવશે, અને ત્યાર પછી મને વેલાત જવાની કાંઈ પણ ફીકર રહેશે નહી; પણ મને પહેલાં કેટલું બધું શીખવું પડશે."

"ચાલ, જાલ, આપણે સાથે ઘેર જઈએ; અને તેં આજે શું શું કીધું, અને કરવાનો છે, તે મને કહે," ગુલે તેનો હાથ પકડી તેના ચેહરા તરફ તીકીને કહ્યું. આ વેળાએ પીરોજા તેના ભાઈ આગળ હીલાની મગરૂરીની ફરયાદ કરતી હતી, જે સમજી તે ગુસ્સે થયો અને બોલ્યો કે તે માટે તે તેણીને દેખાડી આપશે. જેવાં તેઓ ખોરશેદ અને હીલા આગળ આવી પુગાં તેવોજ તેણે મોટેથી ગુલને હોક મારયો, કે જેણી બીહતી બીહતી જાલને બીજી તરફ લઈ જતી હતી.

"ત્યાં નહી, ત્યાં નહી; ગુલબાનુ; એમ કાંઈ નાહસી નહી જવાશે, તમે તમારા ભાઈ સાથે પુરતી વાત કીધી છે, હવે તો મારી આગળ આવવું જોઈએ. જાલ, મમા ત્યાં બેઠાં છે; દોડ, જઈને તારી બધી ખુશાલીની વાત તેવણુ આગળ કર." જાલે ફરીથી કહેવાની વાત જોઈ નહી. ગુલને જાંહગીર આગળ મુકી તે ત્યાંથી દોડી ગયો, જાંહગીર તેણીનો હાથ પકડી એટળા તો ખુશ મીજાજમાં વાત કરવા લાગ્યો કે ગુલને હસવું આવ્યા વીના રહયું નહી, અને વાતમાં એટળો તો ગુંટાઈ ગયો કે જ્યારે હીલા તેઓ આગળથી પસાર થઈ ગઈ ત્યારે તેણે ફક્ત દમમાંજ તેણીને ડોકું કીધું. તે તેણીને ચીરડાવાજ માંગતો હતો અને તેમાં ફતેહ પામ્યો, કારણકે હીલા સાથે જ્યારે ખુબસુરત, મસ્તીખોર જાલ વાત કરતો હતો ત્યારે

તેણીને ઘણું ગમતું હતું, અને હમણાં જ્યારે તેણીએ તેને તેની ફીકી, નહી ગમતા દેખાવની સગી સાથે એટલે તો વાતમાં ગુંટાયલો જોયો કે તેણી (લીલા) સાથે એક બોલ પણ બોલવાને તેને વખત ન હતો, ત્યારે તેણીને ઘણોજ ખીજવાત લાગ્યો; કે જેવું જાંહગીરને તો જોઈતુંજ હતું.

જાલ તેની માસી તરફ ઝડપમાં જતો જતો એકદમ અટકી ગયો, કારણ કે તેણે કોઈ પારકી સ્ત્રીને તેવણ આગળ બેઠેલી જોઈ, જે કોઈજ નહી પણ જરબાઈ હતાં. જ્યારે તેને તેવણ સાથે ઓલખાણ કરાવવામાં આવી, ત્યારે તેની નમવાની ઢબથી અને તેની માતાના ચેહરાનાં એક સરખાપણાંથી જરબાઈએ પહેલાં તો થોડોક વાર તેની તરફ જોયાજ કીધું; પછી એકદમ બોલી ઉઠયાં, "અરે! એનો દેખાવ આગળા વખતની કેવી યાદ આપે છે! જાણે કે એહસતન આઈમાય મારી આગળ આવી ઉભી હોય એવું લાગે છે."

"શું તમે—શું તમે મારાં મમાને ઓલખતાં હતાં?" જાલે એટલી તો આતુરતાથી પુછ્યું કે તેના ગાલપર રતાશ ચહડી આવ્યો અને બોલતાં તેનો અવાજ ધ્રુજયો—"તમે મમા—મમાનાં એક—" પણ તે વાક્ય પુરો કરી શકયો નહી અને તેની માસીનાં ખભાંપર માથું મુકી એકદમ રડી પડયો.

"ગરીબ બીચારો!" જરબાઈ તેની દયા ખાઈ બોલ્યાં, જ્યારે દીનબાઈએ તેને પોતાનાં પાસામાં દાબ્યો અને કાંઈ પણ બોલ્યા વગર તેનાં કપાળપર એક કીસ કીધી. જરબાઈએ તેની આ લાગણી જોઈ મનમાં ખુશ સાથે તેનો મુકાબલો કીધો અને તેઓ બને વીશે પોતાનું મન બાંધ્યું.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

## સંકટ.

આપણે હાથે કરીને સંકટ શોધવું નહી જોઈએ, કેમકે તેમ કીધામાં મુર્ખાઈ છે. પણ જો સંકટ આવી પડે તો આપણે હૈયું કઠણ રાખી શાંતપણે તેની સામે થવું.

આપણે ગમે એટલાં સાવધ હોઈએ પણ સંકટમાં પડયા વીના આપણો જન્મ જાય નહી. સંકટ આવી પડે તો ધાસ્તી રાખવી નહી, પણ ધીરજથી તેની સામે થવું. સંકટને આપણે હરાવવું પણ આપણે હારી જવું નહી.

સંકટને લીધે કદાચ આપણો પ્રાણ પણ જાય છે. જો આપણે હોશીઆરીથી કામ કરીએ અને આપણા બચાવ સારૂ શાંતપણે જે ઉપાય થાય તે કરીએ તો આપણને એકાએક જોખમ લાગશે નહી. સંકટમાં ભયથી કેટલાંએક જન એવાં ઘભરાઈ જાય છે કે પોતાના બચાવ અથવા છુટકાને માટે તેઓથી કાંઈ બની શકતું નથી. એવું થવાથી સંકટ ઘણું વધી પડે છે; કોઈ પણ સંકટ વેળાએ ઘભરાવું નહી એ ઘણી અગત્યની વાત છે. આપણે ચુપ અને ચોકસ રહેવું જોઈએ, કે તેથી આવે પડેલાં સંકટનું નીવારણ કરવાને આપણાથી બની આવે.

આલાં દાદાભાઇ મીનટર.



## તરકટીઓ હાથે.



રૂશીયામાં એક ઠંડી અને તારા વગરની રાત્રે પવન ઘણો જોરથી મોસકોના ઉજ્જડ શેહરમાં ફુંકતો હતો, અને ફ્રેન્ચ સીપાઈઓનાં હાડકાંમાં પેસીને તેમનીપર સખ્ત અસર કરતો હતો. મોસકો તરફની કુચ ઘણી જોખમભરી, ને કંગાળ હતી, અને સીપાઈઓએ જોયું કે પાછું હટવું એ તો તદન નહી બનવા જોગ હતું. ચોકીખાનો કે જે શાંત મોહલ્લાનાં ખુણાંપર ઉભેલા હતા, તેઓ ધ્રુજ્યા, ને તે ઈમારતપર અઢેલીને, થઈ ગયલી લડાઈઓ, નવી ફતેહો, ઘરો ને મીત્રાનો વીચાર કરવા લાગા. પણ અફસોસ પોતાની મોહબદારો, બેહનો, માતાઓ, અને માશુકોને પોતાની ઘાહેલ થયલી છાતીઓ સાથે ભેટવાને કેટલા થોડા છવ્યા હતા!

લગભગ મધરાત થવા આવી હતી, ત્યારે એક આકારે એક દબદબાભરેલી ઇમારતમાંથી નીકળીને મોહલ્લા તરફ એખલાએ રસ્તો લીધો. બંધાયલાં બરફપરનાં પગલાં એક સીપાઈ અને રાજાનાં હતાં. તેણે લાંબો લશકરી દગલો પહેરેલો હતો, જે લગભગ ભોંયપર લાગતો હતો. તેનો ચેહરો દેખાતો નહી હતો, પણ સુંદર સણગારેલી ત્રણ ખુણાની ટોપીપરથી જણાતું હતું કે ફ્રેન્ચ લશકરોમાં તેની પદવી સર્વેથી ચહડતી હતી. આ મોટી પદવીના માણસપર આખા યુરોપની નજર તાંકેલી હતી. તેના હાથમાં ઘણાંક રાજ્યોનાં ભાગ્ય હતાં, અને મોટા મોટા રાજાઓ તેનો નાશ કરવાને તરકટ રચતા હતા.

હવે વાંચનારને સમજ પડશે, કે આ પગે ચાલતો માણસ કોણ હતો.—નેપોલીયન બોનાપાર્ત. તે પોતાના બાદશાહી સગા "જોકીમ મુરા" નાં મુકામપર જતો હતો.

એક પછી એક મોહલો તે બાદશાહે પસાર કીધો, અને એક ખુનીની છરી તરફ તે કુચ કરતો હતો, તેનો તેને જરા પણ ખ્યાલ નહી હતો. દગલો પવનમાં ઉડે નહી, માટે પકડતો, તે ઘણો ફીકો વીચાર કરતો હતો, હીલચાલ હાયાથી, તેના બહાદુર શીપાહોની કેવી ભયાનક હાલત થશે, ને વીચારથી તે કમકમતો હતો. તે હજારો વખત મનમાં ઈચ્છતો કે તેના સગા "મુરા" ની શીખામણ માની હતે તો કેટલું સારૂં, ને તેનાં કહેલાં વચનો તેના કાનમાં રમ્યા કરતાં હતાં. તે બહાદુર પહેલવાને કહ્યું હતું કે "પાછો ફર, મોસકોની કુચથી તારાં લશકરનો તદન નાશ થશે." પણ તેના અગમચેતીના સખુનોપર તેણે લક્ષ દીધું નહી, અને ચાલતો ચાલતો પોતાની બેવકુફાઈને શ્રાપ દેવા લાગો.

એક જુનાં દેવલનાં ખુણાંમાં એક દાઢીવાળો, રૂશીયન, તે દુન્યાના જીતનારના જીવ સારૂ ધાર કાઢેલું ખંજર ઊંચું પકડીને વાંકો વળીને ભરાયલો હતો. નેપોલીયનને એક ફટકાથી મારી નાખવા આ માણસ શેહરમાં રહેલો હતો, કારણ કે એનાં મોતથી, જે લડાઈ યુરોપનો ખજાનો અને લોહી ખાલી કરતી હતી, તેનો જલદીથી છેડો આવશે' એમ તે સમજતો હતો. તે ધર્મઘેલો, મુસલમાન પંથનો એમ ધારતો હતો, કે જો તેનો ફટકો બરોબર લાગશે ને તેનો જીવ લેશે તો અલ્લા પાસે જમણી બાજુએ તેને જગા મળશે; તે જાણતો હતો કે "મુરા" નેપોલીયનની વાત જોતો હતો અને તે બાદશાહ ખચ્ચીતજ એખલો હોવો જોઈએ, કારણ કે તે બંને સગાઓ વચ્ચેની મસલત તદન છુપી હતી. અવારનવાર તે ખુણાંમાંથી ચીમાઈને જોતો હતો, કે તેનો બાદશાહી ભોગ નજદીક આવે છે કે નહી, અને છેલે સરવાળે, તેની આંખો આતશ માફક બળકી. ઠંડીથી બચવા સારૂ જાડાં વસ્ત્ર પહેરેલો આકાર તેની તરફ આવતો જણાયો. તે પાછળ હઠયો અને પોતાની તીક્ષણ છરીની ધાર પોતાના અંગોઠા આગળ ફેરવી. હા, પથરનાં હઈડાંને પણ વીંધી નાખે એવી તીક્ષણ તે અણી હતી; અને તેણે આકાશ તરફ નજર ફેરવી, કે તે ફટકો બરોબર મારવા ખોદા તેને જોર બક્ષે, અને તે ઘેલો કુદકો મારવા તૈયાર વાંકો ઉભો રહયો.

તે બોજો બાદશાહ આગળ આવ્યો, અને એક વાઘના [illegible]વા કુદકાથી તે રૂશીયનને તેનાં ગળાંમાંથી પકડયો, અને તે [illegible]ગકતું ખંજરનું પાનું ઊંચે ધર્યું. બીજીજ પળે નેપોલીયન [illegible]એક મુડદુ થઈ જતે, પણ તેનાં નસીબમાં એક ખુનીનાં ખંજરથી મરવાને સરજેલું નહી હતું, કારણ કે જેવી તે છરી તેણે ઊંચે હવામાં પકડી, કે તરતજ તે જુના દેવળનો દરવાજો ઊઘડયો અને એક કદાવર બાંધાનો સીપાઈ બહાર ધસ્યો, ને પોતાની બંદુકની મુઠથી તે ખુનીને જમીન સાથે પટકયો. તે બાદશાહને ઘણી ધીરજ આવી, તે રૂશીયનને તેનાં ખંજરથી કાપી નાખતાં તેણે અટકાવ્યો.

નેપોલીયન બોલી ઉઠયો 'ઉભો રહે, તેનાં શરીરને કાપી ના નાખ.'

"તે કંઈ મરી નથી ગયો સાહેબ, મારા ફટકાથી એ તો ફકત બેહોશ થયો છે."

લુને "પણ તેને મારી ના નાખ."

"ગુસને જ ને જીવ્યો. હને તો તમારો જાન લેતે."

તેણીનાં મનમાં ઉગ્યું આપણે આપણા દુશમનો સાથે પણ બાઈ સાથે તેણીએ નો. તમે એને ઓળખો છો કે?"

કાંઈ વીચાર કરતી હોય અને ઘેલો છે એમ જોણું છું. આ પરથી ભરી ફીટતી હતી જગા સીધી હતી, ને મેં એને અંતાની માસીને પણ તેટલે હાથમાં છરી લઈને વાંકો ઉભેલો પીરોજા અને જાસ તેથે હું ઉભો રેહીને જોઉં કે એ કોણને હતાં તેમ તેણી દેખાડી કરે છે પણ સાહેબ, મને તો એવી કદાચ તેણીની લાગણીની, કે તમોને તે મારવાનો હશે.

જોકે તેણી પોતાનો ખાવર બાંધાના માણસનો હાથ પકડીને કહ્યું "આ તારા હાથે ઘણું ઉમદા કામ કીધું છે. નેપોલીયન તારો આભાર માને છે; પણ તે બાદશાહ તુંને ઈનામ આપશે. તારૂં નામ શું?"

"ઝાક વામોં, સાહેબ."

"એ નામ હું કદી ભુલીશ નહી. મારા બહાદુર બચ્ચા, સાહેબજી. હું તુંને વીનંતી કરીને કહું છું કે આ જપાંઝપી વીશે તું સીપાહોને કાંઈ કહેતો ના, કારણ કે તેઓ નહી તો આ બીચારા ઘેલાનો જીવ લેવાની કોશેશ કરશે."

તે બાદશાહને નમીને તે કદાવર સીપાહ બોલ્યો, "હું તમુની તાબે થઈશ, સાહેબજી." તે બાવરા માણસ તરફ નજરે ફરીને નેપોલીયન આગળ ચાલ્યો, અને તે સીપાઈ તે દેવળમાં પાછો દાખલ થયો. આસ્તેથી પેલો ઘેલો ઉભો થયો, અને આસપાસ ઝનુની રીતે જોવા માંડયું. તેણે પોતાનાં માથાંપર હાથ મુકયો તો જણાયું કે સઘળું લોહી જમાવ થઈને બંધાઈ ગયલું હતું. જો તે બાલની ટોપી તેનાં માથાંપર નહી હને તો જરૂર તેનો જાન જતે; અને ખોપરી છુંડાઈને ચુરો થઈ જતે. તેણે જોયું, કે તેનાં કાવત્રાંમાં તે ફાવ્યો નથી, ને કંઈ બબડતો, ચોબંરો ચઢાવીને આગળ ચાલ્યો, ને અવાર નવાર આકાશ તરફ નજર ફેંકતો હતો. તેજ દહાડો ઝાક વામોંને સીપાઈની પદવીપરથી કેપટન બનાવવામાં આવ્યો.

---

## પ્રકરણ ૨ જું.

૧૮૧૪ ના વરસના જાનેવારી માસમાં એક સાંજે એક જુવાન છોડી પેરીસના બાદશાહી મેહલના એક સુંદર ઓરડામાં બેઠી હતી. તેનાં મોહડાંનો ઘાટ તદન ખામી વગરનો હતો, ને તેનો ગોળ ચેહરો આકાશી ખુબસુરતીથી બીરાજતો હતો. તેનાં ભરેલાં ગોળ ખભાંપર કાલા બાળનાં ગુચ્છાં પડેલાં હતાં અને તેમાંનાં એક ગુચ્છાં સાથે તેણી રમત કરતી હતી. થોડે થોડે વખતે તેણી દરવાજાપર કોઈ પરોણાની વાટ જોતી હોય તેમ નજર કરતી હતી. છેલે સરવાળે બારણું ઊઘાડવાનો અવાજ આવ્યો, ને તે રાણીની ખુબસુરત સાહેલી હસી, ને પોતાના વાહાલા આશકના બહાદુર ચેહરાની આશામાં જોવા લાગી. આસ્તેથી તે બારણું ઊઘાડયું, અને એક માણસ ઓરડામાં દાખલ થયો. તે કન્યાનાં મોહડાંપર નીરાશીનો છાપ પથરાઈ રહયો, કારણ કે તે તેનો ધારેલો આશક નહી હતો; પણ સઘળું છતાં તેણી ઉઠી, ને પોતાનો હાથ લંબાવ્યો.

તેણીનો હાથ પોતાના હોઠ આગલ પકડી તે બહાદુર સીપાહ બોલ્યો, "હું તુંને એખલી જોઈ ખુશી છું."

"અને હું પણ તુંને જોઈ ઘણી ખુશી છું." ને તેની હાજરીથી તે કેટલીક મગન હોય તેવો દેખાવ કરીને બોલી, "હું હમણાં એખલી છું, ને તારા જેવો સાથી મને આવકારદાયક થઈ પડે છે."

"મારી (Marie) તું એમ મારી ખોટી તારીફ કરી મને છાપરે શા માટે ચઢાવે છે? પણ હું તો સાચ્ચું બોલીશ, આજે

સાંજે તું જેટલી ખુબસુરત લાગે છે, તેવી કોઈ દહાડે નથી લાગી અને—"

"હું તો એમ ધારતી હતી કર્નલ, કે તું તો સાચ્ચુ બોલવાનો છે."

"ખુબસુરતીની દેવી, મને મારા લશકરી ખેતાબથી નહી, પણ મારાં નામ "પીઅર" થી બોલાવ."

"વારૂ પીઅર; પછી" તેણી હસીને બોલી.

"પણ ચાલ આપણે બેસીને વાત કરયે, મને તુંને કંઈ ઘણું અગત્યનું કહેવાનું છે." તે રાણીની સાહેલીના ગોલાબી ગાલો તે કર્નલના છેલ્લા ટીકાથી તદન ફીક્કા પડી ગયા, અને તેણીએ મોહડું બીજી તરફ ફેરવ્યું, કે તેણીનો ફેરફાર તે જોઈ શકે નહી. તેણી જાણતી હતી કે તે અગત્યનું શું હતું, ને તેણીએ તે સાંભળવાને નીશ્ચય કીધો. કર્નલ જોકલીન તેને ચાહતો હોય એવું લાંબો વખત સુધી ડોલ કરતો હતો, પણ તે બાદશાહનો માનીતો હોવાથી, તેણીએ તેની મુલાકાતોને ઉત્તેજન આપ્યું હતું. તેણી જાણતી હતી કે પેરીસના સૌથી ચંચળ માણસોમાંનો તે એક હતો, અને પોતાના છાકતા સાથીઓની વચ્ચે તથા જમવાની ને જુગારની તેબલો પર તેણીનું નામ વારંવાર વાપરતો હતો. જે રીતે 'મારી' કર્નલને ઓળખતી હતી, તેવી રીતે તેણીને તે બાદશાહ નહી ઓળખતો હતો, અને પોતાના માનીતાને તે ખુબસુરત અને ખેતાબથી નવાજેલી સાહેલીને લગનના ગાંઠથી જોડવાં ઈચ્છતો હતો. જો તેણીને તે રાણી અને તેના દીકરા રોમના રાજાની માયા નહી લાગતી હતે તો ખ્રીસ્ચીત એવા માણસની મુલાકાત લેવા કરતાં; મેહલમાંથી કેકે નાહસી જતે. તેણીએ તે કર્નલને આવકાર દીધો, ને જોકે અંદરથી તેણીને અતીશય કંટાળો ઉપજતો હતો, તોપણ બહારથી ઘણો ખુશનુમા દેખાવ કીધો.

તે કર્નલ પેલી ધ્રુજતી છોકરીને એક બેઠક આગળ લઈ ગયો, ને ઘણીક ખુશામતની વાતો તેણીને કહી; પણ તેણી વચ્ચે બોલી ઉઠી, "ડીયર, જુવાની ને ખુબસુરતી એ બને જોડયણ બેહનો છે, ને તારી ખુશામતની વાતો હવે હું વધારે વખત સાંભળવાની નથી. તું કહેતો હતો કે તુંને કાંઈ અગત્યનું કહેવાનું છે, તે શું છે તે કહે, હું સાંભળવાને ઘણી આતુર છું."

તેણે અટકતે કહ્યું, "હું ધારૂં છ કે મને જે કહેવાનું છે, તે જો તું જાણે તો એટલી આતુર થાય નહી." 'મારી'ના ગાળો ફરીથી ફીક્કા પડી ગયા, ને કર્નલે તે ફેરફાર જોયો.

તેણે કહ્યું, "હું કાંઈબી ખરાબ સધેસાઓ લાવ્યો નથી, પણ તેથી ઉલટું જ છે. બરગંનડીમાંનાં તારાં સગાં જીવતાં છે, તારી સાથે આવીને વાત કરવા સારૂ મેં મારા સાથી અમલદારોની સંગત આજે છોડી છે."

તેણીં જાણતી હતી કે તેણે તરતનોજ ખુબ દારૂ પીધેલો હતો, કારણકે "ક્લેરત" દારૂથી તેનું મોહડું લાસ મારતું હતું. તેણીએ પોતાનો હાથ તેને લેવા દીધો, ને બોલી, "તારા સાથી અમલદારોને તું મુકીને આવ્યો, એ ઉપરથી જણાય છે કે હું કોઈબી રીતે તારૂં ધ્યાન ખેંચતી હોઈશ."

"તું તો મારે મનથી અતીશય મોહ પમાડનારી છે. તારા જેવી બીજી કોઈબી મને આ દુન્યામાં જણાતી નથી, પણ તું જાણે છે કે આજે સાંજે હું તારી આગળ શાને માટે આવ્યો છું?" તે અતીશય ઉશકેરાઈ ગયલો હતો, અને આશકનો દેખાવ એકદમ મુકી દીધો.

'મારી' બોલી, "હું જાણતી નથી કે તું શું કહેવા માગે છે, તારૂં અગત્યનું કામ શું છે?"

"હા, હું જોઉછું, કે તું સમજી ગઈ છે, હું તુંને આજે એમ કહેવા આવ્યો કે "હું તુંને ચાહુંછું ને તું મારી થા."

તેના આ બોલોથી અજબ થઈ હોય એવો દેખાવ કરીને 'મારી' બોલી, "કર્નલ, તું ખરેખર મશકરી કરે છે, રાણીની સાહેલીને તું એમ ચોરી જવા તો નહી ઈચ્છતો હોય!"

"હા, તેમજ છે મેરી. તે રાણી મને ક્ષમા કરશે."

"પણ તે જવાન રોમનો રાજા તો કદીબી નહી. તેની તો મારીપર અતીશય પ્રીત છે."

"તે જુવાન છે, ને જલદીથી તુંને ભુલી જશે, પણ તે મને જવાબ દીધો નથી. એક કરનલનાં પ્યાર સારૂ, તું તારી જગા બદલશે?"

"તે કરનલ કોણ છે, ને જાણ્યા પછી હું તુંને કહી શકું."

"એમ ધારની, કે હું પોતેજ છું."

"ત્યારે તો ના કહું છું."

આ છેલ્લા બોલો તેણી ઘણા મક્કમપણે બોલી, અને તે સીપાહે જોયું કે તે હવે કાંઈ વધારે વખત મશકરી કરતી નથી. તેની નીરાશી ગુસ્સામાં બદલાઈ ગઈ, ને વાઈનની મદદથી જલદીથી તેનો ગુસ્સો ઉભરી નીકળ્યો. તે છાકનો જે શબ્દો ઓચરતો હતો, તે નહી સાંભળવાને તે છોકરીએ પોતાનાં નાજુક આગળાંથી પોતાના કાન ઢાંક્યા. છેલે સરવાળે તેણે જોયું કે તેના સોગંદ કોઈ સાંભળતું નથી, ત્યારે અતીશય ગુસ્સા ને ઝનુનથી તે ઓરડો છોડી ગયો. જ્યારે મોહલા આગલ જઈ પુગ્યો, ત્યારે બોલી ઉઠ્યો કે "ઓ ખોદા! મેં મારી સરત ખોઈ છે! મારાં અભાગ્યાં નસીબ! પણ"—આટલું બોલી તે ક્રોધથી પોતાના દાંત કચકચાવવા લાગ્યો અને પાછું બોલવું શરૂ કીધું: "તેણી હજીબી મારી થશે. તેનો બીજો આશક મેજર ગ્રાંમો વચમાં આવે છે, તેનો જેમ બને તેમ જલદીથી નીકાલ લાવવો જોઈએ. આજે સાંજેજ—નહી આએ કલાકે—હું તેનું કાટલું કહાડું છું. (થોડો વખત જરા ખામોશી પકડીને) હું કાંઈબી કરીને એ હરીફને દુર કરીશ, કાંઈબી આરોપ એનીપર જલદીથી મુકીશ. એની મુંડી મારા હાથમાં છે."

તે પોતાના લશકરી મુકામપર ત્યાર પછી ગયો, ને 'મારી' ધ્રુજતી કાંપતી ઓરડામાં બેઠી.

[ચાલણ છે.] ખુરશેદ.

---

જરમનીનો મરહુમ શેહેનશાહ ફ્રેડરીક પોતાની સઘળી કીમતી ચીજોમાં એક ચાંદ જે તેને એક ડુબતાં માણસને બચાવવા માટે મળ્યો હતો, તેને વધારે કીમતી ગણતો હતો.

## એક દરજણની પહેલી એપ્રીલ.



“હવે, યાદ રાખજે, મીસ મીયરસ, વધારે ખુલ્લા કલરની ચુણની એવડી હારે, ઉપરથી વધારે ઘેરા લીલા રંગનો ‘પફ’ કરજે, અને ઉપરની કોરને બરોબર ટાઈત ‘લુપ’ કરવાને ચોકસ રહેજે.”

“હું મારાથી બનતું કરશ, મીસ કીટી”; એ તે નાની દરજણનો શાંત જવાબ હતો, કે જ્યારે તેણીએ તે ચળકતાવાળી રીલક અને નરમ કેશમીરની ઘડીને સરખી અને સફાઈદાર કીધી; કે જેણે તેણીનાં બીછાણાને ઢાંકી નાખ્યું હતું, અને જેને કીટી હેરલ્ડનાં બેદરકાર આંગળાંઓએ ઘણી દલગીરીભરી હાલતમાં ફેંકી હતી.

“અને મંગળવારની રાત સુધીમાં પુરૂં કરવાને ચોકસ રહેજે,” એ તેણીનો છુટાં પડતી વખતનો હુકમ હતો, કે જ્યારે તેણી પોતાની સંઘી જુલીઆ ફેમીનની સાથે સઘળી દુકાનોં પર નવા કેશમીરના ‘ડ્રેસ’ ને શોભા આપે એવાં બટનોની શોધમાં ત્યાંના સઘળા મેહતાઓને અધીરાઈથી ઘેલા કરવા માટે ફરી.

“હવે, જુલ, મારી સાથે ઘેર આવ, ને બાકીનો દહાડો ત્યાંજ ગુજારજે.” જ્યારે છેલે સરવાળે તેઓની ખરીદીનું કામ પુરૂં થયું ત્યારે કીટી બોલી; “અને આપણે આવતી કાલે કોઈને “એપ્રીલ ફુલ” કરવાની તદબીર કરશું.

“કાલે પેહલી તારીખ છે, નહી? હું સઘળું તે માટે ભુલી ગઈ હતી,” જુલીઆ બોલી.

“હું નહી ભુલી ગઈ હતી, મારો તો જીવ કાંઈ મજાહ કરવા માટે ધીરો પડી ગયો છે, કોણની ઉપર આપણી મશ્કેરી અજમાવશે?”

“આહ, હું નહી જાણતી. પેલી નાની ચપલ દરજણ છે—શું તેણીને કોઈબી રીતે “એપ્રીલ ફુલ” કરવાથી મજાહ નહી પડશે?”

“હાં, પણ કેમ? ઓ, હું જાણુંછ!” કીટી તેણીના હાથોથી તાલી પાડતાં બોલી, “આપણે તેણીપર એક પ્યારનું કાગજ લખ્યે. હું હીમતથી કહું છું, કે તેણીએ આખી જીંદગીમાં એકબી મેલવ્યું નથી. આપણે તેમાં કોઈની તરફથી તેણીને લગનની માંગણી કર્યે; તેણી તે ખરૂં માનશે એ તો ચોકસ છે, અને આપણે તેનું શું થાય છે, તે તપાસવાને યુકતી કરેશું અને તેણીને મુર્ખ બનેલી આપણે જોઈશું. હા જો તેમાં કેવી મજાહ પડશે!”

“ખેંચીતાણ ઘણી! પણ આપણે કોણની તરફથી તે કાગજ ગયું છે એમ જણાવ્યે?”

“હું નહી જાણુતી—તે આપણે નક્કી કરશું.”

“તારા કાકા દીકનું નામ લખ્યે તો કેમ, કીટી? હું જાણુંછ તો ખરી કે તેવણ એક તવંગર બુઢા કુમારા ગ્રહસ્થ છે, અને બાનુઓ તરફ જરાકબી ધ્યાન આપતા નથી, જો કે તેઓ તો તેવણને મેળવવાને પુરતાં ખુશી થાય.”

“જે જોઈતુંતું તેજ! જુલ, તું ઘણી હુશીયાર છે! તેણી તેવણ માટે કદીબી શક લાવશે નહી, પણ તેવણ તે મીશે કાંઈ જાણે નહી તેની સંભાળ રાખજે, નહી તો આપણાં બાર વાગી જશે.”

હવે, તે બંને અવીચારી કાવતરૂં કરનારાં ઘેર ગયાં, અને તે દીવસ પેલું કાગજ ઉભું કરવામાં ગુજાર્યો, કે જે પેલી નાની શાંત દરજણની શાંતીનો ભંગ કરનાર, અને તેઓને પોતાને એટલી બધી મજાહ આપનાર હતું.

બીજે દહાડે—તે “હંબગ પાંકણ” ભરેલી પેહલી તારીખ—નાની મીસ મીયરસ તેણીના સાદા સફાઈદાર ઓરડામાં બેઠી હતી, તેણીનું સફાઈદાર બીછાનું, હમેશની માફક, નીરંગી કપડાંનાં ટુકડાઓમાંથી બનાવેલી ચળકતી ચાદરે ઢાંકેલું હતું, તેણીનાં ઉદયોગી આંગળાંઓ ચાલતી કાતર વડે કાંઈ કાપવામાં રોકાયલાં હતાં, તેઓ તકયા ઉપર હાલતાં, ઝીણી સોયો અને વાંકી ચુંકી પાનોં સાથ ઉડતાં થતાં અને એક ઝુમોશ સફાઈદાર સાંધા ઉપર તેણીનો ફરતો સંચો ચલાવતાં હતાં.

નાની મીસ મીયરસ ઘણી ઉદયોગી હતી, અને કોઈ વખતે ઉદાસ તો કોઈ વખતે થાકેલી લાગતી હતી; પણ પેલા સુંદર પોશાકો તેણીને વખતસર પુરા કરવા હતા. આથી તેણી ફક્ત પોતાનાં એકાંત ખાણાં માટે પાઉંની એક “ટોસ્ટ” કરવા, અને એક ચાહનું કપ બનાવવા માટે થોભી, અને ત્યાર પછી ફરીથી પોતાને કામે વળગી.

બપોર પડતાંજ મીસ મીયરસનું બારણું ઠોકવાનો અવાજ આવ્યો અને એક છોકરાએ તેણીને એક કાગજ આપ્યું.

તે નાની દરજણનાં ગરીબ ઘરમાં કદાચજ કાગજો આવતાં હતાં; આથી તેણીએ અજાયબીથી તે કાગજનાં સરનામાં તરફ જોયું. પણ નહી, તે તેણીનું પોતાનુંજ નામ “મીસ મીયરસ” હતું, અને જેવો તે છોકરો દોડી ગયો કે તેણી પોતાના નાના ઓરડા તરફ પાછી ફરી અને પેલું કાગજ ઉઘાડયું.

જેવું તેણીએ નીચે સહી કરેલાં નામ તરફ તીકવા માંડયું, કે અજાયબીએ ઘભરાટનું રૂપ પકડયું. અજાયબી, ઘભરાટ, અને છેલે સરવાળે ખુશાલી, એ સર્વે જ્યારે તેણી વાંચતી હતી ત્યારે તેણીના મધુર, ખુલ્લા ચેહરાપર બેસાયલાં દીસતાં હતાં.

શું તેણી તેણીની આંખોને માની શકે? શું તેણીની સમજપર ભરૂસો રાખે? તે કાગજમાં મી૦ ડીક હેરલ્ડ, ગામડાંના સૌથી તવંગર ગ્રહસ્થે તેણીના હાથની માંગણી કીધી હતી, અને તેમાં લખ્યું હતું—સૌથી અજાયબ જેવું—કે તે ગ્રહસ્થ, તે નાની શાંત દરજણ કે જેણીની ઉપર કોઈએબી ધ્યાન આપ્યું ન હતું, તેણીને લાંબો વખત થયાં ચાહતો હતો. ગરીબ, નાની, એકલી મીસ મીયરસ! તેણીને એકબી વખત જોવાને ધ્યાન આવ્યું નહી કે તે કાગજપર “૧ લી એપ્રીલ” માંડેલી હતી—તેણીએ એકબી વખત એમ વીચાર્યું નહી કે મી૦ હેરલ્ડ તેણીની મશ્કેરી કરતાં હશે—તેણી ફક્ત ઉપકાર માનતી હતી, કે શાંતી, આશાયેશ અને સુખની આશા અતે તેણીની એકાંત, દર રોજની ભારે મેહનતની જીંદગીમાં આવી પડી હતી. ગરીબ બીચારી સ્ત્રી!

એટલી બધી અગત્યનો કાગજ માટે તેનો જવાબ જલદીથી લખાવો જોઈયે, અને જે માટે આપણી સુંદર મનસુબો કરનારીઓ તૈયાર રહેવાને ભુલી ગઇ હતી; કારણ કે જ્યારે “કાકા દીક” નો જવાબ આવે, ત્યારે તેઓ ત્યાં આગળજ રેહી તેને જણાવવાનાં હતાં, કે તેને “એપ્રીલ ફુલ” કરવામાં આવયો છે, અને એ રીતે તે નાની દરજણને તેની નજરમાં હમેશા સુધીની હલકી પાડવાનાં હતાં.

પણ જ્યારે મીસ મીયરસની સભ્યતા ભરેલી નાની નોટ આપણાં ખુશાલ કાવતરૂં કરનારીઓની આશા ઉપરાંત થોડાક કલાક વેહલી મી૦ હેરલ્ડને સોંપવામાં આવી, ત્યારે તેવણ એખલાજ પોતાની સુંદર લાઇબરેરીમાં બેઠા હતા અને તેવણે ત્યાં આ પ્રમાણે વાંચ્યું:—

“પ્યારા સાહેબ—એક કે બે કલાક અગાઉ મળેલાં તમારાં માયાળુ કાગજે મને એટલી તો અજાયબ કીધી છે કે હું મુશ્કેલીએ જાણી શકું છું કે તેનો કેમ જવાબ વાળવો. મેં કદીબી સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું કે, તમો મારાથી આટલાં બધા ચઢતી પદવીનાએ, મારા જેવી નાની સાદી ચીજ માટે દરકાર

કીધી હશે. જ્યારે ગામડાંની સઘળી સૌથી ખુબસુરત જુવાન બાનુઓ તમારી પસંદગી માટે મગરૂર થાય. પણ જો તમો જેમ કહો છો તેમ, મારે માટે દરકાર કરો છો, અને મને તમારી ધણીયાંણી કરવાની ઇચ્છા રાખો છો, તો આવું મોટું માન અને આશીરવાદ, કે જે ખોદાએ મારી એકાંત, કંટાળા ભરેલી અને પ્યાર વગરની જીંદગીમાં મોકલ્યા છે, તે હું ના પાડી શકતી નથી. હું તમારો ઉપકાર માનું છું, મી૦ હેરલ્ડ. હું ખચીત કહુંછું કે હું તમોને ચાહવા શીખશ અને તમોને સુખી બનાવવાની કોશેશ કરશ.

તમારી ઉપકારી,

**સુસી મીયરસ.**"

જ્યારે તેવણ આ પોતે કદીબી નહી મોકલેલા એવાં કાગજનો જવાબ વાંચતા હતા, ત્યારે તેવણના સુંદર ચેહરાપર ગુચવણ ભરેલી અજાયબી પંથરાઈ.

"એની શું મતલબ છે" તેવણ પોતાને પુછવા લાગ્યા, "એ પેલી ટેકડી આગળ રહેતી નાની દરજણ તરફથી આવેલું હોવું જોઈયે. તેણી સારી નાની સુઘડ સ્ત્રી છે, મેં તેણીને દેવલમાં જોઈ છે, પણ મેં કદીબી તેણીપર કાગજ લખ્યું નથી. મારી આખી જીંદગીમાં કદીબી મેં પરણવાનો વીચાર કીધો નથી! એની શું મતલબ છે. 'એપ્રીલ પેહલી'—આહ, હું જાણું છું? નહી, તેણી કદીબી એવી મશકેરી કરે નહી. તેણીનો મલાહજ ભરેલો નમ્ર ચેહરોજ બતાવે છે કે તેણીથી કદીબી એવું બને નહી. આહા, હવે હું સમજું છું. ઓ, કેવું ઘાતકી! કોઇએ તેણીને 'એપ્રીલ ફુલ' કરવા મારી તરફથી ગયું હોય એમ કાગજ લખ્યું છે, ને તે બીચારીએ ખરૂંજ માનીને તેનો વીશ્વાસથી જવાબ વાળ્યો છે. ઘણુંજ ખરાબ! ઘણુંજ ખરાબ! હું કેવી હાલતમાં આવી પડ્યો છું! મારે તેનો જવાબ લખવો જોઇયે, અને તેણીને કહેવું જોઇયે કે મેં તેણીને પરણવાને માંગણી કરી નથી. આહા, પણ હું તેમ કરી શકતો નથી. એ તો ખરૂં કે મેં કદીબી પરણવાનો વીચાર કીધો નહી હતો, પણ કાંય નહી? કારણ કે હું આએ બેવકુફ છાલદી છોકરીઓને સાંખી શકતો નથી. પણ આ ભલી, સમજુ, મધુર ચેહરાવાલી નાની સ્ત્રી! તેણી આ મોટું એકાંત ઘેર બની શકે એટલું સુખી બનાવશે, અને તેણી પોતે પણ એખલીજ છે. ઠીક; ગરીબ, પ્યારો નાનો આત્મા. હું તેણીને પરણીશ અને તેણીની સંભાળ લઈશ; તેથી જેણેબી આએ મશકેરી કીધી હશે તેણે જાણ્યા વગર મારી ઉપર મોટી મેહરબાની કીધી છે, હું આજે રાતે ત્યાં જઇશ, અને મારી પ્યારી નાની સ્ત્રીને મળીશ, અને જો થોડીક વાતચીત પછી અમે સઘળી ચીજનું નક્કી કરશું તો જલદીથી લગન થશે, અને તેણી કદીબી આએ ઘાતકી મશકેરી જાણશે નહી."

અને એ પ્રમાણે મી૦ હેરલ્ડે તેજ દીને તે નાની દરજણનું બારણું ઠોક્યું, અને એક કે બે કલાક તેણીની સાથે ગુજાર્યા બાદ જતી વખતે તેણીને માયાથી "ગુડ નાઈટ" ઇચ્છતાં કહ્યું, કે—

"તારા હાથમાં જે લીધું હોય તે પુરૂં કરજે અને ત્યાર પછી તારૂં કામ પુરૂં થયું છે, મારી પ્યારી, અને જો તેઓ તુંને કારણ પુછે તો સાચુંજ કહેજે, કારણ કે હું મારી પસંદગીથી જરાકબી શરમાતો નથી અને તુંને પણ શરમાવાનું કારણ નથી."

બીજી સહવારનાં કીટી હેરલ્ડ અને જુલીઆ રૂગીન સકારેથી મીસ મીયરસને ત્યાં ગયાં. તેઓ કાકા દીક પાસેથી કાંઈબી જાણવાને શક્તીવાન થયાં નહી હતાં, જેથી તેઓ તેણીની પાસેથી જેટલું જણાય એટલું જાણવાને લગભગ ઘેલાં થયાં હતાં.

કીટીનો 'ડ્રેસ' સારી રીતે ઝડપથી થતો હતો અને તે બરોબર વખતસર તૈયાર થશે એમ દીસતું હતું.

"હું તમારે માટે બીજા બે આંવતાં અઠવાડયાંમાં લાવીશ" કીટીએ કહ્યું, "અને તમારાથી બને એટલી ઝડપથી કરીને મને આપશો તો સારૂં."

"હું તે સીવવાની કબુલાત આપી શકતી નથી;" મીસ મીયરસ બોલી.

"ખરેખર! શું તમો અમોને છોડી જવાના છેઓ કે" કીટી જુલીઆ તરફ હરખભરેલી નજર ફેંકી બોલી.

"નહી, મારાં લગન થવાનાં છે." મીસ મીયરસે શાંતીથી જવાબ દીધો.

"આહ, એ નવી ખબર છે!" મુશકેલાઇથી તેણીની ખુશાલી દાબી રાખતાં કીટી બોલી, "તે સુખી માણસ કોણ છે તે અમારાથી પુછાય કે?"

હું ધારૂં છું કે તે અહરય, તમારા કાકા મી૦ રીચરડ હેરલ્ડ છે;" મીસ મીયરસ લાલ થઈ આવતાં બોલી.

કીટી મુશકેલાઈએ એક ચીસ પાડતી અટકાવી શકી, પણ તેણીએ થોડો વધારે વખત સુધી પોતાને કાબુમાં રાખવાને કોશેશ કીધી.

"કાકા ડીક! વારૂં, પણ તમે ઘણા પક્કાં છેઓ. હું તમોને મુબારકબાદી આપુ છું. તમો અહરાયાને લાંબો વખત થયો કે?"

"નહી", અને પોતાને ઘબરાટમાંથી છોડવવા અને એ બાબદ ફેરવી નાખવા મીસ મીયરસે પુછ્યું, "તમો હમણા પેહરી જુઓછો કે, મીસ કીટી?"

"નહી, હમણા હમે થોભી શકતાં નથી. હમે ઘણી ઉતાવળમાં છીયે, હું ખાધા પછી આવશ અને પેહરી જોવશ."

અને તે બને છોકરીઓ તેમની અત્યંત ખુશાલી તેઓને ઉઘાડાં પાડે તે અગાઉ ત્યાંથી દોડી ગઇ.

"તેં કાંઈબી એના જેવું જોયું હતું," જેવાં તેઓ એ મશકેરીની મજાહ મેળવવા કાકા ડીક આગળ જવા ઉતાવળ કરવા લાગ્યાં તેવીજ કીટી બોલી, "તેણી એવુંજ વીચારે છે કે તેવણનો એણીને પરણવાનો ખરેખર વીચાર છે."

"એ તો મેં કદી નહી સાંભળી હોય તેવી સૌથી સરસ મશકેરી થઇ છે." જુલીઆએ જવાબ દીધો.

તેઓ કાકા ડીકની લાઈબ્રેરીમાં ગયાં, અને કીટીએ બોલવાને શરૂ કર્યું:—

"ઓ, કાકા ડીક, હમે સૌથી સારા સમાચાર આજે સાંભળ્યા છે અને તમોને હમારી મુબારકબાદી આપવા આવ્યાં છીયે."

"ઘણું સારૂં, જો તમો મને કહો કે શાને માટે, તો હું તે કબુલ કરવાને તૈયાર છું."

"તમારાં લગનને માટે, અલબત્તાં તમો જલદીથી પરણવાના છો, એમ હમે સાંભળ્યું છે અને ઓ કાકા ડીક! સૌથી સરસ ભાગ તો હજી આવવાનો છે, હું ચોક્કસ છું કે, કોણની સાથે તે તમો ધારી શકશો નહી."

"મીસ સુસી મીયરસની સાથે, હું ધારૂંછું, કારણકે તેણીજ તે બાનું છે કે જેણીને હું પરણવાનો ઈરાદો રાખુંછું" એ મી૦ હેરલ્ડનો શાંત જવાબ હતો.

કીટી તો દંગજ થઈ ગઇ "કાંય, તે ખરૂં નથી, શું ખરૂં છે?" તેણી ચીસ પાડી બોલી.

"તદન ખરૂં છે. ચાર અઠવાડ્યાંમાં હું તેણીને મારી ધણીયાણી કરશ, અને જ્યારે તેણી કુટુંબમાં દાખલ થાય ત્યારે જોજે,

દીદી, તું તેણીને તારી બરોબરની ગણજે; આ વાત તદન ખરી છે, અને જેને ગમે તેને તું એ ખબર કહેજે." એમ કહી કાકા દીકે તેવણુની ટોપી લીધી અને તે નીષ્ફળ થયલી છોકરીઓને શકમાં નાખી બહાર ગયા, કે જે શકનો ખોલાસો હજી સુધી તેઓ કરી શક્યાં નથી કે તેઓની ફક્ત મશકેરીએજ કાકા દીકને લગનનું સુખ આપવામાં મદદ કીધી કે તેની અગાઉથીજ ગોઠવણ થઇ હતી; અને મીસીસ હેરફડેબી હજી સુધી શોધી કહાડયું નથી કે તેણી પોતાનાં હાલનાં સઘળાં સુખ માટે એક ઘાતકી પહેલી એપ્રીલની મશકેરીને આભારી છે, કારણકે તેણીનો વાહાલો ભરથાર હમેશાં સંભાળ રાખે છે કે તેણી તે કદીબી જાણે નહી.

ધનબાઈ ફ૦ શેઠના.

## થોડીક ધ્યાન પુગાડવા જોગ નસીયતો.

ઘણી ખુશાલી માણસને મગરૂર બનાવે છે.

સખાવત એક ડાંખલી છે, જે ખોદાની હજુર ગયાથી પુરતાં ફળ આપે છે.

જેમ જેમ રાસ્તી હુંડે ધરશો તેમ તેમ તમારૂં કામ સારી રીતે સરંજામ પહોંચવાનું.

લોભના કરતાં સંતોશમાં ફાયદો છે—મોત ઈનસાનને બરહક છે.

ગમ એક બીમારી છે—પ્યાર ઈનસાનને કવી બનાવે છે.

દોસ્ત સાથ નેકી અને દુશ્મન સાથ ભલાઈ કરતાં રહેજો.

સબુરી એ એક દોલત છે અને સંતોશમાં આબાદી છે.

દુન્યામાં ઉત્તમ સુખ તંદરોસ્તીછે. તંદરોસ્તીનું સુખ ખુશાલીછે.

જે શખસ પોતાનાં મા બાપસે બદી કરે તે પોતાનાં ફરજંદથી કદી નેકી નહી જોય.

સુખનો અંત અભીમાની અને દોલતનો અંત અહંકાર જાણવો.

સંસાર ઉનાળાનાં વાદળ અને શીયાળાનાં તડકાં મીસાલ જાણવો, કારણ તેનું સુખ સદા રહેતું નથી.

તમો પેદા થયાં તે જમાનો તમારી કરણીનું દફતર જાણવું, માટે એની ઉપર તમારી કરણીનો લેખ લખી રાખવો જોઈએ કે તે લેખ આ અને પેલી જેહાંનમાં કાયમ રહે તથા વંચાયામાં આવે.

જે શખસમાં આ સાત બુરી ટેવ હોય તેને દોસ્ત લેખે ગણતાં નાં.

૧—જો તમારી બદીથી તે જાણીતાં હોય અને તમોને વાકેફ ન કરે.

૨—જે હુનર તમારામાં હોય અને તેની સરાગાત અને વધારો કરી બયાન કરે.

૩—તમારી ઉપર કાંઈ ઉપકાર કરી તે હમેશ યાદ રાખે.

૪—અને તમે કાંઈ ફાયદો કરો તે ભુલી જાય.

૫—જ્યારે તમારેથી કાંઈ નાની તકસીર થઈ હોય ત્યારે તેનો તાણો મારે.

૬—જ્યારે તમો માફી ચાહો તે કબુલ ન કરે.

૭—બદકાર ફરજંદ તથા દોસ્ત છઠ્ઠાં આંગળાં મીસાલ જાણવાં. જો તે આંગળું કાપીએ તો દુઃખ થાય, અને રહેવા દીધાથી માઠું લાગે, તેજ મીસાલ જાણવું કે દોસ્ત થયા પછી છોડતાં ઘણું દુઃખ લાગે છે અને રહેવા દીધાથી લોકમાં બુરૂં લાગે; તેમજ બુરાં ફરજંદ નીવડયાથી તેને દુર કીધાથી દુઃખ લાગે અને રહેવા દીધાથી બુરૂં બોલાય.

બાઈ જમશેદજી ડીક.



# ટીપુ સુલતાન.

### પ્રકરણ ૨ જું.



આ પછીના ધબરાટનું પુછવુંજ શું? નદી કીનારે જે થોડાંક માણસો હતાં તે ખાલી સમજ વગર એમ તેમ દોડતાં હતાં, અને થોડીક સ્ત્રીઓ જેઓ મરદો સાથે તમાસો જોવા ગામડામાંથી આવી હતી, તેઓની કાનનાં બેહેર ફાડી નાખે તેવી ચીસોથી આ ભયંકાર દેખાવ વધારે ભયંકાર લાગતો હતો.

એકદમ એક જવાન જે થોડેક દુર ઉભો રહી તમાંસો જોતો હતો, તે કાંઈ મોટેથી બોલી ઉઠ્યો અને તેઓ તેનું કારણ સમજી શકે તે આગમજ તો પેલાએ પોતાની જગાપરથી પાણીમાં ઝીપલાવી દીધું.

"તે પણ ડુબી મરશે! તે પણ ડુબી મરશે!" એવી રીતે દરેક જણ બોલવા લાગાં, જ્યારે લોકોએ તેને પોતાના હાથમાં એક જીવ વગરનું નાજુક પ્રાણી, જેને બીજી પાર ઘસડાઈ ગયલું ધારવામાં આવતું હતું, તેની સાથે મોજા સામે બહાદુરીથી લડતાં જોયો, ત્યારે તેમાંના થોડાકોએ તેને મદદ કરવા પોતાની પાઘડી છોડી નાખી તેની તરફ ફેંકી.

તમાસગીરો તરફના સંખ્યાબંધ સવાલોના કાંઈ પણ જવાબ આપ્યા વગર, અથવા તો જે શુધી વગરનું બદન તેના હાથમાં હતું તેમાં જીવ છે કે નહી તે નક્કી કર્યા વગર, તેણે જલદીથી તેનું મોહું ઢાંકી દીધું, અને થોડીક ઘરડી ડોસીઓ કે જેઓ તેની આસપાસ ભેગી મળી હતી, તેઓની મદદ ના પાડી, ઘણીજ ઝડપથી તેણે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

હવે બીજી ગમ થોડાક લોકો ખાનને મુસાફરખાનામાં ઘસડી પસડીને લઈ ગયા, અને જે ગલીચા તથા તકયા આગળ મેલ્યાં, તે ઉપર તેને બેસાડી, તેનાં ભીણાં કપડાં, બુટ અને તેનાં દીલપરનો લડાઈનો સામન એ સઘળું તેઓએ કાઢી નાખ્યું. ખાને એ સઘળું ધીરજથી કરવા દીધું; દેખીતી રીતે તે તદન સાવધ દીસતો હતો, ફક્ત થોડે થોડે વખતે જે નીસાસા નાંખતો હતો, તે ઉપરથી માલમ પડતું હતું કે તે જેણીને પોતાના હાથમાંથી સદાની ગુમ થયલી ધારતો હતો તેણીના વીચારોમાં ગુંટાયલો હોવો જોઈએ.

આસ્તે આસ્તે તેનાં માણસની ખરાં દીલની અને લાગણીવાલી આગતા સ્વાગતાથી તે શુદ્ધીમાં આવ્યો, અને પોતાની

આસપાસ તીરછી, પોતે ક્યાં હતો તે પુછ્યું. થોડા વખતમાં જે દેખાવ બની ગયો હતો તે તેની નજરે આવ્યો, અને નહી સમજાય તેવા અવાજે પોતાના નોકર દાઉદને, ખાનમ મળી કે નહી તે માટે પુછ્યું.

"અફસોસ, પીર ઓ મુરશીદ! તમારા ગુલામે કાંઈ પણ જોયું નથી, તે તો મારા મુરબ્બીને મદદ કરવામાં રોકાયલો હતો અને—"

"શું? તેણીને એકદમ કોઈએ બચાવી નહી લીધી? તમે સઘળા શું કરતા હતા કે તે તમારી નજર આગળથી જતી રહી? પવીત્ર અલ્લા! તેણીને મને પાછી આપ, નહી તો હું દીવાનો થઈ જઈશ," એમ બોલી તે એકદમ કુદકો મારી ઉભો થયો અને પછી બહાર ધસી ગયો. તેની પછવાડે તેના નોકરો જે તેની નજદીકમાં હતા, તે પણ દોડયા.

દેવાનાની માફક ખાન નદીની બાજુએ દોડી ગયો, અને નીરાશ અને નાસીપાસી ભરેલા ચેહેરાએ પોતાની બાયડીનાં શરીરને ધુંડવા લાગો. તેણીનું નામ પોકારતો પોકારતો તે આમ તેમ દોડતો હતો, અને દરેક ઠેકાણે તેણીની કાંઈ પણ નીશાનીની શોધ કરતો હતો. તેના વફાદાર નોકરોએ તેને તે જગા છોડી જવાને સમજાવ્યો, કારણ કે વધુ સોધ હવે બીન્યા હતી. પણ ફોકટ! તેઓના બોલવાપર તેણે કાંઈ પણ ધ્યાન આપ્યું નહી. સાહીનાં જેવા કાળાં અંધારાંમાંથી ખાન ઉછળનાં પાણીનાં મોજા સીવાય કાંઈ પણ જોઈ શકતો ન હતો, અને જે અવાજ તે સમજી શકતો તે ફક્ત તે મોજાઓના ઉછાળાનોજ હતો; સીવાય કે તેની વચમાં કોઈ વખતે ખાનના નોકરોનો પોકાર અથવા તો તેના ઘોડાના ખંખારનો સાદ પેલે પારથી આવતો હતો. ત્રણ કે ચાર જણાઓ નદીની બાજુએ ઉભેલા હતા, પણ તેઓને શું બન્યું તે વીશે જરાએ ખબર ન હતી. જેઓએ તે જોયું હતું તેઓ તો પેલા જવાન માણસે પેલી બાનુને બચાવ્યા પછી વીખરાઈ ગયાં હતાં. થોડાક વખતની નીષ્ફળ સોધ પછી ખાન કંટાળી ગયો અને ધીમે પગલે ગામ તરફનો રસ્તો લીધો.

જે જુવાન શખસને વાસ્તે આપણે બોલી ગયાં છઈએ, તે બનતી ઝડપથી પેલી બાનુને પોતાને ધર લઈ ગયો, કે જે ધર આબરૂદાર દેખાવવાળું અને જે ગામમાં ખાને ઊતારો લીધો હતો તેની સામી બાજુએ આવેલું હતું. કાંઈપણ તાઝીમ તવાજ વગર તે પોતાના હાથમાં તેણીને લઈને જનાનામાં દાખલ થયો. એક ઘરડી બાનુ જે તેની માં હતી, અને બીજી કેટલીક બાનુઓ જેમાંની થોડીક દાસીઓ હતી, તેઓ સઘળાં અજબ થઈ ગયાં. તેઓને છેલ્લાં બનેલા ભયંકર બનાવની ફક્ત જરા રતી ખબર મળી હતી.

"પાક પેગમ્બર! કાસમઅલી એ તું શું લાવ્યો, તેની મા બોલી", "એક સ્ત્રી! તારા જીવના કસમ લઈ કહે કે એની મતલબ શું,—એ તુંને ક્યાંથી મળી—વળી તેમી ભીણાઈને તરબોર થઈ ગયલી?" "એ તો ખાનની બાયડી છે અને તેણી તો મરી ગઈ છે;" ઘણીકો સાથે બોલી ઉઠી.

"તેણી કોણ છે તેની મને થોડીજ દરકાર છે," તે જવાન બોલ્યો, "અલ્લાની મેહેરબાનીથી મેં તેણીને જોઇ અને હું તેને પાણીમાંથી કાઢી લાવ્યો; તેણી હજી ગરમ છે, અને કદાચ મરી પણ ગઈ ન હશે. જોવો તેણીને જલદીથી સુદ્ધીમાં લાવવા તમે શું કરી શકો છો? તેણી પરીના જેવી ખુબસુરત છે અને—પણ કાંઈ નહી, મારી હાજરીને લીધે તમો કાંઈ કરી શકતાં નથી, તેથી હું જાઉં છું."

કાસમના વીચારો તે વેળાએ ગમે તે હોય, પણ તે બાહેર નહી પાડવાને તેનામાં પુરતી અક્કલ હતી, અને આ ખુબસુરત જીવડાને તેઓની સંભાળ હેઠળ સોંપી તે ફરીથી ઘરની બહાર નીકળી પડયો, એવી મતલબથી કે પેલા કમનસીબ મુસાફરોને તે વધુ મદદ કરી શકે.

કાસમઅલીના ગયા પછી જનાનાની બાનુઓ ખાનની બાયડીની ઘટતી માવજત કરવામાં ગુંટાઈ ગઈ. તેણીનાં ભીણાં કપડાંઓ તેઓએ કાઢી નાખ્યાં, ગરમ કપડાંનો તેણીને શેક કર્યો, તેણીનાં બદનને તેઓએ જોરથી મસલ્યું, તેણીના બાળમાંથી પાણી નીચારી કાઢયું, અને થોડા વખત પછી સઘળાંની ખુશાલી વચ્ચે તેણીએ એક ડચકું ખાધું અને આ પ્રમાણે તેણીએ કેટલોક વખત સુધી કરયા કીધું. "પાક અલ્લા"! એક સ્ત્રી બોલી ઉઠી, "તેણીએ પોતાની આંખો ઉઘાડી છે."

ઓરડાની રોશની દેખઈતી રીતે તેણીની આંખો માટે ઘણી હતી, કારણ કે થોડા વખતમાં તેણીએ તે પાછી બંધ કરી અને બેસુધ થઈ, પણ દમ તો ચાલુજ હોવાથી તેણી મરી ગઈ છે એવો જે ભય તે સ્ત્રીઓને હતો, તે જતો રહયો. આસ્તેથી, ઘણીજ આસ્તેથી તેણી સુદ્ધીમાં આવી અને થોડા વખતમાં તો તેણી પોતાનો ધણી કે જેને પેહેલે હુશયાર થવા પછી મુવેલો ધારતી હતી, તેને માટે કાંઈ પણ ચીંતા વગર ભર ઊંઘમાં પડી. ખાન અને દાઉદ જેવા મુસાફરખાનાંમાં જઈ બેઠા કે તેઓએ કેટલાક માણસોનું ટોળું હાથમાં મસાલ લઈ ખુશાલીના પોકાર મારતાં પોતા તરફ આવતું દીઠું. દાઉદ એકદમ હરખથી ચોંકી ઉઠયો.

"તેણીને બચાવવામાં તો આવી ન હોય?" તે તે માણસો તરફ ફરી બોલ્યો.

"અલ અમદ અલ લીલ્લાહ" દજનેક જણ બોલ્યા, "હા તેણીને બચાવવામાં આવી છે અને હાલ પટેલનાં ઘરમાં છે.

કાંઈ પણ તાઝીમતવાજ વગર તેઓ ખાનની નજદીક ધસ્યા ગયા, કે જે બેઠો બેઠો પોતાનાં કમનસીબ ઉપર વીલાપ કરતો હતો. તે એકલો હોવાથી તેણીની બાયડીની યાદ તેને વધારે ઝડપથી અને વધારે અસરકારક રીતે આવતી હતી, અને જ્યારે પોતા આગળ શું ગડબડ થતી હતી તે જોવા તેણે પોતાનું માથું ઊંચું કર્યું, ત્યારે ખુલ્લી રીતે તેના ગાલો આંસુથી ભીણાયલા જણાતા હતા.

"અલ અમદ અલ ઈલ્લાહ?" દાઉદ દમ ખાતાં ખાતાં બોલ્યો.

"અલ અમદ અલ ઈલ્લાહ?" કાસમે જવાબ આપ્યો.

"હું તમારી પાસ માગી લઉં છું કે મારી મશ્કરી ના કર-

તા," ખાને દલગીરી ભરેલા અવાજે કહ્યું, "કારણકે દલગીરી મારૂં ઉગર કોતરી ખાય છે, અને મારી આંખોમાંથી આંસુઓની ધારા વહે છે, અને તોપણ તમારાં મોઢાં ઉપર ખુશાળીનો છાપ દેખાય છે—બોલો તેણી ઉગાની તો ન હોય? એવી આશા તો કદી રખાય નહી, બોલો, સાચું કહો?"

"અમીરી ખાનદાનના ખાન, વીલાપ નાં કર," કાસમ બોલ્યો, "ખોદાની મેહેરબાનીથી તેણી ઉગરે છે,—મારી પોતાની માના ઘરમાં તેણી સલામત છે, તેણીની અમારેથી બનતી માવજત અમો કરીશું, અને અમારૂં ગરીબ ઘર તેણીને આરામ આપવાને પોતાથી બનતું કરશે."

ખાન એકદમ ઉઠી ઉભો થયો, "અએ જવાન, ત્યારે તું શું મારી મશ્કેરી નથી કરતો? યા અલ્લાહ? હું આટલી બધી મેહેરબાનીને લાયકનો નથી. તેણીને કોણે બચાવી?"

"મહમદ પેગંબરના કસમથી કહુંછું કે અબ્દુલ રેહેમાન પોતાથી અપાઈ શકાય તેવું કોઈબી ઈનામ, (પછી તે તેની અરધી દોલતબી કાંય નહી હોય) જેણેબી તેણીને બચાવી હશે તેને આપવાને તૈયાર છે."

"ઓ ખાન, તે તારી આગળજ ઉભો છે." દાઉદે કહ્યું, "જ્યારે મારા મુરબ્બીને બેસુદ્ધીમાં અહીંયાં લાવવામાં આવ્યા, ત્યારે આ બહાદુર જવાને પાણીમાં ઝીપલાવી તેણીને બચાવી.

એક પળમાં દરજ્જો, દોલત, સઘળું ભુલાંઈ ગયું અને કાસમ અટકાવી શકે તે આગમજ ખાને એકદમ ઉસકેરાઈ આવી તેને જોરથી અને ખરાં દીલથી કોટી કરી. ના, એટલુંજ નહી, પણ જો કાસમે તેને અટકાવ્યો ન હતે તો તે તેની આગળ ગુહણ મંડયે પણ પડતે.

"ગરીબનવાઝ? એમ નહી હોય, તારા ગોલામે આવી વખતે કોઈ બીજો માણુસ કરતે તે કરતાં કાંઈ વધુ કર્યું નથી. જો કાસમઅલી પટેલ એક લાઈલાજ થઈ ગયલી બાનુંને જોખમ ભરેલી રીતે પાંણીમાં રહેવા દઈ મદદ ન કરતે તો ખરેખરજ તે પોતાની અને પોતાના નામની રૂસવાઈ કરતે."

આ મગરૂર પણ શાંત દેખાવના જવાનને જોઈ ખાન છક થઈ ગયો, અને ખરેખર આ જવાન પટેલનો અમીરી દેખાવ કોઈને પણ છક કરી નાખે તેવો હતો.

ખાનમને બચાવ્યા પછી કાસમે પોતાનાં કપડાં બદલવાની વદીક કોશેશ કરી ન હતી, તેણે પોતાનું ઉપરનું પેહેરણ કાઢી નાખ્યું હતું, જેથી કમરવેર તેનું દીલ ઉઘાડું હતું, જેની આસપાસ તેણે ઉતાવળમાં એક બંદુસ વીટાળી દીધો હતો. તે ઉંચા કદનો અને મજબુત બાંધાનો હતો, પોહોળી છાતી, લાંબા અને ભરેલા હાથો, અને પતળી કમર, એ સઘળું આ જવાનમાં કેટલું જોર હશે તે દેખાડી આપતું હતું. તેનો ચેહેરો કાંઈ ઘોરો વખાંણવા લાયક ન હતો; જોકે હજી તો તે ઓકરવન વયનો હતો, તો પણ તેના ઉપરના હોઠ અને હડપચી ઉપર આવેલા કાળાશથી જણાતું હતું કે તેની વય વીસેક વર્ષની હોવી જોઈએ; આ કાળાશ તેના મરદાંનગી ભરેલા દેખાવને કાંઈ થોડી સોભા આપતો ન હતો. તેની કાળી ગોટી કમાનદાર આંખો કે જે જ્યારે ખાન તેને બારીકીથી તપાસતો હતો ત્યારે મગરૂરી ભરેલી રીતે ચળકતી હતી, તેનું પોપટની ચાંચના જેવું નાખ, મોટાં નસકોરાં, કે જે હમણાની ઉસકેરાયલી હાલતને લીધે વધારે પોહોળાં લાગતાં હતાં, મોતીના જેવા સફેદ અને સરખા દાંતો અને ગોરી ચામડી—કે જે ચામડી તેના દેશના કોઈ પણ રહેવાસીને મગરૂર કરે તેવી હતી—એ સઘળાં સાથે તેની સભ્યતા ભરેલી ચાલ દેખાડી આપતી હતી કે તે કદાચ અમીરી ખાનદાનનો હોય.

"જવાન, તું એક ઘણોજ અસીલ માણુસ છે" ખાન બોલ્યો, "અને તેથી તુંને હું ફરીથી એક વાર ભાઈ તરીકે મલીશ, જેથી આવ અને મને કોટી કર, કારણકે મારા બાપના કસમ લઈ કહું છું કે હું તને મારા ભાઈ માફક ચાહુંછું. પણ મને કહે—શું તેં તેણીને બચાવી છે? કેમ? અને તેણી તારા ઘરમાં સલામત છે?"

આ સઘળાનો જવાબ થોડા બોલોમાં દેવામાં આવ્યો. ખાનમનાં પાણીમાં પડ્યા પછી વંટોળ્યાના ઝપાટાથી તેણી નીચેના કીનારા આગળ ઘસડાઇ ગઈ અને સારાં નસીબે તેણીનું માથું પાણીની ઉપર રહી ગયું. જો ખાનમ બીહીકથી બેસુધ થઈ ગઈ ન હતે તો તેણી કીનારા પરતો નહી પણ તે બાજુની સુકી જમીન ઉપર તો જરૂર આવી પુગતે. આ ઉપરથી જણાય છે કે જ્યાં સુધી તેણીને બચાવવામાં આવી ત્યાં સુધી તેણી ઘણીજ ભયભરેલી હાલતમાં હોવી જોઈએ, કારણકે ફકત એક મોજાના ઘસારાએ તે પાછી અંદર તણાઈ જતે, અને પછી અંધારાં અને અકળાતમાં કોણ તેણીને શોધી કહાડતે?

આસ્તે આસ્તે ખાન આ સઘળું સમજી શક્યો, અને દરેક ખુલાસાએ, જેમ બનવું જોઈયે તેમ તેણે કાસમનો ઉપકાર માન્યો. આ ઉપરથી એમ ન સમજવું કે જેને બચાંવવામાં આવી હતી તેને માટે તે થોડો ચીંતાતુર હશે. ઘણી મુશકેલીથી તેને પટેલને ઘર જતાં વારવામાં આવ્યો હતો, અને જ્યારે દાઉદે તેને કહ્યું કે આ હુલ્લડ પગલાંથી તેની બાનુની જીંદગી જોખમમાં આવી પડશે, ત્યારેજ તે અટક્યો. તેઓએ કહ્યું કે તેણીની પણ ખાતરી કરવામાં આવી હતી કે તે સલામત હતો અને આ દીલાસાભરેલી ખબર પછી તેણી મેહેનત અને અકળાતથી થાકી ગયલી હોવાને લીધે સુઈ ગઈ હતી.

"પણ તેથી મારા મુરબ્બીએ મારાં ગરીબ ઘરમાં શું કામ નહી આવવું જોઈયે?" કાસમ બોલ્યો. "આ ભીનાસવાલી ઠંડી રાતનાં ચારે બાજુથી ખોલ્લો ઓરડો સુવાને માટે તદન નાલાયક છે, અને વળી મારા મેહેરબાન પોતે પણ પાણીમાં ભીનાયલા છે."

"મને વધુ બોહલસની થોડીજ જરૂર છે," ખાન બોલ્યો, અને કાસમ સાથે જવા ઉઠ્યો.

જ્યારે ખાન કાસમને ઘર (જે ગામડાંના સઘળાં ઘર કરતાં સૌથી મોટું અને સગવડવાલું હતું) આવી પોંહનો, ત્યારે તેણે ત્યાં પોતાને માટે સઘળી તૈયારીઓ કરેલી જોઈ. ઓંપ ઉપરના ગલીચાપર એક સોદડી નાખી તેની ઉપર સફેદ બરફ જેવી ચાદર પાંથરી દીધી હતી, અને તેની ઉપર દેવાલને આ-

ઢળાવીને મુકેલા સોજા પોચ્યા તકીઆ ખાનને ત્યાં સુઈ જ-વાને લલચાવતા હતા.

ખાનનાં લોખંડી બદન ઉપર થાકે કબજો લીધો હતો. કાસમની માએનાં કહેવાથી તેની ખાતરી થઈ હતી કે તેની બાયડી મીઠી ઉંઘમાં પડેલી હતી. પેટ ભરતું ખાણું ખાઈ તેણે જવાન પટેલ સાથ થોડો વખત વાત કરવાને કોશેશ કરી, પણ ફોકટ.

આ જવાન ખરેખર તો ખાનને જવાબ આપવામાં થો-ડીજ મજાહ મેળવતો હતો. ખાન પોતે પણ વીચારમાં ગું-ટાયલો હતો, ઉંઘે તેની ઉપર ગલબો કર્યો અને થોડા વખ-તમાં તે ભર ઉંઘમાં પડયો.

પવન અને સરદીથી તેનો બચાવ કરવા માટે તેણે ખા-નને બંદુસ ઓઢાડયું, અને દાઉદની સંભાલ હેઠળ તેને સોંપી જવાન પટેલ બહાર ગયો. તેનો પોતાનો ઓરડો અંદરથી જનાનાની પાસે આવેલો હતો. તેની માએ તેને આસ્તેથી પોતાના ઓરડામાં જતાં સાંભલ્યો અને તે સુઈ જાય તે આ-ગમચ તેણી તેને મળવા ગઈ.

"મારા બહાદુર બેટા, ખોદા તુંને સલામત રાખે" તે ઘરડી બાનુ પોતાની આંખમાં આંસુ લાવી બોલી. "પેગમબર અને ખોદા તને સલામત રાખે! તું ખરેખરજ તારા બાપનો બેટા છે, અને હું ઈચ્છું છું કે તે તારી આવી બહાદુરી ભરેલી ચાલ જોવા માટે જીવતો હતે!"

"માદર, મુવેલાંને પાંછાં તેડવામાં કાંઈ ફાયદો નથી, જે મેં કીધું છે તે માટે હું ખુશી છેઊં,—અને તોપણ હું કાંઈબી બીજું કરી શકતે નહી; જો કે જે વખતે હું પાણીમાં પડયો તે વખતે મને તારે માટે પેહલો વીચાર આવ્યો હતો. જો અલ્લાએ તેણીને અને મને બચાવ્યો ન હતે તો તું વીલાપ અને કળાપીત કરતે, પણ મને કહે, તારા જીવના કસમ ખાઈ મને કહે—બોલ, તેણી કોણ છે? તેણી પરીના જેવી ખુબ-સુરત અને બેહસ્તની હુરીના જેવી સુંદર છે, મને કહે કે તેણી તેની બાયડી છે, અથવા-અથવા"—

"મારા બેટા, તું એમ કહેવા જતો હતો કે તેની દીકરી."

"હા, અને કાંય નહી?"

"હું તારા વીચાર સમજું છું, પણ તે તારાં મગજમાંથી જતા રહેવા જોઈયે. તેણી કાંઈ તેની દીકરી નથી. હજી તો તેણીએ હમણાજ પોતાના દાંત ઉપર મીસી (એક જાતનો ભુકો કે જે મુસલમાન સ્ત્રીઓ પરણ્યા પછી પોતાના દાંત ઉપર લગાડે છે) ચોપડેલી હોવી જોઈયે. આ બાનુ ખાનની બાયડીજ હોવી જોઈયે. શું તેં માણસોને તે માટે પુછયું નથી?"

"નહી મા, મેં નથી પુછયું, પણ શું તે માટે તારી ખા-તરી છે?"

"હા."

"ત્યારે એક ચળકતો દેખાવ મારી આંખ આગળથી ગુમ થઈ ગયો છે", કાસમે નીરાશી ભરેલા સાદે કહયું. "મારી જવાન જીંદગીનો સૌથી ચળકતો દેખાવ! અલ્લાની મરજી; તેણી મારીજ થાય તેવી દેખાતી હતી, કારણ કે દુન્યાને અને તેને હાથથી તો તેણી જતીજ રહી હતી, ફકત મેંજ તે-ણીને બચાવી!"

"આવા વીચારો તારાં મગજમાં આવતા અટકાવ" તેની મા હળવેથી બોલી, કારણ કે તેણી તેના નરમ પણ ઉશ્કે-રાઈ આવે તેવા ખવાસથી પુરતી વાકેફ હતી, અને તેણી જા-ણતી હતી કે, તેણીના માયા ભરેલા બોલોથી તેને કેટલો જલદીથી ગુસ્સો લાગશે. "કાસમ, તેણી તારી કદીબી થઈ શકશે નહી."

"મા, તેણીનું નસીબ મારી સાથ જોડાયલું છે. જે ઘડીથી તેણીને પાણીમાંથી બચાવવાની મારી લાગણી ઉશકેરાઈ, તે વખતથીજ મને લાગ્યું કે, મારી જીંદગી સાથ તેણીને સબં-ધ હતો. જ્યારે તેણી રેતીના કીનારા ઉપર પડેલી હતી, ત્યારે મને ખબરબી ન હતી, કે તેણી ખુબસુરત યા તો જવાન છે. મારી વચમાં જો હજારો દેવો હતે, તોપણ તેણીને બ-ચાવવાને હું આનાકાની કરતે નહી."

"અફસોસ! મારા બેટા," તેણીએ જવાબ દીધો. "એ તો ફકત તારા જુવાન જીવના ખ્યાલી વીચારો છે, અને માનજે કે તારા માયાળુ ખવાસે અને નહી કે તારાં નસીબે તુંને તેણી-ને બચાવવા ઉશકેરયો."

પણ તે જવાન માણસે ફકત એક નીસાસો નાંખ્યો. જ્યારે પેલી ઘરડી બાનુએ જોયું કે, આજની રાતના ભય ભરેલા અકસ્માતથી ઉશકેરાયલી તેણીના દીકરાની લાગણી તેણી થંડી પાડી શકતી નથી, ત્યારે તેણી તેને દુવા દઈ બહાર ચાલી ગઈ.

જ્યારે કાસમ એકલો પડયો, ત્યારે તેણે ફોકટમાં પોતાની આંખમાં ઉંઘ લાવવાની કોશેશ કરી. તે ગમે તે કરતો, ગમે તે વીચારતો, ગમે તેમ અછાડા પછાડા મારતો, પણ આજની રાતનો ભયંકાર દેખાવ, પાણીના મોજાઓનો ઉછાળા, પવ-નનો વરોસ્યો, બઈરાંઓની ચીચયારીઓ, ખાનમનો રેતીના કીનારા પર પડવાનો દેખાવ, તેણીને બચાવવાની તેની કોશેશ, એ સઘળું તેનાં મગજપર એટલું ભમ્યા કરતું હતું, કે ફરી-થી અને ફરીથી તે અને તેજ તેની નજરે પડયા કરતું હતું.

"મેં જોયું કે તેણી કેવી ખુબસુરત હતી, અરે કેવી ખુબ-સુરત! અરે તેણીનું કેવું સરસ કદ! મેં તેણીનો જવાન ખી-લતો ચેહેરો જોયો—ભાગ્યે તેણી પંદરએક વરસની હોય અને તેણી પેલા ઘરડા માણસની બાયડી! ઘણુંજ ભયંકર? પણ એ તો મારૂં નસીબ. નસીબની સામે કોણ થઈ શકે? શાહા-જાદાઓ અને અમીરો,—ભીખારીઓ અને મગરૂરો, એ સઘળાં-ઓનું નસીબ હોય છે, મારૂં નસીબ આ છે અને તે પ્રમાણે મારે ચાલવું જોઈએ. યા અલ્લા! હું ઈચ્છું છું કે, તે માયાળુ હાય—"

તે ઘણો વખત સુધી એ પ્રમાણે વીચાર કરતાં પડી રહયો. છેલ્લે, સરવાલે તેણે પોતાની માના ઓરડામાં કોઈનો વાત કર-વાનો અવાજ સાંભળ્યો. તે કોઈ અંજાણ્યાનો અવાજ હતો, તે પેલી બાનુનો હોવો જોઈયે. તે ઉઠયો, આસ્તેથી બારણાં આગળ ગયો, અને કાન ધરી સાંભળવા લાગો. તેણીનો સ્વ-ચ્છ, છોકરીના જેવો ઝીણો અવાજ તેના કાનને એક ગાયણ મીસાલ લાગો, અને ઘણીજ આતુરતાથી તેણે દરેક બોલ સાંભ-

ળ્યો; તેણી પોતાની નાની તવારીખ કહી સંભળાવતી હતી. તેણી કેવી રીતે બચપણથી અદરાઈ હતી, અને તેણીનો અદરાયલો ખાવંદ મરણ પામ્યો હતો, તેનાં મરણ પછી કેટલાં માંગાં તેણીને માટે બહારથી આવ્યાં હતાં, અને કેવી રીતે તે સઘળાંને તેણીના બાપે ના પાડયાં હતાં, પણ જ્યારે ખાન કે જેનું કુટુંબ તેઓની પડોસમાં રહેતું હતું, અને જે માઈસોરથી દોલત અને પદવી લઈ આવ્યો હતો, તેણે તેણીની ખુબસુરતી જોઈ તેણી સાથ પરણવાની માંગણી કરી, ત્યારે તે કેવી રીતે તેનાં મા બાપે કબુલ કરી હતી. પછી તેણીએ પોતાનાં લગન કેવી ધામધુમથી થયાં હતાં તેનો હેવાલ આપ્યો, તેમાં કેટલા બધા પૈસા ખરચ્યા હતા, કેટલું મોટું સાજન તેઓનાં લગન પર એકઠું મળ્યું હતું, કેવાં કીમતી કપડાં અને ઘરેણાં તેણીને આપવામાં આવ્યાં હતાં, અને કેવી રીતે તે તેણીને હમણા નવું દેશ કે જ્યાં તે ચઢતી પદવીનો સરદાર અને ખરા ટીપુની નોકરીમાં હતો ત્યાં લઈ જતો હતો. આ સઘળું તેણીએ એક છોકરીના જેવા ખુશ મીજાજથી કહી સંભળાવ્યું, પણ સૌથી છેલે તેણીએ એક નીસાસો નાખ્યો.

"સઘળી દોલત અને પદવી છતાં તેણી દુઃખી છે," કાસમે વીચાર કર્યો.

પછી તેણે પોતાની માને બોલતાં સાંભળી, "પણ ખાનમ, તુ નીસાસો શું કામ નાખે છે? તુને તો જેતું જોઈએ તેતું સુખ મળ્યું છે."

"હા મા." તેણીએ જવાબ દીધો. "હું કોઈ વખત નીસાસો નાંખું છું ખરી. હું મારૂં ઘર, મારી બેનો, બાપ, મા, અને ઘણીક સહીઓને મુકીને આવી છું, અને જ્યાં હું એક પણ જણને ઓળખતી નથી, ત્યાં જાઉં છું. મને નવી સહીઓ કરવાની છે, નવા વીચારો મનમાં લાવવાના છે, અને નવા દેશો જોવાના છે, અને તોપણ જ્યારે હું મારા ગયલા વખત માટે, અથવા તો ખરૂં કહું તો ભવીષ્યને માટે બળાપો કરૂં છું, ત્યારે તમે કેવી રીતે અજાયબ થઈ શકો છો."

"અલ્લા તને સુખી રાખે." તે ઘરડી સ્ત્રી બોલી, અને કાસમે પોતાની માને ખાનમને ઓવારણા લઈ તેણીની અલાબળા ઉતારતાં સાંભળી.

"તું સુખીજ થશે;" કાસમની મા બોલી. "મારાં પોતાનાં મનની શાંતી માટે તારો મીજાજ ઘણો ખુશ છે—તું ઘણીજ ખુબસુરત છે, અને તારો ધણી તારી ઉપર પ્યાર કરશે. અલ્લાની મેહેરબાનીથી તારે ઘર તારા જેવાં ખુબસુરત છોકરાં થશે, અને તે માટે તું નીસાસો ના નાખ, અને વીચાર કર કે, તારે માટે દેખીતી રીતે કેવું ચળકતું ભવીષ્ય છે. તારો ધણી જવાન છે, અને તે તુને ચાહે છે—તે માટે તો મારી ખાતરીજ છે, કારણ કે મેં હમણાંજ તેની સાથ વાત કરી હતી."

"તેની સાથે?"

"હા, તેનીજ સાથે, થોડોક વખત આગમચ તે તારી ખબર પુછવા અહીં આવ્યો હતો, અને તેણે ઘણીજ ભાવાળુપણાંથી મારી સાથ વાત કરી હતી; જુવાન, પૈસાદાર અને સરદાર, હા! મારી બેટી તું ઘણી નસીબવાલી છે."

"પણ તે કાંઈ જવાન નથી." તેણીએ ભોળાપણાંથી કહ્યું. કાસમની ખાત્રી હતી કે, તેણી દલગીરી ભરેલા અવાજે બોલી હતી.

"ચાલ ત્યારે," તે ઘરડી સ્ત્રી બોલી, "જેમ દરેક સ્ત્રીએ પોતાના ધણી તરફ માનની નજરથી જોવું જોઈએ, તેમ તું પણ કરજે. પણ હવે બસ; હવે તેં ખાધું, તું સુઈ જા, અલ્લા તુને મીઠી ઉંઘ બખશે!"

કાસમને હવે વધુ સમજાયું નહીં; તેણે થોડોક વખત વીચાર કીધો. તેનો જીવ બેચેન હતો. તે ઉઠયો, જ્યાં ખાન સુતો હતો તે ઓરડામાં ગયો, અને બારણું ઉઘાડી ખુલ્લી હવામાં બહાર ગયો.

[સાંધણ છે.] આલાં.

---

# રાંધવાને લગતું.

**ગોલાબનું શરબત બનાવવાની રીત**—એક શેર તાજા ગોલાબનાં ફુલની પાંખડી લેઇને એક વાસણમાં નાખી તેમાં ૧॥ પેંટ ઉકળતું પાણી નાખી બાર કલાક સુધી તે ફુલની પાંખડીઓને તેમાં ભીંજવી રાખીને ગાળી લેવું અને તે ગાળેલાં પાણીને ચુલા ઉપર મુકીને ત્રણ રતલ ખાંડ નાંખીને શીરો બનાવવો: થંડું થવા બાદ તેને ફરીથી ગાળી તેમાં હડી આંકસ રેક્ટીફાઈડ સ્પીરીત આફ વાઈન નાંખીને બાતલીમાં ભરી રાખવું, જ્યારે પીવાની મરજી થાય ત્યારે તેમાંથી થોડું ગલાસમાં લઈને થંડું પાણી નાખીને પીવું.

**અનીનાંસનું શરબત**—બે રતલ બુરા ખાંડને એક પેંટ અનીનાંસના રસમાં નાખીને ધીમી આંચે ઉકાળવું અને શીરો તૈયાર થાય કે ચુલા પરથી ઉતારીને થંડું પાડીને બાતલીમાં ભરવું, અને જ્યારે ગમે ત્યારે પાણી નાખીને પીવું.

**રોઝ ફુલનું શરબત**—અડધો ડઝન રોઝ ફુલને છાલીઆ વગર ઝુંઝીને એક વાસણમાં નાખવાં, તથા તે ગરમ હોય તેટલાંજ તેની ઉપર અરધો ગ્યાલન ઉકળતું પાણી નાખવું અને તે થંડું થાએ ત્યાં સુધી ઢાંકી રાખવું, ત્યાર બાદ ખાંડ અથવા મધ નાંખીને પીવામાં લેવું.

હી૦ કે૦ શેઠ.

**પાકાં અંજીરની મૅસ**—પાકાં રસાલાં અંજીર રતલ લેવાં, તેની છાલ પતળી છોલી એક સુપ પલેતમાં મુકવાં, તેને ચમચાથી છુંદવાં અને સાકર રતલ ૦। છુંદીને અંદર ભેલવી, ગોલાબ અરધું વાઈન ગલાસ નાખવું, અને આઈસ રતલ ૦॥ લઈ તેના ઝીણા કટકા કરી અંદર ભેલી પાંચ મીનીટ રહેવા દેવું; આઈસ પીગલે એટલે ખાવું. પ્રીય બેહનો, ઉનાળાની મોસમમાં અંજીરની મૅસ ઘણીજ ઉપયોગી થઇ પડે છે.

કેસીબાઈ પાલનજી મુન્સફવાલા.

---

ખોલાસો—ગઇ વખતે ખીમાના આમલેટમાં ચોથી લાઈનમાં "ખીમો પાથરવો પછી તેને ધીમેથી હીલવવું" કરી લખ્યું છે તેને બદલે, ખીમો પાથરી તેને ધીમેથી વાળો વાળી કરવું—એમ સમજવું.

અધીપતી.



# છોકરીઓને તનની કેળવણીની જરૂર.



ઉપરનું મથાળું વાંચતાંજ કેટલીક જુના વીચારવાલી બાઈઓને અજાયબી લાગશે કે, છોકરીઓને કસરત કરવાની શું જરૂર હોય? તેમાં વળી કેટલીક ડોસાઈ ફુઈઓ તો પોતાના રાબેતા મુજબ બોલશે કે 'વરી મુવાં લખતાં લખતાં ચરી ગીઆં' પણ હમો ધારયે છીયે કે, જે બાઈઓ સમજુ હશે તેઓ એવો વીચાર નહી કરશે. કસરત કરવાની જરૂર દરેક માણસને હોય છે, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, બચ્ચું હોય કે જવાન. છોકરાઓને કસરત કરાવવાની જરૂર દેશીઓની નજરમાં, મુખ્ય કરી પારસીઓની નજરમાં હમણાજ બરોબર આવી છે; પણ છોકરીઓને તનની કેળવણી આપવાને તેઓ વીચાર કરતા નથી. એવું સમજાવવામાં આવે છે કે, છોકરીઓ અથવા સ્ત્રીઓ જાતે નાજુક છે માટે તેમનાથી કસરત થઈ શકે નહી. એવો પણ વીચાર છે કે સ્ત્રીઓને અથવા છોકરીઓને કસરત કરાવવાની કશી પણ જરૂર નથી, કારણ કે તેઓ લડાઈમાં જવાનીઓ નથી, કે કુસતી રમવા ઉતરવાની નથી. એ ખરૂં છે કે, હાલની સ્ત્રીઓ લડાઈ કરવા કે કુસતીમાં ઉતરવાની નથી, પણ કસરતની મતલબ એટલીજ નથી, કે તેથી માણસ લડાઈ કરવાને કે કુસતી રમવાને શકતીવાન થાય. છોકરીઓને કસરત કરાવવાથી તેમના હકમાં ઘણા મોટા ફાયદા થાય છે. તેમનાં શરીરનો બાંધો મજબુત થાય છે, અને તેથી તેમનો દેખાવ શોભીતો થાય છે, તંદરોસ્તી સુધરે છે અને ઘણાખરાં દુઃખ દરદોથી મોકળાં રહે છે. વળી તેથી વધારે ફાયદો એ થાય છે કે, તેમની ઓલાદ પણ મજબુત અને તંદરોસ્ત નીવડે છે. કસરત કરવાથી સ્ત્રીઓને મહાભારત ફાયદા થાય છે. આંજે પૈસાવાલી સ્ત્રીઓ એજ જાતના ફાયદાને ઇંતેજારીથી શોધે છે; પણ તે તેમનાં મોહોં આગળ પડેલા તેમને દેખાતા નથી, અને ગરીબ સ્ત્રીઓને ચંચળ, મજબુત અને સુખાકારી બરેલી જોઈને તેમની અદેખાઈ કરે છે અને અચરતીથી પુછે છે કે, "એઓ આંતું ગરીબડું ખાય છે, ભોંયપર સુઈ પોતાનો વખત પસાર કરે છે, વરસાદમાં ભીનાય છે, ટાઢમાં હેકડે છે, અને તે છતાં આવી સારી સુખાકારી કેમ ભોગવે છે?" એમાં તેવી બાઇઓને અજબ થવાનું કારણ એટલુંજ છે કે તેઓ હમેશાં સ્વાદદાર ખોરાક ખાય છે, તરેહવાર કપડાં પહેરે છે, શોભીનાં અને નરમ બીછાનાંપર સુવે છે અને કંઈ મેહેનત કરતાં નથી અથવા પોતાનાં તનને કેળવણી આપતાં નથી. એટલા માટે દેશી સ્ત્રીઓએ, ખાસ કરી પારસી સ્ત્રીઓએ જાણવું કે, તેમની છોકરીઓને કસરત કરાવવાની ભારે જરૂર છે. જે બાપડાંઓને નીસ કસરત કરવાને ખુદરતે પેદા કીધાં છે, એટલે મેહેનત કરી પોતાનું ગુજરાન કરવાનેજ પેદા કીધાં છે, તેમને એવી ભલામણ કરતાં નથી, પણ જેમની ઉપર ખુદરતે મેહેર કરી છે, અને જેઓને એવી મેહેનત કરવાની અગત નથી, તેઓએ કસરત કરવી ઘટે છે. પારસીનાં મોહટાં ઘરો આગળ હમેશાં રોજ ડાકટરની ગાડી અને ટેબલપર જાથુકની દવાની શીશીઓ નજરે પડવાની. ઘરમાંની ઓરતો હમેશાં અરધી માંદી અને અરધી સાહજી દેખાય છે. તેણીઓ સાહજી દેખાતી હોય, તોપણ તેણીઓ એમ નહી કહેશે કે તેમને ડાકટરની જરૂર નથી, અથવા તેણીઓને જોઈને ડાકટર એમ નહી કહેશે કે એઓને દવાની જરૂર નથી. એવી હાલતમાં તેઓ સદા દહાડા કહાડે છે, સદા દુઃખી થાય છે અને પૈસા વેરે છે. આ સઘળી આપદા જો છોકરીઓને કસરત કરાવવામાં આવે તો નીકળી જાય. અમોએ આગળ કહ્યું કે, ભારી ખોરાક વગેરે સાંધણો પણ તંદરોસ્તીને બીગાડનાર છે, પણ તેથી જો ઘટતી કસરત હોય તો કોઈ રીતે નુકશાન કરતાં નથી. તેટલા માટે તેવી બાઈઓને તેવાં સાંધણોથી દુર રહેવાને અણુગમની ભલામણ અમો કરતાં નથી, પણ એટલુંજ કહયે છીયે કે, તેવા ખોરાક સાથે તેવી કસરત પણ કરવી.

હવે છોકરીઓને કેવી રીતની કસરત આપવી એ સવાલ પુછવો સ્વભાવીક છે, કારણ કે જેવી કસરતો મરદો કરે છે તેવી ઓરતોને માટે નથી. તેમને માટે કેટલીક જુદીજ કસરતો છે. ચાલવું, દોડવું, કુદવું અને ઘોડાપર સવારી કરવી, હાથ પગને તરેહવાર રીતે મરડવા, ઝોળી ફેરવવી, એ સઘળી છોકરીઓને લાયકની કસરત છે. એ સઘળી કસરતો યુરોપયન સ્ત્રીઓ તો, આસમાસ વગર કસરત કરવે રોજ કરે છે. દેશી સ્ત્રીઓમાં કે છોકરીઓમાં, મારાં ભાયગે એવો કશો ચાલ ન હોવાથી, આવી કસરતો રોજ કરવાને તેમને તક મલતી નથી. હાયને તરેહવાર રીતે વાળવાની વળી ત્રણ રીત આવે છે. એક, અમથા ખાલી હાથ વાળવા—બીજી, હાથમાં લોખંડનાં વજન લઈ વાળવા અને ત્રીજી, હાથમાં બે યા ત્રણ ફુટ લાંબી લાકડી લઈ વાળવા. એ ત્રણ રીતો પણ છોકરીઓને લાયકની અને જરૂરની છે. આ સઘળી કસરતો છોકરીઓને દરેક મા બાપોએ કરાવવી જોઈયે છે. જો કે મુંબઈમાં હાલની છોકરીઓની સ્કુલોમાં માત્ર એવી એક કે બેજ સ્કુલો છે, કે જ્યાં મનની કેળવણી સાથ તનની કેળવણી પણ આપવામાં આવે છે; બાકીની ઘણીક સ્કુલોમાં એ બાબદની ખામી એટલે સુધીની છે કે રજાના વખતમાં પણ છોકરીઓને રમવાની મના કરવામાં આવે છે. એવો ચાલ છોકરીઓની તંદરોસ્તીમાં ઘણો ગેરફાયદો કરે છે. એવી કસરતની છીત હવે નીકળી જવી જોઈયે. મા બાપો સમજીને પોતાની છોકરીઓને કસરત કરાવવા શીખે તેની આગમચ તે વાતની આગેવાની છોકરીઓની નીશાળના આગેવાનો અને કારોબારીઓએ ઉઠાવી લેવી જોઈયે છે.

મીસ જાઈજી એદલજી પુનેગર.

અને કેટલાક કલાકો તુલીક આ પ્રમાણે બળાપો કરતી હતી.

આ વેળા "ફ્રેકોલત" નામના એક ફ્રેંચમેને એક નવી જાતનું આંધળા માણસોને લખવા માટેનું એક યંત્ર બનાવ્યું, કે જેણે મીસ ગીલબરટનું મન ઘણું રોકવાથી તેણી પોતાનું દુઃખ ભુલવા લાગી. આ લખવાના સાંચાથી તેણી એક જુવાન આંધળા માણસ નામે વીલીયમ હેન્કસ લેવી કે જે થોડુંક થયું આંધળાંઓની નીશાળની શીક્ષક સાથ પરણ્યો હતો, તેની સાથે કાગળ પત્રનો વેહેવાર ચલાવવા લાગી. લેવી મીસ ગીલબરટની આંધળાં માણસોનાં ભલાં માટેની દરેક યોજનાઓમાં આતુરતા અને જુસ્સાથી ભાગ લેવા લાગ્યો. પણ બીજાઓની દોસ્તી કરતાં મીસ બેથરસ્ટ કે જેણી સર જેમ્સ બેથરસ્ટની બેટી હતી, તેણીની દોસ્તી ઘણી ઉપયોગી થઈ પડી. આ બાનુ સ્ત્રીઓને ઉંચી કેળવણી આપી દુન્યામાં ઉપયોગી થઈ પડે તેવાં સાંધણો ખુલ્લાં મુકવાનાં કામમાં ભારે આતુરતાથી ભાગ લેતી હતી. એક સ્ત્રી જો પરણેલી ન હોય તો દુન્યામાં તેણી કોઈ પણ રીતે ઉપયોગી થાય નહી, એવી જાતના હલકા વીચારોની સામે હમેશ તેણી લડત ચલાવતી હતી. આ બલી બાનુની મદદથી તે આંધળી છોકરીએ બીજાઓનાં ભલાંને માટે કામ કરવાને વધારે ઉલટ પકડી, અને પોતાનાજ જેવાં કમનસીબ સ્ત્રીઓ અને પુરૂષોને પોતાની જીંદગીનો બને એવો સારો ઉપયોગ કરવાને મદદ કરવા લાગી.

આ વેળાએ આંધળાંઓ માટે કાંઈ ઝાઝું કરવામાં આવ્યું ન હતું. ગરીબ આંધળાઓ ભીખ માંગતા હતા, જ્યારે સારી સ્થીતીવાળા તેમની જીંદગી તદન નીરઉપયોગી સમજતા હતા; અને ઘણાકો ખુદરતી રીતે વીચારતા કે "ખોદા એવા માણસને જીવાડયા કરતાં પોતા તરફ બોલાવી લે તો વધારે સારૂં." આ વેળા જે ખાતાંની વધારે અગત્ય હતી તે એ કે, મોહટપણે જેઓએ પોતાની આંખો ખોહી હોય તેઓને પોતપોતાનું ગુજરાણ કરવાને કાંઈ પણ હુનર શીખવવાની હતી, અને આ માટેજ મીસ ગીલબરટ મેહનત કરતી હતી. તેણીએ પેહેલી શરૂઆત ઘણીજ ટુક ટુકમાં કરી; પેહલાં એક નાનું ભોંયરૂં જુજ કીમતે ભાડે લીધું, કે જ્યાં "લેવી" તેમજ એક આંધળા સુથારે તેણીને ઘણી મદદ કરી. આ ભોંયરાંમાં આંધળા માણસોએ પોતાનાં ઘેરમાં બનાવેલી ચીજો જેવી કે સાદડીઓ, ટોપલીઓ, બ્રશો ઈત્યાદી ભરવામાં આવતાં હતાં. પણ થોડુંકમાંજ અંહીથી ખાલી કરી બીજી મોટી જગાપર જવાની ફરજ પડી, અને ત્યાંથી પણ, કામ ઘણું આવ્યાના સબબથી બીજું એક ઘેર લેવું પડયું. આ ચીજો બજારમાં વેચવામાં આવતી, અને તેઓની બનાવટ બીજી દુકાનો માંહેલી ચીજો કરતાં વધારે સારી હતી. આ કામો આંધળાંઓને શીખવવાનું કાંઈ સેહેલ હતું નહી. 'લેવી' ને તેમજ મીસ ગીલબરટને પુશકળ જેહેમતો ખેંચવી પડતી હતી, અને કેટલાક લોકો જેઓ એટલા પૈસામાં પોતાનું ગુજરાણ કરી શકતા ન હતા, તેઓને પોતાની ગાંઠના પૈસા તેણી આપતી હતી. મીસ ગીલબરટનાં આ ખાતાંમાં દરેક ચીજ આંધળા માણસોથીજ થતી હતી, જે માટે 'લેવી' ઘણી મગરરી લેતો હતો. તેની મદદ ઘણી અમુલ્ય હતી, અને તેની હીમ્મત અને મેહનતની ઘણી તારીફ થતી હતી.

જે કામ મીસ ગીલબરટે શરૂ કરયું હતું તે આસ્તે આસ્તે ફતેહમંદ થતું ચાલ્યું, તેની એક મંડળી આપણાં મહારાણીના આસરા હેઠળ ઉભી કરવામાં આવી, તેને ઉભી કરનાર જો કે હવે નાદરસ્ત તબીયતને લીધે ભાગ લેવાને શકતીવાન હતી નહી, તોપણ તેનો પાયો એવો મજબુત નાખ્યો હતો કે બીજાંઓ સેહલાઈથી આગળ ચલાવી શકતાં હતાં. લંડનમાં સૌથી ઉપયોગી ખાતાંઓ માંહેલી આ એક આંધળાં માણસોની શાળા છે, કે જ્યાં તેઓની લાયકાત પ્રમાણે તેઓને હુનર આપવામાં આવે છે, અને ગરીબ બીચારા આંધળાઓ પોતાના ગુજરાણ જેટલું કમાઈ ખાય છે. કેટલાંક સ્ત્રી અને પુરૂષોને તે ખાતાંમાં જો ઘણું સુધી કામ કરયું હોય તો બુઢાપામાં પેનશન વટીક મળે છે.

મીસ ગીલબરટની તંદરોસ્તી હમેશ નાજુક હતી. ૧૮૭૨ પછી તેણી તદન ખાટલે પડી, અને ઘણુંક દુઃખ અતી ધીરજથી ખમ્યા પછી ૧૮૮૫ માં તેણી મરણ પામી.

---

## ભરવા-ગુંથવા વીશે.

### ગ્રહસ્થો માટે રેશમી "નેક તાઇ."

"બ્રીમ" ના મેકરનું બલુ રંગનું ગુંથવાનું રેશમ ચાર આઉસ, અને નંબર ૧૩ વાળા લોઢાંના સુઇયાની જોડી ૧ લેવો. સુઇયાપર ૫૭ ટાંકા લેવો અને પેહલી હાર સાદી ગુંથી જાઓ. દરેક હારનો પેહલો ટાંકો ગુંથ્યા વગરનો સેરવી કહાડો. **તરાહની પેહેલી હાર**—સાત ટાંકા સાદો બખ્યો, ત્રણ ટાંકા ઊંધો બખ્યો, એમ આખી હાર ગુંથી જાવો. નાકે સાત ટાંકા સાદો બખ્યો ગુંથી હાર પુરી કરવી. **બીજી હાર**—સાત ટાંકા ઊંધો બખ્યો, ત્રણ ટાંકા સાદો બખ્યો, એમ આખી હાર ગુંથવી, નાકે સાત ટાંકા ઊંધો બખ્યો ગુંથી હાર પુરી કરવી. **ત્રીજી હાર**—સાત ટાંકા સાદો બખ્યો, ત્રણ ટાંકા ઊંધો બખ્યો, એમ આખી હાર ગુંથવી, છેડે સાત ટાંકા સાદો બખ્યો ગુંથી હાર પુરી કરવી. **ચોથી હાર**—સાદો બખ્યો. **પાંચમી હાર**—બે ટાંકા સાદો બખ્યો* ત્રણ ટાંકા ઊંધો બખ્યો, સાત ટાંકા સાદો બખ્યો,* અહીંથી પાછું ગુંથી જાઓ, નાકે ત્રણ ટાંકા ઊંધો બખ્યો, અને બે ટાંકા સાદો બખ્યો લઈ હાર પુરી કરવી. **છઠી હાર**—બે ટાંકા ઊંધો બખ્યો,* ત્રણ ટાંકા સાદો બખ્યો, સાત ટાંકા ઊંધો બખ્યો,* અહીંયાંથી પાછું ગુંથો, અને છેલ્લે ત્રણ ટાંકા સાદો બખ્યો, અને બે ટાંકા ઊંધો બખ્યો ગુંથી હાર પુરી કરો. **સાતમી હાર**—બે ટાંકા સાદો બખ્યો,* ત્રણ ટાંકા ઊંધો બખ્યો, સાત ટાંકા સાદો બખ્યો,* અહીંથી પાછું ગુંથો અને છેલ્લે ત્રણ ટાંકા ઊંધો બખ્યો અને બે ટાંકા સાદો બખ્યો. **આઠમી હાર**—સાદો બખ્યો. હવે પેહલી હારથી પાછું શરૂ કરી ઉપલી રીત પ્રમાણે જેટલી લંબાઈ જોઈતી હોય તેટલી ગુંથો; પછી ગુંથવાનું બંધ કરો. રેશમના હડી ઇંચના કટકા કાપી બંને છેડાપર સાંકડી ઝાલર (Fringe) કરો. ગુંથેલા ટાંકા માંહેલા દરેક ત્રીજા ટાંકામાં કાપેલાં રેશમના બે,

કટકા લઈ ગાંઠ મારો. આ પછી આસરે પા ઈંચ નીચે દરેક "ફ્રીંજ" માંથી બબે તાર લઈ સાથે ગાંઠ મારી જાવો.

---

### બાનુઓ માટે ગુંથેલી ઉનની ઈજાર.

ગમે તે રંગનું ઉન તથા નંબર ૧૦ વાલા ગુંથવાના સુઈયા લેવા. દરેક પાયજો નીચેથી શરૂ કરી જુદો જુદો ગુંથવો.

સુઈયાપર ૧૦૮ ટાંકા લેવા અને ત્રણ ટાંકા સાદો બખ્યો, ત્રણ ટાંકા ઊંધો બખ્યો, એ પ્રમાણે ૨૬ હાર ગુંથવી. ત્યાર બાદ ૧૨ હાર સાદા બખ્યાની ગુંથવી. ૩૯ મી હાર—બે ટાંકા સાદો બખ્યો, ત્રીજા ટાંકાની નીચે જે ઉનનો ટાંકો પડેલો છે તે ઊંચકી સાદો ગુંથવો. આથી એક ટાંકો વધશે. ત્યાર પછી છેલ્લા બે ટાંકા શીવાય આખી હાર સાદા બખ્યાની ગુંથી જવી, પાછો ઉપર પ્રમાણે એક ટાંકો વધારવો અને છેલ્લા બે ટાંકા સાદા ગુંથવા. હવે ત્રણ હાર સાદા બખ્યાની ગુંથવી. જ્યાં સુધી ૧૪ ઈંચ જેટલો લાંબો કટકો ગુંથાય ત્યાં સુધી છેલ્લી ચાર હાર ફરીથી અને ફરીથી ગુંથ્યા કરવી. ત્યાર પછીની હારમાં શરૂઆતમાં તેમજ છેડે બે ટાંકામાંથી એક ગુંથી ટાંકા ઓછા કરતાં જવું. (જેમ ઉપલી હારમાં બે ટાંકા વધારયા હતા તેમ આ હારમાંથી બે ટાંકા ઓછા થશે.) દરેક ચોથી હારે એ પ્રમાણે બબે ટાંકા ઘટાડવા અને ઘટાડેલા ટાંકાવાલો કટકો ૧૨ ઈંચ જેટલો લાંબો થાય ત્યાં સુધી એમ ગુંથવું. ત્યાર પછીની હાર, ૬૦ ટાંકા સાદા બખ્યાના ગુંથવા, ફેરવીને પાછો સાદો બખ્યો ગુંથવો; હવે ૫૫ ટાંકા ગુંથો, ફેરવીને પાછું ગુંથો; એ પ્રમાણે બધી મળી ૧૨ હાર ગુંથો. દરેક વખતે પાંચ પાંચ ટાંકા ગુંથ્યા વીના છોડી દેવા; આથી પછવાડેના ભાગ માટે જોઈતી વધુ લંબાઈ થશે. બે સાદી હાર આખી લંબાઈસુધી ગુંથી જાવો, પછી પેહેલાં જેમ ત્રણ ટાંકા સાદા અને ત્રણ ઊંધા બખ્યાના ગુંથ્યા હતા તેમ વીસ હાર ગુંથવી. ત્યારબાદ સુઈયાપરથી ઉતારી બંધ કરવું. બીજો પાયજો પણ બરાબર એજ માફક ગુંથવો. તજ્યેના ભાગથી તે જ્યાં સુધી ટાંકા વધારયા છે તેટલા ભાગ સુધી બેઉ પાયજા સીવી લેવો, ત્યાર પછી બેઉને કમ્મરથી તે છ ઇંચ નીચે સુધી સાથે જોડીસીવો. પાયજા માટે એક સુઈયાની કીનારી નીચે પ્રમાણે ગુંથવી. પેહલી હારના એક ટાંકામાં આંટા વગર એક ટાંકો, બે સાંકરી, બે ટાંકા છોડી ત્રીજામાં આંટા વગર એક, એમ આખો ઘેરાવો ગુંથી જાવો. **બીજો ઘેરાવો**—બે સાંકરીના ખાંચામાં આંટા લઈ એક ટાંકો, બે સાંકરી, પાછો તેજ ખાંચામાં આંટા લઈ એક ટાંકો બે સાંકરી, એમ આખો ઘેરાવો પુરો કરવો. **ત્રીજો ઘેરાવો**-છેલ્લા ઘેરાવાના બે આંટાવાલા ટાંકાની વચમાં આંટા વગર એક ટાંકો, ત્રણ સાંકરી બે સાંકરીના ખાંચામાં આંટા લઈ એક; પાંચ સાંકરી, આટા વગર પાંચ ટાંકા, દરેક ટાંકો છેલ્લા ગુંથેલા આંટાવાલા ટાંકામાં ગુંથવો, ત્રણ સાંકરી, એ પ્રમાણે આખો ઘેરાવો પુરો કરવો. ઉપલી કીનારી જો પસંદ ન આવે તો બીજી કોઈ પણ કીનારી બંને પાયજાઓ ઉપર ગુંથશો તો ચાલશે. આ ઈજારપર કપડાંનો એક લેંકો સીવી લેવો.

શીરીન ફ. પાટક.

## પ્રીન્સેસ ઈલીઝાબેથ ઓફ હંગેરી.



ન્સેસ ઈલીઝાબેથ ઓફ હંગેરી તા૦ ૫મી મારચ ૧૬૨૦ ના સાલમાં જનમી હતી.

પ્રીન્સેસ ઊંચી, પતળી તથા અતીશય ખુબસુરત હતી તેણી ૧૬૪૨ ના વરસમાં લુઈસ આકમા સાથે પરણી હતી. તેણી પૈસાવાલા હોવા છતાં સદા ગરીબો તરફ માયાળુ રહેતી હતી. પ્રીન્સેસ ઈલીઝાબેથ ઘણી ભાષાઓ જાણતી હતી. તેણી મોટાઈને ધીક્કારતી હતી. ઈલીઝાબેથે ઘણું સુખ લાંબો વખત જોયું નહી: તેણીનો ભરથાર લગન પછી ત્રણ વરસ રહીને મરણ પામ્યો હતો, અને પોતાની સર્વે દોલત તથા જાગીરો ઈલીઝાબેથને આપી ગયો હતો.

પ્રીન્સેસ ઈલીઝાબેથે ભરથારનાં મરણ પછી સર્વે મોજ શોખ તજી દીધી, અને ગમગીન રહેવા લાગી. તેણી પોતાનો વખત ગરીબ લોકોની બરદાસ્ત કરવામાં કહાડતી હતી.

આવી માયાળુ હોવાથી સર્વે બાદશાહી કુટુંબ તથા બીજાં લોકો તેણીની તરફ માનની નજરે જોતાં હતાં. પ્રીન્સેસ ઈલીઝાબેથ ઘણાં વરસ દરદીઓની માવજત કરીને તા૦ ૧૬ મી મારચ ૧૬૮૨ ના સાલમાં મરણ પામી હતી.

તેણીનાં મરણથી ગરીબ લોકો ઘણાં નાસીપાસ તથા દલગીર થયાં હતાં.

પ્રીન્સેસ ઈલીઝાબેથ મરતી વખતે થોડી શીખામણો લખી ગઈ હતી, તે નીચે રજુ કરયે છીયે:—

૧. ગરીબો તરફ સદા માયાળુ રહેજો.
૨. ખુલ્લું મન અને સખી હાથ રાખતાં રહેજો, કે જયાં જાઓ ત્યાં તમોને આદરમાનથી બોલાવે.
૩. સર્વે સાથે સલાહ સંપજથી રહેજો.
૪. કોઇ સાથે તોછડાઇથી બોલતાં ના.
૫. તમારાં દુશમનો હોય તેઓને પણ માન આપતાં રહેજો.
૬. ધણી સાથે સદા માયાળુ રહેજો.
૭. રૂડી ચાલચલણ રાખતાં રહેજો.
૮. ગરીબોને બક્ષેશો આપજો.
૯. તવંગરોની ખુશામત કરતાં ના.
૧૦. ધણી તરફ ફરજ બજાવતાં રહેજો.
૧૧. મોટાઈને ખરાં દીલથી ધીક્કારજો.
૧૨. કોઇની કદી ખુશામત કરતાં ના.
૧૩. ગરીબોને તુચ્છકારી કહાડતાં ના.
૧૪. માયાળુ સ્વભાવથી સર્વે સાથે વરતજો.
૧૫. તંદરોસ્તીને સારૂ મેહેનત કરતાં રહેજો.
૧૬. કોઇ સાથે વગર કારણે મરાતાં ના.
૧૭. વાંક વગર કોઇ પર શક રાખવો નહી.
૧૮. સંકટની વેળા ધીરજ રાખતાં રહેજો.
૧૯. દુશમેનો સાથે હીમતથી લડજો.
૨૦. વગર વીચારે કદી બોલતાં ના, વીચારીને બોલજો.

નવાજબાઈ અરદેશર શેઠ.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૫ મું.—"તાહીતી"થી સેન્ડવીચ આયલંડ.



૬૨—ઉષ્ણકટીબંધનાં પડઘમ તથા સારંગી.

શુકરવાર, તા૦ ૨૨ મી ડીસેમબર—હમે તાહીતીથી ૮ મી તારીખનાં નીકળેલાં આજે બપોરે બે વાગે "હીલો" ના અખાતમાં લંગર નાખ્યું. હમે ગયે શુકરવારે ઈકવેતર (ભુમધ્ય રેષા) પાછી પસાર કરી, પણ કામનાં રોકાણને લીધે ગઈ વખતની માફક ફાધર નેપચ્યુન હમુને મુલાકાત આપી શકયો નહી. સહવારનાં તુટક ધોવાની, અને સાંજના સીપાઈની માફક પડઘમ પેહરી કુચ કરવાની કસરત છોકરાંઓને બસ પતી હતી.

હમે ત્રણ વાગતે ઉતરયાં, અને પેહેલાં મી૦ કોનવેને ત્યાં કાલે "કીલોઈઆ" નો બળીતો પહાડ જોવા જવાની ગોઠવણ કરતા ગયાં. મી૦ કોનવેએ તુરત ઘોડેસ્વારો મોકલી રસ્તાપર આવેલાં પોહોંચખાનાઓમાં કહેવાડયું અને બીજો સઘળો બંદોબસ્ત કરયો. હવે હમે શેહર જોવા ચાલતાં નીકળ્યાં. હું કોઈ કોઈ જગાએ જ્યારે રળ્યામણો દેખાવ જોવા ઊભી રેહેતી, ત્યારે એક એક છોકરી આવી મારાં ગળાંમાં ફુલનો હાર પેહરાવી નાહસી જતી હતી; છેલ્લે તો મારાં ગળાંમાં બાર તેર જુદી જુદી જાતના મોટા નાના હારો થયા, અને મને ઘણી ગરમી પડવા લાગી, પણ મેં કહાડી નહી નાખ્યા, કે એ લોકોનાં મનમાં ઓછું આવે. હમે સ્ટીમર ઉપર પાછાં આવ્યાં તેટલા વખતમાં અંધારૂં થડયું. "સનબીમ" ઉપરથી હજારો તારાઓથી ભરાઈ ગયલું આકાશ, ઉગતો ચંદ્ર, અને બળતા પાહડથી એક બાજુનો આસમાનનો ભાગ લાલ થયલો, એ સઘળો દેખાવ અત્યંત રળ્યામણો લાગતો હતો.

સનીવાર, તા૦ ૨૩ મી ડીસેમબર—હમે નાસતો ખાઈ કીનારા ઉપર જઈ સાડાનવ વાગે ઘોડેસ્વાર થઈ નીકળ્યાં. દસ માઈલ બળતાં તડકાંમાં પસાર કરી હમે એક જંગલમાં દાખલ થયાં, જેમાં પાંચ માઈલ ચાલી હમે ફરીથી ખુલ્લી જગામા આવ્યાં. તડકું સખત પડતું હતું અને અવાર નવાર વરસાદનાં જોરમાં ઝાપટાં આવવાથી હમે તદન ભીનાઈ જતાં. હમે "હાફ વે હાઉસ" (અરધા રસ્તા ઉપર આવેલું ઘર) આગળ હવે આવી પોહોંચ્યાં, જ્યાં ઉતરી ખાણું ખાઈ "વોલકેનો હાઉસ" (બળતા પાહડ આગળનું ઘર) ઉપર જવા હમારી મુસાફરી પાછી શરૂ કીધી. દેખાવ ઘણોજ સુંદર લાગતો હતો, ચંદ્ર વાદળાંથી ઢંકાઈ ગયલો હતો, પણ દુરનો બળતો પહાડ આજુબાજુના દેખાવને રોશની આપતો હતો; થોડાક વખતમાં ચંદ્ર વાદળાંમાંથી બહાર નીકળ્યો, અને ઝાડ ઉપર પડેલાં વરસાદનાં ટીપાં આગ્યા કીડાની માફક ચમકવા લાગ્યાં. હમે હજી સુધી નહી પુગવાના સબબથી હવે તદન અધીરાં થયાં, અને એક હસમુખો અવાજ સાંભળી ખુશી થયાં. હમારી સામે "વોલકેનો હાઉસ" ના ધણી મી૦ કેન આવતા હતા. મોડું થયલું હોવાથી અને હજી સુધી હમે ત્યાં નહી પુગવાથી તેવણ હમારી શોધમાં નીકળ્યા હતા.

ઝાડીમાંથી બહાર નીકળ્યા પછી હમે બળતો પાહાડ જોયો. વચમાં એક ઝરો વહે તેમ જ્વાળામુખીમાંથી નીકળતો ઉનો ઓગળેલો રસ વહેતો હતો, અને અહીં તહીં આતશ તથા ધુમાડો દેખાતો હતો. હમે પેહેલે આ દેખાવ જોતાં નાસીપાસ થયાં, કારણ કે હમે એકદમ જ્વાળામુખી જોવાની આશા રાખી હતી, પણ હજી તો નવું બળતું મોહડું, તથા બળતો અથવા આગનો સરોવર જોવાનો હતો. વીસ મીનીટમાં હમે "વોલકેનો હાઉસ" આગળ આવી પોહોંચ્યાં. રાત પડી તેમ જ્વાળામુખીની બાજુનો દેખાવ વધારે ભપકાદાર થતો ગયો; મારો ઓરડો તેજ બાજુ ઉપર હતો, તેથી મેં સુઈને, જ્યાં સુધી મને ઊંઘ નહી આવી ત્યાં સુધી એ દેખાવ જોયા કીધો.

રવીવાર, તા૦ ૨૪ મી ડીસેમબર—હમે સહવારના પેહલાં "સલફર બેંકસ" જોવા ગયાં, જ્યાંથી બીલોરી કાચ જેવા કટકા એકઠા કરતાં હમે હમારાં બુટ તથા હાથનાં મોજાં કેટલીક જગાએથી બાળી નાખ્યાં. એ કટકાઓની શોભા ઉચકયા પછી થોડા વખતમાં હવા લાગવાથી જતી રહેતી હતી; તેથી છેલ્લે જ્યારે હમુને કેટલાક સારી જાતના કટકાઓ મળ્યા, ત્યારે હમે તેને તુરત રૂમાં મુકી કાગળમાં વીટાળી બાટલીમાં મુકયા. હમે પાછાં હોટેલમાં ગયાં ત્યારે ત્યાં એક બીજા ગ્રહસ્થ આવેલા

હતા, જેવણે હમારી સાથ બળતા પાહાડ ઉપર આવવા માગ્યાથી હમે સર્વે મળી આઠ માણસો, ત્રણ સામન ઊંચકનાર માણસો અને બે ભોમ્યાઓ લઈ નીકળ્યાં.



૧૩—કીલોઈઆના બળતા પાહાડનું મુખ.

સર્વેથી પેહેલાં હમે એક ૩૦૦ ફીટ ઊંચી ટેકડી ઉપરથી ઉતરયાં. ઉતરાણ કોઈ કોઈ જગ્યાથી એકદમ એવી સીધી આવે છે કે કેટલીક જગાએ તો લાકડાંનાં વાંકાં ટીકાં પગથયાં કરી મુકવામાં આવ્યાં હતાં. એ ઉતર્યાં કે જ્વાળામુખીમાંથી નીકળેલો રસ જમીન ઉપર ઠંડો થઈ બંધાયો હતો તે ઉપર આવ્યાં. આ રસ તરેહવાર આકારમાં બંધાઈ એકઠો થયો હતો, અને ચાલતાં ત્યારે અવાર નવાર ભાગી જતો હતો. જેમ હમે આગળ ચાલ્યાં તેમ તે રસ વધારે ઉનો થવા લાગયો અને જે વરાળ નીકળતી તે દમમાં લેતાં હમુને ઘણી ખરાબ લાગી. છેલ્લે સરવાલે બળતાં મુખની નીચે આવી તેની બહારની ભીંત ઉપર ચહડવાનું શરૂ કીધું. ઘણીએક વખત પગની હેઠેથી થોડાક કટકાઓ ભાગી જતા, અને ગુંગળાવી નાખે તેવો ધુમાડો એકદમ નીકળતો. પણ હમે ઉપર જવામાં ફતેહમંદ નીવડયાં અને મેં ત્યારે એવો દેખાવ જોયો, કે હું બોલી અથવા હીલી શકી નહી, પણ કેટલોક વખત સુધી ઉભી રહી તે જોયા કીધું.

અમે એક અણી કે જે હેઠેનાં બળતાં સરોવર (વચમાં પાણીની માફક રસ અને આજુબાજુ પહાડથી બંધ હોવાને લીધે કહેવામાં આવે છે.) થી સો ફીટ ઉપર હતી, ત્યાં ઉભાં રહી જોયું. આ સરોવર નજદીક એક માઈલ મોટું હતું. જેમ એક તોફાની દરીયાના અવાજો થાય, તેમ આ લાલ લોહી જેવા મોજાઓ ટેકડી ઉપર અફડતા, અને પાછા ઉછળી એક ફુવારા માફક બધો ગરમ લાલ રસ હવામાં ઉડારતા. આ અસ્વસ્થ સરોવર સારો વખત ઉકળતો, અને અંદર પરપોટા ઉગતા હતા. તે સઘળું દેહશત ભરેલું મોટું, અને ઘણુંજ ઉમદા હતું; પણ કોઈ પણ ઓલો આવા દેખાવનું વર્ણન કરી શકશે નહી. અમે જે અણી ઉપર ઉભાં હતાં, તે મોંહની ઉપર એટલી બહાર નીકળેલી હતી કે, અમારી નીચે શું થતું હતું, તે અમે જોઈ શકયાં નહી; પણ જે ચીંગારી અને ધુમાડો વારંવાર ઉપર આવતો, અને અમુને પાછળ હઠવાની ફરજ પાડતો, તે ઉપરથી અમે જાણ્યું કે, એની નીચે આતશના જબરા ફુવારાઓ ઉડતા હશે. જેમ અંધારૂં પડયું તેમ એ દેખાવ વધારે ભયંકાર થયો. કોઈ કોઈ વખત તો એ સરોવરમાંથી ૭ અથવા ૮ ફુવારાઓ જુદી જુદી બાજુથી ઉડતા, અને તરેહવાર રંગમાં બદલાતા. રંગો છેક કાળાથી ખુલ્લા બરફ સુધી; એકદમ ઘેરા લાલથી આતશ્યા, ખુલ્લા ગુલાબી, જાંબુલો અને બલુ સુધી; અને ઘેરામાં ઘેરા બદામીથી સુનેરી, પીળો, અને ખોલ્લામાં ખોલ્લા ઘાસ જેવા પીળા સુધી બદલાતા હતા. અમે જરાક દૂર

જઈ ખાવાની કોશેશ કીધી, પણ આ પળે પળ બદલાતા દેખાવમાં અમે ખાઇ શકયાં નહી. મને કેટલોક વખત થયો ઘણીજ ગરમી પડતી હતી, અને બેચેની લાગતી હતી, અને આજુબાજુ જોયાથી તેનું કારણ માલમ પડયું; અમે જ્યાં હતાં, તેની બે આંગળ નીચે તરતનો પડેલો ગરમ રસ હતો, અને એક લાકડી મુકી તે તથા એક કાગજનો કટકો તુરત સળગી ઉઠયો.



૬૪—બળતો સરોવર.

એક છેલ્લી નજર કરી અમે પાછાં ફરયાં. એક વખત જે ખાલી પોપરી બંધાઈ હતી, તે ઉપરથી મારો પગ સરયો, અને હજી તો હું પાછી સીધી થાઉં, તેટલાં મારી લાકડી સળગી ઉઠી. પણ છેવટે અમે સાડાઅગીઆર વાગે સહીસલામત મી૦ ફેનનાં ઘરમાં જઇ પોહોંચ્યાં.

સોમવાર, તા૦ ૨૫મી ડીસેમબર (નાતાલનો દીવસ)—આજે સહવારે મેં ઉઠીને જોયું ત્યારે બળતાં દેખાતાં હતાં, પણ થોડા વખતમાં બુજવાઈ ગયાં. તેજ વખતે અમે જે કીનારા આગળથી ગઈ કાલે ઘણીજ મુશકેળીથી ચાલી આવ્યાં હતાં, ત્યાં આ તરતના બળેલા ગરમ રસની એક નદી વહેવા લાગી, અને વહેતી વહેતી અમે જે રસ્તા ઉપર ચાલ્યાં હતાં, ત્યાં આવી. અમુને આ દેખાવ જોતાં કેવું લાગ્યું હશે, તે વીચાર કરો. જો આ રસ માત્ર થોડા કલાક અગાઉ આ રસ્તેથી બહાર નીકળતે, તો અમે એક પણ જણ જીવતે નહી.

અમે સાત વાગે નીકળી, સાડાદશ વાગે "હાફ વે હાઉસ" આગળ આવી પોહોંચ્યાં, અને ખાણું ખાઈ પાછાં નીકળ્યાં. "હીલો" ના કીનારા આગળ ઘણાં લોક અમુને મળવા ઉભાં હતાં, અને ફરીથી બધી છોકરીઓએ આવી મને ફુલના હારો પેહેરાવ્યા. અમે છેલ્લે સરવાલે એક મછવો લઈ "સનબીમ" ઉપર ગયાં, જે ખલાસીઓએ અને માણસોએ અમુને અજાયબીમાં નાખવા અને ખુશી કરવા માટે દરેક જાતનાં ફુલોથી તથા ઝાડોથી સંગારી હતી. ખાણું ખાધા પછી અમે હાલમાં જઈ કેટલીક નાતાલની બેટ આપવાની હતી, તે આપી. આથી છોકરાંઓ ઘણાંજ ખુશી થયાં.

આ રીતે અમે ૧૮૭૬ નો નાતાલનો દીવસ "હાવાઈ" નાં "હીલો" ગામમાં પસાર કીધો. ખોદા અમુને ભવીશમાં એવા ઘણા દીવસો આપે!

[ સાંધણ છે. ]

હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.



# મારી બેહનપણીઓંને શીખામણ.

## એક સંપીલું સુખી કુટુંબ.

(ગયા અંકથી સાંધણ પુરં.)

(શાવક તથા શીરીન અફસોસ કરે છે, તેવામાં બાપ દાખલ થાય છે.)



બાપ—કેમ ? તમો લોકો અહી શું કરોછો ? લુચ્ચાંઓ, તમે તમારી મનરાઈની સાથે ઘણી ખરાબ વરતણુંક વાપરોચ; પણ સંભાળજો કે તમારા કેવા બુરા હાલ થાએચ ?

શાવક—બાવા, એ શું બોલોચ ? હમો એવણુને એક સખુનથી બોલતાં નથી. કેમ બેહેન શીરીન, બોલતી નથી ?

શીરીન—હા બાવાજી, ભાઈ કહેચ તે બધું સાચું છે.

બાપ—(ચીરડાઈને) નીકળ મારી આગળથી, તું તો ઘણો બેખડ થઈ ગયો છે. ચોટ્ટાઈ, લુચ્ચાઈ અને પોશાગીરનાં તારામાં ફેલ દેખાય છે, તેથી તુંને મેં મારાં વીલથી તદન બાતેલ કીધો છે.

શાવક—(બાપને) આઈતી દોલત મને જોઈતી નથી, જાતે મેહેનત કરીને મેળવેલી દોલત જેટલી જુવાન માણસોને માફક આવે છે, તેટલી આઈતી દોલત આવતી નથી. આઈતી દોલત મળવાથી માણસ ઘણી વેળા છકી જાય છે, અને ગરીબોની કદર પીછાણી શકતાં નથી. જેમ આઈતા તૈયાર પોશાક બેસતો નથી, તેમ આઈતી દોલત પણ બેસતી આવતી નથી. જે નશીબપર બેઠે છે, તે કાલનો વીચાર કરતું નથી. આશા છે તે ઉડાઊ છે, અને જે તેનાં વચન ઉપર વીશ્વાસ રાખે છે, તે કાલની કમાઈના આધારપર આજે મોજથી મસ્ત બને છે.

શાવક ઉપર મુજબ પોતાના બાપને કહે છે, તેથી બાપ ચીરડાઈને મારવા જાય છે, અને કહે છે કે 'જા, તું કેમ રહેચ તે જોઊચ.' બાપ નેતર લેવા જાય છે તેવામાં શાવક નીશાસ નાખી રડી પડી (બેહેનને કોટી કરી અને બાપને દુરથી સલામ કરી) કહે છે, "માફ કરજો જે બન્યું હોય તે." (જોકે કાંઈબી બન્યું ન હતું, તોબી એ પ્રમાણે મમના ઉપજાવનાર બોલ બોલી ત્યાંથી ગુમ થઈ ગયો.)

શીરીન—(રડતી) બાવાજી, શાવક તો હવે જતો રહયો ને હું એંકલી અતુલી! ઓ પરવરદેગાર, મારા ભાઈને તારી સંભાળ હેઠળ રાખજે, સરવે ઠેકાણે એને સહાય થજે, હમો નાદાન, 'માતા' વગરનાં બચ્ચાં છઈયે. તું તો સરવે જુવે છે અને અંદરનો ભેદ જાણે છે, પણ આ બીચારો ગરીબ બાપ પોતાની નવી બીબા તરફ સોભાઈ પોતાનાં નાનાં બાળકોને તર્ક કરે છે. (હાંપ નાખી એકદમ રડી પડી અને સેવટે છાતી બેસી ગઈ પાણી પાણી થઈ ગઈ, પણ સખત હૈયાનાં મા બાપે તેને પડતી નાખી; તે બીચારી કલાક દોઢેક પછી પોતાની મેળે અવસાં મારી હુશીયાર થઈ, અને જુવે છે તો પાસે ભાઈ નથી, અને નથી બાપ કે મા, કોઈબી નથી, એવો વખત જોઇ આંખમાં પાણી લાવી, તે કીરતારપર એતેકાદ રાખી બેઠી).

શીરીનમાં કુદરતી ખાસ્યત સારી હતી, વળી તે સાથે સમજુ હતી, જો કે ઉમર તો માત્ર નવ વરસની હતી. જ્યારે મા મરી ગઈ ત્યાર તે આઠ વરસની હતી અને શાવક દશ વરસનો હતો. આજે તેણીની ઉમર નવ વરસની છે, તોપણુ સ્ત્રીના સર્વે સારા ગુણ તેણીનામાં હતા.

હોસંગજી—કેમ તારો ભાઈ ક્યાં છે?

શીરીન—બાવાજી, હું તો કાંઈ જાણુતી નથી. જે વખતે તમો મુરબીજીએ ધમકાવ્યો અને ગાળો દીધી કે તું નીકળ મારા ઘરમાંથી, તે વખતનો તે તો તમારી સનમુખથી ગયો છે, (તેને) મારા પ્યારા ભાઈને પાછો જોયો નથી. (આંખમાં પાણી લાવે છે.)

હોસંગજી—રાંડ, પાખંડ કરે છે? તું જાણે છે કે તારો ભાઈ ક્યાં ગયો છે, અને તું છુપાવે છે. ચાલ, મને કાંઈ હવે તમારા લોકની દરકાર નથી. તુંબી તેની સાથે ગઈ કાંય નહી? નીકળ તુંબી, તારે જોઈયે ત્યાં જા. (હાથ પકડી કહાડી મુકે છે. તેની ઉપર મનરાઈ લાત મારી મુકે છે અને ગાળોનો વરસાદ વરસાવે છે.)

શીરીન—(બીચારી ડચકાં ખાતી) ક્યાં જાઊં મારા મુરબી બાવા, હું છોકરી જાત ક્યાં રખડું ? જો કે મારો ભાઈ શાવક તો છોકરો હતો તેની કાંઈ ફકર નહી; પણ તમોને જરાએ છોકરી જાતની દયા નથી આવતી? હમારી 'મા' મરતે નહી તો હમારી ઉપર આવો જુલમ પડતે નહી.

હોસંગજી—(ચીરડાઈને આંચકો મારે છે) વળી ડાહી ડોસી થઈને મને શીખામણ દેવા આવી છે! ચાલ તારે જોઈયે ત્યાં જા.

આવી હાલતમાં હતી ત્યારે એક તો ભાઈ યાદ આવે અને બીજી તો પોતાની પ્યારી મા યાદ આવે. આ ઠેકાણે વાંચનારે વીચારવું કે તેણીની હાલત કેવી હશે.

(લાત મારી બેક ધણી ધણીઆણી છોકરીને બહાર કહાડે છે.)

શીરીન ઇશ્વર ઉપર એતેકાદ રાખી જાય છે. રસ્તામાં એક કુવો આવે છે ત્યાં ઉભી રહી વીચાર કરે છે, તેવામાં સામેથી એક સ્ત્રી માથે પાણીનું વાસણ લઈ તે તરફ પાણી ભરવા આવે છે. આવતાં વાર પેલા છોકરીને રડતી જોઈ પુછે છે—

પણીયારણુ—કેમ બાય રડે છે? તારી ઉપર શું આફત છે કે આવી મધ્યમ બપોરે કુવા આગળ તું બેઠી રડે છે?

શીરીને પોતાની ઉપર બનેલી સઘળી હકીકત કહી, જેથી પેલી પાણી ભરનાર સ્ત્રીને દયા આવી, અને પોતાને ત્યાં લઈ ગઈ, જ્યાં વરસ એક કહાડ્યું, અને તે બલી બાઈએ તેણીને એક સારે ઠેકાણે નોકરીએ રાખી.

જો કે શીરીન તે વખતે દશ વરસની થઈ હતી, પણ તેણીનો ઉપરભાવ સારો હોવાથી તે એક સ્ત્રીના જેવી દેખાતી હતી. સારાં નસીબે તે એક જાણીતા અને પ્રખ્યાત પયથા શેઠ કાવસજી હોરમજી કંત્રાકટરને ત્યાં રેહી. આ કંત્રાકટરનાં ધણીઆણી ઘણાંજ ડાહ્યાં હતાં, જેથી તેણી (શીરીન) ને જાણે કે પોતાનું ઘેર હોય એમ લાગતું. હવે શીરીનને ત્યાં બે વરસ થયાં કે તે ઘેરમાં સુખ હોવાથી તે એકદમ મોટી બૈરી જેવી થઈ ગઈ, પણ કંત્રાકટરનાં ધણીઆણી પોતાની એક છોકરી દાખલ તેણીને રાખતાં, અને કામનોબી બોજો કમતી કરતાં. તેણીએ ઘરનાં સઘળાં માણસોનાં મન જીતી લીધાં અને સર્વે કોઈ નાનું મોહું જોય નહી તો દીવાનાં બને, એવા તેણીનામાં સારા ગુણ હતા. કંત્રાકટરનો પીરોજશા નામનો એકપુરો છોકરો હતો, તે બેરીસ્ટરની પરીક્ષા આપવા વેલાત જવા નીકળ્યો. પણ શીરીન ઉપર તેનો ઘણોજ પ્યાર હતો, જેથી તેણીની સાથે મમતાથી વાતો કરતો. હવે વધારે વખત તેનાથી પોતાનો પ્યાર દબાવી રાખવાની તેનામાં શક્તી ન હતી, જેથી તેણે પોતાનો પ્યાર જાહેર કીધો; જો કે શીરીન તો બીચારી બોળી હતી, તેને તો કોઈબી રીતનો ખ્યાલબી નહી હતો.

પીરોજશા—(શીરીનને પુછે છે) કેમ શીરીન તમે કેમ છો?

શીરીન—શેઠ, આજે તમે એવી રીતે વાત કરો છો, જેથી મને તો મોટો વીચાર આવે છે.

પીરોજશા—શીરીન, હું તારી ઉપર આટલો બધો પ્યાર રાખુંછું; જો કે તું હમારે ત્યાં એક નોકર દાખલ રહી છે, પણ તારી. ચાલચલણ અને સઘળું કાંઈ જોઈ મારૂં દીલ તુંએ જીતી લીધું છે, માટે મારો વીચાર મારાં માતા પીતાને પુછી તુને મારી મોહોરદાર કરવાનો છે.

શીરીન—પીરોજશાજી, એ તમે શું બોલોચ ! હું એક ગરીબ નોકર, તેને તમારી મોહોરદાર કરવા માંગોચ; હું તમારે લાયક નથી. તમારાં માયજી અને બાવાજી જાણશે તો મનેબી ઘેરમાંથી કહાડી મેળશે.

પીરોજશા—જોઈએ તે થાઓ, પણ હું તને છોડનાર નથી. કોઈબી રીતે મારા મુરબીજી બાવાને સમજાવીશ,-એટલે બસ છે; પછી માયજીબી કબુલ કરશે.

શીરીન—(દીલમાં વીચારે છે કે મારૂંબી દીલ એની ઉપર હતું અને આજે ખોદાએ મારી દાદ સાંભળી છે. હવે મારો સીતારો ચમકે છે અને આએ દલદેશરીમાંથી છુટી છું, માટે મારે કબુલ કરવાની ફરજ છે. જો હું આવા શેઠના છોકરાને અને વળી સારી ચાલચલણવાલાને તજી દેઊં, તો આગળ મારૂં શું થશે તેનો જો વીચાર કરૂં છું તો મારે કબુલ કરવું જોઈએ.) જો એમજ છે તો મારે કબુલ છે.

(પીરોજશા પોતાના બાવાની રજા લેવા જાય છે.)

પીરોજશા—મુરબીજી બાવાજી, તમોને ખબર તો છેજ કે શીરીન નામની એક સ્ત્રી આજ બે વરસ થયાં આપણે ત્યાં રહી છે, જેની ચાલચલણ આપણાં ઘરનાં સઘળાં માણસને પસંદ પડી છે, જેથી મેં તેણીની સાથે પરણવાનું નક્કી કીધું છે, માટે જો તમો મુરબીજી રજા આપો તો એને મારી મોહોરદાર બનાવું.

કંત્રાકટર—પ્યારા પીરોજ, એ તું શું બોલેચ તેનો તો જરા વીચાર કર, કે એ તારે લાયકની છે? કોઈ સારાં ખાનદાનની છોકરી સાથે હું તને પરણાવું, એની ઉપરથી તું હાથ ઉઠાવ.

પીરોજશા—તમારે જોઈએ તે કરો, પણ હું તો એનીજ સાથે પરણવાનો. તમારે જોઈએ તો ઘરમાંથી કહાડી મેલો અને જોઈએ તે કરો.

બાપ—(વીચારમાં પડયો) ઠીક છે, જ્યારે તારોજ વીચાર એની સાથે લગન કરવાનો છે, તો બેલાશક; પણ તુંને તો બેરીસ્ટરની પરીક્ષા આપવી છે, તે પર પાણી ફરશે કે કેમ?

પીરોજશા—બાવાજી, હમણાં તો એની સાથે ફકત નામ પાડો. હું પાસ થઈ આવું પછી હમારાં લગન કરવાં. પણ આજથી એને નોકર દાખલ નહી પણ તમારી વહુ દાખલ ગણજો.

બાપ—મારે કબુલ છે, પણ તારી માયને જઈને સમજાવજે, કે એની ઉપર રહેમ નજર રાખે.

(છોકરો પોતાની માતા આગળ જાય છે.)

પીરોજશા—માયજી, આજથી આપણી શીરીનને મારી મોહોરદાર બનાવી છે, માટે તમો તેણીને તમારી વહુ દાખલ ગણજો, અને એની સારી બરદાસ્ત લેજો.

માય—એ શું બકેચ પોરીઆ? તારો બાપ જાણશે તો મને ને તુંને બેઉને ફાંસીએ ચહડાવશે.

પીરોજશા—માયજી, પહેલે બાવાજીને સમજાવીને તેવણની રજા લેઈ તમારી આગળ આવ્યો છું.

માય—'માંદ લાગા'! ત્યારે એમ પહેલેથીજ કાંય નથી ભાંસતો, નકાંમી મને બહેકાવી. એની ચાલચલણ ઘરનાં સઘળાંને પસંદ છે, અને જ્યારે તુંને પસંદ છે એટલે સર્વેને છે; પણ તારૂં શીખવાનું કેમ?

પીરોજશા—માય, હું તો આવતા મેલમાં વેલાત જનાર છું, હાલમાં મારી ઉમર માત્ર અઢાર વરસની છે, અને શીરીનની તેર વરસની છે. હું પાસ થઈને આવશ તે પછી મુરબીજી બાવાજીએ લગન કરવા કહયાં છે.

હવે શાવકનું શું થયું તે જોઈએ. શાવક જેવો ઘરમાંથી નાઠો કે ત્યાંના એક સખી ગ્રહસ્થ આગળ જઈને સવાલ કરે છે—

શાવક—શેઠ સાહેબ, મારૂં આએ ગામમાં કોઈ સગું કે વાહાલું નથી, હું માત્ર એક મારી માસીની સાથે પાસેનાં ગામમાં રહેતો હતો,. પણ તેણી તો મરણ પામી છે, અને જે કાંઈ હતું તે વેચીને ખાધું છે, પણ હવે મારી પાસે કાંઈ નથી, અને ચાલતો તમારી તરફ આવ્યો છું, અને તમો શેઠની તારીફ સમજી તમોને નમનતાઈ સાથે અરજ કરૂં છું કે મારો વાળી કોઈ નથી, એક ઈશ્વર શીવાય (આંગળી ઉપર તાંકીને) માટે તમો શેઠ કાંઈ કરશો તો ઠીક.

સખી શેઠ—(દયા આવ્યાથી) કેમ, છોકરા, તને શું જોઈએચ?

શાવક—મને ફકત મુંબઈ મોકલી આપો શેઠ.

સખી શેઠ—બીજું કાંઈ, (શેઠ મેહેરબાંન થઈ પુછે છે) તને શીખવાની ઉલટ છે કે?

શાવક—મેહેરબાંન શેઠ, જો તમો શીખવો તો હું ઘણોજ આતુરમંદ છું. આવી શાવકની ઉલટ અને ચાલાકી જોઈ શેઠે તેને મુંબાઈ ખાતેની બોરડીંગ સ્કુલમાં મોકલી આપ્યો અને તેનો દરમાયો પોતે પહોંચતો કરવા લાગા. શાવક ચાલાક હોવાથી પોતાની પંદર વરસની વયે એક પુરતીણુ નર થયો અને કાયદાનો અભ્યાસ કરવા લાગો.

શાવકની ચંચલાઈ જોઈ શેઠે તેને પોતાના ખરચે બેરીસ્ટર થવા વેલાત મોકલ્યો. જ્યારે વેલાત ગયો ત્યારે તેની ઉમર સતરની હતી, જેથી તેણે વીસ વરસની ઉમરે બેરીસ્ટરની પરીક્ષા આપી. શેઠે શાવકને વેલાતમાં એક જાણીતા મીત્રને ત્યાં ઉતારો આપવા સારૂ લખ્યું હતું, કે તે વેળા તેને સ્ટીમર ઊપર લેવા આવે.

હવે બનાવ એવો બન્યો કે, શીરીનનો વર પીરોજશાબી તેજ સ્ટીમરમાં જવાનો હતો, અને કંત્રાકટરનેબી તેજ યુરોપયન ગ્રહસ્થ સાથે દોસ્તી હતી, જેથી બંને છોકરા એકજ ધણીને ત્યાં રહયા.

શાવક શેઠની રજા લેઈ સ્ટીમર સતલજ ઉપર ગયો, જ્યાં શેઠ પણ તેને મેલવા માટે ગયા હતા અને કપતાન સાથે બરાબર બંદોબસ્ત કીધો હતો. શાવક ઘણો ચાલાક હોવાથી કપતાનને તે બહુ પસંદ પડયો અને પોતાની આગળજ રાખી તેને "નૌકા" નું સઘળું કામ શીખાડવા લાગો.

પીરોજશા પોતાના બાપ તથા માય અને ઘરનાં સઘળાંને મલી ભેટીને સ્ટીમર સતલજમાં સવાર થયો. તેનોબી બાપ તેને મુકવા આવ્યો હતો. સેવટે સૌ સાથે સાહેબ સલામ થઈ અને સ્ટીમરે લંગર ઉંચક્યું, જેથી સરવે કોઈ પોતાની બોટમાં બેસી ચાલ્યાં.

હવે પીરોજશાનાં ઘર તરફ જોવું તો શીરીન પોતાના ખાવીંદના ગયા પછી વીચારમાં હતી. એક તો ખોદાના શુકરાનાં કરી પોતાનાં નસીબ ઉપર આધાર રાખી બેસતી. હવે તેણી તે ઘરમાં એક વહુ દાખલ થઈ છે. તેજ પ્રમાણે તેણી પોતાના ખાવીંદનાં માતાને સાસુજીના એલકાબથી બોલાવતી, પણ પીરોજશાનાં માયે જોયું કે હવે જ્યારે હું સાસુ બની છું, ત્યારે સાસુ દાખલ થોડો ઘણો દોર ચલાવવો જોઈયે, એવી રીતે દીલથી વીચાર કરે છે. જો કાંઈબી કામસર શીરીન પુછવા આવે તો તેનો જવાબ તુરત નહી આપતી, અને સાસુ દાખલ ડોળ ઘાલી તેનો ઉત્તર તે ઘણે વારે કલેજું પાકવીને આપતી.

(શીરીન દીલથી વીચાર કરે છે કે એબી વખત નીકળી જશે.)

શીરીનની ઉમર હાલમાં તેરની છે અને પોતાની જુવાનીમાં આવી છે. તે ઘડી ઘડી પોતાના ભાઈને યાદ કરતી, અને ઈશ્વર ઉપર દોઆ ગુજારતી, કે "મારાં પ્યારા ભાઈને જ્યાં હોય ત્યાં સુખી રાખજે."

સ્ટીમર સતલજમાં પીરોજશાહ અને શાવકશાહ કાયદાનો અભ્યાસ કરવા ઇંગલંડ ગયા, ત્યાં તેઓ બંનેએ એકજ ઠેકાણે ઉતારો લીધો હતો. જે ઘરમાં તેઓએ ઉતારો લીધો હતો, તે ધણી ઘણોજ માયાળુ ગ્રહસ્થ હતો, જેથી તે બંને છોકરાઓની બાવજત અછી રીતે કરતો; શીખવામાં બેહુ એકમેકને ભુલાવે તેવા હતા, પણ સરસાઈમાં શાવક કોઈ વખત ફાવી નીકળતો. આવી ચંચલાઈ જોઈ તે સદગ્રહસ્થે વીચાર કીધો કે એ લોક પોતાની પરીક્ષા પેહેલીજ વખતે ફતેહમંદી સાથે પસાર કરશે. લગભગ ત્રણ વરસ પુરાં થવા આવ્યાં અને બેરીસ્ટરની પરીક્ષામાં તેઓ બંનેએ ઉમેદવારી કીધી, જેમાં તેઓ બંને પેહેલીજ વખતે પસાર થયા અને તેમનાં નામ લંડન ટાઈમસમાં પ્રગટ થયાં, જે ઉપરથી અત્રેનાં ટાઈમસ અને ગેઝેટમાં આવ્યાં. એ વતરોગે બીજાં વર્તમાન પત્રમાં તેમનાં નામો જોવામાં આવતાં હતાં.

કંત્રાકટરને ત્યાં "કયસરે હિન્દ" જે અઠવાડીક પત્ર છે તે આવતું હતું, તેમાં "ઈંગલંડમાં બેરીસ્ટરની પરીક્ષામાં પસાર થયેલા વીદ્યાર્થીઓનાં નામની ટીપ" એવું મથાલું જ્યારે શીરીને વાંચ્યું, એટલે હરખભેર પોતાના પ્રીય ખાવીંદનું તેમાં નામ છે કે નહી તે જોવાને તે એકદમ અધીરી પડી ગઈ. જલદી જલદી તે નામો તેણી વાંચી ગઈ, તેમાં પોતાના ભાઈનું નામબી વાંચી ગઈ, પણ કાંઈ ધ્યાન નહી રહ્યું; અને પોતાના પતીનું નામ જોવા લાગી. જ્યારે ફરીથી એક વખતે બરાબર ચોપીને વાંચ્યું, ત્યારે પોતાના ભાઈ શાવકનું નામબી જોવામાં આવ્યું, તે વખતે તેણીની ખુશાલીનો શું પાર, તે વાંચનારની મુનસફી ઉપર રાખ્યે છે.

શીરીન વાંચે છે: "શાવકશાહ હોસંગજી કેશીયર અને પીરોજશા કાવસજી કંત્રાકટર એ બંને પારસી જવાંનોએ ઈંગલંડ ખાતેની બેરીસ્ટરની પરીક્ષામાં ઘણોજ અછો દેખાવ દીધો છે, અને તેથી લંડનનાં સરવે પેપરો તેમને માટે ઘણાં સારાં મનો બાંધવા લાગાં છે, જેથી અત્રે તેઓ જાણીતા બેરીસ્ટર થઈ ગયા."

જ્યારે શાવક અને પીરોજશા પોતાની ઉમેદમાં ફતેહમંદ નીવડયા, ત્યારે પોતાના પીતા ઉપર પીરોજશાએ ખુશાલીનો પત્ર લખ્યો; અને શાવકે પણ મુબારકબાદીમાં પોતાના સખી શેઠને એક પત્ર લખ્યો, જેમાં તે બંનેએ જણાવ્યું હતું કે હમો બીજે મેલ 'થેમસ' જે ઈંગલંડથી તા૦ ૧ લીએ ઉપડનાર છે, તેમાં તમારી તરફ રવાના થનાર છીયે.

પીરોજશા અને શાવકે જે ગ્રહસ્થને ત્યાં ઉતારો લીધો હતો તેનો ડીનર ઉપર તેઓએ ઉપકાર માની તેની સ્તુતી ગાઈ હતી, જેથી તે ગ્રહસ્થે તેઓના ઉત્તરમાં, તેઓ પોતે પોતાના ધંધામાં ફતેહમંદ નીવડે એવી દુવા ગુજારી હતી. થેંકસ અને હુરરેના પોકારો સાથે ખાણું લીધું હતું. સરવે ખલાસ થવા બાદ ચાર કલાક અગાઉ તેઓએ સ્ટીમર ઉપર પોતાની કેબીનો તપાસી જોઈ, જ્યાં તે યુરોપ્યન ગ્રહસ્થબી તેઓને આવકાર દેવા માટે ગયો હતો. સેવટે સ્ટીમર "થેમસે" લંગર ઉચક્યું અને સરવે એક બીજાને શેકહેન્ડ કરી એક બીજાથી છુટા પડયા, અને હુરરેના પોકારોથી વધાવી લીધા.

શીરીન પોતાના પતીને મળવા જેટલી ખુશી દેખાતી હતી, તેટલોજ પીરોજશાના મનમાં પણ તેવોજ વીચાર હતો. શીરીન પોતાના ભાઈ શાવક માટે એકદમ ખુશાળીમાં આવી ગઈ હતી, જેથી હસતી વખતે તેણીની આંખોમાંથી ખુશીનાં આંસુઓ પડતાં હતાં, પણ તેણીએ આટલો વખત કોઈનેબી ઘરમાં જાહેર કીધું ન હતું.

હવે શાવક અને શીરીનના બાપ તરફ જોઈએ. જ્યારે હોસંગજીની મુંબઈથી અજમેર ખાતે બદલી કરવામાં આવી હતી, ત્યારે તેની અજમેર ખાતેનાં ઓડીટ ખાતાંમાં એક મોટા કેશીયર તરીકેની નેમણુક થઈ હતી. કેટલાંક વરસો સારી હાલતમાં કહાડયાં, પણ પછવાડેથી જ્યારે ઓડીટર કેશ તપાસવા આવ્યો, તે તપાસતાં હીસાબમાં ગોટાળો માલમ પડયો, જેથી હોસંગજીની ઉપર ફોજદારી કામ ચલાવવાનું નક્કી ઠરયું, અને હોસંગજીને તેજ વખતે ઓડીટરે પોલીસને સ્વાધીન કર્યો હતો.

હોસંગજી મનસે વીચર કરે છેઃ—"હવે મારો વખત બરગસતે આવ્યો છે અને મારી આગળ પાછળ કોઈ નથી. મારી મુર્ખાઈથી બંને બચ્ચાંઓનેબી મેં હાંકી કહાડયાં, જો તે આવી વખતે હતે તો મારો કેટલો બચાવ થતે." એવા વીચારમાંને વીચારમાં બીચારાએ એકદમ બુમ પાડી "ઓ શાવક અને શીરીન તમો કયાં છો!" જ્યાં હોવ ત્યાં સુખી રહેજો, હું કમબખત! મને કાંઈ સુઝ નહી પડયું અને તમોને હાંકી કહાડયાં! અરે હવે હું અહીં એખલો છું અને ઘેર આગળ કહેવડાવ્યું તેનો પાછો જવાબબી કાંઈ મળે નહી, મારો કોઈ જામીન થનાર અત્રે કોઈ નથી કે જામીન ઉપર છુટું.

આણીગમ ઘરમાં નાતરેની ઓરતને જેવી ખબર પડી કે પોતાના પતી હોસંગજીને કેદ પકડયો છે, તેવીજ તેણે સઘળું ઊંચું નીચું કરી ગાંસડા પોતલા બાંધીને બેનની મારફતે સઘળું પોતાના પીયર મોકલી દીધું; એક તો બીચારા હોસંગજીને દુઃખપર ડામ દેવા જેવું તેણીએ કીધું. જ્યારે જોયું કે ઘેર આગળથી કાંઈ પણ સમાચાર પાછા ન ફરયા, કે હાય મારી પોતાની આગળી પરણી બાયડીને યાદ કરવા લાગો, અને બચ્ચાં વગર તે એક દીવાના માણસ માફક બની ગયો. તે વખતે જો કોઈ પણ તેની હાલત જોય તો દયા આવ્યા વગર રહે નહી, તેવે સમય ધીરજ રાખી ઈશ્વરનું નામ યાદ કરી, તે કીરતાર પાસે પોતાનાં પાપનો પશ્ચાતાપ કરવા લાગો અને ફોકે ફોક મુકી રડવા લાગો.

પીરોજશાએ મુંબઈનાં બારાંમાં તા० ૧૮ મીએ પગ મુકયો ત્યારે પીરોજશાની ઉમર ૨૧) ની હતી અને શીરીનની ઉમર ૧૯ ની હતી; તેઓ બંને ભર જુવાનીમાં હતાં. જ્યારે પીરોજશા ને શીરીન એક બીજાને મલ્યાં, ત્યારે ઘણુંજ હેતથી ભેટયાં અને આટલા વખતની જુદાઈ વીશે વાતો કરવા બેઠાં. પછી પોતાનો ભાઈ શાવક વીશે પુછ્યું, ત્યારે—

પીરોજશા—શું, શાવક તમારો ભાઈ થાય છે? અરે! તે અને હું બંને એકજ ઘેરમાં અને એકજ વખતે પાસ થયા હતા. અમો સાથે એકજ સ્ટીમર ઉપર સવાર થયા હતા, પણ તેવણને સુવેજ કેનાલમાં તાર મળ્યો કે તમારે જરૂર બેજ્જર એડન ખાતે ઉનરી ત્યાંની પહેડી ખાતેના ચોપડાઓ તપાસવા, કારણ કે ગોટાળા ઘણા થયા છે, માટે તે નક્કી કરી તમારે આવવું, જેથી તે એડન ઉતર્યો છે અને પછી તે કયારે આવશે તેની મને ખબર નથી.

કંત્રાકટર—(પોતાનાં ધણીઆંણી તરફ જોઈને) હવે આપણો પીરોજશા પોતાની ઉમરમાં આવ્યો છે, માટે એનાં લગન શીરીન સાથે જરૂર કરી આપવાં જોઈયે.

કુવરબાઈ કંત્રાકરનાં ધણીયાણી—(પોતાના પતી તરફ જોઈને) તમો જે કહો છો તેને હું માન આપી કહું છું જે તેમ થવું જોઇયે, કારણ કે બેહુ જણાં પોતાની પુરતી જુવાનીમાં છે, માટે હવે ઢીલ કરવી નહી જોઈયે.

કંત્રાકટર—ત્યારે હવે એક સુભ દીવસ નક્કી કરો, તે દીવસે એ લોકનાં લગન કરયે.

કુવરબાઈ—શેહરેવર રોજ નક્કી કર્યો છે. (બ્રાહમણ પાસે તપકો દેખાડીને.)

કંત્રાકટર—(પોતાના છોકરાને તથા શીરીનને બોલાવીને કહે છે) જુઓ, તમો એક બીજાથી રાજી હોવાથી તમારાં લગન શેહરેવર રોજે નક્કી છે, માટે તમારે કાંઈ કહેવું છે?

પીરોજશા અને શીરીન બંને એકે અવાજે બોલ્યાં, "અમો બેઉ ખુશી છીયે."

મુકરર કીધેલા દીવસે આલબલેસ બાગમાં લગન થયાં; પણ કાવસજી એક મોટા કંત્રાકટર હોવાથી પોતાની આબર માફક ગામનાં ઘણાંક નોતરાં હોવાથી મહીમા ઘણો સારો લાગતો હતો, અને સાજન રંગબેરંગી પોશાકથી દીપી નીકળ્યું હતું. ફુલ પાન લેવાયા બાદ સાજન વીસરજન થયું હતું. સઘળું ખલાસ થવા બાદ 'વરરાજા" પોતાને મકાને ગયા.

હોસંગજી ઉપર અજમેરની કોરટમાં કામ ચાલતું હતું અને કેસ ઘડાઈ તૈયાર થયો. વાંધા ઘણા ઉઠયા. સેવટે ત્યાંની કોરટના જડજે અત્રેની હાઈ કોરટમાં કેસ મોકળાવ્યો હતો, અને તે તા० ૨૭ મીએ નીકળવાનો હતો.

હવે શાવક પોતાના શેઠનું એડન ખાતેનું કામ પુરૂં કરયા બાદ પી. અને ઓ. કમપનીની મેલ સ્ટીમર "કયસરે હિન્દ" માં તા० ૨૫ મીએ મુંબઈ આવી પુગો.

શાવકે કોરટમાં હાજર થઈ તા० ૨૬ મીએ પોતાનો બેરીસ્ટર દાખલ ધંધો ચલાવવા માટે અત્રેની કોરટમાં સપત લીધા.

બીજે દીવસે તેને બી. બી. અને સી. આઈ. રેલવે તરફથી અજમેરના કેસ માટે રોકવામાં આવ્યો હતો. જ્યારે તા० ૨૭ મીએ, અજમેરની કોરટથી નહી ચુકેલો કેસ અત્રેની હાઈ કોરટમાં નીકળ્યો, ત્યારે હોસંગજીને બારમાં લાવવાનો હુકમ થયો. જ્યારે હોસંગજી બારમાં આવ્યા, ત્યારે શાવકની અજાયબીનો શો પાર, તે વાંચનારને સોંપએ. જોકે તે પોતાના બાપને ઓળખતો હતો અને હોસંગજી શાવકને ઓળખી શકતા ન હતા, કારણ કે તે નાનપણથીજ ઘર તજી ગયો હતો. હવે હોસંગજીએ પોતાના બચાવ માટે કંત્રાકટરના છોકરા મી० પીરોજશા બેરીસટરને પોતાના ધારાના હીમાયતી તરીકે રોકયો હતો.

(બારમાં હોસંગજી ઉભા છે.)

જડજ—(હોસંગજીને) જે તોહોમત કંપનીએ તમારી ઉપર મેલ્યું છે તે વાજબી છે કે નહી?

હોસંગજી—નહી સાહેબ.

કું. બે. શાવક—જ્યારે ઓડીટરે તમારા ચોપડા તપાસયા, ત્યારે જે રૂ ૮૦૦૦૦ ની મોટી ભુલ તમારા ચોપડામાંથી મળી આવી છે, તે નાણાં તમો પચાવી ગયા છો એવું તહોમત કમપનીએ તમારી ઉપર મુકીને કેસ ચલાવે છે, તેની સામે તમારે કાંઈ કહેવું છે?

હોસંગજી—(પીરોજશા તરફ આંગળી બતાવીને) મારો બેરીસ્ટર મારી તરફથી લડશે.

બે. શાવક—(હોસંગજીના બેરીસ્ટર મી૦ પીરોજશાને) તમારાં કુલ ઉપર કમપની જે આરજ નાણાં ઉચાપત કરવાનો મુકે છે, તેને વીશે તમારે તમારાં કુળ તરફથી કાંઈ બોલવું છે?

બે. પીરોજશા—મારૂં કુળ કહે છે જે તેની ઉપર તદન ખોટું તહોમત મુકવામાં આવ્યું છે. તેણે કાંઈ નાણાં ઊચાપત કીધાં નથી અને જે કેસ તેની ઉપર ઓડીટરે ઘડી કહાડયો છે તે તદન ગેરવાજબી છે.

બે. શાવક—ત્યારે રૂ ૮૦૦૦૦ ની જે ભુલ ઓડીટર બતાવે છે તે શું ખોટી છે?

બે. પીરોજશા—મારૂં કુળ કહે છે જે કદાચ કલારકોની કાંઈ ભુલ થઈ હશે, અને તેથી સરવાલામાં ગોટાળો દીસે છે, જેથી ઓડીટરે એકદમ ચોંકી "ઓલ કનસરન" નો ટેલીગ્રામ કરી મને કેદ કીધો છે; માટે મારી જડજ સાહેબને એટલીજ અરજ છે. કે હીસાબો ફરીથી તપાસવા.

જડજ—ઠીક છે, કુંપનીના બેરીસટર શાવકને પોતાના ચોપડા ફરીથી તપાસવા ભલામણ કરૂં છું અને જામીન ઉપર હોસંગજીને છોડું છું. (કેસ બીજા મહીનાની તા૦ ૧૫મી ઉપર મુલતવી રાખ્યો.)

હવે બનાવ એવો બન્યો કે પીરોજશા પોતાને ઘેર શાવકને તેડી ગયો અને ત્યાં રહેવા ફરમાવ્યું; શાવકે જંવાને કબુલ કીધું.

(શાવક અને પીરોજશા ઘેર જાય છે.)

શીરીન—ઓ ભાઈ શાવક કે? હું બધી મરી જાઉં તારી ઉપરથી, તું કેમ છે? તારી ખબર કેવી! (આતે ગળે વલગી પડી, જેથી હરખનાં આસું આવવા લાગાં) આવી વખતે શીરીનની અજાએબીનો શો પાર તે વાંચનારે વીચારવું.

શાવક—બેન, તારી આગળથી જયાં પછી ખોદાની બક્ષેશથી સારી પેઠે છઉં.

(બધી વીતેલી વાત કરે છે.)

શીરીન પોતા ઉપર ગુજરેલી સઘળી બીના જાહેર કરે છે; ઓકોક રડે છે અને પોતાના બાપને યાદ કરે છે. (તેવામાં—

શાવક—બેન શીરીન, જે કેસ કુંપની તરફથી મારા હાથમાં છે, તે તો આપણા મુરબીજી બાવા ઉપર તહોમત મેલાએલું છે, માટે મને બહુ ધાસતી લાગે છે જે રખેને એ કેસ ખરો ઠરે, જેથી બાવાને સેનટન્સ મળશે તો આપણને માઠું લાગશે.

શીરીન—બાવા તરફથી બેરીસ્ટર કોણ છે?

શાવક—(પીરોજશા તરફ આંગળી બતાવીને) આએ મારો મિત્ર મી૦ પીરોજશા છે.

શીરીન—શું એવણ છે?

શાવક—હા.

શીરીન—ત્યારે તો હું એવણને સમજાવીશ અને તમો બાઈબી કાંઈ વધારે તકરાર લેશો નહી.

(શીરીન પોતાના ખાવીંદને સમજાવવા જાય છે.)

તા૦ ૧૫ મી એ કેસ પાછો શરૂ થયો તે વખતે ધારાના હીમાયતીઓ હાજર હતા.

(જડજ હોસંગજીને બારમાં લાવવા હુકમ કરે છે. હોસંગજી બારમાં ઉભા છે)

જડજ—(કુંપનીના બારીસ્ટરને) તમોએ તમારા ચોપડા તપાસ્યા કે?

બે. શાવક—કંપનીએ ચોપડા તપાસ્યા છે, જેમાં થોડી ઘણી ભુલ નીકળે છે.

જડજ—થોડી ઘણી ભુલ એટલે શું, તે મને સમજ નથી પડતી, માટે ખુલ્લે ખુલ્લું બોલો જે કેટલી ભુલ છે.

બે. શાવક—નકી નથી થયું સાહેબ.

બે. પીરોજશા—(જડજને) ત્યારે વગર ફોકટનો મારાં કુલ ઉપર જે આરોપ મેલાયો છે તે ખોટો છે.

જડજ—મારા ધ્યાનમાં પણ એમ લાગે છે કે કંપનીના હીસાબમાં ગુચવાડા ઘણા છે.

બે. શાવક—ઓડીટર રીપોરટ કરે છે જે સપટેમબર મહીનાની તા૦ ૭ મીએ એક સાત હજારની રકમ ચોપડામાં દાખલ નથી કીધી.

બે. પીરોજશા—(જડજને) મારૂં કુલ કહે છે જે સપટેમબર મહીનાની તા૦ ૧ લીથી હું એક માસની હકની રજા ઉપર ગયો હતો, તે દરમ્યાન જે ભુલ થઈ છે તેને મારાં કુલ સાથે લાગતું વલગતું નથી, માટે જડજ સાહેબને ભલામણ કરૂં છું કે એ કેસ ઉરાડી મુકયો.

જડજ—કોઈબી રીતે, હોસંગજીની ઉપર જે તોહમત મેલવામાં આવ્યું છે તે સાબેત થતું નથી, જેથી હું એ કેસનો સઘળો ખરચ કુંપનીને માથે નાખી ઉરાડી મેલું છું.

(કેસ ઉરાડી મેલે છે.)

હવે હોસંગજી ઉપર જે વખતે કેસ મુંબઈની હાઈ કોરટમાં નીકળ્યો હતો, તે વખતે સઘળાં વરતમાન પત્રોમાં ચરચાર ચાલતી હોવાથી સઘળાં પીછાનવાલાઓમાં ખબર પડી અને કેસ સમજવા સઘળા દોસતો આવતા હતા અને બીચારા હોસંગજી ઉપર પ્રેમભાવ બતાવતા હતા. મીત્રનાં દીલમાં વાત કરવી હતી, અને બચ્ચાંઓ વીશે ખબર પુછવી હતી.

(મીત્ર હોસંગજીને પુછે છે.)

મીત્ર—(હોસંગજીને) ભાઈ, આ શું ગજબ તમારી ઉપર!

હોસંગજી—ભાઈ નસીબની વાત. લખ્યા લેખ મીટતા નથી.

મીત્ર—શાવક અને શીરીન કેમ છે?

હોસંગજી—(આંખમાં પાણી લાવી) શું કહું ભાઈ, મારાં નસીબ ફુટેલાં જે મેં મારાં બચ્ચાંઓને તજી દીધાં છે.

મીત્ર—તેઓ કયાં છે, અને તમે તેમને શા માટે તજી દીધાં?

હોસંગજી—ભાઈ, રાણુનાં મારયા ફેક મુકે, તેમ મેં મારી નંગીઓની વાત ઉપર ધ્યાન આપી, તે બીચારાં ગરીબ (રડી પડે છે) બચ્ચાંઓ ઉપર અતીસ્ય જુલમ ગુજારી સેવટે લાન મારી ઘરમાંથી કહાડી મેલ્યાં છે, અને તે લોકનું શું થયું છે તેની મને ખબર નથી, જેથી હું આવાં સંકટમાં આવી પડયો છું. ઓ પરવરદેગાર! મારાં બચ્ચાં જ્યાં હોય ત્યાં તેમને સુખી રાખજે, હું એટલુંજ માંગું છું.

મીત્ર—તમારી સ્ત્રી કેમ છે?

હોસંગજી—શેઠ, તેવણ તો જે વખતે મારી ઉપર ધરપકડ થઈ તે વખતે સઘળું ઉચાપત કરીને પોતાને મકાને ગયાં છે, અને મારી આવી સ્થીતી છે.

જેવો કેસ હોસંગજી જીત્યા કે પોતાના બેરીસ્ટરને પારટી આપવા એક જાણીતાં હોટેલમાં લઈ ગયા, જ્યાં મી૦ શાવક બેરીસ્ટરને પણ પીરોજશાએ સાથે લીધો હતો અને હોસંગજી પોતાના મીત્રને સાથે લેઈ રીફ્રેશમેંટ લેવા ગયા, જ્યાં એકમેક સાથે પીછાણ થઈ.

શાવક પોતાના બાપને દોટી કરી ગળે વલગી પડીને રડે છે, તથા જે આફ્રત આવી પડી હતી અને તેમાંથી મુક્ત થયા હતા તે વીશે હજારો હજાર શુકરાના તે પરવરદેગારના કરે છે. અંહી મીત્ર પણ બેટે છે અને છોકરાની ચાલાકી જોઈ આફ્રીન કરે છે. રીફ્રેશમેંટ લેવાયા બાદ બેરીસ્ટર પીરોજશા સરવેને પોતાના ઘેરે લઈ જાય છે, જ્યાં શીરીન પોતાના બાપને જોઈ એકદમ ખુશાલીમાં બોલી—

શીરીન—ઓ! બાવાજી તમે છો કે!

હોસંગજી—(જરા શરમાઈને) હા દીકરી શીરીન.

શીરીન—તમો સારીપેઠે તો છોઓની, અને મમાઈ કેમ છે?

હોસંગજી—સૌ સારીપેઠે છે.

હવે વાંચનારે વીચારવું કે શાવકને જે સખી શેઠને ત્યાંથી મંદદ મળી હતી, તે શેઠને એકબી પુત્ર ન હતો, જેથી શાવકને પોતાનો દત્તક કરી લીધો હતો, અને મોટો વારસો શાવકને સ્વાધીન થયો હતો.

હવે બેરીસ્ટર પીરોજશાની એક બેહેન પરીચેહેર નામની હતી, જેથી પીરોજશાએ શાવકને પોતાની બેહેન સાથે પરણવા માટે માંગણી કરી હતી અને શાવકે તે માગણી કબુલ કીધી. પરીચેહેરની ઉમર તે વખતે ૧૫ વરસની હતી અને શાવકની ઉમર લગભગ ૨૧ ની થઈ હતી, જેથી બેહુએ રાજીખુશીથી એકમેકનો હાથ આપ્યો, અને જ્યારે શીરીનની સાસુએ જોયું કે પોતાની છોકરી પરીચેહેર શાવકને (શીરીનના ભાઈને) હાથ ગઈ છે, તેથી તે વખતથી સાસુએ પોતાની વહુ ઉપરનો દોર ઓછો કીધો. (અત્રે સરવે સાથે મળે છે.)

હોસંગજી, મનરાઈ, શાવક, શીરીન, મીત્ર, મીત્રનાં ધણીયાણી, પડોશણ જરબાઈ, શાવકની બૈરી પરીચેહેર, શીરીનનો ભરથાર પીરોજશા, તેનાં માબાપ વંતરોગે સરવે ભેગાં મળે છે. તે વખતે બાપે પોતાનાં પાપનો પશ્ચાતાપ કર્યો અને નીચે પ્રમાણે બોલ્યો:—"મારાં પ્યારાં ફરજંદો, જે દહાડેથી મેં તમોને તજ્યાં છે તે દહાડેથી તે આજદીન સુધી મેં એકબી દીવસ સુખમાં કહાડયો નથી અને હજારો વીચન મારી ઉપર વીટી ગયાં છે, અને ખોદાની બક્ષેસથી આજે આપણે સાથે ભેગાં થયાં છીયે, તે માટે હું તેનો ઉપકાર માનું છું અને સરવેને આગ્રહ કરૂં છું કે કોઈબી પુરૂષે પોતાની સ્ત્રીના કહેવા ઉપર બીલકુલ ચાલવું નહી, પેહેલે પુરતો વીચાર કરી આગળ પગલું ભરવું. જો એવો વીચાર મેં આગળથી કર્યો હતે તો મારી ઉપર આવું સંકટ કદીબી આવતે નહી." (કોટી કરી માફ માગે છે.) તેવામાં મતરાઈ બોલે છે, "મારાં બચ્ચાંઓ, મેં તમો ઉપર જે કાંઈ જુલમ ગુજાર્યો છે તે વીશે હું માફ માંગું છું, કારણકે મેં મરી બેનના બોલવા ઉપર વીચાર લઈ જઈ, મતરાઈ દાખલ દોર કીધો છે અને જે જે વીપત્તીઓ તમોને વેઠવી પડી છે તે સર્વે મારે ખાતર થયું છે, માટે તમો મને માફ કરશો એવી તમો પાસે હું અરજ કરૂંછું અને મારાં પાપની હું ને ઈશ્વર પાસે ક્ષમા માંગું છું, માટે પ્યારાં બચ્ચાંઓ, તમો એકે અવાજે બોલો કે માફ છે." છોકરાંઓ નમીને કહે છે કે "હમારાં નસીબમાં બનવાનું હતું તે બન્યું છે, માટે અમો તમોને દોષ દેતાં નથી; તે કીરતાર તમારાં સઘળાં પાપની તમોને માફી બક્ષે."

બાપ અને મા નીચે મોટે માફ માંગે છે, તેને છોકરાંઓ નમે છે અને સર્વેને અરજ કરે છે કે ચાલતા વખનમાં પોતે સંભાળીને ચાલવું, માટે તમો જો કોઈ ઠેકાણે તેવો ઓધો ધરાવતાં હોવો તો સંભાળજો અને તમારા પતીને ઉલટું સુલટું કદાબી સમજાવતાં ના, નહી તો કે સેવટે તમોને જે કેસ ઉપલા બનાવમાં બન્યો હતો, તેના જેવું રખેને વેઠવું પડે. માટે બેહેનો તથા ભાઈઓ સર્વેને એક સરખી રીતે કહું છું કે તમોએ તમારી ખોડ સુધારવી એ ખરો ધર્મ છે.

શાવકે પોતાનાં બાપ માને પોતાની સાથે રાખ્યાં અને હોસંગજીએ કંપની ઉપર રાજીનામું મોકલી આપ્યું. સર્વે સાથે હલીમલીને બાકી રહેલી જીંદગી ખુશીમાં ગુજારી.

(હક રાખ્યા છે.) મેહેરબાનું ધનજીશાહ ખરાસ.

---

બાપ—"વારૂં, મારો છોકરો કેમ ચાલેચ?"

"એ શીખવામાં ઘણો સારો છોકરો છે." શીક્ષક બોલ્યા, "એ માટે મારી પાસ કાંઈ ફેરયાદ કરવા જેવું નથી."

"હા, હું પણ સ્કુલમાં હતો, ત્યારે એમજ કરતો હતો. હું ખુશી છું કે, સે બાપને પગલે ચાલેચ."

"પણ કોઈ વખત એ ઘણો બેઅદબ થાયચ, અને વારે ઘડીએ મારામારી કેરવા માંટે શીક્ષા કરવી પડેચ."

"હં કે, પણ એ તો ખુદરતનો ધારોજ છે કે, થોડી થોડી એની માની ચાલચલણ પણ એનામાં કુતરતીજ જોઈયે."

---

ગુસ્સાવાલી ધણીઆણી—હું કહુંચ કે આપણા કુતરાને ગોળી મારી મારી નખાવો. એના ભોંસવાથી લોકોને ઘણી અડચણ થાયચ.

ધણી—શું ભોંસ્યા કરે તેથી એને મારી નાખે કે? એને બદલે જો તું હોય તો તુને પણ એમજ કરાય કે?

# રમુજે ફુરસદ.



નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી ચાલતા માસની તા૦ ૨૫ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું.
સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્યાણું.

નીચલી આકૃતી પ્રમાણે દરએક વાકયોના અર્થ કહાડો, કે જેની સઉથી વચમાંની ઉભી લીટીમાંથી હીંદ તથા વેલાતમાં જાણીતી થયલી ઇમેજી બાનુંનું તેણીના ઓધા સાથ નામ નીકળે:

o o o ૧. મગરૂબી.
o o o ૨. એક જાતનો ખાવાનો મીઠો પદાર્થ.
o o o ૩. હલકારો.
o o o ૪. નવી દુન્યાનો એક જાણીતો મુલક.
o o o ૫. અટકચાળી.
o o o o o ૬. નુકસાન થવું.
o o o o o ૭. એક મુસલમાનનું નામ.
o o o o o ૮. કાંકરો.
o o o o o ૯. એક અટક.
o o o ૧૦. ઝીણું.
o o o ૧૧. એક જાતનું મોટું ફળ.
o o o ૧૨. તરેહ તરેહનું.
o o o ૧૩. એક જાતનો કહોળ.
o o o ૧૪. એક જાણીતી રાજદ્વારી પદવી.

માણેકબાઈ દા૦ શરાફ.

### ૨—ઉખ્યાણું :

નવ અક્ષરી નામ જે માનવંત અને ભાગ્યશાળી છે. મારો પેહલો, ચોથો અને પાંચમો; હુંન્નર છે; ત્રીજો અને બીજો જોર બતાવે છે; મારો આઠમો અને સાતમો સમો બતાવે છે; જ્યારે મારા છઠ્ઠા અને નવમાથી બહાદુર પેહલવાન બની જાઉં છું. તે કયું નામ હશે?

મીસ મેહેરબાનુ કાવસજી દાવર.

### ૩—ઉખ્યાણું.

પીસતાલીસની સંખ્યાને પીસતાલીસમાંથી એવી રીતે બાદ કરો કે, બાકી પણ પીસતાલીસજ બાકી રહે.

આઈમાય કુંવરજી મસાલાવાલા.

### ૪—ઉખ્યાણું.

એક એવી તગદી બનાવો, કે જેથી આડી તેમજ ઉભી લીટી એકજ સરખી રીતે વંચાય.

૧. ખુદાએ બક્ષેલી ઓળખની ઈધાણી.
૨. ફેસતો.
૩. અટકચાળી.

### ૫—ઉખ્યાણું.

એવું કયું પ્રાણી છે, કે જે સહવારની વેળા ચાર પગે, બપોરનાં બે પગે તથા સાંહજનાં ત્રણ પગે ચાલે છે.

મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા.

### ૬—ઉખ્યાણું.

હરીથી, ગુલભરીથી,
લખો મોતીઓસે જડીથી,
રાજાજી કે બાગમે, હરા દુશાળા ઓડકે,
લટાં છોર કે ખડીથી.

---

## ખોલાસો ગઈ વેળાનો.

૧—પાણીનો કારડ.
૨—૧. વાસણ, ૨. સતર; ૩. બતક.
૩—દવ.
૪—રૂપ્યા.
૫—કાજળ, જળ, કાળ, કાજ.
૬—ભાવનગર.

આ વેળા રમુજે ફુરસદના ખરા જવાબો લખી મોકલનાર બાનુંઓનાં નામો હમો આપી શકયાં નથી, કારણકે આ ચોપાન્યું હમેશ કરતાં જલદીથી બાહેર પડવાથી ઘણીક બાનુંઓના જવાબો હમુને અસુરેથી મળ્યા હતા.

---

## લખી મોકલનારાંઓને ખબર.

શી૦ દા૦ તારાપોરવાલા—આવતામાં.

ખુરશેદ—લખાણો મળ્યાં છે.

*The Misses Bhoojwalla*—તમારી વાર્તાના ૧૪ થી ૩૨ પ્રકરણો મળ્યાં છે, બાકીનું સાંધણ મોકલી આપવાની તસદી લેજો.

"અમનશાહ અને તેની ગુલાં"—આ વાર્તા લઈ શકતાં નથી. વધુ ખોલાસો ખાનગી કાગજ લખી પુછાવશો અને બને તો મોઢે મોઢું મળવું.

લખી મોકલનારાંઓએ મેહરબાની કરી લખાણો આ માસની આખેરી સુધીમાં મોકલવાં.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી ચેહેલાએ છાપ્યું છે.



# સ્ત્રી મિત્ર.



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. જુલાઈ ૧૮૯૦. અંક ૫મો.



## ઘર સંસારી કેળવણી

યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉછેરે છે.

## માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૧૦ મું.

પરચુટણ બાબરો.



થોડા દીવસમાં સુનાબાઈ અને તેવણની દીકરી મેહર તેઓની મુલાકાતે આવ્યાં અને ગુલાંને તેઓ સાથે ઓલખાણ કરાવવામાં આવી. આ વેળાએ તેણીને કોઈએ અપમાન તો કીધું નહી, પણ ખુદરતી શરમાળ હોવાથી તેણી બીહવા કીધી. સુનાબાઈએ તેણીને નરમાસથી પસવારી અને મેહરે તેણી તરફ બીહી-કથી પણ કાંઈ એવી તો લાગણીથી જોયું કે ગુલનું દીલ તરતજ તેઓ તરફ ખેંચાયું. હવે તેણી સમજવા લાગી કે પીરોજા તેઓની આટલી બધી શા માટે વખાણ કરતી હતી; પણ તેણી તો એમજ ધારતી હતી કે મેહરની દોસ્તીને લાયકની તેણી કદી પણ નહી. નલ કરતાં તેણી ઘણી ઉતરતી છે, એવું નાનપણથીજ તેણીને ધારવા શીખવેલી હોવાથી તેણી મેહર તથા હોમી જેવાં માણસોને ઉંચાં અને ફેરેસ્તાઈ ખસલતનાં સમજતી હતી; અને તેઓ તેણીને માટે કાંઈ પણ વીચાર કરે એ તેણીને કદી ન બને તેવું લાગતું હતું. તેણી હોમીને ઘણુંજ હેતથી ચાહતી હતી, લગભગ તેણીની આશીના જેટલોજ; પણ તેની તરફ એટલાં તો માનની નજરથી જોતી હતી કે બીજા કરતાં તેની સાથે વધારે થોડી બેસાતી હતી. હોમી તો ખુદરતીજ રીતે સ્વભાવે એકમારગી હોવાથી તેની કાંઈ દરકાર કરતો ન હતો; ફકત તે ગુલને તેણી હતી ને કરતાં વધારે સુખી બનાવવાની કોશેશ કરતો હતો.

મેહર સાથે હીલાની સરખામણી કરતાં પીરોજાને લાગ્યું કે તેણી છેલીને જોઈ તે કરતાં વધારે ધીક્કારતી હતી અને તેથી તે લાગણી ભુલભરેલી ધારી ને વીશે પોતાની માતા આગળ ખુલ્લું દીલ કરવાને બનતી તક શોધતી હતી.

દીનબાઈએ ઉપલા ખોલાસાનો એક દીવસે માયાથી જવાબ આપ્યો—"મારી નાની દીકરી, હું કાંઈ એવી અક્કલ વગરની નથી કે દરેક જણની દોસ્તી તુંને ગમવીજ જોઈએ, એવી તારી તરફથી આશા રાખું. આપણને જે કરવાનું છે તે એટલુંજ કે, જ્યારે આપણા વીચાર કોઈ સાથે એકમલતા નહી થાય, ત્યારે તેનું કારણ શોધી કહાડવાની કોશેશ કરવી. કદાચ તમારેથી ઉલટા વીચારો ધરાવવા માટે તેઓને કાંઈ કારણો અને લાલચો મળી હોય. મેં તુંને વારેઘડીએ કહ્યું છે કે હદ બાહેરની ખુશાલી અને મોજમજાહ કેટલાંકોને દુઃખ અને દલગીરી કરતાં પણ વધારે નુકશાન કરે છે; દાખલા તરીકે હીલાને મેહેર અથવા તારા કરતાં ઘણી લાલચો મળી છે, અને તેણીના જેવી એક જુવાન છોકરી એવી લાલચોની સામે થઈ શકે એવી આશા આપણે રાખી શકતાં નથી."

"મમા, તમે શું એ મુંબઈમાં મોટે મોટે ઘેર ફરે છે તેને વાસ્તે કહો છો કે?"

"હા વાહાલી, મુંબઈમાં એની ખુબસુરતીની લગાર વખાણ થવાથી તેણી કદાચ જોઈએ ને કરતાં વધારે પોતાના ચેહરા, કપડાં અને મોજમજાહ પર ધ્યાન આપતી હશે."

"પણ જો જરબાઈને તે ગમતું નહી હોય તો તેવણ તેમ કરવા નહી દે. શું તમે ધારોછો કે તેમ કરવામાં તેણી વાજબી કરે છે?" પીરોજાએ ઘણો વીચાર કરી પુછયું.

"મારી દીકરી, કોઈ ગમે તેમ કરે તે વીશે આપણે આપણા વીચાર આપવા નહી જોઈએ. તારી અને ખોરશેદની સેમણુની એકાંત, અને હું આશા રાખું છું કે સુખી જીંદગીમાં હરકત કરી નમુને હું મુંબઈ લઈ જવા માંગતી નથી. જમશેદજી શેઠને તો ઘણા મહીના સુધી ત્યાં રહેવાની ફરજ પડે છે, અને તેથી જરબાઈને ખુદરતીજ તેવણ અથવા તો

પોતાનાં બચ્ચાંથી છુટાં પડવા ગમે નહી, વળી તેઓનું કુટુંબ એટલું તો મોટું છે કે જેમ હું મારાં છોકરાંઓને લાલચમાંથી દુર કરી શકુંછું, તેમ તેવણ કરી શકે નહી; વળી જોકે આપણે હીલાની ભુલો પસંદ કરી શકતાં ન હોઈએ તોપણ આપણને તેણીને એકલીને ઠપકો દેવા કરતાં તેણી માટે વધારે દલગીર થવું જોઈએ. તું સમજી કે નહી દીકરી?"

"અરે હા, મમા, અને હું કેવી ખુશી છેઉં કે મને જે લાગતું હતું તે તમુને કહી દેવાની મને હીમત આવી. મને બીહક છે કે તેણીને માટેના ઘણા ખરાબ વીચારોને મેં ઉત્તેજણ આપ્યું છે; અને તે માટે હું ઘણી દલગીર છેઉં, કારણકે હવે હું જોઉંછું કે તેમાં તેણીનો કાંઈ હું ધારતી હતી તેટલો વાંક કહેવાય નહી. હું નહી ધારતી કે હું તેણીને મારી સહી તરીકે ગણી શકું, પણ તેણીને નહી ધીક્કારવાને અને તેણીથી દુર નહી રહેવાને હું કોશેશ કરશ."

"હુંબી એમજ માંગુંછું દીકરી, જ્યારે હું તુંને કહુંછું કે આપણો ખોદા આપણને એકમેકને ચાહવાને અને માયાથી વરતવાને ફરમાવે છે, ત્યારે મારી કહેવાની મતલબ કાંઈ એમ નથી કે, તે આપણ સઘળાંને અરસ પરસ એક સરખી રીતે ચાહવાને ઈચ્છે છે; કારણ તે જાણે છે કે તેમ કીધાથી આપણું સુખ અથવા શાંતી સચવાતાં નથી. પણ ફકત તે ઈચ્છે છે કે મીનાકેગો ઓછો કરવો. આપણે એમ ધારયે કે કોઈ વીશે ખરાબ વીચાર બાંધ્યાથી કાંઈ નુકસાન થવાનું નથી, (કારણ કે તે વીચારો ફકત આપણાં પોતાનાંજ મનમાં રહે છે,) તો તેમાં ભુલ છે. એવા વીચારો પારકાંની ખોટી નીંદા સમજવાને અને તેમાં સામેલ થવાને આપણને લલચાવે છે; ત્યારે આપણ ફકત તેઓની ખામીઓજ જોઈએ છીયે, અને તેનીજ વાતો કરયે છીયે, પણ તે વેળાએ આપણ પોતે પોતાને ભુલી જઈયે છીયે કે, જો આપણેથી તેઓના જેવીજ હાલતમાં હતે તો કદાચ તેવાંજ થતે. ચાલ પીરોજા, તું આઓ બધું સમજતાં કંટાળી ગઈ હોય તો હવે બસ કરયે."

પીરોજાએ પોતાની વાત કરવાની મરજી જણાવ્યાથી તેની માતાએ થોડીક વધુ શીખામણ તેણીને દીધી, કે જેથી તેણીનાં મગજપર ઘણી અસર થઈ.

"ચાલો હવે તો આપણે ઘણી વાત કીધી, તેથી હાલ તરત તો બસ કરયે;" દીનબાઇએ પોતાની દીકરીના નાના આતુર ચેહરાપર "કીસ" કરી કહ્યું. "તેં વીચાર કરવા માટે પુરતું સમજ્યું છે અને હું ખાત્રીથી જાણું છું કે તું તે ભુલી જશે નહી, તેથી હવે તો રમવા જા, ગુલ તારી વાત જોયા કરતી હશે. અને ખુશાલીથી કુદકા મારતુ મારતું તે સુખી બાળક બહાર દોડયું. જતાં જતાં તેણી આ પ્રમાણે બોલી, "ગરીબ બીચારી હીલા! હું ખુશી છું કે હુંબી તેણીના જેવી લાલચોમાં પડી નથી; નહી તો કે હું પણ તેઓ સાગે થઈ શકતે નહી."

દીનબાઈ તેવણનાં બાળકોની વખાણ તેઓનાં મોહડાં પર કરવામાં હમેશાં ઘણી સંભાળ રાખતાં હતાં, કારણકે ખુરશેદની જ્યારે અસાધારણ વખાણ કરવામાં આવતી હતી ત્યારે તેણી પોતા માટે એટલું ઊંચું મત બાંધતી અને છકી જતી કે પોતાનાં કામમાં પછાત પડતી, જ્યારે પીરોજાને તો એવી વખાણો તેણીનાં કામમાં ઉત્તેજણ આપતી હતી અને તેણી પોતાની ભુલ સુધારવાનો ઠરાવ કરતી. દીનબાઈને હમેશાં બીહક લાગતી હતી કે તેવણ જો જુદી જુદી રીતે પોતાની બેઉ દીકરીઓની વખાણ કરતાં હતાં, તે પરથી ખોરશેદ તેવણનું હેત પીરોજાપર વધારે છે એમ તેવણને બદનામ કરશે. જો કે આ વીચારથી તેવણને ઘણું દુઃખ થતું હતું, તોપણ તેવણ પોતાનાં બચ્ચાંનાં ભવીષનાં સુખને પોતાની હાલની લાગણી કરતાં વધારે ગણતાં હતાં.

એક દીવસે જ્યારે દીનબાઈ, મનચેરશાહને પીરોજાને પસવારતાં અને એક ખુશનુમા વાતમાં રોકાયલા ખુશાલીભરી લાગણીથી તપાસતાં હતાં, કે જે વાતમાં જાંહગીર પણ હમેશ માફક ભાગ લેતો હતો—કારણ કે તેની નાની પીલુ, કે જે લાડકાં નામથી તે તેણીને બોલાવતો હતો, તે તેની સૌથી માનીતી બેહેન હતી—ત્યારે તેવણ કોઈનાં ધીમાં ડચકાંના સાદથી ચોંકી ઉઠયાં. ગુલ એક ચોપડી પર વાંકી વળી બેઠી હતી, જે તેણીને હોમીએ વાંચવા આપી હતી, તેણીના લાંબા બાલો તેણીનાં મોહડાં પર પડી તેને ઢાંકી નાખતા હતા. ખોરશેદ અને જાઈજીએ અજાયબીમાં ઉપર જોયું, પણ દીનબાઈએ તેઓને જલદીથી અસારત કરવાથી તેઓ કાંઈ પણ ટીકા કરતાં અટકયાં. હોમીએ દયાભરી લાગણીથી તેની માસીની દીકરી તરફ જોયું, તેઓ સઘળાંમાંથી ખાસ એખલાજ તેની તરફ ગયો; તે કાંઈ ચીત્રોની ચોપડી જોવામાં ગુંથાયો હતો, તે મુકી દેઈ તેણીની આગળ ગયો અને તેણીની ખુરશીપર બેસી પોતાના હાથો તેણીની આસપાસ વીટાળી તે ચીત્રો તેણીને દેખાડવા લાગ્યો. તેના પ્યારથી ખુશી થઈ તેણીએ પોતાનું રડવાનું દાબી દીધું અને પોતાના ભાઈ સાથે તે ચીત્રોની વખાણ કરવા લાગી. દીનબાઈ પણ તેઓની સાથે જોડાયાં અને ગુલના ફીકા હોઠો અને સુજેલી આંખોપર કાંઈ પણ ધ્યાન આપ્યા વગર તેણીના બાલ સરખા કીધા, તેઓને તે ચીત્રો સંબંધી કાંઈ સમજણ આપી, અને બીજાં ચીત્રોની ચોપડી લાવવા કહી જાલને એટલો તો ખુશી કીધો, કે બે કલાક કેમ પસાર થઈ ગયા તે તેઓને માલમ પણ નહી પડ્યા. ગુલની પણ દુઃખભરી લાગણી એટલી તો થંડી પડી કે તેણી પણ હસવા અને પીરોજાની રમુજી વાતોમાં ભાગ લેવા લાગી.

પણ દીનબાઈ આ બાળકનાં છુપાં દુઃખની નીશાનીઓ ભુલ્યાં નહી, અને તેણીને તે પળે શું દુઃખ થયું હશે તે શોધવાની ફીકરમાં કોશેશ કીધી. હોમીને પણ તે માટે ઘણો વીચાર આવ્યો, કારણકે બીજે દીવસે તેવણે તેને જાલને નીચલો સવાલ પુછતાં સાંભરયો——

"તારી બેહન હમેશાં દલગીર કેમ દીસે છે તે તું જાણે છે કે નહી? શું તું એમ ધારે છે કે તેનું કારણ તેણીને પંચગનીનું ઘેર હજી સુધી અંજાણું લાગવાનું છે?"

"નહી, નહી, તેમ નહી," જાલે કહ્યું, "જ્યાં સુધી મને યાદ છે ત્યાં સુધી તો હું જાણું છું કે એ હમેશાં દલગીર જેવી દેખાય છે તેનું એક કારણ એવી હોય કે, તેણી રંગુનમાં હમેશાંની સીકની રીક ચાલ્યા કરતી હતી, અને પપા મને જ્યાર ત્યાર કહેતા હતા કે તેણીને કેટલું દુઃખ થતું હતું, અને કેટલી ધીરજથી તે તેણી ખમતી હતી; વળી હું ગરીબ બીચારાં મમાનો માનીતો હતો (આમ બોલતાં તેનો અવાજ ધ્રુજ્યો) તેથી તેણી જાણતી હતી; અને હું તેણીને ઘણું દુખ દેતો હતો, પણ કોણ જાણે હમણા શાની એ એટલી બધી દલગીર દીસે છે. વળી કાંઈ પાછી સીકબીક પડી હશે, પણ તે વીશે જ્યારે એ કોઈને કહે નહી, ત્યારે આપણે જાણેથી શું?"

"ત્યારે શું તારી બેહેન હમેશની એવી સીકલીજ છે?" તેની માસીએ પુછ્યું. "અંહી આવ જાલ, તેણીને લગતો બધો હેવાલ મને કહે. હું ઈછુંછું કે તમે બેઉની રંગુનની જીંદગીનો હેવાલ હું વધારે જાણી શકું."

જાલે ઘણી આતુરતા અને ખુશીથી પોતે જે જાણતો હતો તે સઘળું કહ્યું, જો કે તે ઘણું થોડું હતું; કારણ કે તે પોતાનો ઘણો ખરો વખત પોતાની માતા સાથે ગુજારતો હતો, જ્યારે ગુલ પોતાના બાપ સાથે ગુજારતી હતી. તેણે વળી ઉમેર્યું કે, ગુલની આઠ વરસની વયે એક ભયંકાર માંદગી પછી એક વખણાયલા ડાક્ટરે તેના બાપને કહ્યું હતું તે તેને યાદ છે કે, તે માંદગીની અસર તેણીની આખી જીંદગીમાં રહી જશે.

"ઘણા લાંબા વખત પછી મમાએ મને તેણીને જોવાની રજા આપી હતી," જાલે ઉમેર્યું, "અને જ્યારે મેં તેણીને જોઈ ત્યારે તેણી એટલી તો ફેરવાઈ ગયલી, રીક્ષી, પતળી અને નબળી થઈ ગઈ હતી કે હું તદનજ ઘબરાઈ ગયો; વળી ગરીબ બીચારા પપાના ગુજરવા પછીથી તેણી ઘણીજ સીક પડી હતી, પણ ત્યાર પછી કોઈબી વાર આજારી પડવાની તેણીએ ફરયાદ કીધી નથી; પણ હું જાણું છું કે તેણીને વારંવાર ઘણું દુખ થતું હશે, કારણ કે જ્યારેથી હું એનાં કપાળપર હાથ મુકું છું ત્યારે તાપથી મારા હાથ બળી જાય છે."

આ બચ્ચાં સહી ખોલાસાથી દીનબાઈને તેવણ જાણતાં હતાં તે કરતાં વધારે ખબર મળી, પણ ગુલાંએ તેણીના બાપનો મરતી વખતનો ભયભીન દેખાવ જોયો હતો, તેની તેવણને ખબર નહી હતી. જાલ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે બનાવ પોતાનાં મગજમાંથી દુર કરવા માંગતો હતો, જો કે તે જાણતો નહી હતો કે કાંય; કદાચ તે ભયભીત રાતનાં પોતે મોજમજાહમાં રોકાયલો હતો તેથી હોય.

થોડા દીવસ પછી જ્યારે દીનબાઈ છોકરાંઓના શીખવા બેસવાના ઓરડામાં જવા માટે મોટા હાલ આગળથી પસાર થઈ જતાં હતાં, ત્યારે તેવણે ખોરશેદનો ગુસ્સા ભરેલો અવાજ સાંભળ્યો—"ખચીતજ હું નથી કરવાની, મને મારૂં લેસન કરવાનું છે કે નહી? મને બીજાં સાથે શું લાગેછ વલગેછ? તું પોતેજ આળસુ છે ગુલ, તારૂં લેસન કાંઈ ભારી નથી; મને તો ખચીત ઘણું સેહેલ લાગે છે."

"શરમ છે ખોરશેદ," પીરોજાએ મીજાજ ખોહી દઈ જવાબ આપ્યો, 'એ કાંઈ આળસુ નથી, ને મારી ખાતરી છે કે એનું લેસન કાંઈ એટલું બધું સેહેલ નથી; હું ઈચ્છુંછું કે હું એને બરાબર સમજાવી શકું."

"તું જાણે છે કે બાઈજીએબી પોતે કહ્યું છે કે એ આજે આળસુ અથવા તો નબરવસ થઈ હશે, અને તે તેવણને તો વધારે ખબર હોવી જોઈયે. જેઓ પોતે પોતાને મદદ કરી નહી શકે, તેઓને મદદ કરવામાં હું મારો રમવાનો વખત ખોહવા માંગતી નથી."

"તું એટલી બધી ખારીલા સ્વભાવની અને ઘાતકી કેમ થઈ શકેછ?" પીરોજા બોલી; પણ ગુલના કાલાવાલા ભરયા અવાજે તેણીને આગળ બોલતાં અટકાવી.

"વાહાલી પીરોજા, તું મારે લીધે તારી બેહન સાથે મારામારી ના કર, કદાચ હું એવી બેવકુફબી હોઈશ; પણ ખચીતજ આજે મારાં માથાંમાં કાંઈ થાય છે. મારી દરકાર ના કર, પ્યારી પીરોજા; ખોરશેદ સાથે તુંબી જા, તું અંહી બેશી રહેશે તો માસીને કદાચ ગમશે નહી."

ખોરશેદ તો ઓરડો છોડી બહાર ચાલી ગઈ હતી, અને ઉનાવળમાં દોડતાં તેણીની માને અથડી પડી હતી. તેવણને જોઈ તેણી તરત પામી ગઈ કે તેવણે સઘળું સમજ્યું હશે. શરમથી લાલ થઈ જઈ તેણી ઓરડામાં પાછી દાખલ થવા જતી હતી, પણ દીનબાઈએ તેણીને અટકાવી.

"નહી," તેવણ ગંભીરતાથી બોલ્યાં "જો ફક્ત મારા ડપકાની ધાસ્તીથીજ તું એક માયાળુ કામ કરવા માંગતી હોય તો તેથી તુંને તેમજ ગુલને ફાયદો થવાનો નથી. જો મેં તુંને બોલતાં સમજી નહી હતે તો તું આવું બોલી એ હું માની શકતેજ નહી. જા, હવે તુંને જોઈયે તેટલી મજ્જાહ કર; હું તો ધારૂં છું કે જો તેં તારો થોડો વખત તારી માસીની છોકરીને મદદ કરવામાં કહાડયો હતે તો તેથી તુંને હવે આખો દીવસ જેટલી ખુશાલી લાગશે તે કરતાં વધારે લાગતે."

"વાહાલાં મમા, તમે ગુલને મદદ કરશો?" પીરોજાએ બીહતાં બીહતાં પુછ્યું, કારણ કે જો કે ગુલના કાલાવાલાથી તેણી ઓરડામાંથી બહાર ગઈ હતી, તોપણ પોતાનાં માયને ત્યાં વાત કરતાં ઉભેલાં જોઈ તેવણ આગળથી દોડી જવાનું તેણીને દરસ્ત લાગ્યું નહી. તેણીને લાગ્યું કે બાઈજી ધારતાં હતાં તેમ ગુલ કાંઈ આળસુ હતી નહી, અને કદાચ તેણીની માતા તેણીને મદદ કરે તો ગુલનું થોડું દુઃખ ઓછું થઈ શકે.

"હા મારી દીકરી, જો જરૂર હશે તો હું મદદ કરશ. મારી ખાતરી કરવા માટે મેં પુરતું સાંભળ્યું છે કે તારેથી બનને તો તું ગુલને મદદ કરતે." પીરોજા આ સાંભળી ખુશી થઈ દોડી ગઈ, અને ખોરશેદ કે જેણી હમેશ માફક પોતાનો સઘળો ગુસ્સો ગુલપર કહાડતી હતી, તેને પતાવવાની પોતાથી બનતી કોશેશ કીધી.

દીનબાઈ તેઓના શીખવાના ઓરડામાં ગયાં અને એટલાં તો આસ્તેથી ગુલ આગળ જઈ ઉભાં, કે તે બાળકે તેવણને

જોયાં પણ નહી. તેણીનું સઘળું ધ્યાન તેણીની ચોપડીમાં રોકાયલું હતું; પણ થોડીક પળ પછી તેણીએ એકદમ તે ચોપડી પોતા આગળથી ખીસાડી નાખી અને જુસ્સાથી બોલી ઉઠી— "મારેથી તો આજે થઈ શકતું નથી. ગમે તેટલી કોશેશ કરૂંછું તોબી નહી; અને જાઈજી એટલાં બધાં તો ગુસ્સે થઈ જશે કે"—તેણી એકદમ રડી પડી. પંચમની આવ્યા પછી આમ તેણીએ પેહલીજ વાર કીધું હતું.

"મારી નાની ગુલ. આજે ઘણું ઘણુંજ ભારી લેસન તે શું છે?" તેણીની માસીએ તેણીનો હાથ મોહડાંપરથી ભાવાથી ખસાડી પુછ્યું, "મને કહે, કદાચ આપણે બેઉ સાથે મળી કરી શકશું."

"અરે નહી, નહી, એતો હું ઘણી બેવકુફ છઉં તેથી મને એમ લાગેછે. જાઈજીએ મને આજે લેસન બે વખત સમજાવ્યુંછે, અને હું જાણુંછું કે મને તે સમજવું જોઇએ.—પણ—"

"ચાલ વારૂ કાંઈ નહી, આજનો દહાડો રહેવા દે, કાલે ફરજે. હું ખાતરીથી કહુંછું કે કાલે તારાથી એ લેસન આજ કરતાં વધારે સારી રીતે પરશે."

"પણ જાઈજી તો મારી સાથે ક્યારનાં ગુસ્સે થઈ ગયાંછે અને જો તેવણુની રજા વગર લેસન કરવાનું છોડી દઈશ તો તેવણ વધારે ચીરડાશે." તે બાળક હચકાં ખાતાં ખાતાં બોલ્યું. તેણી પોતાની માસીની ગરદન પર પોતાનું દુખતું માથું નાખી પોતાનું સઘળું દુઃખ બહાર કહાડવાને ઈચ્છતી હતી, પણ તેમ કરવાની તેનામાં હીમત હતી નહી.

"હું જો જાઈજીની રજા માગું તો તેવણ ગુસ્સે થશે નહી." તેણીની માસી મુછમાં હસી બોલી, "પણ તેનો વીચાર કરી તું તારા જીવને દુઃખી ના કર, ગુલ, મને બીહક લાગેછે કે તું કાંઈ તારાં લેસનને લીધે એમ દુઃખી થતી નથી. હું ધારૂંછું કે તું રીક છે અથવા તો તુંને દુઃખી થવાનું કાંઈ બીજું કારણ મળ્યું છે. મને કહે, વાહાલી દીકરી, કે તુંને વધારે સુખી કરવા અને જાણે આજે ઘેર તારૂંજ છે એવું બતાવવા હું તારે વાસ્તે શું કરી શકું?"

"અરે, કાંઈ નહી, કાંઈ નહી!" ગુલ પોતાનાં આંસુઓ અટકાવવાની કોશેશ કરતાં બોલી, "ખરેખર હું ધારતી હતી તે કરતાં તો ઘણી સુખી છઉં. જ્યારે તમે મારી સાથે એટલાં બધાં ભલાં અને માયાળુ હુઓ, ત્યારે જો મને પોતાને દુઃખી બતાવવાની હું કોશેશ કરૂં તો ખરેખર નીમકહરામ કહેવાઉં. આજે મારૂં માથું દુખતું હતું, અને મને જ્યારે એમ થાય છે ત્યારે મને રડવાની ઈચ્છા થાય છે; પણ ખરેખર હું અસુખી નથી, અને જ્યારે તમે મને કીસ કરોછો અને તમારી પોતાની ગુલ કરી બોલાવોછો, ત્યારે તો કદીબી નહી," અને જાણે આમ પોતાનાં મનના વીચારો કબુલ કરી દીધાથી બીધી હોય તેમ પોતાની માસીના ખોલામાં પોતાનો ચેહરો ઢાંકી નાંખ્યો.

દીનબાઈએ તેણીને પોતાના ખોલામાં બેસાડી અને માથાથી કીસ કીધી.

"ત્યારે તો મારી ગુલાં, મને વધારે ચાહવાને તુંને શીખવું જોઈએ," તેવણે થોડો વખત થોભી કહ્યું, "અને જ્યારે તારા જીવને ગમતું નહી હોય અથવા તુંને કાંઈ દુઃખ થતું હોય તો તે મને કહેવાને તારે બીહવું નહી જોઈએ; નહી તો કે હું ધારશ કે તું મને બહારથીજ ચાહે છે."

"અરે નહી નહી, તમે ભુલ કરોછ, તમુને હું જેટલી ચાહુંછું તેટલું મેં કોઈનેબી ચાહ્યું નથી—સીવાય મારા પપા—મારા પોતાના વાહાલા ભલા પપા!" તેણીના બોલો તેણીનાં હચકાંથી ગુંગળાઈ ગયા. "તેવણ મારીપર ઘણું હેત કરતા હતા, મારી વખાણ કરતા હતા અને મને તેવણની સૌથી વાહાલી ગુલ કહેતા હતા, કે જેવી રીતે મનચેરજી માસાએ ગઈ કાલે પીરોજાને કહ્યું હતું; અને જ્યારે હું આજારી પડી હતી,—એટલી તો આજારી કે મારે વાસ્તે ધાસ્તી પણ આપવામાં આવી હતી,—ત્યારે તેવણ કદીબી મને છોડી ગયા નહી, સીવાય કે જ્યારે તેવણને લશકરી કામપર જવું પડતું હતું ત્યારેઃ તેવણ એક બૈરાંની માફક મારી ચાકરી કરતા હતા, અને મને ગમત આપવાની કોશેશ કરતા હતા, કે જેથી હું મારૂં દુઃખ અને નબળાઈ ભુલી જાઉં. અરે! તે ભયંકાર બીહામણી રાત હું કદીબી ભુલી જઈશ નહી!" આમ બોલી તેણી પોતાની આંખો બંધ કરી ધ્રુજવા લાગી.

"કેઈ ભયંકાર રાત, મારી ગરીબ દીકરી?" દીનબાઈએ તેણીને પટાવી પુછ્યું.

"જે રાતે મારા ગરીબ પપાને મારી નાખવામાં આવયા તે રાત!—અરે ઘાસપર તે વખતે એવા તો ડરામણા આકારો પડેલા હતા, મુસલમાનો, હીંદુઓ અને ગરીબ બીચારા પપાનાં પોતાનાં માણસો, સઘળાં ચાંદરણાંમાં એવાં તો ફીકાં અને કદરૂપાં દીસતાં હતાં અને ઘાસ બધું લોહી તથા મુવેલાં માંણસોનાં હાડકાં અને માથાંઓથી ભરાઈ ગયું હતું. દુઃખની એવી તો ચીચારીઓ અને બુમો સંભળાતી હતી—હું તે સઘળું ફરીથી જોઊંછું અને સાંભળુંછું અને આજની માફક જ્યારેબી મારૂં માથું દુઃખેછે ત્યારે વારે ઘડીએ સુવા જવા આગમજ મને ગરીબ બીચારા પપાના બોલો યાદ આવેછે, અને તેવણે મરતાં મરતાં લોહીલુહાન થયલી હાલતે મને "કીસ" કીધી હતી તે દેખાવ મારી નજરે આગળ ભમેછે. અરે! તે વેળાએ તેવણનો અવાજ કેવો અજબ જેવો અને હોઠ કેટલા ઠંડા હતા!"

"પણ મારી ગરીબ ગુલાં, આવા ભયંકાર દેખાવમાં તું કેમ આવી? આટલી નાની છોકરીને ત્યાં કોણ જવા દે?"

"કારણકે ત્યાં જવા મને ઘણું ગમતું હતું. હું જાણતી હતી કે તેવણને મારી આગળ લાવવામાં આવે તે આગમજ તેવણ મરી જશે. મને તેવણના છેલા પ્યારભરયા બોલો ઘણા સાંભળવા ગમતા હતા. અરે! દીનબાઈ મારી, શું હું તેવણને કદી જોવશ નહી? હું જાણું છું કે તેવણ કદી મારી આગળ આવી શકશે નહી; પણ અરે! શું હું કોઈ પણ દીવસ તેવણની આગળ જઈ શકશ નહી?" અને તેણીએ એટલા તો કાલાવાલા ભરયા અવાજે તેણીની માસીના ચેહરા તરફ જોયું, કે દી-

નબાઈની આંખો આંસુઓથી ભરાઈ ગઈ અને ઘણે વખતે તેવણ બોલી શક્યાં, જેથી ગુલ વધારે શાંત થઈ. અગાઉ તેણીનાં દીલનો ખોલાસો સાંભળનારૂં કોઈ ન હતું, તેથી તેણી મનમાં ને મનમાં બળ્યા કરતી હતી; પણ હમણા તેણીની માસીના દેખાઈતા દીલાસા અને તેવણના માયાળુ બોલોથી તેણીને સધ્યારો મળ્યો, જો કે તેણીનું માથું હજી સુધી દુઃખતું હતું; પણ જ્યારે તેણીએ દીનબાઈના ઓરડામાં એક ઉંઘ કહાડી ઉઠયા પછી પોતાનાં માસીને પોતાની પાસે હજી સુધી બેઠેલાં જોયાં, ત્યારે તેણીનું હૈયું ખુશાલીથી ધપકવા લાગ્યું. તેણીનું માથું નરમ પડયું, અને તેણી વધારે સુખી અને સંતોષી દેખાવા લાગી.

તેણીની તનદરોસ્તી વીશે જે મત રંગુનના મોટા ડાકટરે આપ્યું હતું, તેજ મત તેઓના ઘરના ડાકટર મી૦ સ્મીથનું પણ હતું; તેવણ કહેતા હતા કે તેણીનું દુઃખ કાંઈ ધાસ્તી ભરેલી રીતે વધી જાય અથવા તેણીને બીજી રીતે નુકશાન કરે તેવું ન હતું, પણ તેવણને બીહક હતી કે થોડાંક વરસો સુધી તો સારી તંદરોસ્તી શું છે તેનો તેણીને ખ્યાલ આવી શકશે નહી, અને વારંવાર સખત માથું દુખવાની અને નબળાઈની ફરયાદ કરયા કરશે. ખરેખર, આવી તંદરોસ્તીવાલું બચ્ચું ખુશ મીજાજી ક્યાંથી હોય? ડાકટરનું એવું મત હતું કે બચપણમાં રાખેલી બેદરકારી અને રંગુનની ખરાબ હવાથી તેણીનું દુખ વધી ગયું હતું, અને અજાયબી જણાવી કે રંગુનના ડાકટરે તેણીની માતાને પોતાની દીકરીને મુંબઈ મોકલી દેવાની સલાહ કેમ નહી આપી. ડાકટરે હસીને ઉમેરયું કે, ખચીત દીનબાઈ તો તેણીને પોતાને ત્યાં રાખવાને ના નહી પાડને. ખરેખરજ દીનબાઈ ફક્ત તે બાળકની તંદરોસ્તી માટેજ નહી, પણ મગજ શકતીની ખીલવણી માટે ખરાં દીલથી ઈછતાં હતાં કે તેમ બન્યું હતે, અને પોતાની નાહની ભાણજીની સંભાળ બચપણથીજ તેવણને સોંપવામાં આવી હતે. દીનબાઈને જો ખબર હતે કે, આઈમાયને ખરેખરજ ડાકટરે મુંબઈ મોકલવાની ભલામણ કીધી હતી, તો તેવણની આ ઈચ્છામાં કેટલો વધારો થતે? આઈમાયને તો કાંઈ એવોજ ખ્યાલ હતો કે તેણીની દેહને કશું દુઃખ ન હતું, પણ ફક્ત એક ખરાબ ખવાસને લીધે તેણી આવી ચીરડાઊ બની હતી, અને તેવણની કમનસીબ મગરૂરીએ પોતાનાં સગાંઓને ત્યાં પોતાની દીકરીને મોકલતાં તેવણને અટકાવ્યાં. ખરશેદજી મેજરનાં થોડાંક દુરનાં સગાંઓ સીવાય તેવણનું બીજું કોઇ ન હતું. પોતાને માથે કશો પણ બટ્ટો નહી રાખવા માટે આઈમાએ પોતાના ધણીને એક વેળાએ સુચના કીધી—ડાકટરનાં એક મત દાખલ નહી પણ પોતીકાં મત દાખલ—કે ગુલ હમેશાં આજારી ચાલ્યા કરતી હોવાથી તેણીને મુંબઈ મોકલી દેવી જોઈયે; પણ તે બાબદમાં તો તેવણ જેમ ધારતાં હતાં તેમજ બન્યું. ખરશેદજીના ગુલ તરફના હદથી જ્યાદા પ્યારથી તેવણ તેણીથી છુટી પડવાને ઈચ્છતા ન હતા, એટલુંજ નહી પણ તેવણનાં સગાંઓ કે જેઓએ તેવણનાં કુટુંબને નીવારી મુક્યાં હતાં, તેઓની મેહરબાની માંગવા જવાને તેવણને તેવણની મગરૂરી અટકાવતી હતી. પણ જો તેવણને તેમ કરવાની જરૂર જણાવવામાં આવી હતે તો તેવણ પોતા વીશેનો કાંઈ પણ વીચાર રાખ્યા વગર તુરત કબુલ થયા હતે. આઈમાય તો પોતાની ફરજ બજાવેલી સમજી સંતોષ પામ્યાં, અને ખુશી થયાં કે ખરશેદજી પણ તેવણના જેટલીજ મગરૂરી ધરાવતા હતા. તેવણે ફરીથી આ બાબદને લગતી વાત છેડીજ નહી, અને ડાકટરની પણ ખરશેદજી સાથે ફરીથી મુલાકાત નહી થવાથી આ વાત સઘળાંનાં મનમાંથી નીકળી ગઈ.

આઈમાએના આવા એકલપેટા દેખાવથી ગુલ જેવી માંદી છોકરીને ઘણું ખમવું પડયું. અમારાં સુખી અને તંદરોસ્ત વાંચનારને, દેહને લડકાવી મુકે તેવી ચાલુ માંદગીનો શું ખ્યાલ હોય? કદાચ આવી માંદગી તેઓને ખુશનુમા ફેરફાર તરીકે લાગે કે જેથી તેઓ પોતાની આસપાસનાંઓની સંભાળ અને ઈતેજારીનું મુળ થઈ પડે, કે જેમ ટુંક માંદગી વેળાએ વારંવાર બને છે; પણ અમે જે માંદગી વીશે બોલ્યે છીયે તે તદન જુદીજ જાતની છે, તે દુઃખી આદમીઓને ગમગીન, સુસ્ત અને આળસુ બનાવી મેલે છે, જેમ થવાનું કારણ શું તે તેઓ સમજી શકતાં નથી અને તે વેળાએ સેહેલમાં સેહેલ કામ તેઓને ભારી લાગે છે, તેઓથી હાલી ચાલી શકાતું નથી, જેથી તેઓ આળસુમાં ખપે છે, તો જોકે તે બાપડાં તો ખરાં દીલથી ઈચ્છે છે કે તેઓ દોડી ધામી બીજાંઓ માફક કામકાજ કરી શકે. કેટલીક વેળાએ તેઓને એટલી તો નબળાઈ લાગે છે કે સામાં માણસનો એક પણ કડવો બોલ તેઓની આંખમાંથી આંસુઓ ટપકાવે છે; આ માટે તેઓને ચીરડાઉ ધારવામાં આવે છે, કે જેવાં તેઓ હોતાંજ નથી. આ જાતની માંદગી કાંઈ થોડાં અઠવાડયાં સુધીજ નહી, પણ મહીનાઓ અને વરસો સુધી ચાલુ રહે છે.

ગુલની માંદગી પણ આ કીસમનીજ હતી—જે તેણીની માસીની સૌથી માયાળુ અને કદી નહી ખુટે તેવી સંભાળથી પણ મટતી ન હતી. જેઓ હમેશાં ઘણાં મજબુત અને તંદરોસ્ત હોય છે, તેઓ આવી જાતની માંદગી સમજી શકતાં નથી, અને તેવાં માણસો તરફ કંટાળાની નજરથી જોય છે. બાઈજી જોકે કોઈ માટે અગાઉથી મત બાંધી દેનાર ન હતાં, અને હમેશાં પોતાના અને દીનબાઇના વીચાર પ્રમાણે ચાલનાર હતાં, તોપણ તેવણ જેટલા પ્યારથી જાલ અને બીજાં છોકરાંઓ સાથે વરતતાં હતાં, તેટલો પ્યાર ગુલ તરફ દેખાડી શકતાં ન હતાં. બીજાંઓને શીખવવા કરતાં ગુલને શીખવવા માટે તેવણને વધારે સંભાળ અને સબુરીની જરૂર હતી, અને કોઈ કોઈ વેળાએ તેવણ તેણીને ખરેખરજ એક આળસુ, બેદરકાર અને બોહદરીલી છોકરી દાખલ ધારતાં હતાં.

તેવણનો આ વીચાર હોમી વીશેના વીચારથી મક્કમ થયો હતો, કારણકે તે જન્મથીજ નબળા બાંધાનો અને શીકલી હોવા છતાં અસાધારણ હુશીઆરી અને મીઠો સ્વભાવ ધરાવ-

તો હતો, જાણે તેની માંદગીએ તેની દરેક શકતીને કમજોર બનાવવાને બદલે ફરેસ્તાઈ ખસલતમાં બદલી નાખી હતી. એકજ કારણથી આવાં બે જુદાં પરીણામો કેમ નીપજે, તે તેવણ દીનબાઈ માફક સમજી શકતાં ન હતાં. ઘણું અજબ જેવું એ હતું કે જાલ સારા સ્વભાવનો, ભોલાં દીલનો, અને માયાળુ હતોઃ વળી દેખઈતી રીતે એકલપેટો પણ દીસતો ન હતો, કોઈ કોઈ વેળાએ મીજાજ ખોહતો હતો, પણ તે શીવાય દીનબાઈ અને મનચેરશાહ તેનામાં કાંઈ બીજી ભુલો જોતાં ન હતાં. આઈમાએ જાલનાં મગજમાં મનચેરશાહની સખતાઈ વીશે જે ખોટો ખ્યાલ બેસાડયો હતો, તેથી તે છોકરો તેવણથી ઘણો બીહીને ચાલતો હતો, પણ દીનબાઈ અને મનચેરશાહ તો તેથી તદન અંજાણાં હતાં. વળી તે પોતાના શીક્ષક મેહરજીભાઈને એટલો તો ચાહતો હતો અને તેવણની સાથે એટલી તો ખુશાલીથી દીવસો ગુજારતો હતો કે ત્યાં તેને કાંઈ પણ ખોટું કરવાની લાલચ મળતી ન હતી. કેટલીક વેળા તે થોડીક નજીવી નાતાબેદારી કરતો હતો, કે જેનું કારણ જો તેની માસી જાણતે તો કદાચ તેણીને તે વાંકો તેટળા નજીવા ન લાગતે અને તે માટે તેણીને ચીંતા લાગતે. પણ તે વાંકો તેણીને જણાવવામાં આવતા ન હતા, કારણ ગુલ તેને હંમેશાં છુપાવતી હતી, અને પોતાને માથે સઘળો ઠપકો હોરી લેતી હતી. નહી, તે છુપાવતીજ ન હતી, પણ તેને માટે કેટલુંક ખમતી હતી, અને પોતા તરફ બીજાઓનો ધીક્કાર ખેંચતી હતી, જે જો સચ્ચાઈ જણાતે તો બીજા રૂપમાં ફેરવાઈ ગયો હતે. પણ સાચ્ચાં કામો તેમજ સાચ્ચા બોલો શું છે તેનો જાલને કશો ખ્યાલ હતોજ નહી, જોકે તે કાંઈ જુઠું બોલે તેટલો હીચકારો અને બીજાને ખરચે પોતે છટકી જાય એવો અપ્રમાણીક ન હતો. તોપણ તેનાં મગજમાં કાંઈ એવોજ ખ્યાલ હતો કે ગુલ તેના કરતાં ઉતરતી હતી અને તેથી તે પોતાના વાંકો તેણીને ઢાંકવા દેતો હતો.

જાલમાં પ્યાર કરવા અને વખાણવા લાયક એટળું બધું હતું કે મનચેરશાહ અને દીનબાઈને તેની ચાલ ચલણની ખરી નબળાઈ વીશેની કશી ખબર ન હતી, તેના આ ગુણો ખુદરતીજ હતા. મેહરજીભાઈ માસ્તર તરફથી તેને ધર્મની કેળવણી મલતી હતી તે તે એટળી તો આતુરતાથી લેતો હતો કે, જ્યારે તેને વેલાત મોકલવામાં આવ્યો ત્યારે ફકત તેના માસા અને માસ્તરનેજ નહી પણ માસીને પણ તેને માટે કાંઈ ફીકર રહી નહી.

ગુલ તેવણને વધારે ચીંતા આપતી હતી. તેણી સચ્ચાઈનો અનાદર કરતી હતી, વળી ખોલ્લું દીલ પણ દેખાડતી ન હતી, જે દીનબાઈ બેદરકારીનું પરીણામ ધારતાં હતાં, તોપણ તેવણના આવીંદ અને જાઈજી આ ખાપણોને ખુદરતી ગણતાં હતાં. આ ગરીબ બીચારાં બાળકની ભુલોની મુખ્ય ઉત્પતી તેણીની માતાને આપેલાં વચનની ગંભીરતામાંથી થઈ હતી. ગુલની ખુદરતી બીહકણ ચાલચલણને લીધે તેણીને સારી કેળવણીની ઘણી જરૂર હતી. બીહકને લીધેજ તેણી ઘણું ખરૂં જુઠું બોલતી હતી—પોતાના બાપ આગળ તો તેણી કદી પણ જુઠું બોલી ન હતી, પણ દીનબાઈ જેવાં ઉમદા લાગણીનાં બાનુ (કે જેવી લાગણી તેવણે પોતાનાં બાળકોમાં ફતેહમંદીથી ઉતારી હતી) ને મનસે તો કોઈથી ચીજ છુપાવવી એ એક જાતનું જુઠુંજ હતું; પણ આવા વાંકમાં તો ગુલ વારંવાર આવી જતી હતી, જેથી તેણી બાપડી જાઈજી અને ખોરશેદના પોતા તરફના અણગમામાં વધારો કરતી હતી. છેલી પોતાની સઘળી ભુલો છતાં કદી પણ જુઠું બોલતી ન હતી અને જેઓ તે વાંક કરતાં તેઓ તરફ તેણી ધીક્કારની નજરથી જોતી હતી (શીવાય તેણીની સહી હીલા, જેણી હમેશાં તેણી આગળ સાચ્ચું બોલવાની સંભાળ લેતી હોવાથી તેણી તેને પોતાનાજ જેવી સાચ્ચી ધારતી હતી). પીરોજા જેણી વાતમાં ટકા ચહડાવવામાં મજાહ મેળવતી હતી અને સાચ્ચું બોલવાની બીહકને હમેશાં જીતી લેતી હતી, તેણી ગુલપર દયાની નજરથી જોતી હતી, પણ તેથી કાંઈ તેણી તેને ઓછી ચાહતી ન હતી.

અલબત, આ માબાપ વીનાનાં બાળકોની ચાલચલણ તપાસવાને અને તે માટે મન બાંધવાને ઘણા મહીના લાગ્યા હતા. પણ જો કે ગુલમાં બાહેરથી તો ઘણા થોડા સારા ગુણો દીસ્તા હતા, તોપણ દીનબાઈને લાગતું હતું કે અંદરખાનેથી તેણીમાં ઘણા સારા ગુણો હશે. પણ આ મત બાંધવામાં તેવણ એકલાંજ હતાં. ગુલ પ્યારથી એક ચોકસ જાતની લાગણી ધરાવતી હતી, જે જો સારે માર્ગે લઈ જવામાં આવે તો તેણીની બચ્ચાં જેવી ભુલોને દુર કરવામાં ઘણી મદદ કરે. દીનબાઈને આ લાગણી માટે ખબર હતી અને તેથી તેવણ તેણીને સુધારવાને વધારે સંભાળ લેતાં અને રંજ ખેંચતાં હતાં, અને જો બને તો જાલ કરતાં વધારે અને પોતાનાં છોકરાંની માફકજ ચાહવાને કોશેશ કરતાં.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

---

**એક દીવસે સાંહજે** એક અંગ્રેજ ગ્રહસ્થ લાયબરેરીમાં જઈ ન્યુસ વાંચવા બેઠો, પણ એટલાંમાં તેનો હાથ ટેબલપર મુકેલા શાહીના ખડીઆને લાગો, જેથી તેમાંની સઘળી શાહી ઢોળાઈ ગઇ. આ જોઈ તેણે પોતાનાં ગજવામાંથી રૂમાલ કાઢી પેલી ઢોળાયલી શાહી લુંછી નાંખી, અને બીજાઓ કે જે ત્યાં હાજર હતા, તેઓની નજર ચુકાવી પેલો ત્યાંથી મેસમાં રાતનું ખાણું લેવા ગયો. સર્વ સાથે ટેબલપર ખાવા બેઠા; તેઓમાં પેહેલે સુપ લેવાનો ધારો હોવાને લીધે તેણે સુપનું ડીશ પાસે લીધું, જે લેતાં પાસે બેઠલી બાનુના ડરેસપર સુપ ઢોળાઈ ગયો. આથી તે વધુ ઘબરાયો, ને તે બાનુ પાસે માફી માંગવા લાગ્યો, "બાનુ હું તમારી પાસે માફ માંગું છું," કહેવાને બદલે તે બોલ્યો, "બાનુ મારી પાસે માફ માંગો." (Beg my pardon; instead of beg your pardon) આ સાંભળી ખાવા બેઠલાં માણસો હસવા લાગ્યાં; આથી તે બહુ શરમાયો, અને પસીનો લુછવા તેણે પેલો શાહીથી ખરડાયલો રૂમાલ કહાડીને મુખમાં મોહડું લુછયું, જેથી તેનું આખું મોહડું શાહીથી ખરડાઇ ગયું. આ દેખાવ જોઈ તેઓમાં બહુ હસાહસ ચાલી. તેઓનું હસવાનું કારણ તે સહમજ્યો નહી, જેથી તે બીચારો વધુ ફજેત થઈને ટેબલપરથી ઉઠી ચાલી ગયો, અને કોઈ દીવસે ફરી મેસમાં આવ્યો નહી. મીસ ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૩ જું.




વે મધરાતનો વખત થયો, અને તોફાન નરમ પડ્યું. ચળકતા તારાઓથી ભરેલું આકાશ, કે જેની આસપાસ ચંદ્રમા તેઓની રોશણી ઝાંખી પાડી ધીમેથી ચાલતો હતો, તેની અંદર છેલ્લાં તોફાનની કાંઈ પણ નીશાણી દેખાતી ન હતી. પવનના ફુંફાડાઓ હવે નરમ પડ્યા હતા, અને ધીમી હવાની લેહકી આવતી હતી, કે જે આસપાસનાં ઝાડોનાં પાંદડાં હીલવવાને ભાગ્યેજ પુરતી હતી. ઝાડો પણ ગોયા ધીમી દીલખુશ રોશણીમાં સુતેલાં હોય, એમ જણાતાં હતાં. ચંદ્રમાનો પ્રકાશ ભીનાં પાંદડાંઓ ઉપર પડી તેઓને રૂપેરી બનાવતો હતો. આણીમેર પેલીમેર ખાનનાં માણસો સફેદ ચાદર ઓઢી અને સરદીથી પોતાનો બચાવ કરવા ભીની જમીન ઉપર થોડુંક સુકું ઘાસ નાખી, ગુચવણ ભરેલી રીતે પડ્યા હતા.

બીજી બાજુએ ખાનનાં ઊંટો ઘાસના ચારાના મોટા ઢગલા આસપાસ કુંડાળું થઈને બેઠાં હતાં, અને તે ચારામાં વારંવાર તેઓ પોતાનું નાક ખોસી મન ગમતો ખોરાક તેમાંથી પસંદ કરતાં હતાં, જ્યારે નાની ઘાંટરડીઓ જે તેઓની ગરદન આસપાસ ઓળવવામાં આવી હતી, તે ધીમેથી ટીંગટીંગ થઈ આસપાસ પથરાયલી ચુપકીદીને વધારે શાંત દેખાવ આપતી હતી. ગામડાંની મસજીદના મીનારા અને સફેદ ગુંબજો ઉપર ચાંદરણું પંથરાયું હતું. હીંદુ દેહડાંઓ ઉપરથી આ પ્રકાશનો થોડો ભાગ પડતો હતો, જેથી બાવળનાં ઝાડની ઘટા આગળનો "પીરામીડ" જેવો દેખાવ દુરથી વધારે ખુલ્લી રીતે દેખાતો હતો. પુર્વ તરફ જે વાદળ ખસડાઈ ગયું હતું, તે હજી આંધેથી જણાતું હતું, અને ઘેરા રંગના બલુ આકાશને લગાર ચળકાટ આપતું હતું, જ્યારે વારંવાર તેમાંથી વીજળીના ચમકારાઓ પડતા હતા, જે એક પળ દેખાઈ તરતજ ગુમ થઈ જતા હતા. વાદળના ગગડાટના અવાજો પણ થોડે થોડે વખતે ધીમેથી પણ સમજાઈ શકાય તેમ આવતા હતા, જે ઉપરથી માલમ પડતું હતું કે, તોફાન બીજી બાજુએ ચાલુજ હશે. વાદળ અને દુરનો દેખાવ ગોયા એક બની ગયાં હોય તેમ દીસતું હતું, કારણ કે ચંદ્રમાની રોશણી કાસમ ઉભેલો હતો તે જગાની આસપાસ કરતાં વધારે દુર પડતી ન હોવાથી ત્યાં લગાર વધારે અંધારૂં પડતું હતું.

એક ઘડી તુલક કાસમ ત્યાં ઉભો રહયો, અને આસપાસ જોઈ, આકાશના પ્રકાશીત ગોળા તરફ પોતાની નજર ફેરવી, તે ધીમેથી વાદળાંમાંથી પસાર થતો હતો, અને ઘણોજ શાંત અને દીલખુશ દેખાવ આપતો હતો, જ્યારે ધીમી રોશણીથી આસપાસના દેખાવો એટલા તો ખુશ અને દીલ લલચાવનારા લાગતા હતા, કે તેની હમેશની એવા દેખાવો તરફની બેદરકારી છતાં—કે જેવી બેદરકારી તેના દેશના લોકોમાં સાધારણ જોવામાં આવે છે—તેને લાગ્યું કે તેનો જીવ લગાર ઠંડો પડયો હતો.

હીંદુસ્થાનના દેશીઓ ઘણા ખરા કુદરતની ખુબસુરતીઓ તરફ બેદરકાર હોય છે. પણ જો કુદરતની કોઈબી ખુબસુરતીઓ તરફ તેઓ બેદરકાર ન હોય તો તે પુર્વ તરફની તેજસ્વી ચન્દનીઓ છે, કે જેવી ચન્દની કોઇબી દેશમાં જોવામાં આવતી નથી. ત્યાં નજદીક દરેક રૂતુમાં પણ ઘણુંકરીને ઉનાળામાં આ ચન્દનીની મજાહો એટલી બધી હોય છે, કે કુદરત એ કરતાં વધુ કરીમબક્ષેશ કરવાને અશક્ત છે. તે ચળકતી રૂપેરી રોશણીમાં એવું તો કાંઈ દીલપસંદ અને શાંત હોય છે—આખા દહાડાના સુર્યના તાપ પછી એટલું તો કાંઈ તાજગી ભરેલું હોય છે, શાંત એકાંત વીચારો માટે એમાં કાંઈ એટલું તો લલચાવનારૂં હોય છે—કે હીંદવાનોનો મોટો ભાગ જેમાં હીંદુ અને મુસલમાનો બેઉ હોય છે, તેઓ તે ચન્દનીઓને દીવસની રોશણી કરતાં વધારે ચાહે, અથવા તો તેની બેહદ વખાણ ગાય, તેમાં કાંઈ પણ અજબ થવા જેવું નથી. વળી આ ચન્દનીઓ વખતે તંદરોસતીને નુકસાન કરવા દવ અથવા તો સરદી હોતી નથી, અને હીંદુસ્થાનમાં જો કોઈબી વખત એવો હોય કે જ્યારે ગરમીની મજાહ કાંઈ પણ દુઃખ વગર અથવા તો રોશણીની મજાહ કંઈ પણ તાપ વગર મેલવી શકાય, તો તે એજ છે.

થોડી ઘણી અદેખાઈની લાગણી સાથ સુતેલાં ટોળાંને તપાસતો અને પોતાના વીચારોને રાહત આપતો, કાસમ નદીના કીનારા આગળ પસાર કરવા લાગ્યો. નાળું હજી પાણી અને કાદવથી ભરેલું હતું, તોપણ તેનો જુસ્સો નરમ પડયો હતો, અને જે કીનારા ઉપર પેલી બાનુ પડી હતી, તે કીનારો ટાપુના આકાર પરથી પોતાના અસલ આકાર ઉપર ફેરવાઈ ગયો હતો. કાસમ તે બાજુ તરફ ચાલ્યો, "અંદીંજ" તે બોલ્યો, "તેણી પડી હતી. એક પળ વધારે અને કદાચ તેણી સદાની ગુમ થઈ ગઈ હોતે, જો કે તેમ થતે તો મને ખાનનું ઘણું લાગતે, તોપણ મારો પોતાનો જીવ હમણા કરતાં વધારે શાંત અને નીરાંત હોતે."

કાસમઅલી અથવા તો લોકો તેને બોલાવતાં હતાં તેમ મીર કાસમઅલી, (કારણ કે તે સૈયદની જાતનો હતો)—ગામના પટેલનો એકપુરો છોકરો થતો હતો. તેનો બાપ એ કદીમ માનવંત ખાનદાનનો નબીરો થતો હતો; આ ખાનદાને બીજાપુરના માહોમેદન રાજાઓના વખતના કરનાતીકના કાફરો સામેની લડાઈમાં સારૂં નામ કાઢયું હતું; અને તેઓની રાજા તરફની વફાદાર સેવાના બદલામાં તેઓને બે ત્રણ ગામોની પટેલાઈ સોંપવામાં આવી હતી. તેઓને વળી સારી જાગીર

પણ મળી હતી, અને થોડાં વરસ આગમચ તેઓ પૈસે પુર અને વધારે માનવંત ઓધો ભોગવતા હતા. બીજાપુરના વંશની આખેરીએ, કે જ્યારે નીઝામ, મરાઠા અને હાઇદરઅલી જુદા જુદા પ્રાંતો વેંહેંચી લેવાની ખટપટમાં રોકાયા હતા, તેજ વખતથી આ ખાનદાનની પણ પડતી દશા બેઠી. તો પણ આ કુટુંબ હજી માનવંત ગણાતું હતું, અને આસપાસનાં પ્રગણાંઓમાં તેઓનો બોહલો વગ ચાલતો હતો. કાસમનો બાપ તે સૈયદ નુરેદીનનું લોકોમાં ઠીક ચાલતું હતું, મરાઠાઓ સામેની લડાઈમાં તે નીઝામના લશકરમાં લડવા ગયો હતો, અને મરાઠાઓના ધસારા સામે નૈરૂત્ય કોણના કીલાઓ ટકાવી રાખવાને તેણે વખાણવા લાયક મદદ કરી હતી. પેહલાં પ્રકરણમાં દરશાવી ગયલા બનાવોની થોડાં વરસ આગમચ તે મરણ પામ્યો, અને એ કુટુંબનો જે થોડો ઘણોબી વગ હતો તે ઓછો થયો, કારણ કે તેની વીધવા અને છોકરવન વારસ તે ટકાવી રાખવાને અશક્ત હતાં.

પણ કેટલાંક જણ એવાંબી હતાં કે જેઓ આ જુવાન માણસને મોટો થવાની વાર જોતાં હતાં, અને આશા રાખતાં હતાં કે આ ખટપટભર્યા વખતમાં તે થોડી ઘણી દોલત એકઠી કરી, ગયલું નામ પાછું મેળવશે. એક હાથ પર ચટપટયા લડાયક મરાઠાઓ હતા, કે જેઓમાંના કોઈબી જેમાં સેહજબી ચતુરાઈ હોય, પછી તે ગમે તેવા હલકા વર્ગનોબી કાંય નહી હોય, તો પણ એક સરદાર થવાની આશા રાખી શકે છે; બીજા હાથ પર નીઝામ હતો, કે જેનું ચઢેલા પગારો માટે બુમ પાડતું ઢંગધડા વગરનું લશકર હમેશાં લડાઈમાં હાર ખાતું હતું, પણ હજી જેમ તેમ દુશમનોની સામે ટકી રહેવાની કોશેશ કરતું હતું; અને જેની ચાકરીમાં માનઅકરામની ચાઈઆઈઓ ઘણી સેહલાઈથી અને સસતી મલતી હતી, જોકે તે મેલવનારને તેથી કદાચજ કાંઈ પણ સંગીન ફાયદો થતો હતો. વળી દક્ષીણમાં કદીમ પણ તારાજ થઈ ગયલું માઈસોર હાઈદરના હાથ નીચે પાછું ઉગી નીકળ્યું હતું, અને તેના વારસ ટીપુના હાથ નીચે વધારે ચઢતી પંકતી ઉપર આવવાની આશામાં હતું.

જેમ જેમ કાસમ મોટો થતો ગયો, તેમ તેમ તેનો અમીરી દેખાવ, જબરૂં જોર, લડાયક હથ્યારો વાપરવાની ચતુરાઇ, ફારસી ભાશાનું તેનું જ્ઞાન અને તેની જાણીતી દલેરી—કારણ કે ઘણીએક વખતે તેણે ચોરો અને પીંડારાઓ સામેની જુમબેસમાં પોતાની બહાદુરી બતાવી આપી હતી—એ સઘળું જોઈ કુટુંબમાં તરેહવાર અટકળો, તે કોણની પક્ષ લેશે તે વીશે ચાલવા લાગી.

તે પણ પોતાની જન્મ ભુમી છોડી જવાની ઉતાવળમાં ન હતો. ખુદરતી તેનો સ્વભાવ શાંત અને વીચારવંત હતો, અને વાંચનનો ઘણો શોખીન હોવાથી તેણે પોતાનું મગજ કલ્પીત કહાણીઓથી ભરી મુકેલું હતું. આ જાતનાં વાંચનથી તે વધારે ઓછો વેહમી, તેમજ નસીબ ઉપર આધાર રાખવા શીખ્યો હતો.

તેની મા કે જેણીને તેની લાગણીઓની પુરતી ખબર હતી, તેણી અવારનવાર પોતાના દીકરાને કોઈ સારી જેવી ખુબસુરત અને ઉંચાં કુળની છોકરી સાથ પરણવા સમજાવતી હતી, પણ હજી સુધી કોઈબી તેવી ખુબસુરત સારાં ખાનદાનની છોકરી આપણા જવાન કાસમને નજર આવી ન હતી. તે હંમેશ કહેતો હતો કે, જ્યારે તેનું નસીબ ઉઘડશે ત્યારે પોતાની મેળે કોઈના કહેવા પુછયા વગર પોતાને મનભાવતી બાયડી લાવશે.

કાસમના જેવાં ઉશકેરાઈ આવે તેવાં અને કાહાણી કીસ્સાઓથી ભરેલાં મગજપર તે રાતના બનાવો આટલી બધી અસર કરે તેમાં કાંઈ પણ અજબ થવા જેવું નથી. પણ આપણે આપણી વાતથી વેગળાં જઈએ છીએ.

"હા!" કાસમ બોલ્યો. "તેણીની ખુબસુરતી છક કરી નાંખે તેવી છે—ફકત મસાલની રોશણીમાં અને જીવ વગરનાં બોખાં માફક મેં જ્યારે તેણીને મારી મા આગળ મુકી, ત્યારે જે મેં તેણીનો ચેહરો જોયો હતો—અને તોપણ તેણીની ખુબસુરતીથી હું છક થઈ ગયો છું. હા! ત્યારે તો તેણીની ઉઘાડી આંખો અને હાસતા હોઠો જોવાના હોય—તેણીને બોલતાં સાંભળવાનું હોય—હા, તેણીની સાથ વાત કરવાની હોય અને ફકત તેણી એકનેજ ચાહે છે, અને એકજ માણસને વાસ્તે જીવે છે, એમ જાણવાનું હોય—હા, તેણીની સાથ આવી ચન્દનીમાં બેસવાનું હોય અને ફકત ત્યાં તેણીનોજ અવાજ સાંભળવાનો હોય—હા, મારે ગુઠણભંડયે પડી, તેણીની પુંજા કરવાની હોય, તો વખત આગમચ બેહસ્ત મળેલું કહેવાય.' મહમદ પેગમબરે કબુલ કરેલી સીતેર સ્ત્રીઓમાંની તેણી એક છે. પણ મને કાંઈ પણ આશા નથી. કાંઈ પણ નહી, ખાન ઘરડો થયો તો શું થયું, ગમે તે પણ તે તેણીનો ધણી છે, તેણીનો હકદાર ધણી અને શું હીંમતવાન—હીમતવાન નુરદીનનો છોકરો, જેની તે મેમાનદારી કરે, તેને દગો દઈ પોતાના બાપનાં નામને હીનપસ્તી લગાડે? નહી, અલ્લાનાં નામથી કહું છું કે નહી." તે જુવાન માણસ મોટેથી બોલ્યો, "આવા વીચારો ધરાવવા કરતાં તો હું મરી જાઉં તે પરવડે, પણ અલ્લા મને મદદ કરે, હું ખરેખરજ ઘણો નબળાં મગજનો છું."

અને પોતાનાં દીલ સાથ આવી જાતની તકરાર કરી, તથા પોતાના સારા ગુણો કે જે તેનામાં ઘણા અને મજબુત હતા, તેને તેનાં મગજ ઉપર ફાવવા દઈ, તે જેટલો આસ્તેથી બહાર આવ્યો હતો, તેટલોજ આસ્તેથી કોઈની પણ જાણ વગર અંદર ગયો. તાજી હવામાં ફરવાથી તેનો જીવ શાંત પડયો હતો, જેથી તે થોડા વખતમાં ઊંઘમાં પડયો. તોપણ તેની ઉંઘમાં સ્વપનાથી ખલલ પડતી હતી, કે જેમ ઉશકેરાઈ આવે તેવા બનાવો પછી બનવુંજ જોઈએ. તેની ઉંઘમાં તેની નજર આગળ પેલી ખુબસુરત બાનું ભમ્યા કરતી હતી; જેટલી શાંતીથી તે સુવા ગયો, તેટલી શાંતીથી તે સહવારના ઉઠી શક્યો નહી, અને અસલ માફક હવે તેનો જીવ દીલખુશ અને

નભરવસ રહયો નહી, તો પણ તેણે પોતાની સહવારની બંદગી ઘણી આતુરતાથી કરી અને પોતાનાં ભવીષને ગમે તેમ કરવા તે પાક અલ્લાના હાથમાં સોંપ્યું.

ગઈ રાતના બનાવોથી થાકી જવાને લીધે ખાન સહવારના ઘણો મોડેથી ઉઠયો. તેને પોતાની બાનુંને લગતી ઇંતેજારી ભરેલી ખબરોનો સધ્યારા ભરેલો જવાબ મળ્યો હતો. તેણી સહવારનાં પરોઢમાંમાં ઉઠી અંઘોલ કરી હાલ સારીપેઠે બેઠી હતી. ખાન તેણીને જેવાની અધીરાઈ હવે વધુ વખત દાબી શકયો નહી, જેથી થોડા વખતમાં તેને તેણીની આગળ લઈ જવામાં આવ્યો. તેણીને જોઈ તે અત્યંત ખુશી થઈ ગયો, અને તેની વળી મોઢાં ઉપર કાંઈ પણ દુઃખની નીશાણી વગર. તેણીની આંખો હમેશ જેવી ચળકતી હતી, અને ચેહરો હંમેશ જેવો દીલખુશ હતો. તેણીના બાલો જે તેણીએ નાહતી વખત ધોયા હતા, અને જે હજી ભીનાજ હતા, તે તેણીનાં ખભાં ઉપરથી ઢગલો થઈ લટકતા હતા, અને અકસમાતથી તેઓ તેણીનાં મોહડાં ઉપર પંહરાઈ ગયલા હોવાથી તેણીનો હમેશનો ગોરો ચેહરો લગાર વધારે ફીકો દીસતો હતો, પણ તેથી ઉલટો તેણીની ખુબસુરતીમાં બેવડો વધારો થયો હતો.

"અલ્લા તુને સુખી રાખે," ખાન તેણીની આગળ બેસતાં બોલ્યો. "ખોદા તુને સુખી રાખે. અબ્દુલ રેહમાનના પગ આગળ કોઈ દીવ્દનું આખું રાજખી કાંય નહી લાવી મુકે, પણ તેબી તારી આગળ મારી નજરમાં ધુળ બીસાલ છે. તું સારીકાની છે કે?"

"હા, મારા ધણી, ખરેખરજ—તે કે જેણે મને તોફાનમાંથી બચાવી," તેણી આકાશ તરફ નજર કરી બોલી, "અને તેણી કે જેણીએ ત્યારપછી દીકરી મીસાલ મારી બરદાસ્ત કરી, તેઓનો મારે ઉપકાર માનવો જોઈએ."

"હા, મારી વાહાલી. આ ધરના અને આ ગામના રહેવાસીઓનાં આપણે ઘણું ઉપકારી છીયે. તેઓની મદદ વગર આપણું કોણ જાણે શું બી થતે!"

"શું શું થઈ ગયું તેનું મને થોડું ભાન છે. હું ધારૂં છું કે પાલખી પાણીમાં લઈ ગયા તે, અને પાણીના ભયંકાર ઉછાળાઓથી મેં મારી આંખો બંધ કરી તે મને યાદ છે, અને હું ધારૂં છું કે" તેણી થોડા વખત થોભી પોતાની આંખો હાથોથી ઢાંકી મુંખી કહ્યું, "તે ત્યારપછી પાણીમાં સરી પડી, અને મેં એક ચીસ્યારી પાડી. ત્યારપછી શું થયું તેની મને ખબર નથી. હું જ્યારે સુદ્ધીમાં આવી ત્યારે મારૂં શરીર તદન ભીનું હતું, અને કેટલીક સ્ત્રીઓ મારાં આંગ ઉપરનાં કપડાં કાઢી દીલ લુછતી હતી. પછી મને યાદ આવે છે કે ફરીથી એક વાર હું સજાગર થઈ, અને એક બાનુ કે જે મારી ઘણી બરદાસ્ત કરતી હતી, તેણીની સાથ મેં વાતો કરી. હું ધારૂં છું કે મેં તેને પુછ્યું કે મને ત્યાં શું કામ લાવવામાં આવી હતી, પણ તેનો કાંઈ તેણીએ મને પાધરો જવાબ આપ્યો નહી. થાકી ગયલી હોવાને લીધે અને તું પણ સારીકાની હતો એવો મને સધ્યારો મળેલો હોવાને લીધે હું જલદીથી સુઈ ગઈ. તો પણ મને લાગે છે કે, તમો કહો છો તેમ સઘળું કાંઈ પાધરૂં ઉતર્યું ન હશે. કાંઈ પણ ભયમાંથી આપણે બચ્યાં હોઈશું; હા! મારી યાદદાસ્ત શકતી ઘણી ગુચવાઈ ગઈ છે—ઘણીજ."

"મારાં મોતી, તેમાં અજબ થવા જેવું કાંઈ પણ નથી. પેલી ભલી બાનુંએ તારેથી સાચ્ચી વાત છુપાવી તે માટે હું તેણીને કેટલી દુવા દઉછું. તારી તે વખતની હાલત પ્રમાણે તો તે ભયની વાત તુંને જોખમ ભરેલી થઈ પડતે, અને ત્યારે શું તુંને ખબર નથી, કે મારા હાથમાંથી જતાં તું સેહજમાં બચી ગઈ—કે મેં તુંને નદીનાં ઉછાળા ભરેલાં પાણીમાં ડુબતાં જોઈ હતી, અને તુંને પાછી જોવાની મને થોડીજ આશા હતી?"

"અફસોસા નહી." તે બાનુએ ધ્રુજતા અવાજે કહ્યું. "અને ત્યારે હું શું ખરેખરજ ભયમાં હતી? મને બચાવી કોણે—મારા અમીર ધણી. તેંજ મને બચાવી હશે! અને હમણા સુધી મેં તારો ઉપકારબી નહી માન્યો!" તેણીએ તેના પગ ઉપર માથું મુકી કહ્યું. "તેં મને કેવી અક્કલ વગરની મુર્ખ ધારી હશે?"

"નહી વાહાલી નહી, એમ નહી, તુંને બચાવવાનું મારાં નસીબમાં સરજેલું ન હતું. ખરી વાત છે કે, તુંને બચાવવા હું પાણીમાં પડયો, પણ મારી કોશેશ ફોકટમાં ગઈ. મારાં લડાઈનાં હથ્યારો મારાં દીલપર હોવાથી જો હમાલોએ મને બચાવી લીધો ન હતે, તો હું પણ ડુબી જતે. પણ નહી, જેમ અલ્લા આપણી ઉપર દુઃખ વરસાવે છે, તેમજ તેમાંથી તે આપણો છુટકોબી કરે છે. એક જવાને—જાણે નરો રૂસ્તમ અને દેખાવે ગોયા મજનુન—આ અકસ્માત જોયો, તેની તીક્ષણ આંખોએ તારાં જીવ વગરનાં શરીરને પાણીની સપાટી ઉપર તરતું દીઠું, અને પોતાની જીંદગીના જોખમે તુંને બચાવી. વળી તેની જીંદગી કાંઈ થોડી કીમતી નથી, કારણ કે તે એક વીધવાનો છોકરો અને તેબી વળી એકપુરો અને કુટુંબનો વડો છે. ટુંકમાં, જે બાનુંએ તારી માવજત કરી તેનો દીકરો."

"પાક પેગમબર! ત્યારે હું શું આ જોખમમાં હતી, અને મને આ રીતે બચાવવામાં આવી? તેની જીંદગીના જોખમે, અને તું કહે છે કે, તે એક વીધવાનો છોકરો છે! તેબી ડુબી જતે તો શું થતે?" આટલું બોલી તેણી વીચારમાં પડી.

આસ્તે આસ્તે (કારણ કે ખાને તેણીને જવાબ દેવાની હીંમત કરી નહી) તેણીની છાતી ઉચકાવા લાગી, અને તેણીની જાણ વગર તેણીની આંખમાંથી એક આંસુ પડયું, અને ત્યાર પછી આંસુઓની ધાર વહેવા લાગી. ખાને તેઓને પોતાનો રસ્તો લેવા દીધો. તેના બોલો કરતાં તેઓ તેને વધારે શાંતી બખશશે, તેણે વીચાર્યું, અને તે ખરૂંજ હતું.

થોડા વખત પછી તેણીએ પાછું બોલવાનું શરૂ કર્યું. "અમીરી ખાન, તું તેને બદલો વાળી આપશે? જો કે ખરૂં કહું તો મારી જીંદગી ઘણી નજીવી છે, પણ તારી અને જેઓને હું પછવાડે મુકી આવી છું, તેઓની નજરમાં તો હું જાણું છુ કે ઘણી કીમતી છે. અરે મારી મા? તારા ગોલાબનાં અચબુચ મરણથી તુંને કેવો કારી ઘા લાગતે?"

"તેનો બદલો વાળી આપું? અમીના? અરે, જો તે લે તો તેને મારી અડધી દોલત આપું, એક ગામનો પટેલ હોવા છતાં, તે એક મગરૂર અને 'કરીમ ખાનદાનનો જવાન છે, અને એવી માંગણી તેને અપમાન જેવી થઈ પડે. વીચાર કર–તું ઘણી હુશીયાર છે. તારા વીચારો જે હોય તે બોલી દે."

"તું કહે છે કે તે પૈસા નહી લેશે?"

"નહી નહી, તેવી માગણી કરવાની હું હીંમત કરી શકતો નથી."

"કદાચ તેની માયને વાસ્તે મારી જણુસ—મારી બધી જણુસ હું તેને આપી દેવાને રાજી છું. તું જાણે છે કે, થોડી ઘણી તેમાં કીમતી છે."

"તેની તે કાંઈ દરકાર કરશે નહી, કારણ કે તે પરણેલો ન હોવાથી તેને તે શું ખપની?"

"પરણેલો નહી અને આવો ખુબસુરત?" તેણી અચમ્બુચ બોલી ઉઠી. પણ ખાને તેનીપર કાંઈ લક્ષ આપ્યું નહી.

"વળી તેની માયનેબી કામનાં નહી," તે બોલ્યો, "કારણકે તેણી તો ઘણી ઘરડી છે. જો કે જણુસ પૈસા કરતાં તો આપવાને ઠીક પડે, તોપણ તેબી ચાલશે નહી."

"ઘોડાઓ, લડાઈનો સામાન, જો તે સીપાહ હશે તો તે તેને ગમતું થઈ પડશે."

"હા. આ વધારે સારૂં છે, કારણ કે તે પગથી તે માથાં સુધી સીપાહ બચ્ચો છે. પણ જ્યારે તે તેવી નોકરીમાં નથી ત્યારે તેને તે શું ખપના? અંહી કાંઈ અવાર નવાર લુટારાઓ સીવાય દુશમનની ચઢાઈઓ આવતી નથી; પણ—મને હવે કાંઈ સુઝ પડ્યું છે." તે થોડો વખત રહી બોલ્યો. "ચાકરી–હા, તેને તે સૌથી સરસ બદલો થઈ પડશે—હું તેને તેમાં મદદ કરી શકીશ. હું કેવો મુર્ખ કે મને પેહલે ઘરથી તે વીષે વીચાર આવ્યો નહી. ટીપુનાં લશકરમાં તેનો વધારો આવકારદાયક થઈ પડશે, અને જો થોડા મહીનામાં માન મેળવવાની અને કદાચ મારી પેઠે સરદાર થવાની તેને જો તક ન મળે તો હું મોટી ભુલ કરતો કહેવાઊં."

"હા મારા ધણી, આ જાતની માંગણી તારો ઉદાર દીલને તેમજ તેને પણ લાયકની થઈ પડશે. તે આપણી પછવાડે સેહલાઈથી શેહેરમાં આવી શકશે."

"અને કાંય નહી આપણી સાથે? હું તો તેની સંગતમાં ઘણી મજાહ મેળવીશ, કારણ કે ફકત તે એક સીપાહજ નથી, પણ એક પંડીત પણ છે, અને જે મારા કરતાં તો વધુ કહેવાય. વળી ગઈ રાતે મારો એક માણસ મરી ગયો છે, અને તેની જગાબી ખાલી છે."

"મરી ગયો! ડુબી ગયો કે શું?" તેણી બોલી ઉઠી.

"નહી મારાં મોતી, તેનો વખત ભરાઈ ચુકેલો હોવો જોઈએ, કારણ કે અલ્લાનેજ હાથે તે વીજળીનો ભોગ થઈ પડયો."

"હા! ખરેખરજ ઘણું ભયંકાર," તેણી કમકમીને બોલી. "મને તે વીશે કાંઈ યાદ આવે છે ખરૂ? વારૂ તેનું નામ શું?"

"ઈબ્રાહીમ."

"અફસોસ! તેણેજ તારી બે વખત જીંદગી બચાવી હતી."

"હા, પણ તું જાણે છે તેમ તે તો તેનું નસીબ; લખ્યા લેખ કોણથી ભુસંરી શકાય? તું શું કહે છે, પટેલને તે જગા આપવા માટે માગણી કરૂં?"

"જ્યારે તું પુછે છે ત્યારે તો મારે કહેવું જોઈયે કે ઈબ્રાહીમની નહી; કારણ કે પટેલ તેના કરતાં વધારે ઊંચી પંકતીનો છે. તેને તારી સાથ આવવાને પુછ, અથવા તો એમ કહે કે, અબદુલખાન જે એક હજાર માણસના સરદારનો છે તેની આગળ સરીંગાપટંમ આવ, અને તે તુને પોતાના રીસાલામાં જગા આપશે; અને પછી જો કે તે શું કહે છે?"

"બરાબર છે, મારા ગોલાબ, તારી છક કરી નાખે તેવી ખુબસુરતી અને તારા પ્યારની કીમતનો હું તેનો કરજંદાર છું. ખોદા તુને સલામત રાખે! હવે સાંજ તુલીક હું તુને કંટાળો આપીશ નહી, અને તેટલા વખતમાં તુને પણ આશાએસ લેવાની હું સલાહ આપું છું."

"જાણે નરો રૂંસતમ, દેખાવે ગોયા મજનુન," તે ખુબસુરત બાનુ ટકયા ઉપર માથું મુકતાં બોલી. મારા ધણીએ તેને ઉમરાવ ગ્રહસ્થ તરીકે કહ્યો,—અને વળી પંડીત—કેવો સંપુર્ણ? એક વીધવાનો છોકરો!—તેણીને ઘણો વાહાલો હશે–તેણી તેનેથી છુટી પડવા ન માંગશે!"

ફરીથી તેણી વીચારમાં પડી. "તેણે મારો ચેહેરો જોયલો હોવો જોઈયે—પવીત્ર અલ્લાહ! તે ઢાંકવાને હું શકતીવાન ન હતી. તેણે મને હાથમાં ઊંચકી, અને હું બેસુદ્ધીમાં હતી. મારો પોશાગબી કેવો ખોરાઇ ગયલો હોવો જોઈયે," તેણીનાં મોઢાં ઉપર શરમાળપણાનો રતાશ ચઢયો; "અને વળી આ ઓરડામાં તેણે મને ભર રોશનીમાં જોઈ હશે. તેણે મારે માટે શું વીચાર્યું હશે? લોકો કહે છે કે હું ખુબસુરત છેઊં, પણ તેણે મારે માટે શું વીચાર્યું હશે!" પણ આ વીચારોથી તેણી નહી જણાયલા સબબોથી ગુચવણમાં પડી, અને તેમ કરતાં તેણી ઊંઘની ઘુઘુણમાં પડી, અને તેણીની નજરે છેલી રાતના બનાવો પાછા આવ્યા. તોફાન, પાણી, અને તેણીનો બચાવનાર—એ સઘળું તેણીની આંખો આગળ ભમ્યા કર્યું. પણ એક માણસનો આકાર જે ખુદરતી તેણીનાં બચાવનારનોજ હોવો જોઇયે, તેણે આ સ્વપનાનો, બનવું જોઈયે તેમ, મોટો ભાગ રોકયો હતો.

[સાંધણ છે.] આર્લાં.

---

અરદેશર એશકા—રૂસતમ, શોડને વરે પાણી લાવ.

(રૂસતમ ગલાસ હાથમાં લઈને આવે છે.)

રેશર એશકા—(ગુસ્સે થઈને) ઓ બેવકુફ! રકાબીમાં મુકીને લાવ.

(ઈરાની છાલકી રકાબી પાણીથી તલાતલ ભરીને આસ્તે આસ્તે લઈને આવે છે.)

અરદેશર, એશકા—(ઘણાજ ચીરડાઈ જઈને) અરે, નાલાયક હે, એમ શોડ કેમ પી શકશે?

રૂસતમ ઇરાની—(ઠંડે કલેજે) હું ખુદ તાંજુબ થાઇયં કે એ કેમ પીશે.



# વાદળાં ક્યાં મળે છે?



"યુનાઇટેડ સ્ટેટ્સ" માં વપરાતાં લગભગ સઘળાં વાદળાં ૧૮૫૨ ના વર્ષ સુધી, ભુમધ્ય સમુદ્રમાંથી આવતાં હતાં, પણ ત્યાર પછી "ફ્લોરીડા" નાં પાણીમાં ઊગતાં સંખ્યાબંધ વાદળાંપર લોકોનું ધ્યાન ખેંચાયું. જેવાં આ વાદળાંઓ મળી આવ્યાં, કે તેમને યુરોપનાં વાદળાં સાથે સરખાવવામાં આવ્યાં અને સારાં લાગવાથી વેપારીઓ તથા વાહણવટીઓ તેમને બજારમાં મોકલવાનાં કામમાં ગુંટાઈ ગયા. પેહેલાં માછીમારો પાસેથી સૌથી સરસ જાતનાં વાદળાં ૭ પેન્સે એક રતલ ખરીદવા લાગા. જ્યારે ભુમધ્ય સમુદ્રનાં વાદળાં ઓછાં, ને મોઘાં થવા લાગ્યાં, ત્યારે "ફ્લોરીડા" ની માંગણીઓ વધારે થવા લાગી અને તે પ્રમાણે પછી કીંમત પણ વધી ગઈ. એકની એક જગાપરથી જ્યારે ૧૮ વર્ષ સુધી વાદળાં કાઢવા લાગા, ત્યારે તેની પેદાશ ઘણી ઘટી ગઈ. ત્યાર પછી ૧૮૭૦ માં જમીનનો નવો કટકો શોધી કાઢવામાં આવ્યો, અને તેથી વેપારને ઘણું જોર મળ્યું. તે વર્ષે "એપેલેચીકોલા" એ વાદળાંનાં વહાણોનો એક નાનો કાફલો મોકલાવ્યો, જે ત્યાર પછી ઘણો વધી ગયો છે. ૧૮ વર્ષની ખંત અને જોખમ પછી એ વેપારનાં ઘણાં સારાં પરીણામ નીપજ્યાં છે.

વાદળાં કહાડવાની રીત ભુમધ્ય સમુદ્ર કરતાં જુદી છે, જ્યાં ડુબકી મારનારાઓ પાણીમાં નીચે જઈને વાદળાં ઉપર લાવે છે. નાના મછવા કે જેમાં ૧૦ થી ૧૫ માણસો બેસી શકે, તેટલાંને વાદળાંની જગા પર ચારથી આઠ અઠવાડીઆંની સફરે મોકલવામાં આવે છે. વાદળાં પકડવાને માટે ખલાસીઓને નાની હોડીઓમાં જોડીમાં બેસાડે છે. એક માણસ હોડીની પછવાડે દોરડું ખેંચતો બેસે છે, અને બીજો પોતાનું અરધું ઉપરનું શરીર તેની બાજુએ અઢેલીને પાણીનું તળું તપાસે છે. આંખને મદદ આપવાને માટે "વોટર ગ્લાસ" નામનું યંત્ર આપવામાં આવે છે, જે એક સાધારણ બાલદી, જેનું તળું લાકડાંને બદલે કાચનું હોય છે, જેને પાણીમાં મુકીને પછી જેમ બની શકે તેમ પેલું માણસ પોતાનું મોહડું તેમાં ખોસે છે. જ્યારે વાદળું દેખાય છે, ત્યારે મછવો થોભે છે, અને તે ગુંહણ મંડીને પડેલો માણસ, બે કાંટાવાળો ગળ, કે જે ૩૦ થી ૪૦ ફીટની લાંબી લાકડીને વળગાવેલો હોય છે, તેથી વાદળું પકડે છે. બેઉ માણસોને એવી વખતે અતીશય સાવચેતી વાપરવી જોઈએ છે. વાદળાં સાફ કરવા માટે, તેને વહાણના તુટક પર, તેની કુદરતી સીધી હાલતમાં મુકવામાં આવે છે, જેથી તે મરી જાય, અને તેમાંથી બધાં તત્વો છુટાં પડીને તેમાંથી ચીકણી વસ્તુઓ છુટથી નીકળીને સાફ થઈ જાય. આ હાલતમાં ઘણા દીવસો રાખ્યા પછી, તેને કીનારે લઈ જવામાં આવે છે, ને પાણીમાં એક જાતનાં વાસણમાં ભરીને નાંખે છે, જેમાંથી તે બાકીનો પદાર્થ બીજાય છે, ને ઝરી જાય છે.

વાદળાં કહાડનારાઓ ગરમીની મોહસમમાં, પણ એમ દર રોજ મેહેનત કરે છે, અને એવી મેહેનત ખમવા સારૂ કાંઈ જેવો તેવો બાંધો જોઈતો નથી; તેમની ચામડી તડકાંથી બળીને એટલી તો કાળી થાય છે, કે એક સફેદ માણસ અને સીદીમાં ઘણો ફેર લાગતો નથી. તે અતીશય જીવલેણ મેહેનતની જીંદગી છે, અને વાદળાં કાઢનારાઓ અતીશય જોરાવર માણસો હોય છે.

વાદળાં કાઢવાની મુખ્ય રૂતુ ઉનાળામાં હોય છે, મેથી આગસ્ટ સુધી, પણ પાણીની સરસ હાલત તો શીયાળામાં હોય છે, અને તે વખતે ઘણી ફ્તેહમંદી સાથે વાદળાં કાઢવામાં આવે છે. તે વખતની રૂતુની હાલત વાદળાં કાઢવામાં ઘણી અસર કરે છે. જ્યારે જોસથી ફુંકતા ચાલુ પવનથી પાણી સઘળું તોફાની થઈ જાય છે, ત્યારે વાદળાં કાઢવાનું તદન અશક્ય થઈ પડે છે. થોડાં વર્ષ સુધી પવનની હાલતને લીધે વાદળાં કાઢવાનું તદન નીષ્ફળ ગયું છે, જ્યારે કોઈ કોઈ વર્ષોમાં તો અતીશય ફાયદાકારક થઈ પડયું હતું.

"ફ્લોરીડા" નાં પાણીમાંથી ઘણીક જાતનાં વાદળાં પકડવામાં આવેછે. સૌથી સરસ મેંઢાંનાં ઉનનું વાદળું, જે પાંચ શીલીંગથી તે ૨૫ શીલીંગ રતલે વેચાય છે; બીજું, પીળી જાતનું, જે ૧૦ પેન્સથી તે ૨ શીલીંગ ૭ પેન્સે મળે છે, ને ત્રીજું ઘાસનું વાદળું, જે બનાવટમાં જાડું ને ટકાઉ હોતું નથી, જે પાંચ પેન્સથી ૧ શીલીંગે વેચાય છે. જ્યારે તેમને બજારમાં મોકલવામાં આવે છે ત્યારે સાફ કરીને સઘળી રેતી અને કાટલાં કાપી નાખે છે, અને ૧૦૦ થી તે ૧૨૦ રતલની ગાંસડીમાં તેને દાબી રાખે છે, જે આકારમાં તે જહાબંધ લેનારાઓને ત્યાં મોકલવામાં આવે છે. છેલ્લાં ત્રણ વર્ષ થયાં ઘણી કીંમતી જાતનાં વાદળાં કાઢવાની થોડીક કોશેશો થતી જાય છે અને કોઈક દાખલાઓમાં તે અખત્રો ફતેહમંદ નીવડયો છે. આટલું તો ખુલ્લું જણાય છે કે ઊંચી જાતનાં વાદળાં થોડાં મળી આવે છે અને જાડાં ને હલકી જાતનાં વાદળાં કરતાં ઓછાં ઉગે છે, પણ તેની માંગણી તેની પેદાયશ કરતાં ઘણી વધુ છે.

હાલના વખતમાં વાદળાં કાઢવાનો ધંધો, એ ઉદયોગનું ઘણું કીમતી સાધણ થઈ પડયું છે. તે ઘણું કરીને "સેંટ માર્કસ" ને "એકલોત" ની વચ્ચેના સંખ્યાબંધ ખડકોમાંથી પુષ્કળ મળી આવે છે. બરોબર બોલતાં તો વાદળાંનો ખડક "એપેલેચીકોલા" ની પુર્વે થોડેક માઈલ પછી સરૂ થાય છે, ને "સીડર કીઈસ" થી પચાસ માઈલ દુર કીનારા આગળ જહાબંધ મળી આવે છે. ત્યાર પછી ૧૦૦ માઈલ સુધી કાંઈ હોતું નથી ને "બાહમા" ના ટાપુ આગળથી ફરીથી જણાય છે. આ વાદળાંના ખડકો, કોઈ વખતે ચોખ્ખા ચુનાના પથરો, તથા ઘણું કરીને પરવાળાંની ખડકવાળી કીનારીનાં

બનેલાં હોય છે, ને કીનારાથી ૬ થી ૮ માઈલ દુરથી સરૂ થાય છે, ને સાર પછી સંખ્યાબંધ લંબી જાય છે. જ્યાંપી ખડકવાલાં તળ્યાં હોય છે ત્યાં વાદળાં મળી આવે છે એવું કહેવાયલું છે, અને "તેકસત્સ" અથવા "સીડર કીઈસની" જરા દુરના કીનારાપર વાદળાં ઘણાં મળનાં નથી તેનું કારણ એ છે કે, ખડકો પાણીમાં અતીશય ઊંડા હોવાથી, વાદળાં કાઢવાનું ઘણું ફાયદાકારક થતું નથી. "સેંટ માર્કસ" ના ખડકોની ઊંડાઈ ૧૬ ફીટ, ને જમીનથી ૬ માઈલ દુર હોય છે. વાદળાં ત્યાં પુશકળ ને સારી જાતનાં હોય છે, ને મેકસીકોના કીનારાપરનાં કરતાં સારાં, પણ "બાહમા" ની જાતનાં કરતાં ઉતરતાં હોય છે. ત્યાંની પેદાયશ અખુટ હોય છે અને જેટલી ઝડપથી એકઠાં કરે છે, તેટલીજ ઝડપથી ઉગે છે અને વાદળાંને બરોબર મોટાં થતાં બે વર્ષ લાગે છે.

ખુરશેદ.

## સદગુણ અને સાલેસાઈનો બદલો.




ણાના એક નાના પણ હવાવાલા બંગલામાં જુન મહીનાની શરૂઆતની એક સુંદર સાંજે બે બેહેનો આલાં અને હીલાં પોતાના નાના જેવાં બાગમાં પાણી સીપીને ઠંડી હવા એકાંતમાં ઘોરતી હતી; આસપાસના બંગલા જે ખાલી છે, તે ભરાવાની તૈયારી થાય છે અને મહાબલેશ્વરવાલા શોખીનો એ ટાંકણે પુણે ઉતરીને પુણાની સીઝનનો દેખાવ નીહાળવાને અને મુંબઇના જોરેમંદ વરસાદના કંટાળાથી બચવાને પોતાનો મુકામ કરી રહે છે. આલાં અને હીલાં હાલ એજ વાત કરે છે કે, હવે આપણા બંગલાઓબી ભરાશે, કારણ કે એ બેઉ બેહેનો અને તેવણનાં મા માણેકબાઈ શીવાય તેવણનાં કુટુંબમાં હાલ બીજું કોઈ નથી, અને એ બાઈઓનો નીભાવ બંગલાનાં ભાડાંમાંથીજ ચાલે છે. એઓના પીતા થોડુંક થયું ગુજરી ગયા છે; આલાં એક અક્કલમંદ અને સારી સભ્યતાવાલી છોકરી છે, પણ હીલાંમાં મગરૂરી અને ઈતરાટ જેવામાં આવે છે. એ બેઉ બેહેનોને ઝાડપાનનો શોખ સારો છે, તેથી પોતાના નાના જેવા બગીચાને સારા ટેસ્ટથી રોપીને શોભાયમાન કીધો છે. સાંજને વખતે તેણીઓનો વખત એ પ્રમાણે રોકાયલો છે, તેવામાં પોસ્ટના સીપાઈએ આવીને એક કાગળ આપ્યું, જેની ઉપર નીચે પ્રમાણે સરનામું કરેલું હતું—

"બાઈ માણેકબાઈ તે મરહુમ હોમજીભાઈ એદલજી દલાલનાં
ધણીયાંણી,—યુ લાઈન સ્ટ્રીટ—પુણા."

માણેકબાઈએ જાણી લીધું અને દીકરીઓને કહ્યું કે તમારા કાકા તરફથી આવેલું લાગે છે, કે જે કાકાઓને તમે ઘણાં બચ્ચાં હતાં ત્યારના જોયલા છે. તે કાગળ તેઓએ નીચે મુજબ વાંચ્યું:—

"નેકનામ બેહેનજી માણેકબાઇ
તથા પ્યારી પુત્રીઓ આલાંમાય અને હીરાંમાય—

ભાઈ હોમજીભાઈનાં મરણ પછી અમે અમારો પેશાવરનો વેપાર બંધ કીધો છે, અમારો જીવ તમુને આવી મળવાનેજ ઇંતેજાર છે, કે અમારા મરહુમ ભાઈની બેટીઓને મળીને સંતોષ પામ્યે. ભાઈ દારાશાહજીની કાનપોરની પેહેડી પણ બંધ કીધી છે, તેનું બાણું એ જે કાનપોર અને દીલીમાં જેટલો એવણનો વેપાર ધીકતો હતો, તેટલોજ હાલ પડી ભાગો છે, અને પાછલે દહાડે એ ભાઈનાં નસીબનો પાસો અવળો પડયો યાને બધી દોલતનો ભોગ થયો, તેથી અમો બેઉ ભાઈઓનો વીચાર તમારી તરફ જલદી આવવાનો છે, અને ઘણું કરીને આએ મહીનાની આખેરી સુધી આવી લાગશું. અમારી બેઉ બેટીઓને ઢીલોજાનના પ્યાર સાથે.

લા૦ દોરાબજી એદલજી દલાલ તથા પેશાવરવાલા
ની દુવા વાંચજેજી."

માણેકબાઈ ઘણાં ખુશી થયાં જે તેવણના મુરબીને તાલના જેઠ દારાશાહ તથા દોરાબજી હવે તેઓને આવી મળશે તો ઘણી હીંમત થશે. એ દારાશાહ વીશે તેવણ ઘણું માન ધરાવતાં હતાં, કારણ કે તેવણ વડા ભાઇ હતા, અને તે સાથે હોમજીભાઈને ઘણા ચાહતા હતા, અને તેવણની પેહેડી ઘણાં વરસોથી દીલી અને કાનપોરમાં હતી, ત્યાં તેવણના દીલખુશ સ્વભાવથી ઇંગ્રેજોમાં સારૂં નામ મેળવી સરવેમાં જાણીતા થઈ પડયા હતા. ૧૮૫૭ ના બળવા વખતે તેવણે ઇંગ્રેજ સરકારની કીમતી સેવા બજાવી હતી અને તેના બદલામાં એવણને ખાનબહાદુરના ખેતાબની બક્ષેશ થઈ હતી.

"માયજી, એ ઉપરથી એમ માલમ પડેચ, કે દોરાબજી કાકા પાસે દલ્લો ઘણો હોવો જોઈયે—અને પેલા ખુદા કાકા તો રખે "ખોદાબક્ષ" હોય;" કાગજ વાંચ્યા પછી હીલાંએ પોતાની તચાકી પ્રમાણે તર્ક બાંધી, પણ તેણીની મા તથા બેહનને તે ગમ્યું નહીં.

"હીલાં! હજી તો બીચારા કાકાઓ આવ્યા નથી, તેટલાં તું એવા જે ગમેચ તે નાદાન અને હલકા વીચારો જણાવેચ?" આલાંએ શરૂ કીધું, "એ દારાશાહ કાકા તો સૌથી વડા છે, એવણને તો આપણા બાવાજી મુરબી સમાન માન આપંતા હતા. શું એવણ પાસે પૈસા હોતે તોજ એવણ પ્યારા લાગતે? એવણની નેકી ખુબી તો ઘણી છે. પૈસા! પૈસા શું ચીજ છે? પૈસા તો એક શ્રાપ છે, તે કંઈ તુંડાઈ અને મગરૂરીથી નથી મળતા, પણ સાલેસાઈ અને સલુકાઈથીજ મળે છે."

"ઓ હો! આલાંમાએ તમે તો કંઈ ફીલસુફી લેક્ચર ચલાવ્યું, એ શું મેલાં તમારાં સહી દસ્તુરનાં દીનબાઈએ તમુને શીખવ્યું કે?" હીલાં તકોર કરવા લાગી. વચમાં પંદર દહાડા નીકળી ગયા, અને ત્યાર પછી રયાણી આલાંએ કાકાઓને વાસ્તે ઉલટભર ઘટતી ગોઠવણ કરવા માંડી, પણ આપણાં હીલાંમાએ તો દોરાબજી કાકાની દોલતના વીચારમાં હવાઈ ખ્યાલ કરતાં હતાં; સહી મીતીઓમાં પણ કહી ચુકાં કે, પૈસાવાલા કાકાની હું દીકરી થવાની છેઉં; કારણ કે દોરાબજી કાકા હજી કુમારાજ હતા, પણ બુજરોગ દારાશાહ બબે વાર

પરણ્યા છતાં બેઉ મોહોરદારો તેવણુને મુકીને બેહેસ્તનશીન થઈ હતી અને તેઓને એક પણ ફરજંદની બક્ષેશ થઈ ન હતી. હવે બેઉ કાકાઓ તેઓને થોડા વખતમાં આવી મળ્યા. આલાંમાએ તેઓને રાજી રાખવાને હમેશ કાળજી રાખતી હતી. હીલાં દોરાબજી કાકાની બનતી મદારત કરવાને આતુર રહેતી હતી અને દારાશાહ કાકાને બનતાં સુધી અખાડા કરતી અને તેમના તરફ બેદરકાર રહેતી હતી; પણ તે બુજરગ શેઠ બેઉ પુતળીઓને ઘણાં વાહાલથી ચાહતા હતા, તોપણુ તેવણુ બેઉ બેહેનોના ગુણુ અને સ્વભાવ તરફ ઘણી બારીક નજરે જોતા હતા અને તેવણુ આપણે ઉપર જોયું તેમ, હાલ પૈસાની તંગીમાં હતા અને તેવણુને દોરાબજી ભાઈ સરવે પુરૂં પાડતા હતા. હમેશાં બેઉ ભાઈઓ એ બેટીઓને લેઈને ફરવા જતા હતા, પણુ હીલાંને એખલું ફરવાનું ગમતું, નહી તો કે સહીઓની સાથે જવાનું વધારે પસંદ હતું. કદાચ દારાશાહ કાકા પોતાની તબીયત બરોબર નહી હોવાથી જો ફરવા નહી જાય, તો પછી હીલાં દોરાબજી કાકાને રાજી રાખવા ખુશીથી તેવણુની સાથે જતી હતી. સપટેમબર મહીનાની મોટી સરત જોવા બેઉ ભાઇઓ અને બેટીઓ તૈયાર થઈ, પણુ રાબેતા પ્રમાણે હીલાંને તેઓની સાથે જવા નહી ગમ્યું, તેથી તેણી પોતાની સહી ડાકટરની રતઈ સાથે જુદી ગઈ. ઘેર પાછાં ફરતાં ગાડીઓની એક સરખી ધમાલથી આલાંની ગાડીના ઘોડા ચમકયા, અને બીચારા દારાશાહ કે જેવણુનું આંગ જરા ભારી હતું, તેવણુ તુટી પડયા અને સખત ઈજા થઈ; દોરાબજીએ કુદકો મારયો અને તેવણુને સેહેજ ઈજા થઈને બંચી ગયા, અને આલાંને તો એક લાયકીવાલા પારસી જવાને સેહેજમાં જમીન પર પટકાતી ઝીલી લીધી. તેણીને અંચીતી હેબત સીવાય કંઈ વધારે ઈજા થઈ ન હતી. હવે દારાશાહનો પગ ભાગી ગયો તેથી તેવણુ ઘણા હેરાંન હતા, તે સાથે માથાંમાંબી સખત ઈજા થઈ હતી, તે સાથે ઘડપણુની નાતવાંની પણુ વધી પડી. રયાણી આલાં અને તેણીની માતા એવણુની સારી રીતે મેનીજ અને માવજત કરતાં હતાં. એક દહાડે હીલાં ઈત્તર ડ્રેસ કરવામાં ગુંટાયલી છે, સાડી અને બદીઆંન પણુ તેવુંજ ફક્કડ પહેરયું છે અને અરધે કલાકે માથું બાંધીને જયારે મોટી આરસીમાં પોતાનો ચેહેરો તપાસતી હતી, ત્યારે આલાં જઈ લાગી, "બેહેન હીલા, આજે તું ફરવા નહી જતે તો સારૂં, કારણુકે કાકાજીની તબીએત વધારે બગડી છે અને તાવબી જોરમાં છે," આલાંએ સમજાવીને કહયું. પણુ હીલાંએ ભટકો કીધો કે, "શું હું ફરવા નહી જવશ તો કાકા સાજા થઈ જશે કે? મને તો બા સીક માણુસની આગળ ઘણો વાર રહેવા નહી ગમે. સીક માણુસને જોઈને આપણેબી સીક થઈ જઈએ. મને તો આજે રતઈની સાથે દાઉદ સાસુનના બંગલામાં "બોટ રેસ" જોવા જવાનું છે; રતઈનો વરબી મુંબઈથી આવેલો છે અને હું ના કહેવાડું તો ખરાબ લાગે."

હવે બીચારી આલાં શું કહે! એવી બેસમજ બેહેનપર અફસોસ કરીને રહી. દારાશાહ દલાલની માંદગી દીન પર દીન ઘણી વધી પડી; એક દહાડે દોરાબજી ભાઈને તેવણે એકાંતમાં બોલાવીને કહ્યું કે, ઈનસાંનનો કંઈ ભરસો નથી, તેથી મારી હૈયાતીમાંજ વીલ કરાવવું જોઈએ. એક દહાડો આલાંને એખલી જોઈને આલાં પાસે પોતાની પેટીમાંથી એક સુખડનો દાબડો મંગાવ્યો, જેને કળ કુંચીથી બંધ કીધો હતો; "દીકરી આલાંમાએ, એ દાબડો જરા તારી પાસે સંભાળીને રાખજે, હું જ્યારે માંગું ત્યારે લાવજે;" દારાશાહ કાકાએ અતી વાહાલથી પોતાની ભતરીજીને તે દાબડો આપતાં કહયું.

વીલને માટે જાણીતા રામભાઉ વકીલ આવ્યા ત્યારે દારાશાહના ઓરડામાં કોઈ પણુ હાજર ન હતું. "આલાંમાએ, એ વકીલ રામભાઉ કાંય આવ્યા છે?" હીલાંએ આતુર ચેહેરે પુછયું.

"એ તો કાકાજી પોતાનું વીલ કરાવે છે, કારણુકે એવણુની બીચારાની માંદગી વધતી જાય છે," આલાં દલગીર ચેહેરે બોલી.

"મરેરે! એવણુ વીલ શાનું કરાવે છે, પેહેરવાનાં કપડાં તો દોરાબજી કાકા આપે છે, તપકીરનું દોહડયું સુધાં તો એવણુ આપે છે, આએ ડાકટરના પૈસા અને સર્વે ખરચ તો દોરાબજી કરે છે, ને વળી વીલ તે શાનું કરાવે છે, પેલા કહે તેમ "મલે નહી ને મરડો ને ઓચીમાંથી કરડો."

"મુગી રહે હીલાં! બસ વીચાર વગર બોલીજ જાણ્યું, સલુકાઈ અને સભ્યતા તો તું જાણુતીજ નથી. હું તારા હલકા વીચાર પર અફસોસ કરૂંછું." આલાંએ સખત ઠપકો દીધો.

દારાશાહ કાકા આલાં દીકરીને જોઈને ઘણા ખુશી થતા હતા કે એ બેટી ખરીજ એક સદ્દગુણ અને સાલેસાઈનો સણુગાર છે—અને હીલાંને ખાતર તો તેવણુ દીલોજાનથી દલગીર હતા કે, એ છોકરીબી એની બેહેનનાજ જેવી હતે તો ઘણું સારૂં—તેવણુ પોતાનાં મનથીજ સમજયા કે હવે મારી જીંદગીની ઓટ થતી જાય છે, અને જે વખત જાય છે તેમાં પરવરદેગાર હજુર રજુ થવું છે, અને તે તેવણુનો વીચાર ખરો પડયો. પુણે આવ્યા પછી દારાશાહ દલાલ ચાર મહીને બેહેસ્તનશીન થયા. દશમાને દહાડે તેવણુનું વીલ વંચાયું, જે નીચે મુજબ હતું:—

"મારી દોહોડ લાખની રોકડ પુંજીમાંથી મારી સાલેસ અને સદ્દગુણી ભતરીજી આલાંમાયને તેણીનાં મારી તરફનાં પુરતાં માન અને સારી સભ્યતાના બદલામાં એક લાખ રૂપયા મળે અને તે સાથે એ બેટીને મેં જે દાબડો આપ્યો છે તેમાં કીમતી નેકલેસ અને પોંહોંચીઓ છે તેબી આજથી એજ દીકરીને અસ્તક કરવું. ખોદા એ બેટીને સુખી કરો. પંદર હજાર રૂપયા મારાં ગરીબ અને અસરાફ સોલઈ માણેકબાઈને મળે અને રૂપયા દસ હજાર મારી નાની ભતરીજી હીલાંમાયને મળે, તે એવી સરતે કે તેણીને નામના દોરાબજી ભાઇ પાસે અનામત રાખવા અને તેણીનાં લગન પછી પણુ ત્રસ્ટ કરી આપવા. દલગીર છઉં કે એ બેટીમાં લાયક ગુણુ ઘણા થોડા છે. બાકી પચીસ હજાર જુદાં જુદાં ધરમખાતાંઓમાં આપવા. મારી દીલ્હી અને કાનપોરની પેહેડીના માલેક હવે પછી ભાઈ દોરાબજી થશે."

હવેજ ઈત્તર હીલાંની ખાતરી થઈ કે, જે કાકાને તેણી દમડી વગરના ધારતી હતી, તેવણુ તો લક્ષાપતી નીકળ્યા. કાનપોર અને દીલ્હીમાં તેવણુનો વેપાર જામેલો તેમજ હતો અને તેવણે પોતાના મેહેતા મુનીમોને થોડો વખત અખત્યાર સોંપીને પુણે આવવાનો વીચાર કીધો હતો. તેવણુને ખુદર-

તીજ વીચાર આવ્યો કે, હવે ઘડપણની નાતવાંની થઈ છે તેથી પુણે પોતીકાંઓમાં થોડો વખત જઈ રહેવું અને તે આગળ તેવણે પોતાના દોરાબજી ભાઈને જણાવ્યું કે હું તદન પઈસા વગરની હાલતમાં જાહેર થવા માગું છું, કે એ બેટીઓની પરીક્ષા કરવાને બની આવે. દોરાબજી દલાલે પેશાવરનો વેપાર બંધ કીધો હતો એ તો ખરૂં હતું. જે જવાને આલાંને ગાડીમાંથી પડતાં સેજમાં બચાવી હતી, તેનું નામ એરચશાહ એદલજી હેદરાબાદવાલા કરી હતું. નીઝામ હેદરાબાદમાં તેઓને બાપદાદાથી સારી નોકરી અને આબરૂ હતી, તેઓ પુણાની "સીઝન" માં આવીને આલાંનાજ બંગલામાં બાડે રહયા હતા. આલાંની લાયકી અને સાલેસાઈ તેઓએ સારી રીતે જાણી હતી, તેથી એ ભલી બાઈના હાથની માંગણી એરચશાહે કીધી અને તે આલાંની માય અને કાકાએ ખુશીથી સ્વીકારી. આલાંમાય અને એરચશાહની રાજી ખુશીથી દારાશાહ દલાલની છમસી પછી તેઓનાં લગન કરી આપ્યાં, જેઓ હાલમાં ઘણું સુખી જોડું કહેવાય છે. આલાંએ પોતાની નાદાન બેહેનને પોતા પાસે રાખી અને પોતાનાજ જેવી લાયક અને સદગુણી કરવાની તજવીજ રાખી અને ત્યારબાદ હીલાંમાયને પણ લાયક ઘેર પરણાવીને સુખી કીધી.

મીસ મેરબાનુ કાવસજી ડો. દાવર.

---

## રાંધવાને લગતું.

**ખમણની પોળી**—નાળીએરને ખમણીને તેનું ખમણ લાડવાનાં ખમણ માફક બનાવો; જેટલું ખમણ લેવો તેનો અરધો ભાગ ખાંડ નાંખજો, તૈયાર થવેથી તેમાં એલચી, જયફળ બારીક કરી નાંખો, તળેલી બદામ છુંદીને નાંખવી, ત્યાર બાદ લાડવા માફક ભીના ચોખાના આટાની ખીચી બનાવવી, તેને મસળી રોટલી માફક મોટા ગોળો કરી તેમાં માફકસર ખમણ મુકી, ગોળ વાળી હાથની હઠેલીપર ઘી લગાડી બેઉ હાથ વડે નાંધલી ટાંકલી જેવી પોળીના ઘાટ માફક કરવી; લોઢી ઇંગારે તપાવી તેપર થોડું ઘી ચોપડી પોળી મુકી સેહજ રતાશપર થાય કે ઉતારી ખાધામાં લેવી. ઘી લોઢીને લગાડતાં જવું ને સારા જેવા ઇંગારે ભુંજવી; વધારે લાલ થયાથી સખત થશે, માટે વધુ લાલ નહી તેમજ સફેદ પણ નહી, માફકસર કરવી. ખારી મરઘી સાથે ખાધાથી બહુ સ્વાદ લાગશે.

**આમંડ પુડીંગ**—ત્રણ શેર દુધને ઉકાળો, શેરને આસરે બળે ને તેમાં એક યા બે ખાટાં લીંબુનો રસ નાંખો; દુધ ને પાણી જુદું પડે કે ઉતારીને ગાળી કહાડો, શેર ખાંડ તથા પાશેર બદામની બીજને બારીક છુંદીને તેમાં બે ગલાશ ગોલાબ, દોઢડર્યા એહની કેરવેસીડ, માખણ, જાયફળ તથા કફ ચહુડાવેલી ૭ ઇંડાંની સફેદી, ઇંડાંની દાલ તથા દુધનો ગાળી કહાડેલો માવો મેલવી નાંખી સુપપ્લેટમાં નાંખો, તેની કોર ઉપર નીચે પ્રમાણે ક્રીનારી બનાવો—ત્રણ ચમચા રવો, ખાંડ દોઢ ચમચો, જરા માખણ, એક ઇંડું, મસળી વણીને તેને ફરતી કીનારીએ મુકો, કંઈ નકશી પાડી, ટદુલમાં ભુંજી, લાલ થવેથી ઉતારવું.

મીસીસ શીરીનબાઈ દા૦ તારાપોરવાલા.

## તરકટીઓ હાર્યા.

### પ્રકરણ ૩ જું.



ર્નલ પીઅર મેકલીન, આપણે કહ્યું તેમ તે બાદશાહનો માનીતો હતો અને તે શેહેરનાં ચોક્કસ પ્રગણાની દરબારમાં લશકરી કાયદાનો ઈનસાફ કરનાર હતો. મેજર ઝાક બ્રામો જે પેલી સાહેલીનો આશક હતો, તે કર્નલના હાથ નીચેનો હતો; અને તે ગર્વીષ્ટ કીનાખોર માણસે પોતાના હરીફનો નાશ કરવાનો ઠરાવ કીધો. જો તેને નોકરી પરથી બરતરફ કરે, તોપણ "મારી" તેને ચાહે. હજી તે ભયંકર હરીફ હતો, અને તે કર્નલે સોગંદ લીધા કે તેનો જીવ લેવો. પોતાની મતલબ પાર પાડવા તેણે મેજર બ્રામોનું લશકરી દફતર તપાસ્યું, અને સેહેજ તણખાં જેવી ખામી જણાઈ, જે તેણે આતુરતાથી ઉપાડી લીધી. "બુલો" ની કતલ પછી તે રાત્રે અતીશય હાકેલો હોવાથી પોતાની જગા પરજ ઊંઘાઈ ગયો. બોગજોગે આ ખબર તે કર્નલને મળી, અને તેણે નીશ્ચય કીધો કે તેને વાંકની શીક્ષા દાખલ મોતની ટેપ મારવી; પણ ઝાકને તો કર્નલને જણાવ્યા વગરજ નોકરી પરથી બરતરફ કીધેલો હતો. એવા ગુચવાડામાં તેણે એક પક્કા અમલદારની સલાહ લીધી, જેણે કહ્યું કે તે જુવાન ઝાકને પાછો નોકરીપર રાખવો જોઈયે, અને પોતાની જગા ઉપર ઊંઘાઈ જવાના વાંક સારૂ ફરીથી તપાસ ચલાવવી જોઈયે.

કર્નલ જોકલીન આ સુચનાથી ઘણો મધન થઈ ગયો, અને એક અઠવાડયું પસાર થયું તેટલાં તો તે સીપાઈને પાછી પોતાની નોકરી મળી. બહાદુર બીચારો! તેને તો જરાપણ ખબર પડી નહી હતી કે કેવું છટકું તેને સારૂ ગોઠવાયું છે. હજી તો તેણે તરવાર પહેરી નહી, તેટલામાં તેને પકડવાનો હુકમ થયો, અને જો કે તેણે બહાદુરીથી પોતાનો બચાવ કીધો, તોપણ તે ગુનેહગાર ઠર્યો અને લશકરી કવાયદની જમીનપર તેને મારી નાખવાનો હુકમ થયો. તે બાદશાહની સહી સાથે તે કાગજ પાછું ફર્યું. તે મેજરને વાસ્તે કાંઈપણ આશા હતી નહી, તેણે મરવુંજ જોઈયે; તેણે પોતાની પ્રીયા પર મેહેલમાં ઘણાંક કાગળો લખી મોકલ્યાં, પણ તેણીને તે પુગાં નહી, કારણ કે તે કર્નલના જાસુસોએ તે લઈને પોતાના લુચ્ચા સોબતીઓની ટોળી વચ્ચે, ઘણીક મશકેરી કરી મોટેથી વાંચી સંભળાવ્યાં.

તે સાહેલી પોતાના આશકની ગેરહાજરીથી અતીશય ગભરાઈ. એક અઠવાડયું વહી ગયું હતું, અને તેણીના આશકે તેના હાથપર ચુમી લીધી નહી હતી, ને પ્યારના ઉભરા કાઢયા નહી હતા. તેણીને ધાસ્તી લાગી કે તેનીપર કાંઈ આફત આવી હશે અને તે સઘળાંનું મુળ તે કર્નલ હશે, એવું અનુમાન કર્યું. છેલે સરવાલે, તેની જગા તેણીએ શોધી કાઢી, ને બોંયપર બેસુદ્ધ થઈ પડી. એક ચાકર જેને તેણીએ મોકલ્યો હતો, તે ઝાકનું

કેદખાનું, તપાસ અને મોહોતની ટેપની ખબર સાથે પાછો ફર્યો. તે બોબરા તોતડા છોકરાનો હાથ પકડીને "મારી" મોટેથી બુમ પાડી ઉઠી, "પણ તેને કયારે મારી નાખવાનો છે, મને જલદીથી કહી દે, નહી તો હું તુંને હમણાં ચીરીને કટકા કરી નાખીશ."

તે છોકરો ધબરાઈને બોલ્યો, "ઓ 'મારી' મારી તરફ એવા ડોળા કાઢીને ના જો. હું તુંને કહું છું કે, આજે ત્રણ વાગે બપોરે એને મારી નાખવાનો છે."

"ત્રણ વાગે! ઓ પરવરદેગાર! હવડાં તો બે વાગ્યા છે, હવે હું શું કરૂં?"

"મારી" બાદશાહ પાસે જા.

"પણ તે મેહલમાં નથી, તે તો ફરવા ગયો છે." મારી બોલી.

"અરે! તે પાછો ફર્યો છે, ને મેહલમાં શાહજાદા સાથે પુસ્તકખાનામાં બેઠેલો છે."

"ઓ ત્યારે તો ત્યાં હું દોડી જાઊં, ને ઝાકનો જાન બંચાવવા સારૂં બાદશાહને આજીજી કરૂં. આવતી કાલે તો અમારાં લગન હતાં. ઓ! પણ એ બાદશાહે સહી કાંએ કીધી હશે? એ તો બધો જુઠ્ઠો ઢોંગ હતો. મોસકો શેહરમાં એનો જીવ બંચાવ્યો હતો, તે શું એ ભુલી ગયો કે?

જેવું તેણીએ બોલવાનું પુરૂં કર્યું, કે તરતજ તીરની માફક તેણી ઓરડામાંથી ધસી, ને બાદશાહનાં પુસ્તકખાનાં આગળ ગઇ ત્યાં સુધી થોભી નહી. છેક નજદીક ગયા કેડે તેણી જરા ઉભી રહી, પણ ઓરડામાં સઘળું શાંત હતું, અને આગળ વધવા તેણી બીહતી હતી. કદાચ નેપોલીયન અને તેનો છોકરો બંને જણાં ઊંઘાયલાં હશે, અને તેમને છેડવા તેણી ઈચ્છતી નહી હતી, પણ પ્યારે તેણીપર જીત મેળવી અને જરા પણ ઘોંઘાટ કીધા વગર તેણીએ બારણું ઉઘાડયું. તે બાદશાહ કોચપર બેઠેલો હતો, અને સઘળા ચોપડાઓ તપાસતો હતો. તેની પાસે સોનેરી કરચીયા બાળવાલો, ને ઝીણી ઝીણી આંખનો તેનો વાહાલો નાનો દીકરો—તે ડયુક ઊંઘાયલો હતો; એવો મનોરંજક દેખાવ જોઈને "મારી" થોભી, ને થોડે વારે આગળ વધવા જતી હતી.

"મારી, અંદર આવ. જો આ ડયુક કેવો શાંત મને ઊંઘાય છે. તે મારી સાથે ફરતાં, ને કુદકા મારતાં થાકી ગયો છે, ને હવે ભર ઊંઘમાં પડયો છે. તે બાદશાહ જ્યારે બોલ્યો ત્યારે મગરૂરીથી પોતાના દીકરા તરફ પેહેલાં જોયું, ને પછી તે કુમારીકા તરફ નજર કીધી. તે બોલી ઉઠયો "હં મારી, તું રડેલી લાગે છે. હવે મને તારૂં દુઃખ શું છે તે કહે."

તેણી બાદશાહના પગ આગળ પડી ને તેની રહેમભરી આંખો તરફ નજર કીધી. તેણી બોલી, "મારી આફત જબરી છે. જે મને કાલે પોતાની ધણીયાંણી કરતે, તેના મોતની ટેપના કાગળ્યાંપર તેં સહી કીધી છે."

"મારી, તું શું બોલે છે, તે મને સમજ પડતી નથી. મને ખુલાસો કર."

"મેજર ઝાક ગ્રામોને મોતની ટેપ મારી છે, ને તે ઉપર તેં સહી કીધી છે."

"ગઈ કાલે મેં એટલા બધાં તો કાગળ્યાં ઉપર સહી કીધી છે, "મારી" કે મને તે મેજરનો વાંક યાદ નથી."

"ચુલો" તરફ તે પોતાની જગા પર ઊંઘાઈ ગયો, તેને વાસ્તે તેને સજા કીધી છે."

"આહ! મને યાદ છે, એ ઘણો ગંભીર આરોપ છે, તે વાંકના બદલામાં મોતની શીક્ષા થાય છે."

તે રડતી છોકરી બોલી, "પણ જેણે તારો જાન બચાવ્યો, તેનેજ તું મારી નાખશે કે?"

"મારી" તે મેજરે કયારે એમ કીધું?"

"શું તું ભુલી ગયો કે? પેલો ઝાક ગ્રામો, જેણે મોસ્કોના મોહલ્લામાં તારા ખુનીને મારી નાખ્યો હતો તે."

"હવે મને તે યાદ આવે છે "મારી," હું તે બનાવ ભુલી ગયો નથી. પણ તેનું નામ વીસરી ગયો છું. હા, તેનું નામ ઝાકો ગ્રામો હતું.

ત્યારે તું તેને બચાવશે કેની? તે છોકરીએ જ્યારે તે બાદશાહનો બદલાયલો ચેહેરો જોયો ત્યારે તેણી બોલી, "હા હું જાણું છું કે તું તેનાં દુઃખની વખતે તેને સહાય થશે, ને બદલો વાળશે."

"હા "મારી" હું તેને બંચાવીશ."

"પણ સાહેબ, જુઓ, બે તો વાગા છે ને ત્રણ વાગે તો એને મરવાનો વખત છે."

"ત્રણ વાગે!"

નેપોલીયન તરતજ ઉઠી ઉભો થયો, અને ઘંટ વગાડયો. એક ચાકર ઓરડામાં આવ્યો. જલદીથી તે બાદશાહે છુટકારાની ચીઠ્ઠી લખી આપી, ને કાંઈ બીજી ફરમાસો તેને કહી અને તે સંદેસાઓ સાથે તેને રવાને કીધો. પવનના જેવી ઝડપથી તે સીપાઈ કવાયદની જગા આગળ ગયો. તેણે એક માણસને મુડદાની ગાડી આગળ જોયો, અને આસપાસ સીપાઈઓની હાર બંદુકો સાથે ઉભી રહેલી જોઈ.

"છુટકારો! છુટકારો! બાદશાહે તે સીપાઈનો છુટકારો કીધો છે." તે હારના અમલદારે હુકમ આપ્યો, ને તે સાહેલીનો આશક બચી ગયો. તે કરનલ ગુસ્સાથી લાલ પીળો થઈ ગયો, ને ભયંકાર સોગંદો લેવા લાગો. તે પોતાના ઘોડાપર સવાર થઈને તે જગ્યા આગળથી જતો રહયો, જે વખતે બીજા સીપાઈઓએ તે છુટા થયલા અમલદારને મુબારકબાદી આપી.

તેજ દહાડે તે કરનલને કેદ કીધો. તેની દરેક પદવી તેની પાસેથી છીણવી લીધી, અને તેને પોતાનેજ ફ્રેંચ લશકરમાંથી કાઢી મુકયો. તેણે વેર લેવાના સોગંદ ખાધા હતા. તે પૃશીયન લોકો સાથે મળી જઈને "વાતરલુ" તરફ નેપોલીયનની સામે લડયો. તે લડાઈને દહાડે એક ઇંગ્રેજ અમલદાર સાથે ઝપાઝપી કરતાં તે માર્યો ગયો.

તે છુટકારાને દહાડે "મારી" ને ઝાક ગ્રામો લગનના ગાંઠથી જોડાયાં, ને બાદશાહે ખુશીથી પોને તે સાહેલીને આપી. તે ખુશાલી ભર્યાં લગન હતાં, અને નેપોલીયનની હાર પછી તે સુખી જોડાંએ લ્વાર નદીના કીનારાપરનાં એક સુંદર ઘરમાં પોતાનું રહેઠાણ કીધું, ને ઘણું સુખી જીવ્યાં.

[સાંધણ પુરં.]

ખુરશેદ.



## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

### મી સી સ   કા ર લા ઈ લ.

જનમ ૧૮૦૧-મરણ ૧૮૬૬.



મીસીસ કારલાઇલિનો જન્મ ૧૮૦૧ માં હેડીંગટન નામનાં ગામમાં થયો હતો. તેણી તે ગામના ડાકટર નામે જોન વેલ્સની એકપુરી બેટી હતી. તેણીને કેળવણી આપવા માટે તેણીનાં માબાપ વચ્ચે હમેશ મતફેર પડતો હતો. તેણીનો બાપ તેણી છોકરો નહી હોવાથી બળાપો કરતો હતો, પણ કુદરત એ બાબમાં તેની સામે હોવાથી, તેણે ઠેરાવ કરયો કે તેણીને એક છોકરાની બરોબર કેળવણી આપી, આ ખોટ પુરી પાડવી. પણ તેણીની મા આ બાબદની સામે થતી અને આ નાની છોકરી તેઓ વચ્ચેની તકરાર અજાયબીથી સાંભળતી: તેણીના બાપને કોઈ પણ રીતે દુઃખી કરવાનું તેણીને ગમતું નહી હતું, તેથી આ બાબદ પોતાનાં હાથમાં લેવાનો તેણીએ ઠેરાવ કરયો અને એક છોકરાની માફક કેળવણી લેવાનું પોતાની મેળે શરૂ કરયું. તેણીએ પેહલાં લેટીન શીખવા માંડયું, અને થોડા વખતમાં ઘણો મનમાનતો અભ્યાસ કરયો; પણ આ સઘળું તેણીએ સર્વેથી છુપું રાખ્યું હતું. પણ જયારે તેણીના બાપને એ વીશેની ખબર થઈ ત્યારે તેના હરખનું શું પુછવું ? અને તેણીની મા પણ હવે વધારે વાર સામી થઈ શકી નહી. હવે તેણીને માટે કોઈ સારો શીક્ષક તેણીનો બાપ શોધવા લાગ્યો અને એડવરડ અરવીંગ નામનો એક શખસ તેણીને માટે મળ્યો. ઘણાંક વરસો સુધી તેના હાથ હેઠળ તેણીએ કેળવણી લીધી, અને તેનાં એક દોસ્ત નામે થોમસ કારલાઈલને ડાકટર વેલ્સનાં ઘરમાં દોસ્તી કરાવનાર પણ તેજ હતો. આ દોસ્તી પછી આઠ વરસે એટલે ૧૮૨૬ માં મીસ વેલ્સ અને મી૦ કારલાઈલનાં લગન થયાં. તેઓ પેહલાં એડીનબરો શેહેરમાં જઈ વસ્યાં, પણ પૈસાની તંગીને લીધે તેઓને બીજી નાની એકાંત જગાએ જવાની ફરજ પડી. ત્યાં ૭ વરસ તલીક આ સુંદર, ભણેલી, અને હસમુખી મીસીસ કારલાઇલિને ઘરનું સઘળું કામકાજ પોતાને કરવું પડતું હતું, અને તેણીની તંદરોસ્તી હમેશની નાજુક હોવાથી તેણીને પુશકળ ખમવું પડતું હતું. આસ્તે આસ્તે તેણીની નબળાઈ વધતી ચાલી અને ૧૮૬૬ માં તેણીનો અંત આવ્યો. તેણીનાં મોતથી મી૦ કારલાઈલને સખત ફટકો લાગ્યો અને ગમમાં ને ગમમાં તેણી પછી થોડુંકમાં તે પણ મરણ પામ્યો. મી૦ કારલાઈલે પોતાનાં મરણ અગાઉ મીસીસ કારલાઈલનાં કેટલાંક લખાણો એકઠાં કરયાં હતાં, કે જે તેનાં મોત પછી પ્રગટ થઈ બાહેર પડયાં હતાં.

### સા રા હ   મા ર તી ન.



આપણુ માહેલાં ઘણાંખરાં જણને જ્યારે કાંઈ સારાં કામમાં જોડાવાની માંગણી કરવામાં આવે છે, ત્યારે કહે છે કે "જો મારી પાસે પૈસા અને ફુરસદ હતે તો હું તે જરૂર કરતે." પણ અંહી તેઓને યાદ આપવું જોઈયે કે, જેઓ ખરાં જીગરથી આ દુન્યામાં ભલું કામ કરી જવા માંગતાં હોય, તેઓને દોલત યા ફુરસદની કાંઈ પણ ગરજ હોતી નથી.

આવી રીતનો ધડો આપણુને સારાહ મારટીન નામની એક દરજણ સ્ત્રી કે જેનો જન્મ ૧૭૯૧ માં થયો હતો, તેણી આપી ગઈ છે. તેણી પોતાનું ગામ કે જ્યાં તેણી વસ્તી હતી, ત્યાંના બંધવાઓની નીતી સંબંધી હાલત સુધારવાને બહુ મેહનત કરતી હતી. આ ગરીબ સ્ત્રી, કે જેણી પોતાનીજ મેળે કેળવણી લીધેલી અને પોતાનીજ આપ કમાઈથી ગુજરાન કરનારી, કોઈ પૈસાદાર અને ભણેલો શખસ ન કરે તે કરતાં વધારે પોતાની ગરીબાઈમાં આટલું બધું કરી શકે, એ શું ઘણું અજાયબ જેવું નથી ?

જ્યારે સારાહ મારટીને પેહલાં બંદીખાનાંની મુલાકાત લીધી ત્યારે ત્યાંના બંધવાઓની હાલત તેણીએ ઘણી ખરાબ દીઠી. તેઓને કાંઈ પણ જાતનું નીતી સંબંધી શીખવવાનું," અને ધર્મ સંબંધી ગ્નાન જેવું કાંઈ હતું નહી, પણ આ સઘળાંમાં આ નાની નરમાસવાળી દરજણે ઘણો ફેરફાર કરયો.

૧૮૧૯ માં એક ઓરતને પોતાનાં બચ્ચાં તરફ હેવાનપતભરી ચાલ ચલાવવાને માટે બંદીખાને નાખી ત્યારે સારાહ મારટીનની દયાળુ લાગણી ઘણી ઉશકેરાઈ. તેણીએ કોઈ પણ મોટા માણુસ તરફથી રજા મેળવ્યા વીના બંદીખાનાનો દરવાજો બીહતાં બીહતાં ઠોકયો અને તે ઓરતને જોવાની ઈચ્છા બતાવી. તેણીએ આ વીશે કોઈને પણ ચેતાવ્યું હતું નહી; પોતાની બપાઈ કે જેની સાથે તેણી રહેતી હતી, તેણીને પણ ખબર કરી હતી નહી. તેણી બીહતી હતી કે રખેને દુન્યાનાં લોકો તેણી ઉપર ઉલટી પડી બોલે કે, "એ વળી પોતાની હુશયારી બતાવવા નીકળેચ, યાને એ ઘાતકી ઓરત સાથ એને શું કામ પડયું ?" ઈત્યાદી, કે જે એણીને બીલકુલ પસંદ હતું નહી. પણ તેણી પેહલાં બંદીખાનામાં દાખલ થવા પામી નહી; તેણીએ ફરીથી તજવીજ કરી અને બીજી વાર કાંઈ પણ અડચણ વીના દાખલ કરવામાં આવી. જ્યારે તેણી

તે બંદીવાનની સામે જઈ વાત કરવા લાગી, ત્યારે પહેલાં તો તેણીને ઘણો તોછડો જવાબ મળ્યો; પણ જ્યારે તે ગરીબ બીચારીને કહેવામાં આવ્યું કે સારાહ મારટીન ખરેખરીજ દયાળુ લાગણીથી તેણીની પાસે આવી છે, ત્યારે તેણી એકદમ રડી પડી, અને પોતાના પેહલા તોછડાઈભરયા જવાબ માટે ઘણીક માફ માંગી અને તેણીનો ભારે ઉપકાર માની તેણીનાં પરોહણાને અરજ કરવા લાગી કે, કાંઈપણ કરી તેણીને સારી સ્થીતીમાં લાવવાની મદદ કરવી.

તે દહાડેથી સારાહ મારટીન બંધવાઓની સ્થીતી સુધારવાને માટે પોતાનાં તન મનથી મેહનત કરવા લાગી. તેણી પોતાનું સીવવાનું મુકી દઈ શકી નહી. તેણી ૧૦ આનાને રોજે ઘરાકોને ત્યાં કામ કરવાને જતી. તેણીનો પહેલો ઠેરાવ એ હતો કે, અઠવાડયાંનો એક દહાડો બંદીખાનાને લગતાં કામમાં રોકવો. તેણીએ તેઓને લખતાં અને વાંચતાં શીખવવાનું સરૂ કરયું; પોતે જાતે ઘણી ધર્મચુસ્ત હોવાથી જ્યારે તેણીએ જોયું કે, ત્યાં બંદગી જેવું કાંઈ નથી, ત્યારે તેણીનો જીવ ઘણો કચવાયો, પણ થોડાક બંધવાઓને દર રવીવારે સાથે એકઠા થઈ બંદગી કરવાને તેણીએ સમજાવ્યું. આ માટે તેઓને ઉલટ આપવાને તેણી પોતે હાજર થતી અને તેઓની સાથે પોતે પણ બંદગી કરતી. તેણી તેઓ ઉપર કોઈ પણ જાતની હકુમત યા સત્તા ચલાવતી નહી, પણ તેઓ પાસથી ઘણી નરમાસ ભરી રીતે કામ લેતી.

કોઈ પણ વેળા તેણી બંદીખાનાના ઉપરી પાસેથી બંધવાઓ ઉપર કાંઈ પણ જાતની હકુમત ચલાવવાની સત્તા લેવા ગઈ હતી નહી; તેઓની મરજીની સામે થઈ કામ લેવામાં તેણી ડહાપણ સમજતી હતી નહી. તેઓ ઉપર તેણીનો વગ કાંઈ થોડો નહી હતો; સર્વે જણ તેણી ઈચ્છતી તેમ ખુશીથી કરતાં, કારણ કે તેઓ જાણતાં કે તેઓનાંજ ભલાંને માટે તેણી આટલી ઈંતેજાર હતી. તેઓ કદી પણ તેણી તરફ અપમાન ભરી અથવા બેઅદબ રીતે વર્તતા હતા નહી, પણ હમેશ માનની નજરે જોતા હતા.

આટલું કરયા પછી તેણીએ પોતાના વીચારો બંધવાઓ માટે કાંઈ કામ સોધવામાં રોકયા. એક ગ્રહસથે તેણીને ૧૦ રૂપ્યા આપ્યા, કે જેમાંથી નાહનાં બચ્ચાંઓનાં કપડાં બનાવવાની ચીજો વેચાતી લઈ, બંદીવાન ઓરતો પાસે તે સીવાડયાં અને પછી તેને વેચીને, જે કીંમત આવી તે તે ઓરતોને વેહચી આપી. આસ્તે આસ્તે તેણીને નાણાંની મદદ થવા લાગી, અને કામ વધતું ચાલ્યું. આથી બેવડો ફાયદો થયો. પહેલું એ કે, ઓરતો સીવતાં શીખી અને બીજું, દરેક જણ નાણાંની નાહની રકમ કમાવા લાગ્યું, કે જે તેઓ જ્યાં સુધી બંદીખાનેથી છુટે ત્યાં તુલીક ઊંચી રાખી મુકવામાં આવતી હતી. આ રકમથી, છુટેલા બંધવાને પોતાની જીંદગી ભવીષ્યમાં પ્રમાણીકપણે ગુજરવાને એક સારી તક મળતી હતી.

સારાહ મારટીન આ ઉપર મુખ્ય કરીને ઘણું ધ્યાન આપતી. બંદીખાનેથી તરતનો નીકળેલો એક મરદ યા ઓરત કે જેનાં નામને કલંક લાગેલો હોય, તેઓને વારેઘડીએ પોતાનું ગુજરાણ કરવાને કાંઈ ને કાંઈ ગુનાહ કરવાની ફરજ પડે છે, તેથી તે અટકાવવાને સારાહ મારટીને ઘણીક યુકતીઓ રચી. તેણી તેઓ માટે આબરૂદાર ઘરમાં નોકરી સોધતી, તેઓના આગળા ઘણીઓ પાસે જતી, અને ફરીથી એક વાર તેઓને તપાસવાને આજીજી કરતી; અને કોઈને જુદા જુદા ધંધાપર લગાડવાની તજવીજ કરતી.

ઘણાંક વરસો તુલીક અતી સબુરી અને ખંતીપણાથી તેણી એ કામ કરયા કીધું, અને તેટલો વખત તેણી આખાં શેહેરમાં જાણીતી થઈ ગઈ. ૧૮૨૬ માં તેણીની બપાઈ મરણ પામી, જે તેણી માટે એક નાની રકમ મુકી ગઈ, અને તે પછી થોડા વખતમાં તેણીએ પોતાનું સીવવાનું કામ છોડી દીધું. ઘણીક તરફથી તેણી ઉપર નાણાંની ભેટ આવતી, પણ તે સઘળું બંધવાઓ ઉપરજ ખરચતી. ૧૮૪૦ માં એટલે ૨૧ વરસ બંદીખાનાને લગતું કામ કરયા પછી તે ગામની એક કમીટીએ તેણીને એક પગારની રકમ બાંધી આપવાને કહ્યું. પહેલાં તેણીએ સાફ ના પાડી, કારણ કે બંધવાઓ તેણીને તેઓનું ભલું ઈચ્છનાર દોસ્ત તરીકે ન ગણતાં એક પગાર લઈ કામ કરનાર તરીકે લેખે એ તેણીને ઘણું દુઃખ ઉપજાવનાર હતું, પણ આ તેણીનો વીચાર ઘણો ભુલ ભરેલો હતો એમ સમજાવવા છતાં તેણીએ હા પાડયું નહી. આ પછી બીજે વરસે તેણીની તંદરોસ્તી લડવા લાગી, જેથી ઘણીક મેહનતે કમીટીએ તેણી ઉપર વરસ દહાડે ચોકસ રકમ મોકળવાનું કબુલ કરાવ્યું, પણ આ પછી તેણી લાંબો વખત જીવવા પામી નહી. તેણી ૧૮૪૩ ના અકટોબર મહીનાની ૧૫ મી તારીખે સ્વર્ગવાસી થઈ. તેણીનું નામ તે શેહરમાં હજી તુલીક માનથી યાદ કરવામાં આવે છે.

## દાનાવોની નશીયંત.

૧. ઈનસાનનાં મગજનો ગંજ તે નેક અક્કલ છે. એ ખજાનો કદીબી કમ થતો નથી, પણ જેમ જેમ ખરચાય તેમ તેમ તેમાં વધારો થતો જાય છે.

૨. નેકઅક્કલ અને પવીત્ર મનનું આદમી બંધે જેહાંન જોઈ શકેછે.

૩. તનની પવીત્રાઈ કરતાં મનની પવીત્રાઇ ઉત્તમ છે.

૪. ખરો નેકનામ તેજ કે જેનું બોલવું રાસ્ત અને સ્વભાવ ખુશ.

૫. ખરી સખાવત તેજ કે જમણે હાથે આપે તે ડાબો હાથ જાણે નહી, યાને છુપી સખાવત.

૬. ઘણો દલગીર તેજ કે જેને અતીશ્ય લોભ હોય.

૭. ઘણો દુઃખી તેનેજ જાણયો કે જે પોતાની હાલત પર સબુરી ન કરતાં બીજાંની અદેખાઈ કરે.

૮. ખરો તવંગર તેજ કે પોતાના પેદાના કરનારની યાદ સાથે પોતાની હાલતના સુગરાના કરે.

૯. ખરો જોરેમંદ તેનેજ કહેવો કે ગુસ્સાને મારીને ઝનુનને પોતાના તાબામાં રાખે.

૧૦. પથર કરતાંબી સખત તે બખીલ આદમીનું દીલ છે.

૧૧. જેણે પોતાના પવીત્ર ધરમ પર એતેકાદ નહી રાખયો અને યજદાંના સુકરાંના નહી કીધાં, તે શખસ ખરેખરો સીહા દીલનો છે.

શીરીન દાવર.



## બેનજામીન ફ્રાંકલીન.




**નજામીન** ફ્રાંકલીન ઉત્તર અમેરીકાનાં બોસ્તન શેહેરમાં જન્મયો હતો. એનો બાપ એક ગરીબ માણુસ હતો; તે અમેરીકામાં મીનબત્તી બનાવવાનું કામ કરતો હતો. તેણે પોતાના એકપુરા બેટા બેનજામીનને છાપવાનું કામ શીખવા એક છાપનારને ત્યાં ચાકરી રાખ્યો હતો. જે કાંઈ છાપવામાં તે કમાતો હતો, તે સરવે પૈસા બાપને આપતો હતો, અને ફુરસદને વખતે ચીનાર પાડવા તથા ચીત્રો રંગવા મંડતો હતો. બેનજામીનને ચીતારવાનું તથા રંગવાનું સારૂં આવડતું હતું. તે સગીઓ રંગતો હતો અને રંગીને વેચતો હતો. જે કાંઈ પૈસા તેને રંગવામાં મળ્યા હોય તેમાંથી તે નામીચાં પુસતકો ખરીદ કરતો હતો. તેને નામીચા પુરૂશોના હેવાલો વાંચવાનો ઘણો શોખ હતો. બેનજામીન વીશ વરસનો થયો ત્યારે ઉત્તર અમેરીકામાં ફીલાડેલ્ફીયા નામનાં શેહેરમાં જઈ રહયો, અને ત્યાં છાપવામાં તથા નવાં કામો શીખવામાં વખત કહાડતો હતો. ત્રણુ વરસ ફીલાડેલ્ફીયામાં રહેવા પછી તેને ત્યાં ન ગમવાથી તે લંડન શેહેરમાં ગયો અને ત્યાં એક પ્રખ્યાત થયલા છાપનારને ત્યાં કામ ચલાવ્યું; તેને સારો પગાર મલતો હતો. બેનજામીન અક્કલ હુશયારીથી તેના શેઠનો ઘણો માનીતો થયો હતો. બે વરસ લંડનમાં રહેવા પછી તે પાછો ફીલાડેલ્ફીયા ગયો, અને ત્યાં પોતાનો વખત આગળની માફક ચીતારવામાં કહાડતો હતો. એના પડોશીઓ એની ભલી ચાલ તથા ઉદ્યોગી મનથી ઘણા ખુશી થતા હતા અને તેઓથી બની આવે તેટલું કામ બેનજામીનને સારૂ લાવતા હતા. બેનજામીન ત્રીશ વરસનો થયો ત્યાર તેણે વરતમાન પત્ર છાપવાનું કામ લીધું. તે વરતમાન પત્રનું કામ તેણે એવી હુશ્યારીથી ચલાવયું કે તે વરતમાન પત્રનો ઘણો ફેલાવો થયો, અને તેથી એને ઘણો નફો મળતો હતો. બેનજામીન ફ્રાંકલીન પોતે ઘણો સાદો પોશાક પેહેરતો હતો. બેનજામીન બત્રીશ વરસનો થયો ત્યારે એનો મોભો લોકોમાં ઘણો વધી પડયો. તે પોતાનો ફુરસદનો વખત હાકેમોની મંડળીમાં કહાડતો હતો. ફીલાડેલ્ફીયા શેહેરમાં કાંઈ કામકાજની સલાહમાં બેનજામીનનો મોટો ભાગ હતો, અને તેની સલાહો લેવાની હતી. તેને ફીલાડેલ્ફીયામાં ચેન નહી પડવાથી તે જુદે જુદે દેશ ફરવા લાગો; અને દેશો ફરીને જેવા ઘણું ગમતું હતું; ત્યાંથી તેણે ઘણી વીદ્યાની શોધો કીધી હતી. ૧૭૫૨ ના સાલમાં તેણે ઇલેક્ત્રીસીટી સોધી કહાડી હતી, અને સરવેને બતાવી આપયું કે (lightning) વીજળી તથા ઇલેક્ત્રીસીટી એકજ વસતુ છે. ત્યાર પછી પણુ એણે ઘણી કામની શોધો કીધી હતી. બેનજામીનની શોધો થયા પછી સરવે જુદી જુદી શોધો કરવા લાગાં. બેનજામીન ફ્રાંકલીનનું નામ આખાં યુરોપ તથા અમેરીકામાં અને બીજાં શેહેરોમાં પ્રખ્યાત થયું હતું. બેનજામીન આવી શોધો કરી માન મેળવી મોટી ઉમરે આ બોહળી દુન્યા છોડી તે દુન્યામાં બેહેસતનું મુકામ લેવા ગયો. તેનાં મરણુથી આખાં યુરોપ શેહેરમાં, તથા તેની જન્મ ભુમી બોસતનમાં તથા અમેરીકામાં મોટી દલગીરી ફેલાઈ હતી.

**નવાજબાઇ અરદેશર શેઠ.**

## મીસીસ હચીનસન.




સીસ લુસી હચીનસન તા૦ ૧૧ મી જુલાઈ ૧૬૮૮ ને દીને જનમી હતી. એનો બાપ મી૦ કુક એક તવંગર ગ્રહસ્થ હતો. લુસી નાની ઉમરમાંજ મા વીનાની થઈ હતી. તેણી સત્તર વરસની ઉમરમાંજ કવીતા તથા કીસ્સા લખનારી તરીકે પ્રખ્યાત થઈ હતી. લુસી વીસમે વરસે મી૦ હચીનસન નામનાં વેપારી સાથે પરણી હતી. તેણીનાં લગનની ત્રણુ મહીના અગાઉ શીતળાએ તેણી ઉપર ગલબો કર્યાથી તેણી બહુ આજારી પડી હતી. એ કારણુથી તેણીનું ખુબસુરત મોહોડું બેડોળ થઈ ગયું. તેણીનાં સગાં વાહાલાં તથા બીજાં લોકો સમજયાં કે હવે મી૦ હચીનસન તેણીની સાથ પરણુશે નહી; પણુ સર્વેની અજાયબી વચ્ચે, લુસી સાજી થઈ તેવીજ મી૦ હચીનસને લગનની માંગણી કીધી.

તેઓનાં લગન ઘણી ધામધુમથી થયાં હતાં. મી૦ હચીનસનનાં લુસી સાથે લગન થવાથી સર્વે તેઉણુને હસવા લાગાં અને મશકેરી કરવા લાગાં કે, "શું જેઈને લુસી સાથે તમો પરણુયા છો?" મી૦ હચીનસન સર્વેને હસીને જવાબ દેતો હતો કે "હું કંઈ લુસીની ખુબસુરતીપર નથી પરણુયો, પણુ એણીની ચાલચલણુ જેઈને પરણુયો છું."

થોડાં વરસમાં મીસીસ હચીનસનનો બાપ મરણુ પામયો અને સઘળી દોલત પોતાની એકપુરી બેટીને વાસ્તે મુકી ગયો. તે દોલતનો ઉડાઉ ખરચ નં કરતાં સદગુણી લુસીએ તે દોલતમાંથી ગરીબ લોકો માટે ધરમનું દવાખાનું તથા આસપીટાલ બધાવી. લુસી પોતાના વાહાલા બાપનાં મરણુથી દુઃખી હતી તેટલાંમાંજ તેણીની ઉપર બીજે ગજબ આવી પડયો. તે ગજબ એ કે, તેણીનો ભરથાર મી૦ હચીનસન બેજાંની તાવથી મરણુ પામ્યો. લુસી ભરથારનાં મરણુથી ઘણીજ દુઃખી થઈ ગઈ અને તેની પછી બે વરસે આ સદગુણી, દયાળુ અને ભલી બાનુ પણુ મરણુ પામી.

**આલાં દાદાભાઈ ઓનદર.**



## દોલત.



રેક માણસ દોલત મેળવવાની ખાહેશ રાખે છે, કે જેથી જીંદગીની ઘણીક સગવડો મેળવી શકાય છે.

પૈસો ત્રણ રીતે મેળવી શકાય છે; દગાફટકાથી, તેમજ કોઈને વારસામાં મળે છે, અને કોઈ પોતાના પસીનાથી ખરી મેહેનતે મેળવે છે.

આપણા દેશમાં મારવાડીઓ અને પશ્ચીમ તરફના દેશોમાં યાહુદીઓ પૈસાની ખરી કીમત જાણે છે, કે જ્યારે આપણા પારસીઓમાં મોજ મજાહ, ખાવા પીવા તથા ફેશનેબલ કપડાંમાં પૈસો ગુમાવે છે અને પોતાની આવક કરતાં વધારે ખરચ કરે છે; વળી અગરજો તેની સ્ત્રી કેળવણીથી બેનસીબ રહેલી હોય છે તો તેમાં વધારો થાય છે અને મારવાડી તથા સાહુકારોનો આશરો લેવો પડે છે. યંગ કરીને એક જાણીતો લખનાર કહે છે કે—

Much learning shows how little mortals know; much wealth how little worldlings can enjoy.

એક કંજુસ દોલતમંદ શખ્સને હમેશાં ફીકર રહે છે કે, રખેને તેની દોલત કોઈ ચોરી જાય અથવા ગુમાઈ જાય, કે કોઈ પૈસો મેળવવા ખાતર તેને મારી નાખે, અને તેથી તેને બરાબર ઊંઘ પણ આવતી નથી, કે જ્યારે એક ગરીબ માણસ કે જેને પોતાની દોલત ખોહવાઈ જશે એવી કંઈ ધાસતી નથી, તે સારી રીતે ઊંઘ કહાડે છે.

જેમ જેમ તે વધારે પૈસો મેળવે છે તેમ તેમ તે વધારે લોભી અને આપસ્વાર્થી થતો જાય છે, પણ કહેવત છે કે, સુમનો પૈસો સખી ખાય, તેમ તે કંજુસનો પૈસો તેના છોકરાઓ અથવા બીજા કોઈના હાથમાં જવાથી સારી રીતે વપરાય છે. ઇંગલંડનો રાજા સાતમો હેનરી અતીશય કંજુસ હતો, પણ તેનાથી ઉલટોજ તેનો છોકરો આઠમો હેનરી નીવડયો, જેણે ટુંકુ મુદતમાં પોતાના બાપની મેળવેલી દોલત ગુમાવી દીધી.

એક બીન કેળવણી પામેલો શખ્સ પોતાને પૈસાનાં જોરે ગરીબ વર્ગનાં લોકોને દુઃખ દેવામાં પોતાની ફરજ સમજે છે, પણ જો તે શખ્સ દુન્યાદારીનાં કામથી વાકેફ હોય તો તે ગરીબ લોકને મદદ કરવાને અને તેઓને દુન્યાની સગવડ આપવામાં પોતાની ફરજ સમજે છે. જેમ કે રીલડીંગ કહે છે કે—

'Riches without charity are nothing worth.'

"સખાવત વગરની દોલત કોડીને કામની નથી." સેનટસ કહે છે કે—

Riches rightly used breed delight, pleasure, profit and praise; but to him that abuseth them, they procure envy, hatred, dishonour and contempt.

"પૈસો ખરી રીતે વાપરયો હોય તો તેથી ખુશી, મજાહ નફો અને વખાણ મળે છે, પણ જો તેનો ખરાબ ઉપયોગ કરે તો અદેખાઈ, ધીક્કાર અને અપમાન મેળવે છે."

કેટલાક નીચ ખવાસના લોકો બીજાની દોલત જોઈને અદેખા થાય છે, પણ જેમ શેકસાદીએ કહેલું છે કે "કાનચીમોડી સુર્યને જોઈ શકતી નથી તેમાં સુર્યનો શું વાંક, તે કાળો થાય તે કરતાં બેહતર છે કે એવી હજાર આંખો આંધળી બને." તેમજ હજારો ગરીબ લોકોને આસરો આપનાર એક સખી દોલતમંદ શખ્સની પડતી થાય તે કરતાં બેહેતર કે એવા બદબખ્તો નાશ પામે.

કેટલાકો પોતાને મોટા સખી ગણીને મનમાં મગરૂરી માને છે, પણ તેવાઓએ હાતમ તાઈનો દાખલો લેવો જોઈએ કે, જ્યારે તેને પુછવામાં આવ્યું કે તેનાં કરતાં સખી કોઈ બીજાને જોયો છે અથવા સાંભળ્યો છે, ત્યારે તેણે જવાબ દીધો કે, "હા, એક દીવસ મેં ચાલીસ ઉંટોની કુરબાંની કરી હતી તેમાં આરબના અમીરોને ખાવા બોલાવ્યા હતા, પછી હું કંઈ કામસર જંગલ તરફ ગયો, જ્યાં મેં એક કઠીયારાને દીઠો કે જે એક કાંટાનો બારો બાંધતો હતો. તેને મેં પુછયું કે, તું શા માટે હાતમ તાઈની મેજબાનીમાં સામેલ થતો નથી, કે જેને ત્યાં ખાવા માટે શેહરનાં તમામ લોકો એકઠાં થયાં છે?" તે કઠીયારાએ જવાબ દીધો કે જે કોઈ પોતાની મેહેનતની રોટી ખાય છે તે હાતમ તાઈનો ઉપકાર ખેંચતો નથી. હાતમ તાઈ કહે છે કે "મેં તેને ઈનસાફ આપ્યો, કેમકે તે મારા કરતાં વધારે સખી અને ઉદાર માલમ પડયો."

પારકા શખ્સની દોલતપર મોહોતાજ રહેવું તેના કરતાં ખરી મેહેનતે મેળવેલા પૈસાપર શુકર કરવો વધારે સારું છે. શેખસાદી કહી ગયો છે કે "તારાં તન ઉપર તંગી અને ભુખમરો ખેંચી રાખ, પણ કોઈ કમીના શખ્સ આગળ કાંઈ માંગવા માટે તારો હાથ લંબાવતો ના; કોઈના ઉપકારના બોજાથી તારી પીઠ વાંકી થાય તે કરતાં ભલું એ કે તું તારી આરજુને દુર કરે."

મીસીસ જરબાઈ ફીરોજશાહ કરાકા.

---

ડયુક આફ નીવરને કાઉનટેસ આફ રોચફ્રટ સાથ પુરાણી દોસ્તી હતી, અને તેની એક પણ સાંજ તેણીને મળ્યા વીના જતી હતી નહી. તેણી એક વીધવા હોવાથી, અને તે પણ રંડાયલો હોવાથી તેના એક દોસ્તે તેને પુછયું કે, તે તે બાનું સાથ પરણતો કાંય નહી.

"મેં ઘણીવાર તેમ કરવાનો વીચાર કરયો," ડયુકે જવાબ દીધો, "પણ ફકત એકજ ચીજ મને તેમ કરતો અટકાવે છે, અને તે એ કે, હું મારો ઘણો સાંજનો વખત કયાં પસાર કરું?"

---

નાની નાજા—મમા, મને એક નવી ઢાલ અપાવો, કારણ મારી જુની ઢાલને તેની મેં ઉમર પુછી તો તે ઘણીજ સરમાઈ ગઈ.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૬ મું.—હાવાયન ખેલો.

મંગલવાર, તા૦ ૨૬મી ડીસેમબર—હમે આઠ વાગતે કીનારે ગયાં, જ્યાં હમારે સારૂ મી૦ લીમેન ખોતી થતા હતા. હમે બે ગાડાંઓ ભરી નાસતો બનાવવાનો સામન તથા ચીત્ર પાડવાનાં યંત્રો "રેનબો ફોલસ" ઉપર મોકલાવી દીધાં.

હાવાયન લોકો જાત જાતના ખેલોમાં ઘણાં વખણાયલાં છે, અને જે દરીઆનાં પાણીનાં શીણુ ઉપર જે તરવાનો હુનર છે, તેમાં તો તેઓ અત્યંત નામીચાં થયલાં છે. આ રમતમાં રાજાઓ પણ મોટો ભાગ લે છે, અને હાલના રાજાની બે બેહનો ઘણી પ્રખ્યાત છે. પહેલાં તો તરનારાઓ અખાતમાં, પેસીફીક મહાસાગરના ભારી મોજાઓની તળેથી ડુબકી મારી તરતા, પોતાના હાથમાં જે લાકડાના ટુકડાઓ હોય છે, અને જેને "સરફ બોરદસ" કહે છે, તે ઢકેલતા જાય છે; આ લાકડાં ચાર ફીટ લાંબાં, બે ફીટ પોહોળાં, અને બે બાજુથી અણીવાલાં હોય છે; પાછાં ફરતી વેળા તેઓ એક ઘણોજ મોટો મોજો પસંદ કરે છે, અને પછી પેલા લાકડાંના કટકા ઉપર બેસી અથવા ગુઠણ મંડયે પડી, અથવા તો ઉભાં રહી, કીનારા તરફ એક સરતના ઘોડાની માફક ધસી આવે છે. આ દેશીઓ બીજા ઘણાએક પાણીમાં તથા જમીન ઉપર ખેલો કરે છે. આ ખેલોમાં ભાલા નાખવાનું, કોના, (એક જાતનો દામ) અને તાણું, જેમાં એક માણુસ એક પથરને વચમાં મુકેલા પાંચ કપડાંના કટકાઓમાં સંતાડે છે અને તે આજુબાજુ બેઠેલાં માણુસો સોધી કહાડે, તે છે. બીજી રમતોમાં 'પારરા' કરી ઘાસ ઉપર રમાય તેવી, "પાહે" જે એક બરાબર બનાવેલી સાફ જમીન ઉપર રમાય છે તે, તથા "મેતા" અથવા "ઉરૂ મેતા" કરી છે. આ રમતમાં એક બે લાકડીઓ એક એકથી થોડી ઇંચના . તફાવતે મુકવામાં આવે છે, અને રમનાર ત્રીસથી ચાલીસ વાર દુર જઈ તે બંનેની વચમાં એક પથર નાખે છે. આ પથરને ઉરૂ કહે છે, તે એક ગોળ કઠણ પથર આસરે ૧૦ થી બાર ઇંચના ઘેરાવાનો હોય છે; એ પથર તેઓ ઘણી સંભા-



૬૫—હીલોમાં ૧૦૦ ફીટ ઉંચી ટેકડીપરથી નદીમાં કુદકો મારે છે.

ળથી રાખે છે, અને રમ્યા પછી તેલ લગાડી કપડાંમાં વીટાળી મુકે છે. કોઈ વખતે તો આ રમતમાં બે ગામની વચ્ચે સરત લાગે છે, અને તે વેળાએ ૭૦૦૦ થી ૮૦૦૦ લોક તે જોવાં એકઠું થાય છે.

આ રમતો જોઈ હમે ઘોડેસવાર થઈ પાણીનો ધોધ જોવા ગયાં. આ ધોધ ૧૦૦ ફીટ ઊંચી ટેકડી ઉપરથી પડે છે, અને એને માથે ઘણીખરી વરસાદની કમાન હોવાથી એને "રેનબો ફોલ્સ" કહેવામાં આવે છે. વરસાદ પડવા પછી ઘાસ ભીનું હોવાથી હમે એક દેશીનાં ઘરના વરંડા ઉપર જઈ બેઠાં, જ્યાંથી "હીલો" નાં શેહરનો દેખાવ ઘણોજ રળ્યામણો લાગતો હતો.

થોડાંક ચીત્રો લીધા પછી પાછાં ફરવાનો વખત થયો, અને હમે ત્યાંથી એક બગીચામાં થઈ નદીના કીનારા આગળ ગયાં. આ નદીમાં ઘણાએક દેશીઓ તરેહવાર રીતે તરતા તથા પાણીમાં ડુબકી મારતા હતા. હમુને બતાવવા સારૂ બે દેશીઓ એક સો (૧૦૦) ફીટ ઊંચી ટેકડી ઉપરથી નીચેની નદીમાં કુદકો મારવાના હતા. ટેકડીની અણી અને પાણીની વચ્ચે ૨૦) ફીટ બહાર નીકળેલો એક ખડક હતો, અને તેઓ પેલી ટોંચ ઉપરના એકજ કુદકામાં પસાર કરવાના હતા. તેઓ દોડતા દોડતા તે અણી ઉપર આવી પુગ્યા અને તુરતજ એક કુદકો મારયો. તેઓએ અરધે રસ્તે હવામાં ગોલાંટ ખાધી, અને પાણીમાં સીદ્ધા, પગ નીચે રાખી પડયા, અને એક પળમાં તો પાછા કાંઇ ન હોય તેમ તરીને ઉપર આવ્યા. એક બીજી ડુબકી તેઓએ ૮૦ ફીટ ઊંચેથી મારી. આ વખતે તેઓની સાથે એક ત્રીજો જવાન જોડાયો, જેને માટે હમોને લોકોએ કહયું કે તેને બે ત્રણ વખત અકસમાત થયો હતો, અને ગયેજ વરસે તેની કેટલીક પાંસળીઓ ભાગી ગઈ હતી, અને ૭ મહીના તુલીક આસપીટાલમાંથી નીકળી શકયો ન હતો.



૬૬—પીછાંનો હાર.

હમે નીકલ્યાની અગાઊ મેં થોડાંક "ઊ" તથા "મામો" નામનાં પક્ષીઓનાં પીછાંઓ જોયાં. આ પીછાંઓ રાજવંશી લોકો પેહેરે છે, અને ઘણાં મળતાં પણ નથી. હમણા તો કામેહામેહા રાજાની બેહેન રૂહને સારૂ એક પેહેરણ બનાવવામાં સઘળાં જાય છે. એ પીછાંની કીમત રૂ. ૩) ત્રણ હોય છે, અને તેના જે હારો બનાવે છે તે આસરે એક હજાર ને પાનસો રૂપ્યાનો એક હાર થાય છે.

હવે હમે યાટ ઉપર જઈ, આ ટાપુની ઉત્તર ભણી જવા ઈનજીન સળગાવી નીકલ્યાં. એક ઘણી દલગીરી ભરેલી કાળજી "મોલોકાઈ" નું ટાપુ જે મોઈ અને "ઓઆહુ"-ની વચે આવેલું છે, તે જોઈ ઉત્પન્ન થાય છે. એ ટાપુ જે લોકોને કોહોડ થાય છે તેઓ સારૂ રાખેલું છે. ત્યાં તેઓની સારી રીતે માવજત કરવામાં આવે છે; પણ પ્રીય વાંચનાર, વીચાર કરો કે તેઓનાં વાહાલાંઓથી છુટાં પરેલાં, અને જ્યારે પોતાને ચોકસ ખબર કે આ દુઃખ કદી પણ સારૂં થવાનું નથી, પણ ધીરે ધીરે વધીને અંત લાવશે, ત્યારે તેઓની જીંદગી કેવી દુઃખી હશે? મોલોકાઈમાં ઘણાંએક મા બાપ વગરનાં નાનાં છોકરાંઓ, તેમજ પોતાનાં છોકરાંઓને મુકી આવેલાં મા બાપો, ધણી વગરની ઓરત તેમજ ઓરતને મુકી આવેલા ધણી, એ સર્વે લોકો મોતની રાહ જોતાં ઉભાં છે. એક ફ્રેન્ચ પાદરી આ લોકોને ધરમની તથા બીજી કેળવણી આપે છે. હજુ સુધી તો તે સલામત છે, અને જો ખોદાંની મેહરબાનીથી તેને કદી પણ આ દુઃખ ન થાય, તોપણ તે પોતાને ગામ પોતાનાં સગાંઓ તથા દોસ્તો આગળ કદી પણ પાછો ફરી શકશે નહી. જ્યારે આપણે વીચાર કરયે કે બીજાઓને સારૂ તે કેવું દુઃખ ભોગવે છે, ત્યારે હવે પછીની જીંદગીમાં તેને એ માટે કેવો બદલો મળશે, તે વીશે આપણે શક રાખી શકતાં નથી. (આ પાદરી જેને વાસ્તે લેડી બ્રેસી આટલું કહે છે, તે વાંચનાર તુરત જાણશે કે, કોઈજ નહી પણ ફાધર ડેમીયન જેનું હમને થોડું થયું મરણ પામ્યા છે, અને જેઓને સારૂ દરેક વર્તમાન પત્રોમાં છપાયું હતું તેવણજ હશે.)



૬૭—લડાઇનો બાલનો હાર.

બે વાગે હમે "ડાયમંડ હારબર" જોયું અને ચાર વાગતે હમે તેની સામે આવી ઉભાં. આ કીનારે પરવાળાંના ખડકો લાગેલા છે, અને હમે ત્યાં હોનોલુલુનું બંદર પસાર કરાવી આપનાર પાઇલટની રાહ જોતાં ઉભાં. અંદર જતાં ઘણો વખત લાગ્યો, પણ હમે કીનારાથી થોડાં દુર સહી સલામત આવી ઉભાં.

બ્રેસપતવાર, તા૦ ૨૮મી ડીસેમબર—હમે બપોરનું ખાનું કીનારા ઉપર લીધું, અને ત્યાર પછી મી૦ શામ્બ્રેની સાથે નવી સરકારી ઈમારતો, જ્યાં એક સારી લાઈબ્રેરી છે તે તથા મ્યુઝીયમ જોયું. આ ચમતકારીક પદાર્થોનાં સંગ્રહસ્થાનમાં ઘણાંએક સુંદર પરવાળાંઓ, સીપો, દરીયાઈ ઝાડપાલા, જુનાં હથીયારો જેવાં કે, તીરો, કમાનો, તળવારો, ભાલાઓ, ખેલોમાં રમવાના પથરો, બાલમાં મુકવાનાં મગરમછનાં દાંતનાં બનાવેલાં ઘરેણાંઓ, કચકડાંનાં

બનાવેલાં પ્યાલાંઓ, ચમચાઓ તથા બીજાં વાસણો હતાં. ઘણાએક મનોરંજક પણ બીહામણાં લડાઈમાં પેહરવાના હારો પણ હતા. આ હારો મારી નાખેલાં માણુસોના બાલના ગુંથેલા હતા, અને વચમાં એક મગરમછનો દાંત હોય છે, જે એ દેશીઓ એક મુર્તી તરીકે ગણે છે; પણ સર્વેમાં સરસ તો પીછાંનાં બનાવેલાં જુનાં લડાઈનાં પેહરણો, તથા તોપીઓ, "ઉ," "મામો" અને "એન" પક્ષીનાં પીછાંમાંથી બનાવેલાં હતાં. તોપીઓ અસલી ગ્રીસ દેશોની, જે આપણે પુતળાંઓને માથે જોઈએ છીયે તે જાતની હતી, અને એવી સારી બનાવટની હતી કે તે ઉપરથી હમુને લાગ્યું કે આ જગ્યાના અગાઉના લોકો ઘણા શીખેલા અને હુશ્યાર હશે. કેટલીક જુની બોટોની સાથે આ ચીત્રમાં આપેલાં લડાઈમાં પેહરવાનાં મોહડાં તથા કપડાંઓ હતાં.

૧૮—હોનોલુલુનાં અસલી લડાઈનાં મોહડાં તથા પહેરવેશ.

શુક્રવાર, તા૦ ૨૯મી ડીસેમબર—આજે સહવારે રાજાની બે બેહનો પોતાના ધણીઓ સાથ હમુને મલવા આવી. એ લોકો સીવાય બીજા ઘણાં ગ્રહસ્થો તથા બાનુઓ બપોરના ખાનાનો વખત થયો ત્યાં સુધી હમારી મુલાકાત લેવા આવ્યાં હતાં; ખાના પછી હમે પ્રીન્સેસ લાઈક્લાઈકને ત્યાં ગયાં. તેવણુ મને પોતાનાં બેહન પ્રીન્સેસ કામાકેહા, જેવન "વાઈકીકી" માં રહે છે, ત્યાં લઈ ગયાં. એ બેઉ બેહનો ઈગ્રેજો સાથ પરણેલી છે અને ઈંગ્રેજી રીતભાતથી રહે છે.

સનીવાર, તા૦ ૩૦મી ડીસેમબર—આજે સહવારના મેબલ, મ્યુરીઅલ અને હું વેહેલાં ઉઠી પરવાળાંના ખડકો જોવા ગયાં. હમે ચાર પાંચ જુદીજુદી જાતનાં પરવાળાં એકઠાં કીધાં; જોકે એ ખડકો ઘણા સારા છે તોપણ "તાહીતી"ના ખડકો જેવા સુંદર નથી.

ઓહાઉ ગામમાં સનીવારે અરધો દહાડો છુટી મલે છે, અને તે સબબથી ઘણું લોક હોનોલુલુમાં આવ્યું હતું. અહીંના બગીચામાં એક વાજું વાગે છે, જે સાંભળવા હમે સાંજના ગયાં. આ વાજું તેઓ ઘણી સારી રીતે વજાડે છે, અને માણુસોની તથા ગાડીઓની ઠઠ ઘણી હતી. આ ગામમાં એક ઘણી અજાએબ જેવી ચીજ એ છે કે, અંહીના દેશી રાજાઓ તથા શાહજાદાઓને ત્યાં ઘણાં છોકરાંઓ નથી, જ્યારે ઈંગ્રેજ તથા બીજા પરદેશીઓને ત્યાંની રાસ અરધા દજનની આવે છે. આખાં રાજવંશી કુટુંબમાં એક નાની એક વરસની ઉમરની છોકરી છે, તેને પ્રીન્સેસ કોઈલાની (ખોદાની મોકલેલી) કરી નામ આપ્યું છે.

આજે રાત્રે હમે પ્રીનસેસ લાઈક-લાઈકને ત્યાં ખાણું ખાધું. ખાણું તાહીતીની માફકજ હતું. એક પોઈ કરી પક્વાન આવે છે તે રકાબીમાં આગળાં બોળી હાથે ખાવાની રીત છે. તે ઘણું ચીકટ હોય છે અને જેટલું આપણાં આંગળાંને વળગી જાય છે, તેટલુંજ ચુસીને ખવાઈ શકે છે; દરેક વખતે ખાધા પછી પાસે મુકેલાં વાસણમાં હાથ ધોવાની ટેવ છે. આ જો કે દેખાવમાં ઘણું ખરાબ લાગે છે, પણ જ્યારે કરીએ છીયે ત્યારે એટલું નથી લાગતું. ખાણું એક માંડવમાં હતું, અને જ્યારે ખલાસ થયું ત્યારે હમે ઘરમાં ગયાં, જ્યાં ચમપેન તથા બીજો દારૂ, જાત જાતનાં કેકો તથા બીસકોટો હતી. બાર વાગે હમે સલામ કરી સ્ટીમર ઉપર સુંદર ચન્દનીમાં ગયાં.

૧૯—ચેલસીડન ઈમપરેટર જાતની માછલી.

રવીવાર, તા૦ ૩૧ મી ડીસેમબર—આજે સહવારના ૭ વાગે હું તુટક ઉપર હતી ત્યારે મેં વાહાણને સમારવા સારૂ અંદર કેમ ખેંચે છે તે જોયું. એક ગાડાંમાં (૨૦) વીસ બળદો જોડે છે અને તે એક માણુસ હાંકે છે, જ્યારે વાહાણને તે ગાડાં સાથે આસરે પા માઈલ લાંબાં દોરડાંએ બાંધે છે. બળદો અને માણુસ પરવાળાંની ઉપર હોય છે.

હમે સહવારે અગીઆર વાગે અહીંના હોટેલમાં જઇ આવ્યાં, અને પાછાં રાતે જઈ હોટેલમાં ખાણું ખાઈ આવીને તુટકની ઉપર, જતાં વરસની વાત કરવા તથા આવતાં વરસમાં શું થશે તે વીચારવા બેઠાં. આ રીતે બધી ખુશાલી તથા દલગીરી, મજાહ તથા દુઃખ, આશા તથા બીક સાથે આ ૧૮૭૬ નું સાલ ખલાસ થયું.

હીરાંબાઈ ન૰ એ૰ પટેલ.

[ સાંધણ છે. ]



# સ્ત્રી નાં ભલાં કાર્યો

અથવા

## અબળાજાતની હીમત તથા સદગુણના દાખલા.

"સુંદર દાખલા આપણને ઉમદા કામો કરવાને જાગૃત કરે છે."

### પરોણાચાકરી.



એક એવો જઈફ જાત્રાળુ અથવા મુસાફર–કે જેને દરયાના મોજાએ કોઈ તોફાની કીનારાપર લાવી નાખ્યો હોય–તેને પુછો કે તુને પાછો સજીવન કોણે કીધો ને કોણે તારે વાસ્તે ચુલ્હો સળગાવી તારી આગતાસ્વાગતા કીધી? ત્યારે ઓ ભલી બેહેન! તે એકાએક પોતાનાં ખરાં અંતઃકરણથી જોશભરયા ભલુકાની ચીંગારી ઉરાડી તથા પોતાના કુમળાઈ ગયલા હાથો ઊંચે ઉચકી તુને જવાબ દેશે કે, "સ્ત્રી, સ્ત્રી, ને સ્ત્રી."

વાહાલી બ્હેનો, પરોણાગત તથા મેહમાનદારી દુન્યાની શરૂઆતથીજ અબળા જાતનું એક ઘણું વખાણવાજોગ વીશેષ લક્ષણ છે અને વળી દયા માત્ર શીખેલી તથા હુશીયાર બાનુઓમાંજ હોતી નથી, પણ જંગલી તેમજ અભણ ઓરતોમાંથી તે પરવરદેગારે એ ઉત્તમ ખુબીની નવાજેશ કીધી છે. તે બંને ઠેકાણે (એટલે ભણેલી તેમજ જાહેલ બાનુઓને ત્યાં) દુઃખી માણસ જાતને બરાબર આવકાર મળી બરદાસ્ત લેવાય છે, એટલુંજ નહી પણ ભાગેલાં વાહાણપરથી બચી ગયલા સેલરો તથા લાંબી લાંબી મુસાફરી કરી આવેલા મુસાફરો જ્યારે હજારો આપદા તથા સંકટો વેઠી પોતાને વતન પાછા ફરે છે ત્યારે અબળા જાતની દયા, પરોણાચાકરી, તથા માયાની નીસ વખાણ ગાઈ તેઓને કદીપણ ભુલતા નથી.

### એક ગરીબ સીધણની પરોણાચાકરી.

પેલા જાણીતા મુસાફર મી० મંગોપાર્કે અબળાજાતની પરોણાગતની મજાહ ઘણી વેળા ચાખી હતી તેની એક શાહદત પોતાની "ડાયરી"માં નીચે મુજબ આપે છેઃ–

"આફ્રીકાની મારી પહેલી મુસાફરીમાં–જ્યારે હું "સેગો" નામનાં શેહેરમાં કે જે [illegible] રાજધાની છે, ત્યાંના રાજાને [illegible] ત્યારે રસ્તામાં એક નદી મળવાથી ને વળી ઉતારૂઓની ગીરદી ઘણી હોવાથી મારેથી બીજે પાર જવાયું નહી અને બે કલાકવેર મને ત્યાંજ થોભવું પડયું. એટલામાં ત્યાંના રાજાને જઈને કોઈએ ખબર કીધી કે, એક સફેદ ચામડીનો માણસ એક મુરદાલ ઘોડાપર સ્વાર છે ને ફાટાં તુટાં કપડાં પેહેરેલાં છે, તે થોડા વારમાં નદી ઓળંગી તમને મળવા આવશે. આ બીના સાંભળી લઈ તુરત રાજાએ પોતાના એક સરદાર પાસે મને કહેવડાવ્યું કે "મારા હોકમ વગર તમે મને મળવા આવશો નહી, ને મેહેરબાની કરીને પાસેનાં ગામડાંમાં જઈ આજની રાત ગુજારો." (કાંકે આ વેળા સાંજ પડી ગઈ હતી.) આ ન ધારેલો પેગામ સાંભળી હું ઘણીજ દલગીરી સાથે ગામડાંમાં ગયો. પણ રાજા તરફથી કોઈ પણ ગામડવાને મને આવકાર દેવાને માટે હોકમ ન મળવાથી સર્વે જણનાં બારણાં મેં બંધ દીઠાં ત્યારે લાઈલાજ થઈ મેં ઘેરો ત્યાંથી પાછો ફેરવ્યો ને થોડેક દુર એક મોટું ઝાડ હતું ત્યાં ઉતરી ઘોડાને ચરવા છુટો મુકી જંગલી જનાવરોની બીહીકથી મારા બચાવ માટે હું ઝાડપર ચહડવાની તજવીજ કરતો હતો, તેટલામાં એક ઘણોજ મનોરંજક તથા અસરકારક બનાવ બન્યો, કે જે સીધી લોકની ચાલચલણ વીશે આપણાં મનમાં એક ઘણો ખુશનુમા વીચાર પેદા કરે છે.

એક બુઢી સીધણ કે જે આખો દહાડો મેહનત કરી પોતાને ઘર પાછી જઈ રહી હતી, તેની નજર ઓચીંતી મારી પર પડી, તેવીજ તેણી મારી આગળ આવી પોતાની બોલીમાં–કે જે હું થોડી ઘણી સહમજતો હતો–મારા વીશે માયાથી પુછપરછ કરીને મને પોતાની સાથે આવવાને ઘણી સભ્યતાથી અરજ કીધી. હું તે ઉપકાર સાથે બહાલ રાખી, તેણીની સાથે ગયો. થોડું દુર ચાલ્યા પછી હું તેણીની સાથે એક નાની પણ સુઘડ ઝુપડીમાં દાખલ થયો. મને એક ચટાઈ બીછાવી બેસાડયો, પછી ગરમ પાણી તપાવી મારી આગળ લાવી મુકયું, અને થોડા વારમાં સાદો પણ સ્વાદીષ્ટ ખાણો તૈયાર કરી મારી આગળ લાવી મુકયાં. મેં તે પરમકૃપાળુ સાહેબના હજારો હજાર સુકરાના અદા કરી તથા આ ભલી બાઈનો આભાર માની ખાધું. ત્યારબાદ તેણીએ પોતાને હાથે એક નરમ બીછાણું કરી મને સુવડાવ્યો, ને પોતાની બે બેટીઓ કે જે ઘણી તાજુબીથી (મુખ્ય કરીને મારી સફેદ ચામડી) નીહાળતી હતી, તેઓને પોતાનું કામ લઈ વગે લગે થઈ જવા કહ્યું. તેઓ આ હોકમ પ્રમાણે ખુશી સાથે પોતાનાં કામમાં મશગુલ થઈ ગીત ગાવા લાગાં. પહેલે તો આ ગીત મારી સહમજમાં આવ્યું નહી, પણ આસ્તે આસ્તે મને સહમજ પડવા લાગી કે તેઓ મારે માટે એક નવું ગીત જોડી કહાડી ગાતાં હતાં. આ ગીત સાંભળી મારાં દીલપર અતીસ્ય અસર થઈ ને ઉપકારનાં આંસુ પોતાની મેળે મારાં નેણોમાંથી ટપકવા લાગાં. તે સાદાં પણ ખરેખર મધુર તથા અસરકારક ગીતનો નીચેલો સાર હતોઃ–

"વરસાદ ઘણો પડી રહયો છે, ને વીજળી તથા હવાપણ સીંહની પેઠે ગર્જના કરે છે. આ ગરીબ ગોરો માણસ અમારાં

નાનાં ઝુંપડાંમાં આવી વીસામો લે છે. અહીં એની માતા નથી કે એને વાસ્તે દુધ લાવે; ને વળી ધણીયાણી પણ નથી કે જે એને કાજે આટો પીસે. ("કોરસ" માં બધાં સાથે ગાય છે) તેથી આપણે એ શખસપર દયા કરી એની બરદાસ્ત લઈ ખુશાલ કરવો જોઈયે."

આ ખરી લાગણી ઉશકેરનારા બનાવથી હું તદન છક થઈ ગયો અને બીજે દીને જ્યારે હું તે નેક મુઝરગ અબળા તથા તેની ભલી બેટીઓથી જુદો પડયો, ત્યારે મારી પાસે તેઓને ભેટ આપવા લાયક કાંઈ ચીજ ન હોવાથી મારા "વેસ્ત કોટ" પર જે ચાર પીત્તલનાં બટન હતાં તે તોડીને તેઓને ઘણા આગ્રહ સાથે મારી યાદની નીશાની દાખલ આપ્યાં, કે જે તેઓએ ખુશી સાથે કબુલ રાખ્યાં."

એ નજીવી ભેટ વીશે વાંચી કદાચ મારી થોડી ઘણી બેહેનપણીઓ હસશે કે "મુવાએ શું મોટી સોગાદ કીધી?" પણ નેક બેહેનો, ભેટના કરતાં ભેટ આપનાર ધણીની લાગણી, માયા તથા દીલ આપણા તરફ કેવું છે તેની પહેલે તપાસ કરવી જોઇયે, કાંકે એક હીંદી કહેવત મુજબ "પેટમે છુરી ઓર મુમે રામરામ" એવા આ પૃથ્વીપર ઘણા માણસો છે, કે જે એક હાથે પોતાના દોસ્ત આસનાવોને કીમતી ભેટ સોગાદ કરી અંદરખાનેથી કપટ રાખી બીજે હાથે તેઓનેજ ખુવાર તથા નાબુદ કરવાને જરાક પણ આનાકાની કરયા વગર તૈયાર થઈ જાય છે.

## મેડમ બોકેનું પરોપકારી તથા બહાદુરી ભરેલું કાર્ય.

ફ્રાંસમાં જ્યારે સને ૧૭૮૯ માં ત્યાંના રાજાને કતલ કરી બેહદ જુલમ કરવામાં આવતો હતો, તથા જ્યારે ઘણા આપમતલબી માણસો એક બીજાથી આગળ વધી જવાની મકસદથી દોસ્ત તેમજ દુશમનની "ઘોર ખોદી" જુદી જુદી ટોળીના લોકો પોતાના શતરૂઓને પકડી સજા કરાવતા હતા, તેવે સમયે એક જાણીતી ટોળીના સરદાર મો૦ ગવાદયે પોતાના દુશમનોથી નાહસી આ ભલી બાનુને ત્યાં પનાહ લીધી, કે જે તેણીએ મોટી ખુશી સાથે આપી.

જ્યારે આ ઉમરાવના બીજા મળત્યાઓને પોતાના સરદારને આ ન ધારેલી પનાહ મળવાની ખબર પડી, ત્યારે તેઓએ પણ એવો ઠેરાવ કીધો કે આપણેથી આ બહાદુર અબળાને અરજ કરી સરદાર સાથે જઈ રહીયે. તેઓએ આ મુજબ સલાહ કરી એક ભરોસેદાર હલકારાને તેઓને બચાવવાની અરજ સાથે મેડમ બોકે પાસે મોકલ્યો. તેણીએ આ લોકની માગણી સ્વીકારી કહેવડાવ્યું કે "બેલાશક તમો આવજો, એ પણ તમારૂં ઘર છે. પણ મધરાતે કોઈપણ છુપા જાસુસો તમને જોય નહી, તેથી ઘણી સંભાળથી આવજો."

પેલા ઉમરાવો પણ તેણીની સલાહ મુજબ ઘણી ખબરદારીથી અરધી રાતે આવી પુગા, ને એક ભોંયરૂં કે જે ત્રીસ ફુટ ઊંડું હતું, તેમાં પોતાના સોબતીઓને જઈ મળ્યા. તે ભોંયરાંનું બારણું એવી કળાથી બનાવવામાં આવ્યું હતું કે તેને એકાએક શોધી કહાડવું એ તદન અશક્ય હતું.

આ ભોંયરાંમાં માણસોના હર વખત રહેવાથી-તથા પવન જવાનો માર્ગ ન હોવાથી અંદરની હવામાં બદબો મારી ગંધાવા લાગી, તેથી આ માયાળુ બાઈએ તેઓને બીજી જગે લઈ જઈ રાખ્યા. થોડા દીવસ પછી એક બીજી ટોળીના ઉપરીએ કરગરીને ઘણીજ વીનંતી સાથે એક કાગજ લખી મોકલ્યું કે "દુશમનોથી કંટાળી જઈ અમોએ પખવાડયાંમાં સાત વખત જગા બદલી અને હવે અમારાપર મોટું સંકટ તથા આપદા પડી છે, તેમાંથી અમને બચાવવાનું તમારે હાથ છે." આ કાગજ વાંચી પેલી માયાળુ બાઈ એકદમ બોલી ઉઠી કે, "તેઓને પણ આવવા દેવો."

પણ નેક વાંચનાર, આ સઘળો વખત પોતાનાં ઘરમાં રાજબંધવા રાખવાને માટે કોઈને કોઈ માણસને કતલ કરવામાં આવતું હતું. એટલુંજ નહી પણ હરવેળા બંધવાઓના દુશમનો તેણીનાં ઘર આગળથી પોકારી બોલતા જતા હતા કે "જે કોઈ રાજ બંધવાઓને પોતાનાં ઘરમાં વાસો કરવા દેશે તેઓને જીવતાં ને જીવતાં બંધવાઓ સાથે એકદમ બાળી નાખવામાં આવશે." આ ભયંકાર વાત સાંભળી મેડમ "બોકે" નાં સગાં વાહાલાં સહમજાવવા લાગાં કે દુશમનોનો તમારા ઉપર શક છે. કોઈ વેળા ઓચીંતી તમારાં ઘરની તપાસ લેશે અને તેનું શું પરીણામ આવશે તે તમો સારી પેઠે જાણો છો, તે માટે હવે આ બંધવાઓને તમારાં ઘરમાંથી વીદાય કરો." આ વાત સાંભળી લઈ પોતા વીશે જરાક પણ દરકાર કરયા વીના તેણીએ ઉત્તર વાળ્યો, "ખેર, તેઓને આવવા દેઓ, બસ મને એટલીજ ફીકર છે કે જ્યારે તેઓ મને પકડી લઈ જશે ત્યારે આ કમનસીબ તથા લાચાર બંધવાઓનું શું થશે."

એટલામાં વળી પેલા બીજી બે ટોળીના મુખીઓ પણ આવી પુગા, પણ તેઓને ખવડાવવાની ઘણી અડચણ પડવા લાગી, કાંકે હવે ખાખોરાકીની ચીજો તેણીની પાસે ઘણીજ થોડી બચેલી હતી, ને વળી "દુ:ખપર ડામ" મયુનીસીપાલીટીના અમલદારોએ હોકમ બાહેર પાડયો હતો કે માણસ દીઠ એક પાઊંડ રોટલીથી કોઈએ વધારે વેચાતી લેવી નહી. (આ હોકમ એવી મકસદથી બાહેર પાડવામાં આવ્યો હતો કે કોઈ પણ માણસ—પછી ગરીબ કે તવંગર—ખોરાકની તંગીને લીધે રાજબંધવાઓને પોતાના ઘરમાં રાખે નહી.)

પણ સારાં ભાગ્યે તેણીનાં ઘરમાં થોડાએક પપેટા બચેલા હતા અને સહવારના નાસ્તો ખાવાનું કાંઈ ન મળવાથી તેઓમાં એવો ઠેરાવ થયો હતો કે બસ બપોરના સુતેલા ઉઠી એકજ વખત ખાવું. અને રાતની વેળા સઘળા જણ પોતાની છુપી જગાઓમાંથી નીકળી આવી મેડમ "બોકે" ને ચારો તરફથી ઘેરી લઈ ગુંઠણભંડી તેણીની આગળ પડી ઘણો આભાર માનતા, તે વેળાનો દેખાવ ઘણોજ અસરકારક તથા લાગણી ઉશકેરનારો હશે એમાં કાંઈ સંદેહ નહી. એટલુંજ નહી પણ જ્યારે કોઈ કોઈ બંધવાઓ તદન નાહીમત થઈ નાસીપાસ થ[illegible] માતાની માફક તેઓને સહમજા[illegible]હતી, અને એક

તો ખરેખર તેણી માતાજ હતી, કાંકે તેઓને બચાવવા તેણીએ પોતાનો વાહાલો પ્રાણ મોટા ભયમાં લાવી નાહતો, તે આપણને ભુલી જવું ન જોઈયે.

આ પ્રમાણે એક આખો મહીનો પસાર થઈ ગયો અને રાજશાઓ પોતાની પરોપકારી યજમાનીની ફીકર કરવા લાગા.

હીને બધાએ સાથે જઈ તેણીને કહયું કે "અમારે તમને પોતાનો વાહાલો પ્રાણ ખોહવો પડશે, તેથી હવે ને જવા દેવો, અમારૂં જે થવાનું હશે તે થશે."

"હું શું જોઈયે તેટલો વખત જીવી નથી?" ઉપલી બીના સાંભળી લઈ પેલી નેક કરદાર બાનુએ જવાબ દીધો. "ને તમારી બરદાસ્ત લેવાને હું ભાગયવાન થઈ એ શું થોડી ખુશી છે? વળી એક નેકીનું કામ કરતાં મારો પ્રાણ જાય તેમાં શું બીહવાનું, ઉલટું મને તે બારે હકતાલાની દરગાહમાં દુવા ગુજારવી જોઈયે કે મારા જેવી એક અદના અબળાને મારા ભાઈબંધોના પ્રાણ બચાવવાને સામર્થવાન કીધી."

સેવટે પોતાના ઘરમાં બંધવાઓ રાખવાની બીના સર્વે જગે માલમ પડી ગઈ અને તેણીને પકડી દરબારમાં લઈ ગયા. જ્યારે તેણીને પુછવામાં આવ્યું કે "તમોએ આ લોકને જાણીજોઈને તમારા ઘરમાં શા કારણસર વાસો આપ્યો?" ત્યારે તેણીએ ગંભીરાઈથી જવાબ દીધો કે, "હે, દૈત્યો! તથા હેવાની ખસલતના નરો! જો દયા તથા પોતાના સ્વજાતીલાઓને બચાવવામાં મોટો ગુનાહ છે તો હું મારો જાન આપવાને તૈયાર છું."

આ સરસ તેમજ હીમત ભરેલો ઉત્તર સાંભળી સર્વે જણ દંગ થઈ ગયાં, ને સભાસદોએ જાયું કે જો વધારે વાર તપાસ ચલાવશું તો લોકની લાગણી ઉશકેરાઈ આવી તોફાન કરશે, તેથી તેણીને કતલ કરવાનો હોકમ કરી, તપાસ એકદમ બંધ કરીને સર્વે જણ વગે સગે થઈ ગયા.

એવી રીતે એક પરોપકારી અબળાએ પોતાનો અમુલ્ય પ્રાણ બીજાઓ માટે ખોહયો, કે જેણીની આવી હીમત તથા મોહું દીલ જેટલી માણસજાતની ખાસીયતને શોભા આપી ઈજ્જત વધારે છે, તેટલીજ જે કાયદાથી તેણીને વગર વાંકે કતલ કરવામાં આવી તેને અપમાન કરી બેઆબરૂ પુગાડે છે, એમાં કાંઈ સંદેહ નહી.

**માણેકબાઈ દા. શરાફ.**

---

"સુના" તેણીનો બાપ બોલ્યો, "થોડા મહીનાની વાતપર મેં તુને કહયું હતુંની, કે પેલા ધનજીશાહ ડાકટરને તારે કાંઉં કોહું આપવું નહી, કારણ કે તેની પાસ કાંઈ દોલત હતી નહી."

"હા બાવાજી."

"વારૂં, પણ હવે તુને હું તેમ કરવાની છુટ આપુંચ, કારણ કે જ્યારથી ઈનફલુએનઝા શરૂ થયોચ, ત્યારથી એની પાસે સારી પુંજી એકઠી થઈચ."

---

એક શીક્ષકે પોતાના કલાસના છોકરાઓને "આળસાઈનાં પરીણામો" એવુ નામનો રસાલો લખવાને આપ્યો, જે માટે એક ચાલાક પણ આળગુ છોકરાએ પોતાનાં લખાણ દાખલ એક ખાલી કાગજનો કંકરો માસ્તરના હાથમાં આપ્યો.

# ભ ર વા-ગું થ વા વી શે.

**"ઓલ પેન વાઇપર" (દડાને ઘાટનું કલમ લુછવાનું.)**



"બોલ પેન વાઇપર" અથવા દડાના આકારનું કલમ લુછવાનું.

આ સુંદર નાની ચીજ ફેનસી બજારોના "ફેનપાઈ" અથવા એવીજ કાંઈ બીજી ગમત માટે ઉપયોગી થઈ પડશે, તેમજ વળી જેને આખો દીવસ લખવાનું કામ કરવું પડતું હોય તેને એક નાની ભેટ તરીકે આપવાને એથી વધારે ઉપયોગી ચીજ થોડીજ મળી શકશે. તેનાં ઘણાં પડ તથા ખાંચા હોવાથી કલમ લુછવા માટે બહુ કામ લાગશે.

આ "પેન વાઈપર" જુદા જુદા રંગના કપડાંના બાર ગોળ કટકાઓનું બનેલું છે; દરેક કટકાનો ઘેરાવો ચાર ઈંચ રાખવો, પછી દરેક કટકાની ફરતી કીનારીએ મજબુત રેશમથી આડા આંટા મારવા, દરેક ટાંકો મારતી વખતે સોયપર છ નાના સુનેરી રંગના દાણા લઈ આંટો મારવો, ત્યાર બાદ પેલા ગોળ કટકાઓ લઈ તેની ચોવડી ઘડી કરવી અને દરેક ઘડીની અણીને મજબુત તાંકાએ એક બીજા સાથે સીવી લેવી.

ઉપલો ખોલાસો એકવાર વાંચ્યા પછી ધ્યાન ધરી ચીત્રમાં જોશો તો એની બનાવત તુરત સમજ પડશે.

---

**માસ મેના અંકમાં** આપેલી ડાયમંડ તરોહની શાલમાં સેહજ ભુલ થઈ છે, તે નીચે પ્રમાણે સુધારીએ છીએ:—

**સાતમી લાઈનમાં** ત્રણ સાદા પછી* આ પ્રમાણે નીશાની કીધી છે તેમાં ભુલ થઇ છે; ફુદડી નીશાની ત્રણ સાદા, બેમાંથી એક પછી જોઈએ, વધુ ખોલાસા માટે એ સાતમી લાઇન ફરીથી આખી આપીએ છીએ. ત્રણ સાદા, બેમાંથી એક* એક આંટો, ત્રણ સાદા, એક આંટો, એક સેરવી લેવો, બેમાંથી એક, પેલો સેરવેલો ટાંકો આવે ટાંકા પરથી સેરવી કહાડો* અહીંઆંથી પાછું ગુંથવું અને છેલ્લે એક આંટો, બેમાંથી એક, ત્રણ સાદા, એ પ્રમાણે ગુંથી હાર પુરી કરવી.

**શીરીન ફે૦ પાટક.**

---

**ગયા જાનેવારી માસના અંકમાં** આવેલી મહારાણીજીના તાજની લેસ માટે એક બાનુંએ માગેલો ખોલાસો:—

મહારાણીજીના તાજની લેસમાં જેટલી લાંબી લેસ ગુંથવી હોય તેટલી લાંબી સાંકરી ગુંથી, દોરો તોડી, બે સાંકરી ગુંથી, આંટો લઈ, બે સાંકરી છોડીને ત્રીજી સાંકરીમાંથી બેવડા કરવા. એ પ્રમાણે સાત વખત બે સાંકરી ગુંથી સાત હોલ પુરા કરવા.

ત્યાર બાદ પાસેની સાંકરીની અંદરથી આંટો લઈને બીજીવાર પાસેની સાંકરીની અંદરથી આંટો લઇને બાવીસ વખત સાગમટ બેવડા કરી ગુંથવું. (આગળ વધુ વીગત માટે જુઓ માસ જાનેવારીનો અંક.)

**માણેકબાઈ દા૦ શરાફ.**



## રાજાઓ ધંધાદારીઓ તરીકે.



ધણાક રાજાઓ રમત દાખલ ધંધાઓ કરી ગયા છે. જે કામથી પોતાની પ્રજા ગુજરાણ કરે, તે કામ તેઓ એક ગમત દાખલ રાજ્યાતની ખટપટ પછી કરતા હતા. ફ્રાન્સનો કમનસીબ રાજા કે જેને તે દેશની ઉથલપાથલ વેળા ગરદન મારવામાં આવ્યો હતો, તે લુહારનું કામ કરતો હતો. સ્પેનનો રાજા પાંચમો ચારલ્સ જે પ્રોટેસ્ટંટ ધરમનો નાશ કરી યુરોપ ખંડને પોપ (સઉથી વડો ધરમગુર) ના જુલમાત તળે સદાનું રાખવાને જે ફોકટની કોશેશ કરતો હતો, તે નાનાં તેમજ મોટાં ઘડયાળો બનાવી પોતાને ગમત આપતો હતો. તેનાં મોતની થોડુંક અગાઉ જ્યારે તેને માલમ પડયું કે કોઈપણ બે ઘડયાળને તે એક સરખી રીતે ચલાવી શકતો ન હતો, ત્યારે તે બોલ્યો કે "આખી દુન્યાંના લોકને એકજ સરખા વીચાર ધરાવવાની ફરજ પાડવામાં મેં કેટલી મોટી ભુલ કરી છે, કે જ્યારે ફક્ત બે ઘડયાળને હું એકજ સરખી રીતે ચલાવી શકતો નથી!"

રશયાનો પીતર ધી ગ્રેટ, રાજાઓમાં એકલોજ છે કે જેણે ધંધા પાછલ ખુબ મેહેનત કરી હોય; એક ગમત દાખલ નહીં પણ પોતાની પ્રજામાં દાખલો બેસાડવાને ખાતર. એના વખતમાં રશયનો તદનજ જંગલી હાલતમાં હતા. ઉપયોગી હુનરોથી તેઓ તદન અજાણ્યા હતા, કોઈપણ જાતની કેળવણી ઘણી જુજ હતી, યુરોપ ખંડના બીજા દેશો સાથે તેઓને તદન વેહેવાર હતો નહીં. પીતરે ઠેરાવ કરયો કે રશયાને એક મોટો દેશ બનાવવો; તેની મુખ્ય ધારણા એ હતી કે, તેને દરયાઈ રીતે બળવાન બનાવવો. ઘણાક લોકને આ ન બની શકે એવું લાગે, કારણકે ત્યાં કોઈપણ જાતનાં બંદર, ગોદીઓ અને ખલાસીઓ કે વાહાણો ન હતાં. રશયાને દરયા આગળથી ઢાંકી નાખનાર સ્વીડન દેશ ઉત્તર તરફ અને તુરકસ્તાન દક્ષીણે આવેલું હતું. તેની પ્રજા વરીક દરયા તરફ તેમજ કાંઈપણ દરયાઈ ચીજ તરફ ધીક્કારની નજરે જોતી હતી. તેઓ સઘળી રીતે જમીન પરજ કામ કરનાર હતા. રશયામાં કોઈ પણ એવું માણસ ન હતું કે જેને ફરજ પાડયા વીના બાહેર દરયામાં મુસાફરી કરવાને જાય. પણ પીતર કાંઈ એક કામથી હારી જાય એવો માણસ ન હતો, પછી તે ગમે એવું મુશકેલ કાંય ન હોય. ઘણીક લડાઈઓ પછી, (કે જેમાં તેને એટલી તો બારે હાર ખમવી પડી કે તેને બદલે જો કોઈ બીજો માણસ હતે તો તરત નાસીપાસ થઈ તેથી હાથ ઉઠાવતે, પણ પીતર એવો ન હતો) તેણે પુઠે લાગી જ્યાં તલીક તરફી પ્રજા પાસથી દરયા કીનારા આગળનો એક મોટો ભાગ લીધો અને સ્વીડનની પ્રજા પાસથી એક બીજો મોટો ભાગ કે જેની ઉપર હાલ રશયાની રાજધાની સેંટ પીટરસબરગ અને ક્રોનસ્ટાટ નામે શેહેરો બાંધવામાં આવ્યાં છે તે લીધાં નહીં, ત્યાં તલીક તે હટયો નહીં.

આ તો તેનાં કામનો એક ઘણો નાનો ભાગ હતો. હજુતો તેને વાહાણો અને તેના ખલાસીઓ મેળવવા હતા. તે બરાબર જાણતો હતો કે, પોતે જાતે કરી દાખલો દેખાડવામાં લોકોપર કેટલી અસર થતી હતી. જો કે તે એક રાજા તરીકે પોતાની પ્રજાને જેમ ગમે તેમ હુકમ કરી દરેક કામ કરવાની ફરજ પાડવાની સત્તા ધરાવતો હતો, તોપણ તેણે આ બાબદમાં પોતેજ આગળ પડવાનું દરસ્ત વીચારયું. તેને પોતાને અસલથી દરયાને નામે ઘણી બીહક હતી. એવું કહે છે કે, જ્યારે પીતર એક બાળક હતો ત્યારે ફક્ત એક નદી ઓળંગી જતાં તે ધાસ્તીએ અધમુવો થઈ જતો હતો. આ ધાસ્તી એક વેળા તે ડુબી જતાં સેહેજમાં બચી જવાથી પુશકળ વધી ગઈ હતી. પણ તે દુર કરવાને તેણે મજબુત ઠેરાવ કરયો, અને તેમ કરવાને તે એટલો તો ફતેહ પામ્યો કે પાછળથી નદીમાં ફરવા કરતાં બીજી કોઈ પણ એવી માનીતી ગમત હતી નહીં. પણ વાહાણો વગર આ સઘળાં દરયા કાંઠાનાં બંદરો નકામાં હતાં, જેથી એક કાફલો બાંધવાનાં કામ પછવાડે તે લાગ્યો.

સેંટ પીટરસબરગમાં હજી તલીક એક નાની બોટ કે જે પીટરે પોતાને હાથે બાંધી હતી, તે દેખાડવામાં આવે છે. તેનું નામ "કાફલાનો બાપ" એમ જે આપવામાં આવ્યું છે, તે ત્રીસ ફીટ લાંબી અને આઠ ફીટ પોહળી એક નાની હોડી છે, જેને ત્રણ સઢો છે. તેને એક કીલામાં રાખી મુકવામાં આવી છે. જ્યારે પણ તેને બાહાર કહાડવામાં આવે છે, ત્યારે તેને બાદશાહી માન આપવામાં આવે છે અને આખા કાફલામાંથી તેનાં માન મારે તોપો ફોડવામાં આવે છે. અલબત્તાં, તે અસલ હોડી, કે જેમાં પીતરે પોતાને હાથે કામ કરયું હતું, તે તદન ખવાઈ ગઈ છે; તેનાં જુનાં લાકડાંઓ કે જે તેણે પોતે વેહેરયાં અને ગોઠવ્યાં હતાં, તે લગભગ કોહી ગયાં છે, અને ખીલાઓ જે તેણે અંદર મારયા હતા તે કીતાઈ ગયા છે. પણ આ એક ઘણી જોવા લાયક જુની ચીજ છે અને રશયનો તેને માન આપવામાં ઘણું ડહાપણ ખરચે છે.

જેમ પીતર કામ કરવામાં અભીમાન સહમજતો ન હતો, તેમ શીખવામાં પણ તે અહંકાર ભરેલું સમજતો હતો નહીં; રશયામાં તેને શીખવનારૂ કોઈ નહી મલવાથી બાહેર દેશાવર જઈ શીખવાનો તેણે ઠેરાવ કરયો. થોડાક જુવાન રશયનોને દેશાવર જુદી જુદી જાતના હુનરો શીખવાને મોકલી આપી પોતે હોલેંડ દેશ જવાને નીકળ્યો. આ ૧૬૯૭ નું વરસ હતું, કે જે વેળા તે પચીસ વરસની ઉમ્મરનો હતો. સારડમ શેહેરમાં જઈ પુગ્યા પછી તેણે પોતાનું નામ પીતર મીખાઈલોફ ધારણ કરયું અને એક ડચ ખલાસીનો પોશાક પેહેરી, એક સાધારણ મજુર તરીકે ગોદીમાં કામ કરવાને રહયો. અંહી એક

મજુરનાં ઝુપડાંમાં તે રહયો, કે જે તે ગોદીની પાસેજ હતું, અને એક વાહાણના સુથાર તરીકે તે જેટલું કમાય તેટલાંપરજ પોતાનું ગુજરાણ કરતો. એવું કહે છે કે, આ વેળા પોતાનું બીછાણું પણ તે પોતાનેજ હાથે કરતો અને પોતાનો ખોરાક પણ પોતેજ પકાવતો, અને દરેક રીતે બીજા મજુરો માફકજ રહેતો, જ્યારે એના રાજદરબારીઓ અને નોકરો ભારે ઠાઠ-માઠમાં રહેતા હતા.

એક રીતે તે બીજા સુથારો કે જેની સાથે તે વસ્તો હતો તેઓથી જુદો પડતો હતો. જ્યારે તેઓને હમેશનાં કામ કરતાં બીજું કાંઈ કરવાનું હોય નહી, ત્યારે પીતર પોતાનાં ઓહળાં રાજ્યની ખટપટમાં રોકાતો. જ્યારે તે પોતાનાં કામમાં હોય ત્યારે તેની પાસ રાજદ્વારી બાબદોનાં કાગજો લાવવામાં આવતાં. આંહી પણ યુરોપના દરેક ભાગના દરબારીઓ તેની મુલાકાત લેતા હતા.

આ તવારીખ આપણને નીચલા ધડા શીખવે છે:—

મુશકેળીઓથી કદી ડરી જતાં ના; મજબુતીથી તેને વળગી રહયાથી આપણે તેને જીતી શકયે છીયે.

નાની શરૂઆતને કદી પણ તુચ્છકારતાં ના; તેનો બરાબર ઉપયોગ કીધાથી મોટી ચીજો થઈ શકે છે.

શીખવાને કદી શરમાતાં ના; જે કોઈ શીખવાને માટે અભીમાન કરે છે, તે પોતાના છેલ્લા દહાડા તલીક અજ્ઞાન રહે છે.

પ્રમાણીક કામને કદી પણ નામોશી તરીકે લેખતાં ના, પીતર ધી ગ્રેટે વાહાણના સુથાર તરીકે કામ કરી જેટલું ખરૂં માન મેળવ્યું છે, તેટલું લડાઈઓમાં તેણે મેળવ્યું નથી.

PIROJA.



## બાળકને ઝોળીએ ગાવાનું ગીત.

કયું રે ખડા હિંદુસ્તાની—એ રાહ.

ખવાબ કરો બાળક મહારાં—થઈ દુઃખે નીરાળાં—ટેક.

દુઃખ પાછળ સુખ, સુખ પાછળ દુઃખ,
એવા છે આ દુન્યાના ચાળા—થઈ દુઃખે નીરાળાં.

રહેજો સુખ્યારાં, નીવડજો ડહાપણવાળાં,
જીવજો માત પીતા સાથ તમારાં—થઈ દુઃખે નીરાળાં.

ભાઈ બેહેનો સાથ સદા સંપ વાળાં,
દેખડાવજો સર્વ ગુણ સારા—થઈ દુઃખે નીરાળાં.

ભણજો વીવેક, થજો ગુણ વાળાં,
કુટુંબમાં સર્વને પ્યારાં—થઈ દુઃખે નીરાળાં.

ભલો ધર્મ જરથોસ્તનો ગુણ છે ન્યારા,
તેને જેમ આપી પાળનારાં—થઈ દુઃખે નીરાળાં.

બાઈ જમશેદજી ડીક.



## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી ચાલતા માસની તા૦ ૨૫ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખવું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું.
સ્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્યાણું.

એક માણસે ત્રણ દેવીઓને ફુલ ચઢાવવાને માટે બાગમાંથી ફુલ તોડયાં, અને તેને કુવાનાં પાણીએ ધોયાં, જેથી તે ફુલ બેવડાં થયાં; તેમાંની એક સંખ્યા પેહલી દેવીને ચઢાવી, અને બાકી રહેલાં ફુલ પાછાં ધોવાથી બેવડાં થયાં, અને પેહલીનાજ જેટલી સંખ્યા બીજી દેવીને ચઢાવી, અને બાકીનાં પાછાં ધોયાં, અને જે પાછાં બેવડાં થયાં તે ત્રીજી દેવીને ચઢાવ્યાં, જેની સંખ્યા પેહલી અને બીજીને ચઢાવી તેટલીજ હતી; ત્યારે કહો કે પેહલાં કેટલાં ફુલ ઝાડ પરથી તોડયાં.

મીસ બાઇજી એદલજી પુણેગર.

### ૨—ઉખ્યાણું.

ત્રણ અક્ષરની હું એક અજબ નાર,
પારખશો મુજને જો કરશો જરા વીચાર;
પારકા પગથી ચાલું છું, સબબ પગ નથી મુજને,
મુજની અંદર બેસાડી, ફેરવું છું બાહેર તુંજને.
મુજનું જો તું કાપે પેહલાં સર,
તો તું તરત જોશે મુજને તારાં મોહ પર;
કાપી મુજનું પુછડું ને પાસે "વ" ને મેળી જોશો,
તો તે જરૂર તારી સાડીના છેડા પર હોશે.

### ૩—ઉખાણું.

હું જાતે સ્ત્રી છું પણ કમજોર નહી,
કાળી છું પણ કોયલ નહી,
હું દરમાં વસું છું પણ સાંપણ નહી,
ત્યારે હું કોણ?

**મીસ માણેકબાઈ કુંવરજી મસાળાવાલા.**

### ૪—ઉખાણું.

નીચે આપેલા ચાર અર્થના શબ્દો લઈ તે શબ્દોના દરેક પેહલા હરફની એક એવી ચુકી બનાવો, કે જે બનાવી તમો પેહરશો તો તમો ઘણાંજ અંતસવાલાં અને અધીરાં માલમ પડશો. પણ તે બનાવી તમો જો તેને ધીક્કાર સાથ ફેંકી દેશો તો તમો ઘણાં સબુરીવાલાં અને ભલાં જણાશો, ત્યારે ઘડવા માંડો.

એક પારસીનું નામ.

૧. એક પારસીનું નામ. ૦
૨. મુલક. મુલક ૦ ૦ તચાક.
૩. જુદી. ૦
૪. તચાક. જુદી.

**બાઈ જમરોદજી ડીક.**

### ૫—ઉખાણું.

ચંદ્ર મુખી નારી હું એક, શુદ્ધ દુધ સરીખી સારે,
શુભ કાન્તિવાલી મેરાડ મારી, દુન્યા કવચીનજ ભાળે,
આખો દીવસ હું બેસી રહી, વીન રાત રોતાં નવ ચાલે.
એવી છું નારી હું એક, સર્વે મુજને પીછાણે,
રોઉં હું જેમ વધારે, ખુબસુરતી મારી ભારે,
એક રાત મુજને જીવતી રાખી, વાહાણે ગરદન મારે.
ગરીબડી જોકે હું છું, પણ તાજ વીના નહી માથું,
જીવ વીના શરીર નહી, પણ જીવ શરીરથી રાખું,
કહે બેહેન હું કોણ છું, જો નહી અક્કલમાં બાકું.

**ગુલબાનું જાંહગીરશાહ તાલેયારખાન.**

## ખોલાસો ગઈ વેળાનો.

૧—ગુ આ ન
બ ર ફી
કા સી દ
કે ને ડા
મ સ તી
અ લ આ વ વી
યુ સ ફ ખા ન — મારસીનેસ આફ ડફરીન ને આવા.
અ ક્ર ઉ બા જ
મા ર ફે તી આ
બા રી ક
ફે ન સ
અ ને ક
જુ આ ર
દી વા ન

૨—આલબરટ વીકટર.

૩—૯+૮+૭+૬+૫+૪+૩+૨+૧=૪૫
૧+૨+૩+૪+૫+૬+૭+૮+૯=૪૫
૮+૬+૪+૧+૯+૭+૫+૩+૨=૪૫

૪—ધરમ.
રહાસ.
મસતી.

૫—માણસ.

૬—મહાઈ દોરો.

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ફુબારા ૨, ૪, ૫, ૬. Purple ૫. મીસ બાઈ જમરોદજી ડીક ૪, ૬. બાઈ રતનબાઈ ફરામજી મોદી ૨, ૪, ૫, ૬.

### દેશાવરની બાનુંઓનાં નામો.

બાઈઓ મેહર, ગુલ, જર, કાવસજી ડાવર (અમદનગર) ૧, ૨, ૪, ૫. બાઈ ડી. આર. એમ. દારૂવાલા (શોલાપુર) ૩, ૫, ૬. બાઈ બાનુબાઈ ડી. ખંબાતા (પુણા) ૨, ૩, ૬. બાઈ જરબાઈ હોરમસજી સાહેવાલા (પુણા) ૨, ૪, ૫, ૬. મીસ હોરમસજી દીનશાહજી વાડીઆ (મોરબી) ૨, ૫, ૬. મીસીસ નજમુદીન (કલકતા) ૨, ૬. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મઉ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ આઈમાય સોરાબજી કાવસજી દોટીવાલા (ઇન્દોર) ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસ પીરોજા સોરાબજી નગરવાલા (ખડકી) ૪, ૫, ૬. બાઈ ગુલબાઈ મનચેરશાહ (પુણા) ૨, ૫, ૬. બાઈ માણેકબાઈ દા. શરાફ (ઇંદોર) ૧, ૨, ૩, ૪, ૫, ૬.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

*બાઈ રતનબાઈ ફરામજી મોદી.*

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ આઈમાય સોરાબજી કાવસજી દોટીવાલા (ઇંદોર.)

## લખી મોકલનારાંઓને ખબર.

મીસ કોલીબાઈ પાલણજી પુણેવાલા—આવતામાં.

ગુલબાનું કાવસજી દાવર—જોગવાઈએ દાખલ કરીશું.

ધણી ધણીયાણીએ કેવી રીતે એક બીજા સાથે વરતવું—આ જાતનું લખાણ ઘણી વેલાએ આવી ગયું છે. બીજું એ કરતાં વધારે સારૂં લખી મોકલવાની કોશેશ કરજોજી.

મેહરબાનું કા૦ દાવર—તમારી વાર્તા આ અંકમાં જોશો. બીજાં લખાણો તૈયાર હોય તો મેહરબાની કરી મોકલી આપજો.

પીરોજા—ખુરશેદ અને પીરોજા—આવતામાં.

લખી મોકલનારાંઓએ મેહરબાંની કરી લખાણો ચાલતા માસની તા૦ ૨૫મી સુધીમાં મોકલવાં.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



# સ્ત્રી મિત્ર



STRI MITRA ; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. આગસ્ટ ૧૮૯૦. અંક ૬ઠો.




## ❧ ઘર સંસારી કેળવણી ❧

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૧૧ મું.

**એક નાના છોકરા ગુસ્સામાં-સવારની એક સેહેલ-દુઃખભર્યો એક દેખાવ.**



એક સુંદર સવારનાં દીનબાઈએ જાલને પોતાની સાથે ફરવા જવા અને ત્યાંથી સરાફનાં જરબાઈ અને પટેલનાં સુનામાઈને ત્યાં મુલાકાતે જવાનું તેડું કીધું. મેહરજીભાઈ માસ્તર કાંઈ કામસર મુંબઈ ગયલા હોવાથી છોકરાઓને થોડા દીવસ છુટી મળી હતી. જાંહગીર તેના બાપ સાથ ઘોડાપર ફરવા ગયો હતો. હોમી પીરોજાએ આપેલી ચોપડી મેહેરને આપવા સુનાબાઈને ત્યાં ગયો હતો, અને આખો દહાડો ત્યાંજ ગુજારવાનો હતો. જાલને માસી સાથે બહાર જવામાં ઘણી ખુશાલી ઉપજી અને ઘરપચમાંજ તૈયાર થવા ગયો. ખશરૂએ કમનસીબે તેનાં બુટ સાફ કરી મુકયાં ન હતાં (સવાર પછી નાળાં આગળ ફરવા જતાં પાણીથી તે બે જોડી તો ખરાબ કરી ચુકયો હતો,) અને વખત થઈ જવાથી તે ગુસ્સે થઈ ગયો, કારણકે તેને બીહક લાગી કે દીનબાઈ તેને લીધા વગર ચાલી જશે. ખશરૂ આવે તેટલાં તેનો ગુસ્સો એટલો તો ઉશકેરાઈ ગયો કે જયારે તે આવ્યો ત્યારે તેને હડરાવી નાખ્યો, અને તેની તરફ કેટલીક અભિંલાજભરી ભાષા વાપરી, કે જેવી ભાષા તેણે અત્યાર સુધી કદીપણ વાપરવાની હીમત કીધી નહી હતી. છેલ્લે સરવાલે તેણે ખશરૂનાં દીલપર પોતાનાં બુટો ફેંકયાં, કે જે જો તે ત્યાંથી ખસી ગયો ન હતે તો જરૂર તેને વાગતે.

"ખશરૂ, એકદમ બહાર આવ; મારો હોકમ છે કે જ્યાંસુધી જાલને તારી સાથે કેમ વર્તવું તે આવડે નહી, ત્યાં સુધી તુંએ એનું કાંઈપણ કામ કરવું નહી," દીનબાઈ એકાએક વચમાં બોલી ઉઠયાં, અને જાલ તેવણનો અવાજ સાંભળી એટલોતો ચોંકયો કે તેનો ગુસ્સો એકદમ નરમ પડી ગયો.

"જાલ, તારાં કપડાં અને બુટ પેહરી રહયા પછી મને ખાવાના ઓરડામાં આવી મલજે, હું ત્યાં તારે વાસ્તે ખોટી થાઊંછું."

"પોતાની માસીને પોતાથી દુર કરવામાં જાલને કોઈ દીવસ પણ એટલી ખુશાલી ઉપજી ન હશે. શરમે તેના ગુસ્સાને જીતી લીધો હતો અને જોકે તેની છાતી હજી ધડકતી હતી અને ગાલો લાલ થયા હતા, તોપણ જ્યાં સુધી તેઓ પાએક માઈલ ચાલ્યાં નહી ત્યાં સુધી તે એક પણ બોલ બોલ્યો નહી. બે વખત તેણે તેની માસીના ચેહરા તરફ, જાણે કાંઈ બોલવા માંગતો હોય તેમ તીકયું, પણ તેવણનો ચેહેરો એટલો તો ગંભીર દીસતો હતો કે બોલતાં તેને બીહક લાગી. છેલ્લે સરવાલે તે બોલી ઉઠયો:—

"વાહાલાં માસીજી, તમે મારી સાથે નાખુશ થયાં છેઓ, કે? પણ ખરેખરજ મારો ગુસ્સો હું દાબી શકયો નહી."

"જાલ, હું નાખુશ થવાને બદલે દલગીર વધારે થઈછું. હું તો આશા રાખતી હતી કે તું તારા મીજાસ પર કેમ કાબુ રાખવો અને માણસો સાથે કેમ વર્તવું તે શીખ્યો હશે. તારા માસા જો"—

"અરે, જો, જો, તમે માસાને ના કહેતાં," જાલે કાલાવાલા કીધા, "હું ઘેર જઈને ખશરૂ પાસે માફ માંગશ."

"જો મારી તકરારોથી તું તારી ભુલો જોય તો ખરેખર જાલ હું તેવણ આગળ તારી ફરયાદ નહી કરશ. પણ જો ફક્ત તારા માસાની બીહકથીજ તું ખશરૂ પાસે માફ માંગવાનો હોય તો માગનોજ ના. મને સાચ્ચું કહી દે; જો તારી ખાત્રી હોતે કે તારા માસા તે વીશે કાંઈ જાણતે નહી, તો શું તું ખશરૂ પાસ માફ માંગને?"

"નહી," જાલે આનાકાની વગર જવાબ આપ્યો.

"અને કાંય નહી?"

"કારણ કે હું ધારૂંછું કે મને ખોટી કરવા અને મારી સામે થવા માટે તેણેજ મારી માફ માગવી જોઈયે."

"હું નહી ધારતી કે પાંચ મીનીટ કરતાં વધારે તેણે તુંને ખોટી કીધો હોય; અને તેમાંબી તેનો નહી પણ મારોજ વાંક હતો, કારણ કે મેં તેને કાંઈ કામ સોંપ્યું હતું; અને વળી તે તારી સામે કેમ થયો તે તો જરા મને સમજાવ."

જાલે આનાકાની કીધી. "મને કાંઈ એના બરાબર બોલ ખબર નથી; પણ હું જાણું છું કે એણે મને આકળો કહયો, અને કદાચ હું તેવો હોઊંબી, પણ તેને કાંઈ તેમ બોલવાનો હક ન હતો."

"પણ તેણે તુંને તેમ કહ્યું હતુંજ નહી. તમારી બેઉની વચ્ચે શું બન્યું તે બધું મેં જોયું અને મારેથી એમ ધારયા વગર રહેવાતું નહી કે, ખશરૂ જેવો એક ગામડયો તારા જેવા એક શેહેરમાં ઉછરેલા જવાન ગ્રહસ્થ કરતાં કેટલો ચડ-ડતો હતો."

આ બોલો સાંભળી જાલનો ચેહરો શરમથી લાલ થઈ આ-વ્યો. પણ તેણે પોતાનાં દાંતો કચકચાવી ગુસ્સાને દાબી દીધો; અને તેની માસીએ તેને બરાબર તીકીને જોઈ આગળ ચલાવ્યું—

"તેણે કહ્યું કે તેનો જાંહગીર શેઠ તો નહી બની શકે તેવી ચીજ કદી પેદા કરાવતો હતોજ નહી, અને જોકે વારંવાર આકળો થતો હતો, તોપણ કદી અપશબ્દ બોલતો ન હતો. તેં તે બોલ સાંભળ્યો અને તારો પોતાનો ખવાસ તેવો હો-વાથી તું સમજ્યો કે, તે તુંને લાગુ પડે છે."

"પણ કેઈ વાતમાં તે મારેથી ચડતો થઈ શકે?" જાલે ધીમે અવાજે પુછયું, કે રખેને મોટે બોલવાથી તેનો ગુસ્સો ઉશકેરાઈ આવે.

"હું તારા સવાલનો જવાબ બીજી રીતે આપશ જાલ; ધાર કે તુંને કોઈએ ગાળ દીધી હોય, અને તેની નજર આગ-ળથી દુર થવાને તુંને ધીક્કારથી કહ્યું હોય, તો તુંને કેવું લાગે?"

"હું તો તેને લાત મારી જમીનપર નાંખી દઉં." જાલ પોતે પોતાને ભુલી જઈ ઘણોજ તપી આવી બોલ્યો. "મારી બરોબરયાં અથવા મારેથી ચડતાં પણ ફરીથી તેવું બોલ-વાની હીંમત કરે નહી."

"ત્યારે ખશરૂને તેવીજ ચાલ ચલાવતાં કેઈ ચીજે અટ-કાવ્યો? શું તું એમ ધારે છે કે તેનામાં લાગણી નથી?— કે તેને ગુસ્સો અથવા દુઃખ કદી લાગેજ નહી!"

જાલ થોડીક પળ સુધી ગુપચુપ ઉભો રહયો. "મને કાંઈ તે વીશે વીચાર આવ્યો હતો નહી," તે અંતે બોલ્યો, "પણ ખરેખરજ મેં એમ ધારયું કે, મારેથી આટલાં બધાં ઉતરતાં માણસને કાંઈબી કહેવાનો મને હક છે."

"અને ખશરૂ તારેથી શામાં ઉતરતો છે?"

"એ તો એક ચાકર છે, અને હું તો એક ગ્રહસ્થ છું, તેનેથી ચડતો—ખાનદાનમાં, પદ્દીમાં—"

"ઉભો રહે જાલ! શું તું એક ગ્રહસ્થની માફક વર્તયો હતો? ખશરૂ કરતાં સારી પદવીનો થવા અને તેનાં કરતાં વ-ધારે સારી કેળવણી મેળવવામાં તેં શું મોટો વાઘ મારયો?"

જાલ પાછો ચુપ થઈ ગયો, અને દીનબાઈએ એટલી તો માયા અને ઇંતેજારીથી બોલવાનું ચાલુ રાખ્યું કે, તે અંતે બોલી ઉઠયો—

"વાહાલાં માસીજી, મને એવું લાગે છે કે, ખરેખરજ મારી ભુલ હતી, પણ આવી ખરાબ ચાલ ચલાવવા માટે ખરેખર હું ઘણો દલગીર છું એમ ખશરૂને કેમ સાબેત કરી આપું?"

"જાલ, તું ખરેજ દલગીર છે, કે તારા માસાના ગુસ્સાથી બચવા માટે એમ બોલે છે?"

"ખચીત હું તો તેવણુને કયારનો ભુલીજ ગયો હતો;" જાલે આતુરતાથી જવાબ દીધો. "હું તેવણુના ગુસ્સાને લાય-ક છું. અને તેથી જો મારો વાંક અટકતો હોય, તો તે પણ ખમવાને હું તૈયાર છું."

"મારા વાહાલા દીકરા, તું તારીપર કોઈ પણ જાતનું એવું દુઃખ પાડે, તેના કરતાં તારો ગુસ્સો અટકાવવાની ખરાં દીલ-થી કોશેશ કરે, તો તેથી હું વધારે રાજી થાઉં. જો તું મન મારી ખશરૂ પાસે માફ માંગવા તૈયાર થાય તો હું ઘણીજ ખુશી થાઉં, અને તેમ કરવાથી તુંને જે દુઃખ ઉપજશે, તેથી આપણા વચ્ચેની આજની વાત વધારે સેહલાઈથી તુંને યાદ રહેશે. તારાં ભવીષ માટે જે ધંધો તેં પસંદ કીધો છે, તે માટે તું તારો મીજાજ લગામમાં રાખે, એવી મારી રાત દી-વસની દુવા છે; મને બીહક છે કે, તુંને તે માટે ગંભીર બ-રેલી રીતે ખમવું પડશે."

"હું કદીબી મીજાજ નહી ખોહવાને વારેઘડીએ ઠેરાવ કરૂં છું પણ જ્યારેબી કોઈ ચીજથી હું ચીરડાઉં છું ત્યારે મારાં ગળાંમાં કાંઈ થતું હોય તેમ લાગે છે અને પછી તે બહાર કહાડી નાખવાની મને ફરજ પડે છે."

"મારા પ્યારા જાલ, ખંતીપણા વગર તું તારી ભુલ કોઈ દહાડો પણ સુધારી શકશે નહી, પણ યાદ રાખજે કે જેમ ભારી કામ તેમ મોટો બદલો; વળી તું તારા મીજાસને લગા-મમાં રાખી શકે છે એમ આપણી વચ્ચેની વાતચીતમાં હમણાં મેં જોઈ લીધું છે."

જાલે અજાયબીમાં ઉપર જોયું.

"જ્યારે મેં કહ્યું કે ખશરૂ તારેથી ચડતો છે ત્યારે શું તુંને ઘણો ગુસ્સો નહી લાગ્યો?"

"હા," જાલે શરમાઈને જવાબ દીધો.

"અને તોપણ મને ગુસ્સે નહી કરવા માટે તે ફતેહમંદીથી તેં દાબી દીધો; તારી આગળ હું કાંઈ હમેશાં રહી શકવાની નથી, પણ મારા વાહાલા દીકરા, જે ઘડો મેં વારેઘડીએ તુંને શીખવવાની કોશેશ કીધી છે, તે હમેશાં યાદ રાખજે કે તું કદીપણ એકલો નથી. એક ગુસ્સાભર્યો વીચાર, એક અપશ-બ્દ, અને ગુસ્સામાં કીધેલું એક પણ નઠું કામ ખોદાને નાખુશ કરવા વગર રેહતું નથી. તું જો ફકત તેની મદદ માં-ગશે અને એટલું યાદ રાખશે કે તારા માસા અને માસીને ગુસ્સે કરવા કરતાં ખોદાને નાખુશ કરવું વધારે ભયંકાર છે,

તો તે તુંને ઘણું સેહલ લાગશે; પણ તું જો ફકત તારાં જોર પરજ આધાર રાખશે અને ફકત માણુસાઈ ઉપરથીજ કામ કરશે તો તેમાં તું ફતેહ પામશે નહી."

જાલે કાંઈ જવાબ દીધો નહી, પણ તેના ચેહરાપરના ફેરફારથી દીનબાઈ જોઈ શક્યાં કે તેના વીચારો કેટલા આતુરતાભર્યા હશે અને તે વીચારોને અટકાવવાને તેવણે ઠીક નહી ધાર્યું, જેથી વધુ વાતચીત કરયા વગર તેવણ પટેલનાં સુનાબાઈને ઘેર મુલાકાત આપવા ગયાં. ટેકડીને મથાળે ચહડયા પછી. એક ખુશનુમાં મેદાન તેઓની નજરે પડયું, ત્યાંના નાના દરવાજા આગળ એક પળ ઠોભી જાલ બોલ્યો, "આ હા! કેવું સુંદર!"

ટેકડીની બાજુએ આવેલાં મોટાં નાળાંની કીનારી પર લીલાં ખેતરો આવેલાં હતાં, કે જેનો દેખાવ તાજો અને આંખને ઠંડક આપે તેવો હતો. તેની સુમારી જમીન પરથી દીસતું હતું કે ત્યાં તરતનુંજ હલ ફેરવવામાં આવ્યું હશે. ઝાડોનો જાત જાતનો સુંદર લીલો રંગ આંખોને ટાઢક આપતો હતો. કેટલાંકો તો એટલાં ઊંચાં હતાં કે જાણે તેઓનાં મથાળાં આસમાનને લાગતાં હોય એમ દીસતું હતું, જ્યારે બીજાંઓ પાણી પર મરોરદાર રીતે વળતાં હતાં અને ડાંખળીઓ પાણીને લાગતી હતી. ટેકડીઓપરથી જાણે લાલ અને લીલા રંગના ગલીચાઓ પાંથરયા હોય તેવું દીસતું હતું. આ સઘળાં પરથી તે જગા એક ખેતર કરતાં એક સુંદર બાગને વધારે મલતી આવતી હતી.

"અદી વીલા" (બમનજી પટેલનો બંગલો) જંગલોથી ઘેરાયલો, જમણા હાથપર હતો. જોકે તેનાં ઝાડો ઘણાં સુંદર અને કીમતી હતાં, તોપણ બમનજીનાં ઉડાઉપણાંથી તેવણે ત્યાંનાં કેટલાંક ઝાડો તેનાં લાકડાં માટે કપાવી નાખ્યાં હતાં. ગીચ ઝાડોની સુંદર ઘટા નાળાંના થોડાક ભાગને ઢાંકી નાખતી હતી; જ્યારે પેલી મેર ઘેરા બ્લુ આસમાનનો પડછાયો પડતો હતો. બીજા ભાગોપર સુરજનાં વીખરાયલાં કીરણો ગીચોગીચ ડાંખલીઓમાંથી પસાર થઈ, જમીન પર પડી, તે જગાને અંધારામાં વધારે ઉજાસવાલો દેખાવ આપતાં હતાં. સુર્યનાં કીરણો હીલતાં પાણીપર પડી બળતાં ઝવેરાતની માફક ચમકતાં હતાં.

"વાહાલાં માસી, શું આ દેખાવ સુંદર નથી? કોઈ વખતે મને એવું લાગે છે કે મારો ગુસ્સો જેટલો ઘરમાં ઉસકેરાઈ આવે છે તેટલો બાહેર ઠંડી હવામાં નથી આવતો તેનું કારણ શું તે તમે મને કહી શકશો?"

"બરાબર નહી જાલ," તેવણે મુછમાં હસી જવાબ દીધો. "પણ તુંને આમ બોલતાં સાંભળી તથા આવા સુંદર દેખાવને વખાણતો જોઈ હુ ઘણી ખુશી છેઉં, મારી લાગણી પ્રમાણે તો આપણા પ્યારા ખોદાની હાજરી તેનાં કામોમાં જણાય છે. આવી સુંદર દુન્યાની બક્ષેશમાં આપણે એટલી સ્પષ્ટ રીતે ભલાઈ, પ્યાર અને શકતી જોઈયે છે કે, મને તો લાગે છે કે આપણાં ઘર કરતાં બાહેર સુંદર દેખાવમાં મીજાસ ખોદવો અથવા મગજપર કાંઈ પણ ચીંતા રહેવા દેવી એ કેટલું ખોટું છે. કદાચ તારામાં એવીજ કાંઈ લાગણી હશે, જે તું બરાબર બોલી શકતો નથી."

"પણ તમે માસી કોઈ દહાડો ખોટું વીચારોજ નહી," જાલે તેના ચેહરાપર અજાયબી ભરયા દેખાવ સાથે પુછયું.

"ખચીત, મારા વાહાલા દીકરા, હું જાણું છું કે મારામાં પણ વારે ઘડીએ ખોટા વીચારો અને ખોટી લાગણીઓ ઉશકેરાય છે, અને ફકત મારો આકાશી બાપજ મને તે વીચારો આગળ વધારતાં અટકાવે છે. જ્યારે મને વીચાર કરવાને અને પોતાને સુધરવાને આટલાં બધાં વરસો મળ્યાં છે, તે છતાં જો હું તારા અથવા તારાં મસીઆઈ ભાઈ બેહેનો જેવી ભુલો કરૂં, તો ખરેખરજ તે ઘણું દલગીરી ભરયું થઈ પડે. પણ જેવી રીતે તમુને ફરજ બજાવવી તથા લાગણીઓ કાબુમાં રાખવી છે, તેવીજ રીતે મને પણ કરવું છે. જો તમો બધાંને સારે અને સુખી માર્ગે લઈ જવાની કોશેશમાં હું નીષ્ફળ થાઊં—અથવા ઘણી ચીંતા કરૂં, અથવા તમારાંમાંથી કોઈની ભુલો સુધારવાનાં દુઃખથી પાછળ હઠું, તો ખરેખરજ તે આકાશી બાપની નાપસંદગી જ્યારે તમે ગુસ્સે થાવો છો ત્યારે જેમ તમારી પર ઉતરે છે, તેમજ મારી પર પણ ઉતરે; કદાચ વધારે પણ, કારણ જેમ જેમ વધારે આપણે આપણી ફરજો બજાવવાને અને સમજવાને શકતીવાન થઈયે છીયે, તેમ તેમ તેમાં નીષ્ફળ થવામાં—ફકત વીચારમાં પણ—આપણે વધારે ખોટું કરયે છીએ.

આ જવાબમાં જાલને અજાયબી ઉત્પન્ન કરે તેવું એટલું તો હતું, નવા વીચારોથી તેનું મગજ એટલું તો રોકાઈ ગયું હતું કે, થોડોક વખત સુધી તે ગુપચુપ ચાલ્યા કીધો. તેની માસી તેણી જેમ કહેતી હતી તેમ કોઈબી વેળાએ પોતાની ફરજમાં નીષ્ફળ થાય અને વળી ખરૂં કામ કરવાને કોઈ વેળાએ તેણીને મુશકેલાઈ લાગે, એ ઘણુંજ અજબ જેવું હતું. ગમે તે હોય, પણ આથી તેને ઘણો દીલાસો મળ્યો, અને તેણીની બરોબરી કરવા તથા પોતાની મુશકેલીઓ જીતી લેવા તેની હીમત ઉશકેરાઈ. તેને એવું લાગતું હતું કે એક ડાહયો છોકરો થવાનું તેને કેટલું કઠણ પડતું હતું, તે તેની માસી બરાબર સમજી શકે નહી; પણ જ્યારે તેને માલમ પડયું કે તેણી પોતાના અનુભવથી તે જાણુતી હતીજ, ત્યારે તેણીના બોલોએ તેનીપર બેવડી અસર કીધી. તેણીને તે વધારે ચાહવા અને હમેશાં તેણીની મદદ શોધવા લાગ્યો.

દશ મીનીટમાં તો તેઓ "અદી વીલા" આગળ આવી પુગ્યાં. દીનબાઈએ આગલે દરવાજે દાખલ થવાને બદલે પાછલી તરફનો ટુકો રસ્તો લીધો, કે જે તરફ સુનાબાઈનો બેસવાનો કાચનાં બારણાંવાલો એક ઓરડો આવ્યો હતો.

"હોમી આપણી મુલાકાત વીશે મેહરને કહેવાનો હતો, મને અજબ લાગે છે કે, તેણી હમેશ માફક આજે મારી વાત જોવા ઉભી નથી;" દીનબાઈ ચીંતાથી બોલ્યાં. તેવણની આ ચીંતા જ્યારે તેવણે અરધાં ઊઘાડાં બારણાંમાંથી મેહરને હોમીનાં ખભાપર રડતાં જોઈ ત્યારે વધી. સુનાબાઈ ત્યાં હતાં નહી, જોકે ટેબલપર પડેલી ચોપડીઓ, સીવવાનું, અને નકશાપરથી

તેવણુને લાગ્યું કે તેઓએ હમેશ માફક તેઓનું સવારનું કામ બજાવ્યું હશે. હોમી ઘણી આતુરતાથી તેણીને દીલાસો દેવાની કોશેશ કરતો હતો, પણ ફોકટ; અને મેહર પણ હમેશાં તેણીની લાગણીઓને કાબુમાં રાખી શકતી હોવાથી દીનબાઈને લાગ્યું કે, તેણીપર કાંઈ ઘણું દુઃખ આવી પડયું હશે.

"દીકરી મેહર, શું તારાં માય કાંઈ સીક છે? આવી દુઃખભરેલી રીતે ઉશકેરાઈ આવવા માટે તુંને શું કારણ મળ્યું છે?" જેવી તે ગરીબ છોકરી દીનબાઈનો અવાજ સાંભળી દોડી આવી અને તેવણુને જોવાથી ઘણી ખુશી થઈ હતી એમ કહેવા લાગી, તેવોજ દીનબાઈએ ઉપલો સવાલ તેણીને પુછયો. પણ તેણીનો જવાબ તેણીનાં ડચકાંથી સંભળાઈ શકાયો નહી. દીનબાઈએ જાલને બહાર રમવા મોકલી તેણીને પોતા પાસે બેસાડી અને તેણીનાં આંસુને અટકાવવાને બદલે ખોલાસાથી પડવા દીધાં; પછી જે કાંઈ બન્યું હોય તેનો ખુલાસો પુછયો. તે વાત આ બચ્ચાં માટે ઘણી દુઃખભરી હતી અને મેહરના ભાગાતુટા બોલો કરતાં દીનબાઈ તેવણુના આગળા અનુભવથી વધારે પામી ગયાથી અમો તે ખોલાસો અમારા પોતાના બોલોમાં નીચે પ્રમાણે આપીશું.

મહીનો દહાડો થયો બમનજી ઘેરમાંજ હતા, જે વખનનો પા ભાગ તેવણે જુગારમાં જીત મેળવ્યાથી ઘણો ખુશનુમા ગુજરયો હતો, પણ વધારે નહી. ત્યાર પછીની તેવણુની મજાહ સુનાબાઈને દુઃખ દેવામાં, ચીરડવવામાં, અને પોતાના દીકરાને પોતાના જેવો બનાવવાની કોશેશ કરવામાં સમાયલી હતી. જો કે તેવણુનો દીકરો ઘણો નાનો હતો—ભાગ્યે બાર વરસનોણી હોય—તોપણ તેને લુચ્ચાઓની સંફમાં ફેરવવામાં આવતો હતો. આવી મજાહમાં અદીના ગાલ ફીક્કા મારી જવા લાગ્યા, તેની આંખોમાં ખાડા પડવા લાગ્યા અને તેનો મીજાસ ખરાબ થવા લાગ્યો. તેનાં દરેક કામમાં એટલી તો મજાહ તથા જુસ્સો સમાયલો હતો કે તેથી તેના બાપને ખુશી થવાનું અને તેની માતા તથા બેહેનને દલગીર થવાનું કારણ મળતું હતું.

તે દીવસે સવારે અદીએ મેલામાં જવાની તેની ઈચ્છા જણાવી. જે લોકોની મદદથી તે મેલો ભરવામાં આવતો હતો તેથી આબરદાર લોકોને તે માટે કાંઈ સારૂં મત ન હતું. ત્યાં જઈ દરેક ગમતમાં ભાગ લેવા માટે અદીએ થોડાક પૈસા માગ્યા, બમનજીએ હસીને તેની ઈચ્છો પુરી પાડી, પણ તેની માતાના હોઠો તો ધ્રુજવા લાગ્યા. તેણીના ગાલો ફીક્કા થઈ ગયા, જેથી મેહર (જેણી પણ તેવણુ આગળ ધ્રુજતી બેઠી હતી) તુરત સમજી ગઈ કે અંદરખાનેથી તેણીને કેટલું દુઃખ ઉપજતું હશે. તોપણ સુનાબાઈ તેવણુના ધણી ઓરડો છોડી ગયા ત્યાં વેર કાંઈ પણ બોલ્યાં નહી, પણ જેવો અદી તેના બાપની પુઠે જવા ઉઠયો, તેવોજ તેવણે તેનો હાથ પકડી તેને ઉભો રાખ્યો, અને ઘણાજ દુઃખી અવાજ અને દેખાવે તેને કાલાવાલા કીધા કે જે મજાહ ભોગવવા તે જનાર હતો તે તેવણુને ખાતર છોડી દે. તેની ગરીબ, નરમાસવાલી માતાને એટલા જુસ્સાથી બોલતાં જોઈ તે ઘભરાઈ ગયો. આવો જુસ્સો તેણે તેવણુમાં કવચીતજ જોયો, એકદમ તેને યાદ આવી કે થોડોક વખત થયો તેની માતા સાથે તે ઘણીજ બેદરકારી અને માયા વગર વર્તતો હતો, જેથી તેણે એકદમ પોતાના હાથો તેવણુની ગરદન આસપાસ વીટાલ્યા, આંખમાં આંસુ લાવી વચન આપ્યું કે જો તેવણુને તેથી દુઃખ થતું હોય તો તે કદી ત્યાં જશે નહી. આ વચન તેણે એટલાં તો ખરાં દીલથી આપ્યું હતું કે, જો કોઈ લલચાવનારૂં પાસે ન હતે તો તેણે ખચીતજ પોતાનો બોલ પાળ્યો હતે; પણ જ્યારે બમનજીએ તેવણુના દીકરાની ઈચ્છામાં ફેરફાર પડવાનું કારણ સમજ્યું, ત્યારે તેવણ તેની મુરખાઈપર હસ્યા અને તેના બાપની મજાહ કરતાં તેની માએના ફાંદાપર સરસાઈ આપવા માટે તેવણે તેને તુચ્છકારી કહાડયો; આથી જેમ બનવું જોઈયે તેમ, તેની સારી લાગણીઓ જતી રહી. જાણે આ પુરતું નહી હોય તેમ, તેવણે વળી પોતાની બાયડીપર પોતાના ગુસ્સાનો ઉભરો ખાલી કરવાને સારી તક જોઈ. તેવણ જ્યાં સુનાબાઈ મેહરને લેસન આપતાં હતાં ત્યાં ગયા, અને લગભગ એક કલાક સુધી તેવણુને ગાળો દીધી અને મેણાં મારયાં. છેલ્લે તેવણે ઉમેરયું કે, જે પવીત્ર ભાવણુથી તેવણુ પોતાના દીકરાપર સારી અસર કરવા માગતા હતા તેમાં તેવણુ નીષ્ફળ થશે, કારણકે હવે પછી જ્યાંપણુ તેવણુ જશે ત્યાં અદીને પોતા સાથે લઈ જશે, અને આજે પણ તેમજ કરશે. સુનાબાઈએ ચુપચુપ બેસી સઘળું સાંભલ્યા કીધું અને કાંઈ પણ જવાબ આપ્યો નહી. તેવણુના ચેહરાપર એટલી તો સખત ગંભીરતા દીસતી હતી કે જેથી ગરીબ મેહર દબાઈ ગઈ અને તેણીનું ભરાઈ આવેલું દલું ખાલી કરી શકી નહી.

બમનજી ઓરડો છોડી ચાલી ગયા અને થોડા વખતમાં અદીનાં કપડાં બાંધવાનો માણુસને હોકમ આપતાં સંભળાયા. તદન શાંતપણાથી સુનાબાઈએ મેહરને તેણીનું લખવાનું પુરૂં કરવા કહયું, અને તે બાપડી છોકરીએ પણ તેણીની દ્રઢતા સાથની તાબે થવાની કોશેશ કીધી. સારાં નસીબે તેણીનું કામ લખવાનુંજ હતું, કારણ કે મોટેથી બોલવું અથવા વાંચવું ખરેખર તેણી માટે મુશકેળ થઈ પડતે. આમ અડધો કલાક પસાર થઈ ગયો, *જ્યારે કોઈનાં ઉતાવળાં પગલાં હાલમાં* સમજાયાં, અને અદીનો ખુશાલી ભરયો અવાજ બોલી ઉઠયોઃ—

"પપા, મને મમા અને મેહરને મલવા દેવો."

"હું એકબી પળ થોભી શકતો નથી," તેને જવાબ મલ્યો, "તેં મને ઘણો વખત થયો થોભાવ્યો છે અને બીજી વખત એટલો વાર ના લગાડતો, ચાલ મારા દીકરા."

તરતજ હાલનું બારણું એક ધપકારા સાથે બંધ થયું અને ઘોડાનાં પગલાં દરવાજા આગળથી પસાર થઈ જતાં સંભળાયાં, જે થોડા વખતમાં બંધ પડયાં. કાંઈ ચોકસ લાગણીથી મેહરે તેણીની આંખો તેણીની માતાના ચેહરા તરફ ફેરવી. તેવણુનું કપાળ લાલ થઈ તપી આવ્યું હતું, પણ હોઠો ફીક્કા પડી ગયા હતા. તેવણુના હાથો તેવણુની છાતી પર જોસથી દાબેલા હતા, પણ આ એક પળ વારજ ચાલ્યું. બીજીજ પળે તેવણુ સુદ્ધી વીના ભોંયપર પડયાં. તેવણુનું ગરીબ બાળક ધાસ્તીથી અધમુવાં જેવું થઈ જઇ ગુંઠણુમંડીએ

તેવણુ આગળ પડયું. તેવણુની બેસુદ્ધી એટલો બધો વખત ચાલી કે તેવણુને ઓરડામાં લઈ જવામાં આવ્યાં અને સુદ્ધીમાં આવે તે આગમજ બીછાનાપર મુકયાં. થોડીક પળ સુધી તેવણે મેહરને પોતાની છાતીએ દાબી, એવી રીતે કે જાણે તેવણુનું આ દુન્યાપરનું સઘળું સુખ તેણીમાંજ સમાયલું હોય, અને પછી ધીમે અવાજે તેવણે તેણીને ઓરડો છોડી જવા ફરમાવ્યું. મેહર તેણીના કદરદાન હોમી (કે જે તરતનોજ આ ગડબડમાં આવી લાગ્યો હતો) નાં ખભાંપર પડી, નહી અટકાવી શકાય એટલાં જોરથી રડી પડી.

દીનબાઈ થોડો વખત સુધી તેવણુનાં દુ:ખી સહી આગળ બેઠાં, કારણુ કે ખરેખરજ તેવણુ તેવણુનાં દુ:ખમાં એટલો તો ખરાં દીલનો ભાગ લેતાં હતાં કે તેવણુની હાજરીથી સુનાબાઈનું અરધું દુ:ખ મટી ગયું અને તેવણુને ઘણો દીલાસો મલ્યો.

"હું કાંઈ મારે વાસ્તે બડબડતી નથી." (ફકત આટલાજ બોલો તેવણુ પોતાની વાતચીતમાં ફરયાદ દાખલ બોલતાં સંભળાયાં હતાં) "હું તો મારાં ગરીબ બચ્ચાંને વાસ્તે બોલું છું. તેણીનું નબળું શરીર અને નરમ ખવાસ આવી રીતની સખતાઈઓ કેમ ખમી શકે? અરે દીનબાઈ, બેઉને તે કેમ ખોહું? અને તેથી વળી તેઓના બાપને લીધે!"

ખરેખરજ સુનાબાઈને આથી ઘણું દુ:ખ ઉપજતું હતું, પણુ સારાં ભાગ્યે તેવણુને કોઈ ચાહનારૂં અને તેવણુપર વીશ્વાસ રાખનારૂં કોઈ આગળ હોવાથી તેવણુ પોતાનું હમેશનું કામ ચાલુ કરવાને અને બાહેરથી ખુશાલી ભરયો દેખાવ દેખાડવાને સામર્થવાન થયાં, કે જેથી તેવણુની દીકરીને પણુ થોડુંક સુખ અને શાંતી મળી.

ઘેર જતાં રસ્તામાં હોમી તેમજ જાલ કોઈને પણુ વાત કરવા ગમી નહી. દીનબાઈ પણુ સુનાબાઈના વીચારમાં એટલાં તો રોકાયલાં હતાં કે તેવણુ પણુ કાંઈ બોલી શકયાં નહી. હોમી પોતાના બાપ સાથે મેહરના બાપને સરખાવતો હતો, અને તેને એવું લાગ્યું કે તેનાં સુખી નસીબ માટે તે ખોદાનો જેટલો આભાર માને તેટલો થોડો હતો. જ્યારે મનચેરશાહ લાંબો વખત સુધી તેઓની વાત જોયા પછી તેઓને લેવા બાહેર આવ્યા, ત્યારે તેવણે પોતાના દીકરાનાં ખભાંપર પ્યારથી હાથ મુકી પુછયું કે તે એટલો બધો ફીકરી અને વીચારવંત કેમ દીસતો હતો. તે પોતાના બાપનાં ખભાંપર માથું નાખી એકદમ રડી પડયો અને પછી સઘળો હેવાલ સમજાવવાનું કામ તેની માતાને સોંપી પોતાના ઓરડામાં ચાલી ગયો. જ્યાં સુધી ખાવાનો વખત થયો ત્યાં સુધી તે ત્યાંજ રહયો, અને ખોદાની બંદગી કરી મનને શાંત કરવાની કોશેશ કીધી. જ્યારે ખાણાની ટેબલપર આવ્યો ત્યારે હમેશ માફક શાંત અને ખુશી દીસતો હતો.

જાલ સહવારના વીચારો કાંઈ ભુલી ગયો ન હતો, પણુ પોતાની મગરૂરી દાબી દેઈ ખશરૂ પાસે માફ માંગવાનું, દીનબાઇ આગળ ન હોવાથી હવે તેને વધારે ભારી લાગતું હતું. છેલે સરવાળે તેણે પોતાપર કાબુ મેળવ્યો અને જે માયા તથા ઉતેજન ભરયો દેખાવ તેને મલ્યો તેથી તે એટલો તો ખુશી થઈ ગયો કે હલકું પડવાનું દુ:ખ તેને ઓછું લાગ્યું.

[સાંધણુ છે.] TWO OLD MAIDS.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૪ થું.




વે સાંજનો વખત થવા આવ્યો હતો, પવનની ઝીણી લેહરી ઝાડપાન અને ફુલ ફુલાદીપરથી ફુંકી, હવાને મીઠી અને મધમધતો શોહરમ આપતી હતી. ઢોરો દુરથી ચરી આવી ગામડાં તરફ બરાડા મારતાં પાછાં ફરતાં હતાં, અને ઘેટાંઓ બકરાંનાં ટોળાંઓ જેઓને અરધા નાગા પોરયાઓ હાંકી લઈ જતા હતા, તેઓ બેંબેં કરવાનું જારી રાખતાં હતાં. પશ્ચીમ તરફ સુરજ નમી જાણે પોતાને ઘર જતો હોય તેમ જણાતો હતો, અને તે બાજુનો આસમાનપરનો દેખાવ ખરેખરજ ભપકાભર્યો દીસતો હતો. થોડાંક રોશણીથી ચળકાટ મારતાં વાદળાંઓ એડોનીના કીલ્લા તરફ ધસડાઈને જતાં હતાં, અને તે સાથે બીજી ઘણીક ખુદરતની બગીચારીઓ ત્યાં જોવામાં આવતી હતી.

ખાનના માણુસ ઈબ્રાહીમને ઘોર ખોદી દાટવામાં આવ્યો હતો, અને તેની ઉપર એક નાનો જેવો ટેકરો કરી લીધો હતો. જેઓ ઈબ્રાહીમની પાયદસ્તે આવ્યા હતા, તેઓ એક પછી એક વીખરાઈ ગયા. પણુ ખાન અને કાસીમ જેઓ મરનારને છેલ્લું માન આપવા ઈચ્છતા હતા, તેઓ સઘળું સફા થયું ત્યાં સુધી ઉભા રહયા. ફુલની ચાદરો અને હારડાઓ કબરપર પાંથરી તેઓએ પણુ ઘર તરફનો રસ્તો લીધો.

પણુ સીપાહીઓમાં અને ઘણુંખરૂં એશયાખંડના સીપાહીઓમાં કોઈનું પણુ મરણુ ઝાઝી અસર નીપજાવી શકતું નથી, સીવાય કે મરનાર તેઓનો અતલગનો બેલી યાનો વાહાલો દોસ્ત હોય. ખાન અને તેના યજમાને ઘર જવા પછી તરતજ ભોજણુ લીધું, જે આપણે આગળ કહી ગયાં છીયે તે દાંગા બબરચીને હાથે ઘણીજ સરસ રીતે પકાવવામાં આવ્યું હતું. ખાણાંને પુરતો ઈનસાફ આપ્યા પછી બેઉ જણાઓ પેલો ઘણાંક કારી તનનાં અને મનનાં દુ:ખને નરમ પાડનાર તંબાકુનો હુકો પીવા બેઠા. તેઓ જે કીર્થામાં થોડા વખતપર હાજર હતા, તેનો અસાર આગમચ નજદીક ભુલી ગયા હતા. હુકો ફુકતાં તેઓએ પોતાની જીંદગીના બનાવોની વાત એક બીજા આગળ કીધી, કે જે બનાવોથી, જો અકસમાતથી તેઓ સાથે મળ્યા ન હતે તો તદન અણુજાણ્યા રહેતે.

ખાને કાસીમ આગળ પોતાનાં પરાક્રમોની વાત ઘણીજ શા-

રમાતાં શરમાતાં કરી, તોપણ જેખી કાંઈ ખ્યાન તેણે કર્યું તેથી તેની બહાદુરીનો કાસીમને પુરતો ખ્યાલ આવ્યો. પોતાને લગતી વાત પુરી કીધા પછી ખાન બોલ્યો, "બારા ભાઈ, હું પણ પેહલે પૈસા વગરજ મારૂં નસીબ અજમાવવા બહાર પડયો હતો, કે જેમ કદાચ તુંને પણ કરવું. પડશે. જુવાની, મેહનત, અને કોઈબી જોખમ ભરેલાં કામમાં માથું ખોસવાની ટેવ તથા લડાઈનાં થોડાંક હથ્યારો અને એક ચાલચલાઊ ઘોડો, એ સધળાં સાથ હાઈદરઅલીની નોકરીમાં હું દાખલ થયો હતો, અને હમણા તું જોય છે તેમ હું એક હજાર માણુસનો સરદાર છું અને તેનાં બહાદુર લશકરમાં એવો કોઈબી મરદ ન હશે, કે જે તલવારની અણીએ મેળવેલી પ્રખ્યાતીમાં મારા કરતાં વધારે ચઢતો હોય. તારૂં પણ ભવીષ કાંય નહી તેવુંજ હોય? તું કે જે દેખાવડો, જોરેમંદ, હુશ્યાર, અને શીખેલો છે, અને જે ગુણો તારા જેવા નસીબ સોધવા જનારાઓને ધણા ઉપયોગી થઈ પડે છે. ત્યારે શું કહે છે? જેની ચાકરીમાં હુ છું તેની નોકરી તું કરશે? તીપુ લડાઈનો સીંહ અને ધરમનો હાંમો! ઓ પટેલ મને જવાબ દે, કારણ કે હું તને ચાહું છું અને આ બાબદમાં હું તને મદદ કરી શકીશ."

"મારા મેહરબાન, મારી આંખોને આંજી નાખવા તેં એક ખરેખરજ ચળકતું ચીત્ર દોરયું છે. મેં એવી ચીજો માટે ઘણીએક વખત હવામાં કીલ્લા બાંધ્યા છે, મોટી પદવી મેળવવાના ઘણીએક વખત મારાં મગજમાં ખ્યાલ ઉત્પન્ન થયા છે, પણ તેઓ કાંઈજ નહી પણ જુવાનીના ખ્યાલી તુરંગો છે અને જેમ વધારે ચળકતા, તેમ વધારે ભુલાવો ખવાડનાર અને પાર પડવામાં વધારે મુશકેળ હોય છે."

"મારી દહાડીના કસમ, તારાં નીમખના કસમ ખાઈ કહું છું કે, નહી. હું કાંધજ નહી પણ લશકરમાં બનતા દરરોજના બનાવ કહું છું. હાઈદર કેવી પંકતીનો હતો? હલકી, તારા કરતાં તો ઘણીજ હલકી પંકતીનો; તારા વડવાઓ તો ઉમરાવ હતા. તેના કોણ હતા તેની કોઇને પણ ખબર નથી, સીવાય કે તેના વંશનો પાયો નાખનાર એક પંજાબી ફકીર હતો, અને તેની મા ગુલબરગાના એક વણકરની છોકરી થતી હતી. અએ જવાન માણુસ, એ તો સઘળી નસીબની વાત છે, નસીબ કે જે તુંને પણ સીધો રસ્તો બતાવવામાં મદદ કરશે, જે તારાં મોટાં ઊંચાં કપાળપર તારી આખી જીંદગીના બનાવો ગોયા સોનાના અક્ષરે લખ્યા હોય તેમ ચળકે છે."

"મારા મુરબ્બીના બોલો લલચાવનારા છે, ઘણાજ લલચાવનારા, મને આવી વખતે આ આળસુ હાલતમાં પડી રહેવાને ખરેખરજ લાજ લાગે છે; પણ મને નીઝામની ચાકરી કરવા ગમતી નથી અને મરાઠાઓ તો કાફર જાતના છે, તેઓની સાથે ભેળાઈ મારા ધર્મની કાંઈ પણ વખત રૂસવાઈ કરીશ નહી."

"વાહવા! ઘણુંજ મઝાનું બોલ્યો. જો ટીપુ સુલતાન આગળ તું લશકરી પોશાગમાં એક સવાર થઈને જાય-પછી જેમ હું તેના બાપ આગળ તદન એકલો ગયો હતો તેમબી કાંય નહી હોય-તો તરતજ તે તુંને સારા પગારે પોતાની નોકરીમાં રાખે. મારી સાથ આવશે તો એક દોસ્તની ગરજ સરશે, અને મારી દહાડી તથા તારાં નીમખનાં કસમ ખાઈ કહું છું કે, હું તારો દોસ્ત અને ભાઈજ થઈ રહીશ; ના, એટલુંજ નહી, પણ જેવી રીતે તેં મને અને તેણીને (કે જે મારી જીંદગી કરતાં મને વધારે પ્યારી છે) મદદ કરી છે, તેવીજ હું તુંને કરીશ. તેણીનો જીવ બચાવવા-અને તેબી વળી તારી પોતાની જીંદગીના જોખમે-માટે હું તારો કરજદાર છું, તારી મેમાનદારી માટે હું તારો કરજદાર છું. તુંને મારો દોસ્ત અને સાથી કરવા હું ઈચ્છું છું, અને વળી તારા જેવો મરદાનગી ભરેલો નર આવાં ગામડાંમાં ઢંકાઈ રહે, અને આળસુ તથા નીરઉપયોગીપણાથી પોતાનાં નસીબને પોતેજ લાત મારે તે હું જોઈ શકતો નથી. તું શું એમ ધારે છે કે, ચાકરીને તું નહી સોધશે તો ચાકરી તુંને સોધવા આવશે?"

આ માયાળુ-પણ બરભરયા સીપાહના બોલવાથી કાસીમની લાગણી ઉશકેરાઈ તો ખરી, પણ હજી તે આનાકાની કરવા લાગ્યો.

"તું શું એમ ધારે છે કે મીઠા બોલો બોલી હું તને લલચાઊં? હા, એજ મારી ખામી છે, પણ હું ધારૂં છું કે જેને કોઇ દહાડોબી કોઈએ શીખામણ ન દીધેલી અને જેનો પડતો બોલ હમેશાં ઊચકી લેવાયલો, તેની સાથ મેં હદબહાર છુટથી વાત કરી છે."

"નહી, નહી, ઉમરાવ ખાન, બલકે મારા બાપ, એમ નથી. હું તારી પાસ માંગી લઊં છું કે, મને આફજો અને મગરૂર ના ધાર. તારી દહાડીના કસમથી કહું છું કે હું તેવો નથી-મને મારી માને લગતો વીચાર આવે છે-આના અચપુચપણા વીષે મને વીચાર આવે છે-મારી પોતાની"—

"ગરીબાઈ કદાચ" ખાન વચમાં બોલી ઉઠયો "તે કબુલ કરી દેવા શરમાય છે શું કામ? તુંને ઘોડેસ્વાર થઈ બહાદુરી ભરેલા દેખાવે જવા ગમતું હશે, શું એમ નથી?"

"હા, એમજ છે, હું કોઈબી દહાડો પાયદલ લશકરમાં તો સામેલ થઈશજ નહી. વળી ઘોડેસ્વાર લશકર માટે મારે ગમતો ઘોડો ખરીદવાને મારી પાસ પૈસા નથી.

ખરૂં છે. પેગમબરના કસમથી કહું છું કે તું ખરૂં બોલ્યો છે. પણ તેમાં શું મુજાકા છે? તે માટેની તારાં મગજમાંની ખોટી બીક કાઢી નાખ; આજેજ સહવારે હમોએ તારે લગતી વાત કરી હતી; હમો તુંને પૈસા આપવાની માગણી કરી શકતાં નથી—નહી, એમ અધીરો ના પડી જા—વળી ઝવાહીર પણ આપી શકતાં નથી. જો તું કબુલ કરે તો બેઉ તારૂંજ છે. હમો તુંને સારી આબરૂદાર ચાકરી આપવાની માગણી કરી શકયે છીયે, અને તે જો તું કબુલ કરે તો એક મોટા ભાઈની મીસાલ, તારે મારી પાસ જોઈતી ચીજ માગવી જોઈયે, મારી પાસ દખણના સૌથી ઉમદામાં ઉમદા લોહીના બે ઘોડા છે, વળી મારો મોતી તો જુદો. પણ બેમાંનો એક અથવા તો બેઉ તું લે તો તારાજ છે, જો તેઓ તુંને પસંદ ન પડે તો

શેહેરમાં જઈ તુંને મનગમતો ઘોડો ખરીદવાની તુંને છુટ છે; સમજ્યો, હવે એ બાબદસર તુંને કાંઈ પણ ડરવાનું રહયું નથી.

ખાનના ઉપલા બોલોએ આ જવાન માણસપર ઘણી અસર કરી, અને તેના માયાળુ શબ્દો સાંભળી તેની આંખમાંથી આંસુ ટપકવા લાગાં, "ઓ માયાળુ ખવાસના માનવી," તે બોલ્યો, "હું મારાં પોતાનાં ઘરમાં, મારી પોતાની માના સોગંદ લઈ કહું છું કે, મારેથી બનશે તેટલી હું તારી ખીદમતગારી કરીશ—મારાં મરણ તુલીક હું તારી સાથેનો સાથે રહીશ. જેવી મને જોઈતી હતી, તેવીજ માન ભરેલી ચાકરી મને મળી છે, અને તે હું તારો તેમજ તારી બાનુ—પેગમબર તેને સુખી રાખે—નો ઉપકાર માની કબુલ કરૂં છું."

"જ્યારે એમ છે ત્યારે તું તારી તૈયારી જલદી કરે તો ઠીક, કારણ કે કાલ પડતાંમાં તો મારે અહીંથી જવું જોઈયે."

"મુજ જેવા ગરીબની તૈયારી માટે આ વખત પુરતો છે. હવે હું જરા મારી મા આગળ જઈ આવું, અને તેની આગળ એ વીશેની વાત છેડું."

"મીર સાહેબ, તું કહે છે તે બરાબર છે. સાબાશ! એમજ હમેશાં તારી માં સાથે ચાલતો રહેજે. હુંબી હવે ખાનમ આગળ જરા જાઉંછું. તે જાણીને ખુશી થશે કે તેણીનો બચાવનાર અને તેણીનો ધણી બેઉ એકજ નોકરીમાં દોસ્ત અને ભાઈ તરીકે રહેનાર છે."

આટલું બોલી તેઓ છુટા પડયા, અને કાસીમ પોતાની માને શોધવા ગયો. તેણે અંદર જતાં તેણીને પોતાની સુંદર પરોણી સાથ બેઠેલી જોઈ, જેથી તેણે એક દાસીને ઓરડામાં મોકલી કહેવાડયું કે, તે પોતાની મા સાથે પોતાના ઓરડામાં ખાનગી વાત કરવા ઇચ્છે છે.

જોકે તેને તેણીને ઘણું કહેવાનુ હતું, તોપણ તે જાણતો હતો કે તેથી તેણી ઘણી દુઃખી થશે. "પણ હવે મારેથી એમ વધુ વાર ચાલી શકાય નહી" તે મોટેથી બોલ્યો. "હમારા કુટુંબની હાલત ઘણી પડતી છે અને વળી તેની સાથ ખાનના બોલોથી મારી પુર ખાત્રી થાય છે કે હું મારાં ખાનદાનનું માન અને દોલત પાછું મેળવી શકીશ—નહી, મારે કહેવું જોઈયે કે કદાચ મેળવી શકીશ. અને જો અલ્લાની મેહેરબાનીથી નસીબ દેવી મારી ઉપર પ્રસન થશે અને જો દોલત તથા મરતબો હું મેળવી શકશ, તો તેણી તેથી ખુશીજ થશે"—અને અહીં તેના વીચાર એટલા તો ગુંચવાઈ ગયા કે તે પોતે તેઓને સમજી શકયો નહી, કારણકે તેની આંખ આગળ કાંઈ હાથી ને ઘોડાઓ, અને વળી તંબુઓ આવી ઉભા, જેથી તે ઘભરાઈ ગયો. આ સઘળાંની અંદર એક ચોક્કસ બાનુનો અવતાર આવતો હતો, જે અલબત અમીનાનોજ હોવો જોઈયે. તેની માના ઓરડામાં દાખલ થવાથી તે વીચારોમાં ખલલ પડી.

"કેમ બેટા, કાંઈ મને બોલાવવું પડયું, કાંઈ નવી જુની ખબર કહેવાની છે કે? ખાન આપણી પરોણાગતથી સંતોષ પામ્યો છે? ભોજણ કેવું પકાવેલું હતું? પેગમબરના કસમ ખાઈ કહું છું કે એનો બાવરચી ઘણોજ મઝાનો છે. ખાનમને માટે હમારા ઓરડામાં ભોજણ આવ્યું તે શું સરસ હતું! તારી આંખોના કસમથી કહુંછું કે, આ જાતનું ભોજણ મેં કેટલોક વખત—"

પણ જ્યારે આ ઘરડી બાનુ તેણીએ આવી સરસ જાતનું ભોજણ છેલ્લે કયારે ખાધું હતું તે યાદ કરતી હતી, ત્યારે કાસમે હળવે રહી તેણીને બોલતી અટકાવી અને તેણીની આગળજ પોતાની જગા લઇ તે ગંભીરતાથી બોલ્યો, "માદર, મને તુંને ઘણું કહેવાનું છે, વાસ્તે તારા જીવને જરા શાંત કર."

તેણી એક પળમાં તેને ધ્યાન દઈ સાંભળવાને તૈયાર થઈ અને તે શું બોલે છે તેની આતુરતાથી રાહ જોવા લાગી. આ વખતે તેણીનાં દીલમાં કાંઈ થોડી ફીકર ઉત્પન્ન થઈ ન હતી, કારણકે કાસીમના બોલવામાં તેણીએ કાંઈ ચોક્કસ જાતની દલગીરી સમાયલી જોઈ, ના એટલુંજ નહી; તેણીને લાગ્યું કે તે ધ્રુજતે સાહદે બોલતો હતો.

જે દુઃખ તેણીને લાગ્યું તે નહી દાબી શકાય તેવું હતું, પણ કાસમે હળવે હળવે પોતાની સઘળી આશાઓ તેણીની આગળ ખોલ્લી કરી—તેનો અગાઉનો માન ભરી ચાકરીમાં દાખલ થવાનો વીચાર મેહનતું જીંદગી ગુજારવાની તેની ઈચ્છા અને તેના દોસ્તના સાહયા હેઠળ તેની આગળ વધવાની આશા—આ સઘળું તેણે પોતાની મા આગળ એટલું તો સહરાવીને કહ્યું કે થોડા વખતમાં તેણીની દલગીરી કમતી થઈ ગઈ. કાસમે તે જોયું અને આગળ ચલાવ્યું.

"માદર, જયારે તું મને આટલો બધો ચાહે છે, ત્યારે તો હું જ્યારે તારી ઉપર લખીશ કે હું માણસો ઉપર હુકમ ચલાઉ છું, કે કાફર ફીરંગીઓ સાથે હું લડાઈમાં ઉતર્યો હતો, કે મને મોટું ઇનામ મળ્યું છે, કે મારો મરતબો વધ્યો છે, ત્યારે તું મગરૂર ન થશે? ત્યારે એવું ન લાગશે અને તું એમ ન બોલશે,—જો મેં એને ચાકરીએ જતાં અટકાવ્યો હતે તો આજે આમાનું કાંઈ પણ થતે નહી, અને શું હાલને વખત દરેક ઇસલામોને પોતાના ધર્મના બચાવમાં પોતાની તળવાર મ્યાનમાંથી બહાર કાઢવી લાજમ નથી? જરા આસપાસ તારી નજર ફેરવ,—ઇંગ્રેજો બંગાલ અને આઉદના ધણી થઈ બેઠા છે, કરનાટીકવાલા મહમદઅલી અને આઉદના રાજાને ગોયા તેઓએ પોતાના ગોલામ કરી લીધા છે, તેઓ જીત મેળવવાને ભુખ્યા છે, અને જેટલા લુચ્ચા તેટલાજ હીમતવાન છે; મરાઠાઓએબી હીંદુસ્થાન અને દખણનો કબજો લીધો છે, અને નીઝામઅલીનું રાજ કે જે હાલ તો અસલામત પાયા ઉપર ઉભું છે, તેની ઉપર હર પળે પોતાનો દસ્ત લંબાવતું જાય છે—અને શું દરેક ખરા ઈસલામની નજર ટીપુ તરફ નથી ફરતી, કે જે આપ મેહનતથી એક મોટો શેહનશાહ થવા પામ્યો છે? મને લાંબો વખત થયો એ વીચાર આવ્યા કરે છે, કાગડે ડોળે એવી કયારે તક મળે તેની હું વાર જોતો હતો, એ તક હવે હાથ આવી છે અને શું તું તારા બેટાને એટલો થોડો ચાહે છે, કે તેને મળતી આબરૂ, મરતબો, માન અને દોલતમાં તું વચ્ચે પડે છે?"

તે ઘરડી બાનુ કાંઈ પણુ જવાબ આપી શકી નહી. તેણીએ ઉઠી પોતાના મરદાનગી ભરેલા બેટાની છાતી ઉપર પોતાનું માથું મેલ્યું, અને જોકે ત્યાં તેણી ડચકે ડચકે રડી, તોપણુ આખરે ધ્રુજતા અવાજે તેણીએ તેને કહયું કે, તે જે પગલું ભરતો હતો તે ડહાપણુ ભર્યું હતું, અને રાત તથા દીવસ પોતાના છોકરાનાં ભલાં માટે તેણી બંદગી કરશે.

અને એક વખત તેણીએ પોતાના છોકરાથી છુટી પડવાનો વીચાર કીધો કે તેણી તેની વીદાયગીરી માટે સઘળી તૈયારીઓ કરવા બેઠી. થોડાંક તેનાં સોનાંમાં સોનાં પેહેરણો બહાર કહાડયાં, અને બે ત્રણ કસબી કોરના રેશમી કીમતી રૂમાલો, કે જે તેણીના પોતાના હતા, તે તેણીએ તેનાં કપડાં સાથ મેલ્યા, અને બોલી "હવે હૂં ઘરડી થઈછું, અને એવી ચાઈચાઈઓનો મારે વીચારણી કરવો ન જોઈયે."

કાસમ પણ આળસુ બેસી રહયો નહી, પોતાની માથી છુટો પડી તે પોતાના ગામના વડા આગળ ગયો, અને તે માનવંત નરને પોતાની સઘળી ઈચ્છાઓ જણાવી. જોકે આ ઉતાવળા ઠેરાવથી તે અજાયબ તોપણુ ખુશી થયો, તે પોતે પૈસાવાલો હોવાથી, કાસીમને જ્યાં સુધી તે પુરતા પૈસા મેળવી શકે ત્યાં સુધી થોડાંક નાણાં ઉછીકાં આપ્યાં. તેણે તેના મામાને પણ માણસ મોકલી તેડાવ્યો, જે તેજ રાતે આવ્યો, અને પરોઢયું પડે તેટલાં તો તેણે સઘળો બંદોબસ્ત અને તૈયારીઓ કરી દીધી.

એ સઘળું કર્યા પછી કાસમ વધારે શાંત મગજ અને ખુશ ચેહેરે ખાનને મળવા ગયો; તે પોતાના ઘોડાઓ તપાસતો હતો, અને કાસમને તેણે ખરાં દીલથી આવકાર દીધો.

"કેમ" ખાને પુછ્યું, "મારેથી છુટો પડયા પછી તારી મા સાથ સઘળું કેમ પાર ઉતર્યું?"

"સારી રીતે, ઘણીજ સારી રીતે, જોકે પેહલે તેણીએ થોડી ઘણી આનાકાની કરી, પણુ છેલ્લે સમજી ગઈ."

"ઠીક ત્યારે, હવે મારે માથે કાંઈપણુ ઠપકો રહેશે નહી." તે હસીને બોલ્યો, "પણુ મને કહે કે તું ક્યારે તૈયાર થશે."

"હમણાજ ખાન સાહેબ, હમણાજ હું તૈયાર છું," તારા ફકત એક બોલનીજ વાર છે.

"ત્યારે તો કાસમ આપણે ખોટી શા માટે થઈયે—બીસમીલા, આપણે હમણાજ જઈયે, ખાનમબી સારી કાની છે, અને જો તારી ભલી મા આપણુને સોજી જેવી ખીચડી પકાવી જમાડશે તો આપણે ખાઈને તરત નીકળી પડીશું. દહાડોબી જરા વાદળાંવાળો છે, અને આપણુને તડકુબી નડશે નહી."

થોડા વખતમાં શેઠ અને નોકર સઘળાંઓએ ભોજન લીધું, ઊંટોની ઉપર સામન લાદયો, અને ઘોડાઓ ઉપર જીન નાખવામાં આવ્યાં. કાસમને કોઇએ પણુ તેની માથી છુટો પડતાં જોયો નહી, પણુ જ્યારે તે હથ્યારબંધ થઈ બહાર નીકળ્યો, ત્યારે તેના ગાલ ભીજવાયલા જોવામાં આવ્યા હતા—તે વખત તે ખરેખરજ અમીરી દેખાવનો દીસતો હતો, અને તેને જોઈ ખાનથી અજાયબી સાથ વખાણુની બુમ પાડી શકાયા વગર રહેવાયું નહી.

આલાં.

# અનાડી ક્રીસ્તોફર.

## (એક આઈરીશ વાર્તા.)

(ફ્રેંચપરથી તરજુમો.)



ક આઈરીશ વીધવા જેણી પોતાનું ગુજરાન એક ખેતરની આવકપર કરતી હતી, તેણીનો એક ભલો પણુ ભોળો છોકરો હતો, જેનું નામ ક્રીસ્તોફર હતું. ગામડાંનાં લોકોએ તેનું નામ મશકેરીમાં "ક્રીસ્તોફર અનાડી" પાડયું હતું. તેની માએ એક દહાડે તેને બજારમાં દાતરડું ખરીદવા મોકલ્યો, તે લઈ ઘર પાછો ફરતાં એવી તો કઢંગી રીતે તેને ગોળ અને ગોળ જોશમાં ફેરવવા લાગ્યો કે તેનાં હાથમાંથી તે સરી પડયું અને એક ઘેટાંના શરીરપર જોશમાં પડવાથી તે બાપડું જનાવર મરણુ પામ્યું.

ઘર પોંહચ્યવા પછી તેની માએ ધમકાવી તેને કહયું, "મુરખ છોકરા, આએ અકસમાત અટકાવવાને વાસ્તે તુંને તે દાતરડું ઘાસનાં ગાડાં જે આપણો પડોસી ગામડાંમાં લઈ આવે છે, તેમાં મુકવું જોઈતું હતું."

ક્રીસ્તોફરે નમનતાઈથી જવાબ દીધો, "મા, હમણાં મને માફ કરો, બીજી વખતે હૂં વધારે બરાબર વીચાર કરીશ."

બીજે અઠવાડીએ તેણીએ તેને થોડીક સોય ખરીદવા મોકલ્યો, અને લાવતાં ખોહી નહી દેવા વીશે બરાબર સમજાવ્યું.

"મા તમે ફીકર નાં કરો," તેણે ખાતરીથી જવાબ આપ્યો, અને પોતાને કામે જવા નીકળ્યો. જ્યારે પાછો ફરયો ત્યારે ઘણી ખુશાલીમાં હોય એમ દીસતો હતો.

"કેમ ક્રીસ્તોફર, મારી સોય ક્યાં છે?" તેની માએ પુછ્યું.

"અરે! તેઓ તો બધી બરાબર સહી સલામત છે. જે દુકાનપરથી મેં તે ખરીદી ત્યાંથી બહાર આવતાં મેં આપણા પડોસીનું ઘાસથી ભરેલું ગાડું જતાં જોયું; મેં સોયને તેમાં મુકી છે અને ત્યાં તેઓ સલામત છે."

"હા, બરાબર સલામત," તેની માએ કહયું, "એવી તો સલામત કે કોઇ પણુ રીતે તે મળી શકેજ નહી, તુંને તે તારી તોપીમાં મુકવી જોઈતી હતી."

"મા મને માફ કરો," ક્રીસ્તોફરે જવાબ દીધો, "બીજી વખતે હું બરાબર વીચાર કરી ચાલીશ."

બીજે અઠવાડયે, એક ઘણા ગરમ દીવસે તેને થોડુંક માખણુ ખરીદવા આસરે હડી માઈલ દુર મોકલવામાં આવ્યો. માખણુ ખરીદયા પછી ક્રીસ્તોફરે તેની માની છેલ્લી શીખામણુ યાદ કરી પેલું માખણુ પોતાની તોપીમાં મુકયું, અને તે તોપી પાછી માથે પેહેરી. તે કેવી હાલતે ઘર જઈ પુગો તેનો કાંઈ ખ્યાલ વાંચનારને આવી શકશે. તડકાંથી માખણુ તવાઈ ગુડણુ સુધી તેના રેળા ઉતરતા હતા.

તેની નાસીપાસ થયલી માએ આએ પછી જરા પણુ કામ

તેને સોંપવાની હીમત કીધી નહી, પણ વળી તેણીએ ફરીથી તેને બજારમાં મરઘીનાં પીલાંની એક જોડી વેચવા મોકલવાને વીચાર કીધો.

"સાંભળ," તેણીએ કહ્યું, "પેહલી માંગણીમાં કોઈને વેચી નાખતો ના, બીજીને વાસ્તે થોભજે."

"વારૂ," ક્રીસ્તોફરે જવાબ દીધો, અને બજારમાં સાદું કરવા ચાલ્યો. એક ઘરાક તેની આગળ આવ્યો અને પુછ્યું, "આએ પીલાં ત્રણ ફ્રાંન્કે આપશો? (ફ્રાંન્ક એટલે ફ્રાંન્સમાં વપરાતો દસ પેન્સની કીમતનો સીક્કો) "નહી સાહેબ, માફ કરજો, મારી માએ મને કહ્યું છે કે પેહલી માંગણીએ આપવું નહી, પણ બીજીને વાસ્તે ખોટી રહેવું."

"તમારી મા તદન ખરી છે; વારૂ આએ મારી બીજી માગણી છે, બે ફ્રાંન્કે આપવું છે?"

"લેઓ, પણ મને લાગે છે કે મને તમારી પેહલી માંગણી કબુલ રાખવી જોઈતી હતી, પણ કાંઈ નહી. હું મારી માની શીખામણ પ્રમાણે નહી ચાલીશ તો તેણી મને વળી ઠપકો આપશે."

આએ પછી ક્રીસ્તોફરને ઘરમાંજ રહેવાનો હોકમ થયો; કારણ કે તેની માએ જોયું કે લોકો તેને તેમજ તેણીને પણ હસ્તાં હતાં. પણ વળી થોડુંકે એક સવારનાં તેણીએ ફરીથી કોશેશ કરી જોવાનો વીચાર કીધો, અને ક્રીસ્તોફરને બોલાવી કહ્યું, "બજારમાં જઈ આએ મેંઢું વેચી આવ, પણ જોજે કે વળી કોઈ તુંને ઠગે નહી. જે સૌથી વધારે કીમત આપે તેને વેચજે."

"વારૂ," ક્રીસ્તોફરે જવાબ દીધો, "આએ વખતે હું મારૂં કામ સમજું છું." બજારમાં એક ખાટકીએ આવી પુછ્યું, "આએ મેંઢાંની કીમત શું લેશો?"

"મારી માએ મને કહ્યું છે કે સૌથી વધતાંમાં વધતી કીમતેજ તે વેચવું."

૨૦ ફ્રાંન્ક લેશો?

એ શું સૌથી વધતી કીમત છે?

લગભગ.

"હું આએ મેંઢું લેવશ," એક બીજો છોકરો નીસરણીપર ચઢતાં બોલ્યો.

"કેમ લેશો?"

"પાંચ ફ્રાંન્કે."

"હા, પણ તે તો ૨૦ કરતાં ઘણી ઓછી છે," ક્રીસ્તોફરે બીહતાં બીહતાં જવાબ દીધો.

"હા, પણ તમે જોતા નથી કે આએ નીસરણી કેટલી ઉપર જાય છે? આખી બજારમાં મારા જેટલી ઊંચી (મોંઘી) કીમત કોઈ આપશે નહી."

"તમો ખરા છો, આએ મેંઢું તમારૂં થયું છે." ક્રીસ્તોફરે જવાબ દીધો. તે દહાડા પછી ક્રીસ્તોફરને કદી કોઈ પણ ચીજ ખરીદવા અથવા વેચવા મોકલવામાં આવ્યો નહી.

પીરોજા.



# કરણી તેવી પાર ઉતરણી.




ત્યારે આ શું તમારો છેલ્લોજ જવાબ છે કે?"

"હા, હું તમુને છેલ્લીજ વાર કહું છું, માણેકજી, કે હું તમારી ધણીઆણી કદી થનાર નથી."

"હં, હું જાણુંય એ બધું શાને મારે છે તે!" માણેકજી ગુસ્સામાં આવી જઈ બોલ્યો "તમે સોરાબ સંતોકને ચાહો છો, કે જે લુચ્ચો ને બાલે બાલ કરજદાર છે, અને જેને પોતીકો મામો વટીક કોડું દેતો નથી."

"ચુપ રહો સાહેબ!" દુબાશની પીરોજા ધીક્કારથી તેની તરફ જોઈ બોલી, "તમારૂં એવું અપમાન હું ખમવાની નથી. એક માણસ બીજાને ફકત તેનો હરીફ હોવાને લીધે એવી શરમ ભરેલી રીતે વગોવે તેના જેવો નીચ બીજો કોઈ નહી. તમને હું મારો છેલ્લો જવાબ આપી ચુકીય; વાસ્તે મારી આગળથી ચાલી જાવો, અને કોઈ પણ વખતે મારી નજદીક ફરીથી આવતા ના." આટલું બોલી તેણી દમામમાંજ ઓરડામાંથી ચાલી ગઈ.

માણેકજી એક પળ તેણીની પછવાડે જોઈ બબડયો; "સારે તું મને એવી રીતે તુચ્છકારેય કે! વારૂ જોઈશું, માણેકજી મેહતા કાંઈ એવી રીતે બેસી રહેવાનો નથી, ગમે તે થાય પણ તારા પૈસા તો હુંજ લેવાનો."

તે પોતાની પાઘડી લઈ નીચે ઉતરતો હતો, તેટલાં બીજા ઓરડામાં કોઈને મોટે મોટે તકરાર કરતાં સાંભળ્યાથી તે ઉભો રહયો અને આસ્તેથી કુંચીનાં બાંકાંમાંથી જોયું. અંદર બે શખસો હતા, પેસતનજી દુબાશ અને તેનો ભાણેજ સોરાબ સંતોક, કે જે એક ખુબસુરત દેખાવતો અને મજબુત બાંધાનો જવાન હતો.

"હરામખોર!" તે બુઢો બોલતો હતો, "તું અંહી ઠરે પેટે ઉભો રહી મારી પીરોજાને પરણવાની માંગણી કરવાની હીમત કરેય કે? મારી મરજી વીરૂધ તેણી તુંને મળતી હતી અને વાત કરતી હતી, પણ મારી રજા વીના તેણી તુંને કદી પરણશે નહી, કારણ કે જો તેમ તેણીએ કીધું તો મારાં વીલમાંથી હું એને બાતલ કરીશ અને એક દમડી પણ આપીશ નહી—એક દમડી પણ નહી, સમજ્યેય કે સાહેબ! અને સારે તો તેણી તમારી નજરમાં કીમતી ગણાશે નહી; કેમ વારૂ? તમે તે છોકરીનું જીગર જીતી લઈ, તેણીના પૈસા પણ ઉચાપત કરવાનું મન કરોય; પણ મારા બોલ યાદ રાખજો કે તમુને એક દોહડયું પણ આપવા કરતાં હું સઘળું ધર્મ ખાતે આપી જઈશ!"

તે જુવાન પોતાનો મીજાજ અજબ જેવી રીતે કાબુમાં રાખી, ધીરા પણ મજબુત અવાજે બોલ્યો:—

"પેસતનજી મામા, મને તમારા પૈસા જોઈતા નથી, હું પીરોજાને ખરા પ્યારથી ચાહું છું; તેણી પણ મને તેવીજ રીતે ચાહે છે, અને તમે હા પાડો યા નહી, તોપણ હું તો તેણીને મારી ધણીઆણી કરવાનોજ."

"શું શું!" તે બુઢાએ એક બરાડ મારી પુછ્યું, "તું શું મને ધમકી આપેચ—તું મને—"

"મારા મેહરબાન, જરા ધીરા થાવો." ધીરજથી સોરાબે તેને બોલતાં અટકાવ્યો "હું કોઈ પણ જાતની ધમકી આપતો નથી. તમે જ્યારે હમારાં લગન માટે તમારી મંજુરીયાત આપવાને ના પાડોચ ત્યારે—"

"મંજુરીયાત!" તે બુઢો બોલ્યો, "હું તેની અગાઉ તુંને મુવેલો જોઉં!"

"ત્યારે તમે હમોને ફકત એકજ માર્ગ લેવાની ફરજ પાડોચ." આસ્તેથી પણ મજબુતાઈથી બીજાએ બોલવાનું જારી રાખ્યું.

"તું મને એવી રીતે ઉભો રહી અપમાન કરવા આવ્યોચ કે? લુચ્ચા, હરામખોર?"

"સંભાળથી બોલો સાહેબ" તેનો ભાણેજ ગુસ્સાથી લાલ થઈ જઈ બોલ્યો, "જેમ તમે મીજાજ ખોઈ દઈ એકદમ ફાસ્ત જાઓછો તેમ મારેથી પણ, હું કોણની આગળ ઉભોચ તે ભુલી જવાશે."

"શું! ત્યારે વળી મને તુચ્છકારી કહાડી તારૂં જોર પણ મારી ઉપર અજમાવવા માગે છે કે? દુષ્ટ પાપી, નીકળ મારા ઘરમાંથી આ પળે, નહી તો મારા નોકરોને બોલાવી અહીંથી ધકેલો મારી બાહેર કહડાવીશ."

તે જુવાન ફરગો અને બારણાંના ઊંબરપર ઉભો રહી, દાબી રાખેલા ગુસ્સાના ધ્રુજતા અવાજે બોલ્યો, "પેસતનજી દુબાશ, આ બોલો માટે તમુને પસ્તાવું પડશે."

એટલું બોલી ચાલી જતાં તેને માણેકજી બરાબર સામે મળ્યો. આ અચબુચ મેળાપથી સોરાબ ચોંક્યો અને થોડીક પળ તલીક ધભરાટમાં ઉભોજ રહી ગયો, અને જ્યાં તલીક માણેકજી નીચે ઉતરી બાહેર ચાલી ગયો નહી, ત્યાં સુધી તેનો સભરાટ નરમ પડયો નહી.

બીજી સહવારના પેસતનજી દુબાશને કોઈએ છાતીમાં છરી ભોકી મારી નાખેલા મળી આવ્યા. ઘરમાં સઘળે ઘોંઘાટ થઈ રહયો. પીરોજા ગમથી અરધી ઘેલી જેવી બની ગઈ, અને એટલો તો જોરમાં હીસ્ટીરયા થઈ આવ્યો કે ડાકટરની ભલામણથી કેફની દવા આપી બીછાણાં પરજ સુવાડી રાખવામાં આવી: પોલીસને ખબર કરવાથી એક ઘણા અનુભવી ડીટેકટીવના હાથમાં આ 'કેસ' આપવામાં આવ્યો, તે તરતજ તે મુવેલા માણસના ઓરડામાં ગયો અને સઘળી આસપાસની ચીજ ઘણી ચોકસીથી તપાસવા લાગ્યો. આટલું તો ખુલી રીતે માલમ પડતું હતું કે ખુની ઓરડાની નીચી બારીએથી આવેલો હોવો જોઈયે, કારણકે તેનો એક કાચ ભાગેલો હતો અને લાકડાંપર લોહીના ડાઘ હતા, કે જે આંગળું કપાયાથી પડેલા હોવા જોઈયે.

નીચે બાગમાં ઉતરી તે ડીટેકટીવે પોતાની શોધ જારી રાખી. અંહી આખરે તેના હાથમાં કાંઈ આવ્યું—એક રેશમી સફેદ રૂમાલ કે જેની ઉપર એક નાકે $S$. $S$. અક્ષર લાલ રેશમે ભરેલા હતા, તે લોહીથી ખરડાયલો હતો.

નોકરોને પણ એક પછી એક તપાસવામાં આવ્યા અને તેઓએ ડીટેકટીવને જણાવ્યું કે, ઘરમાં છેલ્લો શખ્સ જે મુલાકાતે આવ્યો હતો તે મરનારનો ભાણેજ સોરાબજી સંતોક હતો; અને તેઓએ બેઉ જણને ગુસ્સામાં તકરાર કરતા સાંભળ્યા હતા, અને તે જુવાન શખસ ઘણી ઉશકેરાયલી હાલતે બાહેર ગયો હતો.

"સોરાબજી સંતોક!" તે ડીટેકટીવ પોતાના વડા આગળ આ બાબદનો રીપોર્ટ લઈ જતાં મન સાથ બડબડયો, "$S$. $S$. આ અક્ષરો રૂમાલપર ભરેલા છે; તેજ છેલ્લો ઘરમાં આવી આવી ગયો હતો, અને તે બુઢા માણસ સાથે તકરાર કરી હતી—પૈસાની બાબદ હોવી જોઈયે—જુવાન લોહી—છરી લઈ તે બુઢાને ઠાર કરી ઉશકેરાયલી હાલતે બાહેર નીકળી ગયો હશે, આ માટે કાંઈ શક નથી; સોરાબજી સંતોકજ ખુની છે!"

* * * * * * * *

પોતાના મામા સાથની આવી સખત વાતચીત પછી બીજી સહવારના સોરાબ સંતોક હમેશાની માફક શાંત મને ઉઠયો અને આગળા દીવસની વાત તદન ભુલી ગયો, અને ખુશ મીજાજે પોતાનાં કામે વળગ્યો. તે હજુ તો પોતાની ખુરસી ગોઠવી બેસે તેટલાં કોઈ માણસે તેના હાથમાં હેંડબીલ લાવી આપ્યું, કે જેની ઉપરનું મથાળું "એક બંગલામાં થયલું ભયંકાર ખુન" કરી વાંચતાં અને તે ભોગ કોણ હતો તે જાણતાં તેની દલગીરી અને ધભરાટનો કાંઈ પાર રહયો નહી. ફકત થોડાજ કલાક અગાઉ તેવણને પુર તંદરોસ્તીમાં તેણે દીઠા હતા અને હમણાં તેવણ મરણ પામેલા—તેવણને મારી નાખેલા હતા, એ કામ કોણે કરયું હશે?

આ સવાલનો જવાબ તેને જલદીથી મળ્યો. બપોર પડતાં ટપાલનો સીપાઈ તેને માટે એક કાગળ લાવ્યો, જે નીચે પ્રમાણેનો હતો:—

"મારા અતી વાહાલા સોરાબ,

તમે અત્યાર અગાઉ તમારા મામાનાં અકાળ મોત વીશે જાણ્યું તો હશે. તમુને આથી કેવો ફટકો લાગયો હશે!—એથી વધારે જયારે તમે તેનો ખરો ખુની કોણ છે તે જાણશો ત્યારે કેવો લાગશે! સોરાબ, વાહાલા સોરાબ, આ ભયંકાર સચ્ચાઇ જાણવા માટે સઘળું જોર એકઠું કરો, કારણ કે તેવણનો ખુની તો હું છું!

તે એમ બન્યું. ગઈ રાતના હું એવણ આગળ તમુને જે ગેરઈનસાફ કરયો તે વીશે સમજાવવા ગઈ. તેવણ ગુસ્સામાં આવી જઈ ગાળો દેવા લાગ્યા, પણ મેં કહયું કે મારો ઠેરાવ હું કદી છોડવાની નથી, ત્યારે તેવણે મને મારી. સોરાબ, અને હું મારા ગુસ્સાને લગામમાં રાખી ન શકતાં મેં છરી લઈ તેવણની છાતીમાં

બોકી દીધી; ત્યાર પછી શું બન્યું તે હું જાણતી નથી, કારણ કે હું ઘેલી થઈ ગઈ હતી.

ખોદા ખાતર, સોરાબ, આ મારો ભેદ છુપો રાખજે!

લા૦ તમારી કંગાલ,

પીરોજા પે. દુબાસ."

"ઓ મારા ખોદા!" તે બોલી ઉઠયો, "પીરોજા, મારી ગરીબ પીરોજા, એક ખુની? શું હું દેખાઈતી આંખે આંધળો બન્યો? અરે હવે હું શું કરૂં! એક નીરદોષ માણસપર ગુનાહનું તોહમત મુકે, ત્યારે હું મુગો બેસી રહુ?"

તેજ પળે તેના સવાલનો ઉત્તર આવ્યો. દાદરપર કોઈનાં ભારી પગલાં સંભળાયાં અને બીજી પળે તેનાં ખભાંપર એક મજબુત હાથ પડયો અને સોરાબજી સંતોકને, પેસતનજી દુબાસનાં ખુનને માટે પકડવામાં આવ્યો. તેને ન્યાયધીસ હજુર ઉભો કરવામાં આવયો, પણ ફકત તેની ઉમર, ધંધો, તથા રહેવાનું ઠેકાણું સીવાય બીજું કાંઈ પણ તેઓ તેની પાસથી મેળવી શકયા નહી, અને તે ખુનની રાતનાં કયાં હતો અને શું કર્યું હતું તે વીશે તેણે તદનજ ચુપકીદી પકડી હતી અને તે સવાલના જવાબો આપવાને સાફ ના પાડતો હતો. તેની તપાસનો એક દહાડો ઠેરવવામાં આવ્યો અને તેને બંદીખાને લઈ ગયા.

"મારાં મનમાં કાંઈજ શક નથી કે આજ માણસ ખરો ખુની છે-ખુલ્લી રીતે જણાઈ આવે છે." બંધવાને લઈ ગયા પછી આ રીતનું મત ન્યાયધીસે આપ્યું અને ઓરડા માંહેલા એક સીવાય દરેક જણે તેને ટેકો આપ્યો.

આ એક જણ તે ડીટેકટીવ અબદુલ હતો, તેના હાથમાં આ કેસ આપવામાં આવગો હતો અને જે બંધવાની તપાસ વેળા તેને બારીકીથી નીહાળતો ઉભો હતો, અને તે કેવી ઢબથી જવાબ દેતો હતો તે સઘળું ધયાનથી તપાસતો હતો.

સર્વે જણ જ્યાં તુલીક ન્યાયધીસ સાથે એકમત થયા ત્યાં તુલીક તે થોભ્યો અને પછી બોલ્યો:—"અને તોપણ ગ્રહસથો, હું તમારી સાથ સરત બકુંછું કે આ માણસ ગુનેહગાર મુદલ છેજ નહી, એની ઢબછબ બારીકીથી જોનાર શખ્સને ગુનેહગાર જેવી જણાતીજ નથી."

પણ આ વેળા સર્વેએ તેને હસી કહાડયો.

"અલબતાં," ઈબરાહીમ જે અબદુલનો કટ્ટો હરીફ હતો, તે બોલ્યો, "જો કોઈની સાથ પણ તારૂં મત એક થાય તો પછી તારૂં નામ અબદુલ કેમ કહેવાય?"

"અને તોપણ હું કદાચજ ભુલાવો ખાઊંય." બીજાએ ઠંડે પેટે જવાબ વાલ્યો.

"એ તો તારૂં નસીબ સારૂં છે તેમાં, નહી કે તારી તીક્ષણ બુદ્ધીથી" તણકાથી ઈબરાહીમ બોલ્યો, "પણ આ માણસને તો તારાં ગમે એવાં નસીબે પણ તું બચાવી શકશે નહી. તેણે પોતાના મામા સાથ કજીઓ કરી, ક્રોધમાં તેને છરી ભોંકી દીધી છે; તેનો રૂમાલ લોહીથી ખરડાયલો મળી આવ્યો છે, કે જેની ઉપરનું નામ, તે તેનોજ છે એવું પુરવાર કરે છે. આવા હુશીયાર માણસોની જુરીને એથી વધારે સાબેતી કઈ જોઇયે? હવે યાદ રાખજે એ તો ફાંસીએ ચઢવાનો!"

"આપણે જોઈશું," અબદુલે ધીરેથી જવાબ આપ્યો અને ઓરડો છોડી ગયો.

બીજે દહાડે તે બંધવા આગળ ગયો અને જો કે તેઓએ કાંઈ ઘણી વાત કરી નહી, તોપણ અબદુલનાં મનમાં વધારે સખત વીચાર બેસી ગયો કે આ માણસ તદન નીરદોષ છે.

ત્યાર પછી તે દુબાસને બંગલે ગયો. પીરોજાએ તેને અંદર લઈ જઈ બેસાડયો. તેણીની તરફથી તેને કાંઈ ઘણી અગત્યની ખબર મળી. ખુનની રાત્રે તે ઘરમાં એક બીજો શખ્સ પણ આવી ગયો હતો—માણેકજી મેહતા, દુબાસનો એક દોસ્ત. અબદુલ ઘણો ખુશી થયો, કે આ પત્તાથી પોતાની કલ્પનાની સચ્ચાઈ કોઈ પણ રીતે તે શોધી કહાડશે.

તે દીવસથી તે માણેકજીની પુઠે લાગ્યો, તેની ચાલચલણ, રહેવાનું ઠેકાણું, કામ ધંધો, સર્વેની ખબર કહાડી.

બે મહીના પછી તપાસ ચાલી. ફરયાદી તરફના ઘણાક સાક્ષીઓએ પુરવાર કરયું કે મરનારને બંધવા સાથે સગાઈ હોવા છતાં પરવડતું હતું નહી. રૂમાલને પણ આ વખતે દેખાડવામાં આવ્યો; મામા અને ભાણેજ વચ્ચેના કજ્યાની વાત નોકરો તરફથી મળી; અને દરેક બાજુથી સોરાબ ધાસતીમાં આવી ગયો.

ફરયાદી તરફનું સાંભલ્યા પછી પ્રતીવાદી તરફના સાક્ષીઓ તપાસ્યા, કે જેઓ ઘણાજ થોડા હતા. તેઓએ તોહમતદારની સારી ચાલચલણ અને આબરૂદાર ધંધો પુરવાર કર્યો. તેનો છેલ્લો સાક્ષી કોઈ નહી પણ અબદુલ ડીટેકટીવ પોતે હતો.

તે બોલ્યો કે બંધવાને નીરદોષ ધારવાનું તેની પાસે કારણ છે. (અંહી સર્વેએ જોયું કે તોહમતદાર દેખઈતી રીતે ચોંકયો, અને ફીક્કો પડી ગયો) તેણે સાક્ષી આપી કે ખુન પછીની સવારનાં તેણે તે ઘરની તપાસ કરી હતી, કે જ્યારે બારી ભાગેલી માલમ પડી હતી અને લાકડાંપર અને કાચપર લોહીના ડાઘ હતા કે જે ખુનીના હાથપરના ઘામાંથી નીકળેલાં લોહીના હોવા જોઈયે. તેણે બંધવાનું શરીર તેને પકડયા પછી તરતજ તપાસ્યું હતું, પણ તે પર એક ઘસો વડીક હતો નહી. તોહમતદારના ઓરડા તપાસ્યા છતાં લોહીથી ખરડાયલા રૂમાલ જેવો એક પણ મળી આવ્યો હતો નહી. આ ટાંકણે બંધવો ઉઠયો, પણ અબદુલે બેધડક બોલ્યાજ કીધું—

"આ કાગળ બાઈ પીરોજા દુબાસના અક્ષરની નકલ છે, પણ તેવણે તે કદી લખ્યુંજ નથી; તે પેસતનજી દુબાસના ખરા ખુનીએ પરદા તરીકે વાપરયુંચ અને (તે સોરાબ તરફ ફરયો, કે જે ફીક્કો અને ધ્રુજતો બેઠો હતો.) તેણે પોતાનું કામ બરોબર કરયું છે, પણ આ કાગળપર ખોટી સહી કરી છે."

"ઓ ખોદા!" સોરાબ બોલી ઉઠયો.

"અને હવે તમો નામવરની પરવાનગીથી હું તમુને એક વાત કહું." અબદુલે પોતાની નજર માણેકજી તરફ ફેરવી બોલતું જારી રાખ્યું, કે જે નફતાઈથી હસતો સામે બેઠો હતો. "બે

વરસની વાતપર કલકતા મધે એક પૈસાવાલો વેપારી વસ્તો હતો." (માણેકજી ચોંક્યો, પણ હસવું જારી રાખ્યું.) "આ વેપારી કે જેનું નામ માણેકજી કરી હતું, તેને ઘરમાં નાણાંની મોટી રકમ રાખવાની ટેવ હતી. એક સવારનાં તેને કોઈએ મારી નાખી, ત્રીસ હજારની રકમ, જે તેને ત્યાં તેજ રાત્રે ભરવામાં આવી હતી, તે ઉચાપત થઈ ગઈ. અને તે વખતે બોલાવવામાં આવ્યો, અને થોડીક દેખઈતી નીરજીવ વીગતો પરથી તે ખુન થયલા શખ્સના એક 'કલારક' શાપુરજી સરાફપર શક ગયો હતો." અહીં માણેકજી એક ઝીણી ચીચીઆરી પાડી સફેદ પુની જેવો થઈ ગયો. "આ માણસે તે વેપારીની નોકરી ખુનની થોડુંક આગમચની છોડી હતી. હું તેને ઘર ગયો, પણ તે ત્યાંથી નાહસી ગયો હતો, ક્યાં તે કોઈ કહી શક્યું નહી. મારી સોધ વેળા મને આ રૂમાલ મળ્યો અને તે મેં હજી તુલીક મારી પાસે રહેવા દીધો છે. તમે જોશો કે આ તે દુબાશના બાગમાંથી મળી આવેલા રૂમાલની બરોબર જોડ છે. તેનો ધણી શાપુરજી શરાફ, તે માણેકજી મેહતા અને પેસતનજી દુબાસના ખુની છે! ઉભા રહો સાહેબ?" જેવો માણેકજી કુદકો મારી બાહેર નાહસવા ગયો તેવીજ તેણે બુમ પાડી. "શાપુરજી શરાફ ઉરફે માણેકજી મેહતા હું તમુને પેસતનજી દુબાસનાં ખુન માટે તકસીરવાર જણાઉં છું! સીપાઈઓ આ માણસને પકડો!"

* * * * * * *

બીજે દીવસે અબદુલે પોતાના વહાના હાથમાં દુબાસના ખુનીએ કબુલ કીધેલું પોતાના ગુનાહનું વર્ણન મેલ્યું, તેની નીચે શાપુરજી શરાફ ઉરફે માણેકજી મેહતાની સહી હતી.

તે બીના આ પ્રમાણે હતી કે, કેવી રીતે તેને મામા અને ભાણેજ વચ્ચેનો કજીયો સાંભળી તે બુઢાને મારી નાખવાનો વીચાર કરયો; અને રાતના બારીએથી ઉપર આવી તે બુઢાને ખુરસી ઉપર બેઠેલોજ ઠાર કરયો હતો. તે તોહમતદાર પાસ સુપરીટી પકડાવા ખાતર કેવી રીતે તેણે તે છ્ય સરોસટનો કાગળ પીરોજાનું નામ ધારણ કરી લખ્યો હતો, ઈત્યાદી.

થોડા કલાક પછી સોરાબ સંતોક બંધીખાનામાંથી છુટો થઈ બાહેર નીકળ્યો, અને માણેકજી ઉરફે શાપુરજીને અંદર પુરવામાં આવ્યો; અને તેની આસપાસ મજબુત ચોકી પોહરા રાખ્યા. પણ તેને ફાંસીની ટેપ મારે તે અગાઉ તે પોતેજ ફાંસી ખાઈ મરણ પામ્યો.

થોડા મહીના પછી પીરોજા અને સોરાબ પરણ્યાં. તેઓ હાલ એક નાના સુંદર બંગલામાં વસે છે કે જે ખુબસુરત નાનાં બુલકાંઓથી ગાજી રહયો છે. પીરોજા તેઓ આગળ પોતાની અસલી વાત કરતાં કદી થાકી જતી નથી, અને તે શખસ કે જે તેણીની આબરૂ જાળવવા ખાતર પોતાના કીમતી જીવનો ભોગ આપવાને અચકાયો નહી હતો, તેની તરફ મગરૂરીથી આંગળી કરી બતાવે છે.

GOOL.



## જુવાનોને શીખામણ.



તમારાં મગજને સણગારવા સઘળી જાતનું ગ્નાન મેળવવાની કોશીશ કરો. તમારી જીંદગીની નદીમાં આગળ વધવાને તે ઘણું ફાયદાકારક અને જરૂરનું થઈ પડશે. એક ભણેલા અને એક અભણ શખ્સ વચ્ચે કેટલો બધો મોટો તફાવત છે? જેમ ચળકતી રોશની કાળાં અંધારાંથી જુદી પડે છે, જેટલો જીંદગી અને મોત વચ્ચે તફાવત છે, તેમજ અને તેટલો એક ગ્નાની અને અગ્નાન વચ્ચેબી છે. અગ્નાનપણું એ તે ઝેરી મુળ છે, કે જેમાંથી આંધળો વેહમ, અધર્મીપણું, અને કંગાળયત જેવા બુરા રોગો દુનિયામાં પેદા થાય છે.

બીજાઓની દોલતનો જુઠો ભપકો નબળાં મનનાં અને લોભી માણસોની આંખોને ઝાંખવી નાખે છે, પણ તમે તેમ થવા દેતાં ના. તેઓ જે ચીજે પોતા પાસે નહી હોય તે માટે વારંવાર અફસોસ કરે છે, અને તેઓનો અસંતોષી જીવ ફોકટની ઈચ્છાઓનો શીકાર થઈ પડેલો હોય છે. તેઓની એવી કંગાળયત જોઈ તમો ચેતો. જીંદગીનું સુખ અને શાંતી આપણી પોતાની ચાલતી હાલતપર સંતોષ રાખવાથીજ મળે છે. ખુદા, કે જેણે તમોને તમારી ચાલતી હાલતમાં મુકયાં છે, તે કાંઈ તમારી જરૂરયાતો, અને તંગીઓથી અજાણ્યો નથી. તમારો વીશ્વાસ તેની ઉપર મુકો, અને તે તમારી સઘળી જરૂરયાતો પુરી પાડશે. કાંય માણસો સુના રૂપાંના એટલા બધા શોખીન છે? એ ધાતુના કડકાઓ કાંઈ માણસની ભુખ ભાંગતા નથી, કે તેમની તરસ મટાડતા નથી, કે નથી તેઓ માણસોને ખરાં સુખી બનાવતા, ત્યારે શા માટે તમોએ એ ધાતુના કડકાઓ ઉપરજ તમારાં સઘળાં સુખનો આધાર રાખવો જોઈયે?

ઠઠા, મશકરી અને ટીકા કરી બીજાં માણસોને દુઃખી કરતાં ના. તેઓ એક તીક્ષણ તીરની માફક સામાં માણસોને જખમી કરે છે, અને બીજાઓને દુઃખી કરી શું તમો મનનું ખરૂં સુખ મેળવવાની આશા રાખો છો?

સઘળું જોઈને વીચાર કરવાની ટેવ રાખો. આપણે એક અજાયબીઓથી ભરેલી દુનિયામાં રહયે છીયે, અને ત્યાં આપણી આંખોનો તથા વીચાર શકતીનો બરોબર ઉપયોગ નહી કીધાથી કેટલું બધું ખોઈએ છીયે?

નમનતાઈથી વર્તો. નમ્રતા એ મોટાં અને ઉંચાં મનની નીશાની છે. હુશીયારી, પદવી અને દોલતને નમ્રતાનો શોભાયમાન જામો મગરૂરી કરતાં વધારે જેબ દે છે.

તમારી જીંદગીની ફરજો બજાવવાને ભુલી જતાં ના; બુરે માર્ગે ચાલવાની ટેવ પાડતાં ના; તમારાથી વડાંના હુકમોની સામે થતાં ના. ઘણું બોલતાં ના અને કોઈ બે ટોલી વચ્ચે અંતફેર હોય ત્યાં એક તરફ ખુશામત અને બીજી તરફ તલવારના જેવા તીક્ષ્ણ બોલોનો મારો ચલાવતાં ના. ગરીબોને ધીક્કારતાં ના, અને મા બાપ વગરનાં છોકરાંઓને તથા વીધવાઓને ઠગી તેમને દુઃખી કરતાં ના. બીજાં માણસોના ચેહરાની ખામીઓ માટે હસતાં ના, દોલતને માટે મગરૂર રહેતાં ના, અને ગરીબાઈને માટે ફરયાદ કરતાં ના. જો ખરેજ સુખ મેળવવા ચાહતાં હોવો તો તમારાં બીજાં ભાઈબંધ મનુષ્યો તરફ દયા અને હેતની લાગણીથી જોજો, અને ચહડતી હાલતથી મગરૂર બની જઈ તમારાંથી ઉતરતી પદવીનાંને ધીક્કારતાં ના; ટુકમાં કહયે તો, ખુદાને ચાહો, સચ્ચાઈને ચાહો, સદગુણને ચાહો, અને તમો આ દુન્યામાં જે ખરૂં સુખ છે તે મેળવી શકશો.

## મગરૂરી.



આપણે મગરૂરી શા માટે કરવી જોઈયે ? શું આપણી દોલત, વીદ્યા કે પદવી માટે આપણે મગરૂર રહેવું જોઈયે ? આ સવાલો ઘણા અગત્યનાછે. જેઓ એ સવાલો સહમજતાં નથી, જેઓ એ સવાલો પોતાને પુછતાં નથી, તેઓ કદીબી પોતાની મગરૂરી છોડતાં નથી. આપણી ખુબસુરતી ઉપર શું આપણે મગરૂર રહયે ? આપણા કરતાં ખુદરતની ખુબસુરતી એવો તો ખુશનુમા દેખાવ ધરાવે છે કે તેની સાથે સરખામણી કરતાં આપણે ઝાંખાં પડી જઈયે છીયે. આપણે આપણી વીદ્યા અને કાબેલીયતપર શું મગરૂર થઈયે ? પણ આપણે જે ગ્નાન ધરાવ્યે છીયે તે આ મોટી દુન્યિાનાં સઘળાં ગ્નાન સાથે સરખાવતાં દરીયાના કીનારાપરના કાંકરા જેટલું છે. ત્યારે એટલી થોડી વીદ્યાપર આપણે મગરૂરી શામાટે કરવી ? શું આપણે આપણી દોલત અને પદવી ઉપર મગરૂર રહયે ? પણ માણસની હાલત હમેશાં એક સરખી રહેતી નથી, તે અચોક્કસ અને દુઃખ તથા ચીંતાથી ભરેલી છે. જેઓનો માર્ગ હમણાં ખુલ્લો અને ચળકતો દીસે છે, તેઓનાં માથાં ઉપર કાળું વાદળ જલદીથી એકઠું થઈ એકદમ તોફાન થઈ આવે તેમાં નવાઈનથી. ત્યારે એવાં થોડા વખતનાં ખાલી સુખને માટે શામાટે મગરૂરી કરવી જોઈયે ? શામાટે સફેદ ધાતુના કટકાને ખાતર ગરીબાઈને ધીક્કારવી જોઈયે ?

યાદ રાખો કે તમો જનમ્યાં તે અગાઉ કોણ હતાં. કાંઈજ નહી. ત્યાર પછીનાં કેટલાંક વરસો સુધી તમારી હાલત કેવી હતી ? ઘણી નબળી. અને તમારી આખી જીંદગી તમે કેવી હાલતમાં ગુજરી છે ? ખુદાનાં, તમારાં માબાપનાં અને આખી દુનિયાનાં કરજદાર તરીકે. આ અને એવાજ બીજા વીચારો ઉપર ધ્યાન આપ્યે, તો આપણુને માલમ પડશે કે નમ્ર થવાના કરતાં બીજું કાંઈબી વધારે વાજબી નથી, અને મગરૂરી કરવાના કરતાં વધારે મુરખ ચીજ બીજી કોઈ નથી.

જેઓમાં ડહાપણ છે તેઓ હમેશાં નમ્ર રહે છે. ગમે એવી ઊંચી ખાશીયત, પદવી, કાબેલીયત કે દોલત તેઓ ધરાવતાં હોય તોબી તેઓ કબુલ કરશે કે એ માટે મગરૂર થવાનો તેમને જરાએ હક નથી, કારણકે એ સઘળી તે કીરતારની બક્ષેશ છે.

મગરૂરી સઘળી જાતની ખરાબીની માતા છે, તે આપણી ખુબીઓને મોટી દેખાડે છે, જ્યારે બીજાંઓની ખુબીઓને તે ઢાંકી નાખે છે. તે એક એવી કીસમનું ઝેર છે કે જે બીજા સઘળા સારા ગુણોને બગાડે છે અને બીજી સઘળી સારી ખાશીયતો હોવા છતાંબી એક મગરૂર માણસ પોતાની એકલી એજ ખાશીયતથી પોતાને ઘણી અણગમતી અને ધીક્કારવા જોગ હાલતમાં લાવી મુકે છે.

હવે એક મગરૂર માણસની દુઃખના વખતની હાલત જુઓ. જે નમ્રતા નમ્ર માણસને તેની સ્થીતી પ્રમાણે દુઃખ ભોગવવાને શકતીવાન કરે છે, તે તેણે ખોહી દીધી છે. મગરૂરીમાં ગરક થયાથી પડતાં દુઃખનો અટકાવ કરવાને તે તદન અયોગ્ય છે; અને એ રીતે તેની સઘળી આશા ભંગ થઈ ગઈ હોય છે. મગરૂરી રાખ્યાથી તેણે દુઃખનાં પ્યાલાંમાં બેવડી કડવાશ નાખી છે, તથા જે તળવાર તેઓપર ઉચકવામાં આવી છે, તે તળવારની ધાર તેઓએ પોતેજ બારીક કીધી છે. સુખના વખતમાં તેણે ખરાબે પડેલાં તરફ ધીક્કારની નજરથી જોયું હતું, ત્યારે તેણે વીચાર નહી કીધો હતો કે કદાચ તોફાનના સપાટામાં તેનું વાહાણ પણ આવી જશે અને જેવી રીતે તેણે પોતાના ભાઈબંધ મુસાફરો તરફ ચાલ ચલાવી હતી, તેવીજ ચાલ તેની તરફ પણ ચલાવવામાં આવશે. માટે પ્રીય બેહનો, નામાંકીત વીદ્વાન પ્લેટોનાં મગરૂરી દુર કરવાનાં નીચલાં સાત કારણો ધ્યાનમાં લેવો અને તમોને જણાશે કે મગરૂરી કરવાનો આપણુને કેટલો થોડો હક છેઃ—

૧. માણસનો આત્મા હલકો અને દુઃખ ભરેલો છે.

૨. તેનું શરીર હેવાની ખાશીયતો ધરાવતું અને નબળાઈથી ભરેલું છે.

૩. તે પોતાની ભુલચુક અને મુરખાઈ કરવામાં મક્કમ છે, જ્યારે બીજી ચાલચલણમાં અને નેક કામો કરવામાં તે ઢીલો રહે છે.

૪. તેની સઘળી મેહનત ફોકટ, ગુંચવણ ભરેલી અને અંત વગરની છે.

૫. તેનું નસીબ ફરતું છે, કોઈજ વખતે ખુશ કરે છે, સંપુર્ણ તો છેજ નહી.

૬. તેના અંતના દહાડાપર તેને ડહાપણ આવે છે, પણ ત્યારે તેને વખત મળતો નથી.

૭. તેનું મોત તો ખચીતજ આવનાર છે, તેના દરવાજા આગળ પળે પળ ઉભું રહી વાત જુએ છે, તે દુર તો થઈ શકવાનુંજ નથી.

બનબાઈ ફ. શેઠના.

પર જુના જોડા તથા ચોખા નાખે છે. તે જોડામાંથી કોઈ કુંવારી બાનુ એક ઊંચકી લેવાને સામર્થવાન થાય છે તો તેણીનાં લગન થોડા દહાડામાં જરૂર થવાનાં એમ તેઓ ધારે છે.

"હનીમુન" કરયા બાદ જ્યારે તેઓ પોતાને ઘર પાછાં ફરે છે ત્યારે ધણીઆણી ઘરના ઊંબર પર પગ મુકતી નથી, પણ તેણીનો ભરથાર પેહલ્વે અંદર આવી ઊંબર પરથી ઊંચકી તેણીને અંદર મુકે છે.

તેઓ એવું ધારે છે કે, ઉપલા કાયદાઓ જે કોઈ બાનું બરાબર ધ્યાનમાં રાખી તે મુજબ ચાલે ને અદરાવા અગાઉ એટલું બરાબર જાણી લે કે જે શખસ સાથ તેણી અદરાવાની છે તેનાં નામનો પહેલ્લો અક્ષર પોતાનાં નામના પેહલા અક્ષરથી જુદોજ છે, તો ઘણું કરીને તે જોડું એક બીજા સાથે સારી રીતે વરતી સલાહ સંપજથી રહેશે ને પેલી અસલી કહેવતને નીસ યાદ રાખે, કે જે કહે છે કેઃ—

"ઘણાં લગનો થાય છે, પણ થોડાંજ સુખી નીવડે છે તેનું કારણ એજ છે કે, જુવાન ધણીઆણીઓ પોતાનો વખત પીજરાં (cages) બનાવવાને બદલે ફાંસા (nets) બનાવવામાં ઘણો રોકે છે."

આઈમાય સોરાબજી કાવસજી દોટીવાલા.

## કેફી વસ્તુ પીનારી સ્ત્રીઓ.

એક ગ્રહસ્થ, ડાકટર નોરમન કાર પાસે જઈ, બાનુંઓમાં વધતા જતા કેફી વસ્તુઓના મહાવરા વીશે વાતચીત કરતો હતો, તે ડાકટર કારે નીચે મુજબ બીના પોતાના કેટલાક દરદીઓની કહી સંભળાવીઃ—

નીસાંની બધી વસ્તુઓમાં દારૂ સઉથી પહેલો અને ઘણોજ વપરાય છે, પણ બધી જાતની ચીજો દરેક પંક્તીની સ્ત્રીઓ વાપરે છે. કેફ કરવામાં કલોરલ, કલોરોડાઈન, અફીણ, કોલન વોટર, કલોરોફોરમ, વીગેરે ઘણી જણુસો વાપરવામાં આવે છે. કેટલીક એવી સ્ત્રીઓ છે કે જે દીવસમાં ત્રણ બાટલી બ્રાંન્ડી પી જાએ છે, ને દીવસની એક બાટલી પીનારીઓ તો બહુજ બાયડીઓ છે. એવાંખી દરદી મારા હાથ તળે આવી ગયાં છે કે જેઓ દીવસમાં ૯૬૦ ગ્રેન કલોરલ ખાઈ જતાં, જોકે. કલોરલ તો આસરે ૨૦ ગ્રેનજ સાધારણ રીતે લેવામાં આવે છે. દીવસમાં ૮ આંઉસ કલોરોડાઈન પીનારી સ્ત્રીઓનીબી દવા મેં કરી છે, અને એવા પણ દાખલા આવી ગયા છે કે દીવસમાં એક પાંઈંટ જેટલું કલોરોડાઇન પીને નીસાંમાંજ રહે. ચાહે અને કાફી પણ હદથી જ્યાદા પીવામાં આવે છે. એક દીવસ હું એક દરદીના ઘરમાં ગયો ને જોઉંછું તો તદન બેભાન તે પડેલી હતી; આખો દીવસ તેણીએ ચાહે સીવાય બીજી કશીજ વસ્તુ લીધી ન હતી પણ સવારથી તે સાંજ સુધીમાં તે એક રતલ ચાહે પી ગઈ હતી. બીડીના રૂપમાં તંબાકુ પણ જોઈએ તેટલો વાપરે છે. મારાં કેટલાંક દરદીઓને રોજની ૩૦ (સીગારેટ) કાગળની બીડીની રાતબ બાંધી આપેલી છે. આવા પ્રકારનાં બ્યસન સ્ત્રીઓમાં જોવામાં આવે છે.

વફાદાર ધન વકીલ.



## મીસીસ મારતીન.



આ નામીચી બાઈ મીસીસ નેલી મારતીન તા૰ ૧૪ મી આગસ્ટ ૧૭૭૫ ને દીને જન્મી હતી. તેણી ઘણી ખુબસુરત હતી, તેણીને તવારીખ વાંચવાનો ઘણો શોખ હતો. તેણી બાર વરસની નાની ઉમરમાં ફ્રેંચ, લેટીન અને ગ્રીક ભાષા જાણતી હતી.

મીસીસ મારતીન પચીસમે વરસે મી૰ ફ્રેદ મારતીન નામના એક જુવાન કપટાન સાથે પરણી હતી. તેણીનો ભરથાર મી૰ મારતીન ઘણા આકળા સ્વભાવનો હતો; તે તેણીને સેહજ વાંક સર ધમકાવતો તથા મારતો હતો.

મીસીસ નેલી મારતીન સરવે સંકટ તથા ભરથારનો ગુસ્સો હીમતથી ખમતી હતી.

મીસીસ મારતીને સતાવીસમે વરસે એક ખુબસુરત તથા દેખાવે ચંચળ બેટાનો જન્મ આપ્યો; તે છોકરો ત્રણ વરસનો થયો ત્યારે મીસીસ મારતીન પર નવું દુઃખ આવી પડ્યું. તે દુઃખ મી૰ ફ્રેદ મારતીનનું મરણ હતું. તેણીને છોડી તેણીનો વાહાલો ભરથાર ફ્રેદ પેલી દુનિયામાં સુખ ભોગવવા ગયો.

મી૰ મારતીનનાં મરણથી મીસીસ મારતીન ઘણી દુઃખી થઈ, પણ હીમત રાખીને બેઠી. તેણી પોતાના ભરથારનાં મરણથી પોતાના ખુબસુરત છોકરા બોબને લઈ ઈંગલંડ છોડી આસ્ત્રેલીયા ગઈ, અને ત્યાં પોતાનો વખત કીસ્સા તથા કાહાણીઓ લખવામાં કહાડતી હતી. તેણી બે વરસ જરા સુંખમાં રહી તેટલાંજ તેણીની પર બીજું દુઃખ આવી પડ્યું; તે દુઃખ તેણીના બાપનાં મરણનું હતું.

તેણીનો બાપ મી૰ બરફઉડ એક તવંગર ગ્રહસ્થ હતો અને તે પોતાની એકપુરી બેટી નેલી મારતીનને ઘણો ચાહતો હતો. તેનાં મરણ બાદ તે પોતાની સર્વે દોલત પોતાની વાહાલી બેટી મીસીસ નેલી મારતીનને આપી ગયો હતો.

તે ગંજાવર દોલતમાંથી તેણીએ પોતાના એકપુરા ખુબસુરત તથા ચંચલ બેટા બોબને ઘણી ઊંચી કેળવણી આપી. બોબ ઘણો હુશીઆર હોવાથી ૧૭ વરસની ટુક ઉમરમાં બી. એ., એલ એલ. બી. થયો હતો. તેની મા આવા સપુતથી ઘણી ખુશી રહેતી હતી અને પોતાનો જાન પણ આપતી હતી. તેણીનો છોકરો બોબ ઘણો હુશીઆર તથા માયાળુ હોવાથી સર્વે તેણીને શાબાસી આપતાં હતાં.

બોબ મારતીને વીસ વરસમાં ઘણું માન મેળવ્યું હતું. તેણે ત્રીસમે વરસે પોતાના વાહાલા પેદર મી૰ મારતીનનો જન્મ હેવાલ લખયો હતો.

મી૦ બોબ મારતીન કેળવાયલો હોવાથી ઘણા તવંગર ગ્રહસ્થોની છોકરીઓ સાથે માંગા આવતાં હતાં, પણ તે ના પાડતો હતો.

મીસીસ મારતીન ઘણાં વરસ તેણીના દીકરા બોબ સાથે સુખમાં કહાડી આ દુનિયાને સલામ કરી પેલી દુનિયામાં આશરો લેવા ગઈ.

આલાં દાદાભાઈ પ્રીનટર.

## વરસગાંઠની ભેટ.

બરગન્ડી જ્યાં બહુજ સરસ જાતનો દારૂ બને છે, ત્યાં ઘણાક લોકો દરાખ વગેરેનાજ પાકપર, દારૂ બનાવીને પોતાનું ગુજરાન કરે છે. ત્યાંનાં એક નાનાં ગામમાં એક પાદરી સાહેબ બહુજ, ખુશ મીજાજના ઠીંગણા આદમી હતા, અને ગલાસ એ ગલાસ ચઢાવવામાં કશી હરકત કે પાપ ગણતા હતા નહી. તે ગામના લોકોને પાદરી સાહેબ બહુ પસંદ હતા અને એમનાં વરસને દીને કાંઈ સુંદર ભેટ આપવાની ગોઠવણ કરવાને માટે બધા જણા એકઠા થયા. નીયમ એમ કર્યો જે બહુ મહીનાથી પાદરી સાહેબના ઘરના વરંડામાં એક મોટું પીપ ખાલી પડી રહ્યું છે, તે રાતના કોઈ ઘરનું આદમી જાણે નહી તેમ ભરી નાખીને એજ ભેટ વરસને દીવસે પાદરી સાહેબને આપવી. બધા જણાના ઘરમાં વાઈન બને તે એક એક તાંમડી દારૂ આપવો કોઈને ભારી પડે નહી, તેથી દરેક જણે એક તાંમડી દારૂ નાખી આવવા કબુલ કર્યું.

વરસગાંઠનો દીવસ આવ્યો, તે દીને પીપને હાર અને ફુલથી સણગાર્યું, અને બધા જણા ભેગા થઈ તે વાઈનનું પીપ પાદરી સાહેબને ભેટ કર્યું. પાંચ પંદર ગલાસ મંગાવ્યાં ને ઘરની બુઢી નોકરડીને બોલાવીને વાઈન ભરવા કહ્યું. બધા જણા ઉભા થયા ને પાદરી સાહેબની તનદરોસ્તી લેવા તૈયાર થયા. કાક ફેરવીને પેલી ડોસી પેહેલું ગલાસ ભરે છે તો ફ્રન્જેતાના પારા વાર, દારૂને બદલે નીરમળ પાણીજ નીકળવા માંડ્યું. આ જોઈ બધા એક એકનું કોહું જોવા લાગ્યા ને બધા જણા મુંગા મંતર થઈ ગયા.

થયું શું તે જુવો. "આટલા બધા જણા દારૂ લાવશે તો મારે ભાગના દારૂને બદલે જો હું પાણીની એક તાંમડી નાખીશ તો જરાબી ફેર પડનાર નથી," એમ દરેક જણના મનમાં વીચાર આવ્યો, તેથી ભોગ ચોઘડીએ બધાજ જણાએ દારૂને બદલે પાણી નાખી ગયા ને મનમાં હરખાવા લાગ્યા જે એટલો દારૂ બચ્યો. આનું પરીણામ એજ કે, પાદરી સાહેબ ગુસ્સે થયા, પણ બીજેજ દીવસે એકને બદલે બબે તાંમડી દરેક જણ દારૂ પાદરી સાહેબને ભેટ આપીને રાજી કરી ગયાં.

વફાદાર ધન વકીલ.

કોઈ પણ આદમી સખતપણાંથી કદી પણ સુધરતું નથી પણ ઉલટું આડે માર્ગે જાય છે. શીખવતી વેળાએ હમેશાં માયા અને સબુરી રાખજો.



## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

### મીસીસ એલીસ.



સીસ એલીસ કે જેણી દુનિયાનાં લોકોમાં મીસ સારાહ સ્તીકનીને નામે જાણીતી થઈ ગઇ છે, તેણીનો જન્મ ૧૮૧૨ માં થયો હતો. તેણી સંસાર સંબંધી વાર્તાઓ લખી પોતાનું નામ લોકોમાં ઘણું પ્યારું કરી ગઈ છે. તેણી સ્ત્રીઓની સંસાર સંબંધી બાબદો લખવામાં પેહેલીજ હતી અને "The Women of England," "The daughters of England," "Social Distinction," "Family Secrets" ઈત્યાદીના કર્ત્તા તરીકે ઘણું માન મેળવ્યું હતું, અને જે વાર્તાઓ લોકો ઘણાં હોંસથી વાંચતાં આવ્યાં છે. ૧૮૩૭ માં તેણી રેવરંડ વીલીઅમ એલીસ સાથે પરણી હતી. તેણી ત્રીસ કરતાં વધારે ચોપડીઓ લખી ગઈ છે, જેઓ માહેલી ઘણી ખરી લોકોમાં માનીતી થઈ ગઈ છે. તેણી ૧૮૭૨ માં તેણીના વરનાં મોત પછી થોડેક દાહાડે મરણ પામી હતી.

## રાંધવાને લગતું.

**બેલગામ ચટણી**—કાચી કેરી પાકપર આવેલી નંગ ૨૫) લેવી અને તેની છાલ છોલી એક તપેલીમાં મુકી તેમાં પાણી કળસીયા બે નામવું, અને ચુલાપર બાફવા મુકવી, અને બફાય કે ઉતારી કડછીએ ઘુંટવી, પછી તેને તાંબાની ચાલણીએ ગાળી નાખવી, અને તેમાં ખાંડ રતલ ૧, સોજી રોટલીનો સરકો બાટલી અડધી, મીઠું મુઠી એક, લસનના કરા ૭) તેને છોલવા, મરચાંની ભુકી રતલ ૦૧) એ સર્વે ચીજોને પેલી ઘુંટેલી કેરીમાં નાખીને, ચુલાપર મુકવું, અને જ્યારે ચાશ થાય એટલે ઉતારવું. પછી ઠંડી પડે ને બાટલીમાં ભરવી. એ બેલગામ ચટણી વરસ બે લગણ રહેશે, બગડશે નહી.

મીસ કોલીબાઈ પાલણજી પુણેવાલા.

**કારેલાં પર ઇંડાં**—ત્રણ ચાર કારેલાં લેવો, તેને બારીક કાપી મીઠું દઇને પાણી નીચવી નાખો, ત્યાર બાદ પાંચ છ મોટા કાંદા બારીક કાપી તેને તળીને લાલ કરો, પછી બાહેર કહાડી તેજ ઘીમાં પેલાં કારેલાંને લાલ કરો, ત્યારબાદ કાંદા સાથે મેલવી દઇ તેમાં મોટો ચમચો ભરીને ખાંડ નાખો, ખાંડનું પાણી બળે ને તેની ઉપર તમોને ગમે તેટલાં ઇંડાં ચારવીને રેરો ઉપર ઢાં-

હણું ઢાંકો. તૈયાર થાય ને ઉતારવું. એ કારેલાં ખાધામાં મુદલ કડવાં લાગશે નહી. ગોળ તથા આમલીમાં રાંધેલાં કારેલાં ખાધા પછી કડવાં લાગે છે તેમ નહી લાગશે, પણ વધારે સ્વાદીષ લાગશે. પેહેલે કાંદો તળી કહાડી પછીજ કારેલાં તળવાને યાદ રાખવું.

**પાઉંના ટોસ્ટપર ઈંડાં**—ચાર પાઉંની કાતરીને ભુંજો, તેનાં બેહુ પડપર સોજ્જું માખણ યા સોજ્જું ઘી લગાડો; ત્યારબાદ નાનો પેણો લેવો, તેમાં બે આંગળ જેટલું ઊંડું પાણી રેડી ખુબ જોશ આવેથી તેમાં એક ઇંડું ભાંજી આખી દાલનું રેડવું, તે આખી દાલનાં ઇડાંની માફક તુરત બંધાઈને તૈયાર થશે તેને આંધલાંવાલી ચમચવડે ઊચકીને પેલાં પાઉંની કાતરીપર એકેક મુકી ઉપર જરા નીમક નાખી ગરમ ગરમ ખાવામાં લેવું.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.

**ચીકીન પાઈ**—નાધલાં પીલાં બે, થોડો ગોસનો ખીમો, એક કપ મેવી, થોડું માખણ તથા મેંદો, ઇંડાં ચાર, જરા મરી અને ખમણેલું જાયફલ. પહેલાં ચીકીનને સમારી નાના નાના કટકા કાપવા, પછી તેમાં મરી, નીમક, જાયફલ, બધો મસાલો લગાડવો, પછી એક પાઈ દીશમાં નીચે મુજબનું પડ કરવું.—મેંદો સવા રતલ લીનો, માખણ અરધો રતલ, તથા પાણી નાખીને ખુબ મસળી પા કલાક રહેવા દેવો, ત્યાર પછી બીજું પોણો રતલ માખણ લઈ તેના ત્રણ ભાગ કરવા અને તે માખણ મેળવેલા આટાનો રોટલો અરધા ઇંચ જેટલો પતળો વણવો અને તેની ઉપર માખણનો એક ભાગ લગાડી, ઉપર જરા આટો ભભરાવી તે આટાના વણેલા છેડાને એક બીજા ઉપર વાળીને ફરીથી વેલણે વણી બીજો ભાગ માખણનો લગાડવો. એ મુજબ ફરીથી રહેલું માખણબી લગાડવું. પછી તેમાંથી અરધો આટો લઈ તેની રોટલી વણી રકાબીમાં કોર સુધી પાંથરવું, અને ખીમાને મરી તથા નીમક વગેરે મસાલામાં આંથીને તે માનનાં પડ ઉપર પાંથરવો, ત્યાર પછી ચીકીનનાં કટકા તે ઉપર મુકવા અને ત્યાર પછી પાછું તેની ઉપર ખીમાનું પડ કરી ઉપર બાફેલાં ઇડાંનાં કટકા કરી તેનું પડ કરવું. પછી તેમાં આસરે એક વાઇન ગલાસ પાણી નાખવું, પછી અરધા આટાનું પડ રોટલી જેવું પેહલું વણી તે દીશ ઉપર ઢાંકી રકાબીની કોર સાથે દાબી વલગાવવું, પછી બે ઈંડાંની સફેદી તેની ઉપર ચોપડવી, પછી ભઠ્ઠી અથવા તંદુરમાં એક કલાક સુધી ભુંજવા મુકવું. એ પાઈ 'ભુંજાઇને તઈયાર થાય એટલે ઉપરનાં પડને નાકું પાડી' વુસટર સોસ એક વાઈન ગલાસ રેડવો, પછી ખાધામાં લેવું. એ પાઈ ઘણું સ્વાદીષ્ટ થાય છે.

**સરબત ગોલાબનું** નીચે મુજબ બનાવશો તો ઘણુંજ સરસ ખુશબોદાર થશે.—ખરા ગોલાબ ૨૦૦ લેવા અને તેની પાંદરી કાઢવી ને શાકર રતલ ૬ લેવી તેને ઘંટીમાં બારીક દળાવવી. પછી એક બરણીમાં ફુલની પાંદરીઓને ધોઇ એક ઇંચ જેટલું પડ કરવું, તેની ઉપર સાકરનું એક પડ કરવું. એમ ફુલ અને સાકર પુરી થાય ત્યાં સુધી કરવું, પછી બરણીનું મોઢું કટકાએ બાંધી તડકામાં દીન ચાલીસ વેર બરણી મુકી રાખવી. પછી તેનો સીરો ઘટ નીકળે તે ગાળી લેવો અને ફુલ ફેંકી દેવાં. એ સરબત પાંચ વરસ સુધી રાંખ્યે તોપણ બગડતું નથી, પણ ખરી સાકરનુંજ બનાવવું જોઈએ.

A. C. D.

---

**સ્ત્રીની કળા**—તારો ધણી આવો મળનો છતાં, તું તેને વારેઘડીએ ગુસ્સે કેમ કરેચ?"

"કારણ કે તેવણ દોસ્તી કરવાને માટે હંમેશા કાંઈ ને કાંઈ ચીજ મારે માટે ભેટ લાવેચ."

# બે ઈંગ્રેજ ગ્રહસ્થોએ પોતાના સ્વદેશી તરફ બતાવેલો પ્યાર.




શયાના રાજા બીજા ફ્રેડરીકે એક વેળાએ પોતે ફતેહ કીધેલા સેકસનીના મુલકમાંથી કેટલાક ધંધાદારીઓને જોર જુલમથી પોતાના દેશમાં લાવી રાખ્યા અને ત્યાં એક મોહું કારખાનું ઉઘાડયું.

રાજાની આવી ઇચ્છાને તાબે થઈ તેમને પોતાનાં વાહાલાં વતન, માબાપ અને સગાં તથા દોસ્ત સર્વને તજી દઈ ત્યાં આવી વસવું પડ્યું. હવે આ કમનસીબ લોકોમાં એક સોફાયા નામની સ્ત્રીનો હેવાલ આપણામાં દયા ઉત્પન્ન કરે એવો છે. આ સ્ત્રીને નહી માની શકાય' એવી રીતે તેણીનાં લગનનેજ દહાડે તે લગન તોડી નાખી તે બીચારીને તેના વાહાલા પતી તથા માતપીતાથી છુટી પાડી, તેમનાં દુઃખમાં કશો પણ દીલાસો દેવાને થોભ્યા વગર, જોરજુલમથી ઘસડી બરલીનમાં લાવી નાખી હતી. આ બાઈને તેનાં માતપીતાએ ચીનીકામનો હુન્નર શીખવ્યો હતો અને તેણીને તે ઉપર જબરો શોખ હોવાથી તેણી નાની ઊમ્મરમાંથી તેમાં એવી તો ફતેહમંદ નીવડી હતી કે હાલ જ્યારે તેનો બાપ અંધાપાનાં દુઃખથી ધંધો છોડી ઘરમાં બેઠો હતો, તથા તેની ગરીબ માતા પણ સંધીવાના ભુંડા રોગથી કામ કરવાને અશક્ત થઈ પડી હતી, ત્યારે તે પોતે પોતાના ઉદ્યોગથી આખાં ઘરનું ગુજરાણ કરવાને શકતીવાન થઈ ચુકી હતી. હવે આવી વખતે તે બીચારીને તેનાં વાહાલાંઓની સોડમાંથી છીનવી લેવાથી એટલું તો તેનું દીલ દુઃખના ભારે દબાયું હતું કે જાણે તદન શુધબુધ વગરની થઈ, હાલ તો કશું પણ કરવાને અશક્ત હતી. વળી તે બીચારીને પાછું પોતાને વતન જવાની કે વાહાલાંઓને મળવાની કશીપણ આશા ન હતી. તેમ વળી તે દેશનો એવો તો કઢંગો રેવાજ હતો કે પરદેશનાં આવેલાં સ્ત્રી પુરૂષોને રાજાએ પોતાના વતનીઓની સાથ પરણાવવાનો કાયદો કહાડયો હતો, અને વળી આવા બેહુદા કાયદાની રૂહે એક પૃશયન તેણીને વારેઘડીએ પરણવાને સતાવતો હતો. આ તેણી ઉપર મોટામાંમોટું દુઃખ હતું અને તે દુઃખથી તેણીએ પોતાની જીંદગી અકારી કરી મેલી હતી.

હવે એક વેળાએ એવું બન્યું કે, એક ઇંગ્રેજ મુસાફર પૃશીયામાં આવ્યો અને તે ત્યાંના રાજાની મુલાકાતે ગયો. આ ઉપરથી રાજાને પોતાના દેશની નવાઈઓ તેને દેખાડવાનો શોખ થઈ આવ્યો, અને તેણે પોતાના વડા કારભારીને આ ધણીને સઘળું ફરી ફરીને બતાવવાનો હુકમ આપ્યો.

આ ઇંગ્રેજ મુસાફર આલબર્ટને પૃશીયાંનો મુલક તદન અજાણ્યો હતો અને તેને ત્યાં કોઈ ઓલખતું પણ ન હતું, માટે તે ત્યાંની ધર્મશાળામાંજ ઉતર્યો હતો. જો કે તેને તો કશી ખબર ન હતી, તોપણ તેનો એક જાની મીત્ર કાઊંટ લેનીસ્યા પૃશીયામાં રહેતો હતો, અને તેણે આલબર્ટનું નામ સાંભળતાં વાર તેને મળવાની ખાહેશ કીધી, અને તેની ઉતારાની જગ્યા

માલમ ન હોવાથી, તે રાજાના કહેવાથી ચીનીકામનાં કારખાનાં આગળ આગમચથી પોતાના મીત્રની વાર જોતો ઉભો. આલબર્ટ જેવો આ કારખાનું જોવા આવ્યો કે તરતજ સામે મળતા લેનીશ્યાને જોઈ અચરત થયો. પછી લેનીશ્યાએ પોતેજ તેને ઉપર લઈ જઈ સઘળું બતાવ્યું, તથા તે લોકોની હાલત અને તે કારખાનું કેમ ઊભું થયું તે સર્વે રફતે રફતે તેને કહ્યું. એમ કરતાં કરતાં તેઓ સોફાયાની નજદીક આવી પુગ્યા અને એક સોહામણી ખુબસુરત ઉધરતી સ્ત્રીનો ચેહેરો કરમાયલો જોઈ આલબર્ટે અજાયબ થઈ તેનું કારણ પોતાના મીત્રને પુછયું. લેનીશ્યાએ તે સઘળું વીગતથી સમજાવ્યું. પણ આવા એક માયાળુ (કેમકે તેની તરફ એટલા વખતમાં બહુ માયા બતાવી હતી,) રાજાનાં રાજમાં આવું બને એ તેના માનવામાં આવ્યું નહી અને તેણે સોફાયાની પાસે જઈ ઘણીજ નરમાસથી તેણીનો હેવાલ જાણવા માંગ્યો, અને પોતાના વતનની ખાહેશથી સોફાયાએ રડતી આંખે ઘણોજ ટુંકમાં અને થોડા બોલોમાં પોતાનો તમામ હેવાલ તેને જણાવી શેવટે પોતાના સ્વદેશથી કાંઈ પોતાનાં માબાપ કે વાહાલા દીલદારની ખબર મળી શકતી હોય તો તે મેળવવાની ખાહેશ બતાવી. આ વખતે આલબર્ટની ખાતરી થવા ઉપરાંત તેને પોતાની સ્વદેશી સ્ત્રી સોફાયાનું દુઃખ એવું તો લાગ્યું કે તેની આંખમાં પાણી વટીક આવી ગયાં, અને શેવટે આ સ્ત્રીને કેટલોક દીલાસો દઈ, પોતાને દેશ જવા પછી તેનાં માબાપને મળી તેમને બનતી મદદ તથા દીલાસો આપવા ઉપરાંત જો બને તો સોફાયાને પોતાનેબી આવાં કેદખાનામાંથી છોડવવાનો કોલ આપી પોતાના મીત્ર સાથ ત્યાંથી બાહેર નીકળ્યો. હવે લેનીશ્યાએ પોતાના મીત્રને પોતાને ત્યાં પરોણા તરીકે બોલાવ્યો, અને તે બંને જણે રસ્તામાં જતાં જતાં સોફાયાના છુટકારા માટે કંઈબી કરવાનો વીચાર કીધો અને લેનીશ્યાને આલબર્ટે સોફાયાના છુટકારાની અરજી લખી રાજાને આપવાનો વીચાર જણાવ્યો. લેનીશ્યાએ અરજી રાજાને હાથો હાથ આપવાની પોતાની ખુશી જાહેર કીધી તથા આલબર્ટ વકીલનું કામ જાણતો હોવાથી તે અરજી બીજે દીવસે તેની પાસે લખાવી. હવે લેનીશ્યાએ પોતાના મીત્રને માની રજા લઈને પોતાને ત્યાં રાખ્યો, અને ધર્મશાળામાંથી તેનો સઘળો સામાન મંગાવી લીધો.

બીજે દીવસે લેનીશ્યા સોફાયાના છુટકારાની અરજી લઈ રાજાને હાથોહાથ પોહોંચાડી આવ્યો અને હવે તેનો જવાબ મેળવવાને બંને દોસ્તો રાહ જોતા રહ્યા. અહીં કહેવાની જરૂર છે કે લેનીશ્યા પણ સેકસનીનો રહેવાસી હતો પણ તે કાંઈ બંદીવાન તરીકે ત્યાં આવ્યો ન હતો. તેનો બાપ પેહેલાં વેપારને બહાણે પૃશીયામાં આવ્યો અને એક અકસ્માત વખતે રાજાની જીંદગી તેણે મોટા જોખમમાં પડી બચાવી. આ કામની કદર બુજી રાજાએ તેને કાઉન્ટની જગ્યા આપી જીવેજાનનો મીત્ર માની લીધો; વળી તે જાતે ચંચલ અને અક્કલમંદ હોવાથી રાજાને પણ ઘણો કામનો થઈ પડયો. આવી રીતે સુખનાં સાંધણો એકઠાં થવાથી કાઉન્ટે પોતાની સ્ત્રી તથા પુત્રનેબી પ્રુશીયામાંજ બોલાવી રાખ્યાં અને એ રીતે તે પ્રશ્યાનો રહેવાસી બન્યો. હવે કાઉન્ટના દીકરાને પ્રશ્યામાં આવી રહ્યા પછી બે વરસે તેનો બાપ મરી ગયો અને તેને કાઉન્ટની જગ્યા મળી. કાઉન્ટ લેનીશ્યામાં પણ બાપના ગુણો હતા ખરા, પણ તોબી તે બાપના જેવો ધીરજવાન ન હતો, પણ ઉલટો હુલડ હતો. તે પોતાની હુલડાઈથી કેટલીક વાર બીજાઓને તેમનો વાંક મોઢાં ઉપર કહી દેતો અને એ પ્રમાણે રાજાની કસુરો પણ કહી દઈ કેટલીક વેળા તેને ગુસ્સે કરતો; પણ રાજા આ વખતે તેના બાપે કીધેલું હેશાન યાદ રાખી તેને શીક્ષાથી મોકળો રાખતો, તેમ વળી પાછળથી ધીરજ રાખી વીચાર કરતાં તેને પોતાનીજ ખામી માલમ પડતી, અને એ રીતે તે તેની સાથ વધુ પળોટાઈ જઈ પોતાનો સંબધ ધાડો કરતો. રાજાની આ ખાસ્યત જાણતો હોવાથીજ લેનીશ્યા પેલી અરજી પોતે રાજાને આપી આવ્યો હતો.

રાજાને ઉપલી અરજી મળ્યા પછી થોડે દહાડે કાઉન્ટને ત્યાં કાંઈ સારો દહાડો પડયાથી તેની માએ હમેશની માફક એક મોટી મીજલસ બોલાવી. આ મીજલસમાં રાજાને પણ તેડું હોવાથી તે પણ ત્યાં સામેલ થયો. હવે અંહી તેની ખાસ્યત અને રીતભાત જણાવવાની કાંઈક જરૂર છે.

રાજા ફ્રેડરીક સદા પોતાની રઈયત સાથ મળતો રહેતો અને મુખ્ય કરીને ઉમરાવોની મીજલસમાં જતો ત્યારે સાદાં કપડાં પેહેરતો તથા મીજલસમાં આવેલા લોકો સાથેજ બેસી, તેબી કોઈ સાધારણ ઉમરાવજ હોય તેમ સર્વે સાથ મળી વાતચીતમાં સામેલ થતો; સેના આવા ખવાસથી જેઓ રાજાને ઓળખતાં ન હોય તેઓ આવી વેળાએ તેને કોઈ ઉમરાવજ સમજતાં.

આજે કાઉન્ટને ત્યાંની મીજલસમાં પણ રાજા તેવાજ સાદા ડ્રેસમાં પધાર્યો હતો. હવે આજે આ મીજલસમાં ઘણીખરી વાત દેશમાં રૈયતને અપાતાં છુટાપણા વીષે નીકળી અને સર્વે કોઈ પોત પોતાના દેશ અને રાજાની વખાણ ગાવા લાગ્યું. એમ કરતાં કરતાં કેટલાકો તો તકરાર કરીનેબી પોતાના દેશને બીજા ઉપર સરસાઈ આપવા લાગ્યાં. હવે આવી વખતે રાજા તો કાંઈ અસાધારણ ચુપકીદી પકડી બેઠો. આથી વળી કેટલાંકો ઘણાં અજબ થયાં, પણ પછી અંતે રાજાએ આલબર્ટને જોયો અને તેની સાથ વાતે વળગ્યો. "કેમ ? આલબર્ટ, વળી તારા પેલા મીત્ર જોને કંઈ નવું ચીનીકામ એકઠું કીધું છે કે ? આએ વખતે કંઈ એકઝીબીશનમાં મોકલવાનો છે કે ?"

"નહી સાહેબ, હમણા તો કાંઈ હું ઘણું થયું તેને મળ્યો નથી, પણ જ્યારે છેલ્લો મળ્યો ત્યારે મેં જોન પાસ એક એવું તો સરસ ફ્લાવર પાટ જોયું કે એવું તો કદી કેહું જોયુંજ નથી, અને હું ધારૂંછું કે હજીબી કઠે તેવું હશે નહી. વળી તેની ઉપર એક એવી તો સરસ કવીતા લખેલી હતી કે તે હું હજી પણ ભુલ્યો નથી." એટલું બોલી આલબર્ટે પેલી કવીતા બોલી રાજાને સંભળાવી. રાજા પોતે પણ કવીતાનો શોખીન હોવાથી તેને તે ઘણી ગમી ને નવાં કારખાનાનું કામ વરસની આખેરીએ જોતાં તેમાં જે ચીજ તેને સર્વેથી ઘણી પસંદ પડે તે ઉપર કવીતારૂપી તેનું બ્યાન લખાવવાનો પોતાનો વીચાર આલબર્ટને જણાવ્યો અને આલબર્ટે

ખુશ થઈ બોલ્યો, "પણ સાહેબ, એ તમારૂં પ્રદરશણ તમે ક્યારે ભરવા ધાર્યુંચ? જો હું છેક એટલાં કાંઈ એવું થાય તો વળી કાંઈ આપુણેબી નવું નવું જોવા જાણવાની તક મળે!"

"હા આલબર્ટ, હવે માત્ર એક મહીનાનીજ વાર છે, તા૦ ૨૯ મીએ તેમની મુદત પુરી થશે અને તા૦ ૧ લીએ તો સઘળું ખુલ્લું મેળાશે. હું પણ ધારૂં છું કે એક મહીનાની ટુંક મુદતને વાસ્તે તું એ તક જવા દેશે નહી."

"ઠીક છે, ત્યારે તો હું એટલો વખત અહીંજ રહીશ."

હવે અંહી સઘળી મીજલસ ખલાસ થવા આવી હતી, માટે રાજા પણ ઘર ધણીઆણી (કાઉન્ટની મા) ને મળી ઘર જવા ઉઠયો, અને લેનીસ્યા રાજાને દરવાજા સુધી મુકવા ગયો, ત્યારે રાજાએ પોતાનાં ગજવાંમાં હાથ ઘાલી કાંઈ કાગજ કાઢી લેનીસ્યાના હાથમાં આપ્યું અને બોલ્યો, "આ લે આએ તારી અરજીનો જવાબ." એટલું બોલી રાજા ચાલી ગયો અને લેનીસ્યા ઘરમાં આવી, તેમાં શું લખ્યું છે તે જાણવાને અધીરો પડી, પોતાના ઓરડામાં દોડી જઈ એકાંતમાં તે બીડેલું કાગજ ઉખેડ્યું, અને ઉખેડતાંને વાર પેહલી નજરે તે એકદમ ચોંકી ઉઠયો "અરે! આએ શું? એ તો મારીજ અરજી! રાજાએ મને અરજીજ પાછી આપી, એમ કેમ બને!" પણ એમ બોલતાં બોલતાં તેણે કાગજ ફેરવીને જોયું અને તેની ઉપર રાજાના હાથના અક્ષર જોઈ ધીરજથી વાંચવા બેઠો અને હવે તેની ખુશાલીનો પાર રહયો નહી.

"હું આજથી મારાં સેકસનીવાલાં 'કામદારોને ખબર કરૂં છું કે તા૦ ૨૯ મી સુધીમાં તેઓએ પોતાને હાથથી બનતા કારીગીરીના નમુના એકઠા કરવા અને તે તા૦ ૧ લીએ મારા આગળા હોલની ગેલેરીમાં એકઠા કીધા પછી તેમાંથી મને જે સર્વથી સરસ લાગશે તેને ઈનામ તરીકે હું છુટાપણું બક્ષીને, જો તેની મરજી હશે તો મારે ખરચે તેને વતન પુરતાં માન સાથ મોકલાવીશ અને તેની કારીગીરીનો નમુનો સદા કાળ મારાં રાજ્યમાં તેનાં નામ સાથ જલવાઈ રહેશે; પણ જો તે પોતાને વતન જવા ન માંગશે તો હું તેને મારાં રાજ્યમાં સારી જગ્યા આપી રાખીશ અને બીજા ઈનામ તરીકે ૫૦૦) રૂપયા આપીશ.

ફ્રેડરીક ધી ગ્રેટ."

લેનીસ્યા રાજાને હાથે લખેલી ઉપલી નોટ તથા તેની નીચે રાજાની સહી જોઈ એટલો તો મગ્ન થઈ ગયો કે તરતજ તે ખુશ ખબર આલબર્ટને કહી, બંને મીત્રો સોફ્રાયાને તે ખબર બનતી ઉતાવળે કરવા દોડયા. પણ તેમની અત્યંત અજાયબી વચ્ચે ત્યાં તો તેઓએ દરેક જણને એવાં તો ઉદ્યોગથી પોતાનાં કામ પાછળ મંડેલાં જોયાં કે તેઓ એકદમ અજાયબ થઈ ગયા. પછી તેઓ સોફ્રાયા પાસ ગયા અને તેનેબી ઘણી ઉલટમાં આવેલી જોઈ રાજી થયા. સોફ્રાયાએજ તેમને કહ્યું કે રાજાએ આ જાહેર ખબર અંહી ગઈ કાલનીજ મોકલાવી હતી.

એમ કરતાં એક પછી એક દહાડા જતા ગયા અને કારખાનામાં મોટી ધુમ પડી રહી. તે લોકોની ઉલટ અને ઉમંગથી, જેમ દહાડા પસાર થતા ગયા તેમ ત્યાં અસખ્ય નવી નવાઈની સુંદર ચીનીકામની ચીજો તૈયાર થવા માંડી. આ વખતે સોફ્રાયાનીબી જાણે આગળી બુદ્ધી પાછી બેવડી થઈ આવી હોય તેમ તે રાત દહાડો પોતાનાં કામ ઉપર મેહેનત લેવા લાગી.

સેવટે પેહલી તારીખ આવી લાગી અને તમામ પ્રજાની આતુરતા વચ્ચે રાજાના આગળા હોલની ગેલેરી ચીનીકામથી ભરાઈ, અને હાલમાં સઘળાં ઉમરાવો આવી રહ્યા પછી રાજા આવી બેઠો અને હવે ત્યાં સઘળું ચુપચાપ થઈ ગયું, અને રાજા ઉઠી પોતાનું કામ બજાવવા ગેલેરી ઉપર આવી દરએક ચીજ ધ્યાનથી જોતો જોતો ત્યાં ફરવા લાગ્યો. આસરે દોઢેક કલાક સુધી સઘળું તપાસ્યા પછી રાજાએ સર્વની અજાયબી અને આતુરતા વચ્ચે છેક વચ્ચોવચમાંથી એક મોટાં કદનું ફ્લાવર પાટ ઊંચકી, સર્વ જોય તેમ ઊંચું ધર્યું અને સઘળે ઠેકાણેથી ખુશાલીની તાલીઓ પડવા માંડી. હવે રાજાએ પોતાના વડા કારભારીને તે ઉપરનું નામ મોટે સાદે સર્વને વાંચી સંભળાવવા કહ્યું, અને તે સોફ્રાયા મેન્સફીલ્ડનું નામ સાંભળી ત્રણ જણની ખુશાલીનો પાર રહયો નહી. હવે તેમની મેહેનતનો બદલો મળ્યો અને રાજાએ તેજ ઘડી સોફ્રાયાને છુટી કરી મોટાં માન સાથ મીજલસમાં બોલાવવા તેડું મોકલ્યું.

સોફ્રાયાના આવ્યા પછી રાજાએ પોતાની સરત પાળવા માટે સોફ્રાયાને શું જોઈયે છે કરી સર્વેની હાજરીમાં પુછ્યું. અને તેણીએ પોતાને વતન જઈ વાહાલાંઓને મલવાની ખાહેશ જણાવી, જે રાજાએ ઘણી ખુશી સાથ કબુલ કીધી.

ત્યારપછી સોફ્રાયાને લેનીસ્યા તથા આલબર્ટ પોતાને ત્યાં લઈ ગયા, અને તેજ દીવસે તેનો અદરાયલો ધણી જે તેની પાછળ છુપે નામે ને છુપે વેશે આવી પ્રશ્યામાં ફર્યા કરતો હતો, તેને સોધી કહાડી પોતાને ઘર લઈ જઈ રાખ્યો. આઠ દહાડા પછી સોફ્રાયા પોતાના અદરાયલા ધણી સાથ પરણી અને બીજેજ દીવસે તે પોતાની દુઃખી મા અને આંધળા બાપને ભેટવા પોતાના પતી સાથ જવા તૈયાર થઈ, અને રાજાએ મોટાં માન સાથ તેને મોકલવાની સઘળી તૈયારી કીધી, અને પોતાનો વચન પુરો પાળ્યો. પણ કમનસીબે સેવટે તેમને એક ન ધારેલી મોટી અડચણ નડી. છેલ્લી ઘડીએ જ્યારે સઘળાં એકબીજાને છેલ્લાં મલવા ભેટવામાં રોકાયાં હતાં, ત્યારે રાજાનાં માણસોએ એકાએક વારંટ લાવી લેનીસ્યાને પકડી કેદ કીધો. કાઉન્ટે તેમની સાથ જવા ના પાડી, પેહલાં પોતાનો વાંક જાણવા માંગ્યો. પણ પછી તે પોતાની માના સમજાવ્યાથી મુગે મોહડે રાજાનો હુકમ બજાવવા ગયો.

કાઉન્ટને પકડવાનું કશું કારણ ન જણાવાથી તેની મા રાજાને ત્યાં તે વીશેની ખાનગી ખોળ કરવા ગઈ. (અંહી જણાવવાની જરૂર નથી કે રાજા ઉપર લેનીસ્યાના પીતાએ જે મોટું હેશાન કીધું હતું, તેથી તેનાં કુટુંબ સાથ રાજા પળોટાયલો અને એક મીત્ર તરીકે આજ સુધી રહેલો હતો, અને તેમને એકબીજાને ત્યાં આવવાનો સારો મારવેરો હતો) કાઉન્ટની મા જેનને રાજા મળ્યો નહી અને તેથી તેણીને થોડો વાર બોટી રહેવું પડયું. પણ પછી રાજા આવતાંની વાર તે સઘળો ખુલાસો પુછવા તેની પાસે ગઈ અને રાજાએ તેની સાથ ઘણી નર-

માસથી વાત કરી દીલાસો દીધો, પણ સેવટે બીચારી જેન પોતાના પુત્રનો વાંક જાણ્યા વીનાજ પાછી ફરી. તેણીએ આવી આ વાત આલબર્ટને કહી અને તેણે લેનીસ્યાને છોડવવાનું માથે લીધું.

ઉપલો બનાવ બન્યા પછી એક મહીને આલબર્ટ અને રાજા વળી પાછા એક મંડળીમાં એકઠા થયા. અહીં પેહેલાં આલબર્ટે રાજાને ન જોયલો હોવાથી જ્યારે ત્યાં રાજ્યના ઇનસાફ ઉપર તકરારો ચાલી, ત્યારે આલબર્ટ એટલો તો શુરપર ચહડયો કે તેણે પોતાના દેશના ઈનસાફની પુષ્કળ વખાણ કરી, સેવટે આવાં રાજ્યમાં તો એક દહાડો પણ રહેવું મોહું જોખમ ભર્યું છે એમ કહ્યું. આ ઉપરથી તેની પાસે બેઠેલા એક જણે તેના દેશની ઇનસાફની રીત જાણવા માગી અને તે તેણે સઘળી બારીક બારીક વર્ણવીને કહી, અને છેલ્લે ગુચવાડા ભરેલા કેસો માટે જુરી કેમ નેમાય છે તથા તેથી તેનું સેવટ કેમ આવે છે, તે સઘળું સમજાવીને બોલ્યો કે, "જુવો ભાઈ, હવે મારા દેશનો ઇનુસાફ તમારા કરતાં હજાર દરજજે ચહડતો કહયેતો કાંઈ પણ ખોહું કહેવાય કે? અહીં તો જુવોની, આ એક મારો મીત્રજ મહીનો દહાડો થયો વગર વાંકે કેદ પડયો છે અને તેની કશી દાદ લાગતી નથી. પણ જો મારા દેશમાં એવું થાય કેની તો તમામ રઇયત ઉલટે ને આવું અંધેર કદી ચાલવા દે નહી." છેલ્લા બોલો તે એવા તો જુસ્સાથી બોલ્યોકે તે મીજલસમાં રાજા પણ સામેલ હતો તેનું તેને કશું ભાણ રહયું નહી અને બીજાઓ બીહવા લાગ્યા કે કદાચ રાજા એને સખ્ત શીક્ષા કરશે.

હવે રાજા જે આટલો વખત સુધી સઘળું ધ્યાનથી સાંભળતો હતો, તેણે આલબર્ટને પોતાની પાસ બોલાવ્યો અને લેનીસ્યાના છુટકારા માટે એક તક તેને આપવા માગી.

"સાંભળ આલબર્ટ, હું તને એક તક આપું છું કે તારા દેશની રીત પ્રમાણે લેનીસ્યાનો ઈનસાફ કરાવ અને જો તેનો વાંક સાબેત નહી થાય ને તે નકામો જેલ ભોગવતો હોય તો હું તેને મોટાં માન ને ઈનામ સાથ છુટો કરૂં, પણ જો તેનો વાંક સાબેત થયો તો પછી તેની સાથ તને પણ એક આખું વરસ અંધારી કોટડીમાં પડી ગુંદવું પડશે. બોલ, કબુલ છે?"

"હા સાહેબ, મોટી ખુશી સાથ! પણ હું તમારી પાસ એક અરજ માગી લઉછું કે, મને એક આખો દહાડો તેની સાથ ખાનગી વાત કરવા દેવો."

"આ તો વળી મારી સરતના બદલામાં તેં બીજી સરત મારી! પણ વારૂ જા, કંઈ નહી, હું તને તેની સાથ વાત કરવાની રજા આપું છું; પણ જો, સંભાળજે કે મારી મેહેરબાનીનો ગેરઉપયોગ કરતો ના, ને તેને છુપો નહસાડવાની વેતરણ કરતો ના, કેમકે હું તને ચેતાઊં છું કે ગમે એવી હીકમત તેને નહસાડવા માટે કામ લાગવાની નથી."

"અફસોસ સાહેબ! કે હજી સુધી તમે જાણતા નથી કે એક ઇંગ્રેજ બચ્ચો પોતાનો કોલ કેવી રીતે પાળેછે. હું નહી ધારતો કે કોઈબી દેશની પ્રજા ઇંગ્રેજો સાથ એકવચની થવામાં હરીફાઈ કરી શકે."

ઉપલી સરત નક્કી થયા પછી બીજેજ દીવસે આલબર્ટ પોતાના મીત્રને મળી તે નીર્દોષ હોવાની ખાનરી કરી આવ્યો, પણ તેની આ હીકમતથી લેનીસ્યા બહુજ દલગીર થયો.

ત્યાર પછી બરોબર એક મહીને તેની તપાસ થઈ અને છેક છેલી ઘડીએ ન ધારેલી રીતે આલબર્ટની ફતેહ થઈ અને સેવટે જુરી મારફતે તેનો કેસ ચુકયો.

લેનીસ્યાની ઉપર રાજય સામે ખોહું લખવાનો વાંક મુકાયો હતો. એવું બન્યું કે, સોફાયાએ બનાવેલા ફ્લાવર પાટ ઉપર તેને લખતાં ન આવડયાથી લેનીસ્યાએ તેની અરજ ઉપરથી તેનું નામ લખ્યું હતું, તથા તેમાં એક રાજાની વખાણની નાની કવીતા લખી તેને મથાળે ફ્રેડરીક ધી ગ્રેટ કરી લખ્યું હતું. હવે સોફાયાને પરણવાની ખાહેશ ધરાવનાર શખસે તેની પાસે તાએરંટ કરી લખ્યું, એટલે તેનો અર્થ મોટો ફ્રેડરીક રાજા થવાને બદલે મોટો જુલમગાર ફ્રેડરીક રાજા કરી થયો. હવે પેલા પ્રસ્યન શખસે પેહેલાં તો તે અક્ષર રંગ લગાડી છુપાવી રાખ્યા, પણ પછી સોફાયાનાં લગનનેજ દહાડે તે ઉપરનો રંગ ઘસી કાઢી તે અક્ષર ખુલ્લા કરી રાજાને બતાવ્યા, કેમકે આ પ્રશ્યન શખસ રાજાની નોકરીમાં હતો અને તેણે તે અક્ષર ઉપર પોતાની એકાએક નજર પડી જવાનું બાહણું કાઢ્યું. આ ધણી વળી સોફાયાના કેટલાક રૂપયા પણ ખાઈ ગયો હતો. સોફાયા રાત દીન મેહેનત કરી બનાવેલાં વાસણોના રૂપયામાંથી થોડા થોડા તેને હલુસે પોતાને સ્વદેશ પોતાનાં મા બાપને માટે મોકલવા આપતી અને આ લુચ્ચો તેણીને ઠગી તે રૂપયા પોતે ખાઈ જઈ તેને જુઠી સહીઓ બતાવતો. એ સઘળું સોફાયાએ સેકસની ગયા પછી જાણ્યું અને તે માટે તેને પાછલથી નવી શીક્ષા થઈ.

આ પૃશયન શખસે કોર્ટના કેસ માટે પણ એવી તો રીતની સઘળી ગોઠવણ કીધી હતી અને એટલા તો હારબંધ સાક્ષીઓ લાલચ આપી લાવ્યો હતો, કે છેક છેલ્લી ઘડી સુધી તેની જીત થવાનીજ સર્વેને આશા હતી અને કોર્ટમાં ઘણાક સારા લોકો ઘડી ઘડી આલબર્ટ અને લેનીસ્યા માટે અફસોસ કરતાં, પણ આણીગમ આલબર્ટથી કાંઈ કાચ્ચો ન હતો. તે પણ વકીલ હતો અને તેથી તેણે એવી તો સરસ રીતે કેસને સુધાર્યો હતો તથા રાત દીન મેહેનત કરી બનતા પુરાવા મેળવ્યા હતા, કે સેવટે તેને તેની મેહેનતનો બદલો મળ્યા વીના રહયો નહી. અંતે સામી તરફના સાક્ષીઓ એક પછી એક ઉલટ પાલટ તપાસમાં પકડાઈ ગયા અને છેલ્લે પેલા પ્રસ્યનનું કાવતરૂં ઉઘાડું પડયું, અને બે વરસની તેને સખ્ત કેદની સજા થઈ તથા લેનીસ્યાને મોહું ઈનામ આપી છોડયો અને તેને પાછી કાઉન્ટની જગ્યા મોટી ખુશીથી આપી. આલબર્ટને પણ મોટાં માન સાથ મુસાફરીએ જવાની રજા આપી તથા તેની યાદગારી દાખલ તેની આંગળીની વીંટી અને તેની સખી રાજાએ માંગી લીધી અને તેજ પ્રમાણે પોતેબી પોતાના શીક્કા સાથનો સુનાનો ચાંદ તેને ભેટ આપ્યો તથા તેની યાદગારી કાયમ રાખવાના હેતુથી તેમજ ઇંગ્રેજી રીતી પોતાને પસંદ પડયાથી, તે દીવસથી પોતાના દેશમાં એજ રીતે ઈનસાફ કરવાનો કાયદો કાઢયો.

મીસીસ શીરીનબાઈ રૂસ્તમજી.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૭ મું.—હોનોલુલુથી જાપાન જવા માટે નીકલવું.

**સોમવાર,** તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૭—રાત્રે બાર વાગતે અમારા તથા "ફ્રાનતોમ" વાહણ પરના ઘંટો ઘણા જોસમાં વાગવાથી અમે ચોંકી ઉઠયાં, અને ધારયું કે આગ લાગી હશે; પણ જ્યારે તુટક ઉપર ગયાં ત્યારે તો અમુને સઘળાંઓ બેસતાં સાલની મુબારકબાદી આપવા લાગ્યાં, અને ત્યારે અમે જાણ્યું કે એ નવાં વરસનો ઘંટો વાગો હતો. તરતજ હોનોલુલુથી બોટમાં આવેલી ગાયન મંડળીનાં ગીતના સાદ અમુને આવ્યા, અને તેઓએ અમારી સ્ટીમર આગળ નજદીક એક કલાક સુધી ગાયન ચાલુ રાખ્યું, ત્યારપછી 'ફ્રાનતોમ' આગળ જંઈ પાછું શરૂ કીધું. ચાંદરણું ઘણું ખોલ્લું પડતું હતું, પાણીની સપાટી તદનજ સ્થીર હતી; "વાઈકીકી"નાં નાળીયેરનાં ઝાડો અને દુરની "પાલી"ની ટેકડીઓ બલ્લુ આકાશની આગળ ખોલ્લાં દેખાતાં હતાં. દેખાવ એવો સુંદર અને રળીયામણો લાગતો હતો, કે અમે ઘણી મુશકેલીથી ગાયનનો મધુર અવાજ જે જાણે દરીયામાં તરતો તરતો અમારી તરફ આવતો હતો તે છોડી, બીછાણે ગયાં.

બાર વાગતે મેબલ અને હું, રાણીએ નવાં વરસની ખુશાલીમાં મેજબાની આપી હતી ત્યાં ગયાં. અમુને દરવાજા ઉપર ગવરનરે આવકાર દીધો, અને બે મોટા ઓરડામાં થઈ હમે રાણી આગળ ગયાં. રાણીએ યુરોપ દેશનો રાજવંશી પોશાક પેહરયો હતો, અને હાવાઈનો "ઓરડર ઓફ ધી ગારતર" તેણીની છાતી ઉપર હતો. બીજી સઘળી બાનુઓ પણ યુરોપયન વેશમાં હતાં. ફકત શાહાજાદી રૂથ જેવણ "હાવાઈ"નાં ગવરનેસ છે, તેવણે સફેદ રેશમી દેશી પોશાક પેહરયો હતો, અને ગળાંમાં સુનેરી ઉ પીછાંનો હાર, તથા બાલમાં આલામંદા નામનાં પીળાં ફુલ પેહરયાં હતાં; આ પોશાક ઘણોજ શોભાયમાન લાગતો હતો. રાણીસાહેબ તખ્તની આગળથી ઉભાં હતાં, અને પ્રીનસેસે મને તથા મેબલને તેવણુની સાથે ઓલખાણ કરાવી, અને થોડો વખત સુધી અમે તરજુમો કરનારાની મદદથી તેવણ સાથે વાત કરી.

ત્યાર પછી પ્રીનસેસે મને એક ઓરડામાં જ્યાં આજ કેટલાંક વરસોનાં "સેન્દવીચ આયલંડ"ના રાજાઓ તથા રાણીઓનાં જે ચીત્રો છે, તે બતાવ્યાં. અસલી રાજાઓ પોતાના પીછાંના પોશાકમાં, તથા હમણાના યુરોપના વેશમાં હતા. ઘણીખરી છબીઓ દેશી ચીતારાઓના હાથની પાડેલી હતી. પણ કામેહામેહા બીજાની અને તેવણુની રાણીની તો જે વખતે તેઓ ઈંગલંડ ગયાં હતાં, ત્યારની તે વખતમાં ચાલતા વેશમાં પાડેલી હતી. તેઓ બંને જણ ઈંગલંડમાંજ મરણ પામ્યાં હતાં, અને તેઓની લાશો લોરડ બાયરનના હુકમથી અંહી લઈ આવવામાં આવી હતી, પણ સર્વેમાં સરસ તો જુનું પીછાનું પેહરણ અને તોપીઓ પ્રીનસેસ કામેહામેહાના હુકમથી અમુને બતલાવવામાં આવ્યાં હતાં. આ સઘળા અસલી ઝબાઓમાંનો એકજ રહેલો છે, અને તે ગાદી ઉપર આવે ત્યારે, અથવા એવીજ કોઈ મોટી ક્રીયા વખતે જોવામાં આવે છે. આ ઝબો (૧૧) અગીઆર ફીટ લાંબો અને (૫) પાંચ ફીટ પોહળો છે; અને પીળાં સુનાના જેવાં પીછાંઓથી બનેલો છે, અને જ્યારે તે ઉપર તડકું પડે છે ત્યારે તો તેનો દેખાવ અંજબજ લાગે છે.



૭૦—પીછાંનો જભો તથા તોપી.

બપોરના અમે સર્વે "પાલી"ની ટેકડીઓ ઉપર એક સફર કરવા ગયાં; છોકરાંઓ અને ખોરાકી ગાડીમાં પેહલાં ગયાં હતાં અને અમે પછવાડેથી ઘોડા ઊપર ગયાં. ગાડી એક ટેકડીની ઉપર નહી જઈ શકી, તેથી અમે ત્યાંજ એક બાજુ ઉભાં, અને જમીન ઉપર બીછાવીને ખાણું લીધું. ખાણું ખલાસ થયું તેટલા વખતમાં અંધારૂં પડયું, અને ઠાંદી તથા મુન વીસરી આવ્યાથી અમે સઘળું મુશકેળીથી અંધારાંમાં પાછું મુકયું. આખે રસતે પાછાં જતાં અમુને ચાંદરણું ઘણું સારૂં મલ્યું.

અમે સાહડા સાત વાગે સ્ટીમર ઉપર ગયાં, અને પાછાં નવ વાગે હાવાઈનાં હોટેલના મોટા ઓરડામાં "બોલ" અથવા નાચ હતો ત્યાં ગયાં. રાજાનું બેંડ આવ્યું હતું, અને ગીરદી નહી હોવાથી ઘણુંજ સરસ લાગયું. અમે પાછાં સાહડા બાર વાગતે સ્ટીમર ઉપર ગયાં. આવતા બેસપતવારે અંહી એક બીજો "બોલ" થનાર છે અને તે દીવસે અમુને રાખવા સારૂં બધાં ઘણાં આતુર છે.



૭૧—પાલીની ટેકડીઓ.

મંગળવાર, તા० ૨ જી જાનેવારી—આર વાગતાની અગાઉ રાજા, લેલેઓહોકુની સાથે અમુને મલવા આવ્યા તેઓએ નજદીક દોહડ કલાક સુધી ફરી સ્ટીમર જોઈ, અને પછી તુટક ઉપર અરધો કલાક સુધી, પ્રીંસ ઓફ વેલ્સ હીંદુસતાન જોવા, તથા ડયુક ઓફ એડીનબરો આખી દુન્યાની મુસાફરીએ નીકલ્યા હતા, તે વીશેની તથા બીજી વાતો કીધી. બે વાગતાને સુમારે રાજાસાહેબ ગયા અને પા કલાક પછી રાણી પોતાનાં બેહેન સાથ આવ્યાં. તેવણે પણ પોતાના ધણી અને તેવણુના ભાઈની માફક સ્ટીમર ઘણી બારીકીથી જોઈ. આજે સાંજે અમે અમારા સઘળા માયાળુ દોસ્તોને મલવા સારૂ સ્ટીમર ઉપર રહેવાનાં હતાં, અને ચાર વાગનાનો વખત સઘળાંના આવવાને માટે ઠેરવયો હતો; તેથી હવે અમારાં પરોણાંઓ આવવા લાગ્યાં પણ રાણીને એટલીતો મજાહ લાગી કે તેવણુ પાંચ વાગા સુધી ગયાં નહી.

બુધવાર, તા० ૩ જી જાનેવારી—આજે સવારના આસરે અગીયાર વાગે અમે "ક્વીનસ "આસપીટાલ" જોવા ગયાં. અંહી હમણાં (૭૨) બાહાલું દરદીઓ છે, અને નીચે મરદો, અને માલ ઉપર ઓરતોને રાખવામાં આવે છે. ઓરડામાં સઘળી બાજુએ ફુલ હતાં, અને થોડાં સારાં થયલાંઓએ ગળાંમાં તથા માથાં ઉપર હારો પેહેરેલા હતા, જ્યારે માંદાંઓના તકીઆ આગળ પણ કાંઈ કાંઈ જાતનાં ફુલો મુકેલાં હતાં.

આસપીટાલમાંથી અમે કેટલાંક જણને છેલી સલામ કરવા ગયાં, અને આતી બપોરનું ખાણું હોટેલમાં ખાધું. ત્રણ વાગે અમે મોટી કબર જોવા જવાનાં હતાં, અને તે જોવાની અમુને રજા મળી, એ હું ધારૂં છું કે અમુને ઘણુંજ મોટું માન મળેલું ગણાય, કારણકે અમલદાર શીવાય કોઈ બીજા પરદેશીઓથી ત્યાં જવાતું નથી, અને "હોનોલુલુ"ના પણ ઘણાજ થોડા દેશીઓએ તે ઈમારત અંદરથી જોઈ હશે; તેની એક કુંચી રાજા પાસે રહે છે, બીજી રાણી એમા પાસે; અને ત્રીજી વઝીર પાસે રહે છે.

પ્રીનસેસ હમુને કબરના દરવાજા ઉપર મળ્યાં. આ કબર "પાલી" ઉપર જવાના રસ્તા ઉપર આવેલી છે. તે એક નાની પણ શોભાયમાન પથ્થરની ગોથીક તરેહમાં બાંધેલી ઈમારત છે. અંહી હાવાઈના રાજાઓ, તેઓની બાનુઓ તથા છોકરાંઓની મુરદાંની પેટીઓ આજ કેટલાંક વરસો થયાં છે. ઘણી ખરી પેટીઓ પાલીસ કીધેલાં હોઆ લાકડાંની હતી, અને કોઈ કોઈ ઉપર સુનેરી ભરત કીધેલી લાલ મખમલ જરેલી હતી. પ્રીનસેસ હમુને પોતાની ગાડીમાં કીનારે લઈ ગયાં, જ્યાં ઘણી દલગીરી સાથે હમે તેવણુને છેલી સલામ કીધી; અને છેલ્લે સરવાલે લંગર ઊંચકી આસ્તે આસ્તે હમે બહાર નીકળવા લાગ્યાં, તરતજ મોહોટા અવાજ સંભળાયા, અને એક બોટ હમારી તરફ ઘણીજ ઉતાવળમાં આવી, તે માહે હમારા મેહરબાન દોસ્તોએ હમારે સારૂ એક તોપલીમાં ફ્રેનેસ તથા બીજી બેરો મોકલી હતી. એક બીજી બોટમાં હમારે માટે ઘણુંજ સૌજું મધ અને થોડાં ફુલ આવ્યાં, અને પાછો હંકારવાનો હોકમ કરયો તેટલામાં એક ત્રીજી બોટ ઘણીજ ઉતાવળમાં ધોબણને ત્યાં રહી ગયલાં કપડાં લઈ આવી. નીકળતાં નીકળતાં "ફ્રેનતોમ" સટીમર ઉપરના અમલદારોએ અને ખલાસીઓએ ખુશાલીના પોકાર મારયા, અને વધારે આગળ, કેટલાંક લોકો હમુને છેલી સલામ કરવા દીવાદાંડી ઉપર અગાઉથી જઈ ઉભાં હતાં, તેઓએ પોકાર મારયા, અને અંધારૂં થયું ત્યાં સુધી હમે તેઓના રૂમાલો હીલતા જોયા.



૭૨—ઝીઅસ સોલીએરીસ.

## રોકડા રૂપીઆની માંગણી.




"બે હજાર આપશો, પાંચ હજાર આપશો, તોજ તમારી છોકરીનો ઉકાવ થશે, નહી તો કે તેણી પડી રહેશે," એમ કેટલીબધી વખત આજના કેટલાક જુવાન્યાઓને જાણે લીલાંઉની બીડ કરતા હોય, તેમ છોકરીઓ સાથ તેમના પૈસાની માંગણી કરતા આપણે સાંભળયે છીયે? અમારાં વાંચનારાંઓમાંનાં ઘણાંખરાં કબુલ કરશે કે, હજુ સુધી એ માઠો ધીક્કારવા જોગ રીવાજ આપણી કોમમાંથી નાબુદ થયો નથી, તે નાબુદ કરવાનો સઘળો આધાર છોકરીઓનાં માબાપ ઉપર છે. માબાપો-ઘણું કરીને માતાઓ પોતાની છોકરીઓને જેમ બને તેમ જલદીથી ઠેકાણે પાડી દેવાને રાત દહાડો ઈંતેજાર રહે છે, કે ક્યારે તેમની છોકરીઓ સાસરાંમાં પડીને સુખી થાય, અને તેમને માથેની જંજાળ ઓછી થાય. એટલી બધી ઈંતેજારી અને ખંત રાખવા છતાં પણ તેઓ પોતાના વીચારમાં ઘણાં પછાત પડેલાં હોય છે, જેથી કરીને તેઓની સઘળી ઈંતેજારી અને હોંસ ગુમ થાય છે. તેઓ એમ સમજે છે કે, તેણીઓને જે માંગે તે આપીને સાસરે પોહોંચાડી એટલે બસ, ત્યાં તેમનું જે ગમે તે થાવો. રોકડા રૂપયાની રીતને લગન સાથે શું સંબંધ છે? એ શું થોડું અફસોસ કરવા જોગ છે કે, લગનના પવીત્ર ગાંઠને આવી શરમ ભરેલી રીતે આપણી ઉધરતી વયના જુવાન્યાઓજ હલકો પાડે? શું લગનની ખરી મતલબ તેઓ સમજે છે, યા શું ફકત માથાંપરનો કરજનો બોજો ઉતારવા રૂપયા સાથ તેઓ છોકરીઓ વેચાતી લે છે? માતાઓ, તમારાં બચ્ચાંને સુખી અથવા દુઃખી કરનાર તમોજ પોતે છો. તમારી વાજબી સંભાળથી તમારાં બચ્ચાં સુખી થશે, પણ તમારી ખાલી ફીકર ચીંતાથી આળસુ હરામખોરોને હાથ રૂપયાની મોટી રકમ સાથ ફસાવી દેવાથી તમારાં બચ્ચાં કોઈ કાલે સુખી થવાનાં નથી, એ તો ચોકસ માનજો. શું આગળ બનેલા દાખલા તમોને ચેતાવતા નથી કે, "માતાઓ, અમારી માફક ખાડામાં પડતાં સંભાળજો, ચેતજો, નહી તો અમારી માફક તમારી બેટીઓને અંધારા ખાડામાંથી પાછી બહાર કહાડવાને ઘણી મુશકેલી પડશે." તે ચેતવણી કાંય તમે ધ્યાનમાં લેતાં નહી? શું તમે ધારો છો કે, તમો પછી તમારી છોકરીઓનું સારી આબરૂથી તેઓ તમારી આપેલી કેળવણીથી ગુજરાણ ચલાવશે? કાંય નહીં તમો તેટલાજ રૂપયામાં તેણીને ઉંચી કેળવણી આપતાં, કે જે પૈસા લગનનો પવીત્ર ગાંઠ હલકો પાડનારા જુવાન્યાઓ કરતાં તમારી બેટીઓનું વધુ સારી આબરૂથી અને ખરો સુખ સાથ ગુજરાણ કરનારૂં મુખ્ય અને મગસનું સાંધણુ થઈ પડે.

C. S.



## ભરવા-ગુંથવા વીશે.

### દોરાની લેસ.



આ લેસ જાડા દોરા કરતાં ઝીણા દોરાએ ગુંથ્યાથી વધારે સોભઈતી લાગશે.

પહેલાં બાર સાંકરી ગુંથો. **પહેલી હાર**—૭ સાંકરી મુકીને સાતમીમાં આંટો લઈને એક વખત, એજ માફક આઠમી અને નવમી સાંકરીમાં આંટો લઈને એક એક વખત, ત્રણ સાંકરી, બાકી વધેલી ત્રણ સાંકરીમાં આંટો લઈ એક, એક વખત. **બીજી હાર**—પાંચ સાંકરી, પહેલી હારમાં ગુંથેલી ત્રણ સાંકરીના હોલમાં આંટો લઈને એક વખત, પાંચ સાંકરી, તેજ હોલમાં આંટો લઈને પાછું એક વખત, બે સાંકરી, નાંકેના હોલમાં આંટો લઈને એક વખત. **ત્રીજી હાર**—પાંચ સાંકરી, બીજી હારની પાંચ સાંકરીમાં ગુંથેલાં હોલમાં ત્રણ વખત આંટો લઈને ગુંથો, ત્રણ સાંકરી, તેજ હોલમાં પાછો આંટો લઈને ત્રણ વખત ગુંથો. **ચોથી અને પાંચમી હાર**—બીજી અને ત્રીજી હાર માફક ગુંથી જાઓ, પાંચમી હાર પુરી કરી નીચે પ્રમાણે ગુંથોઃ—બે સાંકરી, ચોથી હારમાં ગુંથેલા પાંચ સાંકરીના નાકેના હોલમાં આંટો લઈને ચાર વખત, પાંચ સાંકરી, તેજ હોલમાં આંટો લઈને પાછું ચાર વખત, આંટો લીધા વગર બીજી હારમાં ગુંથેલા પાંચ સાંકરીનાં હોલમાં એક વખત. **છઠી હાર**—આંટો લીધા વગર બે વખત પાંચમી હારમાં ગુંથેલા ચાર ટાંકામાં પહેલાં બેમાં ગુંથો, પાંચ સાંકરી, એજ સાંકરીમાંની ત્રીજીમાં આંટો લીધા વગર એક, બાકીની બેમાં આંટો લઈને બે વખત, આંટો લઈને એક વખત પાંચ સાંકરીના હોલમાં ગુંથો, પાછી પાંચ સાંકરી, એમાંની ત્રીજીમાં આંટો લીધા વગર, અને બાકીના બે ટાંકામાં આંટો લઈને એક એક વખત ગુંથો, પછી ઉપલાંજ પાંચ સાંકરીનાં હોલમાં આંટો લઈને એક વખત, પાંચ સાંકરી, ત્રીજીમાં આંટો લીધા વગર એક, અને બાકીની બેમાં આંટો લઈને બે વખત ઉપર પ્રમાણે ગુંથો, આંટો લીધા વગર બે વખત પાંચમી હારમાં ગુંથેલા ચાર ટાંકામાંના છેલા બેમાં, પાંચ સાંકરી, પાસેના ત્રણ સાંકરીના હોલમાં આંટો લઈને એક વખત, પાંચ સાંકરી, તેજ હોલમાં આંટો લઈને પાછું એક વખત, બે સાંકરી, આંટો લઈને પાંચમી હારના છેલાં હોલમાં એક વખત. ત્રીજી હારથી પાછું શરૂ કરો, અને એ પ્રમાણે જેટલી જોઈયે તેટલી લાંબી ગુંથી જાઓ,

અને પુરી કરયા પછી નમુનામાં દેખાડયા પ્રમાણે લેસની ઉપલી કીનારી ઉપર આંટો લઈને દરેક સાંકરીમાં એક એક વખત ગુંથી જાઓ.

### રૂમાલનાં ખુણાંપર ભરવાનું નામ.




ઊપલાં કુંડાળામાં જે નામ છે તે કહાડી નાખી, જોઈએ તે નામ ભરવું. રૂમાલપર છાપવાની રીત આગળા અંકોમાં અમો આપી ગયાં છઈએ.

દીનબાઈ.

## રમુજી ટુચકા.

એક દીવસે એક ગામના કારોનરને તેનાં ગામમાં હદથી જયાદા મરણ નીપજવાનું કારણ પુછવામાં આવ્યું, ત્યારે તેણે જવાબ દીધો કે "તે હું નહી કહી શકતો. આ વરસે એવાં એવાં માણસો મરી જાય છે કે જેઓ અગાઉ કદી મરી નહી ગયાં હતાં."

અતી મુશકેલીમાં—પોલીસ કોરટમાં, "બંધવા, આ વરસમાં તુને મારી સામે ત્રણ વખત લાવવામાં આવ્યો છે, અને હવે એતો હદ થઈ." "પણ નામવર સાહેબ, હું તો ઘણો ફાંસામાં આવી પડયો છું તેમાં કાંઈજ શક નહી. જ્યારે હું મારો ધંધો કરૂં છું ત્યારે મને ચોરીને માટે પકડી લાવે છે, અને જ્યારે તે હું નથી કરતો ત્યારે મને બાહેર ભટકવાને માટે પકડે છે, ત્યારે સાહેબ બોલો, હવે હું શું કરૂં?"

એક માતા લખે છે કે "એક દીવસે હું બાહેરથી આવીને મારા ઓરડામાં ગઈ, જ્યાં મારી નાની બુચીને એક મોટી ખુરશી પર એક હાથમાં ચોપડી અને બીજા હાથમાં એક નાની બીલાડીને ધરીને બેઠલી જોઇ. "તું શું કરેચ બોરશેદ?" મેં પુછયું. "હું બીલાડી આગળ વાત વાંચુંચ" તેણીએ જવાબ આપ્યો. "પણ એ કાંઈ વાત સમજે કે?" મેં હસીને પુછયું. "હા, વળી નહી શાનું?" તેણી પોતાનું નાનું માથું ધુણાવી બોલી, "હું જેમ વાંચતી જાઉંચ તેમ બધા બોલે બોલ એને સમજાવુંચ."

બેહેરામ—માયજી, મેં થોડી કેરીઓ ચોરીને ખાધી છે, તે બાવા જાણે છે કે?

માય—હા દીકરા જાણે છે.

બેહરામ—ત્યારે હવે મને મારશે કે? માય—હા મારશે.

બેહરામ—બાવા ઘણા ખરાબ છે. શું કામ તમે એવા સાગે પરણ્યાં, ઘણી મોટી ભુલ કીધી.

ધણીઆણી—અરે મારા દાંત કેવા કળે છે. ખોદાએ આપણને જન્મથીજ દાંત નહી દીધેલા હતે તો કેવું સારૂં.

ધણી—જરા વીચાર કરશો તો જણાશે કે દાંત સાથે કોણ જનમયું છે.

એક હઠીલી ઓરત—"તમારી પાસેના રૂસ્તમજીની બઈરી મરી ગઈ કે?"

"હા, તે ગઈ કાલની ગુજરી."

"તેણી ઘણીજ હઠીલી અને જે કહે તેથી ઉલટુંજ કરનારી હતી, નહી વારૂ?"

"હા, તે દરેક બાબદમાં એવીજ હતી, અને છેલ્લે સુધી તેવીજ રહી અને વળી હું તો ધારૂંચ કે જો એવી હઠીલી નહી હતે તો મરણ બી નહી પામતે."

"કાંય, તે કેમ વળી?"

"તે ઘણી માંદી હતી ત્યારે તેનો ધણી તેણીની આગળ જઈ બોલ્યો કે 'બઈજી અરે જો તું મરી ના જા.' તેણીએ તેની વરૂ જોયું અને બોલી 'ઉભા રહો હું મરી જાઉંચ કે નહી તે તમને બતાવું.' એમ કહી ફેર મરડી સુતી અને મરણ પામી.

કામ કરવાની શકતી—"શું તું ખાતરીથી કહે છે કે મારૂં કામ કરવાની તારામાં પુરતી શકતી છે?"

"અરે હારે સાહેબ, હું ખાતરીથી કહુંચ. તે જોવોની હું બે માણસને ત્યાં છેલ્લી ચાકરી કરી આવ્યો, તે તમારા કરતાં જાડો હતો અને તેને મેં એકજ ફટકે નાખી દીધો અને તેની ત્રણ પાંસલીઓ ભાંગી."

"અરે જાંહગીર આજે ન્યુસપેપરમાં વાંચ્યું કે, કોઈ વાકાણના હસ્પતાનને ચાર માણસોની જીંદગી બચાવવા માટે ચાંદ આપવાનો છે તે?"

"વારૂ તેમાં શું થયું? મેં હજારો જાન બચાવ્યાચ ને મને તો કોઈએ એકબી ચાંદ પેહેરાવ્યો નથી."

"તેં? કદી હોય નહી, કેમ? કયારે?"

"કાંય, વળી હું ડાકટરનું કામ શીખ્યો, અને પછી તે ધંધો ચલાવવાને ના પાડી."

"હું એક અઠવારડું થયું સુતો નથી."

"કેમ વારૂ?"

"મેં મારા ભાઇ સાથ સરત બકીચ કે હું રાતના કદી ઘોરતો નથી અને તેથી હું તેમ કરૂં છું કે નહી તે તપાસવાને ખાતર આખી રાત જાગરત રહું છું."

એક નાના છોકરાને એક દીવસે પુછવામાં આવ્યું કે બેમાંથી કયું વધારે ખરાબ, કોઇની લાગણી દુઃખવવી તે, કે તેનું આંગળું દુઃખાવે તે.

"કોઈની લાગણી" તે બોલ્યો.

"બરોબર બોલ્યો બેટા" તે પુછનાર હરખાઈને બોલ્યો. "પણ વારૂ કોઈની લાગણી દુઃખવવી એ વધારે ખરાબ કાંય?"

"કારણ કે તેની આસપાસ કાંઈ પાતો નહી બંધાય તેથી." તે બુચાએ જવાબ દીધો.

જડજ: "કોરટમાં આવી મોટી લાકડી શાની લઈને આવ્યા."

પ્રતીવાદી: મને દરેક જણે કહયું કે મારે બચાવ માટે પુરતી રીતે તૈયાર થઈને આવવું, અને હું ધારૂં છું કે હું બરાબર તૈયાર છું."

શેઠાણી—(બબરચીને) કાંય તમે ત્યાંથી રજા કાંય લીધી?

બબરચી—બાઈ તમોને તો જબરી કનવાર છે. મેં તમુને તો નહી પુછયું કે, તમારો બબરચી કાંય જતો રહયો?

[illegible] ડોકટર (જુવાન અને ખુબસુરત): "મેહરબાની કરી [illegible] આડું ફેરવો."

[illegible]: "અરે પણ તે તો તમે અત્યાર અગાઉનું [illegible]."

---

[illegible] ગ્રહસ્થ—એ ગાડીવાન, સંભાળીને હાંકજે, ધીમેથી [illegible], [illegible] લાગે છે તે મને બીલકુલ પસંદ નથી, ને સામેથી [illegible] આવે છે, જોઈને ચલાવજે.

ગાડીવાન—[illegible] સાહેબ ગભરાવો ના. હું જોઇ સંભાળીને [illegible]. પણ સાહેબ કંઈ અકસમાત થાય તો તમોને કઈ હાસપીતાલમાં લઈ જાઉં?

---

મા—સોરાબ, હું તુંને કયારની હાંક મારૂં છું, જવાબ નહી દેવાતો કે? જ્યારેબી હું તુંને બોલાવુંછું, ત્યારે જલદીથી આવતાં શું થાય છે?

સોરાબ—અરે માય, જેમ બાવા જલદીથી નથી આવતા ને કેહું તમારૂં પાકવેછે તેમ હું ધારૂંછું કે મારેથીબી તેમ થતું હશે.

---

રતી માસી—(જમશીને દાઢી પકડીને) જમશી, સાહેબજી, શું તેં કાંઈ—

જમશી—(૭ વર્ષનો) અરે નઈ એ નઈ, મેં કંઈ કોઈનો છાણુ લગાડયો નથી.

---

ગ્રહસ્થ—(લાલાના છોકરાને) એ પોરીયા, તુંનેબી તારા બાપ જીવણની માફક દારૂનો લખ લાગો છે ખરો.

"અરે નહીરે છાબ જીવણ એવા સે કે કોઈ દહારેબી પોતાનાં દારૂનું એક ટીપુંબી મારે હાર રહેવા નહી દીએ."

---

ચોપાન્યાંના અધીપતીની આફીસમાં અધીપતી (દોસ્તને) તું જોય છે કે આ ગલીચો કેવો મજેનો લાગે છે. તુંને ગમેછે કે?

દોસ્ત—હા ઘણો ગમે છે.

અધીપતી—જો હું હમેશાં એમ સુધારો કરતો રહુંછું. કંઈ ને કંઈ આફીસમાં નવું મુકયાજ જાઉં છું.

દોસ્ત—હા તેમ છે ખરૂં; પણ તારાં ચોપાનીયાંમાં ને પેપરમાં કયે દહાડે નવું નવું છાપવાનો છે?

---

એક દહાડો હોટેલમાં એક રસાકસીભરી તકરાર ચાલતી હતી. એક જણ બોલી ઊઠયો "હું કહુંછું સાહેબ કે એવો એક કાયદો નહી મળે, જે લોકોથી બદલાય નહી."

નવો આવનાર—હા સાહેબ છે, જે લોકોથી શું પણ કોઈપણ માણસથી બદલાતો નથી.

"હું એવો તે શું કાયદો છે?"—'સાસુ.'

---

"કેમ છેઓ, હાલ તમારી તબીએત કેવી છે?"

"ઘણો ફાયદો મને લાગે છે."

પેલી દવાની મેં જે ભલામણ કીધી તે તમે પીધી કે?

"નહીજી, પણ બાટલી સાથે જે સઘળાં કાગળો હતાં, તે મેં વાંચી જોયાં, ને હું પણ સાજી થઈ."

---

તવંગર ગ્રહસ્થ—"શું મારી દીકરી સાથ પરણવા માંગો છો? હાલ તો તમારા બાવા તમારૂં પુરૂં કરે છે."

"હા, ને તેવણ પણ હવે કંટાળી ગયા છે, તેથી હું હવે કોઇ તમારા જેવાનીજ શોધમાં છેઉં."

ઘણી—આજથી તો આપણે એક થઈ ગયાં છીએ. હું તારી સાથે પરણીને ઘણોજ સુખી થઈ ગયો છું.

ઘણીઆણી—હા, ખરેખર જાણે હું તે તમે, ને તમે તે હું.

ઘણી—હા, આપણે એકમેકના વીચારો ને લાગણીઓ સૌ જાણશું. શું એમ કાંય કરે છે?

ઘણીઆણી—અરે હમણાં મને કીડીએ ચટકો દીધો, તે તમોને લાગો કે?

G. P.

---

## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીડી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સેરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી ચાલતા માસની તા૦ ૨૫ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું.

સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્યાણું.

વગર પાંખે ઉડુંચ હું પરી સમાન,
તેથી થાય છે જોનારાં બહુ હેરાન;
વાંદર નથી પણ રાખું છું પુછડું એક,
શીતળ હવાને ગણુંચ મારો ખોરાક નેક;
વગર હવાએ ખાઉં છું હું ધુળમાં ગોતાં,
જેથી દલગીર થાય છે નાનાં ને મોટાં;
વળી છું હું તે સાથ નાજુક અને ભારી,
તો બોલ વાંચનાર હવે તું ધ્યાન ધરી.

મીસ કોલીબાઈ પાલણજી પુણેવાલા.

### ૨—ઉખ્યાણું.

કયા પારસી રોજની કીંમત સાડાછ થાય છે?

મીસ પીરોજા સોરાબજી નગરવાલા.

### ૩—ઉખ્યાણું.

હું એક સાત અક્ષરી શેહેરનું નામ છું, મારો ૧, ૨, ૩, ૪ થી આદમ જાતનું નામ થાય છે, મારો ૪, ૩, ૫ થી એક ગામ

થઈ જાય છે, મારા ૩, ૭, ૪ થી પુરૂપ બની જાઉં છું, મારા ૭, ૩ થી દારૂ બનશે, પણ જો મારા ૧, ૭, ૩ ને હાથ લગાડયો તો બળું લાગશે, મારા ૩, ૧, ૭ થી દરિયાઇ પ્રાણી પેદા થાય છે, ત્યારે હવે કહીયો કે હું કોણ?

મીસ પીરોજા સોરાબજી નગરવાલા.

૪—ઉખ્યાણું.

નીચલા શબ્દોના અર્થમાંથી એક એવી તગડી બનાવો કે જેની ઉભી તેમજ આડી લીટી એકજ સરખી રીતે વંચાય.

૧. એક જાતનો મેવો.
૨. ગ્રુફ્લેસ.
૩. મીઠાઈ.

મીસ મેહેરબાનું કાવસજી દાવર.

૫—ઉખ્યાણું.

એક ત્રણ અક્ષરનો એવો બોલ લેવો કે જેને પેહેલે જોતાં પારસીઓની ઉપયોગી ઈમારતનું નામ આવે, અને પછી ઉલટાવીને જોયાથી શરીરનો એક શોભાયમાન ભાગ થાય.

મીસ જાઈ જમશેદજી ડીંક.

૬—ઉખ્યાણું.

ત્રણ અક્ષરનો બન્યો છે એ જીગર મારો જાની,
ગરીબ પીતાનો પુત્ર છે પણ તોબમે ખાનદાની;
પેહલો શબ્દ પકડો તો થાય એક લાડકવાયું નામ,
ઘેલો ગાંડો ગમે કહો પણ તેને ઓળખે સારૂં ગામ;
જેનો અક્ષર પેહેલો, બીજો લેવો તો એક શકતી એવી જાણો,
કે મનુષ જાત જે વીના કહેવાય છે દીવાનો;
જો ત્રીજો, બીજો અક્ષર લેવો તો એક શેહેનશાહત એવી થાય,
કે પૃથ્વીની ત્રેત્રીઆંશ વસતી જેમાં રે સમાય;
જેના બીજા શબ્દથી મરદ કાબેલ ગણાય,
કે હોરાજીઓ જેની ઉપર ઓવરાઈ ઓવરાઈ જાય;
છેલ્લો જેનો શબ્દ, થાય એક જરથોસ્તીનું નામ,
જલદી બોલો બેહેનીઓ કોણ છે મારો એ ગુલફામ.

મેહેરબાઈ મ. સુલ્લાંફીરોઝ.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—ઝાંડપરથી ૭ ફુલ તોડયાં અને દરેકને ૮ ફુલ ચઢાવ્યાં.
૨—પાલખી.
૩—તલવાર.
૪—૧. અરદેશર. (અ ૦ / દે ૦ ૦ ઈ / ૦ / ખા)
  ૨. દેરા.
  ૩. ખાસડાં.
  ૪. ઇત્તર.
૫—મીનબત્તી.



## ખરા જવાબો લખી મોકલનાર મુંબાઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ફુખાસ. ૧, ૨, ૩, ૪. [illegible] ડીક ૨. ૩, ૪. Purplo ૧, ૨, ૩, ૪. બાઈ રતનબાઈ [illegible] ૩, ૪. મીસ જાઈજી એદલજી પુણેગર ૧. ૨, ૩. ૪.

## દેશાવરની બાનુંઓનાં નામો.

બાઈ માણેકબાઈ દા. શરાફ (ઈડર) ૧, ૨, ૩, ૪, ૫. મીસ માણેકબાઈ હોરમસજી દીનશા વાહડીયા (મોરબી) ૨, ૪, ૫. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (ભરૂચ) ૧, ૨ ૩, ૪, ૫. બાઈ વીધા ગોપીલાલ (અમદાવાદ) ૧, ૨, ૩, ૪. મીસીસ નજમુદીન (કલકત્તા) ૧, ૨, ૩, ૪, ૫. બાઈ ગુલબાઈ એદલજી સંજાણા, (બદનેરા) ૨, ૩, ૪, ૫. બાઈ જરબાઈ હોરમસજી ચાહેવાલા (પુણા) ૨, ૩, ૪. મીસીસ સી. પેસતનજી ડ્રાઈવર (ખંડવા) ૧, ૨, ૪. બાઈઓ હમબાઈ તથા સુનાબાઈ નવરોજી નગરવાલા (બેલગામ) ૨, ૩, ૪. બાઈ ગુલબાઈ મનચેરશાહ (પુણા) ૧, ૨, ૪. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૧, ૨, ૪, ૫. બાઈ ગુતલીબાઈ ફીરોજશાહ બેલ કંત્રાકટર (ચીકોડી) ૧, ૨, ૪, ૫. મીસ પીરોજા સોરાબજી નગરવાલા (ખડકી) ૨, ૪, ૫. બાઈઓ મેહેર, ગુલ, જર, કાવસજી દાવર (અહમદનગર) ૧, ૨, ૪, ૫. બાઈ દી. આર. એમ. દારૂવાલા (શીગાંબ) ૧, ૨, ૪, ૫.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસ જાઈજી એદલજી પુણેગર.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા.

## લખી મોકલનારાંઓને ખબર.

**બાઇ આ૦ બ૦ ફીરોજશાહ**—મલ્યું છે. જોગવાઈએ દાખલ કરીશું. બીજાં જે લખાણો તમે લખી મોકલવા ઇચ્છો છો તે મોકલજો, અમો ખુશીથી દાખલ કરીશું.

**નવાજબાઈ અરદેશર શેઠ**—તમારાં બે લખાણો પુગ્યાં છે, જોગવાઇએ દાખલ કરીશું. તમે પુછાવો છો તે વાર્તા સ્ત્રી મિત્રમાં આગળ આવી નથી.

**મીસીસ કલાયસ્તાકની જીંદગીનો હેવાલ લખનાર બાનુ**—દલગીર છઇએ કે તમારૂં લખાણ ગુજરાતી ચોપડી પરથી લીધેલું હોવાથી અમે લઈ શકતાં નથી.

**Violet, મીસીસ અને મીસ દાવર**—તમારાં લખાણો પુગ્યાં છે, જોગવાઇએ લેતાં જઇશું.

**મીસ ભુજવાલા**—તમારાં લખાણનો બાકીનો ભાગ પુગો છે.

**લખી મોકલનારાંઓએ** મેહરબાંની કરી લખાણો ચાલતા માસની તા૦ ૨૫મી સુધીમાં મોકલવાં.

નીચલાં ચોપાન્યાંની પોહોંચ માન સાથ સ્વીકારીયે છીયે:—

"વોહુમનો એટલે બેહેમન, અવસ્તામાંથી મળતું તેને લગતું વર્ણન તથા તેનો બીજા ધર્મોમાં મળતી એને લગતી બાબદો સાથનો મુકાબલો."

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૭૦ હોરનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



# સ્ત્રીમિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. સપટેમબર ૧૮૯૦. અંક ૭મો.




## ધર સંસારી કેળવણી
### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૧૨ મું.

**સાવકશાહની ફીલસુફી-એક ભુલ અને તેનાં પરીણામો-એક ભેદ અને વીશ્વાસ.**




લ્લાં પ્રકરણમાં આવી ગયલા બનાવો પછી થોડે દીવસે દીનબાઈ જાંહગીરની સાથે "જમશેદ લોડજ" માં મુલાકાતે ગયાં. સાવક શરાફ બાગમાં રમતો હતો. જાંહગીર તેની આગળ ગયો, જો કે આ બને છોકરાઓ વચ્ચે છ વરસનો તફાવત હતો તોપણ જાંહગીરના ખુશ મીજાજથી તે સર્વે સાથે જલદીથી ભેલાઈ જતો હતો.

"જાંહગીર, તું બ્રેસપતવારે સરત જોવા જવાનો છે? ત્યાં કેવી મજાહ પડશે! બધું નાચવાનું કુદવાનું! અને દોડવાનું! અલબત, વળી તું તો જરૂરજ ત્યાં?"

"હું નહી ધારતો કે હું જાઊં," જાંહગીરે જવાબ આપ્યો.

"નહી!" સાવક અજાબ થઈ બોલ્યો. "કાંય, હું તો અસ્તો તે દહાડેજ કહેતો હતો કે તારા જેવો મોટો હું કયારે થાઊં, આપણે આપણા જીવના ધણી હોઈએ તો કેવું મજેનું!"

"સાવક, હું કાંઈ હજુ મને મારા પોતાના જીવનો ધણી ગણતો નથી; કોઈ વખતે હું ઈછુંછું કે હું તેનો હતે; પણ વળી કોઈ વખત એમબી વીચાર આવે છે કે હું જેમ છેઊં તેમજ ઠીક છે. અને વળી સરત જોવા જવાનું તો મારેથી બનેજ નહી, કારણકે કાલે તો મેહરજીભાઈ માસ્તર પાછા આવવાના છે."

"શું તુંને એક દહાડો છુટીબી નહી મળે કે જાંહગીર?" સાવકે હસ્તાં હસ્તાં પુછયું. "નહી તો કદાચ તારા પપા મારા પપાની માફક તુંને કંદે જવા નહી દેતા હશે, એવી જગાએ જવાનું તેવણ ખોટું ધારતા હશે. આબરૂ વગરનું ધારતા હશે!"

"શું જમશેદજીના એવા વીચારો છે?" જાંહગીરે સખતાઇથી પુછયું.

"કાંય અ—હા—કાંય તું મારી તરફ એમ કાંય જોયછ જાંહગીર?"

"હું ખાતરીથી કહુંછું કે હું કાંઈ ખોટું બોલ્યો નથી, મેં તો મમાને હમેશાં જે બોલતાં સાંભળ્યાં છે તેજ ફરીથી તારી આગળ બોલી દેખાડુંછું."

તેથી કાંઈ એમ નથી થતું કે તુંને તારા બાવા તરફ આવા અપમાન ભરયા શબ્દ વાપરવા જોઈયે, અને જો તેવણ તેમ ધારતા હોય તો મને અજબ લાગે છે કે તું ત્યાં જવાનો વીચારબી કેમ રાખી શકેછે! તુંને તેવણની રજા કેમ મળી શકશે?"

"અરે! કાંઈ નહીરે, મમાએ મને કબુલાત આપી છે કે તેટલા વખતમાં હું ડાહ્યો થઈશ તો તેવણ કાંઈબી કરી મને મોકલશે, કારણકે તેવણ કાંઈ તેમાં ખોટું નહી જોતાં; જો પપાની રજા લેવા જાઊં કેની તો કોઈ દહાડો કંદે જવાય નહી, તેવણ એટલા તો સખત દીલના છે કે જ્યારે ઓરડામાં હોય ત્યારે મને બોલવાની કે રમવાનીબી બીહક લાગે."

"તું એક મુર્ખ છોકરો છે શાવક." જવાન જાંહગીરે જવાબ દીધો. "હું કહુંછું તે માનજે કે તું તારા સૌથી સારા દોસ્તને ઓળખતો નથી, હું તો મારા પપા તરફ એવી લાગણી ધરાવતાં ખરેખરજ દલગીર થાઊં."

"હા, પણ તારા ને મારા પપામાં ઘણો ફરક છેની, તારા પપા તો તુંને કોઈ દહાડે ધમકાવતાબી નહિ, ને કોઈ ચીજ કોઈ દહાડો નાખી નહી પાડતા."

"જો. પપા ધારે છે કે મારી ઈછાઓ બેહુંદી અથવા ભુલભરી છે, તો કાંઈબી આનાકાની વગર મને ના પાડે છે. અને જો કે હમણાં હું પુરતી ઉમરનો છેઊં, તોબી હું એવી ચાલ ચલાવવાની કોશેશ કરૂંછું, કે જેથી મારા પપા મારીપર ગુસ્સે

નહી થાય; જ્યારે હું તારા જેટલો હતો ત્યારે મારી મગરૂરી અને મસ્તી તોફાનને વાસ્તે પપા મને વારંવાર સજા કરતા હતા."

"પણ પછી તેમ તેવણ તારી પર હેત રાખતા હતાની? હવે જો પપા હું મસ્તી તોફાન કરૂં ત્યારે સજા કરી, હું ડાહગો થાઉં ત્યારે ફક્ત મારી પર માયા કરે તો હું કાંઈ દરકાર નહી કરૂં, પણ શું ગનચેરશાહે તુંને સરતમાં જવા ના કહ્યું ?"

"નહી, કાંઈ એમ નહી; તેવણ ફક્ત એમ ધારે છે કે એવી રીતે ગુજારેલો દહાડો કાંઈ ઘણો ફાયદાકારક નહી ગણાય; અને સરતમાં જે જુગાર અને બીજી લાલચો હોય છે, તે આપણા જેવા જુવાનોને વાસ્તે લાયક ગણાય નહી. હું જો મારો ઘોડો લઈને ત્યાં જાઉં તો કદાચ તેવણ ખરેખર નાખુશ નહી થાય, કારણકે તેવણ કહે છે તેમ ઘણી ખરી ચીજોમાં સંભાળ લેવા માટે હું પુરતી ઉમરનો છઉં; પણ જો હું તેમ કરૂં તો તેવણની ઈચ્છાની વીરૂધ ગયલો ગણાઊં, કે જેમ કરવા હમણાં હું ઈછતો નથી, કારણકે તેથી પાછલથી મને ખચીત ખમવું પડશે."

"વારૂ જાંહગીર, હું ફક્ત તુંને એટલુંજ કહી શકું છું કે જ્યારે હું તારી ઉમરનો થઈશ ત્યારે મારી ઉપર કોઈને રાજ ચલાવવા દઈશ નહી, તેટલા વખતમાં તો હું આશા રાખુછું કે મુંબઈની કોઈ મોટી સ્કુલમાં જઈશ અને પછીજ આપણે જોઈશું કે સાવક શરાફમાંથી પાણી છે કે નહી. આખી દુન્યાં કાંય નહી કોઈ આપી દે, તોબી હું તો પંચગનીમાં રહી મેહરજીભાઈના હાથ હેઠળ નહી શીખું."

"હા, પણ સંભાળ રાખજે કે સાવકશાહ શરાફનું પાણી બહાર ઉભાઈ આવી તેને મુંબઈથી પાછું પંચગની જવાની ફરજ નહી પાડે." જાંહગીરે ખડખડ હસી પડી પોતાના દોસ્તને કહ્યું, કે જેવણ એક એરકાની માફક પોતાનાં માથાંપર વાંકી તોપી મુકી, હવામાં પોતાની લાકડી આમ તેમ ફેરવી તથા પોતે હતા તે કરતાં વધારે ઊંચા દેખાવાની કોશેશ કરી, પોતા વીશે ઊંચું મત આપતા હતા. સાવકે જાંહગીરનું બોલવું હસવામાં કહાડી નાખી, જ્યાં સુધી દીનબાઈએ ઘર જવા માટે જાંહગીરને બોલાવ્યો ત્યાં સુધી વાત કરયા કીધી.

અમારા વાંચનારે કદાચ જોઈ લીધું હશે કે જાંહગીર આજે હમેશની માફક ખુશ મીજાજમાં હતો નહી. જો તેઓએ તેમ ન જોયું હોય તો તેની માતાએ તો ખરેખરજ જોયું હતું; કારણ કે ઘણું અજબ જેવું છે કે તે પોતાની માતાની બાજુએ એક પણ બોલ બોલ્યા વગર નીરાશીથી ચાલતો હતો. તેનું અવીચારીપણું વારેઘડીએ તેને પંચાતીમાં નાખતું હતું, અને હમણાંબી તેમજ બન્યું હશે, એવી બીહકથી તેની માએ તેની હાલની અસાધારણ ચુપકીદીનું કારણ પુછ્યું. તેનાં મોહડાં પર રતાશ ચહડી આવ્યો, પણ તેણે તે સવાલ ઉડાવ્યો અને વાત કરવામાં જાગરૂત થયો. તેની માતા કાંઈ તેને વાસ્તે ફીકર નહી રાખતી હતી, કારણકે તેવણને પોતાના દીકરામાં પુરતો વીશ્વાસ હતો, અને તેવણને ખબર હતી કે તેણે જો કાંઈ ભુલ કીધી હશે તો તે પોતેજ સુધારશે અને તેની સારી લાગણીઓ તથા ઊંચા વીચારો તે ભુલોને પાછી બનતાં અટકાવશે.

હવે બન્યું હતું એમ કે, જુવાન જાંહગીર કેટલાંક મુર્ખાઈ ભરયાં કામોથી, એટલી તો અસાધારણ અને અણગમતી હાલતમાં આવી પડયો હતો કે પોતાના બાપ આગળ સઘળું કબુલ કરી ન દે ત્યાં સુધી તે મુશકેલીઓમાંથી કેમ છુટવું તે તેને સુઝતું હતું નહી; અને જોકે તે ગમે એવો હીમતવાન હતો, તોપણ પોતાના બાપ આગળ પોતાના વાંકો કબુલ કરવાની તેનામાં હીમત નહી હતી. મનચેરશાહના સખન હોકમોમાંનો એક એ હતો કે, તેઓના દીકરાઓએ કદી કરજ કરવું નહી, અને તેમ કરવાની લાલચ અટકાવવા માટે તેવણ તેઓને અંગત ખરચ માટે મહીને દહાડે પુરતો લવાજમ આપતા હતા, કે જેથી કરી તેઓ પોતાને ગમતી ચીજો ખરીદી શકે.

હવે આપણા જાંહગીરમાં જરા ઉડાઉપણાંની અસર હતી. અવીચારીપણું અને પુશકળ સખી દીલથી તે એવી મુશકેલીઓમાં વારંવાર આવી પડતો હતો. તેના બાપની સલાહ પ્રમાણે ચાલવાને અને પૈસાનો બરાબર હીસાબ રાખવાને તે ફરીથી અને ફરીથી ઠેડાવ કરતો હતો, એવી મતલબથી કે તે પોતાનાં ઉડાઉપણાંપર અંકોશ રાખી શકે. સુંદર અને શોભતી કારીગરીની ચીજોપર તેની માએ તેનો એટલો તો શોખ વધારયો હતો કે જેથી તેને એક ગેરફાયદો થયો હતો, અને તે એ હતો કે, સુંદર ચીત્રો અને શોભાઈતી બાંધણીની ચોપડીઓ અને આલબમોનો અતીશય શોખ તેને હદ બાહેર લઈ જતો હતો, કે જેને માટે તેને પસ્તાવું પડતું હતું. તેણે થેકરને ત્યાં મી૦ હેરીસને થોડાંક મોટાં ચીત્રો મોકલવાની ફરમાસ કીધી હતી, કે જે ચીત્રો માટે જમશેદજી શરાફે તેની આગળ ઘણીજ તારીફ કીધી હતી, જેથી તેનો જીવ એટલો તો અધીરો પડી ગયો કે મુંબઈ જાય ત્યારે જોઈને તે લેવાને બદલે તરતજ તે માટેનો આરડર મોકલ્યો. આએ આરડર મોકલતાં પૈસાનો તેણે જરાપણ વીચાર કીધો ન હતો. મહીનાની આખેરીએ તે ચીત્રો આવી લાગ્યાં અને આપણા જુવાન શહસે મોટી અજાયબી વચ્ચે શોધી કહાડયું કે તેવણે પોતાનો આખા મહીનાનો લવાજમ લગભગ ખરચી નાખ્યો હતો, અને તેવણને જેટલા પઈસા જોઈતા હતા તેનો પા ભાગબી તેવણ પાસે હતો નહી. શું કરવું તે તે જાણતો હતો નહી. મી૦ હેરીસને તે ચીત્રો મેળવવા માટે ઘણી મુશકેલી પડી હતી અને આખરત જ્યારે તે આવી પુગ્યાં ત્યારે તો આપણા જાંહગીરને ખરીદવાની ફરજજ હતી. જો તે પૈસા થોડો વખત રહીને આપે તો તેને પોતાનો આખા મહીનાનો લવાજમ તે માટે ભરી દેવો જોઈયે અને ત્યારે કરજ કરયા વગર તે પોતે આવતા મહીનાનો ખરચ કેમ ચલાવે ? પોતાના બાપને તે માટે અરજ કરવી એ વીચારજ તેને ખરેખરૂં દુઃખ ઉપજાવતો હતો. વગર ખપની ચીજ માટે અવીચારી ઉડાઉપણાંથી ખર્ચેલું કરજ ભર[illegible] તે તેના હમેશના માયાળુ અને લાડ લડાવનારા બાપને કેવી રીતે [illegible] શકે ? મી૦ હેરીસે એ બાબદની ઝાઝી દરકાર કીધી નહીં, અને કહયું કે મી૦ જાંહગીર જો વરસ દહાડો [illegible] નહી શકે તો તેની કાંઈ ચીંતા નહી, તે તેને ગમે [illegible]

ગમે એટલા વખત સુધી ધીરી શકે. પણ જેટલી મુશકેળી તેને આ માટે તેના બાપ સાથે વાત કરવામાં લાગતી હતી, તેટલીજ મુશકેળી તે કરજ ફીટાડવાની કોશેશ નહી કરવામાં લાગતી હતી; તેથી તેની મગરૂરીને જેમ તેમ દાબી (કે જે મગરૂરી બીજાઓને દેખાડવા નહી માંગતી હતી કે પૈસા ભરવા માટે તે અશકત હતો) તેણે મી૦ હેરીસ સાથે એવો બંદોબસ્ત કીધો કે તે રૂપયા તેને હફતે હફતે ભરી બે ત્રણ મહીનામાં કરજ ફીટાડવું.

એક અઠવાડયું પછી તેને જયારે મહીનાનો લવાજમ મલ્યો, ત્યારે તરતજ મુંબઈ જઈ પોતાનાં અંતઃકરણ પરનો અડધો બોજો ઓછો કીધો, તેના હમેશના લવાજમનો અરધો ભાગ ખરચને વાસતે બાકી રહયાથી આ વેળાએ પોતાનો હાથ ઘણો ખાંચવો પડયો અને તેથી ઉપજતા ખીજવાતથી પેલાં ચીત્રો કે જે મેળવવાને તે આટલો બધો આતુર હતો, તેના દેખાવથીજ હવે તેને ધીક્કાર છુટતો હતો. પણ મી૦ હેરીસના કરજમાંથી છુટવાને તે આવતા મહીનાની રાહ જોતો હતો. બધાં કરતાં તો તેને વધારે ખીજવાત એ ઉપજતો હતો કે, તેના બાપને નાતાબેદાર થઈ તેવણુની ખુશી ઉપરાંત કરજ કીધું.

પાછી પેહલી તારીખ આવી, અને જેટલા જોઈતા હતા તેટલા પૈસા ગજવામાં મારી તે મુંબઇ જવા નીકળ્યો, પણ રસતામાં તેને એક એવો તો દેખાવ નજર પડયો, કે એક દુઃખી જીવડાને દુઃખમાંથી છોડવવા સીવાય બીજો દરેક વીચાર તેનાં મગજમાંથી ઉડી ગયો; તે એક કંગાળ, ભુખે મરતાં માણુસની પુઠે એક ઝુપડીમાં ગયો, કે જયાં એક બાયડી ખાતલા પર પડી હતી. તેનાં પાસાંમાં એક તરતનું જન્મેલું છોકરૂં હતું, અને આસપાસ ત્રણ નાનાં ભુખે અધમુવાં થયલાં, અરધાં નાગાં બાળકો હતાં. તેઓનો સાચ્ચો અને કમનસીબ હેવાલ સાંભળી તેણુ તેઓના ખોલામાં પોતાની કોથલી ખાલી કીધી અને તરતજ ગાડીમાં બેસી હંકારી ગયો; મી૦ હેરીસને મલવા નહી પણ પોતાના એક ડાકટર દોસ્તને. ડાકટર તેને રસ્તામાંજ મલ્યા, તેવણુ આગળ તેણે સઘળી વાત કહી, અને તેવણે જલદીથી તે ગરીબોને જોવા જવાને વચન આપ્યાથી તે મઘન મઘન થઈ ગયો, અને જયાં સુધી ઠેકરની દુકાન પર આવી પુગ્યો ત્યાં સુધી તેને બીજો વીચાર આવ્યોજ નહી. મી૦ હેરીસને જોઈ તેની સઘળી ખુશાળી ઉડી ગઈ અને એક જબરો બોજો તેનાં હૈયાં પર આવી પડયો. એકાએક તેને વીચાર આવ્યો કે, જે પૈસા તેના પોતાના ન હતા, તેનો તેણે ઉપયોગ કીધો હતો; અને જે કામથી તેને આટલી બધી ખુશાળી ઉપજી હતી તે કામ હવે તેને બદનામ કરવા અને ઠપકો દેવા લાગ્યું. તે મી૦ હેરીસને મલ્યા વગર પાછો ફરયો કારણ કે પૈસા નહી ભરવાં માટે તે તેની આગળ શું બહાણું [illegible] તે આપી દેવા એમતો નહીજ.

[illegible] તારીખે જાંહગીરનું વરસ હતું, તે દી-[illegible] દોસ્તો સાથે ગુજારવાનું વચન ઘણા [illegible] આપ્યું હતું. તે દીવસે સાંજનાં [illegible] રમનાર હતા, અને ત્યાર પછી સાથે ખાનું લઈ રમત ગમતમાં રાત પસાર કરનાર હતા. મનચેરશાહની ઈચ્છા એવી હતી કે ખાનું ખાધા પછી જાંહગીર ઘેર પાછો ફરે તો સારૂં. તેવણે પોતાની આ મરજી તેને જણાવી હતી, પણ તે અમલમાં લાવવાને તેને હોકમ કીધો ન હતો, ઉલટું તેવણે તેની મરજી મુજબ ચાલવાની છુટ આપી હતી. જાંહગીરને ખબર હતી કે આખા દહાડામાં તેને ઘણો ખરચ થશે, તો પણ ત્યાં જવાનું લાંબો વખત થયો તેણે વચન આપેલું હોવાથી, અને વળી તેના સઘળા દોસ્તો કહેતા હતા કે તે જો ન આવશે તો તેઓને સઘળું સુનું સાવજ જેવું લાગશે, તેથી તેની પણ ખાટી મીઠી મરજી થઈ. વળી નહી જાય તો તે તેઓને બાહણુંબી શું બતાવે? જ્યારે તે તેઓ સઘળાંમાં પૈસાવાલો છોકરો હતો, ત્યારે તે એમ પણ કેમ કહી શકે કે તેની પાસે પૈસા નથી? અને તેનો બાપ શું ધારે?

તે ગયો. દહાડો ઘણોજ ખુશનુમાં હતો, અને એટળીતો મજાહ પડી કે જોકે ખાનું લીધા પછી ઘર પાછું ફરવાનો તેણે ઠેડાવ કીધો હતો, તો પણ તેના દોસ્તોના કાલાવાલા અને પોતાની ઇચ્છાની સામે તે થઈ શકયો નહી, અને તેથી રહી પડયો. છાંટો પાણી વધારે લીધેલો હોવાથી ગાતાં ગાતાં તેઓ વધારે ઉસકેરાઈ ગયા અને જોકે જાંહગીર બધા કરતાં વધારે હુશીઆરીમાં હતો, તો પણ હમેશની માફક ન હતો. થોડા વખતની વાત પર પંચગનીમાં એક ડાકટર આવ્યો હતો, કે જેના દેખાવ અને રીતભાતે લોકોને નીંદા કરવા માટે સારો ખોરાક આપ્યો હતો. આજની પારટીમાં છોકરાઓનાં તોફાની બારકસે સાથે મળી તેની મશકેરી કીધી, તેને તરેહવાર આકારમાં ચીતારયો અને જોકે જુવાન જાંહગીર પહેલાંતો તેઓથી અલગો રહયો, પણ અંતે તેઓ સાથે સામેલ થતાં અટકી શકયો નહી. જાંહગીરે આ ગરીબ ડાકટર માટે કવીતાની કેટલીક કળીઓ લખી હતી, તે એટળી તો રમુજી હતી કે તેના દોસ્તોએ તે ખુશાલીના પોકારો વચ્ચે સાંભળી અને પછી તેને માંગણી કીધી કે તે કવીતાની અકેકી નકલ તેઓને ભેટ આપવી, કે જે તેણે સાફ ના પાડી, અને તેને બદલે તેની પાસે બીજી વધારે નીરદોષ કવીતાઓ હતી તે તેઓને આપી.

એ પ્રમાણે દીવસ તો પુરો થયો અને બીજે દીવસની સવાર પોતા સાથે એટલો તો પસતાવો અને ગઈ કાલની એટલી તો ગુચવણ ભરી યાદ લેતી આવી કે, જાંહગીર તે બાબદ પોતાનાં મગજમાંથી કહાડી નાખવાને ખુશી થયો અને તેના ધારવા પ્રમાણે તેણે દીનશાજી ડાકટરપર જે ટીકા કીધા હતા, તે સુલામાં ફેંકી દીધા. ખરૂં જોતાં તો જાંહગીર પેલા મી૦ હેરીસનાં બાકી રહેલાં કરજના વીચારમાં એટલો તો ગુંચાયલો હતો કે તેને બીજો કશો વીચાર આવ્યોજ નહી. મી૦ હેરીસ એક જાણીતાં અઠવાડીક વર્તમાન પત્રના માલેક અને અધીપતી હતા અને જ્યારે તેવણુ પોતાના એકુ લખનારને પૈસા ભરતા હતા, ત્યારે જાંહગીર ભોગ ચોઘડીએ ત્યાં આવી લાગ્યો. "હું ઈચ્છુંછું કે મારૂં ભેજું એવું હુશીઆર હોય કે તમારો કરજમાંથી એટલી સેહલાઇથી નીકળી જાઊ."

જોયો તે લખનાર અદ્રશ્ય બહાર ગયો કે જાંહગીર હસતાં હસતાં બોલ્યો.

"હું ઈછુંછું કે મારા બધાંજ ઘરાકો તમે જેમ તમારૂં નાનું કરજ ભરવાને આતુર છેઓ તેમ તેઓનું કરજ ભરવા માટે હોય." મી૦ હેરીસે જવાબ દીધો. "પણ મી૦ જાંહગીર; મેં કાંઈ તમારી કવીતાને વાસ્તે સાંભળ્યું છે. તમે જો તે થોડી મને જોવા દેશો તો કદાચ તમારીપર ઉપકાર કરવાને હું શક્તીવાન થઈશ, કારણ કે તમો મારી સાથે હવે કાંઈ કામ નહી પાડવાને ઇંતેજાર છેઓ."

"મી૦ હેરીસ, કરજનીજ બાબદમાં સારું કરવામાં નહી; અને વળી હું તમુને ખાતરીથી કહું છું કે જેટલો વીચાર હું મારી નાતાબેદારી માટે કરૂંછું તેટલો તમારે માટે નથી કરતો. કાલે હું તમારીપર મારા કાગજો મોકલશ, પણ તમુને મને વચન આપવું પડશે કે તમે તે મારાં નામ સાથે જાહેર કરો નહી."

"ત્યારે તો તે તમારાં નામને લાયકનાં નહી હશે." મી૦ હેરીસે જવાબ દીધો.

"ફક્ત મને એટલુંજ માગવા દેઓ કે તેઓથી હું મારૂં કરજ ફીટાડવાને શક્તીવાન થયો છું. અથવા તો મને જાણવા [illegible] કે તે ફીટાડવાને મને વધુ કેટલું કરવું જોઇશે, અને પછી હું સરસ્વતી માતાની પુંજા કરીશ." જાંહગીરે [illegible]ની ખુદરતી ખુશ લેહેરમાં કહ્યું, કારણ કે તેને લાગ્યું કે [illegible] હેરીસનાં પત્રમાં જે કવીતાઓ આવતી હતી તેના કરતાં સારૂં લખતો હતો, અને પોતાને પાછું છુટાપણું મળશે એ [illegible]ચારથી તેને એટલી તો ખુશાળી લાગી કે તેનું નામ બહાર નહી પાડવાનું ગંભીર વચન મી૦ હેરીસ પાસે લઈ તેણે પંચગની જવા સ્ટેશન તરફનો રસ્તો લીધો. આ વેળાએ તે છેલા થોડાક દી[illegible]ખી હતો.

બાત્રા તેની નાતાબેદારીની શીક્ષા ગણશે અને થોડો વખત પછી તેને પાછો તેવણના વીશ્વાસમાં લેશે, કે જે વીશ્વાસ થોડોક વખત સુધી તો તે બીહીતો હતો તેમ અટકવો જોઇયે.

પણ જ્યારે તેણે જે કવીતાઓ પોતે બાળી નાખેલી ધારતો હતો તેને વર્તમાન પત્રમાં છપાયલી જોઈ, ત્યારે તેની દલગીરી, ચીડ અને નાસીપાશી કેટલી હશે? અને વળી તે કવીતા જ્યારે તેણે શાંત મગજથી વાંચી ત્યારે તે તેને એટલાં તો સખત અને ઘાતકી અપમાન જેવી લાગી, અને વળી તે અપમાન એક સાધારણ માણસપર નહી પણ એક ઉમદા ખવાસનું આદમી કે જેને ઈશ્વરે આ દુન્યામાં બીજા છંદગીઓનું નીવારણ કરવા મોકલ્યો હતો તેની ઉપર, ત્યારે તો તે ઘણુંજ દુઃખમાં દબાઇ ગયો. હવે તે શું કરે? મી૦ હેરીસનો તો તેમાં કાંઈ વાંક નહી, કારણ કે એણે જે મોકલ્યું તે તેણે લીધું. તેનું નામ કાંઈ તે કવીતાની નીચે લખેલું નહી હતું અને વળી તે દીવસે રાતનાં જ્યારે તેણે તે કવીતા તેના દોસ્તો આગળ વાંચી સંભળાવી હતી ત્યારે તેઓ પોતાની પુરતી હુશીઆરીમાં ન હતા, જેથી તેનું નામ જાહેર પડવાની કાંઈ ધાસ્તી હતી નહી. વળી જે શખ્સ વીશે આ કવીતા લખી હતી તે શખ્સ જ્યાં તે પત્રનો ઘણો ફેલાવો ન હતો ત્યાં રહેતો હોવાથી કદાચ તે તેના વાંચવામાંબી આવે નહી, પણ આ સઘળા દીલાસાઓ તો મન મનાવવાના હતા. *જો કે આ પત્ર મરચંટ હાલમાં કદાચજ આવતું હતું*, તોપણ તે માહેલી બાબદો વીશે વારંવાર તેઓને ત્યાં વાતચીત થતી હતી, અને જ્યારે આ કવીતા વીશે તેઓ ઈસારો કરશે ત્યારે તે તે કેવી રીતે ખમી શકશે, કેવી રીતે તે ભેદ અથવા તેને લાગતું હતું તેમ તે દગાઈ છુપાઈ શકશે, કે જે સઘળાંનું મુળ કાંઈજ નહી પણ પૈસા કેમ ભરવા તેના કાંઈ પણ ખ્યાલ વીના એક મોંઘી ચીજ મંગાવી પોતાનો શોખ પુરો પાડવાનું એક અવીચારી કામ હતું. આ નીંદાભરી કવીતાનો કર્તા તે પોતે છે એમ પોતાંના બાપને તે કહી શકતો ન હતો. પોતાની માતાને કહી તેવણને વચમાં પડવા તે સમજાવી શકે? પણ આએ તો જાણે તેને પોતાના બાપમાં વીશ્વાસ નહી હોય તેમ લાગતું હતું—નહી, જો આ કામ કબુલ કરવાની તે કદીબી હીમત કરે તો તે મનચેરશાહ આગળજ કરવી. પણ જેમ જેમ તે વીશે તે વધારે વીચાર કરતો તેમ તેમ તે વધારે નાહીમત થતો હતો. શરાફનાં જરબાઈને ઘર જ[illegible]વાની એક દીવસ આગમચ તેને આ કમનસીબ [illegible] અને ખબર પડી હતી, અને તે દીવસે તે નીરાશ [illegible] ખરચ કેમ દીસ્તો હતો, તેમાં કાંઈ અજબ થવબારજ કરવી એ વીચારજ પછી હામીએ શરમાળ [illegible]"હતો. વગર ખપની ચીજ માટે બાપને તેનીપર એકુણુંથી ભપેલું કરજ ભર[illegible] તે તેના હમે- તેણે કહ્યું કે આ/અને લાડ લડાવનારા બાપને કેવી રીતે [illegible] તે આશા [illegible]૦ હેરીસે એ બાબદની ઝાઝી દરક [illegible] પર પુરતે[illegible] મી૦ જાંહગીર જો વરસ દહાડે [illegible] વતી કાઢ[illegible] તો તેની કાંઈ ચીંતા નહી, તે તેના [illegible]

ઘોડાપર જવાનો હતો, પણ તેને સ્વારી કરવાની ટેવ હોવાથી અને વળી ઘોડો પણ સારો હોવાથી તે આશા રાખતો હતો કે તેઓ તેને એકલો જવા દેશે. મનચેરશાહ અને બીજાં સઘળાંઓ અજાયબીથી તેની તરફ ટીકવા લાગ્યાં કે હમેશનો શાંત, ઉદયોગી હોમી પોતાનો હમેશનો માનીતો અભ્યાસ છોડી બહાર જવાની ઈચ્છા બતાવે અને તેબી વળી મેહરજીભાઈના આવ્યા પછી તરતની અને વળી એક ભેદભરી સેહલમાં, એ સઘળું બધાંને એટલું બધું અજાયબી ભરયું લાગતું હતું કે તેની બેહનો અને જાલ તરફથી અજાયબીના જુદા જુદા પોકારો ઉઠવા લાગ્યા. જાંહગીરે પણ ઉપર જોયું ખરૂં પણ કાંઇ બોલ્યો નહી. મનચેરશાહ થોડોક વખત થોભ્યા અને પોતાની ધણીયાંણીનાં મોઢાં તરફ જોઈ જવાબ આપ્યો—

"મારા વાહાલા દીકરા, તેં ખરેખરજ અમો સઘળાંને અજાયબીમાં નાંખી દીધાં છે, પણ હું તુંને કાંઈ પણ આંચકી વગર રજા આપું છું, અને તારી માએનો ચેહેરો બરાબર વાંચી શકતો હોઉં તો, તેણીબી રજા આપવામાં અચકાતી નથી. તું નજદીક પંદર વરસનો થયો છે અને તારા જન્મ પછી તેં એવી એકબી ચાલ નથી ચલાવી કે જેથી મને એક કલાકનું દુઃખ અથવા ફીકર ઉપજી હોય, જેથી મને તારાં પ્રમાણીકપણાં અને સારી ચાલચલણમાં એટલો ભરોસો છે કે તું જેમ એકલો જવા માગે છે તેમ મોકલવામાં હું કશી અડચણ જોતો નથી. તું કયાં જાય છે તેબી હું પુછવા માગતો નથી, કારણકે મારી ખાતરી છે કે તું કાંઈબી ખોટી ચીજ કરવા જતો ન હશે."

"મારા વાહાલા પપા, હું તમારો ફરીથી અને ફરીથી ઉપકાર માનુંછું. આશા રાખુંછું કે હું તમારો વીશ્વાસ કદી ખોહવશ નહી" હોમી એટલી તો આતુરતાથી બોલ્યો કે તેનો ચેહેરો લાલ થઈ આવ્યો અને આંખો ચમકવા લાગી. પછી પોતાની માતાના પગ આગળ બેસી જઈ, જાણે કાલાવાલા કરતો હોય તેમ બોલ્યો "વાહાલાં મમા, તમેબી મારીપર વીશ્વાસ મુકશો કેની? અને મને વચન આપશો કે ખાણાંનો વખત થાય તેટલાં નહી આઉં તો મારે માટે ચીંતા કરો નહી— મને વચન આપો, નહી તો કે મને મારી સેહલમાં કાંઈ પણ મજાહ પડશે નહી."

"ઘણાંજ પ્રમાણીકપણાંથી" દીનબાઈએ પ્યારથી જવાબ દીધો. "હું મારા વાહાલા હોમીપર તેના બાપના જેટલોજ વીશ્વાસ રાખું છું. આએ જુવાન ગ્રહસ્થને માટે હું એટલું બધું કહી શકતી નથી, વળી પેલાને મારેબી નહી." તેણીએ જાંહગીરનાં ખભાંપર હાથ મુકી, અને જાલ તરફ જોઈ હસીને ગમતમાં ઉમેરયું. જાલ આપણા હમેશના ડાહયા હોમીનો ભટકવા જવાનો વીચાર સાંભળી એટલો તો અજબ થઈ ગયો હતો, જાંહગીરે એટલો મોટેથી નીશાસો નાંખ્યો કે તેની મા ચોંકી "મારા દીકરા, તું એટલો મોટેથી નીશાસો નાખે એવું હું કાંઈ બોલી નથી" તેણીએ કહયું "મુશકેલીના વખતમાં હું તારી પર હોમીના જેટલોજ વીશ્વાસ રાખું, પણ તેંજ વારંવાર ઈછયું કે તું હોમીના જેટલો મક્કમ મનનો હતે."

"મમા, ખરેખરજ હું એમ ઈછુંછું, હું ઈછુંછું કે દરેક ચીજમાં હું તેના જેવો હતે." જાંહગીરે હમેશ કરતાં વધારે નીરાશી ભરેલા સાદે કહયું.

"મારા દીકરા, વખત જતાં તું પણ તેનાજ જેવો થશે, તેની કાંઈ મને મુદલ ધાસ્તી નથી; અને વળી મને મારા દીકરાઓ જુદી જુદી જાતના ખવાસના ગમતા હોવાથી, હું એક બીજા હોમી કરતાં મારા પોતાના જાંહગીરને તેની સઘળી છોકરવંત ભુલો સુદ્ધાં વધારે ખુશીથી રાખું. તેથી ચાલ, હવે એટલો બધો દલગીર ના દેખા, નહી તો કે હું એમ ધારીશ કે જે હું મશકેરીમાં બોલી તેથી તુંને દુઃખ ઉપજયું છે."

જાંહગીરે એક-પણ બોલ બોલ્યા વગર તેની માતાની આસપાસ હાથો નાખી તેણીને બે ત્રણ "કીસ" કીધી. અને જ્યારે તે એકદમ ઉઠીને પોતાના હમેશના ખુશાલી ભરયા અવાજે બોલ્યો કે, તે આવતી કાલે ભટકવા જનાર ન હોવાથી તેને તેનું કેટલુંક કામ પુરૂં કરવા જવું જોઈએ, ત્યારે દીનબાઈએ તેની આંખોમાં આંસુ જોયાં. કાંઈપણ ખોટું થયું હશે એમ તેણીની ખાતરી થઈ, પણ હજુ તેણીને તેનાં ખોલાં દીલ અને પ્રમાણીકપણાંપર વીશ્વાસ હતો, જેથી તેણીએ પોતાની ચીંતા પોતાના ધણીને પણ જણાવી નહી.

સવાર પડી, જાંહગીર અને જાલ મેહેરજીભાઇ માસ્તરને ત્યાં ગયા, અને હોમી સાડા નવ વાગે પોતાની માતાને પ્યાર ભરી કીસી કરી અને સંભાળ લેવાનું ફરીથી વચન આપી પોતાના ઘોડા પર બેસીને ગયો. તે આજે સવારના પાંચ વાગામાં ઉઠયો હતો અને નાસ્તાના વખત સુધી એટલી તો આતુરતાથી અભ્યાસ કીધો કે તેણે બે દીવસનું લેસન સાથે તૈયાર કીધું. જતાં જતાં તે કહેતો ગયો હતો કે, જો તેને આવતાં અવારૂં થશે તો બાહરો બહારથી તે પટેલનાં સુનાબાઈને ત્યાં જતો આવશે અને સાંજ ચાહે પીને સાંજે થંડે પોહરે પાછો ફરશે.

"મારા શરમાળ છોકરા, તું તો હવે બીજી અરજ એવી કરશે કે તું આખી રાત બાહેર રહે" દીનબાઇએ જવાબ દીધો, "અને તેમ જો થાય તો ખરેખરજ તે ના પાડવામાં આવશે. આએ માંગણી છેલીજ છે, કે જે હું કબુલ કરૂં છું— ચાલ, જા હવે દીકરા અને મજાહ કરજે."

"પણ હોમીને મેહેરજીભાઇને ત્યાં જવાથી જેટલી મજાહ પડતે તેની અડધી પણ મજાહ કરવાની તે આશા ન રાખતો હતો." તેણે પોતાની ખરી મતલબ જણાવી ન હતી, કારણ કે તેને બીક હતી કે તે પાર પડશે નહી અને વળી તે એક દયાનું કામ હોવાથી તે માટે બોલવાને તે રાજી-ન હતો.

તે દીવસ ચુપચુપ પસાર થયો અને ભણવાના વખતની એક કલાક અગાઉ હોમીને તેઓએ દુરથી આવતાં જોયો. જ્યારે તે ઓરડામાં દાખલ થયો ત્યારે એટલો બધો તો સુખી અને ખુશી દીસતો હતો કે તેનાં મા બાપને તેને માટે જો કાંઈબી ચીંતા લાગી હતે—કે જે તેઓને લાગીજ ન હતી—તો તે તદનજ જતી રહેતે. પણ જો કે તેઓ તેને કાંઈ પણ સવાલ પુછવાને આતુર ન હતાં, તોપણ આપણી જવાન

ટોલકી તો હતીજ, અને જાંહગીર સીવાય (કે જે તે વેળાએ ચીતારકામમાં રોકાયલો જણાતો હતો) તેઓ સઘળાં તેનીપર તુટી પડયાં, અને વળી તેઓની મજાહમાં ઉમેરો કરવા મનચેરશાહ પણ તે જવાન ટોલકીમાં સામેલ થયા, જયારે દીનબાઈએ તેવણુના દીકરાની તરફદારી કીધી.

"હા, મમા તો હોમીની તરફેણ એંગેજ તો" નાની હસમુખી પીરોજા બોલી ઉઠી, "કારણ કે અલબત તેવણુ તો બધું જાણે છે. હોમી મમાથી કાંઈ કદી છુપું રાખે નહી."

"ખરેખરજ, હું જાણુતી નથી!" "અને ખરેખરજ મેં મમાને કાંઈ કહયું નથી" આમ બંને જણુ સાથે બોલી ઉઠયાં. પણુ ના પાડવું ફોકટ હતું; અને કાંઈ પણુ ખોલાસો માલમ પડે તે આગમજ ભણુવા જવાનો ઘાંટ વાગવાથી સઘળી વાત અધુરી મુકી તેઓને ઉઠી જવું પડયું. ફકત તેઓ એટલુંજ જાણી શકયાં હતાં કે હોમી સાડા ૭ વાગેનો સુનાબાઈને ઘર ગયો હતો.

તે રાતના જયારે જાંહગીર પોતાના ઓરડામાં બેસી, સુવા આગમચ કાંઈ ગંભીર વીચાર કરતો હતો, ત્યારે કોઈએ આવી તેનાં ખભાં પર હાથ મુકયો. પાછું ફરી જોતાં તેને માલમ પડયું કે તે તેનો ભાઈ હતો.

"જાંહગીર, શું તુને મારે માટે હવે કાંઈજ દરકાર નથી," હોમીએ દલગીરી ભરયા ઠપકાના અવાજે કહ્યું, "જો મારાં આજનાં કામ માટે તેં મને એકુબી સવાલ પુછયો હતે તો જરાક પણુ અચકયા વગર મેં તુને સઘળું કહ્યું હતે, તું અગાઉ મારી સાથે એટળી બધી જુદાઈ નહી વાપડતો હતો, અને ખરેખરજ એ મને ગમતું નથી."

"મારા વાહાલા હોમી, જ્યારે છેલા ત્રણું મહીના થયા હું તારેથી મારી સઘળી વાત છુપાઉછું, ત્યારે હું તારી છુપી વાત પુછી શકયો નહી. જોકે મારી મુર્ખાઈ માટે હું ગમે એવો દલગીર હોઉં, તો પણુ તારી ગઈ કાલની મુસાફરી માટે સર્વે જેટલોજ હું ખરાં દીલથી ઈંતેજાર હતો, જોકે મેં ધારયું હતું કે તેની મતલબ તો કાંઈ માયાભરયું કામ કરવાનીજ હશે, પણુ જ્યારે હું તારેથી આટળું બધું છુપાવતો હતો ત્યારે તારી છુપી વાત હું કેમ પુછી શકું?"

"ત્યારે વાહાલા જાંહગીર, આપણે હવે વધારે વખત એક બીજાથી છુપી વાત રાખીશું નહી" હોમીએ પોતાના હાથો તેની ગરદન આસપાસ વીટાળી અને તેના ચેહરા પર પ્યાર ભરયા વીશ્વાસથી જોઈ કાલાવાલા કરતા અવાજે કહ્યું, "હું બીલકુલ જોઈ શકતો નથી કે શા માટે મારો ભરમ તારા કરતાં વધારે વજનદાર હોય અથવા તો તેને વધારે માયાળુપણાની જરૂર હોય. તું મુર્ખાઈ વીશે વાત કરે છે, અને હું ધારૂંછું કે કેટલાક દીવસ થયા તું સુખી દેખાતો નથી, પણુ તું પોતે ધંટે તે કરતાં પણુ એટગો બધો તો વધારે પોતાને બદનામ કરે છે કે તું મને જરાક પણુ બીહવડાવતો નથી. ગઈ રાતના તું બોલ્યો હતો કે તું મારા જેવો થવા વધારે ઈચ્છે છે, પણુ જો તું તેમ હોય તો ખરેખરજ હું ઘણો દલગીર થાઉં, તારી ખુશાલી, તારી દોડધામ, અને મને મનનાં અથવા તો તનનાં દુઃખમાંથી છોડવવાને તારૂં જોર અને હંમેશની સંભાળ જો નહી હતે તો મારૂં શું થતે? મારા જેવો મારો ભાઈ હોય તો મને મુદલ નહી ગમે."

"અને મનેબી મારા જેવો ભાઈ નહી ગમે." જાંહગીરે એકદમ ખુશ થઈ આવી જવાબ દીધો. તેણે હોમીનો ભરમ પહેલાં ધ્યાન ધરી સાંભળ્યો અને પછી પોતાનો હેવાલ હીમત કરી કહી દીધો. હોમી હંમેશ માફક આ બાબદમાં તેને દીલાસો દઈ શકયો નહી, કોઈ પર ટીકા કરવા એ ખરેખર ઘણું ભયભરયું કામ હતું, તે શીવાય બીજું કાંઈબી કરજ કરવાની નાતાબેદારીબી તેના વીચાર પ્રમાણે જો તેના બાપ આગળ ખોલ્લે ખોલ્લું કહી દે તો માફ કરી શકાય, પણુ પેલાં કાગજો તપાસ્યા વગર મી૦ હેરીસપર મોકલી આપવાની કમનસીબ ભુલ અને તેનો ફેલાવો થતો અટકાવવાની દેખઈતી મુશકેળી આ ભોલાં દર્યાંના અને ઊચી નીતીવાલા છોકરાઓને ઘણીજ ભયંકાર દીસ્તી હતી. જાંહગીર તેઓનો કર્તા છે એમ દુન્યાનાં લોકને કદીબી માલમ નથી પડવાનું, એ વીચાર તો તેઓને આવી શકયોજ નહી. શું કરવાનું તે હોમી તેને કહી શકયોજ નહી. તેણે પોતાના ભાઈને એટલીજ શીખામણુ આપી કે, પુરતી હીમત ધરી તેના બાપ આગળ સઘળો ખોલાસો કરી દેવો. જો તેથી કાંઈ ફાયદો નહી થશે તો એટલું તો થશેજ કે તેનાં મગજપરનો બોજો ઓછો થશે, અને પછી કરજ ચુકાવવા માટે તેની મદદ ન લેવા આવ્યો તે માટે તેને નરમ ઠપકો દીધો; ખરેખરજ મી૦ હેરીસનું કરજ કરવા કરતાં તેના ભાઈનું કરજ કરવું વધારે સારૂં હતું.

"અને મારા ઉડાઉપણાને તૃપ્ત કરવા હું તારી પાસથી તારી વધારે નીરદોષ અને વધારે સારી મજાહ છીનવી લેઉં?" જાંહગીરે ગુસ્સાથી જવાબ દીધો.

"નહી, નહી હોમી; મારી પાસે એવી કાંઈબી ચીજ કરાવવાની આશા ન રાખતો, તેના કરતાં તો હું મારા પોતાના વાંકાની શીક્ષા પચાસ ઘણી વધારે ખમું! હું ઇછુંછું કે હું ફરીથી નાનું બચ્ચું થાઉં." તેણે હસવા જેવા દલગીર ચેહરાએ કહ્યું, "અને મમા અગાઉની માફક રોજ રાતનાં સુવા આગમજ મારી આગળ આવે તે વખતે આખા દહાડામાં કીધેલા વાંકો તેવણુને કહી દેવા એટલા તો સેહલા લાગતા હતા કે એક વાંકમાં બીજા વાંકો ઉમેરાયા નહી કરતા હતા. પણુ હવે—હું ધારૂં છું કે હવે થોડા દીવસમાં કહેવાઈ જશે—મારેથી તે કહયા વગર પપા સાથે ખોલ્લાં દીલથી વાત થઈ શકતી નથી; પણુ વાહાલા હોમી, ચાલ હવે તું સુઈ જાં; નહી તો તારા ફીક્કા ગાલો મને કાલે પસ્તાવાનું કારણુ આપશે."

[સાંધણુ છે.]

TWO OLD MAIDS





# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૫ મું.



ખરેખરજ મીર કાસમનો હમણાનો દેખાવ—એટલે કે લડાયક અને કીમતી પોશાકમાં—કોઈનુંબી ધ્યાન પેહલી નજરે ખેંચે તેવો હતો. તેનાં દીલમાં જાંબુરા ઘેરા રંગની સાતીનનો દગલો હતો, કે જેની નીચેની ઓઢેની અને ગળાંની કીનારી સોનેરી કસબે ભરી લીધી હતી. કસબથી ભરી લીધેલો કીરમજી કમરબંધ તેણે કમર આસપાસ વીટાળી દીધો હતો, કે જેમાંથી તરેહવાર જાતનાં અને રૂપાંની મુઠમાં જડેલાં ખંજરો ઓરવેલાં જણાતાં હતાં. તેનાં ખભાં ઉપર સોનાનો, જો કે ઝાંખો મારી ગયલો તોપણ શોભઈતો પટો નાખેલો હતો, કે જેની બાજુએ સોનાની મુઠમાં જડી લીધેલી તળવાર લટકતી હતી, જ્યારે પીઠપર ચળકતી અને કીમતી ઢાલ હતી.

"અલ્લા, અને બાર ઈમામોના કસમ લઈ કહું છું કે તું જોવા લાયક, અને એક જુદા સીપાહની આંખ આગળ કીમતી હીરા જેવો દીસે છે." ખાન બોલ્યો. "પણ પેલી બાજુએ તારે માટે રખશો તૈયાર રાખ્યા છે, તારે ગમે તે પસંદ કર. પેલો સુરંગી ઘોડો છે અને હમો યાકુતનાં નામથી બોલાવ્યે છૈયે. એ છે તો ઘણો તીખો, પણ ઘણો બહાદુર અને વળી ઠરેલા પગનો છે. બીજાને હમારા પેહલા શેઠનાં નામપરથી હાઈદરને નામે બોલાઉં છું. એ વધારે સ્યાણો છે, પણ પેહલાના જેટલો તેજ નથી. કહે, કયો તુંને ગમે છે?

"ખાન સાહેબ, તારી રજા હોય તો હું ધારૂં છું કે હું યાકુત ઉપરજ સવાર થઈશ." એમ બોલી તે પેલા ઘોડા નજદીક ગયો, અને જીન ઉપર ચઢી બેઠો.

"અલ્લા! કેવી સરસ રીતે એ બેઠો." ખાન કાસમને સેહલાઈથી ઘોડા ઉપર બેસી, અને તેને અજાયબ રીતે કુદાવતાં જોઈ બોલ્યો, "તે જરા હીલતોએ નથી, નહી એક બાળ જેટલો પણ નહી! હું પોતે પણ આવી મસ્તીથી પેહલે સેહજસાજ ઘભરાતે, ઈનસાલ્લા! એ એક સારો ઘોડેસ્વાર છે. [illegible] મીર સાહેબ, બસ હવે; યાકુત એક જવાન હેવાન અને [illegible] શેતાન છે, પણ હું ધારૂં છું કે બીજા કરતાં [illegible] તુંને વધારે માફક આવશે."

"[illegible] હું. યાકુત અને હું આગળ ચાલતાં જ્યારે એ[illegible] ઓળખીશું, ત્યારે સારા દોસ્ત થઈશું." કાસમ બોલ્યો. "પણ ત્યાં જુવો, ખાનમ આપણી વાત જોતી ઉભી રહી છે, અને હમાલોબી પાલખી લઈ તૈયાર ઉભા છે. પાલખી બારણાની વધારે નજદીક લઈ જાવો, કે અંદર બેસવાનું સેહેલ પડે." તેઓએ તેમ કર્યું. થોડી મીનીટમાં એક જણ, (જેના ઝાંઝરનો ખણખણતો અવાજ કાસમને કાને ગાયન સમાન મીઠો લાગતો હતો) પગથી માથાંવેર કપડાંમાં વીટળાઈ ઘરના ઉબરમાંથી બહાર નીકળી એકદમ પાલખી અંદર બેસી ગયું. તેની પછવાડે એક જણ બીજુંબી ઉતર્યું, જે થોડાક વખત સુધી પાલખીની અંદર સઘળું સરખું ગોઠવવામાં રોકાયું. આ બીજું જણ કોઈજ નહી પણ કાસમની મા હતી, જેણીનું હઈયું એટલું તો ભરાઈ આવ્યું હતું કે મહા મુશકેલીથી તેણી પોતાની સુંદર પરોણીને છુટાં પડતી વખતની દુવા દઈ શકી.

"અલ્લા તુંને સુખી રાખો!" તે ઘરડી બાનું આંખમાં આંસુઓની ધાર સાથે બોલી, "તું જુવાન, મગરૂર, અને ખુબસુરત છે, તો પણ કોઈ કદાચ ઘરડી પતલાણીનો વીચાર કરજે. મારા બેટા માટે કહ્યું છે તે સઘળું યાદ રાખજે અને જ્યારે ખાન એના બાપનો વગ રાખે છે, ત્યારે તો તું એની મા થઈ રહેજે, એને મેં તારી સંભાળમાં સોંપ્યો છે; અલ્લા તુંને જીવતી રાખે! મારી ઘરડી આંખો તુંને ફરીથી એક વાર જોવાની આશા રાખી શકતી નથી." આટલું બોલી તેણીએ ઓવરણાં લીધાં.

"ખુશીથી મા; તેનાં સુખને માટે મારેથી જેટલુંબી થઈ શકશે તેટલું હું કરીશ, અને જ્યાં સુધી મારી ઘાંટીમાં પ્રાણ છે ત્યાં સુધી હું તુંને તારી માયા અને સંભાળ ભરેલી ચાકરી માટે યાદ રાખીશ. અલ્લા હાફીઝ! તુંબી અમીનાને ભુલતી ના."

તે ડોસીએ કાંઈ પણ જવાબ દીધો નહી. તેણીએ ધ્રુજતા હાથે પાલખીનાં બારણાં બંધ કર્યાં, અને હમાલો આ એક ઈસારત તરીકે સમજી પાલખીને પોતાનાં ખભાં ઉપર મારી આગળ ચાલ્યા.

"ચાલ," ખાન ઘોડા ઉપર બેસ્તાં બોલ્યો, "હવે વધુ વખત ના લગાડ, કાસમ."

"એક પળ પણ નહી—મારી માને એક થોડાક બોલો કહી હું તારી પછવાડે આવું છું."

તેની મા બારણા આગળ ઉભી હતી; તે તેણીની આગળ ઘોડો દપટાવતો ગયો, અને આસ્તેથી તેણીની બાજુ વાંકો વળ્યો. "માદર, ફરીથી એક વખત તારી દુવા," તે બોલ્યો, "તારા બેટા ઉપર છેલ્લા આશીરવાદ?"

તેના માંગવા મુજબ તેણીએ પોતાના બેટાને ફરીથી દુવા ચાહી તેને સારા આશીરવાદ દીધા. પછી જલદીથી તેણીએ પોતાનાં ગજવાંમાંથી એક રૂપ્યો કાઢ્યો, એક રૂમાલને છેડે તેને વીટાળ્યો, અને પછી કાસમના હાથની બાજુએ તેણીએ તે રૂમાલ બાંધ્યો "મારી દુવા, પવીત્ર અલ્લાની દુવા, અને ઇમામ ઝામીનની દુવા તુંને આમીન થાય, મારા બેટા! અલ્લા

તુને સુખી થવાનો માર્ગ બતાવે અને તારૂં નસીબ મોટું કરે! 'અલ્લા કરે ને હું મરૂં તે આગમચ મારા બેટાને એક બહાદુર લડવૈયા અને એક માનવંત ગ્રહસ્થ તરીકે જોઉં.'

"માદર તારો ઉપકાર થયો, તેણીને પણ તેં કાંઈ મારે માટે કહ્યું કે?"

"તેણીની આગળ મેં તારા બચપણથી તે મોટપણ સુધીની સઘળી વાત કરી હતી, અને જે સમજવામાં તેણી મઝાહ મેળવતી જણાતી હતી; તુને એક દોસ્ત તરીકે મદદ કરવાને તેણીએ કબુલ કર્યું છે."

"બસ મારી વાહાલી મા! મારા છેલ્લા બોલો યાદ રાખજે-મેં જે ઝાડો રોપ્યાં છે તેની સંભાળ લેજે, અને મારા બાપની કબરનો બંચાવ કરજે-ઈનસાલ્લા! મારાં ઝાડોને મોટાં થયલાં જોવા હું પાછો આવીશ, અને તેઓને જોઈ જે જગાએ મેં તેણીનો જીવ બચાવ્યો હતો, તે મને યાદ આવશે." આટલું બોલી, અને પોતાની આસપાસ ઉભાં રહેલાં લોકોને છેલ્લી સલામ કરી તેણે પોતાના ઘોડાને સામી બાજુએ ફેરવ્યો, અને તેને એડી મારી. આ પછી તે ઉમદા પ્રાણી એક મોટો કુદકો મારી તેને તેના ભવીષના સાથીઓ આગળ લઈ ગયું. આ સઘળો વખત પટેલનાં ઘર આગળ લોકો રડતી આંખોએ તેને દુવા દેતાં હતાં.

બીજી તરફ કાસમની મા હજી પોતાના ઘરના ઉંબર આગળ ઉભી રહેલી હતી. તેણીનો બુરખો તેણીનાં મોઢાંપરથી પડી ગયો હતો, પણ તેણી તે વીશે તદન અણજાણી હતી. તેણીની નજર આગળની સઘળી ચીજોમાંથી ફકત એકજ ચીજે તેણીનું સઘળું ધ્યાન રોકી દીધું હતું, અને જે કાંઇજ નહી પણ તેણીના દીકરાનો લડાયક અને પોતાની નજરથી ગુમ થતો દેખાવ હતો. ગામના દરવાજા આગળથી જ્યારે તે મળ્યો ત્યારે તે તેણીને ફરીથી એક વાર દેખાયો. તે બાજુએ ચઢાણ હતું, અને જ્યાં આ ન્હાની ટુકડી એકઠી મળી ઉતાવળે પગે આગળ વધતી હતી. કાસમ તેઓને ત્યાં જઈ મળ્યો. તેની માએ તેને ખાન સાથ મીત્રાચારીથી વાત કરતાં જોયો. સુરજની રોશની તેઓનાં કીમતી હથ્યારો ઉપર પડવાથી તે બાજુ ચળકાટ પંકરાઈ રહ્યો હતો. તેણીએ ધાર્યું કે આ ચળકતાં ભવીષની આગાહી હોવી જોઈયે, પણ જ્યારે આ બાતુ ઉપરો વીચાર કરતી હતી તેટલાં પેલી લડાયક ટુકડી ટેકડીને મથાળે જઈ પુગી. આસ્તે આસ્તે કાસમ અને ખાન તેણીની નજર આગળથી દુર થતા ચાલ્યા. પછી માણસો, પાલખી, નોકરો અને ઊંટો એક એક પછી એક એક તેણીની આંખ આગળથી ગુમ થતાં ગયાં. આંસુઓ લુછી નાખી તેઓને ફરીથી એક વાર જોવા તેણીએ પોતાની નજર ખેંચી-તે બાજુ કાંઈ હતું નહી, તેણીનો દીકરો અને તેના સાથીઓ તેણી ધારતી હતી તેમ સદાના તેણીથી છુટા પડયા હતા. અને હવેજ તેણીની સુધ ઠેકાણે આવી અને તેણીએ જોયું કે તેનો બુરખો સરી પડયો હતો; જલદીથી તેણી પોતાનાં ઘરમાં ગઈ અને ઓરડાનું બારણું બંધ કરી પોતાનું ભરાઈ આવેલું હૈયું ખાલી કર્યું.

થોડાક માઈલ મુસાફરી કર્યાં પછી ખાને બોલવાનું શરૂ કર્યું, "હા, હવે તું ખરેખરજ એક ગ્રહસ્થ જેવો લાગે છે, અને જેમ તું છેજ. મીર સાહેબ લડાઈનાં હથ્યારોનો ઉપયોગ કરવાની તુને તાલીમ મલીછે કે? તું કસરત કેવી કરી શકે છે-કુસતી રમતાં આવડે છે કે-પટાદાવ રમી જાણે છે કે? અને નેમ ટાંકવામાં તારો હાથ કેવો છે?"

"નેમ ટાંકવામાં હું વધુ તો શું કહું, પણ હરણ, સાબરો જે હમારાં અનાજનાં ખેતરોમાં ફરે છે, તેઓ સામે ટાંકવાનો મને ઠીક અનુભવ છે, બીજાં સઘળાં વાસ્તે તો ખાન તું જાણે છે કે હું એક ગામડયો જવાન છું."

"મીર સાહેબ, એમ બોલવામાં તું તારી લાયકી જણાવે છે. આ દીલાવર અલીની તલવાર લે, અને પેલીગમ હરણો છે તેમાંનું મને એક મારી આપ," દુર ચરતાં હરણો તરફ આંગળી કરી ખાન બોલ્યો, "એક ઊંટ ઉપર આપણે તેને લાધીશું, અને આજની રાતનું તે આપણું ભોજણ થઈ પડશે."

"હું મારેથી બનતી કોશેશ કરીશ!" કાસમે ખુશાલીમાં આવી આતુરતા ભરેલી રીતે કહ્યું. હું તારી પાસ એટલુંજ માંગી લઊંછું કે તમો જ્યાં છેઓ ત્યાંજ થોભો, ગમે તો ઘોડા પરથી ઉતરો, કારણકે નહી તો તમોને જોઈને તેઓ નહાસી જશે, મારાં તીરે જો હરણ મરશે તો ખાનસાહેબ, રાતના આપણે તેનું જરૂર ભોજણ કરીશું."

"દીલાવર, એને તારી બંદુક આપ, બરાબર ગોઠવેલી છે કે?"

હમાલોએ પાલખી નીચે ઉતારીને મુકી અને સઘળાઓ પરીણામ શું આવે છે તેની ઈતેજારીથી રાહ જોતા બેઠા.

ખાન પાલખી આગળ ગયો અને બોલ્યો, "મારા ગોલાબ, બહાર જો, મેં પટેલને એક હરણનો શેકાર કરવા ફરમાવ્યું છે, અને તે તેમ કરવા ગયો છે, જોની કેવો બીલાડીની કાંની ભરાઈને આસ્તે આસ્તે ચાલે છે."

તે બાનુએ ડોકું કાઢી બહાર જોયું, તે જુવાન માણસની હીલચાલ તેણીને ઘણી ઉસકેરતી હતી, અને તેની ફતેહ માટે તેણીએ મનમાં બંદગી કરવાની પણ સરૂ કરી. "યા અલ્લા!" તેણી મનમાં બોલી, "એને મદદ કર." આટલું બોલી તેણી વધારે ઈતેજારીથી જોવા લાગી.

"હવે એ પેલાં હેવાનો આગળ જલદીથી જઈ પુગશે." ખાન આંખો ચોલતો બોલ્યો. "પેલી ગમ એક મોટું ઝાડખી છે, અને તેની પછવાડે સંતાઈ જવા તેને તે ઠીક કામ લાગશે. મસાલ્લા! આ તો જાણે કોઈ પોતાનો જીવ લેવા પોતા તરફની બંદુક ફેંકતું હોય તેમ લાગે છે."

"અરરર! પેલાં જનાવરોએ કેડો એને જોયલો લાગે છે." એક હરણ જે સુતેલું હતું તેને બીજી બાજુ તરફ ઉઠીને ચાલતું જોઈ ખાનમ બોલી ઉઠી. તે ત્યાં જઈ પુગશે તેટલાં તો બધાં નાહસીખી જશે."

"નહી, તારી આંખોના કસમથી કહું છું કે એમ કદી બનેજ નહી; જોયો કે એ કેવો નીચે અકર બેસી ગયો છે તે? જરા વધારે ઉંચી થઈને જોની. જો હવે એ ગુંઠણભેર ઉપે ચાલે છે."

કાસમ ઘણોજ આસ્તેથી પોતાનું કામ કાઢી લેતો હતો; જો તે એખલો હતે તો કાંઈબી કરયા વગર પાછો ફરતે, પણ તે જાણતો હતો કે ખાન દુરથી તેની પરીક્ષા કરતો હતો. કદાચ ખાનમબી તેમ કરતી હોય, જે તેને ઉસકેરવાને પુરતું હતું. તે ચોરની મીસાલ આસ્તે આસ્તે ચાલ્યો.

"કદીબી એના હાથમાં તેઓ આવવાનાં નથી. ઝુલફ બાવરચી બોલ્યો. "એ કોણ છે-ફકત એક ગામડયો પટેલ-મોટોબી પડયો કેની તે વળી શેકાર કરશે? શેકાર કેમ કરવો તે તો મારાં શેહેરના લોકોનેજ ખબર છે. શાહનગરના મેદાનમાં કાંઈ હજારો હરણો દોડતાં ફરે છે, પણ લોકોને તેઓને મારવાનો હોકમ નથી. ફકત નીઝામઅલી કોઈ કોઈ દહાડો પોતાના ઉમરાવો સાથે શીકારે જાય છે, અને તેઓ દરેક જણ કોઈ વખત દહાડાનાં સો સો હરણો મારે છે, હુંબી ત્યાં હતો અને મેંબી એક માર્યું.

"તારી છુરીએ જખમી થયલાં હરણને કાપ્યું હશે, ઓ ઝુલફ, અને પછી તેને ભુંજી નાખ્યું હશે." નાસુર બોલ્યો. એક મારી આગળ કયાંથી સીરે પોહરની હાંકવા આવ્યો! તું જાણે છે કે તારા જન્મમાં એકબી વખત તેં બંદુક ધરી નથી."

"આ વળી બીજું જુઠું," બાવરચી તણકો કરી બોલ્યો. "મુલાં અલીની દહાડીના કસમથી કહું છું કે પટેલની જગાએ હું હતે તો સારની બંદુક ફોડીબી દેતે, મને લાગે છે કે આપણને રાતના ગોશ ખાવાનું નહી મળવાનું. જોની, જાણે દેડકો હોય તેમ અકર બેસીને કુદકા મારેછે તે-શું એક મરદની માફક એને સીધું ચાલતાં નથી આવડતું?"

"અરે ઓ ઘરડા ઘુવડ, એને બરાબર ખબર છે કે એ શું કરે છે. ઇનશાલા! આપણે બધા આજે રાતે ગોશ ખાઈશું અને તુંને હમારે માટે કવાબ અને બીરયાની કરવી પડશે."

"મેહીની ભાજી અને હરણનાં ગોશની બીરયાની ઘણી સ્વાદીષ્ટ થશે," બાવરચી મનમાં બોલ્યો. "વળી ગોશને આંથીને કવાબ કરીશું તો તેબી મઝાના થશે."

"જો, જો, એ ગોળી ટાંકે છે," ખાન બોલ્યો. "બોલ હવે શું થશે, આપણે સરત બકયે. જો એ ફતેહ પામે તો મારે તુંને એક નવી ઓઢણી અપાવવી."

"કબુલ! હું કબુલ કરૂં છું. અલ્લાની મેહેરબાનીથી એ ફતેહ પામશેજ, મારી ખાતરી છે."

પણ કાસમે તેટલાં તો પોતાની બંદુક નીચી કરી.

"હજી તો એ ઘણો દુર છે," તેણી બોલી, અને તેમ તે હતોજ. તેને દુરથી એક ટેકડી દેખાઈ, અને આગમચની માફક ગુડણભંડગે ચાલી ત્યાં જવાની તે કોશેશ કરતો હતો.

પણ હરણોએ તેને જોયો. તે તેઓનો ધભરાટ જોઈ થોડીક પળ સુધી સ્થંભ થઈ હીલ્યા ચાલ્યા વગર ઉભો રહયો. તેઓબી સઘળાં ઉભાં થઈ ટીકવા લાગાં; હજી તે હીલ્યોજ નહી, તેઓમાંનું એક થોડાંક પગલાં આગળ આવ્યું અને શું થતું હતું તે જોયું; કાસમ પોતાની બંદુક ખભાં ઉપર ચડાવે તેટલાં તો તે પાછું ફર્યું.

"મેં તુંને કહયુંતુંજ કેની" ખાન બોલ્યો, "તેઓ નાહસી ગયાં છે અને હું સરત જીત્યો છું."

"હજીબી થોડી ઘણી આશા છે," તેણીએ આતુરતાથી ઉમેર્યું.

"મારો બોલજ ખરો પડયો," બાવરચી બોલ્યો. એ શું મારતોનો, આજે રાતે આપણને ગોશ મલી રહયું!"

તેઓ સઘળાં ખોટાં હતાં. કાસમે જોયું કે જો તે ઉઠીને એકદમ બંદુક ફોડે નહી, તો તેની સઘળી સાહુચેતી અને મેહેનત રદ જશે, જેથી તે ઉઠી ઉભો થયો, હરણે તેની તરફ ટીકીને જોયું, અને ફરીને કુદકા મારતું નાહઠું.

"હા, હજીબી આશા છે," અમીનાએ કાસમને બંદુક ટાંકતાં જોઈ કહયું. "પાક અલ્લા! એ મારી સરત જીત્યો છે." તેણીએ ખુશાલીમાં આવી તાબડા ફોડી કહ્યું.

અને ખરેખરજ તે ઘણી સાદી રીતે જીત્યો હતો. જેવું હરણ નાહઠું તેવીજ તેણે પછવાડેથી બંદુક ફોડી, અને તે ઊંચે હવામાં ઉછળી જમીન ઉપર પછડાઈને પડયું. હજીતો તે તરફડયાં મારતું હતું, તેટલાંજ કાસીમે કલમો ભણી તેનાં ગળાં ઉપર છરી ફેરવી.

"શુકર અલ્લા! કોઈબી રીતે હવે આ જાનવર હલાલ થયું છે," ઝુલફ બોલ્યો.

"શાબાસ!" ખાન બોલ્યો, "એણે પોતાનું કામ પાર પાડયું છે અને પોતાનો બોલ પાલ્યો છે-ખરેખર તે એક વખાણવા લાએક નીશાનબાજ છે, ત્યારે તું તારી સરત જીતી છે પ્યારી." તે ખાનમ તરફ ફરીને બોલ્યો, "હું તુંને હવે એક બનારસની ઓઢણી અપાવીશ. આ બનાવની યાદમાં ખરેખર તે તુંને મળશે."

પણ તે ભેટ વગરબી તેણી તે બનાવ ભુલી જતે નહી.

"જોવો સૈયદ આપણને બોલાવે છે, વાસ્તે તમારામાંનું એક જણ જે ઊંટ ઉપર સૌથી હલકો અસબાબ લાધ્યો હોય તેને લઈને જાવો અને તેની ઉપર શેકારને નાખીને લાવો.

થોડાક જણ જઈ હરણને લાવ્યા અને પાલખી આગળ જ્યાં ખાન ઉભો હતો ત્યાં લાવીને મેલ્યું.

"હા, હવે તુંને બરાબર દેખાશે," તેણે પોતાની બાનુને કહ્યું. તેણીએ જોકે પોતાનો ચેહરો બુરખાએ ઢાંકેલો હતો, તોપણ બેઉ આંખની બાજુએ મોટાં બાકાં હોવાથી તેણી બરાબર જોઈ શકતી હતી. "શું આ ઉમદા પ્રાણી નથી?" ખાન બોલ્યો, ને વળી કેવું ફરબે છે! આટલી બધી દુરથી ગોળી ટાંકવી તે કાંઈ ખાવાનું કામ નથી."

"થોડું ઘણું તો નસીબ સંજોગે બની ગયું" કાસમે જવાબ દીધો.

"નહી, નહી, પટેલ, નસીબ સંજોગે નથી બન્યું, જો મને કોઈ એથીબી દુર ઉભો રાખે, અને પછી તુંને બંદુક ફોડવા કહે તો ખરેખરજ હું દલગીર થાઊં."

"મારા મુરબ્બી તરફ, અને મારા દુશમન સીવાય કોઈબી તરફ ગોળી ફેંકવાને હું ઘણો દલગીર થાઊં, કારણકે ઘોડાપર યા પગપર કવચીતજ નેમ ટાંકવામાં હું નીષ્ફળ થાઊંછું."

"હું તારૂં બોલે બોલ માનુંછું, પણ પેલો આળસુ બાવરચી કાંય ગયો ?"

"હાજર સાબ," ગુલફ કે જેનું તન દરેક ચીજ જોઈ ચમકતું હતું, તેને આગળ લાવી બોલ્યો, "તારો ગોલામ હમણાં આવે છે," તેણે ખાનને અધીરો પડી ગએલો જોઈ કહ્યું, અને છેલ્લે બેઉ હાથે અદબ વાળી તે ખાનની નજદીક આવી ઉભો.

"ખોદાવંદ, તારો ગોલામ હાજર છે, કાંઈ હુકમ ?"

"જો, આજે સાંજે સોજી ખીરયાની બનાવજે, અને જો મેથીની ભાજી મલે તો તેણી અંદર નાખજે, કેમ, સમજ્યો કે ?"

"મારા મુરબ્બી અને મીર સાહેબે જન્મમાં કોઈ વખત ખાધી ન હોય તેવી સરસ ખીરયાની હું બનાવીશ." ગુલફ ખુશાલ ચેહરે નમીને બોલ્યો, "ઈનશાલ્લા! હજુરે પોતેણી કોઈ દહાડો ચાખી ન હશે."

આટલું બોલી તે ચાલી ગયો, "હું ધારતોતોજ કે એમજ કરવા કહેશે—હરણનું ગોશ અને મેથીની ભાજી, હા મને બી એજ વીચાર આવ્યો હતો, મારા શેઠના શોખ બી સારા છે અને આખા દહાડામાં આવાં સરસ પકવાનનો વીચાર તેની મુસાફરીની હેરાનગારીના દીલાસા તરીકે થઈ પડશે."

અને હવે આ નાની ટોળકીએ ખુશી ખુશાલીમાં આગળ ચાલવા માંડયું, તો જોકે તેઓ ઘણાજ આસ્તેથી મંજલ કાપતા હતા. પોતાના નવા દોસ્તથી ખાનને હર પળે ખુશી થવાનું કારણ મળતું હતું. કાસમને કાંઈ ચોપડીઓનું ઝાઝું જ્ઞાન ન હતું. તોપણ તેને જેટલું આવડતું હતું તેટલું સઘળું તે ખાનને કહી સંભળાવતો હતો. શાહનામાં અને હારીઝમાંથી ચુંટી કહાડેલા ફકરાઓ તે બોલતો, યા તો અસલી ઉરદુ કવીતાની ગજલો ગાઈ સંભળાવતો હતો. આ સઘળાંથી ખાન જેને કકાથી ખબો પારખતાં આવડતો ન હતો, અને જેને થોડું ઘણુંબી ભણેલાં માણસ સાથ કોઈ દહાડોબી વાત ચીત થઈ ન હતી, તે અજબ થઈ જતો હતો. પણ થોડાક માઈલ મુસાફરી કીધા પછી તેઓ એક ગાંમડાં નજદીક આવી પોંહતા, કે જ્યાં તેઓ એક રાતનો વીસામો લેવા ઈચ્છતા હતા. "તું કોઈને જો આ ગામડાંમાં ઓલખતો હશે તો આજની રાતને માટે આપણને ઠીક જગા મલી શકશે," ખાન બોલ્યો.

"ખાન સાહેબ, હું અંહીના પટેલને બરાબર ઓળખુંછું, તે મારા બાપનો દોસ્ત થતો હતો, હું મારો ઘોડો દપટાવી પહેલાં જાઉંછું અને ત્યાં જઈ ખાનમ અને તારે બરની સારી જેવી જગા શોધી કાઢીશ."

જ્યારે આ નાની ટોળકી ગામડાંમાં જઈ પુગી, ત્યારે કાસમ અને ત્યાંનો પટેલ એક નાની પણ શોભઈતી મસજીદના દરવાજા આગળ તેઓને મલ્યા; મસજીદની પાસેનાં ખોલાં મેદાનમાં તેઓ માટે તંબુઓ મારવામાં આવ્યા હતા, અને જમીન ઉપર ગાલીચા બીછાવવામાં આવ્યા હતા. થોડાક વખતમાં કેટલાકો આરામએસ લેવા સુતા, અને કેટલાકો બજારમાં ખરીદી કરવા ગયા, જ્યારે બાકીના બીજા તરેહવાર કામોમાં રોકાઈ ગયા. ગુલફ ખાનુ પકાવવામાં મશગુલ થયો, પકવાનના સોરમદાર વાસથી ગાંમડાંનાં અરધાં ભુખે મરતાં સોહરાઈ સુકાઈ ગયલાં કુતરાં તે તરફ લલચાઈને આવી આપણા જાડા બાવરચીને બુમ મરાવતાં હતાં, બાવરચી એટલો તો કંટાળી જતો કે તેઓને દુર કરવા તેને પથરાની મદદ લેવી પડતી હતી. વળી તેનાં માથાં આગળ નાનાં પક્ષીઓ ચીચવારી મારતાં ભમયા કરતાં હતાં, જ્યારે કાગડાઓ સાગેની દેવાલ ઉપર બેસી લુચ્ચાઈથી તીકતા કો કો કરતા હતા.

"તમારી મા બેહેનો મરે" ગુલફ કુતરાંઓ અને કાગડાઓનો કંટાળો અંતે નહી ખમી શકાવાથી બોલી ઉઠયો, "અને તમારૂં ખાનું ખરાબ થાએ, યા અલ્લા," તેણે એક કુતરાંને થોડે પેતે હરણનો પગ લઈ નહાસી જતાં જોઈ કહ્યું, "યા અલ્લા! આતો જમાલ ખાનનો ભાગ હતો—અએ નીચ, એકદમ નાખી દે—અએ લુચ્ચા, એકદમ તારાં મોઢાંમાંથી નાખી દે, અને એમ બોલતાં બોલતાં તેણે કુતરા તરફ પથરા ફેંકયા. સારાં ભાગ્યે તેથી તે કમબખત હેવાન ઉપર અસર થઈ, અને પોતાનાં મોઢાંમાંનું ગોશ નાખી દઈ તે ત્રણ પગે લંગડાતો અને બુમ પાડતો નહાઠો. "હં, હં, તુને સજડ લાગું નહી! કંઈ નહી, તુને આ શીક્ષા ફરીથી ચોરી કરતાં શીખવશે." અને તેણે ગોશનો ટુકડો ઊંચકી લીધો.

"પણ પાક અલ્લા! મારૂં સત્યાનાશ વલ્યું છે," તે ફરીથી બુમ મારી ઉઠયો, અને ખરેખરજ તે વખતનો દેખાવ કોઇ થંડાં કલેજાંના માણસનુંબી પાકરી નાખે તેવો હતો, કારણકે નાનાં પક્ષીઓ કવાબને માટે કાપેલા ગોશના નાના કટકાઓ ચપોચપ ચાંચમાં મારી ફનેહની ચીચયારીઓ પાડતાં આકાશ તરફ ઉડી જતાં હતાં.

"પાક અલ્લા! આવાં નાનાં પક્ષીઓબી મને સતાવે! ઓ મીર સાહેબ," તેણે કાસમને પોના તરફ આવતાં જોઈ કહ્યું, "અરે જરા હું આટલું ખાનું પકાઉં તેટલાં અંહી બેસીને ચોકી કર? તું જો તેમ ન કરશે તો રાતે આપણે માટે કાંઈપણ ખાવાનું રેહેશે નહી. હમણાજ એક હેવાંન આ પગ લઈને નહાઠું, અને એને બચાવવા જાઉં તેટલાં તો સઘળાં પક્ષીઓ આ કવાબો ઉપર તુટી પડયાં."

સૈયદથી બાવરચીનો દુઃખભરયો ચેહરો જોઈ હસયા વગર રહેવાયું નહી.

"ઠીક છે, તારી આગળ કોઈ નથી, તેટલાં હું અંહી બેસીશ," અને તે એક લાકડાંના નાના થાંભા ઉપર બેઠો. "હવે આપણે જોઈશું કે પેલાં નખોદ ગયાંઓ તુને દુઃખ દેવા આવે છે કે નહી. તું જે હમારે માટે બનાવે છે, અને જે ઘણું મઘમઘ થાય છે, તેના બદલામાં મારે તારૂં આટલું કામ કરવું જોઈએ."

"મીર સાહેબ, આ પકવાન શહાજાદાઓને ખાવા લાયકનું છે. અરે આ પકવાન તો હજુરને લાએકનું છે, અને ઘણીક વખત તેના જનાના માટે મેં પકાવ્યું છે."

"ત્યારે તું શું નીઝામ અલીના ઘરનો બાવરચી હતો?"

"એમજ મીર સાહેબ, ત્યાં ખાવાનું ઘણું સરસ મળે છે, પણ

પગારનું નામ નહી; જેથી હજુરની નોકરી છોડી ખાન—ખોદા તેની આબાદાનીમાં વધારો કરે—ના ખટલામાં જોડાયો."

"હા, ગુલફ, ખાન એક ઉમરાવ ગ્રહસ્થ, અને દયાવંત મરદ છે, જેની મારે વાસ્તેથી એણે કેટલું બધું કીધું છે."

"તેંણી તેને વાસ્તે પુરતું કીધું છે, તુંને ખબર છે કે ખાનમ હમણાજ પરણી આવી છે, તેણી ચઉદ પંદર વરસની છે અને ખુબસુરતીમાં તો નરી જાણે પુનમનો ચાંદ!"

"હં, હં," કાસમે બેદરકારી બતાવી કહ્યું.

"હં, હં," બાવરચીએ તણકો કરી જવાબ દીધો, "મેં તેણીને ત્રણ મહીનાની વાત ઉપર જોઈ હતી, કારણકે તેણી મારી પડોસમાંજ રહે છે, હું તેણીને વરસો થયાં પીછાનુંછું, પણ તેની તેને ખબર નથી."

"ખરેખર! ઘણું અજબ જેવું;" કાસમે ઈડાપણાથી કહ્યું. "એમાં શાનું અજબ જેવું, મારી બેહેન ખાનમનાં કુટુંબમાં કેટલાંક વરસો સુધી નોકર હતી—નહી હમણાની છે. તેણીએ મારી આગળ લગનની સઘળી વાત કરી હતી; તે ઘણાં ધામધુમથી થયાં હતાં."

"ખરેખર."

"હા ખરેખર, વળી છોકરીને આટલા બધા ઘરડા સાથ પરણવા ગમતું ન હતું, પણ તેણી પરણવાની ઉમરમાં આવી હતી, અને જ્યારે અબદુલ રહીમાન જેવા માણસે માંગણી કરી ત્યારે તેઓ તે ના પાડી શકયાં નહી. અબદુલ રહેમાનને લોકો ખાન કહે છે, પણ તેતો ફકત (નીઝાંમ અલીની નોકરીમાંના એક ગરીબ) શીપાહનો છોકરો થતો હતો, લોકો કહે છે—ખરેખર મને તો નાસુરે કહ્યું—કે તેની સરીંગાપતમમાં બીજી બે બાએડીઓ છે પણ તેને એકબી છોકરૂં નથી."

"ઘણું કઢંગું," કાસમ બોલ્યો.

"ઘણુંજ," બાવરચી બોલ્યો. પણ તેઓની આ વાત અહીંયાં અટકી, કારણકે તેટળાં બહારથી એક માણસ આવ્યું અને કાસમને તેનાં કામમાંથી છોડવ્યો.

[સાંધણ છે.] .આલો.

---

માજીસ્ટ્રેટ—(ગુનેહગારને) કનસટેબલ કહે છે કે તમે લડતા હતા. હવે તમુને તમારા બચાવમાં શું કહેવું છે?

ગુનેહગાર—સાહેબ, તેજ દહાડે મેં નવું 'શરટ' પેહરયું હતું તેથી મેં વીચારયું કે જો કોઈ સાથે કોટ કહાડીને ઉતરી પડશું તો મારૂં તદન નવું "શરટ" લોકના જોવામાં આવશે.

---

"તારા અભયાસ પાછળ મને કેટલો બધો ખરચ થાયચ." એક બાપ પોતાના દીકરાને કેટલીક ચોપડીના પૈસા આપતાં બોલ્યો.

"હા બાવાજી." દીકરો પૈસા ગજવાંમાં મુકતાં કાંઈક ગુસ્સાથી બોલ્યો, "અને વળી હું ઘણો સખત અભ્યાસ તો કરતોબી નથી."

---

"તુંને એમ તારા મોટા બાવાની મશકેરી નહી કરવી જોઈયે રૂસ્તમ, હમેશાં સફેદ બાલવાલાને માન આપવું જોઈયે."

"હા, પણ માયજી એવણુ બોડકા છે તે હું તે કેમ કરૂં?"



# દયાળુ દીલનો દાખલો.



હેશુરસ દસતુરના ઠરી અસલ ભરૂચમાં એક માતબર ખાનદાની કુટુંબ વસતું હતું. એ બુઝરગ દસતુરજીનાં બેટા બેટી અને વહુ દીકરીઓથી એક બોહોળું કુટુંબ પરીવાર બની સઘળાં સાથે રહેતાં હતાં. કુટુંબમાં સંપ જબી સારો તેથી શેહેરેવર અમશાસપંદ એ દસતુર સાહેબને ત્યાં મેહેરબાન હતા. સરસ્વતી માતાબી એ ખાનદાન પર પ્રસન હતી. એવણના બેટાઓ ઉંચી ઈમેજી કેળવણી લીધા ઉપરાંત પવીત્ર ઝંદ અને પેહેલવીમાં પણ પુરવીણ થયા હતા. દસતુરજીએ પોતાના બુલંદ ધરમનાં ઉંચાં જ્ઞાન સાથે જોતીશ વીદ્યામાં ઘણી સરસ માહીતી મેલવી હતી, શેતારા અને ગ્રહોનો વરતારો એવણ સાહેબ બરાબર કરી જાણતા હતા. સુરત અને મુંબઈમાં પણ એવણના જોતીશ શાસ્ત્રની કાબેલીયતની તારીફ થતી હતી. કેટલાંએક કુટુંબમાં કંઇ પણ અડચણ વખતે એવણને જનમપત્રી દેખાડીને ભવીષના ભેદ ભરમ જાણવાની ખાહેશ રખાતી હતી. તેઓને એ દસતુર સાહેબ પોતાના લાંબા અનુભવથી સમજાવતા હતા કે કીસમતના લેખ મુજબ કોઈબી માણસને જે ઘડીએ બનવાનું હોય તે કદી પણ ફરે નહી, ત્યારે આગળથી જાણવું ને નહી જાણવું સરખુંજ છે, યા તો આવતા બનાવો વીશે આગલથી ફીકર રાખયા કરતાં તે વીશે નહીજ જાણવું બહેં. સખાવત કેવી રીતે કરવી તે એ દસતુર ખાનદાનીઓ સારી રીતે જાણતાં હતાં, જે આ નીચલા દાખલાથી જણાશે. એ દસતુરજીના પાંચ બેટાઓમાંના નાના જવાન બેટા સોરાબજી વેપારને અરથે મુંબઇમાં થોડુંક થયું આવી વસયા છે. એવણનાં તરતનાંજ પરણેલાં ખુબસુરત મોહોરદાર સુનાબાઈ પણ ભરૂચથી પેહેલવેહેલાં મુંબઈમાં આવયાં છે. ગીરગામમાં એ જોડું એક કુશાદે બંગલામાં સારાં સુખ ચેનથી રહે છે. એક દહાડો સાથે બાગમાં ફરતાં સોરાબજી બોલ્યા. "સુનાબાઇ, આપણા ભરૂચના મોબેદ પેલા બેરામદારૂ કોટમાં રહે છે, પણ આવ્યા પછી મારેથી તેવણને મલાયું નથી, કારણ કે તે બીચારો હાલ ઘણો આજારી છે, એ લોકો ભરૂચથી આવ્યા પછી સારી હાલતમાં હતા. કોટની અગયારીનું પંથકબી હતું, અને બાયડી છોકરાં સાથે સારો વખત કહાડતા હતા, પણ છેલે મેં સાંભળ્યું કે બીચારા બેરામદારૂને છાતીનું ઘણું કહોડું દરદ લાગ્યું છે, તેમાં બીચારાની બચરવાલ ઘણીયાંણી અચકુચ ગુજરી, જેથી એ ગરીબ મોબેદની પુરીજ કમબખતી થઈ છે; આપણે ઘરથી એવણને કાંઈક છુપી રીતે મદદ થાય છે તેથી મારો જીવ ખુશી છે."

"એ વાત સાંભળીને ખરેખર હું ઘણી દલગીર છું. સુનાબાઈએ જણાવયું "એ તો જી ફરતો આસમાન છે. એના સપાટામાંથી કોઈને પણ ખલાસી મલતી નથી."

"વારૂં સુનાબાઇ," સોરાબજીને બીજી બાબદ યાદ આવ્યાથી બોલ્યા "જમશેદી નવરોઝને આજથી આઠ દહાડા છે અને એ નવરોઝ ગોલાબી રંગ સજવામાં મુબારક છે."

સુનાબાઈએ કહયું "હાજી, તેથી મારો વીચાર છે કે તે દહા-

ડાને લાયક એક ગોલાબી સટ" એટલે ગોલાબી સારી ને તેવુંજ બદીઆન વગેરે ખરશેદજી બેસાંનયાને ત્યાંથી લઈને સીવવા આપી આવું. જમશેદી નવરોઝને દહાડેજ મારી સાલગીરીબી છે. હમણા નવી તરેહની જાપાનીસ ફુલની ગાજે આવી છે, તેનો ભાવ કંઈ ૮૦) રૂપયા સુધી છે, તેવીજ એક ગોલાબી ગાજ અને તેને છાજતી દોર લઈને સીવવા આપી આવશ."

સોરાબજીએ વધાર્યું, "હા, મોટી ખુશીથી, અલબતાં એ નવરોઝને છાજતો એક ડરેસ તમે લઈ આવો." સુનાબાઈ આયાની સાથે કોટમાં કાપડ લેવા ગયાં તેવણે પેહેલે પોતાનાં બેહેન આઈમાયને ત્યાં ગાડી લેવાડી કે બેનને લઈનેજ કાપડયાને ત્યાં જવું. કોટમાંના એક ગોહોલાગાંથી ગાડી પસાર થતી હતી, તેટલાં એક ઘરનાઉંચા ઓટલા પરથી એક બે ત્રણ વરસનો પારસી છોકરો તુટી પડયો અને તેની નસકોરી ફુટીને લોહી જવા લાગયું; સુનાબાઈએ ગાડી થોબાવીને આયા પાસ બ્રુચાને ઘરમાં લઇ ગયાં; ત્યાંથી માલમ પડયું જે બીજે માલે બેરામદારૂ ભરૂચા રહેતા હતા તેવણુનો એ છોકરો હતો. સુનાબાઈ માલ પર ગયાં, જયાં ગરીબ બેરામદારૂ અતી નાતવાન હાલતમાં એક મોટી ખુરસી પર પડેલા હતા, સુનાબાઈએ પોતાની ભરૂચની ઓલખ આપી અને બેરામદારૂએ તેવણુની મેહેરબાની માટે ઘણો ઉપકાર માન્યો, અને જણાવ્યું કે મોટી છોકરી કસતી આપવા ગઈ હતી અને છોકરાઓ નીશાલે ગયા હતા, તેથી એ બચ્ચું એ પ્રમાણે ઓખસું પડી ગયું. સુનાબાઈએ પેહેલીજ નજરે ત્યાં ગરીબાઇ અને નાચારી જોઈ લીધી અને આએજ તકે એ ગરીબ મોબેદને મદદ કરવાની જરૂર છે એમ વીચારીને પોતા પાસ લાવેલા રૂ૧૨૫) તે ગરીબ બેરામદારૂના હાથમાં મુકયા અને કહ્યું કે "તમે કંઈ પણ ઓસકાતા ના, એ પ્રમાણે માણસે માણસને મદદ કરવાની ખરેખરી જરૂર છે, એમાંથી ઘટતી ચીજો ખરીદજો અને દવા દારૂ વગેરેથી જરા તમારા જીવને શાંતી આપજો; મારા સોરાબજી પણ તમોને ફુરસુદે આવી મલશે."

બેરામદારૂએ આ અંચીતી બક્ષેશ માટે સુનાબાઈને હજારો હુજાર દુવા દીધી અને પરવરદેગારના સુકરાના કીધા.

સુનાબાઈ તેવાંજ પાછાં ઘર ગયાં. "કેમ સુનાબાઈ, તમારી ખુશી પ્રમાણે શોભઈતી સાડી લઈને સીવવા આપી આવ્યાં કે," સોરાબજીએ પુછયું.

"વારૂ સોરાબજી, એક સુંદર સાડી પેહેડવાથી શોભા વધશે કે એક વખતસરની કોઈ ગરીબને મદદ કીધાથી આપણો જીવ ખુશી થશે?" સુનાબાઈએ ધણીને સવાલ પુછયો. અલબતાં સોરાબજી હસતુરે છેલી બાબદને ખુશી સાથે સ્વીકારી. પછી સુનાબાઇએ બધી વાત પોતાના ધણીને કહી અને બોલ્યાં જે "કંઈ ફીકર નહી, મારી પાસે બીજી નવી ગોલાબી સાડી છે તે નવરોઝને દહાડે પેહેરીસ. એક ફેશનેબલ ડરેસ કરવા કરતાં પઇસાની તંગીમાં રીબતાંઓને મદદ કરવી એ વધારે શોભાયમાન લાગે છે. સોરાબજીએ આવી નેકબખત ધણયાણી પર આફ્રીન કીધી, અને ખરેજ એવી મોહોરદારના ધણીઓ ખરા ભાયગશાળી કહેવાવા જોઈયે. આજે તો આપણી બાનુઓના અને તેઓના વાલીઓના પૈસા ઘણાખરા મોતી કલ્યાણ અને મીસીસ જેકબને ત્યાં તરેહવાર ફેશનેબલ ડરેસ પાછલ ખરચાય છે, અને તેનેજ તેઓ પથીમ હીંદુસ્તાનનો સુધારો સહમજે છે, તોપણ આપણા પારસી ટોલામાં કુલવંત ખાનદાનમાંથી એવી રીતની છુપી સખાવત કરનારાં ઘણાં બાનુઓ મળી આવશે.

મીસ મેરબાનું કાવસજી દાવર.



# એક લાંબી ઊંઘ.




મારાં કુટુંબમાં એક ચોકસ ચીજ હતી, કે જે વીશે જ્યારે ત્યારે વાત થતી હતી અને તે બંધ થઇ જતી, પાછી થતી, અને પાછી બંધ પડતી હતી. હમારી પાસ દોલત હતી—"લેસટર"નાં કુટુંબ કરતાં થોડાંઓજ વધારે દોલતવાન હતી. સર્વે કોઇ કબુલ કરતાં કે હમો નીતીમાન અને સાથે લાગાં જેઓ સાથ હમો સંબંધમાં આવતાં તેઓ તરફ ઉદાર દીલથી વર્તતાં હતાં; પણ હમારા કોઈ અતલગના મીત્રો હતા નહી, અને હમારા પડોશીઓથી હમો દુરનાં દુર રેહેતાં હતાં. હમો કોઇની મુલાકાતે જતાં નહી, અને તેમજ હમો કોઇની મુલાકાત લેતાં પણ નહી. કોઇ પણ નોતરેલા પરોહણાએ કદી પણ હમારો ઉંબર ઓલંગો નથી, અને જેઓ કામસર આવતાં, તેઓનું કામ પુરૂં થતાં લાયકીથી હમો તેઓને દરવાજો દેખાડતાં. કોઈ ભીખારીને કોઈ કદાચ કાંઇ ખાવાનું અને થોડાક પઇસા આપવામાં આવતા; પણ તે ખાણું ખાઇ રહયો અને હમો પાસથી પઇસા લીધા કે પછી તેને સભ્યતાથી હમો બહાર કહાડતાં. હમારા નોકરો તેઓનાં બચપણથી હમારી સાથ હતા; તેઓએ સારી રીતે અને નીમકહલાલીથી હમારી નોકરી કરી હતી; તેઓ સારો પગાર મેળવતા હતા; તેઓને કામકાજ ઘણું સેહેજ હતું; તેઓ તરફ હમો માયાળુ હતાં; હમારેજ ત્યાં તેઓનાં છોકરાંબચ્ચાંનો જન્મ થતો અને ત્યાંજ તેઓ ઉછરતાં; તેઓ ઘડપણને લીધે કામકાજ કરવાને અશક્ત થતાં તોપણ તેઓનાં મરણ સુધી તેઓને પગાર આપવામાં આવતો હતો; પણ આટલું છતાં નહી તેઓ હમોને ચાહતાં, કે નહી હમો તેઓને ચાહતાં. સખાવતમાં હમો ઉદાર દીલથી પઈસો ખરચતાં, પણ દર વરસ વધારે અને વધારે દોલતવાન થતાં, કારણ હમારી આવકનો અરધો ભાગ પણ હમો ખરચતાં નહી, અને પેઢી દર પેઢી "લેસટર" વાલાની મતા વધારે અને વધારે વધતી જતી.

મારા બાપદાદા સઘળા "લેસટરો" એ લાંબી જીંદગી કહાડી હતી. કોઇજ જુવાન મરણ પામતું. ૭ પેહેડી સુધી ફકત એકજ દાખલા સીવાય, સઘળાને ત્યાં લગનથી એકજ બાળકનો જન્મ થતો, અને તે એકલું બાળક્ની છોકરોજ હતું. જે એકજ દાખલા વીશે કહ્યું છે તે મારા બપાવાના બાપનો હતો. તેવણને "જોન" કરી એક ભાઈ હતો, જે તેવણ કરતાં બે વરસ નાનો હતો. હમારાં કુટુંબનાં દફતરની નોંધમાં તેનો જન્મ ૧૭૭૨, માં નોંધેલો હતો, પણ મને જે અજબ જેવું

લાગતું તે એ કે, તેનાં મરણની નોંધ લીધી હતી નહી. તે કેઠે ગુમ થઈ જાય, કોઇ નહી જણાયલી દુરની જગાપર મરણ પામેલો લાગતો હતો. કોઈ નહી જણાયલાં કારણસર તેની સઘળી દોલત અને મીલકતો મારા બાપના બપાવાએ "ટ્રસ્ટ" માં મુકેલી હતી, અને તે "ટ્રસ્ટ" વખત જતાં બાપથી દીકરાને ઉતરતું આવતું. ઉપલા મારા બાપના બપાવાના ગુમ થઇ ગયલા ભાઈ વીશે એક વખત મેં મારા પીતાને પુછયું, પણ મારા સવાલથી કરીને તેઓના હમેશના ગંભીર ચેહેરાપર વધારે ગંભીરાઈ પથરાઈ. "કોઇ દીવસ તું એ વીશે સઘળું જાણશે." તેઓએ જવાબ આપ્યો, અને પછી તેઓ કાંઇ બીજી ચીજો વીશે વાત કરવા લાગ્યા.

ખરેખર મારા પીતાના અને મારા બપાવાના બેહુના ચેહેરાપર હમેશાં ગમગીની દેખાતી હતી. કાંઇ ચોકસ ગમગીનીના તેઓ ભોગ થઇ પડયા હતા. મેં તેઓને કદી પણ હસતાં જોયા નથી. સઘળાઓએ તેઓનાં દુઃખી અને કંટાળાયલા ચેહેરા જોયા હતા, પણ કોઈપણ તેનું કારણ સમજી શકતું નહી હતું.

હા, ત્યાં કાંઈ પણ ભેદ હતો. હમારા ઘરની ડાબી બાજુના પુસ્તકવાલા ઓરડાની પાસે એક મોટો ઓરડો આવેલો હતો. તે ઓરડાની બારીનાં ફાલકાં હમેશાં બંધ રહેતાં, અને આખી રાત અને દહાડો એક ઝાંખી બત્તી બળતી ત્યાં દીસતી હતી. તે ઓરડા સીવાએ આખાં ઘરમાં "ગેસ" લીધી હતી. તે એખલવાયાં ફાનસમાં તેલ પુરવાનું અને સલગાવવાનું કામ મારા પીતા યા તો મારા બપાવા કરતા હતા, અને તે વાસ્તે તેલ અને બીજો જોઇતો સામન પાસેના પુસ્તકવાલા ઓરડામાં રાખવામાં આવતો. તેઓ બેં જણ સીવાએ ત્યાં જવાનો કોઇને હુકમ હતો નહી, અને તેથી કરી તે બારણાની ચાવી પણ તેઓજ રાખતા હતા. દીવસમાં ત્રણ વખત— તેઓએ નાસતો, બપોરનું અને રાતનું ખાણું ખાધું હોય તે છતાં—એક માણસ પુરતી રીતે ખાય નહી તેટલું ખાણું પુસ્તકવાલા ઓરડામાં તેઓ લઇ જતા. તે દુધ અથવા તો સેરવો હતો—કાંઇ પણ પીવાનું. તેઓ તે છુપી રીતે અંદર લઇ જતા, અને થોડે વારે બારણું ઉઘાડતા અને એક બીજું નવાઇ જેવું મેં જોયું કે, મારા પીતા કે મારા બપાવા કદી પણ કેઠે સાથે બહાર નહી જતા. જો એક જાય તો બીજો ઘરમાં રહેતો, જાણે તે ઓરડાનો ભેદ છુપો રાખવા.

આ છુપી બાબદ વીશે નોકરો વચે ઘણી વાતો થતી, પણ હું નાનો છોકરો હતો ત્યારથી તે હાલમાં મોટો થયો ત્યાં સુધી કોઇ પણ વખત મારી હાજરીમાં તેઓ એ વાત કહાડતા નહી. મારી માતાનાં મરણ પછી એ વાત વળી ઘણી બોલાવા લાગી. હવે ઉપર કહેલા પેલા ભેદી ઓરડા વીશે લોકોમાં એવું બોલાતું કે, તેમાં ખજાનો રાખેલો હતો. આ ઉપરથી થોડાક ચોરો પણ ત્યાં પોતાની પાક હાજરી આપી ગયા હતા, પણ મારા બપાવા જેઓ પુસ્તકવાલા ઓરડામાં હમેશ સુતા, તેઓએ એકને પીસતોલ વડે જખમી કીધો, અને તેથી બીજાઓ નાહસી ગયા. ત્યાર પછી કોઇ પણ વખત કોઈએ ત્યાં જવાની હીમત કરી નહી.

આ પ્રમાણે તે ઓરડા વીશે નહી જાણતાં, જેમ હું ઉમરમાં વધતો ગયો, તેમ તેમ મારી જીગ્નાસા પણ વધતી ગઈ. સર્વેની માફક હું પણ મારા અભ્યાસ કાજે બહારગામ ગયો, અને મારો શીખવાનો વખત પુરો થયો કે હું યુરોપનાં મુખ્ય શેહેરોમાં ફરવા નીકળ્યો. એ પ્રમાણે થોડોક વખત નીકળી જતાં, મારા બપાવાનાં અચાનક મરણથી હું મારે ઘર પાછો ફરયો.

હમેશ કરતાં મારા પીતાને મેં વધારે ગમગીન દીઠા. મારા પીતા અને બપાવા વચે એક બાપ દીકરા કરતાં ભાઈ ભાઈઓ માફક વધારે સંપ અને એખલાસ હું જોતો હતો. હું જેવો ઘર પુગો કે, તેઓએ મને પેલા પુસ્તકવાલા ઓરડામાં તેડયો, અને મને બેસવા કહી પોતે બારણું બંધ કીધું, અને નીચે મુજબ બોલવા લાગ્યાઃ—

"તારા બપાવાનાં મરણથી એક ભયાનક વાતથી હું તને જાણીતો કરવાની જરૂર જોઉં છું. આપણાં કુટુંબનાં દફતરની નોંધ તેં તપાસી છે?" મેં ડોકું હલાવ્યું "ત્યારે તને યાદ હશે કે, તારા બપાવાના બાપના ભાઈ "જોન" નાં મરણની તેમાં કાંઈ પણ નોંધ લીધી નથી, કે જે બાપડો હેંસી વરસની આગમચ કેઠે ગુમ થઇ ગયો હતો. હવે એનું કારણ એ કે, તે કદી મરણ પામ્યોજ નથી. તેની જીંદગી જો જીવતાં માફક લેખવામાં આવે, તો હજી તે જીવે છે."

તેઓ ઉંપણું ઓાલી ઉઠયા, અને ગજવામાંથી એક ચાવી કહાડી પેલા ગુપ્ત ઓરડાનું બારણું ઉઘાડી, મને પોતા પાછળ આવવાની અસારત કરી. તે ઓરડો ઉંડો અને લાંબો હતો. ત્યાં જુની ઢપની એક અડધી ડજન ખુરસી, એક ટેબલ અને એક મોટો પલંગ હતો. મારા પીતાએ તે પરની મછરદાની ખસેડી નાંખી અને તે પલંગ પર પડેલા એક આકાર તરફ આંગળી કરી દેખાડયું. પેહેલે મને લાગ્યું કે તે એક ઘરડા માણસનું મીનનું પુતળું હતું; પણ પછી ધારી ધારીને જોતાં લાગ્યું કે તે માણસ દમ લેતો હતો. તેની આંખો બંધ હતી, અને ચેહેરાપર સઘળે કરચળી વળી હતી. જો કે આટલી બધી કરચળી વળી હતી અને મોહોડાંનો નીચલો ભાગ લાંબી સફેદ દાહાડીથી ઢંકાયલો હતો, તોપણ તે ચેહેરો એક "લેસતર" નો તુરત ઓળખાઈ આવતો. મેં કાંઇ પુછવાનું મન કરવાથી મારા પીતા બોલ્યાઃ—

"હેંસી વરસ થયાં આપણાં કુટુંબનો આ શ્રાપ છે, અને જ્યાંસુધી આ દુઃખી આકાર ટકી રહેશે, ત્યાંસુધી તે શ્રાપ પણ જવાના નથી. પુસ્તકવાલા ઓરડામાં મારી પછાડી પાછો આવ અને હું તને સઘળાંથી વાકેફ કરૂં."

મારી સામેના મોજુદ દાખલાથી અને મારા પીતાના સાચાતમાં ભરોસો હોવાથી મને તે વાત વીશે કાંઈ શક રહયો નહી. તે વાત નીચે પ્રમાણે હતીઃ—

મારા બપાવાના બાપ "ગાઇ" અને તેનો આ દુઃખી ભાઈ "જોન" બેઉ એક એકને ઘણા ચાહતા હતા અને માન

આપતા હતા, અને જ્યારે "ગાઈ" પરણ્યો ત્યારે "જોન" જુદો રહેવાને બદલે સાથેજ રહેવા લાગ્યો. તેઓ સરખી રીતે તેઓના પીતાના વારસ હતા, પણ તે વીશે કાંઇ અંદેશો નહી હતો, કારણ વ્યવહાર ઉપયોગી રીતે તેઓ એકજ ઠેલી વાપરતા હતા. હવે આ કુટુંબમાં આફત બનવાની હતી, તે આવી. મારા પીતાનાં બપાઈ તે "ગાઇ" નાં બાપડી મરણ પામ્યાં, અને પોતા પાછલ મારા બપાવાને ફકત સાત વરસના નાની ઉમરના મુકી ગયાં. જો કે તે ગમગીની મારા પીતાના બપાવા વખત જતાં વીસરી ગયા, તોપણ તેઓ ફરીથી પરણ્યા નહી. જ્યારે શોકનો વખત પુરો થયો અને તેવણ પહરોણાઓને તેડવા લાગ્યા, ત્યારે તેઓમાં એક ફ્રેન્ચમેન નામે મો. દલાઇલ પણ હતો. એક દીને ખાણું ખાઇ રહયા પછી તે પહરોણાએ જણાવ્યું કે તે "મેસમેરીસમ"[1] માં ઘણો કુશળ હતો. આ ઉપરથી થોડાક પરોણાઓના સુચવવા ઉપરથી તેણે તે પોતાની અજમાએસ પોતાના મેજબાન ઉપર અજમાવી, અને તેમાં ફતેહ પામ્યો. ત્યાર પછી તેણે "જોન" પર અજમાવવા માંડ્યું, અને તેણે ખુશી બતાવી. તે તેમાં પણ ફતેહ પામ્યો. તેણે "જોન" ને આ ઉંઘમાં નાંખીને થોડાક સવાલો પુછ્યા, કે જે તેના બાઇની ખુશાળી વચ્ચે "જોને" બરાબર જવાબ આપ્યા. તે દહાડે ગરમી પુષ્કળ હોવાથી સઘળી બારીઓ ખુલ્લી મુકી હતી. હવે આ બારીઓ તે વખતે કહેવાતી હતી તેમ ફ્રેંચ બારીઓ હતી, કે જે જમીન સુધી કાંઈ પણ ટેકા વગર ઉંઘાડી રહેતી. એક સવાલનો જવાબ એવો હસવા જેવો "જોને" આપ્યો કે પેલો ફ્રેંચમેન પેટ ધરીને હસવા પડ્યો, અને તે એટલો હસ્યો કે પોતાનું સમતોલપણું નહી રાખતાં, બારી જે પાસેજ હતી તે વાટે ખુરસી પરથી નીચે રસતા પર પડ્યો. મારા પીતાના બપાવા તેમજ બીજા પરોણાઓ મદદ આપવા નીચે દોડયા, પણ ફોકટ; સઘળું થઈ ચુક્યું હતું; તેની ગરદનનું હાડકું ભાગી ગયું હતું અને થોડાક વખત વેર બેભાન હાલતમાં રહી, થોડેક વારે તેણે પોતાનો પ્રાણ છોડયો. કોરોનરની જુરી બેસાડી, અને જુરીએ અકસમાતે પડી જવાથી મરણ નીપજવાનો અભીપ્રાય આપ્યો.

જ્યારે તે સઘળું પુરૂં થયું ત્યારે "ગાઈ" દુઃખી દીલે "જોન" આગળ ગયા કે જેને આટલો વખત સર્વે કોઇ બીલકુલ વીસરી ગયા હતા. તેવણે તેને હજી તે "મેસમેરીક" ની બેભાન ઉંઘમાં જોયો, અને તેમાંથી સજાગર કરવાની કોશેશ કીધી. આમાં નહી ફાવવાથી તેઓએ ડાકટરને બોલાવ્યો, અને સઘળી વાતથી તેને વાકેફ કીધો. સઘળી મેહેનત ફોકટમાં ગઇ. ડાકટર બોહોંસ કરવા લાગ્યો કે "મેસમેરીસમ" જેવું કાંઇ છેજ નહી. પણ તે જે હોય તે, પણ "જોન" ને સજાગર કરવાનાં ફોકટનાં ફાંફાં મારયા પછી તેને પલંગ પર લઈ જઇને સુવાડયો. આ પ્રમાણે તે આટલાં વરસ સુધી હજી આવી હાલતમાં પડેલો હતો. લોક ચરચા બંધ પાડવા આ વાત કુટુંબ વચેજ છુપી રાખી, તેનો ખોરાક કે જે તેને એક નળી વાટે આપવામાં આવતો હતો, તે આગળ જણાવ્યા મુજબ દુધ યા સેરવો હતો, અને તેથી કરી તેની જીંદગી ટકી રહી હતી. તેનો બાઇ તે વખતે તેની ઘણી માવજત રાખતો, અને જ્યારે તેનો દીકરો (મારો બપાવો) ઉમરમાં આવ્યો ત્યારે તેને તે વાતથી વાકેફ કીધો. આ પ્રમાણે બાપથી દીકરાને એ વાત જણાતી, અને તેમજ હવે છેલે મારી જાણવાની પણ વારણ આવી, અને મેં જોયું કે અમે "લેસતર" વાલાં એક જીવનાં મુડદાં સાથ હમેશ જોડાયલાં હતાં.

અલબતાં, આ વાત છુપી રાખવામાં મેં પણ મારો ભાગ કબુલ કર્યો, હું કબુલ નહી કરૂં તો બીજું શું કરૂં? પણ મારા પીતાની ઘણીની આજીજી છતાં હું તે વખતે પરણ્યો નહી. મેં કહ્યું કે જ્યાં સુધી સઘળું બરાબર થશે નહી ત્યાં સુધી હું કદી પરણવાનો નથી. "જોન લેસતર" આ વખતે ૧૦૮) વરસનો હતો. મને લાગ્યું કે હવે તે વધુ વખત ટકવાનો નથી. મેં મારા પીતાને પુછ્યું કે આ "મેસમેરાઇસ" થયલા માણુસને હમણા આટલે વરસે કાંય નહી ઉઠાડવાની પાછી કોશેશ થાય, ત્યારે તેઓએ જવાબ આપ્યો કે તે ઉઠાડવાની હીકમત તો "દલાઇલ" સાથ દટાઇ ગઇ. આથી હું ઉશકેરાઇ ગયો. મેં ઘણીજ ખંત અને ઉલટથી તે બાબદસર સઘળું વાંચ્યું, અને જ્યારે તેની માવજત કરવાનું મારે માથે પડ્યું ત્યારે મેં તેની પર ઘણી યુકતીઓ અજમાવી જોઈ, પણ સઘળું ફોકટ.

આ પછી ચાર વરસે મારા પીતા આ દુન્યામાંથી કુચ કરી ગયા. ઓ ખુદા! હવે આ બોજો મારે એખલાને માથે પડ્યો. મારા બાપ બપાવાને તો એક એકની હીમત હતી, પણ હું તો હવે તદનજ એખલો પડી ગયો. એકાંત સ્વભાવને લીધે કોઇ સાથ ભેલાવા નહી ગમે, અને તેમ કરતાં આ મારા ધધાર ઘરમાં હું એખલો એનો એ વીચાર કરતો ભમ્યા કરતો.

"જોન લેસતર"—જો આપણે તે જીવનાં મુડદાંને નામ આપી શકયે તો—તદન હાડપીંજર જેવો થઈ ગયો હતો; તેને જગાડવાની હવે સઘળી આશા મેં છોડી દીધી. પણ તેણે મારી પર કાંઇ અજબ જેવું મંતર મારયું હોય એમ મને લાગતું. તેને ખોરાક આપ્યા પછી હું ઘણો વખત વેર તેની આગળ બેસીને વાંચતો. આ પ્રમાણે એક દીવસ મારા હાથમાં એક જરમન ચોપાન્યું આવ્યું, કે જેનાં પાનાં ઉકલાવતાં મારી નજર "હીપનોતીસમ"[2] વીશે કોઇનાં લખાણ પર પડી; ફકત તેમાં એકજ ચીજ વીશે વાંચતાં હું ઉશકેરાઇ ગયો, અને તે "હીપનોતીસમ" ની ઉંઘમાંથી કોઇ માણુસને કેમ બીદાર કરવો તે.

ઉલટમાં આવી જઇ, તેમાં જેમ લખ્યું હતું તેમ હું તુરત કરવા મંડી ગયો, અને તેમ તેની રીત પ્રમાણે કરતાં મારા હાથમાં કળતર થવા લાગી, પણ હું હટયો નહી.

"તમોને ઉઠવુંજ જોઇશે." હું મન સાથ બોલ્યો; મેં મે-

૧. મન જાગ્રત રહે પણ શરીરનું ભાન રહે નહી એવી ઉંઘ.

૨. એ મેસમેરીસમ જેવીજ ઉંઘ હોય છે.

હેંનત જારીજ રાખી, અને ઓ ખુદા! એકાએક તે આકાર હાલ્યો, અને એક નીશાસો નાખ્યો.

મારૂં જીગર કેવું ધ્રુજતું હતું! મેં કામ કરવાનું ચાલુજ રાખ્યું. "જોન લેસતરે" પોતાની આંખો ઉઘાડી, આસપાસ જોયું, અને પાછી બંધ કીધી. હું મેજ આગળ દોડયો, એક ગલાસમાં થોડો દારૂ કહાડયો અને આસ્તે આસ્તે તેનાં મોહોડામાં નાખ્યો. મારી ખુશાલી વચે તેણે તે ગળ્યો. દારૂથી તેને જરા હુશ્યારી આવી. તે મારા હાથના ટેકાથી જરા પલંગપર ઉઠયો, અને મારા ચેહેરા સામું જોઇ, એક ઘણાજ નબળા, બોખરા અવાજે પુછયું:—

"હું કયાં છું? તું કોણ છે?"

"હું "ગાઇ લેસટર" છું." મેં જવાબ આપ્યો.

"ગાઇ લેસટર?" છટ, છટ! તું કાંઇ મારો ભાઇ "ગાઈ" નથી! આ હા!" તે આસપાસ નજર કરી મારા ચેહેરા સામું જોઇ બોલ્યો. "હું હવે જાગું છું. આ તો સ્વપનો છે."

આટલું બોલી તેણે પોતાની આંખો બંધ કીધી. મેં તેને હલવેથી પાછો સુવાડયો, અને દારૂનું એક બીજું ગલાસ ભરયું. "કાકા જોન, આટલું પી જાવો." હું બોલ્યો; "તમોને એથી ફાયદો થશે."

"એ મને એનો કાકો કહે છે," તે બડબડયો, "હવડેજ એણે મને પોતાના ભાઇ તરીકે ઓલખાવ્યો. આ કેવો અજબ જેવો સ્વપનો છે. દારૂ? હં! હા, એ સ્વાદમાં ખરેખર ઘણો જુદો લાગે છે."

તેઓ તે દારૂ પી ગયા, અને મેં તકયાનો ટેકો આપયાથી તેઓ અઢેલીને પલંગપર બેઠા. હવે અંધારૂં પડવા આવયું હતું તેથી મેં દીવાસલીની એક કાંડી કહાડી અને ફાંનસ સલગાવ્યું.

"એ આ શું છે?" તેઓએ પુછયું. "શું તારા હાથનાં આંગળાંને ઘસડીને તેં અજવાળું પાડયું છે? ખરેખર આ તો કાંઈ ઘણુંજ અજબ જેવું છે."

મેં તેઓને કહયું કે, એ તો આ કાંડી ઘસવાથી અજવાળું થયું હતું, અને એક બીજી સળગાવીને તેઓને દેખાડયું. આથી તેઓને ઘણી રમુજ પડી, અને કાંડી કેમ બને છે, તથા તેમાં શું શું ચીજોની જરૂર હોય છે, તે હું તેઓને સમજાવવા લાગ્યો, ત્યારે તો એઓ મુછમાં હસવા લાગ્યા, જાણે મશકેરી કરતા હોય તે પ્રમાણે. "હવે આપણુને એની જરૂર નથી પડતી, કારણ બતી સળગાવવી હોય તો "ગેસે" કરીને સેહેલાઇથી સળગી શકે છે."

"ગેસ!" તેઓ અજાયબીથી બોલ્યા.

"હવે તમારાં કપડાં બદલવામાં મને તમોને મદદ આપવા દેઓ," હું બોલ્યો. "સુવા જવાને તો હજી ઘણો વખત છે. આપણે પુસ્તકવાલા ઓરડામાં જઇયે, કે જે વધારે સગવડ ભરયો છે."

હું ઉપલું બોલ્યો ત્યારે તેઓના ચેહેરાપર ઘણી અજાયબી લાગતી હતી, અને જ્યારે મેં પાટલુન અને એક જબ્બો લાવી આપ્યો, ત્યારે તો વળી બેવડી વધી.

"આહા!" તેઓ બોલ્યા, "હાલનાં લોકો આ પોષાક પેહેરતા હશે. છટ! મારાં "બ્રીચીસ"[3] ક્યાં છે?"

હું તેઓની જુની કબટ આગળ ગયો અને તેમાંથી તેઓનાં ઉપલાં "બ્રીચીસ" ખેંચી કહાડયાં, કે જે ઉધઇથી તદન ખવાઈ ગયાં હતાં.

"કાકાજી," હું તેઓ આગળ તે લઈ જઇ બોલ્યો, "એ તો સઘળાં ઉધઇએ કરડાયાં છે."

"શું!" તેઓ બોલી ઉઠયા. "મારાં આવાં સરસ "બ્રીચીસ" ખરાબ થયાં! શું તે—ઓહો! પણ અલબતાં એ તો સઘળો સ્વપનો છે. કાંઇ નહી, હું પેલાં બીજાં પેહેરીશ."

તેઓએ મારા હાથમાંથી પેલું પાટલુન લીધું અને પેહેરયું, પછી જબ્બો પણ તેજ પ્રમાણે પેહેરીને મોટેથી હસવા મંડયા.

"એ તો મને બરાબર બેસતાં આવતાં નથી અને ઢીલાં પડે છે. પગ! કાંય, મારા મજબુત અને જોરાવર પગ વાસ્તે તો હું જાણીતો છું, અને હાલ તો એઓ જાણે પોકળ નળી જેવા લાગે છે. હવે આવો સ્વપનો મને આવવાનો શું સબબ હશે?"

[સાંધણ છે.] *VIOLET.*

## બીજાપોર અને અસલી ઇમારત.



વાંચનારાં બેહેનો, વારતા અને કાહાણી કીસ્સા તો આપણને રોજ વાંચવાના છે, પણ આજે કંઈક અસલી બાદશાહી ઈમારતોનો જાણવા જોગ હેવાલ વાંચવો ઠીક પડશે.

બીજાપોર દખણમાં ઘણી ઊંચી જગાએ શોલાપોરથી ૬૦ મૈલને છેટે છે. એ શેહેરને ફરતી દીવાલ સાથે મોટા ગંજાવર દરવાજાઓ છે અને ત્યાંની જોવા જોગ ઈમારતો નીચે મુજબ છેઃ—ગોલ ગુંબજ, જોર ગુંબજ, જુમા મસજીદ, આરકીલ્લો, ઈબરાહીમ રોજા, બાંગી માહાલ, આશાન માહાલ, મોતી માહાલ, ગેકેતર માહાલ, તાજ બાવરી અને ચંદા બાવરી કરીને બે મોહોટા કુવા છે, અને પેલી ગંજાવર તોપ કે જેને "મુલુક મેદાન"નું નામ આપ્યું છે, તે એટલી તો અસાધારણ મોટી છે કે એક વાર ફોડે તો મુલકનું મેદાન બનાવે! એ તોપ જ્યાં મુકેલી છે તેની સામે મોટું મેદાન આવેલું છે તેને "નીમાજ ગાહ" કરીને કહે છે. "ઈદ"ને દહાડે તે મેદાનમાં બાદશાહના વખતમાં ૯૯૯૯૯૯) આદમીઓ નીમાજને માટે જમાવ થતા હતા! એમ ત્યાંના લોકની કેહેતી છે. આ ગંજાવર તોપ નવ હાથ છે અને ઘેરાવામાં ચાર હાથ છે, તેનું ઊંડાણ એટલું મોટું છે કે એક આદમી અંદર બેસીને પાઘડી બાંધી શકે! તેટલું બધું તો હમે નથી જોયું, પણ મતલબ

૩. આગલા વખતની તંગ સુરવાલ કે જે ગુઠણ઼ સુધીનીજ આવતી હતી.

એ કે, ઘણી મોટી છે; તેને કાંસાંથી ઓટેલી છે અને સરસ રીતે પાલીશ કીધેલી છે. તેનું મોહોડું અજદાને મળતું છે અને તે મોહોડાંમાં હાથીને મજબુત પકડેલો દેખાડે છે. એ તોપને જુબીલીની વખતે કીલ્લાપર ચહડાવીને ફોડવામાં આવી હતી.

મુસાફરોનું સઉથી વધુ ધ્યાન ગોલ ગુંબજ ખેંચે છે. એ મીનારો અતી ઘણો ઊંચો છે અને છેક ઊંચેથી નીચે જોતાં નીચેનાં માણુસ બચ્ચાં માફક લાગે છે. એની પોહળાઈ અને લંબાઈ ગોળ આકારમાં છે તેથી ઉપરથી અને નીચેથી ઘણોજ બુલંદ દેખાવ માલમ પડે છે. એને ચાર બાજુ ચાર મીનારા છે અને ઉપરના મીનારા અથવા ટોંચ ઉપર ચહડતાં ખરેખર ચક્કર આવી જાય છે. ગુંબજની દેવાલોની પોહોળાઈબી અ-સાધારણ મોટી છે અને એના ઊંચા ઘેરાવામાંથી એક કાંકરી પણ ખસી નથી. આ આગળા વખતની કારીગીરી આફરીન કરવા જોગ છે. એ ગુંબજમાં એક બાજુની દેવાલને કાન કરીને ઘણો ધીમેથી અવાજ કરીએ અથવા સવાલ પુછીએ તો છેક પેલે નાકેની દેવાલ આગળ ઉભેલો માણુસ આપણુને બ-રાબર જવાબ આપે છે, એ ઘણું અજાયબી સાથે રમુજી લાગે છે. ટેલીફોનમાં તો મોહટેથી સાદ મારયે છીયે, પણુ આએ તો જેમ ધીમેથી બોલે છે તેમ મોટો અવાજ નીકળે છે; તેનાં કા-રણુમાં એમ કહે છે કે, એ ગુંબજ એવી રીતે ગોળાકાર બં-ધાયલો છે કે માણુસનો "એકો" અથવા "પડઘા" બહાર જઈ શકતો નથી. નીચલા ભાગમાં ઘણી સુંદર જગાપર બા-દશાહની અને તેની બેગમની કબરો આવેલી છે, ત્યાંની રખે-વાલી માટે મુજાવરો પેહેડી દર પેહેડી ત્યાં નેમેલા છે, તેઓ, એ બાદશાહી બુરજની કાહાણી જેટલી જાણે છે તેટલી કહે છે કે, એ ગંજાવર ગુબજ બસો વરસની આમળ સુલતાન મા-હામુદે બંધાવ્યો હતો. એનું બાંધકામ વીસ વરસે ખલાસ થયું હતું. આજના બાહોશ ઈજનેરો એ બાંધકામની જાબજા તારીફ કરે છે અને એ પાદશાહી યાદ જાળવી રાખવાની તજવીજ રાખે છે.

"જુમા મસજીદ" પણ એક બુલંદ ઈમારત છે. એમાં એકી વખતે નજદીક ત્રણુ હજાર ઈસલામીઓ નીમાજને વસ્તે એ-કઠા થાય છે. એ મસજીદ પણ ઘણી ઊંચાઈમાં છે; એને ચાર બાજુએ ઘણી શોભાયમાન ગેલરીઓ છે અને એવી સરસ બાંધણી છે કે કદી નજરે જોયા વગર તેનો ખ્યાલ થઈ નહી શકે. એ ગંજાવર એબાદતગાહ સને ૯૮૮ ના હેજરી સાલમાં બાદશાહ આલી આદીલશાહે બંધાવી હતી. ત્રણુસો વરસ થઈ ગયાં છતાં આજેબી તે તદન ઓરતવાર ઉભી છે.

આશાન માહાલ એ પણુ એક સરસ બાંધકામ છે. એની પડોસમાં તળાવની માફક પાણીથી ભરેલી હોજ છે, તેથી દેખ-વ સારો લાગે છે. કંઈ જમાંનાઓથી મોટા મોટા પથરના થાંભ-ળઓ તે આગલા વખતને યાદ કરતા પડ્યા છે. જ્યાંબી જોઈયે ત્યાં એવા સરસ પથરો ટાંકેલા અને તેવાજ પથરોથી બાંધ-કામ કીધેલું દેખાય છે બીજા સમચોરસ પથરો આરસી માફક ગુટેલા આપણી અગીઆરીમાં "હીડોલા" ની માફકના દેખાય છે. એ આશાન માહાલને મુસલમાનો "પવીત્ર દરગાહ" તરીકે ગણે છે. ખરેજ ત્યાંની સફાઈ અને સુઘડાઈ પવીત્રપણુંજ દેખાડે છે.

જોર ગુંબજ જેને "સીસટરસ ટુંબ" કરીને કહે છે, તેપણુ એક સારી રીતે બાંધેલો ગુંબજ છે; બે બેહેનોની કબર છે તેથી ઉપલું નામ આપ્યું છે.

"મોતી માહાલ" અથવા એને "સાંત માહાલ" પણુ કહે છે. એ સાત માલનો મોટો બાદશાહી મેહેલ છે, નીચે મોટા તળાવ છે; જોકે એ મેહેલ તદન બીસમાર હાલતમાંછે, તોપણુ બહારથી જોનારને ઘણો દબદબાવાલો લાગે છે.

"ઈબરાહીમ રોજા" કરીને એક મોટા કુશાદે કમપાઊંડમાં આ ગુંબજ જોવામાં આવે છે. કમપાઊંડની અને અંદરની બાંધણી એકસરખી રીતે અજ લગણુ જલવાયલી છે. લાકડ-કામતો તેમાં મુદ્દલ છેજ નહી, જ્યાં જોઈયે ત્યાં પથરથીજ સરવે બાંધી લીધેલું જણાય છે.

"આર કાસ્લો" એ એક કીલ્લાની માફક બુલંદ મેહેલ છે. કહે છે કે મરાઠા રાજી શીવાજી બીજાપોરની ચહડાઈમાં એ કીલ્લાને બાંજી તોડીને લુટી ગયા હતા. આગલા વખતમાં એ બાદશાહી બંડારને નામે ઓળખાતો હતો, હાલમાં એને તદન સુધારીને કલેકટરની આફીસ કીધી છે. બાંગી મેહેલ એક બાંગ દેનારનો કહેવાય છે. એ વગેરે નાના મોટા કેટલાએક ગુંબજો આજવેર સારી રીતે જળવાઈ રહયા છે. બાદશાહી કુવા "તાજ બાવરી" અને "ચંદા બાવરી" એવા ગંજાવર કુવાઓ દખણુમાંજ જણાયા છે, ગુજરાતમાં કે મુંબઈમાં એવી બાવરી કેઠે દેખાતી નથી, તેને ફરતી મોટી દેવાલો છે અને મોટી મોટી સીડીઓ ઉતરવાને વાસ્તે કીધેલી છે.

આ સરવે દેખાવનું ઉપલું બયાન ૧૮૮૦ ના વખતનું છે, આજે તો તેમાં તદન સુધારો થઈ જવો જોઈયે. દશ વરસ આગમજ આગગાડી પણુ હતી નહી અને બીજાપોર જીલ્લો નહી પણુ એક ગામડાં બરોબર હતું. ૧૮૭૭–૭૮ ના ડરામણા દુકાલે એ શેહેરની વસ્તીને તદન ભુખમરાથી પાયમાલ કીધી ને રોટલીના ટુકડા વાસ્તે લોકોએ બચ્ચાંઓ પણ વેચ્યાં, તે વ-ખતના ખંતીલા ગવરનર સર રીચરડ ટેમપલે ત્યાં જાતે જઈને એ દુઃખીઓની હાલત જોઈ, આવાં બાદશાહી શેહેરની સુંદર, ઈમારતોને વેરાન થતી જોઈને તેને સુધારવા તથા વધારવાનો વીચાર કીધો. ત્યારબાદ એ સરવે ઈમારતોની મરામત ચાલુ થઈ અને એ શેહેર વસાવ્યું. હાલમાં ત્યાં ઈસપીટાલ, ધરમ-શાળા, હાઈ સ્કુલ સરવે છે અને પારસીઓનાં પણુ ચાર પાંચ ઘરો છે. જ્યાં બુલંદ-બ્રીટીશ સરકારની નજર ગઈ ત્યાં આબાદાની થયલીજ જાણુવી. ખોદા એ રાજને અમર રાખો!

મીસીસ દાવર.

---

ખુબસુરત તથા પોશાકી બાનુઓ જયારે બાહેર ફરવા નીક-ળે છે ત્યારે જો તેઓ તરફ કોઈ તીકીને જોય છે તો ઘણીજ ગુ-સ્સે થઇ જાય છે, ને બીજા હાથપર જો તેઓને કોઈ જોતું નથી તો અતીશે દલગીર થઈ જાય છે—કેમ બેહેન ખરી વાત છેની?

પણ ચેહેરો જોયો નહી. તેણીની બધી ધીરજ ને પ્રીતી ભરેલી સંભાળ છતાં તે બીચારી મા બચી શકી નહી, પણ તે બચ્ચું છુટ્યું. મેરીએ હજી પણ પોતાની પ્રીતી ભરેલી મેહનત ચાલુ રાખી. તેણી કાગળમાં લખતી "ગામડાંમાં હજીબી તાવના કેસો ઘણા છે, અને આખાં ગામમાં ફકત હુંજ એવી છેઉં, જે એ રોગથી બીહતી નથી, અને બીચારા ગરીબ બીમારોને મદદ આપવાને મારો ઘણો ખરો વખત રોકાય છે. મારા પીત્રાઈની બાયડીની માંદગીમાં જરા ફેર છે, તોપણ હજી ઘણી આજારી છે. હું તો ખરેખર ઘણીજ અજાયબ જેવી રીતે બચી ગઈ છું, ને મજબુત પણ રહી છું. ખોદા મને અહંકાર, અને ગરરી કરવાથી દુર રાખે! પણ એવી ખેરાબ રતુ છતાં, હું બચી ગઈ અને સારી તંદરોસ્તીમાં રહી, એ ખોદાનીજ બક્ષેસથી થયલું હશે, એવો વીચાર મને આવ્યા વગર રહયો નહી."

જેવો શીયાળો બેઠો કે તાવ ઓછો થવા લાગી અને મેરી પીકાડને પોતાના મીત્રોની ઈચ્છાઓને વશ થવું પડયું, ને થોડો વખત પોતાની મરજી ઉપરાંત આસાએસમાં વખત ગુજારવો પડયો. પણ હજી તો વર્ષ પુરૂં થાય નહી, તેટલાં તો તેણીને માલમ પડયું કે તેણીની માશીને પાછી તાવ લાગુ પડી હતી અને જો કે પોતે હાકેલી અને નબળી થઈ ગયલી હતી, તે છતાં તેણીની માવજત કરવા ઓસગર્ધલી પાછું જવાને તેણી બહાર થઈ. તેણી ગઈ; પોતાની અસલી મહેનત પાછી ચાલુ કીધી, અને તેણીની માશીની તંદરોસ્તીમાં ઘણો સુધારો થવા લાગ્યો. ત્યાર પછી તેણીની પોતાનીજ દેહ લથડી પડી. ઘણાક દહાડાઓ સુધી તદન નાચાર થઇને તેણીને બીછાને રહેવું પડયું; પણ આશા વગર નહી, અને કદીબી ફરયાદ કરતી નહી, અથવા મનમાં બળતી નહી, અને જેઓ તેણીની આસપાસ હતા, તેમને એવા સ્વભાવથી ખુશી રાખતી ને અજબ કરતી. છેલ્લે સરવાળે તેણી સાજી થઈ, અને વખતસર અમેરીકાનાં પોતાનાં ઘરમાં પાછી ફરી; અને ઓસગર્ધલીમાં એવી યાદગારી પોતાની પાછળ મુકી ગઈ, કે તેનો ખમરાત કદી પણ ઓછો થયો નહી. "મેરી પીકાડ" ની એ ખરી હિમત હતી; મગરૂરી વગરની, કુદરતી અને સાદી હિમત જે સ્ત્રીઓનાં એકીન ખુદાપર પુર હોય છે, તેઓજ એવાં કામો કરવાને શકતીવાન થાય છે. જેઓ પોતાની ફરજ ખરા પ્યારથી અદા કરે છે, તેઓ શાબાશીને માટે લાલચ કરતા નથી અથવા તો બદલાની આશા રાખતાં નથી. ફરજ તરફના પ્યારથી "સરોવર ઈરી" ઉપર તે ઉશકેરાયલો સુકાની, જ્યારે વાહાણ સઘળું બળીને આસપાસ બળતાં ફરી વલ્યાં, તોપણ બહાદુરીથી ચક્કરપર ઉભો રહીને, વાહાણપરનાં બીજા લોકોનો જીવ બચાવવા ખાતર, પોતાને ભયાનક દુઃખ થવા છતાં, સઘળું હિમતથી ખમીને, વાહાણને બારામાં લઇ ગયો.

ખુરશેદ.





## કુચ બીહારના માહરાજા અને માહરાણી.



આપણાં નામવર માહરાણીની જ્યુબીલી વેળા ઈંગ્લંડ મોહેલા હીંદી પરોણાઓમાં આ કુચ બીહારના માહરાજા અને તેવણનાં માહરાણી પણ હતાં. મોગલ રાજ વેળા, કુચ બીહારનો મુલક બહુ મોહલો હતો, તે લગભગ આખો આસામ દેશ અને રંગપોર, જલપેપોર તથા ડીનાજાપોરનાં આખાં પ્રગણાંનો બનેલો હતો—કે જેનો વીસતાર લગભગ આરેધાં ઈંગલંડ દેશ જેટલો ઘનો હતો. પણ ત્યાર પછીના હુમલાઓથી તે દેશનો ઘણો મોટો ભાગ બીજા દેશો સાથ જોડાઈ ગયો હતો. કુચબીહારનું રાજ કુટુંબ ઘણા અસલી વીચારના હીંદુઓ હોવા છતાં, માહરાજા કે જેની દેખરેખ નાનપણથી બ્રીટીશ સરકાર લેતી આવેલી હતી, તે હીંદુઓના ઘણા ખરા વેહેમોથી મોકળા છે, અને સુધારાનાં ઘણાક ફાયદા તે સારી રીતે સમજે છે. બને માહરાજા અને માહરાણી, કે જેણીની બોલવાની અચ્છી નમ્રતાથી દરેક બાનુ જે તેણીના સંબંધમાં આવતી તેની તરફથી તેણી ચાહ મેળવવા પામી હતી—ને ઈગ્રેજો તરફથી બહુ ખુશાલી ભરેલો આવકાર મલ્યો હતો; અને આપણાં રાણી સાહેબે તે માહરાણીને "કમપેનીયન ઓફ ધી ઈંડીયન એમપાયરનો" ખેતાબ તથા માહરાજાને "ઓરડર ઓફ ધી ગ્રાન્ડ ક્રોસ ઓફ ધી ઈંડીયન એમપાયર" નો ખેતાબ બક્ષશયો હતો, કે જેથી આપણે ધારયે છીયે કે તેઓ પોતાની વેલાતની સફરની યાદ હમેશ ખુશાલીથીજ કરતાં રહેશે. કેટલાંક ધર્મ ખાતાંઓ કે જે તે નામદારોએ સ્થાપ્યાં છે, તે માંહે એક કલબ કે જેને "ઈંડીયા કલબ" કહે છે, તે ઉઘાડી ઉમેરો કરયો છે, કે જે ઈંગ્રેજો અને દેશીઓ વચ્ચે એખલાસ વધારવાનું એક અચ્છું સાધન થઈ પડયું છે. તેઓએ જુબીલીના વરસની યાદગારી કાયમ રાખવાને કાજે એક કાલેજ કુચબીહારમાં ઉઘાડી છે, અને તેનું નામ વીકટોરીયા કાલેજ કરી આપ્યું છે.







કુચ બીહારના માહરાજા અને માહરાણી.

THE MAHARAJAH AND MAHARANEE OF KUCH BEHAR



## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

### મીસ હીલદા જોન્સ.



મીસ હીલદા જોન્સ તા૦ ૧૪મી જુલાઈ ૧૬૮૦ નાં વરસમાં જન્મી હતી. હીલદાનો બાપ મીસતર જોન્સ એક આબરૂદાર પૈસાવાલો ગ્રહસ્થ હતો. તેણી ઘણીજ ખુબસુરત હતી. તેણીની બન્નુ આંખો દેખાડી આપતી હતી કે તેણી આગળ જતાં એક ઘણી ખુબસુરત તથા ચંચળ નાર નીવડશે.

હીલદા ત્રણ મહીનાની હતી સારે તેણીની મા મરણ પામી હતી. તેણી પંદર વરસની ઉમરમાં ઘણી બાપાઓ જાણતી હતી. મીસ જોન્સ અઢાર વરસની થઈ તેટલાંજ તેણીને સારૂ ઘણા ગ્રહસ્થો તરફથી માગાં આવ્યાં હતાં, પણ સર્વેને તેણી ના પાડતી હતી. આથી તેણીનો બાપ તેણીની ઉપર ઘણો ગુસ્સે થતો હતો.

હીલદા વીસમે વરસે બાપ સાથે પહેલ વહેલી ઈંગ્લંડ ગઈ હતી, સાં તેણીએ સુધરેલી મંડળીઓમાં ફરનારી બાનુંઓ સાથે દોસ્તી માંડી અને તેઓ સાથે તેણી પણ મંડળીઓમાં ફરતી હતી. મીસ જોન્સ ઘણી ખુબસુરત હોવાથી ઘણા ગ્રહસ્થોનું તેણી તરફ ધ્યાન ખેંચાતું હતું. મીસ અને મીસતર જોન્સ ઈંગ્લંડમાં બે વરસ રહયાં અને પાછાં ઈંગ્લંડથી તેઓ અમેરીકા, જયાં હીલદાનો જન્મ થયો હતો સાં ગયાં. હીલદાને ઈંગ્લંડ છોડી જવા ગમતું ન હતું, પણ નાચારી તથા દલગીરી સાથે તેણીએ ફરજને લીધે ઈંગ્લંડ છોડયું.

મીસ હીલદા જોન્સ અમેરીકામાં પોતાનો ફુરસદનો વખત રંગવામાં કહાડતી હતી; અને આખો વખત તેણી (હેવાલો) લખવામાં કહાડતી. ૧૫૦૮ નાં વરસમાં તેણીએ "ઈવનીંગસ એત હોમ" નામનો એક રસીલો કીસ્સો રચ્યો હતો. તેણીએ બીજો હેવાલ ૧૫૧૦ માં બહાર પાડયો હતો, તે હેવાલ તેણીએ પોતાની મરનાર માતાનો ફ્રેંચ બાપામાં લખયો હતો. ઈંગ્લંડમાં સર્વેને સાં તેણીની ચોપડીઓ વંચાતી હતી.

મીસ હીલદા જોન્સ કીસ્સા હેવાલો તથા રસીલી વાર્તાઓ લખવામાં ઘણી નામીચી થઈ ગઈ છે. તેણી થોડા દીવસની માંદગી ભોગવી તા૦ ૫ મી જાનેવારી ૧૭૧૭ના સાલમાં કુંવારી જીંદગી ભોગવી આ દુન્યા છોડી તે બેહેસ્તી દુન્યામાં આસરો લેવા ગઈ હતી. તેણી ઘણી સુધરેલી હતી તેથી તેણીનાં મરણથી સુધરેલી મંડળીઓમાં મોટી ખોટ ગઈ હતી.



## કમનસીબ શીરીન.

### પારસી સંસારી વાર્તા.

### પ્રકરણ ૧ લું.



જમશેદજી હોરમસજી નામે એક ગરીબ પારસીની શીરીનબાઈ નામની એક કેળવાયલી, ગરીબ, મીલનસાર સ્વભાવની ૧૭ વરસની છોકરી હતી, જે હમેશાં પોતાની માસી સાથે અમદાવાદ રહેતી, અને હાલ એક માસ થયો તે પોતાના બાવા જમશેદજીને સાં આવી હતી. તેનાં માસી એક કેળવાયલાં અને લાયકીવાલાં બાનું હતાં અને જેવણના હાથ નીચે બચપણથી શીરીન પણ ઉછરી હતી અને તેનામાં સઘળો માસીના જેવો ખવાસ હતો. પણ તેની સાવકી માતા બચુબાઈ તેથી ઉલટાજ સ્વભાવની, અસલી વીચારની, અદેખી અને લોભી હતી. જમશેદજી પણ બચુબાઈના ખવાસને મલતાજ હતા. હાલમાં શીરીનની ઉમર ૧૮ વરસની થઈ, જેથી બચુબાઈ અને જમશેદજીને ફીકર લાગવા માંડી અને કોઈનીબી સાથે પરણાવી આપવાને ઉલટમંદ થયાં. તેવણનાંજ ઘરની પડોસમાં નવરોજજી નામના બુઢા તેમજ તવંગર પારસી રહેતા હતા, જેવણ સાથે શીરીનને પરણાવવાની બચુબાઈની ઘણી ખુશી હતી, કારણકે બચુબાઈ પૈસાનાં ઘણાં લોભી હતાં. વારંવાર નવરોજજીને પોતાને સાં જમવા તેડીને બીજી વાર પરણવા વીશે વાત છેડતાં, કારણકે નવરોજજીના કહેવા પરથી તેવણની પરણી બૈરીને ગુજરી ગયાને ૧૩ વરસ થઈ ગયાં હતાં.

એક દીવસે જમશેદજીને વીચારમાં ડુબેલા જોઈને બચુબાઈએ વાત છેડી કે શીરીનને નવરોજજી સાથે પરણાવવી, અને જમશેદજીનેબી તે પસંદ પડયું, જેથી તેવણના મેહરવાનજી કરીને દોસ્ત હતા તેવણને વચમાં નાખીને શીરીનનું કારજ મોકલાવ્યું. નવરોજજીનેબી તેવુંજ જોઈતું હતું, નવરોજજી એક બુઢો ને ખરાબ ચાલનો પારસી હતો, અને શીરીન જેવી લાયકીવાલી, ખુબસુરત, શીખેલી બાયડી મેળવવાને ઘણો આતુર હતો, અને તે સારી રીતે જાણતો હતો કે બચુબાઈ તેના પૈસા પર પરણાવવા માંગેચ;-જેથી થોડીક આનાંકાણી કરી કબુલ કીધું; જમશેદજી અને બચુબાઈ બેઉ મેરવાનજીની પાછું ફરવાની રાહ જોતાં બેઠાં, તેટલે મેરવાનજી આવતા જણાયા, જેને જોઈને

મશેદજીએ ખુશાલીનું ડોળ કરીને પુછ્યું. મેરવાનજીએ હા કહ્યું અને બચુબાઈ ઘણાં ખુશી થયાં.

"ભાઈ, તમે તો નક્કી કરો છો, પણ શીરીનબાઈની મરજી પુછી ?"

"એટલે એની શાની મરજી પુછે, જે આપણને પસંદ આવ્યું તે એને;" જમશેદજી વીચારવંત ચેહેરે બોલ્યા.

"પણ લાવોની, એ ક્યાં ના કહેવાની છે. લેવોની હું શીરીનને તેડું; શીરીન, શીરીન," બચુબાઈએ શીરીનને તેડી.

"જી આવીજી." શીરીન પોતાની સાવકી માતા આગળ આવી "કાંય બચુબાઈ ?"

"જોની દીકરી, તું તો મારી સમજુને રાંક છોકરી છે, જેથી તારી મરજી પુછુંય, વાસ્તે વગર વીચારવે ના નહી કહેતી."

"નહી માયજી, પણ તમે શું કહેવા માંગો છો, તે તો મને કહેવોની."

"લેની હું તુને કહું, પાસેના આપણા નવરોજી સાથે તુને પરણાવવાનું માગું મોકલ્યું, તે તેવણે હા પાડયું." જમશેદજીએ શીરીનને નરમાસથી કહ્યું.

"અને વળી માણસબી કેવા લાયકીવાલા, તારે નસીબે મળ્યા છે; સાસુબી નથી, નહી તો વળી આજની સાસુઓના જુલમ કેવા ખમવાના, એ નણંદ છે તે તો તેને સાસરે. તુને કાંઈ તે લોક સાથે લાગે વલગે નહી," બચુબાઈ બોલ્યાં.

"ને વળી સાથે ત્રીસ ચાલીસ હજાર રૂપયા છે, ને ત્રણ બંગલા છે તે તો જુદા ને—"

"પણ તમે મને પુછ્યા વગર શાનું કારજ મોકલ્યું," જમશેદજી લાંબું ભાષણ કરવા જતા હતા તેમને અટકાવીને શીરીન બોલી.

અફસોસ, ગરીબ બીચારી શીરીન! તેને થોડું ખબર હતું કે એક નાલાયક સાથે તેણીને ફસાવવા માગે છે. પણ બચુબાઈના બોલવાથી એકદમ ચોંકી ગાભરી પડી ગઈ અને શું બોલવું ને શું નહી, તે સુઝ પડયું નહી; પણ બચુબાઈ અને જમશેદજીના બોલવાથી થરથર ધ્રુજવા લાગી. તોપણ હીમત રાખીને શીરીન બોલી, "બાવાજી, હું તમારી પાસે માફ માગીને કહું છું કે, એ તમારો વીચાર માંડી વાળો."

"એટલે તું શું મને જાણી જોઈને બીજાની નજરમાં—"

"પણ બાવાજી, તમે કેમ સમજુ થઈ, સુધારાવાલામાં ખપીને મને એક બુબખ સાથે પરણાવવા નીકળ્યા ?"

"બસ છોકરી, બસ, હવે ઘણી ચેંચી ના ચલાવ, રાન એની સાથે નથી પરણવાની તો કોણ સાથે પરણશે ?" બચુબાઈ ઘણાં ગુસ્સે થઈને બોલ્યાં.

"પણ માયજી, તમે મારી પર એટલાં ગુસ્સે કાંય થાઓ છો ? દલગીર છું કે તમો મને એક મુર્ખ અને નાલાયક સાથે પરણાવીને મારૂં જન્મનું સુખ લુટોય, 'જે કેવળ નહી બની શકે તેવું છે અને હું કદી પણ એવા બુઢા સાથે પરણનાર નથી;" શીરીન રડતી આંખે બોલી. પણ તેથી તો બચુબાઈ અને જમશેદજી બેઉ ગુસ્સે થઈ ગયાં અને બચુબાઈ તો ગાળ દેતાં જમશેદજીને ઠપકો આપવા પડયાં; "તમે એ દુકતીને છગાવી મુકી, તમુને ના કહ્યું હતું કે એને એની માસીને ત્યાં ના મોકલો, એ દુકતી પેલા આજ કાલના દુકતાઓને જોઈને લોભાઈ છે ને એને તો કોઈ વકીલ બારીસ્ટર જોઈએ છે."

"નહી માયજી, હું કાંઈ વકીલ બારીસ્ટર નથી માગતી, પણ કોઈ શીખેલા અને લાયક ધણીને મારો હાથ આપીને સુખી થઈશ, નહી કે એવા બુઢા તથા નાલાયક સાથે પરણીને મારી આખી જીંદગી દુઃખમાં કાડું." એટલું બોલી શીરીન ઓરડામાંથી જાય છે, તેને અટકાવીને બચુબાઈ બોલ્યાં, "ઉભી રહે શીરીન, ક્યાં જાયચ, મારૂં સાંભળ; તું જો હમારાં ઘરમાં રહેવા માગતી હોય તો તુને નવરોજી સાથેજ પરણવું પડશે, નહી તો તારે બેલાશક મારૂં ઘેર છોડી જવું."

"પણ બેહેન, એવણની ખુશી નથી તો માંડી વાળો, મનેબી એ ઠીક નથી લાગતું," મેરવાનજી આટલો વખત ચુપ બેઠા હતા તેવણ બોલ્યા.

નહી મેરવાનજી, હું કસમ ખાઈને કહું છું કે, જે બચુએ એને કહ્યું છે તે કબુલ કરશે તો ઠીક, નહી તો હું જીવશ ત્યાં તલક એનું મોહોડું નહી જોવાનો." એટલું બોલી જમશેદજી માથે પાઘડી ઓરવીને બાહાર ગયા ને બચુબાઈ પાછલી ગમ જઈને બેઠાં. બીચારી શીરીન આટલો વખત કશું પણ બોલ્યા વગર રડયા કીધી, તેણીને મેરવાનજી કેટલોક દીલાસો દઈને બાહાર ગયા.



## પ્રકરણ ૨ જું.

### નવરોજીની નાશીપાસી.

હવે આપણે નવરોજીનાં ઘર તરફ જોઈએ. તેવણ મેરવાનજીના ગયા પછી તુરત ગાડી જોતરાવીને બેહેનને ત્યાં ગયા. તેવણની બે બેહેન હતી, બેઉ નવરોજી કરતાં ઉમરે નાની હતી. એકનું નામ જાઈજી ને બીજીનું નામ જરબાઈ હતું. જાઈજીને ત્યાં ૫) છોકરાં હતાં અને તેવણ પૈસે ટકે સુખી હતાં, પણ આકળા સ્વભાવનાં હતાં અને તેવણને નવરોજી સાથે થોડો અણબનાવ હતો, કારણકે નવરોજીની ચાલચલણ જાઈજીને બીલકુલ પસંદ નહી આવતી. જરબાઈ પણ જાઈજીના જેવીજ હતી, પણ ગરીબ ઘરમાં હતી; તેનાં સાસુ સસરા સરવે ગરીબ હતાં અને જરબાઈને પોતાનાં બચ્ચાંની માફક ચાહતાં; પણ જરબાઈ નવરોજીને ઘણી ચાહતી હતી, જેમ નવરોજી કહે તેમ કરતી અને કેટલીક વાર તો નવરોજીને લીધે તેણીને દુઃખ પણ ખમવું પડતું. વાંચનાર, હવે ઉપર કહ્યું તેમ નવરોજી જાઈજીને ઘેર ગયા, પણ જાઈજી ઘરમાં નહી હતાં. આયાને પુછતાં જણાવ્યું કે બાઈ તો કોટમાં ગયાં છે. આથી નવરોજી ઘણા નાશીપાસ થયા કે ફેરો ફોકટ ગયો, તોપણ ધીરજે બેઠા કે હમણાં આવશે. બપોરના ૨) વાગેના ગયલા સાંજે ૪) વાગા પણ જાઈજી નહી આવ્યાં. વાત જોતાં નવરોજી થાકી ગયા.

હમણાં આવશે, ઓપ આવશે, પણ નહી. કોઈબી ગાડીનો અવાજ આવે કે તુરત બારીએ જાય. અંતે ૫) વાગ્યા ને ગાડી આવી. જેવી કમપાઉંડમાં દાખલ થઈ કે નવરોજી નીચે દોડી ગયા; પણ અફસોસ! તેવણનાં કામમાં ખલલ થઈ. જાઈજીની સાથે તેવણનાં સહી આવ્યાં હતાં, જેથી નવરોજી જરા દલગીર થયા.

જાઈજીએ નવરોજીને જોતાંજ સવાલ કીધો "કાંય ભાઈ, કોઈ દહાડે નહી ને આજે અહીં આવવાને તસદી લીધી, કાંઈબી કામ હોતુંજ જોઈયે." "હા બેહેન, છે ખરૂં." "ચાલો હું ઉપરજ આવું છું" એટલું બોલી તેવણ સહીનૂં દરવાજાપર મુકવા ગયાં. થોડે વારે જાઈજી ઉપર આવ્યાં. "ક્યેં ભાઈ શું છે?" જાઈજીએ નવરોજીને પુછ્યું.

થોડો વખત નવરોજી ગુંચવાયા કીધા, પણ ધીરજ રાખીને બોલ્યા, "જોની જાઈજી, મારા ઘેરની પાસે જમશેદજી રહે છે તેવણની શીરીનબાઈ નામની છોકરી છે, તેની સાથે મારૂં કારજ આવ્યું છે, માણસબી સારાં છે."

હજી તો નવરોજી બોલે છે તેટલાંજ જાઈજીનો તો મીજાજ ફરી ગયો. "એ તમે શું બકોચ, કાંઈ દારૂ પી આવ્યાચ કે, તમારી અક્કલ કયાં ગુમાવી, તેની ઉમર કયાં ને તમારી ઉમર કયાં? તમે છુટા છેડા કીધાને ૧૩ વરસ થઈ ગયાં ને આજે એ શું? તમુને દીવાનું શાએ લાગું?"

આથી નવરોજીને ખસયાણું લાગું, તોપણ બોલવાનું શરૂ કીધું, "જો જાઈજી, હું તુંને કહું છું, આજે બોલી તો બોલીચ પણ ફરીથી છુટાછેડા વીશે બોલતી ના, કારણ કે એ વાત વીશે બચુબાઈ તેમજ જમશેદજી અંજાણ્યાં છે અને મેં પરણવાનો વીચાર પક્કો કીધો છે. હું કાંઈ તારી સમજાવટથી હઠનાર નથી."

"હું નહી ધારતી, નવરોજી, કે તમારૂં મગજ ઠેકાણે હોય. તમુને પૈસાની શું ખોટ છે કે બીજી બૈરી કરોછો, ને જો તમારો એવોજ વીચાર છે તો મારા ઘરમાં પગ મુકતાજ ના."

એથી નવરોજીએ કશું પણ બોલ્યા વગર ત્યાંથી રસ્તો લીધો ને ઘોડાવાલાને જરબાઈને ત્યાં હાંકવા કહ્યું. થોડા વખતમાં જરબાઈનું ઘર આવ્યું. નવરોજી ઉતરયા, સારાં ભાગ્યે જરબાઈ ઘરમાંજ હતાં. "કેમ નવરોજી કેમ છો," દાખલ થતાંજ બેહેને આવકાર દઈને પુછ્યું.

"જરબાઈ, હું તારી સાથે અગત્યની વાત કરવા માગું છું." આથી જરબાઈ ઘણી અચરત થઈને ભાઈ સાથે વાતે બેઠી. નવરોજીએ જે સઘળું બન્યું હતું તે કહ્યું અને ઘણીવાર વાતચીત કીધા પછી શેવટે જરબાઈ ભાઈને મળતી થઈ ને બીજે દીને શીરીનને ઘેર જવાનું નક્કી કીધું. આથી નવરોજી ખુશી થયા ને જરબાઈની રજા લઈને ઘર ગયા.

બીજે દીને જરબાઈ ભાઈને ત્યાં ગયાં અને ત્યાંથી શીરીનને ત્યાં ગયાં. ઉપર જતાંજ બચુબાઈ મળ્યાં, જેવણે આવકાર દઈને જરબાઈને ઓરડામાં તેડયાં અને જરબાઈએ નવરોજી વીશે કહ્યું કે તેવણ શીરીન સાથે પરણવાને ઘણા ખુશી છે, પણ એ વાત કરતાં જરબાઈ ના [illegible] પુછતાં હતાં, જેનું કારણ બચુબાઈ સમજ્યાં નહી. પછી બચુબાઈએ વાત કરતાં જણાવ્યું કે શીરીન કંઈ માનતી નથી, વાસ્તે મહીનો દહાડો સબુર કરો અને પછી કરશું. ગરીબ બીચારી શીરીન, જરબાઈને જોતાંજ તે તો ઘભરાઈ ગઈ કે વળી કંઈ વાત વધશે; પણ જે ઓરડામાં બચુબાઈ ને જરબાઈ હતાં તે ઓરડામાં આવીજ નહી. થોડે વારે જરબાઈ વાત કરીને બચુબાઈની રૂખસદ લઈને ભાઈને ત્યાં ગયાં ને બચુબાઈની કહેલી વાત કહી. બીજે દીને બચુબાઈએ શીરીનની માસીપર કાગલ લખ્યું અને તેમાં શીરીનની ફરયાદ લખી કે, એના બાપ એને સારે ઠેકાણે પરણાવવા માગે છે, પણ શીરીન બીલકુલ સમજતી નથી. તમે કંઈબી કરીને એટલું સમજાવીને નક્કી કરી આપો.

ત્રીજે દીને બચુબાઈ બારીએ બેસીને કોઈના આવ્યાની રાહ જોય છે, તેટલાં પોસ્ટના સીપાઈને આવતો જોયો. તેવણ ઝડપથી ગયાં અને તેવણને સરનામેનું કાગળ આપ્યું ને એક શીરીનને સરનામેનું કાગલ આપ્યું, જેથી ઘણાં ખુશી થયાં કે શીરીનની ગેરવરતણુક વીશે શીરીન પર લખ્યું હશે. પણ અફસોસ! તેવણ તો કાગલ વાંચીને લાલ પીળાં થઈ ગયાં ને એકદમ તેજ દીને બપોરની ટ્રેનમાં શીરીનને અમદાવાદ મોકલી દેવાનો વીચાર કીધો ને જમશેદજીને પુછ્યા વગર તેવણે તુરત રામાને તેડીને ગાડી મંગાવી અને શીરીનને કહ્યું કે "અત્તર ઘડી તારી માસીને ત્યાં જા, તુંને મારી આયા ટીકીટ કરાવી આપશે, મારે ઘરમાં એવી પીડા નહી જોઈયે." "પણ બચુમાય બાવાને તો આવવા દેવો પછી જઈશ. (શીરીન બચુબાઈને હમેશ બચુમાય કરીને બોલાવતી) "નહી તારા બાપનુંબી કામ નથી, જે મને પસંદ આવ્યું તે તેને. અત્તર ઘડી મારા ઘરમાંથી જા." આથી શીરીન ઘણી નાશીપાસ થઈને રડતી આંખે કપડાં પેહેરવા ગઈ. થોડેવારે બચુબાઈને કહીને નીચે ઉતરી.

"જો રે પાછી મારા ઘરમાં ફરતીજ ના."

અફસોસ, પોતાની માતા હોય તો કદી પણ બચ્ચાંને એવી રીતે અપમાન કરીને ઘરમાંથી કહાડે નહી, અને એક રાંક તથા કેળવાયલી છોકરીને કદી પણ ખરાબ શબ્દ બોલે નહી, પણ સાવકી માતાને કશું લાગતું નથી. જેવી શીરીન ગાડીમાં બેસે છે તેવા જમશેદજી આવતા માલમ પડયા અને શીરીને ગાડી થોભાવી.

"કાંય શીરીન, બપોરની વખત કયાં જાય છે? જમશેદજીએ અજાયબ થઈને શીરીનને સવાલ કીધો. શીરીને રડતી આંખે સઘળો ખુલાસો કીધો. જમશેદજી શીરીનને પાછી ગાડીમાંથી ઉતારીને માળપર લઈ ગયા. શીરીનને પાછી જોઈને બચુબાઈ ઘણાં છેડાઈ પડયાં અને જમશેદજી સાથે વઢાઈ પડયાં, "તમેજ એ છુકરીને બગાડીને એ બદામની કીધી ને હજુ તો એને પાછી લઈ આવ્યા" એવું અનેક રીતે બચુબાઈ બોલવા લાગ્યાં. અફસોસ! શીરીનની માતા મેહેરબાઈ જે શીરીનનો જન્મ આપતાંજ ગુજરી અને બચપણથીજ શીરીન માસીને ઘેર હતી, [illegible], કે તે ૨૦ વરસની થઈને જમશેદજીએ બીજીવાર બચુ-

મશેદજીએ ખુશાલીનું ડોળ કરીને પુછ્યું. મેરવાનજીએ હા કહ્યું અને બચુબાઈ ઘણાં ખુશી થયાં.

"ભાઈ, તમે તો નક્કી કરો છો, પણ શીરીનબાઈની મરજી પુછી?"

"એટલે એની શાની મરજી પુછે, જે આપણને પસંદ આવ્યું તે એને;" જમશેદજી વીચારવંત ચેહેરે બોલ્યા.

"પણ લાવોની, એ ક્યાં ના કહેવાની છે. લેવોની હું શીરીનને તેડું; શીરીન, શીરીન," બચુબાઈએ શીરીનને તેડી.

"જી આવીજી." શીરીન પોતાની સાવકી માતા આગળ આવી "કાંય બચુબાઈ?"

"જોની દીકરી, તું તો મારી સમજુને રાંક છોકરી છે, જેથી તારી મરજી પુછુંચ, વાસ્ને વગર વીચારવે ના નહી કહેતી."

"નહી માયજી, પણ તમે શું કહેવા માંગો છો, તે તો મને કહેવોની."

"લેની હું તુંને કહું, પાસેના આપણા નવરોજી સાથે તુંને પરણાવવાનું માગું મોકલ્યું, તે તેવણે હા પાડ્યું." જમશેદજીએ શીરીનને નરમાસથી કહ્યું.

"અને વળી માણસબી કેવા લાયકીવાલા, તારે નસીબે મળ્યા છે; સાસુબી નથી, નહી તો વળી આજની સાસુઓના જુલમ કેવા ખમવાના, બે નણંદ છે તે તો તેને સાસરે. તુંને કાંઈ તે લોક સાથે લાગે વલગે નહી," બચુબાઈ બોલ્યાં.

"ને વળી સાથે ત્રીસ ચાલીસ હજાર રૂપયા છે, ને ત્રણ બંગલા છે તે તો જુદા ને—"

"પણ તમે મને પુછ્યા વગર શાનું કારજ મોકલ્યું," જમશેદજી લાંબું ભાષાણ કરવા જતા હતા તેમને અટકાવીને શીરીન બોલી.

અફસોસ, ગરીબ બીચારી શીરીન! તેને થોડું ખબર હતું કે એક નાલાયક સાથે તેણીને ફસાવવા માગે છે. પણ બચુબાઈના બોલવાથી એકદમ ચોંકી ગાભરી પડી ગઈ અને શું બોલવું ને શું નહી, તે સુઝ પડ્યું નહી; પણ બચુબાઈ અને જમશેદજીના બોલવાથી થરથર ધ્રુજવા લાગી. તોપણ હીમત રાખીને શીરીન બોલી, "બાવાજી, હું તમારી પાસે માફ માગીને કહું છું કે, એ તમારો વીચાર માંડી વાળો."

"એટલે તું શું મને જાણી જોઈને બીજાની નજરમાં—"

"પણ બાવાજી, તમે કેમ સગજુ થઈ, સુધારાવાલામાં ખપીને મને એક બુબખ સાથે પરણાવવા નીકળ્યા?"

"બસ છોકરી, બસ, હવે ઘણી ચેંચી ના ચલાવ, રાન એની સાથે નથી પરણવાની તો કોણ સાથે પરણશે?" બચુબાઈ ઘણાં ગુસ્સે થઈને બોલ્યાં.

"પણ માયજી, તમે મારી પર એટલાં ગુસ્સે કાંય થાઓ છો? દલગીર છું કે તમો મને એક મુર્ખ અને નાલાયક સાથે પરણાવીને મારૂં જન્મનું સુખ લુટોચ, જે કેવળ નહી બની શકે તેવું છે અને હું કદી પણ એવા બુઢા સાથે પરણનાર નથી;" શીરીન રડતી આંખે બોલી. પણ તેથી તો બચુબાઈ અને જમશેદજી બેઉ ગુસ્સે થઈ ગયાં અને બચુબાઈ તો ગાળ દેતાં જમશેદજીને ઠપકો આપવા પડ્યાં; "તમે એ ફુકતીને છગાવી મુકી, તમુને ના કહ્યું હતું કે એને એની માસીને ત્યાં ના મોકલો, એ ફુકતી પેલા આજ કાલના ફુકતાઓને જોઈને લોભાઈ છે ને એને તો કોઈ વકીલ બારીસ્ટર જોઈએ છે."

"નહી માયજી, હું કાંઈ વકીલ બારીસ્ટર નથી માગતી, પણ કોઈ શીખેલાં અને લાયક ધણીને મારો હાથ આપીને સુખી થઈશ, નહી કે એવા બુઢા તથા નાલાયક સાથે પરણીને મારી આખી જીંદગી દુઃખમાં કાઢું." એટલું બોલી શીરીન ઓરડામાંથી જાય છે, તેને અટકાવીને બચુબાઈ બોલ્યાં, "ઉભી રહે શીરીન, ક્યાં જાયચ, મારૂં સાંભળ; તું જો હમારાં ઘરમાં રહેવા માગતી હોય તો તુંને નવરોજી સાથેજ પરણવું પડશે, નહી તો તારે બેલાશક મારૂં ઘેર છોડી જવું."

"પણ બેહેન, એવણની ખુશી નથી તો માંડી વાળો, મનેબી એ ઠીક નથી લાગતું," મેરવાનજી આટલો વખત ચુપ બેઠા હતા તેવણ બોલ્યા.

નહી મેરવાનજી, હું કસમ ખાઈને કહું છું કે, જો બચુએ એને કહ્યું છે તે કબુલ કરશે તો ઠીક, નહી તો હું છવશ ત્યાં તલક એનું મ્હોડું નહી જોવાનો." એટલું બોલી જમશેદજી માથે પાઘડી ઓરવીને બહાર ગયા ને બચુબાઈ પાછલી ગમ જઈને બેઠાં. બીચારી શીરીન આટલો વખત કશું પણ બોલ્યા વગર રડયા કીધી, તેણીને મેરવાનજી કેટલોક દીલાસો દઈને બહાર ગયા.

## પ્રકરણ ૨ જું.

### નવરોજીની નાશીપાસી.

હવે આપણે નવરોજીનાં ઘર તરફ જોઈયે. તેવણ મેરવાનજીના ગયા પછી તુરત ગાડી જોતરાવીને બેહેનને ત્યાં ગયા. તેવણની બે બેહેન હતી, બેઉ નવરોજી કરતાં ઉમરે નાની હતી. એકનું નામ જાઈજી ને બીજીનું નામ જરબાઈ હતું. જાઈજીને ત્યાં ૫) છોકરાં હતાં અને તેવણ પૈસે ટકે સુખી હતાં, પણ આકળા સ્વભાવનાં હતાં અને તેવણને નવરોજી સાથે થોડો અણબનાવ હતો, કારણકે નવરોજીની ચાલચલણ જાઈજીને બીલકુલ પસંદ નહી આવતી. જરબાઈ પણ જાઈજીના જેવીજ હતી, પણ ગરીબ ઘરમાં હતી; તેનાં સાસુ સસરા સરવે ગરીબ હતાં અને જરબાઈને પોતાનાં બચ્ચાંની માફક ચાહતાં; પણ જરબાઈ નવરોજીને ઘણી ચાહતી હતી, જેમ નવરોજી કહે તેમ કરતી અને કેટલીક વાર તો નવરોજીને લીધે તેણીને દુઃખ પણ ખમવું પડતું. વાંચનાર, હવે ઉપર કહ્યું તેમ નવરોજી જાઈજીને ઘર ગયા, પણ જાઈજી ઘરમાં નહી હતાં. આયાને પુછતાં જણાવ્યું કે બાઈ તો કોટમાં ગયાં છે. આથી નવરોજી ઘણા નાશીપાસ થયા કે ફેરો ફોકટ ગયો, તોપણ ધીરજે બેઠા કે હમણાં આવશે. બપોરના ૨) વાગેના ગયલા સાંજે ૪) વાગા પણ જાઈજી નહી આવ્યાં. વાત જોતાં નવરોજી થાકી ગયા.

ઈનસાફ આપવે દુઃખી કરશો. ખેર, હમેશ માતા વગરનાં બચ્ચાંઓના એવાજ હાલ થાય છે." ગુલબાઈ બોલ્યાં.

"તે હવે તમે તમારે ગમે તે પતપતારો કરો, પણ હું નથી મોકલવાનો. હાલમાં ઘરમાં અડચણુણી ઘણી છે, વાસતે તમે મેહેરબાની કરી લઈ જવાની ફોકટ કોશેશ ના કરો." એટલું બોલીને જમશેદજી કપડાં પેહેરવા ગયા, કારણ કે તેવણુનો પણ આફીસમાં જવાનો વખત થયો. બીચારાં ગુલબાઈ આવા જમશેદજીના બોલવાથી ઘણું દુઃખી થયાં, પણ તેણી શીરીન-ને ધીરજ આપીને વચમાં ચાર પાંચ મહીના રહીને લેવા આવીશ કરીને ઉમેદ આપીને ગયાં.

ગરીબ બીચારી શીરીન, માસીના ગયા પછી ઘણી રડવા લાગી, આખાં ઘરમાં કોઈ પણ તેને દીલાસો દેનાર નહી મલ્યું. હવે બચુબાઈ પણ શીરીનની ઉપર વધારે ને વધારે દબાણુ કરવા લાગાં. તેની પાસે આખો દીવસ એક નોકર-ની માફક વહીતરૂં કરાવે અને જો જરાક પણ કસુર થાય તો આખાં ઘરનાં બાડુતો સાંભળે તેમ તેનો જુદો વાંક કહાડીને મરાય. અફસોસ, શીરીન આથી ઘણી મુઝાવા લાગી અને ખસુસ કરીને તેને માસીની જુદાઈથી ઘણું દુઃખ પેદા થયું. તે માસીને ત્યાં હમેશ રોજ સાંજની વેળા ફરવા જતી. પણ હવે તેણી મહીનામાં એકબી દીવસ બહાર નહી જતી અને બચુબાઈના વગર વાંકના મારથી તેણી ઘણી બેજાર થવા લાગી. આખરે ર) માસ થઈ ગયા. હવે બચુબાઈને પાછી ચટપટ થવા લાગી. હજી શીરીન સમજતી નથી, પણ કંઈ નહી પોતાની મેજે ઠેકાણે આવશે.

આજે જમશેદજીને ત્યાં ખાણીપીની છે, કારણ કે જમશેદજી-ના ખુચા નાગરની પેહેલી સાલગરેહ છે, અને આલબલેશ બાગમાં બધાંને રાત દીવસનું જમવાનું ઈજન કીધું છે, જેમાં આપણા નવરોજી પણ સામેલ છે, અને આજે શીરીન પણ ખુશીમાં છે. આખો દીવસ પસાર થયો અને સાંજનો વખત થયો. સરવ બાનુઓ તથા ગ્રહસ્થો બાગમાં બેઠાં છે, અને કોઈ ગીત ગાય છે તો કોઇ ફીડલ વજાડે, તો કોઈ એકારદીના વજાડે છે.

સૌ સૌની ખુશી મુજબ ગાયછે, વજાડેછે અને ખુશમાં છે, પણ શીરીન ક્યાં છે? તે તો પાછલી ગમ કોઈની સાથે વાત કરે છે. ત્યાં આપણા નવરોજીની નજર ગઈ અને તુરત તેવણુ કોઈ નહી જોય તેમ તેઓની વાત સાંભળવા પછવાડે ગયા અને એક થાંભલાની પછવાડે ભરાઈને તેઓની વાત સાંભળી, જે નીચે મુજબ હતી:—

"નહી જાંગું, હું તુંને કદી નહી વીસરીશ, પાંચ વરસ થયાં હું તુને ચાહતાં શીખી છું અને મારો પ્યાર મજબુત છે. તું મારી પર બેવીશ્વાસુ ના થતો, એકબારગી હું મારો જાત આપશ પણ એ બુઢા સાથે હું કદી પણ પરણનાર નથી, તે વીશે તું બેફીકર રહેજે."

"નહી વાહાલી શીરીન, તું કાંઈ ફીકર ના કર, હવે જે વખત જાય છે તેમાં હું ડાક્ટરની પરીક્ષા પાસ કરીશ અને પછી તારા હાથની ઉમેદવારી વીશે હું તારા બાવા આગળ આવીશ. પણ દલગીર છું કે તારા બાવાથી એક સહુમજુ આસામી થઈને તુને એ બુઢા સાથે પરણાવવા માટે દબાણુ કરે છે; ખેર, તું કશી રીતની ફીકર ના કરતી, ફકત છ મ-હીના બાકી છે, પછી આપણે લગનના ગાંઠથી જોડાઈને સુ-ખી થઈશું."

"કાંઈ નહી જાંગુ, જે પડશે તે હું ખમીશ, પણ તું પાસ થઈને મારાં માસીને મલજે, તેવણુથી તુને મારે વીશેનો પુરતો ખુલાસો મલશે, ને તેવણુજ મારૂં કારજ પણ મારા બાવા પર લાવશે. પણ હાલમાં તું ક્યાં છે, તારા મામાની સાથેજ કે? તારાં માતાજી કેમ છે? તેવણુ તો બીચારાં સીક છે."

"નહી શીરીન, હાલમાં તો તેવણુ સારી પેઠે છે. હવે તું જા, તુને કોઈ હાંક મારે છે, પણ એ શીરીન આએ મારી વીતી તું તારી પાસે રાખજે ને તારી વીતી મને આપ, પણ યાદ રાખજે એ વીતી કોઈને ના આપતી. જો એ તું મારી પર પાછી લાવશે તો હું એમ સહુમજીશ કે આપણું કારજ તુટ્યું ને તું અદરાઈ ચુકી." પણ તેટલાં તો શીરીનબાઈ, શી-રીનબાઈ કરીને બચુબાઈની આયા આવી, જેને જોઈને જેહાં-ગીર ને શીરીન છુટાં પડી ગયાં અને શીરીન પાછી બધાં બેઠાં હતાં ત્યાં આવી.

"તું આટલો વાર ક્યાં હતી?" શીરીનને જોતાંજ બચુબાઈ ગુસ્સે થઈને બોલ્યાં.

"જી, પછવાડે હતી." એટલું બોલીને શીરીન બેઠી. હવે નવરોજીને ઘણી અફરવફર થવા માંડી. એ જાંહગીર કોણુ હશે તેના વીચારમાં બેઠા અને આઠ વાગામાં તેવણુ ખાઈ પીને માથું દુઃખવાનું બહાનું કહાડીને ઘર ગયા. સરેસતા મુ-જબ સર્વે જણાં ખાઈને દશ વાગે પોત પોતાને ઘર ગયાં અને આજે શીરીન પણ જેહાંગીરની અચાનુચી મુલાકાતથી ખુશી થઈ.

[સાંધણુ છે.] **મીસીસ આઈમાય કાવસજી ડ્રાઈવર.**

---

**પાયદલ લશકરની ટુકડી માંહેલા** એક નવા સીપાઈ વીશે એક સારી વાત કહેવામાં આવી છે. તે ઈજીપટની લડાઈ વેળા તે ટુકડીમાં જોડાયો હતો, અને પોતે એક અચ્છો સીપાઈ બનો થવાને ઘણો ઇંતેજાર હતો. એક દીવસે તે પોહરો ભરતો હતો, જ્યારે એક અમલદાર તેની આગળ આવ્યો. સલામ કરયા પછી તે અમલદાર બોલ્યો "તારી બંદુક જોવા દે." તે અનાડી સી-પાઈએ પોતાની બંદુક આપી દીધી અને ખુશી થતો હબો. જેવી તે બંદુક તે અમલદારે હાથમાં લીધી કે ઘણા ધીક્કાર ભરયા અવાજે બોલ્યો, "શું મજેહનો સીપાઈ! તેં તારી બંદુક આપી દીધી અને હવે તું શું કરશે?" તે જુવાન શખસ ફીક્કો પડી ગયો અને પોતાના હાથ ગજવામાં ઘાલી એક મોટી છરી ખેંચી કહાડી અને એમ તેમ ફે[illegible] મોટે સાદે બોલ્યો, "આ બંદુક આપોચ કે નહી, નહી તો [illegible] મીનીટમાં તમારા પેટમાં આથી આંધરૂં પડશે!" તે અ[illegible] કે તે અનાડી સીપાઈને વધારે છેડવામાં કાંઈ મજાહ નહી, [illegible] તે બંદુક આપી દીધી.

GOOL.

**સઉથી વધારે ઘરેણાંવાળી બાનું**—દુન્યાની કોઈ પણ બાનું ઝારીના (રશયાના ઝારની બાનુ) જેટલું ઝવેરાત પહેરતી ન હશે. તેણીની બેહન વરીક કે જે હમેશ તખ્ત પર આવ્યા પછી કોહીનુર પહેરશે, પણ એકી વખતે તેણીના જેટલું ઘરેણું તે પહેરશે નહી. રશયન લોકો ભપકાભરયા દેખાવ કરવાનો અસલી ચાહ હજી તલીક છોડતાં નથી, અને જ્યારે ઝારીના જાહેરમાં દેખાવ દે છે ત્યારે તેણીના ભપકાની કોઈની પણ સાથ સરખામણી થઈ શકતી નથી. તેણી મોટા મેળાવડા વેળા એક અતી મોટું તાજ પહેરે છે; ઘણીક યુરોપયન રાણીઓ ફકત એક ઘણું નાનું તાજ પેહરતી જણાય છે; આપણાં માહરાણી વીક્ટોરયા વરીક એવું પેહરતાં નથી, પણ જ્યુબીલી વેળા એવણે પણ ફકત એક નાનું હીરાનુ તાજ પેહરેલું હતું. ઝારીના પાસે એવાં અતી મોટાં તાજો ઘણાં છે, પણ તેણીનું ઘણું માનીતું તાજ તે રશયાની મોટી એલીઝાબેડ રાણીનું બનાવેલું અને પેહરેલું તે છે, અને જે માહે અતી મોંઘી કીંમતનાં ઝવેરાત લાદેલાં છે. ફકત તેમાંનાં મોતીઓ ૮૦ હજારની કીંમતનાં કહેવાય છે. એક વખતે એક મોટા નાચ વેળા તેણીએ જે પોશાક અને ઘરેણાં પેહરયાં હતાં તે વીશે કહે છે કે કોઈએ તેવું કદી જોયું યા સાંભળ્યું ન હશે. તેણીનાં માથાંપર એલીઝાબેથનું તાજ હતું. તેણીનો ડ્રેસ ભારી સફેદ સીલ્કનો હતો કે જેની પછવાડેનો ભાગ સફેદ મખમલનો બનાવેલો હતો. તે ઉપર સઘળે ખરી સુનેરી લેસો અને દરેક કોરે સુનાના નાના ફુડાઓ લટકતા હતા. તે જભ્ભાના આગળા ભાગ પર પરવાળાંની અંદર જડેલા હીરાઓ ટાંકવામાં આવ્યા હતા. તેણીએ પેહરેલો નેકલેસ હજાર ઉપર કીમતી પથ્થરોનો બનાવેલો હતો અને જે ગળાંથી તે કમર સુધીનો લાંબો હતો. આ સઘળું છતાં વળી તેણીએ પોતાના કેટલાક ચાંદો પેહરયા હતા કે જે પણ કીમતી પથરાઓમાં જડેલા હતા. તેણીની મોતીઓ, બ્રેસલેટો તથા એરીંગો પણ એવાજ ભપકાદાર હતા, અને જ્યારે તેણી એમથી તેમ હાલતી ચાલતી હતી, ત્યારે તે કીમતી પથ્થરોનો પ્રકાશ આંખ અંજવી નાખવાને બસ હતો. તોપણ જ્યારે ઝારીના ડેનમારકમાં પોતાનાં બાપીકાં ઘરમાં જાય છે ત્યારે તદન સાદો પોશાક પેહરે છે અને સાદરાંની તોપી પર ફકત રીબન સીવાય કાંઈ પણ મુકતી નથી. જ્યારે તેણી ડેનમારકની શાહજાદી હતી ત્યારે તેણી પાસ કાંઈ પણ ઝવેરાત હતું નહી અને પેહરવાના પોશાક પણ ઘણા થોડા હતા, કારણકે ડેનમારકનું બાદશાહી ખાનદાન ઘણું ગરીબ છે અને તેણીએ તેમજ પ્રીનસેસ ઓફ વેલસ જ્યાં તલીક પરણ્યાં ત્યાં સુધી આવો ભપકો જોયો હતો નહી.

---

ને સ્વાર થવાને લાયકનો હતો. તે મારેનગો ઘોડાનું હાડપીંજર લંડનનાં એક મ્યુઝયમમાં મુકેલું છે. કોપનહેગન નામનો ઘોડો કે જે પર ડયુક ઓફ વેલીંગટન વોતરલુની લડાઈ વેલા સ્વાર થયો હતો, તે ૨૭ વરસની ઉમરે મરણ પામ્યો હતો, તેને લશકરી માનથી દાટવામાં આવ્યો હતો કે જેને તે બરોબર યોગ્ય હતો. તે યાદ રાખવા જોગ કહાડે કે જ્યારે વેલીંગતને વોતરલુની લડાઈ છુતી, તે વેલા તેણે ૧૮ કલાક તલીક એક પણ વખત ઉતરયા વગર આ વખણાયલા બાહદુર ઘોડાપર સ્વારી કરી હતી. રોમન લોકો પોતાના ઘોડા તરફ ઘણી માયા ધરાવે છે. આ ઉમદા જનાવરોનો ચાહ તે વેલા કેલીગુલાઓ હસવા સરખી હદ સુધી વધારી મુકયો હતો. તેણે પોતાના માનીતા ઘોડાને પોતાની સાથ જમવાને બોલાવ્યો અને સુનાના વાસણો માહે તેને ખવડાવ્યું હતું. આજ ઘોડાને તેણે એક મેહલમાં બંધાવ્યો હતો.

---

**ચોરો પણ આ વીતીને હાથ લગાડતા નથી!**—એક કીમતી વીતી કે જેની ઉપર કોઈ પણ જાતનો ચોકી પોહરો રાખવામાં આવતો નથી, તે સ્પેનની રાજધાની મેડરીડ શેહર માહેલાં એક બાહવલાંનાં ગળાંમાં રેશમી દોરીથી લટકે છે, કે જેને મેડ ઓફ આલમોડીના (Maid of Almodena) નાં બાહવલાંને નામે ઓલખે છે. તે હીરા અને મોતીની બનેલી હોવા છતાં તેની ચોરાવાની ધાસ્તી છે નહી. મેડરીડ શેહરનો મોટામાં મોટો ચોર પણ તેને હાથ લગાડવાની હીમત કરે નહી. તેની તવારીખ ઘણી અજાયબ જેવી અને રસીલી છે.

આ વીતી બારમા આલફોનસો રાજાને માટે બનાવી હતી, કે જે તેણે પોતાના કાકાની છોકરી સુંદર મરસીડીસને તેઓ જે દીવસે અદરાયાં તે દીવસે પેહરાવી હતી. તે તેણીએ પોતાની ટુક પરણેલી જીંદગી સુધી પેહરી હતી. તેણીનાં મોત પછી તે રાજાએ પોતાની બપાઈને તે ભેટ આપી, જે પણ ગોડુંકમાંજ મરણ પામી. ત્યાર પછી તે વીતી રાજાની બેહનને આપી કે જેણી તે પછી એક મહીનામાં મરણ પામી. ફરીથી તે પાછી જીવલેણ ફેરી ફરવા લાગી, કે જ્યારે તેનો ભોગ ડયુક ઓફ મોનતપેનસીયરની સઉથી નાની છોકરી ક્રીસતીના થઈ પડી, કે જે પેહરયા પછી ત્રણજ મહીનામાં તેણી પણ મરણ પામી. ત્યાર પછી આલફોનસોએ તે વીતી પોતાનીજ પાસે રહેવા દીધી અને તે પણ એક વરસ પછી જીવવા પામ્યો નહી. તે હવે બાહવલાંપર વગર ચોકી પોહરે લટકે છે તેમાં નવાઈ શું!

GOOL.

---

**સ્ત્રીએ (ભીખારીને)**—આવડો મોટો છોકરો થયો છે, ને ઘેરેઘેર ભીખ માંગવા નીકલ્યો છે, તે તુને શરમ નહી લાગતી? કેમ ચાકરી કાં નહી કરતો, કામથી બીહે છે શાંનું?

છોકરો—અરે બાઇ, હું જ્યારે નાનો હતો, ત્યારે મારે ત્યાં ચાકરનફર હતાં, ને એક દહાડો હું અંધારા ઓરડામાં હતો, ત્યારે મારી આયાએ મને બીહવાડયો, ત્યારની મને બીહક લાગે છે.

---

**બેરીસ્ટર**—તમારા ધણીની મીલકત કેટલી હતી?.

બાઈ—દશ લાખ, તેમાં સાત ખોદાએ પાછા લીધા છે, ને ત્રણ રહયા છે.

"હું: ત્રણ લાખનું શું શું છે?"

બાઇ—ત્રણ લાખમાં બે છોકરીઓ ને એક છોકરો છે.

**મા**—(લાડકા છોકરાને) કેમ દીનશાહ, તુંને તારો માસ્તર ગમે છે કે?

છોકરો—હારે, ઘણો ગમે છે.

મા—મારા દીકરાને એવો સારો માસ્તર મળ્યો છે તેથી હું ઘણી ખુશી છું.

છોકરો—હા, ઘણો મઝેનો માસ્તર છે; એમ કહે છે કે જ્યાં લગી એવણને પપા બરોબર પગાર આપશે, ત્યાંસુધી ઠીક છે. હું શીખું કે નહી શીખું, તેની તેને જરા પણ દરકાર નથી.

---

**આલાં**—માયજી કુત્રા પરણતા હશે કે?

માય—"નહી આલુ, પરણે શાનું?"

આલાં—"ત્યારે જયારે આપણે કુત્રીને નાસ્તો આપયે છીયે, ત્યારે કુત્રો (તામી) ઘુરકીને એને જોય છે કાંય?

---

**ધણીઆણી**—મારી પાસે હાલ કાંઈ નવું બહીયાંન પેહેરવાનું નથી, તેથી હું બહાર નહી જાઉ.

ધણી—નથી કાંય, પેલું સફેદ હોજરયાંનું હમણાં છેલ્લું સીવાડયું તે કયાં ગયું?

ધણીઆણી—અરે તે તો બધું ઘસાઈ પીસાઈ ગયું, તેને શું કરે?

ધણી—એટલા વખતમાં શું ઘસાઇને ફાટી જાય? ફકટ ત્રણ વખત કરતાં પણ વંધારે પેહેરયું નહી હશે.

ધણીઆણી—ખરૂં છે, પણ તૈયાર થયું તેની આગમચ કેટલી વખત પહેરી જોયું, તે નહી ગણતા કે?

---

**શીક્ષક**—(ઇતીહાસમાં પ્રખ્યાત માણસો વિષે સમજાવ્યા પછી) કેમ રૂસ્તમ, તુંને હવે કયા પેહેલવાન જેવું થવા ગમે છે?

શીષ્ય—અરે કોઈના જેવું નહી.

શીક્ષક—કાંય નહી? શીષ્ય—કારણ કે તે બધા તો મરી ગયા છે.

---

**મા**—(છોકરાને) આ ગધેડાનું ચીત્ર તો તેં સારૂં દોરયું છે. પણ એનું પુછડું કયાં છે? છોકરો—માયજી, પણ હમણા કયાં માંખ ઉડે છે કે, એને પુછડું જોઈએ.

---

**કવીતા રચનાર**—મેં મારી કવીતા બધા અધીપતીઓપર મોકલી, પણ કોઈ પોતાનાં ચોપાન્યાંમાં લેતું નથી, કે કાંઇ કામની નથી.

દોસ્ત—અરે ત્યારે આપઘાત કરની, ને તારી ટેબલપર કવીતા પરબીડાંમાં બીડીને મુકજે, કે બધા પેપરવાલાઓ આપોઆપ લેશે.

## રાંધવાને લગતું.

**ઈતાલીઅન કતલેસ**—ગરદનનાં ગોશમાંથી કતલેસ કાપી તેપર નીમક, મરી ભભરાવી તેને ઇંડાંમાં બોલવા, પછી પાંઊના રવાગાં થોડી સાલેસ પાંખરી બારીક કરી નાખવી અને કતલેસ પર તેનું પડ કરી લેવું, તે ઉપર થોડું માખણ તાવીને લગાડવું, પછી પાછો પાંઊનો રવો લગાડવો, ત્યાર બાદ તળી કહાડવા. તળતી વખત ઘડી ઘડી ફેરવવા; તળયા પછી પેણામાંથી કહાડી રકાબીમાં મુકી તે ઉપર નીચલો સફેદ સાહસ રેડી ખાવામાં લેવા.

સફેદ સાહસ બનાવવાની રીતઃ—બે ચમચી કોરન ફલાવરને એક ચાહેનું કપ ભરી દુધમાં બરાબર એકરસ કરી મેલવવું, તેમાં થોડું નીમક નાખવું, એક વાસણમાં અરધો આંઊસ માખણ તાવવું, પણ લાલ થવા દેવું નહી. પછી તેમાં ઊપલાં દુધ સાથે મેલવેલો કોરન ફલાવર નાખવો. પાંચ મીનીટ ચુલાપર ઉકલવા દેવું, ઉકલતી વેળાએ આખો વખત ઘુંટયા કરવું; અંદર થોડાંક મરી નાખવાં.

પીરોજા.

**કોકોનટ રાઈસ**—બે નાલીએરનું દુધ કહાડી એક વાસણમાં ચુલાપર મુકવું, કકરો આવે ને રતલ ચોખા ધોઈ દળાવીને પેલાં ચુલાપરનાં દુધમાં નાખવા. દુધ બધુ સુકાય કે ઉતારવું; તે આટામાં ઇંડાં ૧૨ નાખીને મસળવો, પછી એક કોરી કાંશકીના દાંતા પર એક એક દમોરીના જેટલો આતો લઈ રોલ કરવો એટલે કાંશકીના દાંતાથી તે પર નકસી પડશે. પછી બુરતાં ઘીમાં લાલ કરીને રતલ ખાંડનો તાઇત શીરો કરી તેમાં નાખવો. જરા વાર થાળીમાં કહાડી વખાવા દેવી. એમાં જેમ નાલીએરનું દુધ વધારે હોય છે તેમ ઘણીજ લેજતદાર થાય છે.

મીસ કોલીબાઈ પાલણજી પુણેવાલા.



## સાચ વીષે ગરબી.

વાહાલા મારી વાત—એ રાહ.

બેહેની સદા બોલો તમો સાચ્ચું રે,
બેહેની જુઠાંનું મોહ કરો કાળું રે;
બેહેની સાચ્ચાં વચનથીજ બોલો—
ધરી દીલે દાઝ જુઠું ના બોલો રે.

સખી સાચ્ચા વચન મુજને ભાવે રે,
સખી જુઠે કલેજું કાંપે રે,
સાચ્ચું બોલ્યાથી સુખ હાંસેલ થાય—
ધરી દીલે દાઝ જુઠું ના બોલો રે.

બેહેની સાચ્ચે મલશે સદા મોટાઈ રે,
બેહેની જુઠાંમાં છે સદા ખોટાઈ રે;
સાચ્ચે બાળ ગોપાળનું ભલું થાય,—ધરી.

સખી લાલચ તજયે મન મારી રે,
સખી ખેરાત કરયે દીલ ધારી રે;
સદા માંગયે ખોદાની યારી,—ધરી.

બેહેની દાળ ભાજી ખાઈ આપણે રીઝીયે રે,
બેહેની પરાઈ નીંદા નહી કીજયે રે;
જેમાં ખોદાબી રાજી થાય,—ધરી.

સખી ખોદાની બંદગી કરયે રે,
સખી સુખથી સરવે રહયે રે;
સુખ સાથે દુઃખો પણ સહીયે—
ધરી દીલે દાઝ જુઠું ના બોલો રે.

મીસીસ સી. પેસતનજી ડરાઈવર.

# ભરવા-ગુંથવા વીશે.



174.—CROCHET MAT.

પેહલાં ૧૫ સાંકરીનું ગોળ કુંડાળું કરો, તેની અંદર આંટો લીધા વગર ૨૪) ટાંકા ગુંઠો, અને પેહલા ટાંકાની સાથે છેલ્લો ગુંથેલો ટાંકો જોડી દોરો કાપી નાખો. **બીજી હાર**—*નમુનામાં દેખાડેલાં ચોકટાંને માટે નવ સાંકરી કરો, આંટો લીધા વગર પેહલી લાઈનના એક ટાંકામાં એક વખત ગુંઠો, અને નવ સાંકરીના દરેક ટાંકામાં આંટો લીધા વગર ગુંથો, ગુંઠવાનું ફેરવી નાખો, એક સાંકરી આંટો લીધા વગર પેહલા ગુંથેલા નવ ટાંકામાં દરેકમાં એક એક વખત ગુંથો આએ નીશાનીથી પાછું શરૂ કરો; અને એ માફક ચાર વખત ગુંથી જાવો. *આએ નીશાનીથી પાછું શરૂ કરો અને દરેક ચોકડું શરૂ કરતી વખતે પેહલી લાઈનના ત્રણ ટાંકા મુકી ચોથાથી શરૂ કરવું; એ પ્રમાણે પાંચ વખત ગુંથો, અને છેલ્લે આંટો લીધા વગર એક ટાંકો પેહલાં ચોકટાંના નાકેના એક ટાંકામાં ગુંથી દોરો કાપી નાખો. **ત્રીજી હાર**—બીજી હારની માફક પછવાડેથી ચોકડું ગુંથો, અને પેહલી હારનાં ત્રણ મુકી દીધેલા ટાંકામાંના વચમાંના એક ટાંકામાં આંટો લીધા વગર ચોકડું પુરૂં કરીને ગુંથો, એ પ્રમાણે આખી લાઈન ગુંઠરી. **ચોથી હાર**—*આંટો લીધા વગર બે વખત બીજી હારનાં ચોકટાંમાંનાં ખુણામાંના એક ટાંકામાં ગુંથો, સાત સાંકરી, આંટો લીધા વગર બે વખત ત્રીજી હારનાં પાસેનાં ચોકટાંનાં ખુણામાં ગુંથો, સાત સાંકરી *આએ નીશાનીથી પાછું શરૂ કરો, એ પ્રમાણે આખી લાઈન પુરી કરો અને છેલે આંટો લીધા વગર એક વખત, પેહલા આંટો લીધા વગરના ગુંથેલા એક ટાંકામાં ગુંથો. **પાંચમી હાર**—આંટો લીધા વગર ઉપલી હારના દરેક ટાંકામાં એક એક વખત ગુંથો. **છઠી હાર**—પાંચ સાંકરી *આંટો લઈને એક ટાંકો મુકી બીજા ટાંકામાં એક વખત, બે સાંકરી, આંટો લઈને એક ટાંકો મુકી બીજા ટાંકામાં એક વખત, બે સાંકરી, એ પ્રમાણે આખી હાર ગુંથો

અને છેલ્લે આંટો લીધા વગર પેહલી ગુંથેલી પાંચ સાંકરીમાંની ત્રીજીમાં એક વખત ગુંથો. **સાતમી હાર**—પાંચ સાંકરી, આંટો લઈને એક ટાંકા મુકી બીજામાં એક વખત, *પાંચ સાંકરી, આંટો લઈને પાંચ મુકી છઠામાં એક વખત, બે સાંકરી, આંટો લઈને તેજ ટાંકામાં પાછું એક વખત, પાંચ સાંકરી, આંટો લઈને પાંચ મુકી છઠામાં એક વખત, બે સાંકરી, આંટો લઈને તેજ ટાંકામાં પાછું એક વખત; એ પ્રમાણે આખી લાઈન ગુંથો, અને છેલ્લે પાંચ સાંકરી કરી આંટો લીધા વગર એક વખત પેહલી પાંચ સાંકરીમાંની ત્રીજીમાં ગુંથો. **આઠમી હાર**—સાત સાંકરી, આંટો લઈને એક વખત નીચલી લાઈનની પાંચ સાંકરીમાંની ત્રીજીમાં ગુંથો, બે સાંકરી, આંટો લઈને એક વખત પાછું તેજ ટાંકામાં, પાંચ સાંકરી, નીચલી લાઈનની પાંચ સાંકરીમાંની ત્રીજીમાં આંટો લઈને એક વખત, બે સાંકરી, આંટો લઈને એક વખત પાછું તેજ ટાંકામાં, એ પ્રમાણે આખી લાઈન ગુંથો. છેલ્લે પાંચ સાંકરી, આંટો લીધા વગર એક વખત પેહલી પાંચ સાંકરીમાંની ત્રીજીમાં ગુંથો. **નવમી હાર**—આઠમી હારની માફક ગુંથો. **દસમી હાર**—ચાર સાંકરી, આંટો લઈને એક મુકી બીજા ટાંકામાં એક વખત એક સાંકરી, આંટો લઈ એક મુકી બીજામાં એક વખત, એક સાંકરી, એ પ્રમાણે આખી લાઈન ગુંથો, છેલ્લે આંટો લીધા વગર પેહલી ચાર સાંકરીમાંની ત્રીજીમાં એક વખત ગુંથો. **અગયારમી હાર**—આંટો લીધા વગર દરેક ટાંકામાં એક એક વખત ગુંથો. **બારમી હાર**—પાંચ સાંકરી, બીજી હારમાં દેખાડયા પ્રમાણે ચોકડું બનાવો, અને દરેક ચોકડું પાંચ ટાંકા મુકી છઠા ટાંકાથી શરૂ કરો; છેલ્લે આંટો લીધા વગર પેહલી પાંચ સાંકરીમાંની પાંચમીમાં એક વખત ગુંથો. **તેરમી હાર**—આંટો લીધા વગર બે વખત પાસેનાં ચોકટાંના પેહલા ખાંચામાં ગુંથો, ૩ સાંકરી, *પાંચ સાંકરી, આંટો લીધા વગર એજ સાંકરીમાંની પાંચમીમાં એક વખત, આંટો લઈને તેજ ચોકટાંના પાસેના ખાંચામાં એક વખત, પાંચ સાંકરી, આંટો લીધા વગર એજ સાંકરીમાંની પાંચમીમાં એક વખત, આંટો લઈને એક વખત ચોકટાંનાં નાકેનાં ખુણામાં, પાંચ સાંકરી, આંટો લીધા વગર તેજ સાંકરીમાંની નાકેની સાંકરીમાં એક વખત, આંટો લઈને તેજ ખુણામાંના ટાંકામાં પાછું એક વખત, પાંચ સાંકરી, આંટો લીધા વગર નાકેની તેજ સાંકરીમાં એક વખત, પાંચ સાંકરી, આંટો લઈને પાસેના બે ટાંકા મુકી ત્રીજામાં એક વખત, પાંચ સાંકરી, આંટો લીધા વગર નાકેની તેજ સાંકરીમાં એક વખત, આંટો લઈને બે ટાંકા મુકી ત્રીજામાં એક વખત, આંટો લઈને પાસેના ચોકટાંનાં પેહલા ખાંચામાંના એક ટાંકામાં એક વખત, *આએ નીશાનીથી પાછું શરૂ કરો. છેલ્લે આંટો લીધા વગર પેહલી ગુંથેલી ત્રણ સાંકરીમાંની ત્રીજીમાં એક વખત ગુંથો.

નમુનામાં દેખાડયા પ્રમાણે ચોકટાંની લાઈનના ખાંચામાં રીબન પોઈ "ઓ" બાંધો.

દીનબાઈ.

# રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી ચાલતા માસની તા૦ ૨૦ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

## ૧—ઉખાણું.

આ નીચલી આકૃતી પ્રમાણે ૧૬ ખાનાંમાં એવી રીતે આંકડા મુકો કે દરેક ઉભી, આડી તેમજ વચલી લીટીના આંકડાનો સરવાળો ૩૪ થાય.

| | | | |
|---|---|---|---|
| | | | |
| | | | |
| | | | |

ગુલબાઈ મંચેરશાહ.

## ૨—ઉખાણું.

લંબાઇમાં અરધ આંગળ
પોહલાઇમાં જાડો બાલ,
કીમતમાં સોંઘી,
નજીવું છે દામ.
પારખો એ સદ્દમજુઓ,
શું છે મારૂં નામ;
ઘણું ખરૂં રાખું છું, માથાં ઉપરે મકાન.

મીસ બાઈ જમશેદજી ડીક.

### ૩—ઉખાણું.

ઈંદર ખુંટા,
ઉદર ખુંટા;
ગાય કાળી,
દુધ મીઠાં.

મીસીસ ગુલબાઇ મંચેરશાહ.

### ૪—ઉખાણું.

પ્રીય બેહેનો, નીચે આપેલાં ઉખાણાંમાંથી એવા બે શબ્દોનાં એક ચીજ શોધી કહાડો કે જે તમારી ટેબલ પર ઘણું કરી રોજ દેખાતી હશે. આ શબ્દો બધા મળી દશ અક્ષરોના બનેલા અને તેને નીચે આપેલાં નંબર પ્રમાણે ગોઠવી આ વાત ઉકળાવો.

માણેકજી શેઠની અગયારીમાંથી ૨, ૪, ૬, ૩, ૭, ૧૦ જેવાંની પાસેજ આવેલાં દારૂનાં પીઠાંમાંથી એક ગુલે ગુલાબની ૫, ચહડાવી ઘર જતાં રસ્તામાં ૭, ૮, ૯, ૧૦ દારૂ મળ્યા. ખબર અંતર પુછયા પછી ૭, ૮, ૯, ૧૦ દારૂ કહેવા લાગા "કેમ ૨, બા, આજે મોહડું કાંઈ ઘણું ગોલાબ ગોલાબ બેહેક મારે છે." "અરે યાર શું કહું," ૨, ૫ બાએ જવાબ દીધો "જો તારે ખરેજ ગુલાબનો દારૂ પીવો હોય તો આપણી અગયારીની પાસેની ગલીમાં ૧ઠો શા, ૨, જી, ૪ પીઠાં સીવાય બીજે કંઈ જતો ના." ૮, ૯, ૧૦ દારૂ બળાપો કરી બોલ્યા "શું કરું ૫, ૨, બા, મારી ૫, ૩, મને દારૂ પીવા એક દોહડપુંખી આપતી નથી, ત્યારે ત્યાં કાંથી જાઉં." ૨, ૫, બા ખાતુંબત જેવું મોહ કરી બોલ્યા "ત્યારે તો, તારા જેવો સુખી કોઇ નહી. મારી ૪, ૫, મને કોઈ દીવસ દારૂ પીવા સારૂં ૬, ૪, ૩, કરતી નથી."

દી. આર. એમ. દારૂવાલા.

### ૫—ઉખાણું.

નીચે આપેલા શબ્દોના અર્થો લઈ એક એવું ડાયમંડ બનાવો કે, જેની ઉભી હરી તેમજ આડી લીટીમાં એક જાણીતાં શેહેરનું નામ આવે.

૧. લીકર ગલાસમાં છું પણ વાઈન ગલાસમાં નથી.
૨. ઢાંકણ.
૩. ડાયમંડમાં માંગેલું નામ.
૪. એક જાતની દવાઈ.
૫. કલકતામાં છું પણ મુંબઈમાં નથી.

---

## ખોલાસો ગઈ વેળાનો.

૧—પતંગ.
૨—રામ રોજ.
૩—અહમદનગર.
૪—૧. ઉનાબ.
  ૨. નાચાર.
  ૩. બરફી.
૫—દોખમું-મુખડો.
૬—મંનચી મુસાફીરોઝ.

---

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

બાઇ કુંવરબાઈ ધનજીભાઈ શેઠના ૨, ૩. બાઈ બાઈ જમશેદજી શીક ૧, ૩, ૪, ૫, ૬. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ડુબાસ ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસ બાઈજી એદલજી પુનેગર ૧, ૨, ૩, ૫, ૬. G. H. ૧, ૩, ૫. Purple ૨, ૩, ૪, ૫, ૬. બાઈ M. P. S. ૧, ૩, ૫. જમીયાસતી બાનુ ૧, ૨, ૩, ૪, ૫. બાઈ રતનબાઈ રૂસ્તમજી મોદી ૩, ૪, ૫. મીસ અરદેસર ૨, ૩, ૫, ૬.

## દેશાવરની બાનુંઓનાં નામો.

મીસીસ સી. પેસતનજી ડરાઈવર (ખંડવા) ૧, ૩, ૪, ૫, ૬. બાઈ ટી. આર. એમ. દારૂવાલા (શીઆમ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ ગુલબાઈ એદલજી સંજાના (જાલનેરા) ૧, ૩, ૫, ૬. બાઈ મહુમરી ઓચ્છવરાય (મીરત) ૧, ૩, ૫. બાઈ ગુલબાઈ ખરશેદજી ગુજરાવાલા (ભાવનગર) ૩, ૫. Miss A. Cowasji Dalal (પુણા) ૨, ૩, ૫, ૬. મીસ પીરોજા સોરાબજી નગરવાલા (ખડકી) ૧, ૨, ૩, ૫. બાઈઓ મેહેર, ગુલ, જર કાવસજી દાવર (અહમદનગર) ૨, ૩, ૪, ૫, ૬. બાઈઓ હુમબાઈ તથા સુનાબાઈ નવરોજી નગરવાલા (બેલગામ) ૧, ૨, ૩, ૪, ૫. મીસ જરબાઈ બહમનજી રાજકોટવાલા (રાજકોટ) ૧, ૩, ૫. મીસીસ આવાંબાઈ અરદેશર દાવર (ઇગતપુરા) ૩, ૪. મીસ રતનબાઈ દીનીયાર અરદેશર દાવર (ઇગતપુરા) ૩, ૪. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૨, ૩, ૪, ૫, ૬. બાઈ બાનુબાઈ દી૦ ખંભાતા (પુણા) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ માણેકબાઈ મંચેરજી ઘાસવાલા (મુલતાન) ૩, બાઈ ધનમાય કા૦ શરાફ (મેહુમ) ૩, ૫. બાઈ જરબાઈ હોરમસજી વાડીઆ (પુણા) ૧, ૩, ૪, ૫, ૬. શીરીન (પુણા) ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસ માણેકબાઈ હોરમસજી વાડીયા (મોરબી) ૧, ૩, ૫, મીસીસ નજમુદીન (કલકતા) ૧, ૨, ૩, ૫.

---

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ડુબાસ.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ બાનુબાઈ દી૦ ખંભાતા.

---

## લખી મોકલનારંઓને ખબર.

Miss A. Cowasjee Dalal; બાઇઓ ધનબાઈ ફ. શેઠના, નવાજબાઈ અરદેસર શેઠ, Renine—આવતાંમાં.

**મીસ આઇમાય બમનજી ફીરોજશા**—તમારૂં લખાણ આવતા અંકમાં લઈશું. તમો જે બીજાં લખાણો મોકલવા ઇછો છો તે મેળવવાથી અમો ખુશી થઈશું.

**બાઇ ગુલબાઇ ખુરશેદજી ભુજવાલા**—તમારી વાર્તા અમો આવતા અંકથી ખુશીથી શરૂ કરતે, પણ તમો જોશો કે હાલ ચોપાન્યાંમાં એકથી વધુ ચાલુ વાર્તા આવે છે, જેમાંની એક પણ ખલાસ થાય નહી ત્યાં સુધી અમો બીજી શરૂ કરી શકતાં નથી. તમારો બાકી રહેલો ભાગ મોકલી આપવાની મેહેરબાની કરજો. બીજી નાની નાની બાબદો લખી મોકલશો તો જોગવાઈએ લેતાં જઈશું.

**ધનબાઈ માણેકશાહ મોદાફરામ**—તમો "ગહવસ" નો નમુનો માંગો છો તે અમારી પાંસે નથી. તમોને જો જોઈયે તો "ગહવસ" ગુંથવાની રીત અંગ્રેજીમાં લખી મોકલશું.

**બાઇ હીરાંબાઈ જમશેદજી પરેલવાલા**—તમો પુછાવો છો કે જુલાઇ માસના અંકમાં આપેલા "પેન વાઈપર" ની દરેક અણી સીવવી કે નહી, અને એકકી સીવવી હોય તો તે કેઈ. તમારા ઉપલા સવાલ પરથી લાગે છે કે તમો "પેન વાઈપર"ની બનાવત સમજ્યાં નથી. એક ગોળ કટકાની ચોવડી ઘડી કીધાથી તેની અણી એકજ થશે. બાકીનો ભાગ સપલો ગોળ દેખાશે. એવા ગોળ બાર કટકા આ "પેન વાઇપર" માટે આપણને જોઈશે, જેમાંના દરેકની અણી લઈ સાથે સીવવી, એટલે બધી મળી બાર કટકાની બાર અણીઓ સાથે સીવવી.

---

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૭૦ હારનની શેરીમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



# સ્ત્રી મિત્ર



STRI MITRA OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. | અકટોબર ૧૮૯૦. | અંક ૯મો.



## એક ઘરે સંસારી કેળવણી અને
## યાને એક ખરી કેળવાએલી માતા પોતાનાં
## બાળકોને કેવી રીતે ઉછેરે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વારતા.

#### પ્રકરણ [illegible] મું.

**દીનશાહજી ડાકટરની ડાહાપણ—પાપનો અંગીકાર—એક જવાન આજેજી કરનાર—ઈનસાફ કાંઈ હમેશાં ઉદારપણામાં સમાયલો નથી.**



"દીનબાઈ, તુંને પેલા દીનશાહજી ડાકટર યાદ છે, કે જેવણ પાંચ છ અઠવાડયાંની વાત પર પંચગનીમાં મેહેરજીભાઈ માસ્તરને ત્યાં આવ્યા હતા?" હોમીની બેદરી સેહેલ પછીના એક સનીવારની સહવારે મંચેરશાહે તેવણનાં ધણીઆણીને પુછ્યું. તેઓ સઘળાં આ વેળાએ નાસ્તો ખાતાં હતાં.

"ઘણીજ સારી રીતે," તેવણે જવાબ દીધો. "ગરીબ બીચારો! તેનો અવાજ, અને દેખાવ લોકોની દયા ઉસકેરે અને જલદી ભુલાઈ નહી જવાય તેવો છે."

"શું તે કદરૂપો નથી?" જાઈજીએ પુછ્યું; "બીચારો કાંઈ દયા ઉપજાવે તેવી રીતે તે દહાડે મેહેરજીભાઈને ત્યાં ઉભેલો હતો."

"બીચારામાં હમણાં જરાક ખાપણ છે ખરી, પણ પાંચ વરસ આગમજ ઘણોંજ શોભતાં કદનો અને દેખાવડો હતો, જો કે જે મગજ શકતીનું કામ તેણે માથે ઉઠાવવું હતું તે માટે તો તે દેખઈતી રીતે નબળો હતો. તે સારાં આબરદાર અને પૈસાવાલાં કુટુંબનો હતો, પણ તેઓના પૈસા એકદમ જતા રહેવાથી તેનાં માબાપને તેને કેળવણી આપવા માટે ઘણું સંકટો વેઠવાં પડયાં. કાલેજમાં કેળવણી લેતી વેળા તે પોતાના વખતને એટલો તો કીમતી ગણુતો હતો કે નીરદોષમાં નીરદોષ મજાહ મેળવવામાં પણ તે વખત ગુમાવતો હતો નહી. [illegible] હતી કે, તેનો [illegible] [illegible] રીતે [illegible] [illegible] [illegible], અને [illegible] [illegible] [illegible] પસાર [illegible] પછી [illegible] [illegible] [illegible] મહીના [illegible] રીતે તે [illegible] [illegible] પર [illegible] [illegible] [illegible] [illegible] [illegible] હતી થંડી રાતના તેને એક ઘણાંજ ગરીબ માણસને ત્યાંથી તેડું આવ્યું, કે જે તેનાં ઘરથી દશ માઈલ દુર રહેતો હતો. રસ્તો ઘણો ખરાબ અને કેટલાક ભાગમાં ધાસ્તી ભરયો હતો, પણ આ કારણને લીધે તે પોતાની ફરજથી પાછળ હઠે તેવો ન હતો. ત્યાં તેને આઠ કલાક ખોટી થવું પડયું. જેટલા વખતમાં મારમારનો વરસાદ પડયો હતો અને રસ્તાપર અંધારૂં ભીત થઈ રહયું હતું. પોતાનો રસ્તો પોતાને ખબર છે એવું ધારી તે આગળ ને આગળ ચાલ્યા કીધો, અને બીજી સહવારે એક ટેકડીની નીચે દેખઈતી રીતે મરણ પામેલો તેના મુવેલા ઘોડાનાં શરીર નીચેથી મળી આવ્યો."

આ સાંભળી તે નાની ટોળકીમાંથી જાંહગીર અને હોમી સીવાય દરેકે કમકમાન દેખાડયો. જાંહગીરે તેના હાથો વડે ચેહેરો ઢાંકી નાખ્યો હતો અને તેનો ભાઈ તેને તપાસવા અને તેની તરફ લાગણી બતાવવામાં એટલો તો રોકાયલો હતો, કે તેઓનાં દુઃખની લાગણીમાં તે ભાગ લઈ શકયો નહી. તેઓ સઘળાં મનચેરશાહની વાતમાં એટલાં તો ગુંટાયલાં હતાં કે બેઉમાંથી એકપર પણ તેઓનું ધ્યાન ખેંચાયું નહી.

"તેને એટલી તો ધાસ્તી ભરી ઈજા થઈ હતી કે મહીનાઓ સુધી તેની જીંદગી જોખમમાં હતી, ત્યાર પછી તંદરોસ્તી લથડી જવાનાં ચીન્હો જણાયાં, અને વરસો સુધી પોતાનો

### ૩—ઉખાણું.

ઈદર ખુંટા,
ઉદર ખુંટા;
ગાય કાપી,
દુધ મીઠાં.

મીસીસ ગુલબાઇ મંચેરશાહ.

### ૪—ઉખાણું.

પ્રીય બહેનો, નીચે આપેલાં ઉખાણાંમાંથી એવા બે શબ્દોની એક ચીજ શોધી કહાડો કે જે તમારી ટેબલ પર ઘણું કરી દર રોજ દેખાતી હશે. આ શબ્દો બધા મળી દશ અક્ષરોના બનેલા અને તેને નીચે આપેલાં નંબર પ્રમાણે ગોઠવી આ વાત ઉકલાવો.

માણેકજી શેઠની અગયારીમાંથી ૨, ૪, ૬, ૩, ૭, ૧૦ જેવાં —ની પાસેજ આવેલાં દારનાં પીઠાંમાંથી એક ગુલે ગુલાબની ૫, ૮, ચહડાવી ઘરે જતાં રસ્તામાં ૭, ૮, ૯, ૧૦ દારૂ મળ્યા. ખબર અંતર પુછયા પછી ૭, ૮, ૯, ૧૦ દારૂ કહેવા લાગા "કેમ ૨, ૫, બા, આજે મોહડું કાંઈ ઘણું ગોલાબ ગોલાબ બેહેક મારે છે." "અરે યાર શું કહું," ૨, ૫ બાએ જવાબ દીધો "જો તારે ખરોજ ગુલાબનો દારૂ પીવો હોય તો આપણી અગયારીની પાસેની ગલીમાં ૧લો ૨ા, ૨, ૭, ૪ પીઠાં સીવાય બીજે કેહે જતો ના." ૮, ૯, ૧૦ દારૂ બળાપો કરી બોલ્યા "શું કરૂં ૫, ૨, બા, મારી ૫, ૩, મને દારૂ પીવા એક દોહડકુંબી આપતી નથી, ત્યારે ત્યાં કાંપી જઉં." ૨, ૫, બા ખાતુંબત જેવું મોહ કરી બોલ્યા "ત્યારે જા, તારા જેવો સુખી કોઇ નહી. મારી ૪, ૫, મને કોઈ દીવસ દારૂ પીવા સારૂં ૬, ૪, ૩, કરતી નથી."

ડી. આર. એમ. દારૂવાલા.

### ૫—ઉખાણું.

નીચે આપેલા શબ્દોના અર્થો લઈ એક એવું ડાયમંડ બનાવો જેની સૌથી ઉભી તેમજ આડી લીટીમાં એક જાણીતાં શેહેરનું નામ આવે.

૧. લીકર ગલાસમાં છું પણ વાઈન ગલાસમાં નથી.
૨. ઢાંકણુ.
૩. ડાયમંડમાં મોંઘું નામ.
૪. એક જાતની દવાઈ.
૫. કલકતામાં છું પણ મુંબઈમાં નથી.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—પતંગ.
૨—રામ રોજ.
૩—અહમદનગર.
૪—૧. ઉનાળ.
   ૨. નાચાર.
   ૩. બારફી.
૫—દોખમું-મુખડો.
૬—મંનચી મુસાફીરોઝ.

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઇ ખાતેની બાનુંઓનાં નામો.

બાઇ કુંવરબાઈ ધનજીભાઈ શેઠના ૨, ૩. બાઈ બાઈ જમશેદજી ડીક ૧, ૩, ૪, ૫, ૬. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ફુખાસ ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસ બાઈજી એદલજી પુનેગર ૧, ૨, ૩, ૫, ૬. G. H. ૧, ૩, ૫. Purple ૨, ૩, ૪, ૫, ૬. બાઈ M. P. S. ૧, ૩, ૫. જમીસતી બાનુ ૧, ૨, ૩, ૪, ૫. બાઈ રતનબાઈ ફરામજી મોદી ૩, ૪, ૫. મીસ આરદેસર ૨, ૩, ૫, ૬.

## દેશાવરની બાનુંઓનાં નામો.

મીસીસ સી. પેસતનજી ઠરાઈગર (ખંડલા) ૧, ૩, ૪, ૫, ૬. બાઈ ડી. આર. એમ. દરૂવાલા (દીમામ) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ ગુલબાઈ એદલજી સંજાના (બડનેરા) ૧, ૩, ૫, ૬. બાઈ મહુબરી ભીખાજી વસાપ (મેરઠ) ૧, ૩, ૫. બાઈ ગુલબાઈ ખરશેદજી ભુજવાલા (ભાવનગર) ૩, ૫. Miss A. Cowanji Dalal (પુણા) ૨, ૩, ૫, ૬. મીસ પીરોજા સોરાબજી નગરવાલા (ખડકી) ૧, ૨, ૩, ૫. બાઈઓ મેહેર, ગુલ, જર કાવસજી દાવર (અહમદનગર) ૨, ૩, ૪, ૫, ૬. બાઈઓ હુમબાઈ તથા સુનાબાઈ નવરોજી નગરવાલા (બિલ્લામ) ૧, ૨, ૩, ૪, ૫. મીસ જરબાઈ બહમનજી રાજકોટવાલા (રાજકોટ) ૧, ૩, ૫. મીસીસ આવાંબાઈ અરદેશર દાવર (ઇગતપુરા) ૩, ૪. મીસ રતનબાઈ ડીનીયાર અરદેશર દાવર (ઇગતપુરા) ૩, ૪. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૨, ૩, ૪, ૫, ૬. બાઈ બાનુબાઈ ડી. અંબાલા (પુણા) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ માણેકબાઈ મંચેરજી ઘાસવાલા (મુલતાન) ૩, બાઈ ધનમાય ડા૦ શરાફ (મેહુમ) ૩, ૫. બાઈ જરબાઈ હોરમસજી મારૂવાલા (પુણા) ૧, ૩, ૪, ૫, ૬, શીરીન (પુણા) ૧, ૨, ૩, ૪, ૫, ૬. મીસ માણેકબાઈ હોરમસજી વાડીયા (મોરબી) ૧, ૩, ૫, મીસીસ નજમુદીન (કલકતા) ૧, ૨, ૩, ૫.

ઉમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ફુખાસ.

ઉમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ બાનુબાઈ ડી૦ અંબાલા.

## લખી મોકલનારાંઓને ખબર.

Miss A. Cowasjee Dalal; બાઇઓ ધનબાઈ ફ. શેઠના, નવાજબાઈ અરદેસર શેઠ, Renine—આવતાંમાં.

મીસ આલીમાય બમનજી ફીરોજશા—તમારૂં લખાણ આવતા અંકમાં લઈશું. તમો જે બીજાં લખાણો મોકલવા ઈછો છો તે મેકલવાથી અમો ખુશી થઈશું.

બાઇ ગુલબાઇ ખુરશેદજી ભુજવાલા—તમારી વાર્તા અમો આવતા અંકથી ખુશીથી શરૂ કરતે, પણ તમો જોશો કે હાલ ચોપાનીયાંમાં એકથી વધુ ચાલુ વાર્તા આવે છે, જેમાંની એક પણ ખલાસ થાય નહી ત્યાં સુધી અમો બીજી શરૂ કરી શકતાં નથી. તમારો બાકી રહેલો ભાગ મોકલી આપવાની મેહેરબાની કરજો. બીજી નાની નાની બાબદો લખી મોકલશો તો જોગવાઈએ લેતાં જઈશું.

ધનબાઈ માણેકશાહ મોટાફરામ—તમો "નફ્વસ" નો નમુનો માંગો છો તે અમારી પાસે નથી. તમોને જો જોઈયે તો "નફ્વસ" ગુંઠવાની રીત અંગ્રેજીમાં લખી મોકલશું.

બાઇ હીરાંબાઈ જમશેદજી પરેલવાલા—તમો પુછાવો છો કે જુલાઇ માસના અંકમાં આપેલા "પેન વાઈપર" ની દરેક અણી શીવવી કે નહી, અને એકઠી શીવવી હોય તો તે કેઈ. તમારા ઊપલા સવાલ પરથી લાગે છે કે તમો "પેન વાઈપર"ની બનાવત સમજ્યાં નથી. એક ગોળ કટકાની ચોવડી ઘડી કીધાથી તેની અણી એકજ થશે. બાકીનો ભાગ સપલો ગોળ દેખાશે. એવા ગોળ બાર કટકા આ "પેન વાઇપર" માટે આપણને જોઈશે, જેમાંના દરેકની અણી લઈ સાથે શીવવી, એટલે બધી મળી બાર કટકાની બાર અણીઓ સાથે શીવવી.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઇના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.








STRI MITRA OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. | અકટોબર ૧૮૯૦. | અંક ૮મો.



## ઘર સંસારી કેળવણી

યાને એક ખરી કેળવાએલી ઓરત પોતાનાં બાળકોને કેવી રીતે ઉછેરે છે.

માતાઓ તથા બેહેનીઓ માટે એક વાર્તા.

[illegible]

### દીનશાહજી ડાકટરની ડાહાપણ [illegible]

### એક જવાન આજેજી કરનાર—ઈનસાફ કાંઈ હમેશાં ઉદારપણામાં સમાએલો નથી.




નબાઈ, તુંને પેલા દીનશાહજી ડાકટર યાદ છે, કે જેવણ પાંચ છ અઠવાડયાંની વાત પર પંચગનીમાં મેહેરજીબાઈ માસ્તરને ત્યાં આવ્યા હતા?” હોમીની ભેદભરી સેહેલ પછીના એક સનીવારની સહવારે મંચેરશાહે તેવણનાં ધણીઆણીને પુછયું. તેઓ સઘળાં આ વેળાએ નાસ્તો ખાતાં હતાં.

“ઘણીજ સારી રીતે,” તેવણે જવાબ દીધો. “ગરીબ બીચારો! તેનો અવાજ. અને દેખાવ લોકોની દયા ઉસકેરે અને જલદી ભુલાઈ નહી જવાય તેવો છે.”

“શું તે કદરૂપો નથી?” જાઈજીએ પુછયું; “બીચારો કાંઈ દયા ઉપજાવે તેવી રીતે તે દહાડે મેહેરજીબાઈને ત્યાં ઉભેલો હતો.”

“બીચારામાં હમણાં જરાક ખાપણ છે ખરી, પણ પાંચ વરસ આગમજ ઘણુંજ શોભદીતાં કદનો અને દેખાવડો હતો, જો કે જે મગજ શકતીનું કામ તેણે માથે ઉઠાવયું હતું તે માટે તો તે દેખઈતી રીતે નબળો હતો. તે સારો આબરૂદાર

"પણ પપા, આએ તો સખાવતનું કામ હતું, નહી! તમે કહો છો કે, જ્યારેથી આપણે ગરીબો તરફ માયાળુ અને ભલાં થઈયે છીયે ત્યારે ખોદા આપણી ઉપર રાજી થાય છે, અને જો જાંહગીરની મતલબ મી૦ હેરીસ તરફ ખોટું કામ કરવાની નહી હોય અને ફક્ત તે ગરીબ કુટુંબને સંકટમાંથી છોડવવાનીજ હોય, તો તે તેની ભલી લાગણી કહેવાય કે નહી?"

"હા, કહેવાય; પણ તે કદાચ એથી પણ વધારે તારીફ લાયક થઈ પડતે; ધાર કે, જાંહગીર જે વખતે ચીત્રોને માટે હોકમ આપવા ગયો ત્યારે આ દુઃખી દેખાવ તેને રસ્તામાં મળ્યો હને, અને તે ચીત્રો ખરીદવાને બદલે તે ગરીબ તથા કમનસીબ પ્રાણીઓને મદદ કરતે, તો તે શું વધારે તારીફ લાયક નહી ગણાતે? અને પોતાના જુસ્સાને કાબુમાં રાખવા માટે તેની સખાવત ખોદાને શું ગમતી નહી થઈ પડતે? તું મને બરાબર સમજી કે પીરોજા?"

"હું ધારૂંછું કે હું સમજુંછું પપા, તમે એમ કહેવા માંગો છો કે, જોકે ખોદા એટલો ભલો છે, કે જ્યારે આપણે સખાવત કરયે છીએ ત્યારે તે ખુશી થાય છે, તો પણ તે સખાવત કરતાં આપણે પોતે થોડું દુઃખ ખમ્યે છીયે ત્યારે તે વધારે ખુશી થાય છે."

"મારી નાની દીકરી, ઘણી સારી રીતે સમજાવ્યું, તું જોય છે કે જો જહાંગીર માયાળુ થવા આગમજ અદલ થયો હતે—અને માયાળુ થવા માટે થોડી મજાહ પોતા માટે ના પાડી હતે, તો તે પોતાને અને આપણને કાંઈ પણ દુઃખ દેતે નહી અને તારી તારીફને લાયકનો થઈ પડતે, અને હવે મને અજાયબી ઉપજે છે કે તું જે માંગતી હતી તે તારાં મમાએ કેમ પારખી કહાડયું."

"અરે મમા તો હંમેશાં મારી લાગણી અને ઇચ્છાઓ હું જાણુંછું તે આગમજ જાણી લે છે, જોકે હું કહી શકતી નથી કે તે કેમ."

"તે કેમ તે હું તુંને કહું પીરોજા; તારી માએ કલાકોના કલાકો, અઠવાડયાંનાં અઠવાડયાંઓ, મહીનાના મહીનાઓ અને વરસનાં વરસો પોતાનાં છોકરાંઓની ચાલનો અભ્યાસ કરવામાં ગુજારયાં છે, એવી મતલબથી કે તેમ કરવાથી તેવણ ફક્ત તમોને સારે માર્ગેજ ચલાવી શકે, નહી પણ તમારી નાની નાની ખુશાલી અને દલગીરીમાં ભાગ લઈ શકે, પહેલીને વધારી શકે અને બીજામાંથી તમારો બચાવ કરે; તમોને આવી મા આપવા માટે શું તમોએ તમારા આકાશી બાપનો ઉપકાર માનવો નહી જોઈયે?"

પીરોજાએ કાંઈ જવાબ આપ્યો નહી, પણ પોતાના બાપના ખોળા ઉપરથી ઉતરી, માય આગળ દોડી જઈ પોતાના હાથો તેણીની ગરદન આસપાસ વીટાળી પોતાનો આંસુથી ભરેલો ચેહરો તેવણની છાતીપર નાખી દીધો, અને તે પછી જ્યારે તેની માયે તેને એક પ્યાર ભરેલી ક્રોટી કીધી ત્યારે તેણીને ઘણું લાગી આવ્યું. એ ઘડીએ તેણીના વીચારો તેણીની માસીનાં છોકરાંઓ, જેઓની મા ન હતી, અને બીજી માતાઓ જેઓ પોતાનાં છોકરાંઓને આયાઓની સંભાળ હેઠળ સોંપી હમેશાં પોતાથી દુર રાખે છે, તેઓ પર દોડયા, અને તેણીને લાગ્યું કે ખોદાનો ઉપકાર તેણી પુરતી રીતે કાંય નહી માની શકે?

આ કાંઇ ફક્ત એક ઘડીનીજ લાગણી નહી હતી. તે તેણીની જીંદગીના એક ભાગ તરીકે હંમેશાં રહી ગઈ હતી, કારણકે તે તેણીનાં મગજપર ઠસાવવાને આએ વાજબી તક હાથમાં લેવામાં આવી હતી.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

**રેશમ કયારે જણાયું?**—રેશમ ઈ. સ. પુર્વે ૨૬૪૦ માં ચીનમાં બનાવવામાં આવ્યું હતું. રેશમનું બનાવેલું કાપડ ઈ. સ. પુર્વે ૩૨૫ માં ઈરાનથી ગ્રીસમાં લાવવામાં આવ્યું હતું. "તાઈબીરીયસ" ના વખતમાં રોમ શેહરમાં તે જણાયલું હતું, જ્યારે ત્યાં અમીરોની સભામાં સોનાની રકાબી વાપરવાની બંધી તથા રેશમી કાપડ જે ફક્ત સ્ત્રીને લાયકનું છે, તે મરદોએ પહેરીને પોતાને હલકું લગાડવું નહી, એવો કાયદો પસાર થયો. "હીલીઓગેબલસે" ઈ. સ. ૨૨૦ માં રેશમનો પોશાક પહેલાં પહેરયો હતો. પહેલાં રેશમ સોનાની કીમતનું હતું, ને સોનાની માફક તોલીને લેવાતું હતું. રેશમના કીડા ચીનથી યુરોપમાં ઈ. સ. ૫૩૦ માં લઈ જવામાં આવ્યા. ૧૧૪૬ માં પેલરમોમાં રેશમ હુન્નરથી બનાવવામાં આવ્યું, જ્યારે "સીસીલીયનો" એ રેશમના કીડાને ઉછેર્યા, રેશમ કાંત્યું અને વણ્યું. ૧૫૧૦ માં એ હુન્નર ઈટલી, સ્પેન, ને દક્ષીણ ફ્રાનસમાં ફેલાયો અને ફ્રાનસના ચોથા હેનરીએ શેતુરનાં ઝાડોનો, તથા રેશમના કીડાનો પોતાનાં રાજ્યમાં ફેલાવો કીધો.

ઇંગલાંડમાં ૧૨૮૬ માં અમીરોની બાનુઓ કેનીલવર્થના કીલ્લામાં એક બાલ થયો, ત્યાં રેશમી પોશાક પહેરી આવી હતી. એ હુન્નર છઠ્ઠા હેનરીનાં રાજ્યમાં દાખલ થયો, ૧૪૨૨-૧૪૬૧. પણ તે કોણથી તે જણાયલું નથી; પણ તે હુન્નરના વરગ તરફ જે નાપસંદગી બતાવવામાં આવી હતી તેનું કારણ એ કે, ફ્લેમીશ વણજારાઓની એક મોટી ચુનંદી ટોલી, જે વખતે સ્પેનમાં લડાઈ ચાલતી હતી, અને તેમના દેશને ઉજડ કીધો હતો, ત્યારે એ ટોલી પોતાના દેશમાંથી નાહસી ગઈ હતી. સો (૧૦૦) વર્ષ પછી નાનતીસના રાજાના હુકમથી ઇંગલાંડ અને જરમની તરફ એક મોટી અને એ હુન્નરમાં કસાયલી એક ટોલી મોકલાવવામાં આવી. જે સ્પીતફીલ્ડ—લંડનમાં રહી, જે તે વખતમાં રેશમના ઉદયોગનું મથક હતું. રેશમી કાપડ ત્યાર પછી ધર્મગુરૂઓ ૧૫૩૪ માં પહેરતા હતા. એવું કહેવાયલું છે કે રાણી "એલીઝાબેથે" પહેલાં રેશમી મોજું પહેર્યું હતું. ૧૮૮૯ માં ૩૦,૭૮૦૦૦ રતલ કાચું રેશમ એ દેશનાં કારખાનાઓમાં વપરાવા લાગ્યું. ચીનમાં રેશમનો પાક સર્વેથી અસલી છે, અને મોટા ચીનાઓની વાત પરથી જણાય છે કે બાદશાહ "હોઆંગ" ની રાણી "સીલીગે" ૨૬૦૦ ઈ. સ. પુર્વે તેને શરૂ કીધું હતું, અને ત્યાર પછી ૪૦ વર્ષે શેતુરનાં ઝાડો, તે કીડાઓને ખવાડવા માટે ત્યાં રોપવામાં આવ્યાં.

ખુરશેદ.

એક પુરૂષ વીશે તેનાં કપડાં પરથી મત બાંધતાં ના, કારણકે પેહલાને ખોદાએ બનાવ્યો છે અને બીજાંને દરજીએ બનાવ્યાં છે; ધંધામાં તેની નીષ્ફળતા પરથી તેને વીશે મત બાંધતાં ના, કારણ કે તે ઘણોજ પ્રમાણીક હોવાથી ફતેહ મેલવી શકતો નથી.

"ખોહયો છે! તેહેમીના, એ તું શું બકે છે, તારી સુધ ઠેકાણે છે કે નહી? તે તો તેં મને પાછો લાવી આપ્યો હતો." માણેકબાઈએ કહયું.

"હા, તે ખરૂં;" તેહેમીનાને તે આગલી દુઃખી વાત યાદ આવતાં દલગીરીએ જવાબ આપ્યો, "તે તો તમારો પોતાનો નહી હતો. મારેથી તે ખોહવાઈ ગયો અને બીજો મેં વેચાતો લઇને તમોને આપ્યો. "ઓ! હું કેવી ખુશી થાઉં છું કે તે તમોએ ઓળખ્યો નહી." અને અંહી બાપડી તે ખુશીનાં આંસુઓ વરસાવવા લાગી. "ખોદા જાણે છે" તેણી આંસુઓ લુચ્છતાં બોલી કે "અમોએ તે પાછી કેવી રીતે દહાડા કહાડયા છે" અને અંહી તે સઘળી બીના ખરેખરી માણેકબાઈને જણાવી.

"ગોડાજ દહાડા થયા અમોએ તે રૂપ્યા મારવાડીને ચુકવી આપ્યા છે, અને પાછાં સુખી છીયે" તેણીએ પોતાની વાત પુરી કરતાં જણાવ્યું, અને ફરી એક વાર તે બાપડી રડી પડી. માણેકબાઇથી આ ખમાયું નહી, અને ત્યાંજ રડી પડયાં. "ઓ! તેહેમીના, તેં મારે લીધે કેટલું ખમ્યું છે, પણ હું ખરી વાત કેમ તને કહું. મારો નેકલેસ તો ખોટો હતો, એ તો મેં તેની ઉચી કારીગરી જોઇને એક નમુના દાખલ અમસ્થો એક ખુણામાં રેહેવા દીધો, તે તો બધા ખોટા કાચ હતા; અને તેની કીમત ભાગ્યે રૂપ્યા ૨૫) ની હોય."

અંહી તેહેમીના આ સાંભળી દંગજ થઇ ગઈ. એક ખોટા કમબખત નેકલેસને સારૂ તેણીએ શું શું ખમ્યું હતું? પણ હવે સઘળું સમાધાન થયું એટલે બસ. માણેકબાઈએ તે ખરો નેકલેસ તેહેમીનાને પાછો સ્વાધીન કીધો "હું આ નથી રાખતી" માણેકબાઇએ આપતાં કહ્યું "ખોદા તમો બેઉ ધણી ધણીયાણીને સુખી રાખો!" તેણીએ દુવા દીધી. આમીન!

અત્રે કહેવાની કાંઇ અગત નથી કે રૂસતમ અને તેહેમીના પાછાં સુખી થયાં; થોડા વખત વેર તેઓ બહાર હવા ફેરફાર કરવા ગયાં, અને ત્યાંથી પાછાં તંદરોસ્ત ફરીને પોતાના દહાડાઓ અમન ચમનમાં ગુજારવા લાગાં.

વાંચનારી બેહેનો! તમો આ ઉપરથી એક બોધ લેશો કે સ્રી જાતીનો એક મોટો સણગાર સંતોષ છે. આપણા લોકમાં ભાડેનું ઘરેણું પેહેરીને બહાર જવા આવવાની જે ઘણુંખરાંઓને એક ગાઠી ટેવ છે તે કેવી ધાસ્તી ભરેલી છે! એક તો સામા માણસને આપણે બારેનું પેહેરી એક લેખે તેઓને આપણું પોતાનુંજ છે કરીને ઠગયે છીયે, બીજું તો તેણીનો મોટો સણગાર કાંઇ ઘરેણા પેહેરવાથી નથી, પણ તેણીનો મીઠો સ્વભાવ, નેક ચાલ, એક તાબેદાર અને પતીવ્રતા બાયડી તરીકેજ એક ખરો સણગાર છે.

BENINE.

---

મેહેમાન—(યજમાનને) તમો તો દેખું અંહી ઘણાજ વખણાયલા માલમ પડોચ, બધા જણ ફરી ફરીને તમુને જોય છે.

યજમાન—(ગરૂરીથી) એમાં કંઈ તાજુબ થવાનું નથી; કાંકે આએ શેહેરમાં એવો એક પણ આદમી ન હશે કે જેણે મને કાંઇ ધીરયું નહી હોય.

---

એક સ્રી ગુસ્સામાં એક ફોટોગ્રાફરને! અંહી આવો; શું તમે એમ કહેવા માંગોછો કે મારૂં નાખ આવું બદસુરત છે?

ફોટોગ્રાફર—"પણ બાઇ મારો સાંચો કાંઈ બગડેલો નથી."

ગુસ્સાવાલી સ્રી—" ત્યારે તો કોઇ બગડેલો હોય તેજ લાવશો તો સારૂં."





# એક લાંબી ઊંઘ.

(ગયા અંકથી ચાલુ પુરં.)




રીબ બીચારા! તેઓ એમજ સમજતા હતા કે આ સઘળો સ્વપનોજ હતો.

મેં તેઓને હાથનો ટેકો આપ્યો અને હમો પુસ્તકવાલા ઓરડામાં આવ્યા, કે જ્યાં તેઓને એક લાંબી સુવાની ખુરસી પર મેં બેસાડયા. ત્યારપછી મેં "ગેસ" સલગાવી અને તેટલો વખત તેઓ મને અજાયબીથી જોવા લાગ્યા.

"હું એ પણ સમજું છું;" તેઓ પોતાના મન સાથ બડબડવા લાગ્યા. ગાઈ અને હું એ નવી સોધ કે જેને હવે "ગેસ" નું નામ આપવામાં આવ્યું છે, તે લંડનના મોહોલ્લાઓમાં સલગાવવા વીશે વાત કરતા હતા. પણ પેલી સલગાવનારી કાંદી! આ કાંદી કેમ બનાવે છે તે હવડાં હું સ્વપનામાં જોઉં છું, તેમ જો બીદાર થયા પછી યાદ રાખું અને પછી તે પ્રમાણે કરીને ફતેહમંદ નીવડું તો મારૂં નામ બધે દુન્યાંમાં આશકારા થશે. પણ આ ઘણું અજબ જેવું છે કે, જ્યારે હું જોઉં છું, સમજું છું કે હું સ્વપનામાં છું, ત્યારે તેમાં હું માનું છું કેમ? અને બીદાર કેમ નથી થતો?"

"ખાણું લાવવાને હુકમ કરૂં?" મેં પુછયું. "તમોએ દુધ શીવાય કશું લીધું નથી."

"દુધ!" તેઓ એકદમ બોલ્યા. "જો કોઈબી ચીજ હું ધીક્કારતો હોઉં તો તે દુધ છે. તને જે ગમે તે મંગાવ."

મેં ઘાંટ વગાડયો, અને જ્યારે નોકર અંદર દાખલ થયો, ત્યારે પુસ્તકવાલાજ ઓરડામાં ખાણું લાવવા તેને ફરમાવયું, પણ "પીટર" અજાયબીથી મારી પાસેનાં માણુસ તરફ જોવા લાગ્યો, અને પછી થોડે વારે ત્યાંથી ચાલી ગયો. તેના ગયા પછી "જોન" બોલ્યા. "સ્વપનામાંનો આ વળી બીજો માણુસ છે. મેં એને કદી પેહેલો જોયો નથી, અને જ્યારે હું બીદાર થઈશ ત્યારે એ જોવામાં નહી આવશે, પણ શું—એ સઘળું શું છે?"

થોડે વારે તેઓની નજર પોતાની સફેદ મોટી દહાડી ઉપર પડી, અને તેજ વખતે તેઓના ચેહેરાપર શક, અજાયબી, બીહીક અને રમુજની નીશાંનો દેખાવા લાગી.

"સ્વપનામાં માણુસ જે ઘણુંજ ઘેલું અને અજબ જેવું જોય છે તે આ છે. ઓ ખુદા! એક ૨૮ વરસનાં મારા જેવાં માણુસને સફેદ દાહડી!" તેઓ બોલ્યા, અને પોતાની સામે મોહોડું જોવાની આરસી હતી તેમાં જોઈ, આગળ બોલવા

લાગ્યા. વળી સાથે લાગી મોહોડાંપર કરચળી પણ વળી છે. એ સઘળું આ મારા પાતળા પગ સાથ મુકાબલો કરે છે. એ થોડા વખતમાં હું એક ઘરડી બાપડીમાં ફેરવાઈ જાઉં તો તેમાં 'હું અજબ નહી થાઉં.' અંહી તેઓ ઘણા મોટેથી હસવા મંડી ગયા.

"એ મારા સાદને શું થયું છે?" તેઓ બોલ્યા; "એ પણ આ દાઢાડી, કરચળી અને પગ સાથ મુકાબલો કરે છે. જો હું જાણતો હોઉં અને આ પ્રમાણે જોઉં અને વાત કરૂં તો હું પોતાને 'એક ૮૦ વરસના ડોસા જેવો ગણું. હવે સવારે "ગાઈ" ને એ સઘળી વાત હું કહીશ ત્યારે કેવી મજાહ પડશે!"

એટલા વારમાં "પીટર" અને એક બીજો નોકર આવીને ટેબલપર સઘળું બીછાવવા લાગ્યા. તેવામાં મારી ઘરડી કારભારણ મીસીસ લેંગ આવી લાગી.

"મીસીસ લેંગ," હું બોલ્યો, "આ મી૦ જોન લેસતર છે, કે જેઓ હવે આપણીજ વચ્ચે રહેશે, અને તમો સઘળાંઓ જેમ મને માન આપો છો તેમ એઓને પણ આપવાને ચુકશો નહી એમ હું ધારૂં છું. જોન કાકા, આ આપણાં કારભારણ મીસીસ લેંગ છે."

"મીસીસ લેંગ તો જાણે જમીન સાથ ચોંટી ગઇ હોય તેમ અજાયબીથી જોન તરફ જોવા લાગી, પણ પછી યાદ આવ્યાથી તેણીએ તેઓને નમીને ડોકું કીધું, અને તેના જવાબમાં જોન કાકા ખુરસીપરથી ઉઠયા, અને જાણે કોણ એક મોટી બાનુ પાસે ઉભેલી હોય તેમ કમરમાંથી તદન વળીને તેણીને સલામ કીધી.

"હવે," હું બોલ્યો, "હમોને કાંઇ કુટુંબ સંબંધી વાત કરવાની છે, વાસ્તે તમો સઘળાં બહાર જશો તો મેહેરબાની થશે." આ ઉપરથી સઘળાંઓ નમીને તે ઓરડામાંથી બહાર નીકળ્યાં.

"હવે વળી ખાવાનું શું થાય છે તે તો જોઉં," જોન હસતાં હસતાં બોલ્યા "નહી! [illegible] આદાના

બીજે દહાડે સવારે એઓ ઉઠયા ત્યારે ઘણા નબળા પડી ગયલા મેં જોયા, અને તેથી કરી કાફીનું એક કપ મેં તેઓ વાસતે કરાવીને મોકલ્યું. આ નવા બેશી કોણ આવ્યા હશે તે વીશે મારા નોકરો વચેની અજાયબીની વાતો હું સાંભળતો હતો, પણ તેઓએ તે વીશે મને પુછવાની હીમત કરી નહી. અગયારએક વાગે મારા પરોણા ઉઠયા, અને તેઓને કપડાં બદલાવીને હું પુસ્તકવાલા ઓરડામાં લઇ આવ્યો, કે જ્યાં હમોએ હમારો નાસતો કીધો. પણ ખાતાં ખાતાં આગની ગાડી–કે જે હમારાં ઘરથી ૨૦૦ વારને છેટે દોડતી હતી–ની સીસોડીના વાગવાથી તેઓ એકદમ ચોંકી ઉઠયા.

"આ–આ શું છે?"

"ઓહો, કાંઈજ નહી," હું બોલ્યો, "એ તો ફક્ત આગગાડી છે. આપણી જગ્યા આગળથી એ ટ્રેન જાય છે, અને એનું સ્ટેશન ત્યાંથી પાએક માઈલને છેટે છે."

"આગગાડી!"

મારા નોકરો ઉપલું સઘળું સાંભળતા હતા અને તેથી કરી તે વાત બંધ કરવા મેં કાંઇ બીજી વાત કહાડી. નાસતો પુરો કરીને મેં જોન કાકાને ત્યાંથી ઉઠાડીને એક મોટી ઈઝીચેર પર બેસાડયા, અને પછી "ન્યુયાર્ક" નું એક રોજીંદું પત્ર એઓના હાથમાં આપ્યું. તે પત્ર તરફ અજાયબીથી જોઇને તેનું નામ ફરી ફરીથી વાંચવા મંડયા.

"એ આ પત્ર વીશે તો મેં પેહેલે કદી સાંભળ્યું હતું નહી." તેઓ બોલ્યા. "અને એના ટાઈપ એટલા ઝીણા છે કે મારેથી વંચાતું પણ નથી. ઓ હો, હવે હું સમજ્યો! સફેદ બાળ, કરચળી, દીવાસલી જેવા પગ, નાકઉતી, દાંત પડી ગયલા અને છેલે સરવાલે ઝાંખી આંખ પણ આવી. હું અજબ થાઉં છું કે હું બેહેરો પણ નથી થયો."

મેં મારા બપાવાનો ચશમો લાવીને એઓને આપ્યો. "આ પેહેરી જુવો," હું બોલ્યો. તે તેઓએ પેહેરયો, પણ પોતાનું ડોકું હલાવવા લાગ્યા. "તમો જુવાન હશો ત્યારે તમારી આંખો કદાચ ખરાબ હશે," હું બોલ્યો.

"જુવાન હશો? કાંય હું વળી છેઉંજ."

"ત્યારે આ પેહેરી જુવો," અને મેં મારા પીનાનો ચશમો લાવી આપ્યો.

"હા, આ મને આવે છે. જોઇએ, મને વાંચવા તો દેવો! ૧૯ મી જુલાઈ, ૧૮૮૪. આ ઘણું રમુજી છે. 'તાર મારફતે, લંડન તા૦ ૧૮ મી જુલાઈ. બાલમોરલ ખાતે મહારાણીએ અમેરીકન પ્રધાનને આવકાર દીધો, કે જે વાસતે તેઓને ખાસ નોતરવામાં આવ્યા હતા.' બાલમોરલ! મહારાણી! હું ધારૂંછું કે એ ઇંગલંડની રાણી હશે, પણ ત્યારે રાજા કાંય નહી? બાલમોરલ! એ કયાં છે?"

"એ રાણી વીકટોરયાના સ્કાટલંડના મેહેલનું નામ છે."

"પણ એ સા—હું માફ માંગુંછ, પણ એ રાણી વીકટોરયા કોણ છે!"

"હાલમાં રાજકરતા રાણી એઓ છે, અને સુડતાલીસ વરસ પર રાજા વીલીયમ ચોથા પછી એઓ તખતે આવ્યાં હતાં."

"ઓ હો, એઓ આવ્યાં હનાં નહી? અને રાજા વીલીયમ ચોથો કોણ હતો?"

"તે પેહેલો શાહજાદો વીલીયમ હેનરી હતો."

"હં, હશે. હું તે કાંઇ જાણુતો નથી. પણ "તાર મારફતે' એટલે શું, અને લંડનવેરથી એક દીવસમાં ખબર કેમ જતી હશે? શું હું એ સઘળું માનું કે? આ સ્વપનો તો અટકવાને બદલે અજબ જેવો આગળ ને આગળ વધતોજ જાય છે."

મેં તેઓને વીજળીના તારનું બધું સમજાવ્યું, પણ તે કાંઈ પણ તેઓનાં ધ્યાનમાં ઉતરેલું લાગ્યું નહી.

"આ વીચારો તો અજાયબીનું રૂપ આગળ પકડતાજ જાય છે. વીજળી વળી બીજાં બધાં કામમાં પણ આવે છે, વખત જતાં વળી તેને બતી વાસતે બંધ પણ કરવામાં આવે અને પછી સુરજ આપણી સભી પાડશે."

"એ તમો કહો છો તે કપે દહાડેનું સઘળું થયું છે." મેં જવાબ આપ્યો. "પણ હવે ત્રેન આવવાનો વખત થયો, અને આ દુરબીન મારફતે તમો તે દુરથી આવતી બરાબર જોઈ શકશો. આ-આ શું, હું તેને આવતાં સાંભળું છું. તમો ઉઠો ના, હું તમારી ખુરસીને હડસેલીને બારી આગળ લઈ જાઊં છું-હવે જુઓ."

ત્રેન હવે અમારી નજર આગળ આવી લાગી, પાસેથી ચાલી ગઈ, વળાણુ લીધી, અને સ્ટેશન પાસે આવવાથી તેની ઝડપ ઓછી થતી અમોએ સાંભળી. જાન કાકાના હાથો નાઉમેદીથી અને અજાયબીથી ધ્રુજવા લાગ્યા, પણ તેઓએ એનજીન અને ગાડીઓ બરાબર જોઇ લીધી. તેઓ વીચામાં બેસી રહ્યા. એઓની ખરી હાલત વીશેનો ખ્યાલ હું તેઓનાં મગજમાં હવે કેવી રીતે ઠસાઊં? કોઈ પણ વખત તેમ કરવું તો પડશેજ, પણ તેથી એઓની સમજ શકતી તો નહી જતી રહે? હું વીચાર કરવા લાગ્યો.

"કેમ ભત્રીજા "ગાઈ," તમો શું વીચાર કરોછ?"

"તમોને "મ. દલાઈલ" વારૂ યાદ છે?" મેં પુછ્યું.

"હા, તે કયાં છે? તે મને ઊંઘમાં નાખવા માંગતો હતો, પણ તેમાં તે નીષ્ફળ થયો."

"જોન કાકા, તે નીષ્ફળ નહી થયો હતો. તે તો તેમ કરવા પામ્યો હતો."

"તું કહે છે કે તેણે તેમ કીધું હતું? આવા બેહુદા સ્વપ્નામાં વટીક આ માનવું મુશકેળ છે."

"તમો ત્યાર પછીના ઊંઘમાંજ હતા, અને મેં ઉઠાડયા ત્યાં સુધી તેમજ હતા."

"અને મેહેરબાની કરી કહેશો કે કેટલા કલાક વેર?" તેઓએ મશ્કરીમાં પુછ્યું.

"કલાક અને દહાડા શું, પણ ચોરયાસી વરસવેર. ૧૮૦૦ નાં સાલમાં તમો "હીપનોટીક" ની ઊંઘમાં પડયા હતા, અને હાલમાં ૧૮૮૪ નું સાલ ચાલેછે."

તેઓ આ ઉપરથી મોટેથી હસવા મંડી ગયા; પણ મારો ચેહેરો શાંત જોઈને મુગા રહયા, અને પોતાનાં આંગળાં જોશથી અફાળવા લાગ્યા.

"આ ઊંઘમાંથી હવે મને જાગવુંજ જોઈયે." તેઓ બોલ્યા, અને પોતાનાં આંગળાં જોવા પડયા. "અને તોપણ આ દુઃખારો—મને એ વીશે સઘળું કહો તો."

મેં જેમ આ લખ્યું છે તેમ સઘળું તેઓને કહી સંભળાવ્યું, પણ જરા વધારે લંબાણથી. ત્યાર પછી મેં કહ્યું: "આ સામી આરસીમાં તમારો ચેહેરો જુઓ. તમારી આ ઊંઘમાં તમો ઘણા ઘરડા થઈ ગયાછો. જે પત્ર તમોએ નાખી દીધું તે વાંચી જુઓ, અને તમોને જણાશે કે આ દુન્યા આગળ વધી છે, પણ તમો નથી વધયા. મારા હાથ પકડી જુઓ-આ શું, શું આ માંસ અને લોહી નથી-ખરૂં, અને નહી કે એ પણ વળી ખોટું?"

"અને શું "તોમ જેફરસન" ને હજરે ગુંટી નથી કહાડયો, અને બધું દેશ પાયમાલ નથી થઈ ગયું?"

"મી० જેફરસન તો બે વખત ચુંટી કહડાયા પછી, ઘણાંક વરસ થયાં મરણ પણ પામ્યો છે; અને આ દેશ બે પારકાં રાજ્યોની અને એક પોતાની લડાઈથી હારીને હાલમાં સુખ શાંતીમાં છે, અને પોતાની હદ 'આટલાંન્ટીક' થી તે 'પેસીફીક' સુધી વધારી છે."

"અને મારો ભાઈ 'ગાઈ'?"

મેં અમારાં કુટંબનું દફતર લાવીને 'ગાઈ' પાંચમો કે જે તા० ૩ જી એપરેલ ૧૭૭૦ ને દહાડે જનમ્યો હતો, અને 'ગાઈ' આઠમો (હું પોતે) તા० ૧ લી મે ૧૮૫૨ ને દીને જનમ્યો હતો, તે એઓને વંચાવ્યું. અંતે તે બુજરગ માણસનાં મગજપર આસ્તે આસ્તે આ વાતની સચ્ચાઈ ઠસવા લાગી. તેઓ પોતાના હાથ અને પગપર જોવા લાગ્યા, દાઢીપર હાથ ફેરવવા લાગા, અને તેઓનો ચેહેરો ભારે દુઃખથી કરમાવા લાગ્યો. શું તેઓ આ દુઃખથી ઘેલા થઈ જશે? એકાએક એઓ રડવા મંડી ગયા, અને છેવે જરા શાંત થયા.

"આ—આ ઘણું ઘાતકી છે." તેઓ ડુસકાં ખાતાં ખાતાં અંતે બોલ્યા.

"કાકા જોન, હમોથી જે કાંઈ થયું તે હમોએ કીધું."

ઘરડા અસ્વસ્થ જરા માથાંથી ગયલા લાગે છે. તેઓએ મને ચુહુલામાં એક દાબડો મુકવા કહ્યું."

હું તુરતજ ઓરડામાં દોડી ગયો, કે જ્યાં મેં તે ઘરડા ખેશીને પોતાનાં મન સાથ બડબડના દીઠા. મેં તેઓને કહ્યું કે ખાણું હવે થોડા વારમાં તૈયાર થશે.

"તું અહીં છે," તેઓ બોલ્યા; "અને તું આવીને મને કહે છે કે આ કાંઈ સ્વપનો નથી, અને હું ૧૧૨ વરસનો છું."

ઉપલું બોલી તેઓ મને તીકવા લાગ્યા, અને પોતાનાં આંગળાં એક એકમાં ભેરવી, રમત કરવા લાગ્યા. મેં તુરતજ ડાકટર 'ક્વીટમેન' ને બોલાવ્યો, અને આ ઘરડા ખેશીને ઘણી *ખોંહોસે સુવા મોકલ્યા. જ્યારે તે ડાકટર આવી પુગો, ત્યારે કાંઈ પણ આગળી પાછલી વાતથી તેને વાકેફ કરયા વગર મેં તેને જણાવ્યું કે, આ મારા બપાવાના ભાઈ થાય છે અને એઓની ઉમર ૧૧૨ વરસની છે. આ સગાઈથી ડાકટર ઘણો અજબ થયો, અને તેઓના ચેહેરાપરથી મને લાગ્યું કે, મેં જે ઉમર કહી હતી તે તેઓના માનવામાં આવતી હતી નહી. તેઓ કાકા જોન ના સુવાના ઓરડામાં ગયા, અને રાએતાની રીત પ્રમાણે તેઓને તપાસ્યા, અને કાંઈ પણ સવાલ પુછતા તેનો જોન કાકા ટુકમાંજ એકુ એ બોલમાં જવાબ આપતા, અને કોઈ કોઈ વખત તો પુછેલું સમજતા પણ નહી.

"કેમ ડાકટર?" તેઓના ઓરડામાંથી બહાર આવ્યા પછી મેં પુછ્યું.

"એઓ દેખાઈના ઘણા ઘરડા લાગે છે," ડાકટરે જવાબ આપ્યો; "વરસ ૧૦૦ એકના હશે. એઓને કોઈ જાનનું દુખ દરદ નથી–ફક્ત હવે જીંદગીનું જોર નરમ થતું જાય છે. ઘણી સારી માવજતે અને જરારતી દવાએ કરી એઓની જીંદગી તમો હજી થોડીક વખત સુધી ટકાવી શકશો; પણ ઘણું કરીને તો કદાચ એઓ થોડા દીવસમાંજ શાંત રીતે આ જીંદગી ખતમ કરશે."

અને તેમજ થયું. ઉપલી વાત થયા પછી ત્રીજે દહાડે, આસ્તે આસ્તે વધારે નબળા પડીને, કાંઈ પણ ખેંચતાણ વગર, આ જેહાંન તેઓ છોડી ગયા. છેલી ઘડીએ મારાં આંગળાં તેઓની નાડીપર હતાં. તે ઘણી ધીમી ચાલતી હતી. હું તેઓના પલંગ આગળજ ઉભેલો હતો અને તેઓ નીચે પ્રમાણે બડબડવા લાગ્યા:

"'ગોઈ' ખરેખર એ બધું–તને કાંઈ ખયાલ નહી હશે કે"–અહીં તેઓ અટકયા. મેં છાતીપર હાથ મુકયો, પણ તેનો ધપકારો નરમ પડયો હતો.

આ પ્રમાણે હમારો આ જીવતો પણ મુવેલા સમાન ગણાયલો ખેશી, પોતાની દુઃખી હાલત પોતાના વાહાલા ભાઈને જણાવવા તે સુખી દુનિયા તરફ ચાલી ગયો, અને મારી જીંદગી તુલીક જે બોજો હું સાથે રાખવાની ધાસતીમાં હતો તે ધાસતી હવે મટી ગઈ.

VIOLET.



# થોમસ આ. બેકેટ.




રમી સદીની એક સુંદર સાંજે જ્યારે બધા બહાદુર નાઈટો ખુનખાર લડાઇઓ કરવા પછી પોતાના પવીત્ર દેશને છેલી સલામ કરવા ઉભા છે, તે વખતે એક નીરદોશ છોડીના કોમળ હલકમાંથી "ગીલબર્ટ અને લંડન" એવાજ બે શબ્દો હર પળે લોકોના કાનપર પડતા હતા. એક વાહાણના કેપટન સીવાય કોઈએ પણ એ છોકરીના બોલવા ઉપર ધ્યાન આપ્યું નહી. તે કેપટને તેણીને વાહાણમાં બેસાડી લંડન ઉતારી અને તેણી લંડન શેહેરના મોહોલ્લાઓમાં "ગીલબર્ટ" નામના પોકારો મારતી હતી, તે વખતે એક શખસ તેણીનો સાદ પીછાણી તેણીની પાસે આવી તેણીને પોતાને ઘેર લઇ ગયો.

આ શખ્સ કોણ છે? કોઇજ નહી પણ "પ્લેનટેજેનેટ" વંશના બીજા હેનરીનાં રાજમાં વખણાયલો થોમસ આ બેકેટનો બાપ ગીલબર્ટ બેકેટ છે. ગીલબર્ટ તેના વખતમાં લંડન શેહેરનો લાર્ડ મેયર અને એક મોટો વેપારી હતો. એક વખતે જેરૂસલમમાં એક સારાશીયન સરદારનાં હાથમાં કેદ પકડાયો હતો, તે વખતે તે સરદારની ઉપર લખેલી છોડીએ તેને બંદીખાનામાંથી છુટો કીધો હતો. તે છોડી પછવાડેથી ગીલબર્ટની બાયડી અને થોમસ આ. બેકેટની માતા થઈ હતી.

થોમસ આ બેકેટ ૧૧૧૮ માં જન્મ પામ્યો હતો અને જુદે જુદે ઠેકાણેથી સારી કેળવણી લીધી હતી. પેહેલવેહેલો તે કેન્ટરબરીના "આર્ચબીશપ થીયોબોલ્ડ" ને ત્યાં ચાકરી રહયો.

હેનરી બીજો જ્યારે ગાદીપર આવ્યો તે વખતે તેણે ચેનસેલર અને પોતાના છોકરાને શીક્ષક નેમ્યો. તે ખુબસુરત અને હસમુખો હોવાથી હેનરી રાજાનો માનીનો થઈ પડયો અને મોટા મોટા ઉમરાવો કરતાંબી વધારે ભપકાથી રહેવા લાગ્યો.

૧૧૬૨ માં કેન્ટરબરીનો આર્ચબીશપ થીયોબોલ્ડ મરણ પામ્યો. હેનરીએ એવું વીચારયું કે જો તે થોમસ આ બેકેટને આર્ચબીશપ કરશે તો પાદરીઓનો દોર જે વધતો જતો હતો તેને અટકાવવાને વાસતે તે તેને મદદગાર થઈ પડશે. જે વખતે બેકેટ આર્ચબીશપ થયો ત્યારથી તે સૌધુની જીંદગી ગુજારવા લાગ્યો, તેથી તે રાજાનો અણગમતો થઈ પડયો.

અત્યાર સુધી પાદરીઓ કાંઈ પણ ગુનાહ કરે તેને વાસતે પાદરીઓની કોર્ટ બેસતી હતી, અને ગમે તેવો વાંક હોય તોપણ તેઓને નજીવા જેવા દંડની શીક્ષા કરવામાં આવતી

હતી. હેનરીએ એવું વીચારયું કે તેઓની તપાસ જાહેર કોર્ટમાં થવી જોઈયે. એથી કરીને બેકેટ અને રાજા વચ્ચે ઝઘડો ઉઠયો. ૧૧૬૪ માં હેનરીએ કલેરેનડન ખાતે એક સભા બોલાવી, અને તેમાં બાંર ધારા પસાર કીધા, જે બધા રાજાની તરફેણમાં હતા. બેકેટે પેહેલાં એ ખરડા ઉપર સહી કરવા ના પાડી, પણ આખરે ઘણો જોર જુલમ કીધાથી તેણે સહી કીધી. પોપે એ ધારાઓ કબુલ નહી રાખ્યા અને બેકેટે સહી કીધી હતી તેમાંથી તેને છુટો કીધો.

હેનરી આથી ગુસ્સે થયો અને એક મોટી સભા નોરધેમપટન ખાતે બોલાવી. પોતાનો જીવ જશે એવું ધારી તે ફ્રાન્સ નાહસી જઈ પોપના આશરા તળે રહયો. ૭ વરસ ફ્રાન્સમાં રહયા પછી ફ્રાન્સના રાજા સાતમા લુઈએ રાજા હેનરી અને તેની વચે દોસ્તી કરાવી આપી. હજી તો તે ઈંગલંડ દેશની ભુમીપર પગ મુકે છે તેની અગાઉ તેણે યોર્ક, લંડન અને સાલસબરીના બીશપોને ન્યાત બહાર કહાડવાનો હોકમ કીધો, કારણ કે તેઓએ પ્રીન્સ હેનરીને તેની ગેરહાજરીમાં તાજ પેહેરાવવાની હીમત કીધી હતી.

જેવી આએ ખબર રાજા હેનરીએ નોરમંડીમાં સાંભળી તે વખતે તે પોકારી ઉઠયો કે "એટલા બધા માણુસ જેઓ મારૂં નીમક ખાય છે, તેઓ મને આએ નીચ પાદરીના હાથમાંથી છુટો નહી કરશે?" આ સાંભળી ચાર નાઈટો નોરમંડીથી ઉપડી ગયા અને કેનટરબરીનાં દેવળમાં તેને મારી નાખ્યો. તેની ઘોરને પવીત્ર માનીને લોકો તેની જાત્રા કરતા હતા. રાજા હેનરીએ પણ એક વખતે તેની ઘોર આગળ જઈ પસતાવો કરયો હતો. એવી રીતે એક વખતે રાજાનો માનીતો થયલો બેકેટ રાજાનાં મોહડાંમાંથી જે અભાગ્યા સખુન નીકલ્યા તેનો ભોગ થઈ પડયો હતો.

**મીસ આઈમાએ બમનજી ફીરોજશા.**

**સોરાબશાહ**—"જો તું જાણે કે મને પૈસા મેળવતાં કેટલી મેહેનત પડેચ, તો તું એમ ખરચાઉ થાય નહી."

મીસીસ સોરાબશાહ—"અને જો તમે જરા વીચાર કરો તો તમે એમ બોલો નહી. જરા જુવો, મને આ ચીજ ખરીદવાને માટે કેટલી મેહેનત પડીચ તે. હું લગભગ સો દુકાનપર ફરી, ત્યારે મને મનભાવતી આ ચીજ મળી."

---

**એબરડીન શેહેરમાં** એક તોપીવાલાએ પોતાની દુકાનપર વગર ચુકવેલાં બીલોનું બંડલ કરી તેની ઉપર નીચે પ્રમાણે ચીઠ્ઠીટ વલગાડી ટાંગી મુકયું છે:—"હું ઉધાર આપતો નથી, તેનાં કારણો."

---

**સઉની સાથે સારી રીતે વરતો**—જો તમે બીજાને ચાહશો તો તેઓ પણ તમુને ચાહશે. જો તમે તેઓ સાથ માયાથી વર્તશો, તો તેઓ પણ તમારી સાથ માયાથીજ વર્તશે. પ્યારનો બદલો પ્યારથીજ મળશે, અને ધીક્કારનો બદલો ધીક્કારથી મળશે જો તમે મધુર અને ખુશનુમા પ્રતીશબ્દ સાંભળવા માંગતાં હોવો તો મધુર અને ખુશનુમા રીતે બોલો.





## જર્મન સ્ત્રીઓ, તેમનું બચ્ચપણ, જુવાની અને પરણેલી જીંદગી.




ક જર્મન બાળક જન્મે છે ત્યારથીજ તેની જીંદગી એક ઈંગ્રેજ બાળક કરતાં જુદી શરૂ થાય છે; કારણકે ઘણીક જર્મન માતાઓ હજુ સુધી અસલના વખતના રેવાજ પ્રમાણે પોતાનાં નાનાં બાળકોને જેમ બને તેમ ટાઈટ કપડાંમાં વીટાળેલું રાખે છે. સખ્યાબંધ કપડાંઓમાં વીટાળી ગુટાળી રાખવાનું તેની નાજુક જીંદગીને માટે જરૂરનું ધારવામાં આવે છે, અને તેના પગો પણ એવી રીતે વીટાળી લેવામાં આવે છે કે તે બીચારૂં પોતાને લાંબું પણ કરી શકતું નથી. કહેવાની જરૂર નથી કે, એ રેવાજ તંદરોસ્તીને નુકશાન કરનારો છે; એથી તેમના પગો નીરઉપયોગી થઈ પડે છે.

પણ જ્યારથી તેમને લાયકનો પોશાક તેમને પેહરાવવામાં આવે છે ત્યારથી તે પાંચ ૭ વર્ષની ઉમરનાં થાય ત્યાં સુધી તેઓ ઘણી સુખી જીંદગી ગુજારે છે; કારણકે એક જર્મન માતા કરતાં બીજી કોઈબી માતા વધારે માયાળુ હશે નહી; તેણીનાં બચ્ચાંનું સુખ તેણીને પોતાના જીવ કરતાંબી વધારે વાહાલું હોય છે. તેણીને ત્યાં ઘણાક નોકર નફરો હોય, તોપણ તેમને ઉછેરવાની અને તેઓની કેળવણીને લગતી દરેક ચીજપર તેણી પોતેજ દેખરેખ રાખે છે; નાનાં અને ગરીબ કુટુંબોમાં તો તેણીનો પ્યાર અને કાળજી આપણને ખુલી રીતે દેખાઈ આવે છે. પાંચ કે ૭ વર્ષની છોકરી સ્કુલમાં જવાને પુરતી લાયકની ગણાય છે; સીવાય, તેણીનાં માતપીતા કોઈ શીક્ષકને ઘરમાં રાખે અને તેણીને કેળવણી અપાવે; પણ એમ કોઈકજ વખતે બને છે. એમ છતાંબી છોકરાંઓ કાંઈ ઘરની સુખી જીંદગી અને તેમની માતાની સંભાળ ખોહતાં નથી; કારણકે તેઓ સ્કુલમાં તો ફકત થોડાજ કલાક ગુજારે છે, અને હમેશાં બાકીનો વખત ઘેરમાંજ ગુજારે છે. જર્મનીની સ્કુલો પણ ઈંગ્લંડની હાઈ સ્કુલો માફકજ ચલાવવામાં આવે છે, પણ પેહેલ્લે ઠેકાણેની સ્કુલોમાં સઘળી જાતનાં જ્ઞાન ઉપરાંત હાલના વખતની ભાષાઓ ઘણી સેહેલાઈથી શીખી શકાય છે, તેઓ કોઈબી રીતે પારકી ભાષા બીજાઓ કરતાં વધારે સારી રીતે જાણી શકે છે તેનું કારણ એ છે કે, પારકી ભાષા બોલતાં કાંઈ ખામી પડે તો તે માટે તેઓ શરમાતાં નથી, પણ પોતાથી બનતી કોશેશ કરવાને હમેશાં ખુશી હોય છે.

જર્મનીનાં એક કુટુંબની સંસારી જીંદગી ઈગ્લંડનાં એક કુટુંબની જીંદગી કરતાં જુદીજ છે, કારણકે ભાઈ બેહેનો જો

નાનાં છોકરાંઓવાળાં કુટુંબમાં એક જર્મન માતાને ઘણું કરવું પડે છે; તેણીને ત્યાં એક કે બે નોકરો હોય તોપણ તેણી પોતેજ પોતાનાં છોકરાંઓને નહવાડે છે, કપડાં પેહરાવે છે, તેઓને તેમજ પોતાના ભરથારને નાસતો આપે છે, અને સહવારનો બાકીનો વખત ઘણોખરો સઘળો ઘરખટલાનાં કામમાં કહાડે છે. તેણીનાં છોકરાંઓ જે સઘળું પેહરે છે તે તેણી પોતેજ બનાવે છે, અને કપડાં ધોવાયા બાદ અસતરી કરવામાં પણ તેણી મદદ કરે છે; પણ બપોર પડતાં તો તેણીનો ભરથાર ઘેર આવે તે આગમજ ખુશનુમા દેખાવથી તેનું ખાણું તૈયાર કરી ઉભેલીજ હોય છે. એવી રીતે તેણીની જીંદગી ચાલુ રહે છે. બે કે ત્રણ વર્ષ પછી તો સ્ત્રી પોતાની ઘર સંસારી ફરજો સીવાય બીજાં કશાંમાં કાળજી લેતી નથી, કારણ કે જો કે તેણીનો ભરથાર તેણીની સાથ ઘણાં માન અને. માયાથી વર્તે છે, તોબી ઘરનાંજ કામપર આખો દહાડો મંડી રહેવાની ટેવથી, તેણીનું બીજું જ્ઞાન ઓછું થતું જાય છે, અને ઉપર કહ્યું તેમ, તેણીનો મુખ્ય વીચાર તેણીનો અઠવાડયાંનો દરમાયો લાંબો વખત સુધી કેમ ચલાવવો તે પરજ આવીને અટકે છે. તવંગર કુટુંબોમાં પણ ઘણી કરકસરથી ઘરસંસારી ખરચ ચલાવવામાં આવે છે, અને એક ચંચળ ઘર ધણીયાંણી તો તેણીની ચાહેની ટેબલપરથી કેટલા શાકરના કડકા પાછા ફરે છે તે વઠીક જાણે છે. નોકરોને ખાણું પણ તેઓ પોતેજ ચોકસ પ્રમાણમાં કહાડી આપે છે અને બાકીનું તાળાં કુંચીથી બંધ કરી રાખવામાં આવે છે, પણ એમ કાંઈ દરેક કુટુંબમાં કરવામાં આવતું નથી. હાલની ઉધરતી ઓલાદમાં એ બાબદનું જરા વધારે છુટાપણું જોવામાં આવે છે. એવી સારી કરકસર રાખવાથી ખુદરતીજ પરીણામ નીપજે છે કે, કોઈબી જર્મન પોતાની આવક ઉપરાંત ખરચ કરતો નથી, અને કોઈબી માણુસ ગરીબ હોવાને લીધે તેની હાલત હલકી ગણાતી નથી, કારણ કે દરેક ઘર ધણીયાંણીનો મોટો લોભ અતી કરકસરવાળી ગણાવવામાંજ સમાયલો હોય છે. અગણીત દોલત કરતાં સારૂં ચાંકેર, જર્મનીમાં વધારે માન ધરાવે છે. જો ઇંક તેઓમાંની કોઈ કરકસરથી ઘરસંસાર ચલાવવામાં [illegible] ચઢતી હાલતનાંઓને પોતાનાં પાડોશી કરતાં વધારે ભપકાદાર દેખાવાની કોશેશ કરવા જતાં જે સઘળી આવકનો નાશ કરી, પડતી હાલતમાં આવતાં જોઈયે છીયે, તેમ નહી થાય. આ બાબદમાં જર્મન સ્ત્રીઓનો દાખલો નકલ કરવા યોગ્ય છે.

જર્મન સ્ત્રીઓને કાફી પારટી ઘણી પસંદ પડે છે. દરેક જણું કાંઈ ને કાંઇ સીવવાનું લઈને હાજર થાય છે, કારણ કે તેઓ પોતાનો વખત નકામો ગુમાવે છે એમ તેઓને સાંભળવા ગમતું નથી. પણ સીવવાનું તો થોડુંજ થાય છે, અને વાત તો બંધ પડતીજ નથી. સૌથી ઉંચી પદવીની બાનુને સોફા પર બેસાડવામાં આવે છે, અને તેણીની પાસે બીજી સ્ત્રીઓ બેસે છે; એ પ્રમાણે જ્યાં સુધી કાફી તૈયાર થાય ત્યાં સુધી તેઓ વાતચીત ચલાવે છે. ત્યારબાદ તેઓ બીજા ઓરડામાં જાય છે, જ્યારે આપણને તરતજ જણાઈ આવે છે કે જેટલી તેમને વાત કરવાની શક્તી છે, તેટલીજ તેમને કેક ખાવાની ભુખ પણ છે.

વાતચીત કાંઈ જ્ઞાન આપે એવી થતી નથી. ફક્ત તે તેમના ભરથારો, બચ્ચાં છોકરાં અને નોકર નફરો માટેજ ચાલે છે. ચોપડી ચોપાન્યાં વીષે તો કદાચજ વાત થાય છે અને તે દીવસના સમાચાર સાંભળવાને તો કોઇ કાળજી રાખતું નથી; પણ કાંઈ ગપાટો સાંભળવાને દરેક જણ આતુરતાથી તૈયારી કરે છે.

આએ એક જર્મન સ્ત્રીની સાધારણ જીંદગી છે. આવી જીંદગી ઇંગ્રેજ કુટુંબોની નજરમાં કાંઇબી મજાહ વગરની અને સુસ્ત લાગે, પણ તેમ નથી. તેઓ તો પોતાની હાલતથી તદન સુખી અને સંતોષી રહે છે. તેઓનો ખુશ સ્વભાવ, સઘળાં સાથે મલી જવાની તેમની ટેવ, અને ઉદ્યોગ તથા કરકસરથી સંસાર ચલાવવાની રીત પરથી આપણને ઘણો મોટો ધડો મળે છે. આ તો તેઓની સાધારણ જીંદગીનો હેવાલ છે, પણ એ સઘળી ખુબીઓ સાથે દુનિયાનું ઓહળું જ્ઞાન બીજી ત્યાંની સંખ્યાબંધ સ્ત્રીઓ ધરાવે છે, કે જેઓ જ્યાંબી જાય છે ત્યાં પોતાની આસપાસનાં સઘળાં પર સારી અસર ફેલાવી શકે છે.

ધનબાઈ ફ. શેઠના.

## રાંધવાને લગતું.

**ટેમરન બનાવવાની રીત**—સુકી ગરબના પાટ ૧૨) લેવા, મરચાં લાલ પોણો રતલ લેવાં, તેને બારીક છુંદીને ભુકો કરવો, લસન અરધો રતલ લેવું, જીરાંને ખાંખરૂં કરી ભુસું કહાડી નાખવું, સરકો વેલાતી બાટલી ૩ લેવી, આમળી રતલ ૧) લેવી; પેહલે આમળીને ઘણીજ સાફ કરી સરકામાં ભીજવવી, પછી તેને ખુબ મસળી છુંછો કહાડી નાખવો. આમળીના રસમાં જીરૂં, લસણ, મરચાં નાખી દેવાં; ગરબને પેહલે થોડા સરકાથી ધોઇને બબે કટકા કરવા, પછી મસાલા સાથે ખુબ મેલવી બરણીમાં ભરવી. ખાવાની વખતે મસાલા સુધાં કહાડી ઘીમાં અથવા તેલમાં વગી ખાધામાં લેવી.

**ઓલીવ બનાવવાની રીત**—સોજી રોઝી રતલ ૧ લેવી, દુધ શેર ૨ લઇ તેમાં સોજી મેલવીને ચુલા ઉપર મુકવી, તેને હીલવ હીલવ કરવી, પછી ઘટ થાય કે ઉતારવી. ઇંડાં નંગ ૧૨ લેવાં, તેની સફેદી જુદી કહાડીને કોટા પાછરીથી ફીણવવી. બદામનાં બીજ થોડાં છોલી સલેસ કાપી તથા જાયફળ નંગ ૧) એલચી તોલો અરધો ખાંખરૂં કરીને નાખવું. એ સરવે સોજી ઠંડી થાય ને મેળવવું. ઘી શેર ૧) ચુલા ઉપર કઢાઈ મુકી તેમાં કકડાવવું ને ચમચાએ કરી થોડી થોડી મેલવણી પુરવી; ભજીયાંની માફક લાલ થાય એટલે નીચે મુજબ સીરો કરી તેમાં ગરમ ગરમ બોળી કાઢવાં—ખાંડ રતલ ૨) લેવી તેમાં ૧) પેંટ પાણી નાખી એક તારી ચાસણી કરી સીરો ઉતારવો. એ ઓલીવ પોપટજી કરતાં ખાધામાં ઘણાજ સ્વાદીષ્ટ લાગે છે.

Miss A. Cowasji Dalal.



# ટીપુ સુલતાન.

પ્રકરણ ૯ મું.



બીજે દહાડે તેઓએ બેલેરીમાં વીસામો લીધો. મરાઠાઓની નાની ટોળકીઓ આસપાસનાં ગામડાંની મુલાકાતો લઈ ગઈ હતી, તો જો કે તેઓએ કાંઈ પણ નુકસાન કર્યું હોય, એવી કાંઈ પણ ખબર ખાનને મળી ન હતી. તેઓ પાસ સરસામનનો વધારે બોજો હોવાને લીધે પુર્વ તરફના નુનદીદુગના ટુંકા રસ્તા પરથી તેઓએ પોતાની મુસાફરી આગળ ચલાવવાનો ઠેરાવ કર્યો. ત્યાંથી તેઓ બેંગલોર અથવા તો પશ્ચીમ તરફથી શેહેરમાં નીકળી જવાનો ઈરાદો રાખતા હતા. રસ્તામાં લોકોએ જો કે તેઓને ઘણીક વખત દુશમનો મળવાની બીક આપી હતી, તોપણ હજી સુધી તેઓને તેવું કાંઈ પણ મળ્યું ન હતું. તોપણ કેટલાક દહાડાની મુસાફરી પછી એક જગાએ તેઓએ સાંભળ્યું કે, મરાઠાઓની ઘોડેસવાર ટુકડી એક દહાડો આગમચ ત્યાંથી પસાર થઈ ગઈ હતી. આથી તેઓ વધારે સાવચેતીથી આગળ વધ્યા, અને ખરેજ તેઓનું આ પગલું ડહાપણભર્યું હતું. દુરથી આપણી બહાદુર ટોળીને એક બળતું ગામડું દેખાયું, અને તેઓએ તે પરથી અનુમાન કર્યું કે મરાઠાની વધારે મોટી ટોળકી તે બળતાં ગામડાંની બાજુ ઉપર હોવી જોઈયે.

પોતાની વધારે ખાત્રી કરવા ખાન અને કાસમ તે ગામડાંની મસજીદના મીનારા ઉપર ગયા. કેટલોક વખત નજર દુરબીન કર્યા પછી ખાન બોલ્યો, "જરા ભય જેવું લાગે છે ખરું, લુચ્ચાઓ પોતાનાં હમેશનાં કામમાં લાગી ગયા છે. અજબ જેવું છે કે એઓની સામે થવા અંહી કાંઈ પણ લશકર મળે નહી, અને વધારે અજબ જેવું તો એ છે કે, આ લુચ્ચાઓ ટીપુની સલતનતમાં આટલા બધા આગળ વધવાની હીમત કરી શકે છે."

"જો દીવસ હતે તો આપણે એ લોકોની સંખ્યાનું કાંઈ તોળ પણ કરી શકતે," કાસમ બોલ્યો. "પણ હવે તો જે છે તે છે, આપણને હીમત પકડવી જોઈયે. ઈનશાલ્લા! આપણું નસીબ કાંઈ એટલું બધું ખરાબ નથી કે આપણે આ પીંડારાઓને હાથ ખતા પામીશું."

"જો હું એકલો હતે, તો કાસમ, હું તુને કહું છું કે તમારા સઘળાઓનો સરદાર થઈ આ ચોરોની સામે જતે, પણ કદાચ મરાઠાઓ નહીંબી હોય, અને આગ અકસમાતથીબી લાગી હોય."

પણ થોડાક વખતમાં બે સવારોએ આવી તેઓને ખબર કરી, કે એક દહાડો આગમચ સાંજની વખતે મરાઠાઓ તેઓનું ગામ લુટી ગયા હતા, અને દરેક જણે જેટલું લેવાય તેટલું લીધા પછી ચોરોએ ગામને આગ લગાડી દક્ષીણ તરફનો રસ્તો લીધો હતો-એવું ધારવામાં આવતું હતું કે કદાચ તેઓ ગુતી તરફ ગયા હોય.

"આપણે જે રસ્તેથી જવાના છીયે તેજ રસ્તો" ખાન બોલ્યો. "પણ કાંઈ ફીકર નહી, આપણે વધારે આસતેથી મુસાફરી કરીશું; કારણ કે તેટલા વખતમાં કદાચ તેઓ ખીણુંબી પસાર કરી જાય, અને જો તેમજ બને તો આપણને તેઓને રસ્તામાં મળવાની કાંઈ પણ વકી નથી."

"તું જાણે છે, ઓ ખાન, કે તારો અને ખાનમનો બચાવ કરવા હું મરણ તુલીક તમારી બાજુએ ઉભો રહીશ," કાસમ બોલ્યો. "આ લોકો કહે છે કે પચાસ કરતાં વધુ માણસો આ ચોરોની ટોળકીમાં નથી. કદાચ પચાસબી ન હોય, અને બીકથી તેઓએ અરધાં અરધ ઉપર સંખ્યા વધારી દીધી હોય, પણ તોબી જો જનારા બોલવાથી તું ખફા નહી થાય તો મને કહેવા દે, કે આપણે આ ગામડાંના થોડાક ગામડયાઓને પૈસા આપી સાથે લઈ જઈયે તો ઠીક પડશે. તેઓ આપણો સર સામાન સંભાળવા ઠીક કામ લાગશે, અને જો કાંઈબી ભય હશે તો તેઓ કાંઈ નહી તો આપણને મદદ તો કરી શકશે."

કે એક બીજાને ઘણાં ચાહે છે, તોપણ કોઈથી વાતમાં એક મતનાં હોતાં નથી. કોઈબી મોજ મજાહમાં તેઓ એક બીજા સાથે ભેળાઈ ભાગ લઈ શકતાં નથી, એટલે બંને પોતપોતાને માર્ગે જાય છે, અને એકસરખી રીતે તદન જુદાં ઘસડાયા કરે છે.

છોકરીઓને તેમના ભાઈઓ અને પાછળથી તેમના ભરથારોને માટે સારી સલાહકારો અને મનપસંદ સાથીઓ થઈ પડે તેમ ઉધારવી જોઈયે, એ કાંઈ જરૂરનું વીચારવામાં આવતું નથી. તેઓને નાનપણથીજ એવું શીખાડવામાં આવે છે કે તેમની ઝીંદગીનું મુખ્ય કામ એક સારી ઘરધણીઆણી થવાનુંજ છે, અને જે સદગુણોની તેમને માટે ખાસ જરૂરીઆત છે, તે ફકત તાબેદારી, કરકસર અને બીજાઓ સાથે મીલનસારીથી વર્તવાની ફરજ છે. વગર શકે એક સ્રીને માટે તેઓ ત્રણ ઘણા ઉમદા સદગુણો છે; પણ તેમના ભાઈઓ અને ભરથારોને માટે મનપસંદ સાથી થવાને બીજા ઘણા સદગુણોની ફરજ છે, કે જે માટે તો તેણીને સરજેલી છેજ.

છોકરીઓ પોતપોતામાં ઘણી મીત્રાચારી રાખે છે, અને ઈંગ્લીશ છોકરીઓ કરતાં તેઓ વધારે નરમ હૈયાંની અને ખુલ્લાં દીલની હોય છે, કારણ કે તેઓ કદાચજ પોતાના વીચારો છુપાવી શકે છે; પણ ઘણું કરીને ખુલ્લાં દીલથી ખુશાલીની કે દલગીરીની લાગણી દરેકની આગળ જાહેર કરવાને તેઓ અચકાતાં નથી. એક બાળકની વર્ષગાંઠનો દહાડો તેનાં આખાં કુટુંબને ખુશ કરનારો મોટો બનાવ ગણાય છે. દીવાનખાનાંમાં ટેબલની ઉપર સઘળી ભેટો મુકવામાં આવે છે, અને જ્યારે સઘળું તૈયાર થાય છે કે જે બાળકની વર્ષગાંઠ હોય છે તેને અજાયબી અને ખુશાલીના પોકારો વચ્ચે અંદર લાવવામાં આવે છે, પણ પેલી ટેબલને તો હાથ લગાડવા વગર સાંજ સુધી રહેવા દીધામાં આવે છે; જ્યારે ઘણું કરીને કાફી પારટી આપવામાં આવે છે, અને ત્યાં તે બાળકની નાની સહીઓને તેડવામાં આવે છે, જેઓમાંની દરેક જણ તેણીને માટે કાંઈ ને કાંઈ નાની ભેટ લઈ આવે છે. એ પારટી ઘણી ભપકાદાર કરવામાં આવે છે, અને ત્યાં નાની છોકરીઓ એટલાં બધાં કેકોપર ત્રાપ મારે છે કે તેઓમાંની કોઈબી બીજે દીને ડગ સ્કુલમાં જવાને શકતીવાન રહે છે તે ઘણું અજાયબ જેવું છે. પેહેલું ખાણું-સાડા ચાર વાગે શરૂ થાય છે, જ્યારે કાફી, ચોકોલેટ, મલાઈ, અને સર્વે જાતની મીઠી ચીજો આપવામાં આવે છે. ત્યાર બાદ રમતગમતો ચાલુ થાયછે, અને કોઈવાર થોડુંક ગાયન સાડા ૭ વાગા વેર ચાલે છે, કે જ્યારે ઘરની બાનું દાખલ થાય છે, અને છોકરીઓને બીજા ઓરડામાં લઈ જાય છે, જ્યાં એક બીજું ખાણું તેમને માટે તૈયાર કીધેલું હોય છે. આ વખતે તેમને જેલી, આઈસક્રીમ અને વાઈન આપવામાં આવે છે, અને તેને બરોબર ઈનસાફ આપ્યા બાદ સઘળાં સુખી નાનાં પરોણાઓ વીદાય થાય છે.

નાતાલનો દહાડો એક બીજો મોટો તેહવાર સઘળાં કુટુંબોમાં ગણાય છે. એક ગરીબમાં ગરીબ માણસ પણ એક કે બે દીવા સાથનાં નાનાં ઝાડ વગર નાતાલનો તેહવાર ગણતાં નથી. મહીનાઓ અગાઉથીજ મોટી તૈયારીઓ થાય છે, અને દરેક કુટુંબમાં માતાઓ અને બેહનો ભેદ ભરેલી કામોમાં રોકાયલાં દીસે છે, કે જે તેમના બાપ, ભાઈઓ અને એકબીજાને ભેટ આપવા માટે તૈયાર કરે છે, કારણકે કોઈએબી જાણવું નહી જોઈયે કે તે શું ભેટ મેળવશે. નાતાલની સાંજનાં પેલાં ઝાડને ઘણા ટેસ્ટથી શણગારવામાં આવે છે અને સઘળી ભેટોને ઓરડામાં ટેબલો ગોઠવી તે પર દરેક જણની જુદી જુદી મુકવામાં આવે છે.

જેવું અંધારૂં થવા માંડ્યું કે બાપ અને માય પેલાં ઝાડપર રોશની કરે છે, અને ત્યારબાદ છોકરાંઓ અને નોકરોને તે ઓરડામાં બોલાવવામાં આવે છે, અને તેમની ટેબલ આગળ લઈ જાય છે, કે જ્યારે લાંબો વખત સુધી કાંઈજ નહી પણ ખુશાલી અને અજાયબીના અવાજો સંભળાય છે. અંતે જ્યારે લાઈટ ઓછી થાય છે, કે તેઓને બુજાવી નાખવામાં આવે છે, અને સઘળાં રાતનુ ખાણું લેવા જાય છે, પણ પેલી ભેટો તો સઘળાં મુલાકાત લેનારાંઓને જોવાને માટે ટેબલપરજ રહેવા દીધામાં આવે છે. બાકીનો વખત ઘેરમાંજ ગુજારવામાં આવે છે; બીજી સહવારે યાને નાતાલને દહાડે સહવારે દરેક જણ દેવળમાં જાય છે, અને સાંજનાં આખું કુટુંબ બહાર ફરવા જાય છે.

પંદર કે સોળ વરસની ઉમરે એક છોકરી સ્કુલ છોડે છે, કે જ્યારે તેણીને બેલજ્યમમાં કે સ્વીટઝરલાંડમાં તેણીની કેળવણી પુરી કરવા અને ફ્રેંચ ભાષાનું જ્ઞાન સંપુરણ હાંસલ કરવા માટે મોકલવામાં આવે છે. સ્વીસ અને જર્મન કુટુંબોમાં છોકરીઓને એક વરસ સુધી એક બીજાને ત્યાં રાખવાનું કાંઈ અસાધારણ નથી, એટલે કે એક જર્મન છોકરી સ્વીટઝરલાંડમાં એક વરસ સુધી એક કુટુંબમાં વસે છે, જ્યારે પેલી સ્વીસ છોકરી જર્મન કુટુંબમાં આવી વસે છે. એથી તેઓ એક બીજાની ભાષા શીખી શકે છે, અને વળી એક પારકો દેશ જોઇને સારૂં જ્ઞાન મેળવી શકે છે. એક બે વરસ વીતાં બાદ નવાં જ્ઞાન અને નવા વીચારો સાથ મંડળીમાં ભેલાવા માટે તેણી પાછી ફરે છે.

ઘણીખરી જર્મેન છોકરીઓ જ્યારે તેઓ જુવાન હોય છે, ત્યારે ઘણી સુંદર હોય છે; જો કે તેઓનું રૂપ કાંઈ તદન ખામી વગરનું હોતું નથી, તોપણ તેમની કાન્તી સુંદર અને લગભગ તેઓમાંની સઘળીઓના બાલ શોભાયમાન હોય છે, પણ કમનસીબે તેઓનો સુંદર દેખાવ તેમને ઘણો જલદીથી છોડી જાય છે, અને ઘણું કરીને બે કે ત્રણ વરસની પરણેલી ઝીંદગી એક ખીલની ચળકાટવાળી ખુબસુરતીને તદનજ બદલી નાખે છે, કે જ્યારે તેણી પોતાના બહારના દેખાવ માટે તદન બેદરકાર રહે છે; અને ફકત એકજ વીચાર તેણીને આવ્યા કરે છે, અને તે એ કે, તેણી પોતાનો ઘરવાડયાંનો દરબાર વધુ દીવસ વેર કેમ ચલાવી શકે.

જર્મેનીમાં મંડળીની હાલત ઈંગલંડના કરતાં તદન જુદી છે. ત્યાં અગણીત રીતભાતના કાયદાઓ યાદ રાખવાની જરૂરીયાત છે. એક જવાન બાનુએ એકજ ઓરડામાં મોટી ઉમરની બાનુઓ આગળ, જ્યાં સુધી તેણીને રજા મળે નહી ત્યાં સુધી બેસવું નહી જોઈયે, શીવાય કે તેઓ તેણીનાં અત-

લગનાં સગાં થતાં હોય. તેઓની સાથે વાતચીત કરતાં તેણીએ ઘણાં માન સાથે વરતવું જોઈયે, અને જો તેઓ ઉંચી પદવીનાં હોય તો તેમના હાથો તેણીએ ચુંબવા જોઈયે; અને હમેશાં તેઓને "દયાળુ બાનુ" ને નામે બોલાવવાં જોઈયે, અથવા જો તેઓ કાંઇ ખેતાબ ધરાવતાં હોય, તો તે ખેતાબ સાથે તેમનું નામ બોલવું જોઈયે. તેણી ફક્ત પોતાના જેટલીજ ઉમરની છોકરીઓ સાથે છુટથી ફરી હરી શકે છે, કારણ કે જવાન તેમજ મોટી વયના ગ્રહસ્થો સાથે પણ છુટથી વાતચીતનો વેહેવાર રાખવાનું તેણીને માટે એકસરખી મુશકેલ્યાતનું, નહી બની શકે એવું છે.

ઉનાળામાં શેહેરની બહાર ખુલ્લી હવાવાલી જગાઓ ઘણાંક કુટુંબો સાથે મલી મેજબાનીએ જાય છે, જ્યારે બાપો એકઠા મલી ફરે છે, અને માતાઓ એકઠી મલી તેઓના નોકરોની હરામખોરી વીષે તાહેલાં ચલાવતાં ચલાવતાં પણ તેઓની દીકરીઓ નજરથી દુર છટકે નહી તે પર નીગાહ રાખે છે. એથી એવું થાય છે કે, ઇંગ્રેજી સંસારની માફક એક માણસથી જર્મનીમાં એક છોકરીના ગુણદોષથી પરણ્યા આગમજ વાકેફ થઈ શકાતું નથી. વળી છોકરીઓને એવા વીચાર સાથ ઉધારવામાં આવે છે કે તેમને માટે લગન જરૂરીયાતનાંજ છે, અને તેજ સંસારમાં તેમની હાલત સુધારશે. આથી તેઓ ભરથારનાં સલાહકાર થઈ પડવાનો વીચાર કરવાને બદલે પોતાની જરૂરીયાત કેટી વધશે, અને પોતે પોતાનું સ્વતંત્ર ઘર ચલાવશે, 'વીગેરે બાબદોનો અગાઉથી વીચાર કરે છે. પોતાનાં માબાપે પસંદ કીધેલા ભરથારને પોતાનો હાથ લગનમાં આપવાને તેઓ હમેશાં સંતોષી રહે છે. ભરથાર અને સ્ત્રી-વચ્ચેના કજ્યા તથા અસુખી જોડાંઓ ત્યાં ઇંગ્લંડના કરતાં થોડાં જણાય છે, કારણ કે એક જર્મન ભરથાર હમેશાં ઘણો ખુશ સ્વભાવવાલો તથા માયાળુ હોય છે; અને સ્ત્રી પોતાના પતી તરફથી થોડુંજ મેળવવાની આશા રાખે છે, એટલે તેણી કદીબી થોડાંથી નીરાશ થતી નથી.

ભવીષમાં થનારાં ભરથાર અને સ્ત્રીનાં માતપીતાઓ પોત પોતા વચ્ચે તેમનાં ભવીષ્યને લગતી પૈસા ટકાની બાબદની ગોઠવણ કરે છે, અને જો દરેક ચીજ તેમને સંતોષ આપે છે, તો તેણીના પસંદ કીધેલા ભરથારને ઘેરમાં આવવાની છુટ આપવામાં આવે છે, પણ ત્યારેબી માતા અથવા કોઈ બીજું તેવુંજ મોટી વયનું તેમની આગળ ને આગળજ રહે છે અને તેઓની દરેક વાતચીતપર ધ્યાન આપે છે. જર્મન છોકરીઓ જરામાં રાજી થાય તેવી હોય છે, અને જો તેણીને માટે પસંદ કીધેલો ભરથાર માફકસરનો સારો દેખાવ અને સારી રીતભાત ધરાવે છે તો તેણી જલદીથી તેને ચાહતાં શીખે છે, અને પોતાનાં નસીબથી તદન સંતોષ પામેલી રહે છે. ચાહરાવાની કીયા પણ લગનની માફક ઘણી ગંભીરાઈથી કરવામાં આવે છે. સગાં વાહાલાં અને મિત્રોને વર કન્યાની તંદરોસતી ઈચ્છવા માટે તેડવામાં આવે છે. ચાહરાવા પછી ઘણે લાંબે વખતે લગન કરવામાં આવે છે, જેટલા વખતમાં છોકરીનાં મા બાપને ઘણું કરવાનું હોય છે. તે નવાં પરણેલાં જોડાં માટે ઘર પુરૂં પાડવાનું તેમને માથે આવી પડે છે, અને એ કાંઈ નાનું કામ નથી; કારણ કે કન્યાની જીંદગી સુધી ચાલે એટલું સુતરાઊ કાપડ તેણીને પુરૂં પાડવું જોઈયે.

અસલના વખતમાં દરેક ચીજ ઘરમાં કરવામાં આવતી હતી અને જ્યારથી છોકરીઓ જન્મે ત્યારથીજ તેમની માતાઓ તેમને માટે સઘળી 'તૈયારીઓ કરવા માંડતી; પણ હાલમાં તેમ નથી. યુરોપનાં બીજા દેશોની માફક જર્મનીમાં પણ મોટી દુકાનો દરેક ચીજ પુરી પાડે છે; આથી બેહદ મેહનતનો બચાવ થાય છે. ઘરની દરેક ચીજપર તેમજ તેણીનાં પેહરવાનાં કપડાંઓપર તેણીના નામનો મોનોગ્રામ ઘણો સરસ રીતે પાડવામાં આવે છે અને ઘણીખરી, ચાદરો તથા તકીઆના ગલેબોને ઉંચી સણની લેસોથી શોભાયમાન કરવામાં આવે છે.

કોઈબી મુલકમાં જર્મની કરતાં વધારે સારી રીતે કપડાંનું શીવણ કામ થતું ન હશે; કારણ કે દરેક વર્ગની સ્ત્રીઓ દરેક જાતની બારીક શીવણમાં બીજા દરેકને પાછળ નાખે છે ટેબલકલાથ, રુવાલો અને બીજા સાધારણ વપરાસમાં આવતી દરેક ચીજ ઘણાં સરસ બરતકામથી શોભાયમાન બનાવવામાં આવે છે. હમણાના વખતનાં જર્મન ઘરો ઘણાં ટેસ્ટથી શણગારવામાં આવે છે, પણ જુના વખતનાં ઘરોમાં સામાન ઘણો ભારે અને બેડોલ હોય છે, તોપણ આ[illegible]કીબી સફાઈ અને સુઘડાઈ દરેક ઠેકાણે સામનની ઝાંખ દાબી[illegible] નાખતી હોય છે

લગનની એક દહાડો આગમજની રાત્રે કન્યાનાં માતપીતા બંને તરફનાં મિત્રો અને સગાં વાહાલાંને એ[illegible] ખાણું આપે છે, કે જે દીવસને લગનની સાંજ કહે છે. [illegible] ગણે દીને વર કન્યાને ઘણું માન આપવામાં આવે છે અને કોઈ હે કોઈ વખતે નાટક કરવામાં આવે છે જ્યારે વર કન્યાને [illegible]

નાએક બોલ્યો, "પણ આ જગાને બચાવનાર કોઈ હતું નહી, કારણ કે સઘળા જવાનો ગેરહાજર હતા, અને એવું ધારવામાં આવે છે કે મરાઠાઓએ આ ગામ ઉપર હુમલો કર્યો તે આગમચ તેની તેઓને ખબર મલેલી હોવી જોઈયે. તેઓ ખરેજ નામીચા હીચકારાઓ છે."

"શું ત્યારે તમો એમ બરાબર જાણો છો?"

"હમોને બરાબર ખબર છે. છેલ્લા થોડાક દહાડામાં બે વખત હમોએ તેઓને મારી હટાવ્યા હતા, અને એક બે જણને તો મારી વટીક નાખ્યા."

"મશાલ્લા? તું બરો ચબરાક દીસે છે, તારૂં નામ શું?"

"મારૂં નામ નરસીંગાહ છે, અને ગામના પટેલનો હું ભાણેજ થાઉં છું."

"ઠીક, ત્યારે નરસીંગાહ, હમારી સાથ તું થોડાક દહાડા આવવાને કબુલે છે? તુંને ખાધા ઉપરાંત રોજનો રૂપ્યો મલશે, જ્યારે તારા સાથીઓને તારેથી અડધું મળશે."

"કેમ ભાઇઓ, તમો શું કહો છો?" નરસીંગાહ બીજાઓ તરફ ફરીને બોલ્યો. "આ પડોશી માટે તમો શું ધારો છો, એઓ સારા માણસો લાગે છે, અને વળી સરકારી માણસો જેવા દીસે છે, આપણાથી નાખી પાડી ન શકાય."

"હમોએ શું શુ કરવું જોઇયે?" તેઓમાંના એકે પુછ્યું.

"જો જરૂર પડે તો લડવાનું" કાસમે ઉત્તર દીધો, "કેમ તે તારેથી થશે કે નહી?"

"કરનાતીકમાં કોઈ એવો ન હશે, કે જે લીંગુ કરતાં વધારે સરસ રીતે બંદુક તાંકી જાણતો હોય."

"કદાચ એ બંદુક ઠીક ફોડતો હશે, અને એને લડતાં નહી આવડતું હશે." કાસમ બોલ્યો.

"હું કોઈ દહાડો પણ મરાઠા યા મુસલમાનોથી ડરયો નથી." લીંગુ બોલ્યો.

"ઠીક! પણ હવે તમો શું કરશો? અંહી તમો દસ બાર જણુ છેઓ. તમારી અડધીજ સંખ્યા ગામના બચાવ માટે પુરતી છે. મરાઠાઓબી વળી સામી બોરહુએ ગયા છે. કેમ ત્યારે આવવાને કબુલો છો કે?"

"હમોને અડધા પૈસા પહેલાં આપો અને હમો આવવાને તૈયાર છઇયે.–હમારામાંના ૭ જણા."

"કેમ ભાઈઓ, હું બરાબર બોલ્યો કે નહી."

"હા, બરાબર છે." ઘણાક જણુ બોલી ઉઠયા, "આપણે જાણ્યે. કદાચ છેલી વખતની માફક આ સાહેબબી આપણી પાસ કામ કઢાવી લઈ પછી ખાલી હાથે પાછા મોકલે."

"અલ્લાના કસમથી કહું છું કે એવી ચાલ ઘણી શરમભરેલી છે." કાસમ બોલ્યો. "બીહો ના, તમોને અડધા અડધ પૈસા પેહલેથી મલશે."

"કાસમઅલી, ઓ કાસમઅલી," કોઈ મીનારાપરથી મોટો બોલ્યું. તે ખાનનો અવાજ હતો,–"કાસમ, જલદીથી ઉપર આવ."

"અલ્લા! શું હશે!" કાસમ ઉપર જતાં બોલ્યો. તેની પછવાડે બીજા ઘણાંક માણસો ગયાં, અને થોડા વખતમાં તેઓ મીનારાની ઉપર જઈ પુગા.

"પેલું શું છે?" ખાને કાસમને આંગળી કરી એક મોટું બળતું બતલાવ્યું, જે દેખઈતી રીતે તો ઘણુંજ દુર દીસતું હતું.

"એ તો પાસેનાં ગામડાંમાં ચોકી રાખવા માટે બળતું કર્યું હશે." નાએક બોલ્યો; પણ તે બોલવું પુરૂં કરે તેટલાં તો બળતું આસપાસ પંઠરાઈ વધી ગયું.

"આ કાંઈ ચોકી રાખવા માટે આતશ નથી સળગાવ્યો; યા તો કોઈ ઘર અકસમાતથી બળે છે, યા તો મરાઠાઓ ત્યાં છે. તમે સઘળાંઓ તપાસ કરો, જો ઘોડેસવારો હશે તો બળતાંના ઉજાશથી દેખાઈ આવશે!"

"હા, પેલી બાજુએ જોવો." બીજી બાજુઓ તરફથી નીકળતાં બળતાં જોઈ કેટલાક જણુ બોલી ઉઠયા. "આ તો મરાઠાઓજ હોવા જોઇયે, તો જો કે આપણુને તો કોઈ દેખાતું નથી."

"તેઓ તો ઘરોની અંદર ભરાયા હશે." ખાન બોલ્યો, "જ્યાં સુધી એઓ લુટથી ધરાશે નહી ત્યાં સુધી બહાર આવવાના નથી."

ખાનનું બોલવું ખરૂંજ હતું, કારણ કે જ્યારે તે, કાસમ, અને બીજા માણસો જુદી જુદી બાજુએથી નીકળતાં બળતાં તપાસતા હતા, ત્યારે સામી બાજુએથી વીશએક ઘોડેસવારો નાગી તળવાર સાથ બહાર ધસી આવતા જણાયા. તેઓના દેખાવપરથી તેઓ મરાઠા જેવાજ લાગતા હતા.

"નીચ કુત્રાઓ" ખાન બોલ્યો, "હીચકારા અને બેશરમો!–નીરાધારો ઉપર આવી રીતે હુમલો કરવાની તેઓને શરમ નથી આવતી!—બીચારાઓ ભર ઊંઘમાં પડયા હોય તે વેળાએ તેઓનાં ઘર બાળી નાખવાં એ શું શરમ ભરેલું કામ નથી? મારા રીસાલામાંનાં વીસજ માણસો, અરે હમણાં જેટલાં છે તેટલાંજ, આ લુચ્ચાઓને સ્વાદ ચખાડી આપશે."

"કાસમઅલીની સાથે કોણ આવે છે? અલ્લા! આપણે કાંઈ ઢોરો નથી, પણ મરદો છઇયે. હું કહું છું કે આપણામાંનો એક એક, હીચકારાઓમાંના બેને પુરો પડે. મારી સાથ કોણ આવે છે?"

"હું–અને હું!–અને હું!" ઘણાક જણુ બોલી ઉઠયા અને તે જુવાન માણસ જે દાદરપરથી ઉતરવાને તૈયાર ઉભો હતો, તેની પછવાડે જવા તૈયાર થયા.

"હું હોકમ કરૂં છું કે થોભો?" ખાન બોલ્યો, "આએ કાંઈ ભયમાં ઝીપલાવી દેવાનો વખત નથી. પેલી બાજુએ જુઓ. તમો કહો છો કે ફક્ત વીસજ માણસો છે. હું કહું છું કે પચાસ કરતાંબી વધું છે."

તેઓએ પાછું ફરી તે બયાનક દેખાવ જોયો. બળતાં મીનારાથી હવે એક માઈલ પણ દુર ન હતાં. આ કમનસીબ ગામડાંની આસપાસ થોડોક ખોલો જગ હતો કે જ્યાં મરાઠા ઘોડેસવારો એમથી તેમ ફરતા જણાતા હતા, જ્યારે



# એક કુટુંબની શેઠાણી.



રચણીયાણી: કેવો સુંદર ખુશનુમા બોલ! કેવો સઘળું ડહાપણ, માયા, સુખ અને ભલાઈની સુચના કરનારો બોલ! ખચીતજ દરેક સ્ત્રી કબુલ તો કરશે કે, એક કુટુંબની શેઠાણી થવું એક ગંભીર તેમજ સુખી ચીજ છે, પછી તે એક ધણીઆણી અને માતાના સુખી દરજ્જામાં હોય યાને એક કરી લીધેલાં કુટુંબની કુમારી શેઠાણી તરીકે હોય.

જો કે તાબે થવું સેહલું, ખુશનુમા અને સુંદર લાગે છે, તોપણ એક સ્ત્રીની ચાલચલણની ખુબી ફક્ત તાબેદારીમાંજ સમાયલી નથી. ઘણી ખરી સ્ત્રીઓની જીંદગીમાં એક વખત એવો આવે છે, કે જયારે તેઓને શીખવવું પડે છે કે કેવી રીતે અમલ ચલાવવો. પેહલાં પોતાપર અને પછી પોતાની આસપાસનાંઓ પર. આપઅખત્યાર સત્તા ચલાવવાની બુદ્ધી ખુદરતીજ મગજમાં આવે છે; જેમ નાનાં બાળકોમાં આપણે જોઈયે છીયે કે એક આકળા, ઝનુની ખવાસનું બાળક બીજાઓપર સત્તા ચલાવે છે, અને જેને તેનેથી મોટાં યા નાનાં તાબે થાય છે; પણ આપઅખત્યાર સત્તા ચલાવવી અને હકુમત ચલાવવી એ બે તદન જુદીજ ચીજો છે, બેઉ વારેઘડીએ તદન ઉલટાજ ખવાસથી ઉત્પન્ન થાય છે.

ઘણી સ્ત્રીઓ લગભગ તેઓની આખી જીંદગી સુધી બીજાંની હકુમત તળે રહેલી હોવાથી, જ્યારે તેઓને માથે હકુમત ચલાવવાનું એકાએક આવી પડે છે, ત્યારે તે તેઓને ઘણું મુશકેલ લાગે છે; કોઈ વેળાએ તેઓ આ કામ માટે મુદ્દલ તૈયાર નથી હોતી અને એમાં શું શીખવાનું છે તેથી તદન અજ્ઞાન હોય છે. તેઓ ધારે છે કે, તેઓમાં સઘળું જ્ઞાન ખુદરતી આવી જશે—ઘરનો સઘળો કારોબાર અને ઉપરીપણું ચલાવવાનું, આવકનો બરાબર ઉપયોગ કરવાનું, નોકરોને કાબુમાં રાખવાનું, અને તેઓ સાથ સારી રીતે વર્તવાનું તેઓને ખુદરતીજ આવડશે.

દરેક કુટુંબ એક નાનું રાજ છે; એક રીતુરી રાજ પર અમલ ચલાવવાનું કામ જેટલું મુશકેલ છે, તેટલુંજ મુશકેલ એક કુટુંબનાં આદમીઓપર અમલ ચલાવવાનું છે. "જે દેશનો રાજા એક બાળક હોય તે દેશની કમબખતી હોજો! અને જે ઘરની શેઠાણી—એક બાળક કરતાં પણ નપેતર—એક મુરખ, અજ્ઞાન, અશક્ત સ્ત્રી હોય, તેની કમબખ્તી હોજો!"

કુટુંબોમાં તેમજ રાજ્યોમાં અંધેર કારભાર ચાલવાનું મુખ્ય કારણ નોકરો છે. ઘણાંખરાં કુટુંબોમાં જોશો તો ફરયાદનું મુખ્ય મુળ નોકરોજ છે, એનું શું કારણ? ચાલો આપણે જોઈએ. થોડાંક કુટુંબની શેઠાણીઓના દાખલા આપણે લઈએ, કે જે સાધારણ રીતે વચલે વાર્ગનાં કુટુંબોમાં જોવામાં આવે છે.

પેહેલો દાખલો હીરાંબાઈ——નો લઈયે. આ બાઈનાં ઘેરમાં જ્યારેથી તમો દાખલ થશો ત્યારે ત્યાંના નોકરોમાં તમે ફેરફાર થયેલો સાંભળશો. ચાર અઠવાડયાં સુધી લાગત તમે ત્યાં જશો તો દર અઠવાડયે એક નોકરને બદલાયલો તમે કદાચજ નહી જોશો. તેવણનો વડો છોકરો જે હાલ ગુણાકાર શીખે છે, તેને તેવણનાં લગન પછી ઘેરમાં કેટલા નોકરો થઈ ગયા તેનો સરવાળો લેવા બેસાડશો તો તે બાપડો ગુચવણમાં આવી પડશે. આટલા બધા નોકરોમાંથી ખચીત બધા તો ખરાબ હશેજ નહી, તોપણ તેવણને આપણે કહેતાં સાંભળ્યે છીયે કે, કોઈ સેહતાનની ઓલાદનાંબી, તેવણને ત્યાં રહેવા આવતા નોકરો કરતાં ખરાબ હશે નહી. બાવરચીઓ ચોરી કરી ઘી અને ગોસ વેચે છે. વાસણ ઉજાળનારૂં માણસ બરાબર વાસણ ઉજાળતું નથી, અને સુઘડાઈ સફાઈ રાખતું નથી, આયાઓ કામ કરવાની હરામખોરી કરે છે અને આખો દીવસ એસકી મેસકી થઈ ફરે છે. ગરીબ બીચારાં હીરાંબાઈ નોકરો સાથે આખો દીવસ તેવણનું ભેજું ચરી આવે છે, તેવણનું રહેવાનું ઘર સુંદર હવાવાલું છે; તેવણ સારો પગાર આપે છે—એટલે કે તેવણના સખી દીલના ઘણી આપે છે—તો પણ કોઈ નોકર તેવણને ત્યાં ટકતો નથી.

પણ તેનું કારણ શું? કારણ એ કે, તેવણ શેઠાણી થવાને લાયક નથી, તેવણ ઘેરમાં કેમ હકુમત ચલાવવી તે જાણતાં નથી—તેવણ ફક્ત હુકમ કરી જાણે છે, તેવણ ઠપકો આપી જાણતાં નથી—ફક્ત ધમકાવી જાણે છે, ખરેખર પોતાનો દરજ્જો કેમ સાચવવો તે તેવણ જાણતાં નથી, જોકે હંમેશાં તેનું ડોળ ઘાલવાની કોશેશ કરેછે, થોડી અથવા તો મુદલ કેળવણી લીધેલી ન હોવાથી, કેટલી સખતાઈથી તેવણ નોકરો સાથે વર્તે છે તે તેવણ જાણતાં નથી. તેવણના વધારે ચાલાક નોકરો જલદીથી શોધી કહાડે છે કે તેવણ "એક બાનું નથી." ખરેખર જોતાં, જો તેવણના [illegible] રેશમી પોશાકો છીનવી લેવામાં આવે, તેવણના ગાડી ઘોડા વેચાવી નાખવામાં આવે અને તેવણના સુંદર ઘરના હાલ અને દીવાનખાનાને બદલે એક નાનાં ઘરને ભોંયતળીએ રાખવામાં આવે તો હીરાંબાઈ તેવણનાં બબરચણ કરતાં એક રતીભાર પણ ઊંચે દરજ્જેનાં કહેવાય નહી.

મેહરબાઈ——નું ઘર આથી તદન જુદીજ રીતનું છે, ત્યાં તમે ઘરને લગતા નાના નાના કજ્યા અને શેઠાણી તથા નોકર વચ્ચેની મારામારી કદી સાંભળશો નહી. તેવણને ત્યાં ગેરઈનસાફી અને બેઅદબી ભરયા સવાલ જવાબો થતા નથી, "એક નોકર" સાથે કજ્યો કરવો તેવણને સ્વપનેબી નથી. તેવણ એક શેઠાણી તરીકેની ફરજ ઘણીજ ચોકસાઈથી બજાવે છે; પગારો (જે મધ્યમસરના હોય છે, કારણકે તેવણની આવક કાંઈ મોટી નથી) બરાબર આપ્યાં જાય છે; થોડો પ-

ગાર આપી તેઓ પાસે વધારે કામ લેતાં નથી, તેઓને ઘટતી વખતે રજા આપે છે, કંજુસ થયા વગર તેવણ કરકસરથી ઘર ચલાવે છે, ઘરમાં દરેક ચીજ રીતસર સમાધાનીથી થાય છે; જો તેમ નથી થતું તો નોકરોને તુરત રજા મળે છે, કારણ મેહરબાઈને ઘડી ઘડી દરેક ચીજમાં ખામી કહાડવી પસંદ નથી, તેવણ નેક આબરૂદાર બાનું છે, જે પોતે બજાવે છે તે કરતાં વધારે મેળવવાની આશા રાખતાં નથી, અને તેવણના નોકરો તેવણને માન આપે છે, પણ તેઓ તેવણથી બીહે છે, તેઓ તેવણને ચાહતા નથી તેઓની અને તેવણની દયા વચે ઘણો ફરક છે—તેવણ ભુલી જતાં હોય એવું લાગે છે કે તેવણ તથા તેઓ એકજ સરખાં માંસ અને લોહીનાં બનેલાં છે, અને મુવા પછી પણ એક સરખીજ રીતે તેઓની ખાક બનશે. તેવણના નોકરો બરાબર સેવા બજાવે છે, બરાબર અને પ્રમાણીકપણે તાબે રહે છે; પણ તેઓ તેવણપર દયા અથવા વીશ્વાસથી જોતાં નથી. તેવણની સખતાઈ નીચલા દાખલા ઉપરથી જણાઈ આવશે. તેવણની આયા મહીનાઓ સુધી આજારી અને આજારી ચાલ્યા કરતી હતી, તે છતાં તેણી કેવી હાલતમાં છે તે જાણવાની તેવણને કશી દરકાર ન હતી, અને એક દીવસે સહવારનાં બાઇનું કાંઈ કામ કરવા જતાં તેણી પડી ગઈ, અને તે દીવસે રાતનાં મરણ પામી. મેહરબાઈને કદાચ આ વેળાએ તેવણની સખતાઈ સુઝી હોય.

માણેકબાઇનાં ઘરમાં પ્રજાસતાક રાજ ચાલે છે; તેવણે રાજની લગામ હાથમાંથી છોડી દીધી છે, અને અજેટાઇને તથા ઊંચાઈને વખત પુરો કરે છે. એવણનું ઘેર કેમ ચાલે છે તે તો ફક્ત ખોદાજ જાણે છે; ઘેર પોતાની સંભાળ પોતેજ રાખે છે. શેઠાણી કોઈપણ ચીજને વાસ્તે કોઇને પણ ઠપકો દેવા માટે ઘણાં નરમ ખવાસનાં છે, કોઈપણ ચીજ પોતે કરવા માટે અથવા તો તે કેમ કરવી તે કોઇને દેખાડવા માટે ઘણાં આળસુ છે. અલબત તેવણને ઘીતાં સોજા કપડાં પેહેરવા ગમે છે; પણ તેવણનાં ઘેરમાં રાંધવાનું તેમજ બીજું સઘળું કામ કરનારી ઈરાનીની છોકરી એવણ માફક સોજી રહી શકતી નથી. તેણીને સુઘડાઈ સાથે વેર હોય એમ દીસે છે. માણેકબાઇ ધારે છે કે, તેવણ કામ પ્રમાણે પગાર આપી એક સારો નોકર રાખી શકતાં નથી, તેથી તેવણ શીરીન ઈરાનીને લઈ ચલાવે છે. જો કે આ છોકરી જાતે સારી છે, તોપણ જે ફરજો બજાવવાને તેણીએ માથે લીધું છે, તે માટે તદન અશકત છે, અને તે કદી શીખી શકે તેમ પણ દીસતું નથી. શીરીન ઈરાની અથવા તેણીની શેઠાણીને કદી પણ એવો વીચાર આવયો નહી હશે, કે કદાચ ગરીબાઈ નહી અટકાવી શકાય તેવી ચીજ હોય, પણ મેલો, ફુવડ વાપરવાસ નહી અટકાવી શકાય એવી ચીજ નથી; એક ઘર ગમે એવું નાનું અને થોડા સામનવાળું હોય, તોપણ તે સાફ તો રાખી શકાય; એક છોકરી ગમે એવી અજ્ઞાન હોય તોપણ તે શીખી તો શકે—એક ભોજન ગમે એવું સાદું, નહી, થોડું પણ હોય તોપણ તે સારૂં અને સોજું પકાવી શકાય, અને વળી એકબારગી નોકરો નહી હોય તોપણ દરેક શેઠાણીને હમેશાં તેણીનું ચાલાક ભેજું અને ચપળ હાથો આપેલા હોય છે. મારાં ભલાં માણેકબાઈ, તમે કદી પણ આ વીચાર કીધો છે? દર રોજ સવારનાં તમુને ખુરસી અને ટેબલ લુછતાં અને ખુણે ખુણેથી કરોલીઆનાં જાલાં પખોડતાં જોવાથી શીરીન ઈરાની શું તમારે વીશે હલકું મત બાંધશે? યા તે તમુને ઓછું માન આપશે? જે ચીજ તેણી કરયા વગર અધુરી રાખે છે, તે તેણીની શેઠાણી કરે છે એ વીચારની ખાતરથી તેણીને શું શરમ નહી ઉપજશે? તમારા ધણીનું સુખી ભોજણ તમે પકાવયું છે અને વળી શીરીન ઈરાનીને પણ તેજ રીતે પકાવવાને શીખવ્યું છે, એવી શોધથી શું તમારો ધણી તમારીપર ઓછા પ્યારની નજરથી જોશે? તમારૂં સાદું અને શાંત ઘેર જ્યાં ખોદાએ બાળકની બક્ષેશ નથી કીધી, તે ઘેરને સાફ અને સુઘડ દેખાડવા માટે ખુરસી અને કોચનાં કવરો, ચાદરો અને ગલેફ તથા બીજી ફાટી તુટી ચીજો સીવતાં સાંધતાં તમારાં આંગળાં વીધાયલાં જોઈ શું તમારો ધણી નાખુશ થશે? પણ કદાચ તમે પોતે શીરીન ઈરાની જેવાંજ અજ્ઞાન હશો. મને તો ધાસ્તી લાગે છે કે, તેમજ છે. વારૂ, પણ હું તમુને એક સોનાને મુળનો કાયદો આપું છું, તે ધયાનમાં રાખજો—"જે ચીજ તમે કરી નહી શકો તે કદી પણ તમારા નોકર પાસે કરાવવાની આશા રાખતાં ના, અથવા તો જો જરૂર પડે તો તમે પોતે તે કરતાં શીખજો."

ઉપલાં વાકયનો ઘણો સારો દાખલો આપણે રતનબાઈમાં જોઈશું. તેવણ માણેકબાઇ કરતાં વધારે પૈસાદાર હોય એ વીશે મને શક છે; તેવણ ઘરમાં આખો દીવસ ઉદ્યોગી રહે છે અને તેવણના નોકરો તે જાણે છે. તેવણના બે નાના છોકરાઓ એટલા મસ્તાન છે કે, હું ધારૂં છું કે તેઓની મા શીવાય બીજી કોઇબી સ્ત્રી તેઓને કબજામાં રાખી શકે નહી. તેવણનો ચેહરો તમે હમેશાં સુખી અને હસતો જોશો. નોકરો તેવણને સવારથી તે રાત સુધી કામમાં રોકાયલાં જોય છે, તેથી તેઓ પોતે આળસુ રહેવાને શરમાય છે; તેઓની બાઈનાં માથાંપરથી કામનો બોજો ઓછો કરવા તેઓ કાંઈપણ કરવાને રાજી થાય છે. જો નાનો જાંહગીર આજારી પડે છે તો આયા આખી રાત તેની સાથે જાગે છે, અને વળી પાછી સવારનાં પાંચ વાગતામાં ઉઠે છે. જો પીરોજ ઈરાની બાઈનું કાંઈ સીવવાનું કામ કરવામાં રોકાયલી હોય છે, તો (કુંવર ડોસાં (બબરચણ) તેણીને બદલેનું જાસ્તી કામ કરવા માટે અંબડતાં નથી. બેઉ જણ બાઇને જરાક પણ દુ:ખ યા મેહનત નહી આપવા માટે આખો દીવસ વહીતરૂં કરવાને રાજી રહે છે. જો ઘરમાં કોઈ જરાક પણ આજારી પડયું હોય અને તેવણનો ચેહરો દુ:ખી દીસે તો તે દુ:ખનો છાપ રાંધણીમાં પણ નોકરોના ચેહરાપર આપણે જોઈશું. ઘેરમાં દાખલ થતા વાર જો પીરોજ ઈરાની તમારી સામે થાય તો તમે તેણીના ચેહરાપરથીજ જોઈ શકશો કે ઘેરમાં સર્વે કેમ છે; જો કુંવર ડોસાંને તમે સારી પેઠે ઓલખતાં હોવો અને રસ્તામાં મેલાપ થતાં તેવણનાં બાઈની ખબર તેવણને પુછશો, તો ઘેરમાં દરેક ચીજ બાઈએ કીધી હશે તે તથા થોડાક

દીવસ થયાં તેવણનો ચેહરો કેવો લાગે છે, તે સઘળું તમુને બરાબર કહેશે અને વળી છેલ્લે પોતાના અનુભવથી ગંભીર ચેહેરે ઉમેરશે કે "મને તો બાઈની બહુ ધાસ્તી લાગે છે, દહાડે દહાડે બહુ લેવાતાં જાય છે, જરાક આળીને. જોજો તો ખરાં."

બીજી બાજુએ વળી તેઓનાં બાઈ પણ માયા અને કાળજીથી તેઓની સેવાનો બદલો વાળી આપે છે, તેવણના નોકરો તેઓની દરેક વાત—કપડાં ચપડાંથી તે છોકરાં બચ્ચાં સુધ્ધાં—તેવણ આગળ કહે છે અને તેવણ તે ધીરજ અને માયાથી સાંભળી સારી સલાહ આપે છે. જો તેઓનાં કોઈ પણ સગાં વાહાલાં રાંધણીમાં આવ્યાં હોય તો ઘણું ખરૂં તેઓ સાથ વાત કરવાને તેવણ જાય છે અને હમેશાં માયા ભરચો આવકાર દે છે, તેઓનાં કુટુંબનાં સર્વ આદમી સાથે માયાથી હલીમલી ચાલવાને તેવણ તેઓને ઉશકેરે છે, એવું ધારીને કે જેમ માયા ભરચો ખવાસ એક મોટે ઘેરની બાનુને જેટલો ઉપયોગી અને ખુશનુમા થઇ પડે છે, તેટલોજ એક ગરીબ ચાકરડીને પણ થઇ પડે.

દીવાનખાના અને રાંધણી વચે બરાબર સંબંધ ધરાવનારાં ઘેરનો સૌથી સરસ દાખલો રતનબાઈ——નાં ઘરનો છે. એ તો ખરૂં છે કે, પીરોજ ઈરાની અને કુંવર ડોસાં ઘણાં વખાણવા જોગ નોકરો છે—કદાચ કોઈ બીજી જગાએથી તેઓ એવાજ નોકરો નીવડને; પણ ઇનસાફ દાખલ એટલું કહેવું તો જોઈયે કે, નોકરોના વર્ગમાં એવી પીરોજ ઈરાનીઓ અને કુંવર ડોસાંઓ ઘણાં મળી આવશે, ફકત તેઓના સારા ગુણો શોધી કહાડી તેની કદર બુજનારી થોડીક વધારે રતનબાઈ—જેવી સ્ત્રીઓ હોય તો.

દેખઈતું છે કે, કોઈબી સુધારાની પહેલ મુખ્ય કરી પહેલાં પેસાદાર લોકોમાં થવી જોઈએ અને પછી આસ્તે આસ્તે તેની અસર ગરીબોમાં થાય છે. પણ જ્યારે ખુદરતના કાયદાએ કેટલાકોને શેઠાણીઓ અને બીજાઓને નોકરો બનાવ્યાં છે, અને બીજી કરતાં પેહેલીને શ્રેષ્ટતાની વધારે તકો આપી છે, ત્યારે થોડી વધારે બાનુઓ તેઓ ચહડતા દરજ્જાની છે એવું ગુમાન ધરાવી, બેસી રહેવા કરતાં તેઓનું ચહડતાપણું સાબેત કરવાને કોશેશ કરે તો શું સારૂં ન થાય? અંગ્રેજીમાં કહેવત છે કે "એક સારી શેઠાણી એક સારો નોકર બનાવે છે." આ કદાચ બની શકે તેવું હોય યા નહી, તોપણ સઘળાં એટલું તો કબુલ કરશે કે દુનિયામાં સૌથી સારામાં સારો નોકર એક સારી શેઠાણી તો બનાવી નહીજ શકશે.

સુધારાની પેહેલ વડાંઓથી થવી જોઈયે. સુધારાનાં પેહેલાં મુળ દાખલ તો એક શેઠાણીએ ખરાં પ્રમાણીક દીલે ખાત્રીથી માનવું જોઈયે કે, તેણી અને તેણીના નોકરો એકજ જાતનાં મનુષ્ય છે; મનની તેમજ તનની શકતી તેઓમાં એકજ જાતની છે; ખવાસ, સ્વભાવ, આશા, કાળજી અને જુસ્સો બેઉમાં એકજ રીતનો હોય છે. આ જીંદગી આવતી જીંદગી માટેની નીશાળ છે. અને તોપણ કેટલી બધી વાર આપણે નીચલો વાકય સાંભળ્યે છીયે, "માણસોને વાસ્તે તો કાંઈબી ચાલી જશે." ખાવા પીવાની બાબતમાંજ નહી પણ બીજી દરેક બાબતમાં દીવાનખાનાં અને બબરચીખાનાનાં માણસો વચે તફાવત જોવામાં આવે છે; છેલ્લાને ભીનાશવાલી, ગરમીવાલી, ગંદી, ખરાબ હવાની જગાપર સુવાની ફરજ પડે છે. નોકરોની સુવાની જગા ગમે એવી કાંય નહી હોય, તેની કાંઈ દરકાર નહી. તેઓનું પોતાનું સીવવા સાંધવાનો તેઓને વખત હોતો નથી, તોપણ સાફ સોજ્ઞ રહેવાની તેઓને ફરજ પાડવામાં આવે છે; એક માણસ કેટલું કામ કરવાને શકતીવાન છે તે પર ધ્યાન આપ્યા વગર, તેઓ પાસ આખો વખત કામ લેવામાં આવે છે. ખરેખર કોઈ વેળાએ તો સારી ધારણાવાલી શેઠાણીઓનાં નોકરો પણ કેવી જીંદગી ગુજારે છે તે જોતાં આપણું દીલ દુઃખે છે.

મારાં પ્યારાં બાઈ, કદાચ તમે મારાં આ બોલવાથી અજબ થશો, પણ જ્યાં સુધી તમે એક નોકરને સુખથી રાખી શકો નહી, ત્યાં સુધી તમુને તેને રાખવાનો કશો હક નથી. તમે તેને એક ગોલામ તરીકે ખરીદતાં નથી. ચોકસ ફરજો બજાવવા ખાતર તમે તેને ભાડે રાખો છો, કે જે ફરજો તેનાં તેમજ તમારાં ભલાંને માટે તમોએ તેની પાસથી માયા અને મક્કમપણાથી મેળવવી જોઈએ, એ કરતાં બીજું વધારે કરવાનો તમુને કશો હક નથી. કુદરત અને કેળવણીએ તેની અને તમારી વચ્ચે જે તફાવત રાખ્યો છે, તેથી કાંઈ તમોએ તેઓની મોજ મજાહ અને જરૂરીઆતોને તમારા કરતાં નીચલી સપાટીપર મુકવી ન જોઈયે.

[સાંધણ છે.] — પીરોજા.

---

**એક અતીશય જોરાવર માણસ**—ફીલાડેલફીયા શેહેર વીષે એવું કહેવાય છે કે, તે એક સૌથી જોરાવર માણસ ધરાવે છે—તે માણસ જયારજ સોમ્સમેન છે. તે કદમાં અને જોરમાં એક રાક્ષસ જેવો છે. ઉંચાઇમાં પગથી તે માથાં સુધી ૬ ફીટ ને ૪॥ ઇંચ છે. છાતી આગળથી ૫૦ ઇંચ, અને તેનો ભાર ૨૭૩ રતલ છે, જેમાંનું જરાપણ માંસ નકામું નથી. તેનું પ્રમાણ પણ ઘણું સરસ છે, અને પોતે ઘણાક તાલીમબાજોને પોતાનું જોર બતાવીને હેરત કરી નાખ્યા છે. સોમ્સમેન એક વખત એક કસરતશાળામાં ગયો, અને પોતે જે તાલીમો કરી શકતો હતો તે કરી દેખાડી. જયારે તે પોતાના હાથનાં આંગળાંમાં બામણુની ચીપ હોય તેમ ૧૦૦ રતલનો બોજો લઈને ફર્યો ત્યારે ત્યાંના શીષ્યોએ તેની તરફ અતીશય નવાઈથી જોવા માંડયું. ત્યાર પછી પોતાના હાથો લંબાવ્યા, ને કહયું કે જેને ગમે તે તેની પીઠ, હાથો, ખભાં, ને માથું એ ભાગોપર બેસી જાય, તો તેમને તે ફેરવી લાવશે. ત્યારે આઠ ઘણા જોરાવર અને મજબુત માણસોએ તેની અરજી બહાલ રાખી, અને તેઓમાંથી કોઇએ તેનો કાન, બાલ, અને કોલર વગેરે એ પ્રમાણે પકડયું, અને તેઓનો સઘલો ભાર તેની ઉપર મુકયો. તે તેમને જરાપણ અડચણ વગર લઇને ચાલયો, અને તે કસરતના ચેલાઓ, જેઓએ આ દેખાવ જોયો તેઓ પોતે કેવા બીસાદ વગરના એની આગળ છે તે જોવા લાગા.

આટલું કીધા છતાં તે જુવાન રાક્ષસ સંતોષ પામ્યો નહી, અને જોર અજમાવવાનાં સાજવાં તરફ ગયો, ને સેહેલાઇથી ૨૦૦૦ રતલનો બોજો ઊંચકયો. ત્યાર પછી પોતાના બરડા અને ખભાંપર બે પાટા બાંધયા, ને તેને છેડે ૩,૩૦૦ રતલનો લોઢાંનો માપ બાંધીને શાંતપણે તે બોજા સાથે આખા હાલમાં ફર્યો. તેણે ઉઠી વખતે એક રીંછને જોરથી પકડયું કે જેને તેના એક મીત્રે ખાસ ખરીદ્યું હતું, અને એટલું તો તેને ઘુંપવી નાખ્યું કે તે પ્રાણી કયારેણની તર બરાડા મારવા લાગ્યું — મુ. પ.

# સનબીમ નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૯ મું.

(માસ આગસ્ટના અંકથી ચાલુ.)

### યોકોહામા.



૭૫—જાપાનનું ફ્યુજીઆમા.

મંગલવાર, તા૦ ૩૦ મી જાનેવારી—આજે સહવારે હમે ઉઠયાં સારે થંડી ઘણી પડતી હતી, તથા અંધારૂં હતું, અને હમુને ઘણા અજાયબ જેવા અવાજો સંભળાયા; તુટક ઉપર જઈ જોયું તો બારીઓ બરફથી ભરાઈ ગઈ હતી, અને નલમાંથી નીકળતું પાણી બંધાઈને તુટક ઉપર બરફની ચાદર માફક પથરાતું હતું. નાસ્તા પછી હમુને ઘણાં લોકો મળવા આવ્યાં, અને હવે પછીની ગોઠવણો કરવા સર હેરી અને લેડી પારકસે તેઓ "યેદો" માં રહે છે સાં નોતરયાં.

હમે કીનારે જઇ કોનસલ સાથે દેશી શેહરની જેપાનીસ સામનની દુકાનો જોવા ગયાં. આ જગ્યાના લોકો ઘણાજ હુશીયાર છે, અને જસદની તથા ચીનાઈ કોરીની ચીજો બનાવવાનાં કારખાનાંઓ ઘણાં જોવા લાયક છે; અને જેપાનીસ લોકોના પ્રમાણીકપણા કરતાં તેઓની હુશીયારી ઘણી વખાણવા લાયક છે. કેટલીક સારી નાની રોગાનની બનાવેલી ખાનાની પેટીઓ (કેબીનેટસ) ત્રણથી ત્રણસો રૂપ્યા તુલીક મળે છે, અને તે ઘણી ખરી બહાર ગામ મોકલવામાં આવે છે, જેપાનીસ લોકો પોતે તે વાપરતા નથી. જો જુની સોજાં રોગાનની ચીજો લેવા જઈયે તો તેના ત્રણસોથી ત્રણ હજાર રૂપ્યા પડે છે; હમે એક નાનો ત્રણ ઈંચનો ચોરસ બાકસ તલ્લેયો, જેની કીમત (૬૫૦) છસો પચાસ રૂપ્યા હતી. સર્વેથી તોપણ: જુની રોગાનની ચીજો લેડી એલકોક પાસે છે, પણ તે ઘણી ખરી રાજવંશી બેરો છે, અને વેચાતી મળી શકતી નથી. અંહીના ગરીબ તથા પૈસાદાર કાચને બદલે તેના પ્યાલાં, રકાબીઓ, અને બીજાં વાસણો વાપરે છે.

સાંહજના હમે એક જેપાનીસ ઘરમાં ખાવા ગયાં. આ પોંહચખાનું એક બાયડીએ રાખેલું છે, અને બારણા ઉપર તેવણ હમુને મલ્યાં, અને પોતાના હાથે હમારાં કાદવનાં ભરેલાં બુટ કહાડયા પછી હમુને અંદર દાખલ થવા દીધાં. હમુને તેવણ એક ઓરડામાં લઈ ગયાં, જે બરાબર જેપાનીસ તરાહમાં બાંધેલો હતો, અને તેથી કરી હું તેનું બ્યાન આપું છું. છાપરાંનું લાકડકામ અને પરડાઓની આજુબાજુની પતીઓ ઘેરા અખરોટના જેવાં લાકડાંની બનાવેલી હતી. વરંડાની અંદરની દેવાલ તથા ઓરડાઓની વચમાંની ભીંતો તો સફેદ કાગજ વળગાડેલા સરતા જાલીનાં લાકડાંના પરડાઓ હોય છે, જેથી કરી તમુને ગમે તે પરડો સેરવી ભીંતની કોઈબી બાજુએ તમે જઈ શકો. આ સબબથી ઘરમાં બારીઓ તથા બારણાઓની ગરજ પડતી નથી, અને તેઓ ઘરમાં હોતાં પણ નથી. જો તમુને બહાર જોવું હોય તો તમારી ભીંત થોડી ઉઘાડો, અને વળી જવું હોય તો વધારે ઉઘાડી બહાર નીકળી શકો. જમીન ઉપર ઘણીજ નરમ સાદરીના છ ફીટ લાંબા અને ત્રણ ફીટ પોહળા કટકાઓ પાંથરેલા હતા. જેપાનની બધી સાદડીઓ આટલીજ મોટી હોય છે, અને ઘર બાંધવાને સારૂ માપ પણ એ ઉપરથીજ થાય છે. જો એક વખતે આટલી સાદડીઓ જેટલું મોહું કરી તમે ઘરનો પાયો બાંધો, તો તમે બે દીવસમાં બધું દુકાનેથી વેચાતું લઈ ઘર બાંધી શકો. આ રીતે જેપાનનાં ઘણાં ખરાં ઘરો બાંધવામાં આવે છે.

હમારા ઓરડાની એક બાજુએ આસરે ચાર ઈંચ ઊંચી એક બેઠક હતી, જે ઉપર એક તુલ મુકી તે પર એક ફુલ ભરેલું જેપાનીસ વાઝ, અને એક જસદનું રમકડું મુકેલું હતું. પછવાડેની ભીંત ઉપર ચીત્રો તાંગેલાં હતાં, જે દર મહીને રૂત પ્રમાણે બદલવામાં આવે છે. આ સીવાય ઓરડામાં બીજો કાંઈ સામન નહોતો. ચાર જેપાનીસ છોકરીઓ બેસવા સારૂ રૂની ગોદરીઓ અને થંડી હોવાથી થારકાંઓમાં આતશ લઈ આવી. વચમાં એક બીજું આતશ ભરી થારકું મુકયું, જેની આજુબાજુ ચોખંડું લાકડાંનું ચોકઠું મુકી કોલસા બળતા રાખવા તે ઉપર એક રેસમી ગોદરી નાખી. આ રીતે જેપાનમાં સર્વે ઓરડાઓ ગરમ કરવામાં આવે છે, અને એનું પરીણામ એ છે કે વારંવાર ઘરમાં આગ લાગે છે. થોડાક વખતમાં એ વચમાંથી ઊંચકી લીધું, અને હમારૂં ખાણું તેઓ લઈ આવ્યાં. એક નાની છ ઈંચ ઊંચી ટેબલ ઉપર બે ખાણું ખાવાની સલીઓ, એક રકાબીમાં સુપ, બીજીમાં ચાવલ, એક પ્યાલામાં "સાકી" અને ગરમ પાણી કરી દરેક માણસની સામે મુકયું; જ્યારે પેલી ચાર જેપાનીસ છોકરીઓ હમારી વચમાં "સાકી" ગરમ રાખવા તથા બીડીઓ સલગાવવા આતશ લઇ બેઠી. દરેક ખાણું ખલાસ થયા પછી તેઓ હમુને આ બીડીઓમાંથી પીવા કહેતાં.

"સાકી" એ ચોખામાંથી કાઢેલો એક જાતનો દારૂ છે, અને તે ગરમ ગરમ પીવામાં આવે છે. ગરમ પીધાથી સારો લાગે છે, પણ થંડો થયા પછી ઘણો ખરાબ લાગે છે.

ખાણું સારૂં પકાવેલું અને લેહજતદાર હતું, જો કે આ નીચે આપેલી વાણીઓમાંની કોઈ કોઇ ચીજ હમુને અજબ જેવી લાગી:—

સેરવો.
ઝીંગા, અને દરિયાઈ ઓડપાલો.
કોલમી, ઇંડાંનો આમલેત, અને દરાખનો મુરબો.
તળેલી માછલી, સ્પીનાક નામની તરકારી, કુમલો ભીની જગામાં થતો રોપો, અને આદુ.
કાચી માછલી, રાઈ તથા તીખી ભાજી, સેલેદ જેવી તરકારી ને 'સોય' ધારો ઇંડાંનો, માછલીનો, મશરૂમ તથા સ્પીનાકનો બનાવેલો સેરવો, ને તળેલી માછલી.
તળેલી મરઘી, અને બાંબુના કુમલા પીળાઓ.
સલગમ અને તેનાં મુલ્યાનું અચાર.
ગરમ સાકી, બીડી, અને ચાહ.

એક પછી એક પકવાન આવતાં ઘણો વખત લાગતો, પણ તે ગાયન અને નાચ કરનારાઓને જોવામાં જતો.

બુધવાર, તા૦ ૩૧ મી જાનેવારી—આજે સહવારે હમે સ્ટીમર ઉપરથી આઠ વાગે નીકળી, નવ વાગતેની આગગાડીમાં "યેદો" શેહેર જેને હાલ "તોકીઓ" કહે છે, તે જોવા ગયાં. "યોકોહામા" માં યુરોપ દેશની રીત ઘણી ચાલુ થઇ છે, તેથી કરી હમે છેક તે છોડયું ત્યારે ખરી જેપાનની રીત જોઈ શક્યાં. જમીન ઉપર બરફ પડેલો હતો, અને હમે કેટલીક નાની નદીઓ પસાર કરી, એક કલાકમાં "તોકીઓ"-નાં કાચનાં છાપડાંવાલાં સ્ટેશન ઉપર આવી પુગ્યાં. લોક ઘણું હતું અને હમે તેઓની સાથે ચાલતાં ટીકીટ આપી બહાર નીકલ્યાં, જ્યાં હજી વધારે લોક હતું. હમે વીચાર કરયે છીએ કે શું કરયે, તેટલામાં એક જેપાનીસ આવી "સર હેરી પારકસ" કરીને કાંઈ બોલ્યો, અને તુરત હમુને કેટલીક જીનરીકશો ઉભી હતી તેમાં બેસાડી પોતે આગળ ચાલ્યો.

"તોકીઓ" એ ખરેખરૂં જેપાનીસ શેહેર છે, અને ગામની હદમાં પરદેશી પ્રધાનો શીવાય કોઈ બીજાથી રહેવાતું નથી. સ્ટેશનથી થોડુંક દુર "ટેમપલ ઓફ શીલા" કરી દેહેરૂં છે, ત્યાં હમે પહેલાં ઉભાં. આ દેહેરાંમાં ઘણા ખરા બધા તાઈકુનોને દાટવામાં આવ્યા છે. આ દેહેરાં માટે કેટલાક એકર જગા બંધ કીધેલી છે, અને ત્યાં ઘણાં મોટાં મોટાં ઝાડો છે, અને તેઓની વચમાંથી એક તંબુ માફક દેહેરૂં નીકળી આવે છે. સર્વેથી મોહું દેહેરૂં તો કેટલુંક થયું બળી ગયું છે, પણ તેજ રીતમાં બાંધેલાં ઘણાંએક નાનાં દેહેરાંઓ છે. આ દેહેરાંઓ અંદરથી ચીતારીને સોનાનો ધોળ ચઢાવીને અને કોતરકામ કરીને સણગારેલાં છે.

છેક કીલ્લાના દરવાજા તુલીક લોકનું ટોળું બારી હતું, કીલ્લાની પહેલી ચરની અંદર "યાશગીસ" અથવા "દૈમીઓસ" નું રહેઠાણ છે. દરેક "યાશગીસ" નું ઘર બહારથી ભીતે બંધ કીધેલું હોય છે; પહેલી ભીતની અંદર સઘળાં માણુસો રહે છે, ત્યાર પછી એક બીજી ભીત આવે છે જેની અંદર "દૈમીઓ" નાં સગાં વાહાલાંઓ રહે છે, અને ત્રીજીની અંદર તે પોતે પોતાનાં કુટુંબની સાથે રહે છે. કીલ્લાની ચર પણ ત્રણ છે, અને ત્રીજી ચર પસાર કરયા પછી હમે મીકાદોના મેહલ અને બગીચા, સરકારી આફીસો અને પ્રધાનોનાં ઘર આગળ આવી પોહતાં.

ઈંગ્રેજી વકીલાતનું ઘર બગીચાની વચમાં આગથી સલામત રાખવા લાલ ઈંટનું બાંધેલું છે. બપોરનું ખાનું ખાધા પછી થોડે વખતે હમે સઘળાં સાથે જીનરીકશોમાં બેસી તથા ઘોડેસ્વાર થઈ શેહેર જોવા નીકલ્યાં. આ જીનરીકશા ખેંચનારાં માણુસો જબરાં હોય છે, અને ઘોડા અથવા ગાડી સાથે આસરે ચાલીસ માઈલ એક દહાડામાં દોડી શકે છે.

આમનીબસ જેવી રેલવે ગાડીમાં યોકોહામા પાછાં જતાં હમુને ઘણી ટાઢ લાગી, અને જીનરીકશોમાં સ્ટેશન ઉપરથી હોતેલમાં જતાં તો વધારે લાગી; હોતેલમાં ખાનું ખાઈ હમે યાટ ઉપર પાછાં ગયાં.

બરેસપતવાર, તા૦ ૧લી ફેબરવારી—આજે હમે "દૈબત્સ"-નું મોહું પુતળું જોવા "ઈનોશીમા" ના ટાપુ પર ગયાં; આઠ વાગે હમે કીનારે જઈ એક ચાર ઘોડાની ગાડીમાં બેસી ઝડપથી શેહરમાંથી સ્ટેશન પસાર કરી "તોકેદો" રસ્તો જે "નાઈફન" ટાપુના એક છેડાથી બીજા છેડા તુલીક લાંબો છે ત્યાં હાંકયું. રસ્તા ઉપરનાં ઘરો એક માળનાં ઊંચાં હતાં, અને સઘળાં મેં બ્યાન આપ્યું છે તે જાતના બાંધેલાં હતાં. સહવારે હવા ઘરમાં લેવા પરડાઓ શેરવી નાખ્યા હતા તેથી આખાં ઘરમાં શું થતું હતું તે હમે જોઇ શક્યાં. જેમ આગળ બોલી જગામાં નીકળ્યાં તેમ દેખાવ ઘણોજ રળ્યામણો થતો ગયો, પહાડની નીચે ખીણમાં નાનાં નાનાં ગાંમડાંઓ અતીશય સુંદર દેખાતાં. હમે એક પથ્થરની ખીન આગળથી પસાર થયાં, જ્યાં આસરે સીતેર જેપાનીસ ઘણી થંડી હોવા છતાં કાંઈ પણ કપડાં વગર કામ કરતા હતા. જેપાનીસ લોકો ઘણી સારી લાગણીના છે, અને જ્યારે તેઓએ જોયું કે બીજા મુલકના લોકો તેઓને કપડાં વગર અને પોતાના ઘરનાં બારણાં આગળ ઉભા રહી આંગ ધોતા જોઈ ઘણાજ અજબ થતા અને કમકમતા હતા, ત્યારે તેઓએ શેહરમાં આ રીત પ્રમાણે નહી થાય કરી કાયદો પસાર કીધો, પણ અંદરનાં ગામોનાં લોકો તો સર્વે પોતાની મરજી પ્રમાણે કરે છે.

જેપાનીસ લોકોની કદીબી ના પડાય નહી એવી ચાહ પીવા સારૂ બે વખત રસ્તામાં ઉભાં રહી, હમે છેલ્લે ગાડીમાંથી ઉતરી, જીનરીકશા જે ચાર જોરાવર માણુસો ખેંચતાં હતાં તેમાં બેઠાં. રસ્તામાં ઘણીએક અજાએબ ચીજો અમારા જોવામાં આવી, જેવા કે ઘોડાઓ ને ગાયોનાં ગળાંને બદલે તેઓની પુછડીએ બાંધેલા ઘાંટા, માણુસો કપડાં વગર અને તે બદલે જાનવરોને બરાબર કપડાં પેહરાવેલાં, સુતારો પોતાની કરવતી ઉંધી વાપડતા તથા દરજીઓ ઉંધા શીવતા. હમે શેહેરથી થોડું દુર ગયા કે માણુસોએ પોતાનાં કપડાં કાઢવાનું શરૂ કીધું, કેટલાકે પોતાનાં બદન ઉપર ઘણી સુંદર રીતે ચીત્રામણો પાડેલાં હતાં, મારી ગાડી ખેંચવાવાલા એક માણુસે એક પગ ઉપર ઝાડના સુરમાં પાડયાં હતાં, જે આગળ જતાં થડ અને

ડાળીઓમાં વધ્યું, અને છેલ્લે તેના બરડા અને તેની છાતી ઉપર તો ફુલ અને ફળ પાડેલાં હતાં, જેમાં નાનાં પક્ષીઓ બેઠાં હતાં. બીજા પગ ઉપર એ ઝાડના છાયા હેઠળ બેઠું હોય તેમ એક બગલું પાડેલું હતું.



૭૬—રેતીમાંથી જીનરીકશા નામની ગાડી ઘસડી જાય છે.

એક કલાકમાં, જે નાનો જમીનનો ટુકડો ઓટની વખતે આ ટાપુની સાથે જોડાયલો છે ત્યાં હમે આવી પુગ્યાં. હમણાં તો તે માછી પકડનાર લોકો અને તેઓની બોટોથી ભરાઈ ગયલો હતો. આ મનોરંજક ટાપુ દરીયાની વચમાંથી નીકળી આવે છે, અને પછવાડે ફ્યુજીઆમાંનો બરફથી ભરાઈ ગયલો પહાડ હોવાથી તેની લીલોતરી વધારે દીપી નીકળતી હતી. ટીનારા ઉપરના માછીઓનાં નાનાં ગામડાંઓથી અને બુધીસ્ત દેહરાંઓથી તે આખું ટાપુ ભરાઈ ગયલું છે.

હમારા જીનરીકશાવાલાઓએ હમુને મુખ્ય ગામડાંના દરવાજા આગળ ઉતારયાં. આ ગામડાંમાં દાખલ થવા હમે એક આરકાંમાંથી પસાર થઈ એક ચઢાણવાલી અને ગલીચ ગલીમાં આવ્યાં. અહીંથી એક બુઢા પાદરીએ હમુને સર્વેને એકકી લાકડી આપી બધું દેખાડવા ટેકડી પર લઈ ગયા; અંહી પાણીની સપાટીથી પાંચસો ફીટ નીચે એક ગોફા છે અને એક બીજો જોવા હમે સર્વે મીનબતીઓ લઈ નીચે ઉતરયાં. એ જોયા પછી હમે "દૈબન્સ" અથવા મોહટા બુધની મુર્તી જોવા ગયાં. આ મુર્તી જે અસલ "કામાકરા" નામનું મોહટું શેહર હતું ત્યાં છે, પણ હાલતો અંહી કાંઈ ઘણી વસ્તી નથી. આ પુતળું જસદનું છે અને ૧૨૫૦ અથવા ૧૨૬૦ ના



૭૭—ઇનોશીયાનો ટાપુ.

સાલમાં બનાવવામાં આવ્યું હતું, અને આટલાં વરસોનાં તોફાન અને વરસાદમાં તે હજી લગી બરાબર રહેલું છે. એ ૫૦ ફીટ ઉચું છે, અને તેને સોનાની આંખ તથા કપાળ ઉપર રૂપાંનું સીંગડું છે, તેના એક અંગોઠા ઉપર આપણે બેસી અથવા ઉભા રહી શકયે, અને તેનાં પોકળ શરીરમાં એક બેઠક છે, જયાંથી પાદરીઓ વાએજી કરે છે. આ પુતળાંનો સંતોષી ભરેલો દેખાવ "શીન્તુ" દેહડાંની કાચની આરસીઓ અને દગાઓ કરતાં આ ધરમ પાળનારાઓને વધારે સારો લાગતો હશે. કાચની આરસીઓની મતલબ એ છે કે, જેવી રીતે તમે પોતે તમારો ચેહરો માંહે જોઈ શકો, તેમજ ખોદા તમારા સઘળા અંદરના વીચારો પણ જોઈ શકે છે.

શુક્રવાર, તા૦ ૨૭ ફેબરવારી—યોકોહામાની મારકીટ એક જોવા લાયક જગ્યા છે, ત્યાં બીજી મારકીટોની માફક ઘણી જાતનાં સુંદર પક્ષીઓ અને ખાવા લાયકના જાનવરો હતાં. મારકીટમાંથી હમે એક બે દુકાંનો ઉપર જઈ અંહીનો મોટો બગીચો જોવા ગયાં, જ્યાં કાંઈ જેપાનીસ રીતે સઘળાં ઝાડો ઘણાંજ નાનાં રાખવામાં આવે છે. કેટલાંક મોટાં જંગલી ઝાડો તો અંહી માત્ર આઠ ઇંચ ઊંચાં હતાં.

હમે સાહડા આઠ વાગે લંગર ઉઠાવી ચાલુ મુકયું. રાતે થંડી ઘણી હતી અને બરફ પડતો હતો.

૭૯—જેપાનીસ હોટલનું બીલ.



૭૮—જાપાનીસ હોડીવાળો.

[સાંધણ છે.]

હીરાંબાઈ ન૦ ગો૦ પટેલ.

# ભરવા-ગુંથવા વીશે.

## ગાલીચા માટેનું ચકરડું.



આએ નમુનામાં જે આઠ નાનાં ચોકટાં છે તે જુદાં જુદાં ગુંથી પછી તેને જોડી નાખેલાં છે. પેહેલાં ચોકટાંને માટે બાર સાંકરી કરી તેને જોડી નાખો, પછી સુઈયા પર બે આંટા લઈ પેહેલી ત્રણ સાંકરીમાં ૭ વખત ગુંથો (એટલે દરેક સાંકરીમાં બે વખત). સાત સાંકરી પાસેની બીજી ત્રણ સાંકરીમાં એજ પ્રમાણે ૭ વખત ગુંથો, સાત સાંકરી, એ પ્રમાણે બીજી બે વખત ગુંથો. બીજી હારમાં સુઈયા પર આંટો લીધા વગર દરેક સાંકરીમાં એક એક વખત ગુંથી જવું, પણ પેહેલી હારમાં ગુંથેલી દરેક સાત સાંકરીમાંની ચોથીમાં ત્રણ વખત ગુંથવું. એ ચોકટાંઓને કેવી રીતે સાથે જોડવાં તે બરાબર નમુનામાં ખુલ્લી રીતે દેખાડેલું છે તે પ્રમાણે આઠ ચોકટાંઓ એક બીજાં સાથે જોડવાં.

એ ચોકટાંઓ સાથે જોડી રહયા પછી ઉપરની હાર શરૂ કરો. પેહેલાં ચોકટાંનાં એક ઉપરનાં ખુણાંમાં આંટો લઈને એક વખત, ત્રણ સાંકરી, તેજ ખુણામાં આંટો લઈને પાછું એક વખત, *બે સાંકરી, બે ટાંકા મુકી ત્રીજામાં આંટો લઈને એક *આએ નીશાનીથી પાછું શરૂ કરો, અને એ પ્રમાણે ત્રણ વખત કરો, ચોકટાંના છેલા બે ટાંકા મુકી દેવો અને પાસેનાં ચોકટાંના પેહેલા બે ટાંકા મુકી દઈ ત્રીજામાં એક વખત બે સાંકરી, બે ટાંકા મુકી ત્રીજામાં આંટો લઈને એક, એ પ્રમાણે દરેક ચોકટાંની ઉપર ગુંથી જાવો. પણ દરેક ચોકટાંનાં ઉપરનાં ખુણામાં આંટો લઈને એક, ત્રણ સાંકરી, આંટો લઈને પાછું એક તેજ ખુણામાં, એ પ્રમાણે ગુંથવું. **બીજી લાઈન**—*આંટો લઈને એક વખત નીચલી ગુંથેલી ત્રણ સાંકરીના હોલમાં, ત્રણ સાંકરી, આંટો લઈને તેજ હોલમાં એક વખત, એ પ્રમાણે ત્રણ વખત પાસેના ત્રણ હોલમાં કરો, પછી આંટો લઈને એક તેની પાસેના (ચોથા) હોલમાં, આંટો લઈને પાસેનાં ચકરડાંનાં પેહેલાં ત્રણ સાંકરીનાં હોલમાં એક વખત, આંટો લઈને પાસેનાં હોલમાં એક, ત્રણ સાંકરી, તેજ હોલમાં આંટો લઈને પાછું એક વખત, એ પ્રમાણે આખી હાર ગુંથી જાઓ, પણ દરેક ચોકટાંના નાકેના તેમજ પેહેલા હોલમ ઉપર દેખાડયા પ્રમાણે આંટો લઈને એક એક વખત ગુંથવું. આખી લાઈન ગુંથીને છેલે બરાબર ટાંકો મારી દોરો કાપી નાખો.

હવે એની વચમાંનું ગોળ કુંડાળું બનાવો.

પેહલાં એક ચોકટાંનાં બાકી રહેલાં ખુણાંની સાથે દોરો જોડી* પાંચ સાંકરી કરો, અને પછી સુઈયા પર બે આંટા લઈ તેજ ચોકટાંનાં ખુણીઆં આગળથી પાંચ ટાંકા મુકી છઠામાં એક વખત, સુઈયાપર બે આંટા લઈ પાસેનાં ચોકટાંમાં ખુણીઆં આગળથી પાંચ ટાંકા મુકી છઠામાં એક વખત ગુંથો, પાંચ સાંકરી, બીજાં ચોકટાંનાં ખુણાંમાં આંટો લીધા વગર એક વખત *આએ નીશાનીથી પાછું શરૂ કરી એ પ્રમાણે સાત વખત ગુંથો અને છેલ્લે બરાબર ટાંકો મારી દોરો કાપી નાખો.

હવે વચમાંનું કુંડાળું બનાવવાને વાસ્તે ૧૬ સાંકરી કરી તેને જોડી નાખો અને તેની અંદર આંટો લઈને ૩૧ વખત ગુંથો. **બીજી લાઈન**—સાત સાંકરી, એક ટાંકો મુકી બીજામાં આંટો લીધા વગર એક, સાત સાંકરી, એ પ્રમાણે આખી લાઈન ગુંથો. **ત્રીજી લાઈન**—આંટો લીધા વગર એક વખત બીજી હારની ગુંથેલી સાત સાંકરીમાંની ચોથીમાં,* સાત સાંકરી, એક ચોકટાંના ખુણાંમાંનો ટાંકો લઈ જોડી નાખો, સાત સાંકરી, આંટો લીધા વગર નીચલી સાત સાંકરીમાંની ચોથીમાં એક વખત, સાત સાંકરી, બે ચોકટાંની વચમાં જે બે મોટા ટાંકાઓ ગુંથેલા છે તેની સાથે જોડી નાખો, સાત સાંકરી નીચલી હારની સાત સાંકરીમાંની ચોથીમાં એક વખત *આએ નીશાનીથી પાછું શરૂ કરો અને એ પ્રમાણે આખી હાર ગુંથી દોરો કાપી નાખો.

દીનબાઈ.

# લેતીસ, લેડી ફાકલંડ.



સત્તરમી સદીમાં પ્રખ્યાત થઈ ગયલા ઈંગ્રેજો માંહે બીજા કોઈનું પણ નામ લારડ ફાકલંડ કરતાં વધારે માનથી યાદ કરવામાં આવતું ન હશે. આ ખરો સ્વદેશહીતકારી નર અને સુનંદો સીપાહ બીચ્ચો તા૦ ૨૦ મી ફેબરવારી ૧૬૪૩ માં ન્યુબરીની લડાઈમાં જુવાન વયે મારયો ગયો હતો. જો કોઈ પણ શખસે પોતાના દેશને મહા સંકટમાંથી બચાવી સલાહ સંપજમાં રાખવાને તજવીજ કરી હોય, તો તે લારડ ફાકલંડ હતો. તેને વીશે લારડ કલેરેનડન પોતાની તવારીખમાં કહે છે કે "તેનો ખવાસ એવો તો નરમ, માયાળુ, ઉદાર અને નમનતાઈ ભરયો હતો કે દરેક જણ તેની વખાણ કરયા વીના અને તેને ચાહ્યા વીના રહેતા ન હતા."

જ્યારે લારડ ફાકલંડનું નામ તવારીખમાં અમ્મર રહી ગયું છે, ત્યારે તેની બાનુ લેડી ફાકલંડ, કે જેણી ઉત્તમ ગુણો ધરાવનારી, અને આવો ધણી મેળવવાને દરેક રીતે લાયક સ્ત્રી વીશે થોડુંજ લખાયલું છે. તેણીના જેવું ડહાપણ અને ભલાઈ ધરાવનાર આપણને જવલેજ મળી શકે છે. તેણીનું નામ લેતીસ મોરીસન હતું અને તેણી સર રીચરડ મોરીસનની બેટી થતી હતી. તેણી પણ ૩૫ વરસની જુવાન વયે, પોતાના ધણી લારડ ફાકલંડ પછી ત્રણ વરસે એટલે ૧૬૪૬ ના ફેબરવારી મહીનામાં મરણ પામી હતી. તેણીની જીંદગીનો હેવાલ આપણને લુસી હતકીનસન નામની તેણીના વર્ણનની એક બાનુ આપે છે, કે જેણી કરનલ હતકીનસન નામના એક રાજદ્વારી બાબદમાં આગેવાન શખસની ધણીયાણી થતી હતી.

તેણીની સુખી પરણેલી જીંદગીનો હેવાલ અને તેણીના ધણીનાં કવખતનાં મોહતનો દલગીરી ભરયો ચીતાર આપ્યા પછી મીસીસ હતકીનસન કહે છે કે, લેડી ફાકલંડનાં રંડાપાનાં વરસો "બંદગી કરવામાં અને ધર્મ દાન કરવામાં ગયાં હતાં."

તેણીની ઘણીખરી સખાવતો છુપી રહી શકે એવી ન હતી; જો કે વારંવાર 'તેણી' ગરીબ, તંગીમાં આવી પડેલાંઓ માટે મદદ મોકલતી વેળા' સખત હોકમ કરતી હતી કે તેણીનું નામ કોઈ પણ રીતે જાહેર આવે નહી. તેણીનાં કેટલાંક પડોશીઓ કે જેઓ કોઈ ખુદા અને કામ કરવાને અશક્ત હોય, અને કેટલાંક ઘણાં જુવાન પણ કામને માટે તદન નાલાયક હોય, તેઓનું બંધી રીતે તેણી ગુજરાન કરતી હતી. ઘણાંક ગરીબ છોકરાંઓ સારૂ એક નીશાળ ઉઘાડવા માટે પૈસાની મોટી રકમ તેણીએ આપી હતી, કે જ્યાં તેઓને વાંચતાં અને લખતાં શીખવવામાં આવતાં હતાં. તેણી હમેશાં ઘણી સંભાળ રાખતી હતી કે કોઇ પણ મરદ, ઓરત, યા બચ્ચું કામ ધંધા વીના રહે નહી, પણ પોતાનાજ હાથે કામ કરી ગુજરાન જોટલું મેળવી શકે. આ માટે તેણી પોતાની મીલકતો પર સઘળાંને કામે લગાડતી અને પોતાને જતાં નુકશાનની તેઓને થતા લાભમાં કાંઈ દરકાર કરતી હતી નહી. આવી રીતે તેણીની મોટી મતલબ તે લોકોને આળસાઈ— કે જે પાપ અને કુકર્મનું મુળ છે—તેમાંથી દુર રાખવાની હતી તે પાર પડતી. તેણી ભુખ્યાઓને ખવાડી, નાતવાનને હુશયાર કરી, અને ઉઘાડાં શરીરવાલાંને કપડાં આપી તેઓની દુવા હમેશ લેતી. કોઈ વેળા જ્યારે બધાં કપડાં ખલાસ થતાં ત્યારે પોતાના નોકરો પાસેથી કપડાં લેતી (કે જેઓને તેના બદલામાં પછી તેણી નવાં આપતી) કે જેથી તે ગરીબ બીચારાંઓ તેણીને બારણેથી નાગાં અને ઠંડીથી ધ્રુજતાંપાછાં ફરે નહી.

પણ આ સઘળાં કરતાં માંદા માણસો તરફની તેણીની દીલસોજીની ભારે વખાણ થતી હતી. જ્યારે તેણીનાં કોઈ ગરીબ પાડોશીઓ આજારી પડતાં ત્યારે તેણી ઘણીજ સંભાળ રાખતી હતી કે કોઈપણ રીતે તેઓને કોઈપણ ચીજની તંગી પડે નહી; અને જો ગરજ પડતી તો તેઓની સારવાર કરવાને પૈસા આપી માણસો બોલાવતી. તેણી સૌથી મુફલેસ ઝુપડીઓની વારંવાર મુલાકાત લેતી અને આજારી તરફની તેણીની કાળજી અને સંભાળ, તેણીની નમ્રતા અને માયાળુપણું બરાબર દેખાડી આપતું હતું.

તેણીનો કુદરતી સ્વભાવ લગાર આકરો હતો, અને તેણી તે બરાબર જાણતી હોવાથી તેને કાબુમાં રાખવાને ઘણી તજવીજ કરતી હતી, જો કે તેણીને તેમ કરવાને ઘણીક મુશકેલીઓ પેહેલાં નડી હતી, તોપણ આખરે તેણી તેમાં ફતેહ પામી હતી.

આ રીતે દરરોજ તેણી સદગુણનાં કર્મો કરતી અને હજુ તે માંહે વધારે સંપુર્ણ થવાની તજવીજ કરતી હતી.

લેડી ફાકલંડ તરીકે તેણી પાસે દોલત અને મરતબો બીજાંઓ કરતાં વધારે હતો. પણ કોઈ પણ વાંચનારી બાનુ એવી ન હશે જે આ ઉમદા બાનુની વખાણ કરયા વીના રહે, અને તક મળવે બીજાંનું ભલું કરવાની કોશેશ કરે. Gool.

## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા જેઓના વધારે જવાબ હશે તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક અતી સુંદર તકીયા યા ગલીચા ભરવા લાયક રંગીન પીકચર ભેટ આપવામાં આવશે.

૧—ઉખાણું.

એવી કેઈ સગાઈ તથા એવી કેઈ નદી છે, કે જે બંનેની કીમત ૧૩॥। થાય છે?

મીસ મેહેરબાનું કાવસજી દાવર.

૨—ઉખાણું.

આરસી સરખી મદુહલી,<br>
દાગરી સરખું ઘેર,

મહુકરી બાઇ જે આદાં ફાદાં,
તો વાદ્દાલાંમાં પટાવે વેર;
આરી તેરી જ્યાંણી ગમે
ત્યાં ફરે ચોમેર. મીસ બાઈ જમશેદજી ટીક.

૩—ઉખાણું.

એક ત્રણ, નવ, નવ, સાત, સુન, સુન,
બેવડા કરવા બેથી ગુણ;
સાત, પાંચ, તેમાં આઠ વાર નાંખ,
બાદ કર બેવડા, બે સાત લાખ;
થાય જેટલા જો પારખે તું,
આપું તેટલા તુજને હું.

મીસ બાઈજી એદલજી પુણેગર.

૪—ઉખાણું.

હું સાત અક્ષરી હીંદુસ્થાનમાં આવેલાં શેહેરનું નામ છું. મારા પેહેલા અને પાંચમાથી એક પારસી બાનુંનું નામ થાઉં છું. મારા ચોથા, પાંચમા અને ત્રીજાથી પારસીમાં ધની કીધાનું નામ છે, મારાં ત્રીજા, પેહેલા, પાંચમા, છઠા અને સાતમાથી એક શેહેર બનું છું, મને પારખો.

મીસ માણેકબાઈ હોરમસજી દીનશાહ વાછડીયા.

૫—ઉખાણું.

નીચે આપેલા શબ્દોના અર્થ લઇ એવી રીતે ગોઠવો કે તેની વચલી ઉભી લીટીમાંથી એક જગતપ્રસીદ્ધ બાનુંનું નામ આવે.

એક મુસલમાન સ્રીનું નામ. ० ० ०
એક દેશનું નામ. ० ० ०
મન ગમતું. ० ० ०
એક વાર વધારે. ० ० ०
જગા. ० ० ०
રકાસ. ० ० ०
એક દેશનું નામ. ० ० ०
દાગીનો. ० ० ०
એક પક્ષી. ० ० ०
એક જાતની કુદ. ० ० ०

બાઈ જરબાઈ હોરમસજી ચાહેવાલા.

## ખોલાસો ગઈ વેળાનો.

૧.

| ૧ | ૧૪ | ૧૧ | ૮ |
|---|---|---|---|
| ૧૨ | ૭ | ૨ | ૧૩ |
| ૬ | ૯ | ૧૬ | ૩ |
| ૧૫ | ૪ | ૫ | ૧૦ |

૨.—શોગ.
૩.—સંગાથ.
૪.—મુંબઈના જમે જમશેદ.

૫.— લી
ક વ ર
લી પ ર પુ લ.
ક પુ ર
લ

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીસ અરદેશર ૧, ૪. મીસ બાઈજી એદલજી પુણેગર ૧, ૨, ૪, ૫. મીસ મનીજેહ હોરમસજી બીજમર ૧. બાઈ બપુંબાઈ બરજોરજી ૧, ૪, ૫. બાઈ બાઈ જમશેદજી ટીક ૧, ૨, ૫. મીસીસ આવાંબાઈ માણેકજી ૧, ૨. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ડુબાશ ૧, ૨, ૩, ૪, ૫. બાઈ દો. બ. લા. ૧, ૨, ૪. Crimson ૧, ૨, ૪, ૫. બાઈ રતનબાઈ ફરામજી મોદી ૧, ૨, ૪, ૫.

## દેશાવરની બાનુંઓનાં નામો.

*બાઈ રતનબાઈ ફરામજી (નાગપોર) ૧, ૨, ૪, ૫ બાઈ પુતલીબાઈ ફીરોજ-*શાહ મેસ કંત્રાકટર (ખીડકી) ૧, ૨, ૪, ૫ બાઈ બ. દા. નાણાવટી (ગોધરા) ૧, ૨. મીસીસ શી. પેસતનજી કરાઈવર (ખંડવા) ૧, ૪, ૫. બાઈ ડી. આર. એમ. દારૂવાલા (શોલાપુર) ૧, ૪, ૫. બાઈ મીઠીબાઈ સોરાબજી દલાલ (પુણા) ૧, ૨, ૪, ૫. મીસીસ એ. એમ. મસાંની (બરોડા) ૧, ૪, ૫. મીસ પીરોજા સોરાબજી નગરવાલા (ખડકી) ૨, ૪, ૫ બાઈ ગુલબાઈ ધનજીશાહ નગરવાલા (અહમદનગર) ૧, ૨, ૫. મીસીસ ખરશેદજી ભુજવાલા (ભાવનગર) ૨. બાઈઓ મેહેર, ગુલ, જર કાવસજી દાવર (અહમદનગર) ૧, ૪, ૫. બાઈ ગુલબાઈ એદલજી સંજાણા (બીરાર) ૨, ૪, ૫. મીસ જરબાઈ બમનજી રાજકોટવાલા (રાજકોટ) ૨, ૪, ૫. બાઈઓ હુમાબાઈ તથા સુનાબાઈ નવરોજી નગરવાલા (બેલગામ) ૨, ૫. Miss G. J. Patel (અમદાવાદ) ૧, ૫. મીસ રતનબાઈ અરદેશર નવરોજજી દાવર (ઈગતપુરા) ૪. મીસીસ નજમુદીન (કલકત્તા) ૧, ૫.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ડુબાશ.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ રતનબાઈ ફરામજી (નાગપોર).

## લખી મોકલનારાંઓને ખબર.

બાઇઓ ગુલબાઈ ખુરશેદજી ભુજવાલા, આલાં દાદાભાઈ ત્રીનતર, મેહરબાનુ કાવસજીદાવર, પીરોજા—તમારાં લખાણો પુગાં છે.

મીસ દીનાં દીનશાહ, જુદીઆ, D. S. Love—તમારાં આખાં ખરાં નામો તથા સરનામાં મેહરબાની કરી અમારી ખાનગી જાણ માટે લખી મોકલજો.

ગોલ્ડસ્મીથની કવીતાનો તરજુમો કરનાર બાનું, બાઈ જ૦ ટીક—દલગીર છઈએ કે તમારી કવીતાઓ લેવા લાયક નથી.

નવાજબાઈ અરદેશર શેઠ—આવતામાં.

લખનારી બાનુંઓએ મેહેરબાની કરી પોતાનાં લખાણો તા૦ ૨૦ મીની આગમચ મોકલી આપવાં.

☞ આ "સ્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



સ્ત્રી મિત્ર




STRI MITRA : OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. | નવેમબર ૧૮૯૦. | અંક ૯મો.



## ધર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

#### પ્રકરણ ૧૪ મું.

**એક અણુગમતી માગણી—ભરમ ફુટયો—એક માતાનાં મગજની નબળાઈ માટે એક બાપનો બળાપો—એક માતાની કેળવણી માટે એક બાપની ખુશાલી.**



તે દીવસ મરચંટ હાલના જુવાન વારસે કાંઈ ઘણો સારો ગુજારયો નહી. મેહરજીભાઈના આવ્યા પછી તેના વીચારો એટલા તો રોકાઈ ગયા હતા કે તે તેનો અભ્યાસ હમેશ કરતાં વધારે બેદરકાર ભરી રીતે કરતો હતો, તે એટલે સુધી કે તેના હમેશના શાંત અને દરગુજર કરનાર શીક્ષકની પણ નાખુશી તેની તરફ ઉશકેરાઈ. સવારની ઉશકેરણીથી તેનું મગજ હજી શાંત થયું ન હતું અને આ સઘળાંનું સેવટ એક સખત ઠપકો અને ભારી સજામાં આવ્યું. જાંહગીર જ્યારે મેહરજીભાઈને ઘરથી આવતો હતો ત્યારે તેને ચીરડાયલો જોઈને હોમી અને જાસે તેને રસ્તામાં શાંત કરવાની કોશેશ કીધી, પણ તેઓને એકબી બોલ કહેવાને તેણે ગોગ્ય ધારયું નહી. ઘરથી આવ્યો તે કરતાં પણ વધારે ઉતાવળે પગલે તે પાછો ફરયો, અને જ્યાં સુધી ઘેરમાં પોતાના બાવાની લાઈબ્રેરીના ઓરડામાં આવી પુગ્યો ત્યાં સુધી તે થોભ્યો અથવા કાંઈપણ બોલ બોલ્યો નહી. સારાં નસીબે તેના ગુસ્સાને રાહત આપવા માટે લાઈબ્રેરીનો ઓરડો હમણાં ખાલી હતો. તેણે માથાંપરથી ફેંટો ઉરાડી નાખ્યો અને પોતાના હાથમાંની ચોપડી જમીનપર ફેંકી બોલી ઉઠયો—

"શું હું એક મુરખ નથી—આવી રીતે મને પોતાને દુઃખી કરવા માટે શું હું એક "ઈડીઅત" નથી ? અને તેબી વળી એકજ મુરખાઈ ભર્યાં કામ માટે, કે જ્યારે મારી ઉમરના સેંકડો છોકરાઓ તેઓના જીવના ધણી હોય છે. તેઓ ગમે તેમ કરે—ગમે તેમ ખરચે—કોઈ તેઓને કહેનાર પુછનારબી નહી—અને પેલી કવીતા—કેટલા બધા જણ તેના કર્ત્તા થવા માટે માન લે, અને તેથી કોણુને નુકશાન થશે તેની એક રતીભારબી દરકાર કરે નહી ! હું એટલો બધો મુરખ કાંય હોઈશ કે તેને વાસ્તે હું પોતાને ઠપકો દેઊં. વળી એક સ્કુલના છોકરા માફક મને સજા થાય, કારણકે શીખવાને વખતે મેં લેસન કરવાનું પસંદ નહી કીધું. હું ઈચ્છું છું કે મેં આજે આખો દહાડો જેટલું ખમ્યું છે તેટલું મેહરજીભાઈ માસ્તર ખમી શકે; ને પછી હું જોવા માગુંછું કે ગ્રીક અને લેટીન સાથે એવણ પોતાનું માથું કેમ ફોડે છે ? મારામાં પણ બીજાઓની માફક હીમત કાંય નહી હોય ?—આવા એક ગોલામ તરીકે રહેવાને બદલે—એવા એવા એક——"

"જાંહગીર !" દીનબાઈ એકદમ બોલ્યાં, કે જેવણ હાલનાં બારણુંનો અફડાવાનો અવાજ સાંભળી તેની પછવાડે આવ્યાં હતાં. તેવણે તેના છેલા બોલો સહમજ્યા હતા અને જે ગુસ્સાથી તે બોલ્યો હતો તેથી ઘભરાઈ ગયાં હતાં. તેવણના અજબ જેવા કાલાવાલાના અવાજથી તે બોલતો અચકી ગયો, પણ તેની ઉસકેરાયલી લાગણી શાંત થઈ નહી. તે એક ખુરશી પર બેસી ગયો અને ટેબલ પર હાથ મુકી તે પર પોતાનું મોહડું ઢાંકી નાખ્યું. આ વેળાએ તેનું આખું શરીર ધ્રુજતું હતું. તેની માતા તેની પાસે બેઠી અને પોતાનો હાથ તેના હાથ પર મુકી નરમાસથી કહ્યું.—

"મારા વાહાલા જાંહગીર, તુંને આટલી બધી ઉશકેરણીનું કારણ શું મલ્યું છે? ઘરમાંથી ગયો ત્યારે તો કાંઈ ન હતું અને હમણા શું થયું? ચાલ દીકરા મને કહી દે!"

જાહગીરે ચુપ રહેવાની કોશેશ કીધી, કારણકે તે જાણતો હતો કે જો તે બોલશે તો તેનેગી બચ્ચાં માફક રડાઈ જશે

અને તેથી તેની મગરૂરીએ તેને બોલતાં અટકાવ્યો. તે પણ તેના બાપ અથવા હોગીએ પણ તેને વધારે ગુસ્સે કીધો હતે, પણ તેની મા તરફ તે જે હદ બાહેરનો પ્યાર અને માન ધરાવતો હતો, તે પ્યાર અને માને તેના ગુસ્સા પર ફતેહ મેળવી; અને તેણે કહ્યું કે, ગુસ્સે હોવા કરતાં તે અસુખી વધારે હતો; અને જેમ બચપણનાં દીવસોમાં તેની માતા તેને દીલાસો દેતી હતી, તેવો દીલાસો મેળવવાને હમણાં તે ઇચ્છતો હતો. આમ કહી તેણે પોતાના હાથો તેણીની આસપાસ વીંટાળ્યા અને તેણીનાં ખભાં પર પોતાનું માથું મુકી અરધા ગુંગળાયલા અવાજે બોલ્યો—

""મમા, હું ઘણો દુઃખી છું; મને એવું લાગે છે કે હું દરેક રીતે ખરાબ, ઘાતકી અને મુરખ છું; અને તેથી મારો ઉભરો ગુસ્સામાં કહાડવાથી મારા જીવને શાંતી મળે છે, પણ મારી મનસબ, તમોને તે સહમજાવીને, તમોને મેં જે દુઃખ દીધું છે તે કરતાં વધારે દુઃખ દેવાની નહી હતી."

"મારા પોતાના વાહાલા દીકરા, તું ઘણો અવીચારી અને ઘણો મુરખ છે; અને અમે ધારયે તેવાં મજબુત મનનો પણ નથી. પણ હું તુંને પોતાને કોઈબી વધારે ગંભીર વાંકો માટે બદનામ કરવા દઈશ નહી." દીનબાઈએ તેનાં ગરમ કપાળ પરના વીખરાયલા કસબી બાલ સરખા કરતાં કહ્યું. તેવણના નાજુક થંડા હાથની અસર તેવણના બોલો માફકજ તેની ઉપર થઈ, અને જાંહગીર જેમ જેમ તેવણનું બોલવું સહમજતો ગયો, તેમ તેમ તે પાંચ મીનીટ અગાઉ ધારતો હતો તે કરતાં વધારે તેના જીવને કરાર થયો, અને હમેશ કરતાં વધારે મજબુત ઠેરાવ કીધો કે કોઈબી દીવસ ફરીથી એવું અવીચારી કામ કરવું નહી. અને જો તેમ કરવાને લલચાય તો કદી પણ એટલો બધો વખત છુપું રાખવું નહી. જ્યારે પણ દીનબાઈ તેની ભુલો માટે તેને ઠપકો આપતાં ત્યારે હમેશાં તેના સારા ગુણોને ઈનસાફ આપ્યા વીના ચુકતાં નહી. આ કામ બજાવવું ઘણુંજ નાજુક તેમજ મુશકેળ હતું. અને દીનબાઈ કરતાં ઓછાં સુધરેલાં મગજ તથા ઓછી ફીકરવાલાં હૈયાંની સ્ત્રીઓ માટે કદાચ નહી બની શકે તેવું પણ હતું; પણ કોઈબી જાતની મુશકેલી, કોઈબી જાતની નીષ્ફળતા તેવણને અટકાવતી ન હતી—જાંહગીરને શીખામણ દીધાથી તેવણને હમેશાં બદલો મલતો હતો. તેનામાં એક જાતનો એવો ઉંચો, ઉમદા ખવાસ હતો, કે જે ખવાસ સાથે કોઈબી જાતની અણુઘટતી સખતાઇ વાપરવાથી તે ખરાબ થઈ જાય છે—કોઈબી અવીચારી બોલ તેને તકરારો પર તકરારો કરવા ઉશકેરે છે, અને ફકત સામે થવા ખાતરજ પોતાથી ઉલટા વીચારને તે વળગી રહે છે. જ્યારે જો કોઈ ચીજોમાં તે ખરો છે એવું કબુલ કરવામાં આવે છે, તો બીજી ચીજોમાંની તેની ભુલો પણ તે પોતાની મેળે કબુલ કરે છે.

"હવે મારા વાહાલા દીકરા, પેલી કમનસીબ કવીતઃ માટે આપણુ વાત કરયે. મને હજી તેની કાંઈ સહમજ પડતી નથી કે તું જેવો ઘેર પાછો ફર્યો તેવાંજ તે કાગજ્યાં તેં ફાડી કેમ નહી નાખ્યાં?"

હું તેમ કરવાનોજ હતો, અને મમા, હું એમજ ધારતો હતો કે મેં તેમ કીધું હતું. પણ તે રાતના બનાવો મારાં મગજમાં સહવાર સુધી ભમ્યા કીધા, અને સહવારના ઉઠયા પછી મેહેરજીભાઈ માસ્તરને ત્યાં જવા મને એટલી તો ઉતાવળ કરવી પડી, કે જો કે મેં એવો ઠેરાવ કીધો હતો કે તે કાગજ્યાંથી મારી પોકેટ બુક વધારે વખત અપવીત્ર કરવી નહી, તોપણ તે જોઈ જવાનો મને વખત મલ્યો નહી—મેં ધારયું કે તેના બહારના દેખાવ પરથી હું ભુલીશ નહી—જે કાગજો મને રાખવાનાં હતાં તે મેં બાળી નાખ્યાં અને જેને માટે મને આટલું બધું ખમવું પડયું છે તે મારા પોરટ ફોલીયામાં મુકયાં. જો મારા પપાની સલાહ પ્રમાણે ચાલવાને મેં મજબુત ઠેરાવ કીધો હતે, અને રાતના જલદીથી મારા સાથીઓને છોડીને આવતે—અથવા તો જો નહી આવતે, તોબી ત્યાં મલેલી લાલચોથી એટલો બધો નબળો અને મુરખ નહી બની ગયો હતે તો આટલાં બધાં કંગાલપણામાંથી છુટતે, પણ હું એટલો તો ઉશકેરાઈ ગયો હતો, એટલો તો તપી આવ્યો હતો, કે હું જાણતો ન હતો કે કેટલી હદ સુધી હું ખોટું કરતો હતો.

"ફકત એક સાંજની મજાહ ખાતર, મારા ગરીબ દીકરા, તેં પુરતું ખમ્યું છે; પણ મારી ખાતરી છે કે જો તું કોશેશ કરશે તો બીજી રીતે તેનો ખંગ વાળી આપશે."

"ખંગ વાળી આપું મમા? આએ ધીક્કાર ભરી કવીતા મીરા અને દીનશાહજી ડાકટરનાં મગજમાંથી કહાડી નાખવા માટે મારી પાસે જેબી કાંઈ હોય તે હું આપી દેઊં."

"જાંહગીર, હું ધારૂંછ કે તું બેઊ કરી શકે."

તેણે તદન ધબરાઇ જઈ તેણીની તરફ જોયું.

"બેઊ કરૂં મમા!" તે પાછું બોલ્યો.

"હા મારા દીકરા! એ ઘણી દુઃખભરી ફરજ છે, પણ ઘણી અસરકારક છે. દીનશાહજી ડાકટરને જઈને મલ અને તેવણને બધી વાત કહી દે.'

જાંહગીર આ સંભળી એકદમ લાલ થઇ ગયો.

"મમા! મને એવી કાંઈ ચીજ કરવા કહો ના!" તેણે ઘણી ઉતાવળથી જવાબ દીધો, "હું તે કરી શકતો નથી."

"મારા વાહાલા દીકરા, એ તો તુંને એવું લાગે, એમાં અજબ થવા જેવું કાંઈ નથી. એથી તુંને હલકો પડવા જેવું લાગશે અને દુઃખબી ઉપજશે ખરૂં; અને હું જો તુંને કોઈબી રીતે હલકો પાડયા વગર અથવા દુઃખ લગાડયા વગર તેવુંજ સારૂં પરીણામ લાવી શકું તો હું કેટલી ખુશી થાઊં તે મને તુંને કહેવાની જરૂર નથી. પણ તારા શીવાય બીજું કોઈબી દીનશાહજી ડાકટરનાં મનપરથી પેલી કવીતાએ કીધેલી અસર દૂર કરી શકે નહી, અને મારી ખાતરી છે કે જો થોડો વખત વીચારૂ કરશે તો તુંબી મારા વીચારને મલતોજ થશે."

"પણ મમા, મારીપરજ એટલું બધું દુખ શું કરવા નાખવું જોઇયે? એકબારગી હું તેને લાયકનોબી હોઊં તો શું થયું?" જાંહગીરે વધારે તપી જઈ જવાબ દીધો, "જો કે મારી એખલાનીજ 'કવીતા કમનસીબે તેવણની નજરે પડી છે, તોપણ

બીજાઓની એટલીજ દુઃખ ઉપજાવનારી છે અને મારા સાથીઓથી મારા જેટલાજ ઠપકાને લાયક છે, ત્યારે મનેજ શું કામ ખમવું જોઈયે?"

"કારણ કે તારી પોતાનીજ ભુલથી તું ખાડામાં પડયો છે. તારા સાથીઓએ ખરેખર ખોટું કીધું છે, પણ આપણે કેમ જાણે કે જેટલી સંભાળથી તુંને તારા બાપે અને મેહરજીભાઈ માસ્તરે કેળવણી આપી છે, તેટલીજ સંભાળથી તેઓનેબી કેળવણી મળી હોય, અને જો તેમજ હોય તો શું તે માટે તું વધારે જવાબદાર નથી? દેખાઈની રીતે આવી ગમતમાંથી દુર રહેવાને તેઓનું દીલ તેઓને અટકાવતું ન હતું, તારૂં તો હતુંજ; કારણ કે તેં પોતે કબુલ કીધું છે કે તે કામ ખોટું જાણી પેહલાં તો તું તેનેથી અલગો રહયો હતો, પણ પછી તારાં મગજની નબળાઇને લીધે તેમાં જોડાવાને તું લલચાયો; મારા દીકરા, જે થયું છે તે કબુલ કરવાનું દુઃખ જરા ખમ અને પછી ભવીષમાં તેની યાદથી આવી લાલચોમાં પડતો તું અટકશે—અને તેમ કરવાથી તું અમારી આગળ સાબેત કરી શકશે કે, જોકે એક ઘડીની નબળાઇથી તારેથી એક ભુલ થઈ ગઈ છે, તોપણ તું અમે જેવો ધારીએ તેવોજ હીમતવાન અને પ્રમાણીક છે."

જાંહગીરે કાંઈ જવાબ દીધો નહી, પણ તેને અંદરખાનેથી શું થતું હતું તે તેના ચેહરાપરથી જણાતું હતું. તેની માતાએ આગળ ચલાવ્યું:—

"ધાર, અને તેમ ધારવાને ઘણાં કારણો છે કે, દીનશાહજી ડાકટરને આપણી સાથે વધારે ઓછી દોસ્તી પડે ત્યારે તારાં આવાં ખુલ્લાં અને સચ્ચાઈ ભરયાં હૈયાં સાથે તું તેવણુ સાથે કેવી રીતે દોસ્તી રાખી શકે? જોકે તુંને કદાચ એવો દીલાસોબી હોય કે તારી બધી વાત અમો કોઈ આગળ કરીએ નહી અને દીનશાહજી ડાકટર તે કદી જાણેબી નહી. તુંને હમણાં લાગતું હશે કે તું તેવણુની સાથે તેવી દોસ્તી રાખી શકે, પણ હું મારા જાંહગીરને વધારે સારી રીતે ઓલખુંછું. ચાલ, હવે એ વીશે હું વધારે વાત કરતી નથી, કારણકે જમવાનો વખત થયો છે. મારા વાહાલા દીકરા, યાદ રાખજે કે દીનશાહજી ડાકટરને મલવા જવાનો હું તુંને કાંઈ હોકમ કરતી નથી; ફક્ત તારી ભુલોનો બદલો જે ચીજ વધારે સારી રીતે વાળી આપે તેજ મેં તુંને કહી છે, પણ જે તુંને સારૂં લાગે તે કરવાની તુંને પુરતી છુટ છે."

આમ બોલી તેવણુ ઓરડો છોડી ચાલી ગયાં. જાંહગીર થોડી મીનીટ સુધી ઊંડા વીચારમાં પડયો અને જ્યાં સુધી તે ખાણાં માટે તૈયાર થઈ તેનાં કુટુંબને મલ્યો ત્યાં સુધી તેની ચુપકીદી ભાગી ન હતી. મનચેરશાહે તેની પર કાંઈ ધ્યાન આપ્યું નહી, અને બે ત્રણ વખત આપણી નાની માયાળુ દીલની પીરોજની આંખોમાં બેહરામશાહ આવી ગયા, કારણકે તેણી તે ભાઈ કે જે હમેશાં તેઓના કુટુંબનો જીવ હતો, તેને આવી રીતે દલગીર અને ચુપ બેઠેલો જોઈ શકી નહી.

ખાણું ખાધા પછી જેવો તે ઓરડો છોડી ગયો તેવીજ તેણી તેની પુઠે ગઈ અને કાલાવાલા ભરી નજરથી તેના ચેહરા તરફ જોયું, અને તેનો હાથ પોતાના હાથમાં લીધો. તેણી પોતાના બાપનું વચન તેને કહેવાને ઈછતી હતી, પણ બીહતી હતી કે તેમાં તેણીનો ભાગ હતો તે રખેને તે શોધી કહાડે.

"કેમ વાહાલી પીરોજા, શું છે?"

"તું બહાર ફરવા જાય છે કે? હુંબી તારી સાથે આવું?"

"નહી જીગર, હું આજે નથી જતો. કદાચ ઘોડાપર જવશ."

"ઘોડાપર!" તે નાની છોકરી પાછું બોલી, "એટલા વખતમાં જશે શું ને પાછો ફરશે શું?"

"પીરોજા, તું ભુલી જાય છે કે હમણાં દહાડા લાંબા છે અને હજીતો ફરવાનો ઘણો વખત છે. પણ તું તે વીશે કોઈને કહેતી ના, કારણકે મેં હજી નક્કી વીચાર કીધો નથી."

તે તેણીનાં કપાળપર કીસ કરી ચાલી ગયો, અને થોડો વખત પછી તેણીને દીનબાઈ, ખોરશેદ અને ગુલ સાથે ફરવા જવા બોલાવવામાં આવી. તેઓને રસ્તામાં જાંહગીર ઘોડાપર મલ્યો. જો કે તે તેનો ઘોડો ઘણોજ જલદીથી કુદાવતો હતો, તોપણ તેની માતાને ડોકું કરવાનો તેને વખત મલ્યો, અને જ્યારે દીનબાઇએ તેનો ઉશકેરાઈ આવેલો પણ આતુર ચેહેરો જોયો, ત્યારે તેવણનું હૈયું ધપકયું. બીજી પળે તે તેઓની નજર આગળથી ગુમ થઈ ગયો. ખશરૂ જે તેનો નોકર હતો, તે હમેશાં તેની સાથેનો સાથેજ રહેતો હતો.

તેઓ થોડુંક ચાલ્યા પછી રસ્તામાં શરાફનાં સુનાબાઈ અને તેવણની દીકરી મેહેર તેઓને મલ્યાં, અને તેઓની સાથે તેઓ ઘેર પાછાં ફુરયાં. પીરોજા કે જેણે મેહેરને એક પખવાડયું થયું જોઈ ન હતી તેણી તેઓને જોઈ ઘણીજ ખુશી થઈ ગઈ. ગુલ મેહેરની બાજુએ ચાલતી હતી અને તેની વાતચીતમાં મજાહ મેળવતી હતી. ઘરમાં દાખલ થયા પછી તેઓને મનચેરશાહ, હોમી અને જાલ મલ્યાં, અને હમેશ કરતાં જે વધારે આતુરતાથી સુનાબાઈ અને હોમી એક બીજાને ભેટયાં, તે જોઈ દીનબાઈ લગાર અજબ થયાં. સુનાબાઈના પેહલા બોલો જે નીચે પ્રમાણે હતા, તે સાંભળી હોમીના ગાલો શરમથી લાલ થયા.

"મારા વાહાલા હોમી, હું આશા રાખું છું કે ગયે બેસપતવારની મેહનતથી તું થાકી ગયો ન હશે." તેવણ બોલ્યાં, અને તેની તરફ જોતાં તેવણની આંખો આંસુથી ભરાઈ ગઈ.

"અરે કાંઈબી નહીરે," તેણે જલદી જવાબ દીધો અને જાણે તે વાત ફેરવી નાખવા માગતો હોય તેમ દેખાડયું; પણ સુનાબાઈએ દીનબાઈ તરફ ફરી આગળ ચલાવ્યું—

"દીનબાઈ, જો હું તમુને એમ કહું કે હું આજે તમારે ત્યાં તમુને મળવા કરતાં તમારા દીકરાની ખબર પુછવા આવી છું, તો તમે મને માફ કરશો. મને ફીકર લાગતી હતી કે રખેને તેનાં અસાધારણ અને મારી ખાતરી છે કે થાકવી નાખે તેવાં કામથી એને કશી અડચણ થઈ હોય."

"જ્યારે તમે બધું ખોલ્લાં દીલથી કહી દેવો છો ત્યારે હું ધારૂં છું કે મને અદેખું નહી થતું જોઈયે." દીનબાઇએ હસીને કહ્યું, "પણ જ્યારે તમે મારા દીકરાના વીશ્વાસમાં મારા

કરતાં વધારે છેઓ, ત્યારે તો તેમ થવાની મારી ખાત્રી મીઠી મરજી થાય છે. હોમી ગયે બરેસપતવારે ઘરમાં ન હતો તેની મને ખબર હતી, પણ તે એટલાં બધાં શું ઉપયોગી કામમાં રોકાયલો હતો તેની મને ખબર નહી હતી."

"ત્યારે એ ક્યાં ગયો હતો તે શું તમે નહી જાણતાં હતાં?" મેહેર અને તેનાં માય એકદમ બોલી ઉઠયાં, અને પેહલીએ હમેશ કરતાં વધારે આતુરતાથી આગળ ચલાવ્યું; "તમે જાણતાં નહી કે પેલા મેલામાં એ અદી વીશેની બોલ કહાડવા ગયો હતો, અને તેબી વળી આખો મેલો કે જેને તે ધીક્કારે છે, તેમાં ફરીને અદીને તેણે ખરેખર શોધી કહાડયો અને આખો દહાડો તેને પોતાની સાથેનો સાથે રાખ્યો. પપા તો ઘણા કામમાં રોકાયલા હોવાથી તેવણને અદીપર દેખરેખ રાખવાનો કાંઈ વખત ન હતો અને એ જો ત્યાં એકલો પડી જતે તો કોણ જાણે કોણ કોણની સંગતમાં ફરતે! હું કહી નહી શકતી કે હોમીએ તેને કેમ લલચાવ્યો, પણ અદી એની સંગતમાં રહેવાને નદન ખુશી હતો. તેઓ બેઉ સાથે જમ્યા, અને——"

"અને મારા દીકરાને જોયાથી મને જેટલો સંતોષ ઉપજતે નજદીક તેટલોજ સંતોષ મને હોમીના દીલાસાથી ઉપજ્યો;" સુનાબાઈ ધ્રુજતે અવાજે અને આંસુ ભરી આંખોથી બોલ્યાં. "આ દીલાસો કાંઈજ નહી પણ એક થોડીક લાઈનનું કાગજ હતું, કે જે વીશે હોમી મને ખાતરી આપે છે કે અદી પોતેજ તે લખવાનો હતો, જેમાં તે કહેવડાવે છે કે મને બરાબર મલ્યા વગર ગયો તે તેનેથી ખમી શકાતું નથી, અને જો કે તે પોતાના બાપ સાથે ઘણો સુખી છે અને ઘેર આવવાની તેની કાંઈ ઝાઝી મરજી થતી નથી, તોપણ તે મને અને મેહેરને હજી સુધી ઘણો ઘણોજ ચાહે છે અને તેવીજ રીતનો પ્યાર તે ચાલુ રાખશે અને જ્યારેથી બનશે ત્યારે અમુને મલવા આવશે. અરે દીનબાઈ! આવી જાતનાં કાગળથી મને કેટલો દીલાસો મળવો જોઈયે તેનો શું તમુને કાંઈ ખ્યાલ નથી આવતો? આએ સઘળું તમારા દીકરાની માયા અને ભલાઈથીજ થયું છે."

જ્યારે સુનાબાઈ અને મેહેરે ઉપલો હેવાલ આપવાનું શરૂ કીધું, ત્યારે હોમીએ ત્યાંથી વહી જવાની પેતરણ કીધી, પણ જાલ બારણાં આગલ આડો ઉભો રહયો, કે તે બહાર જઈ શકેજ નહી, અને ખોરશેદ તથા પીરોજાએ બંધીવાનની માફક તેનો અકેકો હાથ પકડી રાખ્યો, કે તેથી બહાર જવાનો વીચાર થાયજ નહી. પણ હોમી હસી તેની બેહેનોનો હાથ છોડી નહાસી ગયો અને તેની માતાના પગ આગળની હમેશની જગા પર જઇ બેઠો.

"ખચીત તમોને દીલાસો મલવોજ જોઇયે." મંચેરશાહે જવાબ આપ્યો. "અને હું ઘણો ખુશી છું કે મારા હમેશના એકમારગી હોમીને એવી યુકતી સુઝ પડી. એઈ, શરમાઉદાસ! તમારૂં મોહડું જરા ઉંચું કરો અને અમોને સહમજાવો કે આટલો બધો ભેદ અને ભરમ રાખવાનું શું કારણ હતું. મારેથી અને તારી માતાથી તારી ધારણાઓને એટલી બધી છુપી રાખવાનું શું કારણ હતું?"

"કારણ કે પપા, મને બીક લાગી કે તમોને તે કદાચ ગમે નહી. મને પોતાને તો તેનો વીચાર કરવાનીબી બીક લાગી, કારણ કે તમારા હુકમોનો અનાદર કરવામાં હું ખરેખર ખોટું કરતો હોઉં તેમ મને લાગ્યું; અને તેબી વળી કાંઇ સારૂં સેવટ આવવાની ખાત્રી વગર. હું જાણું છું કે અદીને શોધી કહાડવાની મારી ઈચ્છા હું તમોને જણાવતે તો તમે મને જવાને ના નહી પાડતે, પણ ત્યારે તો મમા બધું જાણતે અને વખતસર નહી આવતે તો તેવણ નકામી ફીકર કર્યા કરતે; નહી વારૂ?" તે એટલા તો પ્યારભર્યા દેખાવથી તેની મા તરફ જોઈ બોલ્યો, કે તે દેખાવ એક પારકું આદમી પણ જલદીથી વીસરી શકે નહી.

"મારા વાહાલા દીકરા, ખચીતજ મને ફીકર લાગતે. મને બીક લાગે છે કે તારા વીચારને હું ઘણો હલકાઈભર્યો ધારતે. હું ખુશી છું કે મારાં સુખને ખાતર તેં એટલો બધો વીચાર કીધો અને મને વધુ જણાવ્યું નહી. આ માટે સુનાબાઈ મને તમારી અદેખાઈ કરવી ન જોઈયે, પણ એક ભેદ ખોલવા માટે તમારો તેમજ મેહેરનો ઉપકાર માનવો જોઇયે. હું નહી ધારતી કે હોમીએ પોતાની આખી જીંદગીમાં પણ કોઈ વખતે અમારી એટલી લાગણી અને જીજ્ઞાશા ઉસકેરી હોય."

જમશેદજી શરાફના આવવાથી આ વાત હોમીની ખુશાલી વચ્ચે સાંજ બંધ પડી, કારણકે લોકો તેની તારીફ કરે તે તેને ગમતું હતું નહી. જમશેદજી ઘેરમાં ગમે એવા કરડા હોય, તોપણ મનચેરશાહનાં છોકરાંઓ તરફથી તેવણને હમેશાં ખુશાલી ભરયો આવકાર મળતો હતો. તેઓ સમજી નહી શકતા હતા કે હીલા અને શાવક તેઓના બાપથી એટલાં બધાં શા માટે બીહતાં હતાં. કાંઈ અસાધારણ બનાવે તેવણને દુઃખી કીધા છે એમ તેવણને જોતાંજ પહેલી નજરે મંનચેરશાહ પામી ગયા, પણ તેવણે તે પર કાંઈ ધ્યાન આપ્યું નહી, કારણકે જમશેદજીને છોકરાંઓ સાથે વાત કરવામાં ખુશી ઉપજતી હોય એમ લાગતું હતું.

"અરે પેલો મારો જાંહગીર દોસ્ત ક્યાં ગયો?" તેવણે ચાહ પીતાં પીતાં જાંહગીરને ગેરહાજર જોઈ બોલ્યા. મંચેરશાહે પણ અજાયબીમાં તેજ સવાલ પુછયો. પણ તેવણનાં ધણીયાણીએ જવાબ આપ્યો કે, તે તો ઘોડા પર ફરવા ગયો હતો અને તેને પાછા ફરતાં ઘણો વખત લાગશે; અને આ વાત સાંજ બંધ પડી.

ચાહ પીધા પછી સુનાબાઈ અને મેહેર, હોમી અને જાલ સાથે ઘેર પાછાં ફર્યાં. છોકરીઓ આવતી કાલ માંરેનું તેઓનું કાંઈ કામ કરવામાં રોકાઈ અને જેમ ગમે તેમ મજાહ કરવા માંડી. જમશેદજી તેવણના દોસ્તો સાથે કેટલોક વખત એકલા બેઠા કે જેઓએ તેવણની દલગીરીનું કારણ જલદીથી શોધી કહાડયું. તેવણને સહવારના માલમ પડયું કે જે જગાએ તેવણે શાવકને જવા ના કહ્યું હતું, તેજ જગાએ તે તેવણની

મરજી ઉપરાંત ગયો હતો, તે માટે જ્યારે તેવણે સવાલ કીધા ત્યારે તેવણનાં ધણીયાંણીએ તેવણને ઉડાવ્યા; પેહેલાં તો તેવણે સાફ ના પાડ્યું કે તે ગયોજ ન હતો. પણ બીજીજ પળે તેવણથી બોલાઈ ગયું કે, એવી જગાપર જવામાં શું અડચણ હતી. વળી છોકરાંઓની એવી બાબદમાં જો જમશેદજી વચ્ચે પડે તો પછી તેવણે આવી નાફરમાનીની આશા રાખવીજ જોઈયે. જ્યારે તેવણનું ઘર આવું હોય તો પછી તેવણ સચ્ચાઈ, મરતબો અને પ્યાર ક્યાં શોધવા જાય? જ્યારે બચપણમાંજ તેવણના દીકરાને આવી કેળવણી મળે ત્યારે મોટપણે તેનું શું થાય? તેવણે તેને સખત શીક્ષા કીધી હતી, પણ તેથી તેનીપર સારી અસર થવાની તેવણને થોડીજ આશા હતી, કારણ કે વાંક દીકરા કરતાં માનો વધારે હતો; તેથી બનતું હતું એમ કે, છોકરાનો બાપ તરફનો પ્યાર દહાડે દહાડે ઓછો થતો હતો. આમ હતું તો ખરૂં, પણ કરે શું? શું ઘરમાં આવી નાફરમાની અને જુઠું (કારણકે શાવકે સાફ ના પાડ્યું હતું કે તે એવી કોઈ પણ જગાએ ગયો ન હતો) તેવણ ચાલવા દે? આ વાત થયા પછી તેવણ લાઈબ્રેરીના ઓરડામાં ભરાઈ બેઠા હતા, પણ છેલ્લે જ્યારે નહીંજ ખમાયું ત્યારે મરચંટ લોડજ તરફ આવ્યા. તેવણની ખાતરી હતી કે જો કેઠેથી તેવણને મનની શાંતી મળે તો તે આએજ જગા હતી.

તેવણની તરફ દયાની નજરથી જોવું મંચેરશાહ અને દીનબાઈ માટે સેહેલ હતું, કારણ કે તેઓને તેવણનું ખરેખરજ લાગતું હતું, પણ તેવણને સલાહ આપવાનું કામ નાજુક અને મુશકેલ હતું. દરેક જણે યાદ રાખવું જોઈયે કે કોઈની ઘર સંસારી ખટપટમાં માથું ખોસવું એ સૌથી પ્યારામાં પ્યારા દોસ્તોનું પણ કામ નથી. જ્યારે જરબાઈ પોતેજ પોતાનાં છોકરાંને નાફરમાન થવાને ઉતેજણ આપતાં હતાં, ત્યારે બીજાંઓ તે શું કરી શકે? અગીઆર વરસની નાદાન ઉમરનો એક છોકરો કે જેને ઘેરની આવી કેળવણી મળી હોય, તેને મુંબઈ સુધી એકલો સ્કુલમાં મોકલવાને જમશેદજી રાજી ન હતા, અને મંચેરશાહ પણ તેવી સલાહ આપી શક્યા નહી. તેવણે તેથી જમશેદજીને ફક્ત દીલાસો દેવાની અને તેવણને દેખડાવી આપવાની કોશેશ કીધી, કે કોઈ વેળાએ સારી કેળવણીનાં પણ કેવાં માઠાં પરીણામ નીપજે છે. વળી કોઈમાં એવું પણ બને છે કે, બચપણની ભુલો મોટપણે ઓછી થઈ જાય છે અને એક ખરાબ ચાલનું બાળક એક સારો જવાન થવાની આશા આપી શકે છે. આ સાંભળી જમશેદજીએ નાસીપાસીથી પોતાનું ડોકું ધુણાવ્યું.

"મંચેરશાહ, મારી પર શું પડતું હશે તેનો તુને થોડોજ ખ્યાલ હશે." તેવણ બોલ્યા. "દરેક ચીજમાં તેમજ તારાં બચ્ચાંની કેળવણીમાં પણ એક સારો સાથી મેળવવામાં તું બાગ્યશાળી થયો છે. હમેશાં મા અને બાપ વચ્ચે સંપ હોવો જોઈયે, નહી તો કે બચ્ચાંનાં સુખ માટે આશા રાખવી ફોકટ છે. મારી બાયડી ફક્ત થોડીજ ચીજોમાં તારી બાયડીના જેવી હતે; પણ હું ધારૂં છું કે મને એમ નહી બોલવું જોઈયે." તેવણ દીનબાઈની આંખમાં ઠપકાની નીશાની જોઈ જલદીથી બોલ્યા, અને પછી બે છોકરાઓ જેઓ બહારથી તરતનાજ ફરીને આવ્યા હતા, તેઓ તરફ ફરીને વાત કરવા લાગ્યા. થોડા વખતમાં બંદગી કરવાનો વખત થયો અને જમશેદજી ઘર જવા ઉઠયા.

મનચેરશાહે તેવણને અટકાવ્યા. "નહી જમશેદ, ઉભો રહે, બંદગી કરવાને વખતે આપણને છુટું શું કરવા પડવું જોઈયે? ચાલ અમારી સાથે આવ. આજે કાંઇ પેહેલીજ વાર આપણે સાથે બંદગી નથી કરતા."

જમશેદજી જરાક પણ આનાકાની વગર તેઓ સાથે ગયા. હજી જાંહગીર આવ્યો ન હતો, અને તેની માતા હવે ઘણી ચીંતાતુર થઈ; તેણીના કહેવાથી મનચેરશાહ પા કલાક બેઠી થયા, પણ ઘણી આનાકાનીથી. બીજી કોઈપણ બાબત કરતાં તેવણ આ બાબતમાં ઘણા ચોક્સ હતા કે કુટુંબનાં દરેક આદમીએ ઠેઉવેસેજ વખતે બંદગી માટે બેગું થવું જોઈયે. પા કલાક પુરો નહી થાય તેટલાં તો જાંહગીર અને ખશરૂ ઉતાવળમાં ઓરડામાં દાખલ થયા અને ચુપચુપ તેઓની જગાપર જઈ ઉભા. ફોકટમાં દીનબાઈએ પોતાનું ધ્યાન બંદગીમાં રોકવાની કોશેશ કીધી. શું તે ખરેખરજ દીનશાહજીને ત્યાં જઈ આવ્યો હશે! અને જો ગયો હોય તો તેને કેવો આવકાર મળ્યો હશે! એવા એવા હજારો ખ્યાલ અને ફીકર તેવણનાં મનમાં પેવશ થયાં. પણ જ્યારે સઘળું પુરૂં થયું અને જાંહગીર ઉઠયો, ત્યારે તેની તરફની એકજ નજરે તેવણના દીલને સમાધાન કીધો. મારતે ઘોડે સ્વારી કીધાથી તેનો ચેહરો લાલ થઈ આવ્યો હતો, પણ તેની આંખો ચળકતી હતી અને તેનો દેખાવ થોડાંક અઠવાડયાંપર જેવો દીસતો હતો તે કરતાં વધારે ખુશાલ દીસતો હતો. જેવા નોકરો ઓરડો છોડી ગયા કે જરાક પણ આનાકાની વગર તે મનચેરશાહ આગળ ગયો અને ઘણી આતુરતાથી પણ માનભરી રીતે બોલ્યો:—

"વાહાલા બાવાજી, તમેબી મને માફ કરશોકે? દીનશાહજી ડાકટરે બધી વીગત જાણી છે અને તેવણે મારી મુરખાઈ ફક્ત માફજ નથી કીધી, પણ મારી ખાતરી કીધી છે કે જે ધીક્કારભરી કવીતાથી તેવણને દુઃખ લાગ્યું હતું, તેનો મેં જોઇયે તે કરતાં વધારે બદલો વાળી આપ્યો છે; હવે પછી તેવણ તે વાત હસી કહાડશે, અને તક મળવે સર્વેને જાહેર કરશે કે તે કવીતાનો કર્તા તેવણનો મુખ્ય દોસ્ત થાય છે; તેવણ આશા રાખે છે કે તમે મને તેવણનો દોસ્ત થવાની રજા આપશો. તેવણ ધારે છે કે તેમ કરવાથી તે વાતપર ઢાંકણ વળશે. છેલ્લાં થોડાં અઠવાડયાંમાં મેં એટલું તો દુઃખ ખમ્યું છે, કે હું નહી ધારતો કે હવે કોઈબી વેળાએ હું આવો ઉતાવળો અને અવીચારી થઈશ. ફરીથી એક વખત તમે મારી ચાલની અજમાયશ કરી જોશો?"

જોકે મનચેરશાહને હમેશાં પોતાની લાગણી તથા અચરતી દેખાડી દેવાની ટેવ ન હતી, તોપણ આ વેળાએ તેવણને એજ ચીજ એટલી તો લાગી કે તેવણ મુશકેલીથી જવાબ દઈ શક્યા. પણ જાંહગીર આશા રાખતો હતો તે કરતાં વધારે તેવણના બોલોએ તેને સંતોષ આપ્યો, અને તેણે નીચે પ્રમાણે ઓજરખાહીથી જવાબ દીધો:—

"પપા, મારી હીંમતને વાસ્તે મારી તારીફ ના કરો. મારી ખાતરી છે કે મમાએ મને જો સલાહ નહી આપી હતે તો હું એમ કરતેજ નહી. કદાચ એવું મારાં ધ્યાનમાં આવતે ખરૂં, પણ હું ધારૂં છું કે મગરૂરી મારા તે વીચારને વજન આપવા દેતે નહી; પણ જ્યારે મમાએ સઘળી વીગત મારી આગળ બરાબર દરશાવીને કહી, ત્યારે આ બાબતની સચ્ચાઈ નહી માનવાને હું મારૂં મન મનાવી શકયો નહી. અને હું જો તેવણુની સલાહ પ્રમાણે નહી ચાલતે તો હમણાં હું વધારે દુઃખી થતે. મારાં વાહાલાં, વાહાલાં માયજી," તે આજે રાતે સુતી વેળાએ હમેશ કરતાં વધારે પ્યારથી તેની માને કોટી કરી બોલ્યો: "તમે મને કેવો સુખી બનાવ્યો છે, હું તમારો કેમ ઉપકાર માનું?"

જો તેવણે તેને સુખી કીધો હોય તો ખચીતજ તેનો બદલો તેણે વાળી આપ્યો હતો, કારણ કે દીનબાઈને તે પળે જેટલી ખુશાલી ઉપજી હતી તેટલી ક્વચીતજ ઉપજી હશે. તેવણુની નાની પીરોજા જો કે તેની માતાની લાગણી સમજી શકતી ન હતી, તોપણ તેણીબી તેવણુના જેટલીજ ખુશી થઇ.

"કેમ દીનબાઈ, શું મારા બોલોને તમારો દીકરો ખરા પાડી નહી આપતો?" સઘળાં છોકરાંઓ સુવા ગયા પછી જ્યારે જમશેદજી, મનચેરશાહ અને દીનબાઈ સાથે એકલા પડયા ત્યારે ખુશાલીભરી રીતે બોલવાની કોશેશ કરી તેવણુ બોલ્યા. "તમારા જેવાની સલાહ મળ્યા પછી તે કેવી રીતે ખરાબ ચાલ ચલાવી શકે?"

"ખરેખરજ તેણે મને જોઈયે તે કરતાં વધારે ઈનસાફ આપ્યો છે, પણ પોતાને પુરતો નથી આપ્યો. હું તેને ઓરડામાં એકલો મુકી આવી ત્યારે મને થોડીજ આશા હતી, કે મારી દુઃખભરી શીખામણ તે માનશે. વળી જમશેદજી," તેવણે મશકેરી ભરયા અવાજે ઉમેરયું, "એક માતાનો તેણીનાં પોતાનાં ઘરમાં કાબુ નથી ચાલતો એવી ધારણાથી મેં કાંઈ તમારી તરફ ઠપકાની નજરથી જોયું ન હતું. તમુને પુરતી રીતે ખબર છે કે મેં તેમ શું કામ કીધું અને હું હજીબી કહું છું કે તમે ઓછી સખતાઈ અને ઓછું એકમારગીપણું વાપરો તો સારૂં. જેમ તમે જરબાઈની ભુલો જુવો છો તેમજ જો તમે તેવણુના સારા ગુણોબી જોવો તો કદાચ તમે તમારાં છોકરાંઓની બાબદમાં તેવણુને તમારી મરજી પ્રમાણે ચલાવી શકો ખરા."

"દીનબાઈ, હવે નહી બને, હવે તો મોડું થઈ ગયું; પણ તમુને જરાકબી ખ્યાલ નથી કે તમારા દેખાવથી મને આગલો વખત કેવો યાદ આવી ગયો હતો," તેવણે વાત ફેરવીને કહ્યું, "કે જે વખતે મને તમારી આગળ આવવાની પણ બીહક લાગતી હતી. મનચેરશાહ, મેં તમુને આગાઉ એક વખત કહ્યું હતું તે યાદ છે, કે બેહલી હોમજીનાં દીનબાઈમાં જો કાંઈબી ખામી હોય તો તે તેવણનું કુંજરાપણું હતું."

"તે રાતનો બનાવ હું સેહલાઈથી ભુલી શકીશ નહી." મનચેરશાહે તેવણુનાં ધણીઆણી તરફ પ્યારભરી નજર ફેંકી કહ્યું. "બીચારી આઈમાઓની કદંગી ચાલ તે સાંજે મારી નજરે પડી ત્યારે મને થોડોજ વીચાર હતો કે તેણીનાં મા બાપ વીનાનાં બચ્ચાં મારાં પોતાનાં તરીકે મારે આસરે પડશે."

"એક તો આબેહુબ તેવણુનીજ શીકલ છે." જમશેદજી બોલ્યા. "બેમાંના એકનોબી ખવાસ તેવણુના જેવો છે કે?"

"જાસ ખુબસુરતી અને ખવાસમાં લગભગ તેણીના જેવોજ છે," દીનબાઈ બોલ્યાં, "ગુલ તેની ગરીબ બીચારી માતાને કશાંમાં પણ મળતી આવતી નથી.

"ત્યારે શું તેણી બાપ જેવી છે?"

"તેવણુનો ખવાસ પીછાણું તેટલી બધી હું તેવણુને ઓળખતી નહી હતી, પણ હું નહી ધારતી કે તેમ હોય; ખરૂં કહું તો ગુલનો ખવાસ હું હજી સમજી શકતી નથી."

"ખરેખર!" જમશેદજી મુછમાં હસી બોલ્યા, "તમારી ચપલ આંખોએ આ વેળાએ ઉલટાપ ખાધી કે?"

"હા, એમ છે તો ખરૂં," તેવણે પણ તેવાજ અવાજે જવાબ દીધો: "ગુલ મારૂં સૌથી નાહનું બાળક છે અને જ્યારે પાંચ જણુને હું ફતેહ ભરી રીતે મદદ કરી શકી છું, ત્યારે છઠ્ઠાંની વખતે મારી અક્કલ બુઠ્ઠી થઈ જાય છે અને મને વધારે મદદ કરવા ના પાડે છે."

"જમશેદ, તું કાંઈ એના બોલવાપર ધ્યાન ના આપ." મનચેરશાહ હસી વચમાં બોલ્યા. "એનાં મનમાં એ કાંઈ એવું ધારે છે કે ગુલમાં કાંઈ અજબ જેવું છે કે જે એ સમજી શકતી નથી. મને તો લાગે છે કે મારી બાયડીનાં શાંત ભેજામાં ખ્યાલી ભુત રમત રમે છે અને અમારી નાની ભત્રીજી તો એક સાંધારણ બચ્ચાં જેવી છે. ફક્ત તેણી પોતાની ઉમર કરતાં વધારે દલગીર ચેહરાની અને એકમારગી છે, કે જેનું કારણ તેણીની ખરાબ તંદરોસ્તી અને નાહનપણુમાં પડેલુ દુઃખ હોય. તેથી જેને મારી બાયડી ભેદ કહે છે, તે ભેદ હું આએ પ્રમાણે ખોલું છું. પણ એનાં મગજમાં એવા ખ્યાલો એટલા તો થોડા છે કે હું તેને વાસ્તે એની સાથે મરાતો નથી, કારણકે દરેક બાબદમાં કાંઈ પણ નવાઈ તો જોઈયે."

મરચંટ હાલમાંનાં જુવાન છોકરાંઓ સુવા ગયાં તે વેળાએ દરેકનાં મગજમાં જુદા જુદા વીચારો આવ્યા હતા. જાંહગીર, હોમી અને પીરોજાના વીચારો કાંઈ અજબ જેવા શાંત અને ખુશાલ હતા. ખોરશેદના કાંઈ ઘણા મનમાનતા ન હતા. બીજાની વખાણ તેણીને કોઈ પણ રીતે ખુશી ઉપજાવતી ન હતી. તેણીનાં મનમાં ફક્ત એકજ સવાલ ઉઠતો હતો, કે લોકો તેણીનીબી કાંય નહી વખાણ કરતાં. તેણીની વખાણ ક્વચીતજ થતી હોવાથી તેણીને ઘણું દુઃખ ઉપજતું હતું. તેણી પોતાની ભુલ જોયા વગર પોતાનાં માબાપને બદનામ કરતી હતી. જ્યારે તેણી એકલી પડતી હતી ત્યારે આવા અદેખાઈ ભરયા વીચારો તેણીને આવતા હતા, પણ જે પળે તેણી પોતાના બાપનો અવાજ સાંભળતી અથવા પોતાની માતાનો હસતો ચેહરો જોતી, તે પળે તેણીનાં મગજમાંથી આવા ખ્યાલો ઉડી જતા.

ગુલ ઘણો ખરો હોમીનોજ વીચાર કરતી હતી. તેણીને બીજાંઓની ગાફકજ તે કયાં ગયો હતો તેની ચટપટ થતી

હતી, પણ તે જરાક પણ બતલાવતી ન હતી, અને કાંઈપણ શક વગર ધારતી હતી કે, કાંઈબી સારાંજ કામ માટે ગયો હશે. "મેહેરને એ ઘણો ગમે છે તેમાં કાંઈ અજબ થવા જેવું નથી." તેણી મનમાં બોલી, "પણ મારા જેવી ચેરી છોકરીપર એ હેત રાખે એવી હું આશાજ કેમ રાખું? જ્યારે જાલ મને મારા કરતાં આટલો ચહડતો લાગે છે, ત્યારે હોમી કેટલો બધો હોવો જોઈયે? હું ઇચ્છું છું કે હું તેની બેહન હતે; ત્યારે તો હું લાયક હોતે કે નહી, તોબી તે મારીપર પ્યાર કરતે."

ગરીબ બીચારી ગુલ પોતાને ચેરી ધારતી હતી અને તેમજ લોકો પણ તેણીને ધારતાં હતાં. તેણીની થોડીક નાહની ભુલો–મુખ્ય કરીને તેણીની માસીના હોકમની નાતાબેદારી, અને પોતાના વાંકો કબુલ કરવાને બદલે તે છુપાવવાની કોશેશ તથા ઉમર કરતાં પણ વધારે પસતાવો, અને દલગીરી બતલાવવાની ટેવ, એ સઘળાંથી તેણીનાં માસી એટલાં તો અજબ થતાં હતાં, કે જેમ જમશેદજીને તેવણે કહ્યું હતું તેમ ગુલને તેવણ હજી સમજી શકતાં ન હતાં. જો દીનબાઈને ફકત એટલુંજ માલુમ હતે કે આઈમાએ ગુલને આપેલાં વચનથી તે બાળકપર એટલી બધી અસર થઈ હતી, કે જે વચન પાળવાથી તેણી એમજ સમજતી હતી કે બેહસ્તમાંથી પણ તેણીની માતા તેણીપર પ્યાર કરશે અને તેણીના બાપનું હેત વધશે–અને તેજ વીચારથી તેણી કોઈ પણ ભારીમાં ભારી શીક્ષા અને માસીની નાપસંદગી ખમવાને તૈયાર હતી, તો દીનબાઈ આવો ભુલભરેલો વીચાર તેણીનાં મગજમાંથી દુર કરવાની કોશેશ કરતે અને તેમાં બેશક તેવણ ફતેહ પામતે, પણ તેવણને તેવણની ભત્રીજીની નાતાબેદારીનાં મુળનો જરાક પણ ખ્યાલ ન હતો. તેવણ પહેલે એમજ ધારતાં હતાં કે, બચપણમાં તેણીનાં મગજપર બેદરકારીથી થયલી અસર વખત જતાં નીકળી જશે, પણ જ્યારે તેવું કાંઈજ નહી થયું ત્યારે તો તેવણે ધાર્યું કે તે કાંઈ તેણીની માતાની બેદરકારી નહી પણ તેણીની ખુદરતીજ ભુલ હશે; જ્યારે તેણીને સચ્ચાઈ આધીન કરવા સમજાવવામાં આવતી ત્યારે તેણી જાલનો વાંક છુપાવવાને બદલે પોતાને માથે હોરી લેતી હતી; પણ ગરીબ બીચારી એટલું નહી સમજતી હતી કે તેમ કરવાથી તેણી સચ્ચાઈનો ભંગ કરે છે, અથવા જો તેણીને તે માટે કાંઈ પણ વીચાર આવતો તો ફકત તે એજ હતો, કે જો જાલનો વાંક તેણી જાહેર કરી દેઈ સઘળી સચ્ચાઈ માસી આગળ કબુલ કરી દે તો તેણીની માતાને આપેલું ગંભીર વચન તેણી ભાંગે; અને તેમ થવાથી એક અથવા બીજી રીતે ખોટું કરવાના વાંકમાં તેણી આવે. આવી જુદી જુદી જાતની ઉલટી લાગણીથી તે બચ્ચાંનાં મનમાં એટલો તો ગુંચવાડો થયો હતો કે તેનું બયાન આપવું પણ મુશકેલ છે. તેણી એટલુંજ જાણતી હતી કે કોઈ વેળાએ તેણી ઘણી ખરાબ ચાલ ચલાવતી હતી, જો કે તેણી હમેશાં ડાહી થવાને ઇચ્છતી હતી. તેણીનાં મનમાં એવો વસવસો ઉત્પન્ન થતો હતો કે તેણીની માસીને એવું લાગશે કે તેવણની નાપસંદગીની તેણીને જરા પણ દરકાર નહી હતી, જ્યારે બનતું એમ હતું કે, જ્યારેબી તેણીને શીક્ષા થતી ત્યારે તેણી માંદીજ પડતી હતી, તેણી સુખી તો કોઈ દહાડો હતીજ નહી. બહારનું જોઈને મત બાંધનારાં માણસોને થોડીજ ખબર હોય છે કે એક બચ્ચાંનાં દીલમાં પણ ખુશાલી અને દલગીરીની લાગણીઓ કેટલી તીક્ષણ હોય છે. ગુલનાં સારાં ભાગ્યે દીનબાઈનો પ્યાર તેવણની ધીરજ શકતીની માફકજ કદી ખુટે નહી તેટલો હતો. જો તેમ નહી હતે તો તેવણની ભાણેજ વધારે કમનસીબ હતે, કારણ કે થોડાંજ માણસો તેણીની ચાલ સમજી શકતે અને તે સુધારવાના નાજુક ઉપાયો લઈ શકતે.

અમારાં જુવાન વાંચનારાંઓએ એવું ધારવું ન જોઈયે કે જાલ એક હીચકારો અને જુઠો છોકરો હતો તથા તેના વાંકની શીક્ષા તેની બેહનને ખમવા દેતો હતો. તેને કોઈબી દહાડો એવી કેળવણી મળી નહી હતી, કે જ્યારે વાંક બને ત્યારે બહાર આવી સઘળું કબુલ કરી દેવું. તે સમજી નહી શકતો હતો કે કોઈ વાંક વીશે જ્યાં સુધી પુછવામાં નહી આવે ત્યાં સુધી તે છુપો રાખ્યે તો તે જુઠું કેવી રીતે કહી શકાય.

દીનબાઈની એવી ચાલ હતી કે, કુટુંબનાં બીજાં આદમીઓની ગેરહાજરીમાં, જો એકુ છોકરાંનો વાંક પડે તો તે વાંક અથવા તેની શીક્ષાની વાત તેઓ આગળ ન કરવી, શીવાય કે તે વાંક વીશે તેઓ આગળ વાત કરવાની જરૂરજ હોય. તેવણની ઘણી ખરી શીક્ષા વાંક કરનારને સાથે બેસીને ખાતાં અથવા તો હાલમાં બેસીને સાથે વાત કરતાં અટકાવવાની હતી, અને જ્યારે એવી રીતે કોઈબી ગેરહાજર રહેતું ત્યારે બીજાંઓ કાંઈબી ટીકા કરયા વગર પોત પોતામાં દલગીરી બતાવતાં હતાં. જાલને તેથી થોડીજ ખબર પડતી હતી કે તેની બેહનની શીક્ષાનું કારણ શું હતું, અને કોઈ વખત તો તેણીને શીક્ષા થઈ છે એમ જાણતો પણ ન હતો. જ્યારે ગુલ એવી વેલાએ ગેરહાજર રહેતી હતી ત્યારે તેને ખરેખર દુ:ખ ઉપજતું હતું, પણ તેના માસા (કે જેવણ ખરેખરી રીતે તો છોકરાંઓને ઘણો લાડ લડાવતા હતા, પણ જાલની માએ તેવણ માટે તે છોકરાનાં મનમાં કાંઈ ઘણોજ કઢંગો ખ્યાલ ઉત્પન્ન કરયો હતો) ની બીહકથી તે હમેશાં ચુપકીદી પકડતો હતો. તે જેમ તેમ કરી પોતાનાં મનને સમજાવતો હતો, કે ગુલનો તેના કરતાં વધારે વાંક હતો, પણ કોઈબી દહાડે તેણે પોતાનો વાંક કબુલ કરવાની કોશેશ કીધી ન હતી. જાંહગીરે પોતાનો વાંક જે રીતે કબુલ કરી દીધો હતો તે વીશે તો જાલનો વીચાર તેનાં માસીનાં છોકરાંઓ કરતાં તદન જુદોજ હતો.

"નહી," તે ઉસકેરાઈ આવી લગભગ મોટેથી બોલ્યો, "હું બધું કરતે, પણ એમ તો કદી નહી કરતે. દીનશાહજી ડાકટર આગળ જાય, તેવણ આગળ સાચ્ચું કબુલ કરીને પોતાને હલકો પાડે, અને એક હુશ્યારી ભરી મશકેરી કે જેને માટે જાંહગીરે દલગીર થવાને બદલે સાચું મગરૂર થવું જોઈયે, તેને માટે તેવણ પાસે માફ માગે! જો હું એને ઓળખતે નહી તો હું એને એક ઘણોજ નબળો પોચો છોકરો

ધારતે. તે વખતે એનાં દીલમાં કોણ જાણે શું આવ્યું હશે? મારા મામાના ગુસ્સાભરયા દેખાવેજ એની અકલ ગુમ થઈ ગઈ હશે. હું ખાતરીથી કહું છું કે એવણનો દેખાવજ ઘણો ભયંકાર છે. મારાં ગરીબ મમાએ મામાના ગુસ્સાને લગતી જે વાત કહી હતી તે ખરીજ હોવી જોઈએ, તોબી હું તેવણનો ગુસ્સો ખમું, પણ વાંક વગર દીનશાહજી ડાકટર પાસે માફ તો નહી માંગું."

આ વીચાર કરતાં કરતાં તે પોતાનાં મનમાં મક્કમ ખાતરી કરી ઊંઘાઈ ગયો, કે કદાચ જાંહગીર કોઈ કોઈ બાબદમાં તેની બરોબરીઓ હોય, પણ મરદાનગીભરી ચાલ બતલાવવામાં તો પોતે (જાલ) તેનેથી ઘણોજ અને ખરેખરજ ચહડતો હતો.

[ચાલણ છે.] TWO OLD MAIDS.

# જુઠું બોલવું એ મહા પાપ છે.



ઘણાક પુરૂષો અને વીશેષ કરીને બાનુઓમાં જુઠું બોલવાની આદત પડેલી જોવામાં આવે છે. આ જેવું મોહોટું પાપ બીજું કશું નથી, અને જુઠું બોલનારના બીજા સર્વે સદગુણોને ઝાંખ આપે છે, તેમજ ઊંચી પંકતીની મંડળીમાં તેઓ અળખામણાં થઈ પડે છે.

એક "ઓગસ્ટાઈન" નામનો ભલો ગ્રહસ્થ આગળ થઈ ગયો હતો. તેણે મળવા આવનાર મીત્ર સારૂ જે ટેબલ પાસે એક રાખી હતી તે ટેબલપર લખી રાખ્યું હતું કે, "ગેરહાજર દોસ્તની બુંડી વાત મારી આગળ કરશો નહી." એક વાર એક શખ્સ મળવા આવ્યો હતો, જેની નજર ટેબલપરનાં લખાણપર નહી પડવાથી, બુડી વાતો કરવા માંડી. ઓગસ્ટાઈને ખામોશી પકડી સાંભળ્યા કર્યું. પરંતુ વધારે બોલવું સહન નહી થતાં પેલા શખ્સની નજર ટેબલપરની લીટીઓ ઉપર દોરવી કહ્યું, "યા તો આ લખેલું ભુસી નાખો, નહી તો મને આ ટેબલ છોડી જવા દો." પેલો માણસ ટેબલપર લખેલી નસીહત વાંચી ઘણો ઝંખવાણો પડી ગયો અને જુઠું બોલવું બંધ કીધું. ઈનસાફની અદાલતમાં વાદી પ્રતીવાદી બંનેને પોતાના બચાવ માટે બોલવાને સરખો હક છે. જો એક બાજુનું સાંભળવામાં આવે તો વાજબી ઇનસાફ થઈ શકે નહી, તેવીજ રીતે એક દોસ્તની ગેરહાજરીમાં તેને વીશે કાંઈ જુઠું બોલવું એ તેને ગેરઈનસાફ આપવા બરાબર પાપી કૃત્ય છે.

કેટલીક વાર હદમાં રહી આવી બાબદ બોલવાની અવશ્ય જરૂર પડે છે. દાખલા તરીકે, કોઈ આપણો મીત્ર અજ્ઞાનતાથી બુરા માણસની સંગતમાં પડતો હોય, તો તેને માત્ર એટલુંજ કહેવું બસ થશે કે "ફલાણો શખ્સ તમારી મીત્રાઈને લાયકનો નથી." જો તે સમજુ હશે તો એથી વધુ કહેવાની તમને ફરજ પડવા આગમજ તેની સંગત છોડશે.

બીજા શખ્સ વીશે કાંઈબી ખોટું બોલવાની ફરજ તમારા પર આવી પડેલી જોતાં હોવો તો નીચે પ્રમાણેના સવાલ તમો પોતાને પુછી ખાત્રી કરવા બાદ ઘણીજ સાદી રીતે અને જે જાણતાં હોવો તેમાં જરા પણ ફેરફાર કરવા સીવાય બોલજો:—

(૧) આ માણસ વીશે જે મત હું આપીશ તેની સાબીતી માટે મારી પાસ શું પુરાવો છે?

(૨) એ પ્રમાણે મત આપવામાં મારી મતલબ શું છે?

(૩) જો મતલબ બીનસ્વાર્થી છે, તોપણ આ પ્રમાણે બોલવામાં મારા વીચાર નીરદોષ અને વાજબી છે કે નહી?

જો કોઈ ચાડી કરનાર માણસ તમારી પાસે આવે તો તેની તરફ તીરસ્કારથી જોજો, અને યાદ રાખજો કે જુઠું બોલનાર સાંભળનારનેબી બદનામીમાં લાવી નાખે છે.

એક છોકરી એક બાનુ વીશે મંડળીની વચમાં અપમાનભર્યું બોલતી હતી. ઘણી નાખુશીથી સાંભળ્યાં બાદ એક ભલી અને કુળવાન છોકરીએ જવાબ આપ્યો, "તમે જે બાનુ વીશે બોલો છો તેને હું ઓળખું છું. તેઓ ઘણાં લાયક છે, જ્યારે તમો તેઓ વીશે આટલું બધું જાણો છો ત્યારે શું તમને તેઓના બીજા સદગુણોની ખબર નથી?" તે છોકરી આ સાંભળી તુરત ઝંખવાણી પડી ગઈ, અને તેને એટલી તો નસીહત લાગી કે તેણીએ જુઠું બોલવાની આદત તદન છોડી.

કોઈ વીશે બુંડી વાત કદાચ તમોએ સાંભળી હોય તો તે ઉપર વજન રાખશો ના. કાનથી સાંભળેલી શું, પણ કેટલીક વાર પુરો અનુભવ લીધા વીના નજરથી જોયલી ચીજો માટે પણ મત બાંધવાને આપણે અશકત છઈયે.

એકાદ વાર એક ચીજ જોઈ તે ઉપર તુરત પોતાનું મત આપનાર શખ્સને એક ગ્રહસ્થે શીખામણ દીધી કે, "મારા મેહેરબાન, એકાએક કોઈ પણ ચીજ વીશે મત આપ્યે બાંધશો નહી."

પોતાની ટેબલપર એક નાનું ગોળ જરમન સીલવરનું ઘડીઆલ પડેલું હતું તે તરફ આંગળી કરી પેલા શખ્સને તે ગ્રહસ્થે પુછ્યું, "તમે મને કહી શકશો કે આ કલાક છે કે ટાઇમપીસ છે?" તે માણસે ઉત્તર દીધો, "એ તો દેખીતું ટાઈમપીસ છે, કલાક નહી હોય." તે વેળાએ તે ઘડીઆલમાં ૧૧ કલાક ને ૫ મીનીટ થઈ હતી. પેલા ગ્રહસ્થે પુછ્યું, "તમો મેહેરબાની કરી ૫૫ મીનીટ થોબશો?" પેલાએ હા પાડી, પરંતુ કારણ સમજ્યો નહી. બરાબર ૫૫ મીનીટ થઈ કે પેલા શખ્સની અજાયબી વચે પેલાં ઘડીઆલમાં મોટા અવાજથી બાર વાગ્યા. આ ઉપરથી પેલા ગ્રહસ્થે તે શખ્સને નસીહત આપી કે, કોઈ પણ ચીજ વીશે મત આપો તો હવે પછી બારમે કલાકે મત આપવું, એ કહેવત તમારી છાતી ઉપર લખી રાખો.

મીસ માણેકબાઈ હોરમસજી દીનશા વાહડીઆ.



# એક કુટુંબની શેઠાણી.




જમાં તેમજ ઘેરમાં અમલ ચલાવનાર એકજ આદમી જોઈયે, અને ખરેખર તેમ થવુંજ જોઈયે. રાજપાટમાં કદાચ ચાલી શકે યા નહી, તોપણ કુટુંબોમાં રાજ ચલાવવાની સૌથી સારી રીત ફક્ત સ્વતંત્ર રાજ છે.

અને તે સ્વતંત્ર રાજ્ય ખચીતજ એક બાનુ-શેઠાણી-જોઈયે. શેઠને (પછી તે બાપ, ધણી યા ભાઈ હોય) ઘરની બહાર કામ કરવાનું પુરતું છે. તે રોટલી પેદા કરનાર છે; સ્ત્રી તે રોટલીને રાખનાર, ખવાડનાર, અને વાપડનાર છે. આએ જાતની જીંદગી ખુદાએ આપણે માટે બનાવી છે, અને તેમાં કાંઈબી ફેરફાર કરવો, જેમ કે માયજી કોરટમાં, આફીસમાં અથવા તો ડાકટર તરીકે ઘરાકોમાં જાય અને બાવાજી બોજણ રાંધવા અને બચ્ચાં ઉઘારવા ઘરમાં રહે, એ ખચીત ઘણુંજ ખરાબ છે. જો બાવાજીને પોતાને માટે નહી તો બોજન અને બચ્ચાં માટે ઘણુંજ ખરાબ છે.

નહી; આપણી નાજુક, નરમ જાતને (જો કે આપણને જેટલાં નરમ દેખાડવામાં આવે છે તેટલાં બધાં તો આપણે નથી) પુરૂષના દેશમાં ઘુસવાની કાંઈજ જરૂર નથી. આપણને લાગે છે કે આપણે તે માટે લાયક નથી. સ્ત્રી ડાકટરો, (જો કે આ બહાદુર, બીજાં માટે પોતાનો ભોગ આપનારી સ્ત્રીઓને સઘળું માન ઘટે છે) જીંદગી સુધી વીદ્યા શાસ્ત્રનો અભ્યાસ કરનારી સ્ત્રીઓના દાખલા ખાસ અને જુજ છે; અને હમેશાં તેમજ રહેશે. આપણ બાકીની સ્ત્રીઓ પુરૂષોને તેઓની પોતાની બરાબર જગાપર રહેવા દેવામાં સંતોષ મેળવ્યે છીયે, પણ તેમ કરી આપણને આપણી પોતાની જગા ઓછાં મક્કમપણાંથી રાખવી ન જોઈયે. આપણાં ઘરમાં હકુમત ચલાવવાનો આપણ સ્ત્રીનો પહેલો હક સાચવવો જોઈયે.

એક પુરૂષને ઘરના કારભારમાં વચ્ચે પડવાનું કાંઈ કામ નથી, શીવાય કે ઘણીજ જરૂરની વેળાએ, અથવા તો કહેવાને ઘણીજ દલગીરી ઉપજે છે કે, એક સ્ત્રીની ઘરધણીઆણી દાખલની નાલાયકાત વેળાએ. જે શખસ એવી ચીજોમાં વચ્ચે પડે છે તે ઘણો નાનાં મગજનો મરદ હોવો જોઈયે; તે તેનાં કુટુંબ અને નોકરોને અગવડભર્યો થઈ પડે છે.

એક વેળાએ મેં એક પરણેલાં બાનુને ઘણી ખુશાલી અને સંતોષથી કહેતાં સાંભળ્યાં: "અરે, મને તો ઘેર રાખવાની કશી ખટપટ કરવી પડતી નથી, મારા વર તે સઘળું કરે છે; તેવણજ રાંધવાની વરદી આપે છે, અને વળી બજાર પણ મોકળાવે છે, સઘળા આંકડાઓ ચુકવે છે, અને બીજો બધો હીસાબ રાખે છે; તેવણ મને કદી પણ કંઈ ચીજ કરવા દેતા નથી." આ સાંભળી હું મારાં મનમાં બોલી, "મારાં પ્યારાં બાનુ ! હું જો તમારી જગાપર હોઉં તો મારે માટે તેમજ મારા ધણીજી માટે ઘણીજ શરમાઉં."

ધણી ધણીઆણી બેઉએ પોતપોતાનું કામ રીતસર બજાવ્યાં જવું જોઈએ અને બનતાં સુધી બેઉએ એક બીજાંની વચમાં પડવું નહી. એક પુરૂષ જો પોતાની ધણીઆણીપર વીશ્વાસ રાખી શકે, તેણે તેણીનાં ઘરના કામકાજમાં માથું ખોસવું નહી; તેમજ એક સ્ત્રીએ તેણીના ધણીનાં કામ વીશે ઘડી ઘડી સવાલો પુછી તેને કંટાળો આપવો નહી. બેશક એવા ઘણાએક બનાવો બનશે, કે જે વેળાએ દુન્યાની જંજાળો વીશે તે તેણીની સલાહ લેવાને ઘણો ખુશી અને આભારી થશે; તેમજ કોઈ વેળાએ દુઃખ અને મંદવાડમાં જ્યારે તે તેણીની જગા રાખશે, અને એક સ્ત્રીનું કામ પોતે કરવા માટે શરમાશે નહી, અથવા તો ઘરની કોઈ પણ જંજાળ માટે ચીરડાશે નહી, ત્યારે તેણી પણ તેને જીંદગી સુધી યાદ રાખશે, અને પ્યાર તથા આભારના ઉભરા વીના તે વખત કદી પણ યાદ કરશે નહી.

એક બાનુ કહે છે કે, ઘરની સગવડ માટે પુરૂષોને હમેશાં દહાડાના ઓછામાં ઓછા ૭ કલાક બહાર રહેવું જોઈએ, અને ખરેખર એક કુટુંબની શેઠાણી તેણીના ઘરના પુરૂષોને ગમે એટલા ચાહતી હોય, તોપણ તેણી કબુલ કરયા વીના રહેશે નહી, કે આ એક મોટી બક્ષેશ છે. એક ઘર જ્યાં "બાવાજી" અથવા તો "છોકરાંઓ" આખો વખત આમ તેમ દોડયા કરે, હમેશાં કાંઇને કાંઈ ચીજ માંગ્યા કરે, અથવા તો કાંઈ ચીજોમાંથી ખાંમી કહાડયા કરે, એ સ્ત્રીની સબુરી પણ સાંખી શકે નહી. અને હું મારી બેહનપણીઓને પુછવા માંગું છું—અલબતાં ખાનગી રીતે—કે જ્યારે ઘેરમાંના સઘળા પુરૂષો આખો દીવસ બાહેર પધારે છે, અને ઘેરમાં સૌ પોત પોતાનાં હમેશાનાં કામે વળગે છે, અને સાંજ સુધી સઘળું શાંત અને ચુપચુપ રહે છે, ત્યારે શું આપણા જીવને નીરાંત નથી વળતી?

વળી તેઓની ગેરહાજરીમાં ઘરનું સઘળું કામકાજ પુરૂં કરી નાખવું તેઓને માટે તેમજ આપણે માટે સારૂં છે; જેમ એક ચુલો સાફ કરવા માટે તેમાંની રાખ અને કચરો કહાડી પખોડી નાખ્યે, તેમ ઘેરમાંની સઘળી ચીજ સાફસુફ કરયા પછી તેઓને એક શાંત, હસતાં ઘેરમાં પાછા ફરવા દેવો.

પણ જો એક ધણીઆણી જ્યારે તેણીનો કમનસીબ ધણી ઘરમાં આવે ત્યારે ઘરનું સઘળું (ખરૂં યા ખ્યાલી) દુઃખ સુખ તેની આગળ રડવા મંડી જાય છે—જેમકે ખાનકી હમેશાં ગોશને માટે બુમ પડાવે છે, અને પાંઉવાલા પાંઉના આંકડામાં લુચ્ચાઈ કરે છે—તેણીની ખાતરી છે કે બાવરચી છાકટો થાય છે અને સોલો ચોરી કરી તેના બાઇને ખવાડે છે—વગેરે વગેરે—તો તેણીને તેના જવાબમાં શું મળે છે? ખચીત જેવું



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૭ મું.



મરાઠા ઘોડેસવારો તેઓને માટે માંડેલું છટકું જોઈ શકયા નહી. તેઓએ તો એમજ ધાર્યું કે બળતાં કોઈને સાં અકસમાત આગ લાગવાથી નીકળતાં હશે, અને તેથી જ્યારે તેઓની લુટનો રસ્તો તેઓને વધારે સેહેલ લાગો સારે તો તેઓએ તેને એક નસીબ સંજોગજ ધાર્યો, અને તેઓએ વધારે ઝડપથી પોતાના ઘોડાઓને શ્રું તેજ દપટાવ્યા. તેઓની સંખ્યા કદાચ પચાસની હશે. કોઈબી વખત તેમનો દેખાવ બીહામણો લાગે, તો જ્યારે તેઓ પોતાની તળવાર મ્યાનમાંથી ખેંચતા, બુમ પાડતા, અને હાંક્તા આગળ વધતા હતા, સારે તે કેટલો વધુ લાગવો જોઈયે.

"હરી બોલ," તેઓનો સરદાર પાછળ ફરી પોતાના માણસો તરફ જોઈ, તેની તળવાર કે જે લોહીથી ગગરતી હતી તે આમ તેમ હવામાં ફેરવતાં બોલ્યો.

"હરી બોલ ? હરી ?" પચાસ ઘોઘાસા અવાજોએ બુમ પાડી.

"હવે ?" ખાન બોલ્યો.

"અલ્લાને ખાતર એક પળ થોભ—તેઓને હજી વધુ આગળ આવવા દે." કાસમ બોલ્યો.

તેઓ બળતાં ઝુંપડાં આગળ આવી પુગે તેટલાં કાસમે પોતાની બંદુક, કે જે તેણે બરાબર તાંકી રાખી હતી, તે ફોડી. તેઓનો સરદાર પાછળ હઠયો, ભયાનક રીતે પોતાની તળવાર આસપાસ ફેરવી, અને પછી નીચે પડયો.

"બીસમીલ્લા ઈર રહમાન ઈર"—ખાન મોટેથી બોલ્યો. તેના પાછવાડેના બોલો, તેઓના મોટા અવાજોમાં ગુમ થઈ ગયા. આ બોલોની સાથે બીજા ડજનએક માણસોએ પોતાની બંદુક ફોડી; અને જેમ જેમ ધુમાડો સાફ થતો ગયો તેમ તેમ તેઓએ ખોટી રીતે જોયું કે, ચાર માણસો જમીન ઊપર તરફડયાં મારતાં હતાં, અને બે ત્રણ જણાઓ જેમ તેમ ફરી પોતાને જીન ઉપર ટેકાવવાને ફાંફાં મારતા હતા.

"મને એક બીજી બંદુક આપો, બીજી બંદુક!" કાસમ બોલ્યો. "બંદુક ભરવાનો હાલ વખત નથી. હું કહું છું કે બીજી બંદુક? શું કોઈ મને બીજી ન આપશે?" તે પોતાની બંદુકમાં ફોકટમાં જલદીથી બીજો દારૂગોળો ભરવાની કોશેશ કરતાં બોલ્યો.

"શું તમને સમજાતું નથી?" એક સ્ત્રીનો મધુર અવાજ તેની નજદીકમાં બોલ્યો, અને જેવો તે જોવા પછવાડે ફર્યો કે તેણે એક જણને એક ગામડયાના હાથમાંથી બંદુક ઝુટાવી લઈને તેને આપતાં જોયું. જે વેળા તેણી એમ કરવા જતી હતી, તેટલાં તેણીનો બુરખો પડી ગયો—તે અમીના હતી!

"ચાલ આવ, ઓ હરામજાદા?" ખાન મરાઠાઓ તરફ બંદુક તાંકી બોલ્યો, "ઓ કુત્રાંનાં બચ્ચાંઓ, ચાલો આવો, ઓ કાફરો અને મુર્તીપુજકો, આવો અને ખરા ઈસલામીઓ તરફથી તમારાં મોતનો સ્વાદ ચાખો! આહા તમે નથી આવતા? સારે તો અલ્લાનાં નામથી ફરીથી તમને કાંઈ બીજું મળશે! અને આટલું બોલી તેણે પોતાની બંદુક ફોડી. "જો મીર સાહેબ" તે ખુશ થઈ બોલ્યો. "બે જણ તો નીચે પડયા-બીજોબી!"

"મીર સાહેબ, આ બીજી બંદુક છે." પેલો મીઠો અવાજ બોલ્યો, અને તે બાનુએ કાસમના હાથમાં બીજી બંદુક મેલી.

"શું મારાં મોતી, તું આ જગાપર? શાબાસ! જો તું બંદુક ફોડી શકતે તો તેથી બે જણને બેજાન કર્યા હતે. સારે તું નીચે ઉભી નહી રહી? હા, પેલી બીહકણુ, ચીસ પાડતી સ્ત્રીઓ સાથ તું નહી ઉભી રહે તેમાં કાંઈ અજબ થવા જેવું નથી, અને જો તારામાં આ લુચ્ચા ખુનીઓને ચરચાં માફક જમીન ઉપર પડતા જોવાની હીમત હોય, તો ખરેખરજ તારી હાજરી હમને આવકારદાયક થઈ પડશે. ઓ અલ્લા, બીજોબી, જો પેલો કુત્રો કેવાં ગોળાંસાં ખાય છે. અરે બહાદુર હીયકારાઓ, તમે આગળ કેમ નથી આવતા, આવો તમારે માટે હમે બીજો વધુ લુમકો તૈયાર કરયે છીયે."

"હું ધારૂં છું કે ખાન, તે તેઓને પુરતો મળ્યો છે, ખાન" કાસમ બોલ્યો, "તેઓ પાછળ હડે છે."

અને ખરેજ તેઓ તેમ કરતા હતા. લુટારાની ટોળકી બંદુક વગર, આવી સરસ રીતે બચાવ કીધેલાં ગામડાંપર થોડીજ અસર કરી શકયા અને તેઓએ પોતાના ઘોડાઓ પાછા ફેરવ્યા.

"કાસમ, પટેલની સાથ આ લુચ્ચાઓની પુઠે કોણ આવશે?"

તે જવાન કે જે હવે કોઈના કાબુમાં રહી શકશે નહી તે બોલ્યો. "ચાલો, કોણ આવશે,—ઘોડા અને જીન નીચે તૈયાર છે."

ફોકટમાં ખાને તેને પકડીને અટકાવ્યો, અને તેની બાનુએ કાલાવાલા કર્યા, તે એકનો બે થયો નહી. ખાનના કેટલાક માણસો સાથ તે મીનારાપરથી નીચે ઉતર્યો, અને ઘોડા ઉપર ચહડી બેસી તેઓ દુશમનને દુંબાલે ગયા.

તેઓ થોડા વખતમાં ગામ બહાર ગયા અને ખાન તથા અમીના તેઓને ઇંતેજારીથી તપાસતાં બેઠાં.

"પાક પરવરદેગાર આ જવાનનો બચાવ કરજે," તે બાનુ મોટેથી બોલી.

"અમીના," ખાન બોલ્યો, "જો! તેણે પેલાઓનો દુંબાલો પકડયો છે, અને દીલાવર, મોઇદીન અને ફાઝેલ તેની

પછવાડે છે. જો પેલો એક જણ તો પેલા તળવારના ઝપાટા નીચે પડયો!" કારણ કે તેઓએ કાસમની તળવારના ચમકારાને દુરથી જોયો. "બીજા આગળ હવે એ ગયો છે, તે એની સામે તળવાર તાંકે છે, ઠીક છટકી ગયો હં! નખોદ જાય અંધારાંનું," થોડાક વખત પછી ખાન આંખ ચોળતો બોલ્યો. "અમીના તુંને કાંઈ દેખાય છે કે?"

"નહી મારા ધણી, તારી માફકજ મનેથી હવે નથી દેખાતું–ખોદા તેનો બચાવ કરે?"

"ખરેખર તેનો તે બચાવ કરશેજ. આ હીચકારાઓ આવા મરદાનગી ભરેલા હાથ અને હૈડાં આગળ શું કરવાના છે? અએ છોકરી, હું તુંને કહુંછું કે એ આજે નહી હતે તો આપણી દાઢીમાં ધુળ છાંટવી પડતે."

અમીનાએ નીસાશો નાખ્યો."તે ઘણો બહાદુર છે" તેણી બોલી.

થોડાક છુટા છવાયા બંદુકના બારના અવાજો જે ઘણે દુરથી આવતા હતા, તે પરથી માલમ પડતું હતું કે પીંડારાઓ પાછળ નાહઠા હશે. થોડા વખતમાં ગામડયાઓણી એક પછી એક પાછા આવ્યા. થોડીક પળમાં તેઓએ કાસમઅલીને તેના સાથીઓ સાથ આવતાં જોયો, જે પરથી તેઓની ખાત્રી થઈ કે ભય જેવું હવે કાંઈ હતું નહી.

"ચાલ મારા ગોલાબ, આપણે તેઓને નીચે મળવા જઈએ." ખાન બોલ્યો. "જેઓ આપણે માટે આટલું સરસ લડયા છે, તેઓ માનભરેલા આવકારને લાયકના છે."

જેવા કાસમ અને તેના સાથીઓ ઘોડા કુદાવતા આવ્યા કે લોકો તેઓની ફતેહ માટે મુબારકબાદી ઉપર મુબારકબાદી આપવા લાગા, અને એટલું તો લોક તેની આસપાસ જમાવ થયું, કે જ્યાં ખાન ઉભો હતો ત્યાં જવાને તેને કેટલીક મુશકેલી નડી. પણ લોકોને જેમ તેમ ખસાડી તે તેની આગળ ગયો; તેજ પળે કોઈએ બળતી મસાલ ઉપર ઊંચી કરી અને તેની રોશણીથી માલમ પડયું કે કાસમનું દીલ.લોહીથી ખરડાયું હતું.

"પાક અલ્લા! તેને જખમ થયો છે." તે બાનુ બોલી, "એનામાંથી સઘળું લોહી જઈ એ મરી જશે," અને આટલું બોલી તેણી કાસમ આગળ જતી હોય તેમ આગળ વધી.

"છટ, છટ, તું તો મુર્ખ છે!" ખાન તેણીને પછવાડેથી ધરી બોલ્યો, "તારા અને મારા દુશમનોનું લોહી જોઈ તારે તો ખુશી થવું જોઈએ. કાસમ તુંને તો કાંઈ ઈજા નથી થઈ, નહી!"

"ઘણીજ થોડી ખાન—પેલા લુચ્ચાઓમાંના એકે મને એક ઘણોજ નાહનો જખમ છાતી ઉપર કર્યો ને તેમાંથી થોડું ઘણું લોહી નીકળી મારાં કપડાં ખરાબ થયાં, પણ તેણે જે લોહી મારા બદનમાંથી કાટયું તે માટે ભારી બદલો આપવો પડયો."

"મારી ખાત્રી છે કે તેણે તેમ કર્યુંજ હશે, અને હવે તારા જખમોનો કાંઈ ઈલાજ કરવો જોઈએ. એવાં કામમાં મનેથી થોડી ઘણી સમજ છે, અને કદાચ ખાનમ આએ તારા જખમપર બાંધવાને એકુ ચાદર નહી તો કાંઈ જુનું પુરાણું કપડું શોધી કહાડશે. ચાલ ત્યારે અહીં બેસ અને અમીના, તું જઈને કાંઈ ફાટાં તુટાં કપડાં શોધી લાવ. ઠીક, હવે કાસમ, તું મને પેલાઓનો શું હાલ થયો તે કહી શકશે?"

"બે જણનો, ખાન સાહેબ, એકને તો જેવો હું તેઓની પુઠે લાગો તેવોજ ઘાયલ કર્યો—હું ધારૂં છું કે તે હજી જીવે છે.—બીજો વધારે સારી રીતે લડયો."

"અને તેની મેહેનતના બદલામાં તે મરી ગયો, ચાલ હું કાંઈ આ તારા ઘા માટે કાંઈ ઘણો દલગીર થતો નથી. તે તુંને કાંઈ પણ નુકશાન કરશે નહી. જો, ખાનમબી કપડું લઇને આવે છે. હવે તેણીની કાંઈ દરકાર ના કર. તારા જેવા સાથ હમણાં તાકઝમ તવાજથી વર્તવાનો વખત નથી. અરે દાઉદ, ગુલશીકર, થોડું પાણી લઈ આવો અને કાસમ, આએ તારૂં પેહેરણ કાઢી નાખ. આપણે જોઈયે કે કેટલી ઈજા થઈ છે. ઘણીજ થોડી, અરે ઘણીજ થોડી, અલ્લાનો ઉપકાર થયો. થોડા વખતમાં સઘળું સારૂંજ થઈ જશે."

પણ અમીનાએ તો ઉલટોજ વીચાર કર્યો. તેણીએ જખમો વીષે સાંભળ્યું હતું, પણ આ તેણીએ પેહેલીજ વાર જોયો હતો અને તે જુવાન માણસની છાતીપરનો ઘા જો કે ઘણો ઊંડો ન હતો, તોપણ તેણીની આંખે તે વધારે ભયંકાર અને ગંભીર પરીણામ નીપજાવે તેવો લાગો. જ્યારે તેણીએ તે જોયો ત્યારે તેણી સુદ્ધી વગરની જેવી થઈ ગઈ, પણ જ્યારે કાસમે તેને ઘણોજ નજીવો જણાવ્યો, ત્યારે તેણીનો જીવ જરાબી ઠેકાણે પડયો,અને જખમ પર પાટો બાંધવામાં તેણીએ પોતાના પતીને ખુશીથી મદદ કરી.

તેણી તેની ઘણી નજદીક ઉભી હતી, અને જે વેળાએ તેણી ખાનને જખમ બાંધવામાં મદદ કરતી હતી, તે વેળાએ તેણીનો હાથ તેનાં દીલને લાગવાથી તેને ઘણી ખુશી ઉપજતી હતી. તેને એક વખત લાગું કે અમીનાની અને તેની નજર એક થઈ હતી અને ફરીથી તેમ પાછું કરવાને તેણીથી કોશેશ કર્યા વગર રહેવાયું નથી. છેલ્લે સરવાલે બુરખામાંથી તેમ કરાવવાને તે ફતેહ પામ્યો. તે વેળાએ તેણીની કાળી ચલકતી આંખો વધુ પ્રકાશથી ચલકતી હતી.

"મને એક બીજો રૂમાલ અથવા તો થોડું કપડું આ સઘળાંપર બાંધી લેવા જોઇયે છે" ખાન બોલ્યો. "તારી પાસ કાંઈ છે કે, અમીના."

"હા છે—આ રહયો." અને તેણીએ પોતાની કમ્મર આસપાસ વીટાળેલો રૂમાલ કાઢી આપ્યો. "મીર સાહેબને એ લેવાને પુરતો હક છે."

"હું તમારા હજારો ઉપકારો તળે દબાયલો છું. જો હું તમારો ભાઈ હતે તો તમે મારે માટે એથી વધુ કાંઈ પણ કર્યું ન હતે. તમારા ઉપકારોને ખરેખર હું લાયકનો નથી–હું કે જે ફકત તમારો ચાકર છું."

"એમ ના બોલ" બેઉ જણાં એકી વખતે બોલી ઉઠયાં, "તું હમારી નજરમાં તો ઘણો મોટો છે."

"હા"? કાસમે ધાર્યું. "હું અંહી એક દીવા આસપાસ ઉડતાં મગતરાં જેવો છું, કે જે ભયની કાંઇપણ ચીંતા વગર દીવાની રોશણીથી લલચાઈ તે આસપાસ ઉડે છે અને રમે

છે. તેણીનો પ્યાર કરવામાં હું મુર્ખાઈ કરૂં છું, પણ પેલી તરફ ઉભી રહી પોતાની હાજરીથી મને ઉત્તેજન આપતો ચેહરો હું કદી પણ ભુલી જઈશ નહી–તે મેં બીજી વખત જોયો છે, પણ કદાચ છેલ્લી વખત ન હશે." ખાને તેને આ ખ્યાલી સ્વપનામાંથી જાગરૂત કર્યો.

"સુઈ જા," તે બોલ્યો, "એમ કરશે તો લોહી થોડું જશે.

કાસમ તેને ખુશીથી તાબે થયો, કારણ કે જે સુંદર હાથોએ તેનો જખમ બાંધવામાં મદદ કરી હતી, તેજ હાથોએ તેને માટે એક નરમ સાદરી બીછાવી, તેનું માથું મુકવા તે પર એક તકયો મુકયો હતો. કદાચ લોહીના જવાથી તેની ઉપર થોડીક અસર થઇ હોય, કારણ કે થોડોક વખત ઝુંકણુ ખાઇ તે ઊંઘમાં પડયો, અને અમીના થોડેક દુર તેની આગળ ચોકી કરવા બેઠી, કારણ કે ખાન બીજી તરફ બીજી ખબરો કાઢવા અને કાંઈક બંદોબસ્ત કરવામાં રોકાયો હતો.

પણ જેમ હમેશાં ઘણાક ઉસકેરણીવાળા બનાવો પછી બને છે તેમ, જો કે તે પેહેલે ભર ઊંઘમાં પડયો, તોપણ તેમ ઝાઝો વખત ચાલ્યું નહી. કદાચ તેના જખમોથી તેને પીડા થઈ હોય, કારણકે તે બીછાણા ઉપર આછાડા પછાડા મારતો હતો.

ખાન હજી ગેરહાજરજ હતો, અને અમીના હજી કાસમથી થોડે દુર બેઠેલીજ હતી. તેણી કદાચ થોડા વખતમાં ત્યાંથી ઉઠી જતે, તોપણ ત્યાં તેણીના બેસવામાં કાંઈ એટલું તો નવાઈ જેવું અને લાગણીઓ ઉસકેરે તેવું હતું—જે માણસે તેણીનો જીવ બચાવ્યો હતો, અને જે તેણીનો બચાવ કરતાં જખમી થયો હતો, તેનો ચેહેરો બેસીને તપાસવામાં તેણીને કાંઈ અજબ જાતની શાંત ખુશાલી ઉપજતી હતી,—અને તેણીએ એટલો તો જાડો બુરખો નાખ્યો હતો કે, જો તે જાગતો હતે તોપણ તેણીનો ચેહેરો જોઈ શકતે નહી——કે તેણી ત્યાંજ બેસી રહી.

છેલ્લા થોડાક દહાડામાં બની ગયલા બનાવો તેણીની નજરે આવ્યા. તેણીની જુવાન જીંદગી હજી તો આ દુનિયાંમાં ભાગ્યે શરૂ થઈ હતી, અને તોપણ તેણીને કોઈ દહાડો ખ્યાલમાંથી ન હોય તેટલા ભય નજરે આવ્યા. તેણીની જીંદગી એક વખત મોતમાંથી બચાવવામાં આવી હતી. હમણા કદાચ જુલમાત અને જાસ્તીમાંથી અને પેહેલા બનાવમાં તે કે જે તેણીને બચાવનાર એખલું હથયાર હતો અને બીજામાં જે તેણીની નજર આગળ લડયો હતો, તે તેણીની નજદીક પડયો હતો. તેણીએ તેને બોલતાં ભાગ્યે સહમજ્યો હોય, તોપણ તેના દરેકે દરેક બોલ તેણીને યાદ હતા, અને પછી તેણીને તેના આંખના પલકારાની યાદ આવી. તે ઉતાવળો આતુરતા ભરેલો પલકારો, કે જેથી તેણી ઉપર કાંઈ અજબ અસર થઈ હતી! જેવું તે તેણીને યાદ આવ્યું કે તેણીનુ હૈયું ધપકવા લાગું અને તેણીની દુઃખ ભરેલી લાગણીઓ ઉસકેરાઈ. તેણી પોતે પણ સહમજી શકી નહી કે તે શું હતું—તોપણ અંજાણપણામાં તેણી તે જવાનની વધુ નજદીક જઈને બેઠી.

તેણીએ તેનાં કપાળ ઉપર જાણે દુઃખથી કરચલી આવતી હોય તેમ જોયું. બીછાણાં ઉપર આછાડ પછાડ મારતાં તેના ચેહેરા ઉપર જે રોશણી પડતી હતી તે પરથી તેણીને માલમ પડયું કે તેના હોઠો હીલતા હતાં, પણ તે શું બોલતો હતો તે તેણી સહમજી શકી નહી. થોડોક વખત તેમ ચાલ્યું, પણ પછી તે કાંઈ ભાગ્યું તુટું બબડવા લાગો; તે કાંઈ લડાઈ વીષે હોય તેવું લાગતું હતું, અને તેમાંથી તેણી પોતાના માણસોને ભોજન આપતા અને પીંડારાઓને બીહીવડાવનારા બોલો સહમજી શકી; ત્યાર પછી થોડોક વખત તે મુગો રહયો, અને બચ્ચાં માફક શાંત ઊંઘમાં પડયો. "ઓ અલ્લા તેને સલામત રાખે!" તેણી બોલી.

પણ થોડા વખતમાં ફરીથી તેણે બકવા બોલવા માંડયું. તે એટલું તો આસ્તે હતું કે તે સાંભળવા તેણી પોતાના કાન તેનાં મોંઢાં નજદીક લઈ ગઈ—તેણી થોડોક વખત કાંઈ પણ સહમજી શકી નહી, પણ છેલે તેણીએ એક એવો બોલ સાંભળ્યો, કે જે સાંભળી ગોયા તેણીનો જીવ તેણીનાં આંગમાં ઉછળવા લાગો, અને થોડોક વખત સુધી તેણીથી નહી ખમાય તેવું ડચકું તેણીને આવ્યું;—"અમીના"! તે બે વખત તેમ બોલ્યો અને તે પણ વળી ઘણાજ નરમાસ અને મીઠાશ ભરેલા અવાજે.

"યા અલ્લા! એ મારૂં નામ જાણે છે." તેણી મનમાં બોલી; "તે મારે માટે વીચાર કરે છે–તેની ઊંઘની લડાઈને ઝુમબેસના સ્વપનાઓમાંથી મારો ખ્યાલ તે છોડતો નથી. તેણે મારૂં નામ કેમ સાંભળ્યું હશે?"

પણ નજદીકમાં ખાનનો અવાજ આવવાથી તેણીના વીચારોમાં ખલલ પડી. "તેણે મને આ તરફ જોવી ન જોઈયે" તેણીએ વીચાર્યું, અને જલદીથી ત્યાંથી ઉઠી, તેણીને માટે જે જુદો ખંડ કહાડેલો ત્યાં આસ્તેથી ભરાઈ ગઈ.

ખાન કાસમ આગળથી પસાર થયો. "એ ઠીક ઊંઘ કહાડે છે" તેણે દાઉડને કહ્યું, "એની સંભાળ માટે કોઈ અંહી બેઠું હતુ કે?"

"નહી ખોદાવંદ, સઘળાં માણસો તો મારા મુરખીની સાથે હતાં."

"એ કાંઈ ઠીક કીધું નહી. તમારામાંથી એકુ જણે અંહી બેસવું હતું; પેલો આળસુ બાવરચી કયાં ગયો? તેને કાંઈ આસાએસની જરૂર નથી. જો તે પોતાની આંખો સઘળો વખત ઊઘાડી રાખી શકે તો તેને એની આગળ બેસાડો અને દાઉડ, તારેથી જેટલી ઉંઘ કદાચ તેટલી તુંબી કહાડ, કારણકે ઈનશાલ્લા! કાલ બપોર આગમચ તો આપણે અંહીથી ઉપડી જઈશું."

"તુંને કાસમ શેઠ આગળ બેસવું પડશે," દાઉડે બાવરચીને ઉઠાડતાં કહ્યું, "અને જયાં સુધી સહવાર પડે યા તો તે જાગી ઉઠે ત્યાં સુધી હીલાશે ચલાશે નહી; સહમજ્યો કે?"

"હા, ભલા દાઉડ; પણ મને લાગે છે કે તુંબી મારી સાથ બેસે તો ઠીક, કારણ કે સહવાર પડવા આવી છે, અને મને એખલું બેસવા નથી ગમતું."

"ઓ હીચકારા! તું કાંઈ એખલો નથી; જો તારી આગળ તો આજની રાતનો પેહેલવાન સુતો છે;–તે કે જેણે

પોતાનું છેલ્લું ભોજન લીધા પછી કેટલાંક માણસોને માર્યા છે, જ્યારે તેં તો એક મરઘાં વરીકને નથી માર્યું. હું તુંને કહું છું કે, અંહી કાંઈ પણ ભય નથી. પેલી બાજુએ મારૂં બીછાનું છે—જો તુંને કાંઈબી મારી જરૂર પડે તો હું કાંઈ ઘણો દુર નથી."

થોડા વખતમાં સઘળું શાંત થઈ ગયું. ગામડાંનાં કુત્રાંઓ વરીકે પોતાનું ભોંસવાનું થોભાવ્યું હતું. બાયડીઓનો ઘબરાટ અને ચીચયારીઓ, અને છોકરાંઓનું રડવાનું નરમ પડી ગયું હતું. ચોકાસી રાખવા માટે સલગાવેલાં બળતાં કે જેની આસપાસ ગામડયાઓ ટોળું થઈ બેઠા હતા, તે સીવાએ છેલ્લા ઘબરાટ અથવા તો ઝુમબેસની કાંઈ પણ નીશાંની જણાતી ન હતી. આણીમેર પેલીમેર ખાનના ખીદમતગારો ચાદર ઓઢી ભર ઊંઘમાં પડેલા હતા. એક ઘોડો કે જેને છેલ્લી ઝુમબેસમાં પકડવામાં આવ્યો હતો, અને જે થોડે થોડે વારે મોટેથી ખંખાર મારી રાતની શાંતીમાં ખલલ કરતો હતો, તે સીવાય સઘળા ઘોડાઓ વરીકે આસાએસ લેવા પોતાનું શરીર જમીન ઉપર નાખ્યું. મીનારા ઉપર પટેલ અને તેનાં માણસો ચોકાસી રાખવા બેઠાં હતાં.

કાસમની ઊંઘ હજી બેચેની ભરેલી હતી, અને હજી તે બકબકારો કરતો હતો. "એના વીચારો બધા લડાઈમાંજ છે, ઝુલફીકરે ધાર્યું. લોકો કહે છે કે તેની બંદુકની નેમથી ભોંય ઉપર પડતા મરાઠાઓનો દેખાવ જોવા લાયક હતો. કહે છે કે હરણની માફક તેણે તેઓને જમીન ઉપર પટકી નાખ્યા. એ લોકોની આ બેહનોનું નખોદ જાય, એ લોકોના! અલ્લા, અલ્લા! હમોને સલામત હમારાં શેહેરમાં લઈ જા. આ કમબખ્ત ગામમાં આ સુધાં ત્રણ વખત હમો ભયમાં આવી પડયા હતા,—પણ સાંભળ, એ શું હમણાં બોલ્યો? અમીના? પાછું અમીના? ખાનમ! એ શું કામ તેણીને માટે સ્વપનાઓ જોતો હશે? ગરીબ બીચારો! અને ઘોડાઓના સરદાર કરતાં એ તેણીને માટે વધારે સારો સાથી થઈ પડતે, પણ કદાચ તેણીને માટે તે સ્વપનો જોતો ન હશે, કદાચ એજ નામની કોઇ બીજીપર તેનો પ્યાર હશે; હા, તેથી બને તેવું છે. ત્યારે મીર સાહેબ, તમે તમારો સ્વપનો પુરો કરો. ખોદા તુંને શાંતીભરેલી ઊંઘ બક્ષે."

પણ તેમ બન્યું નહી. એકુ કલાકની બેચેની ભરેલી ઊંઘ પછી કાસમ જાગી ઉઠયો અને આપણા માનવંત બાવરચીને પોતાની આગળ બેઠેલો જોયો.

"કેમ તું અહીં કેમ ઝુલફુ? તુંને શું ઊંઘ નહી આવતી કે?"

"મેહેરબાન, મારા સુરબ્બીનો હોકમ હતો કે મારે તમારી ચોકાસી રાખવી, અને તેવણના હોકમને હું તાબે થયો છું હું ધારૂં છું કે તમે કાંઈ બરાબર સુતા નથી, કારણકે તમે ઘણા બેચેન લાગતા હતા, અને કાંઈ બાગું તુટું બોલતા પણ હતા."

"હા, હોયબી, પણ મારા ભેદ ભરમ થોડાજ છે," તે મનાકમાં બોલ્યો, "જેથી મને કાંઈ મારા બોલેલા બોલોની બીક નથી; અને ખરૂં પુછાવે તો મારા આએ જખમથી મને થોડું ઘણું દુઃખ ઉપજે છે, અને બાંધેલાછથી ઘણો તાઈટ. જો કોઈ અંહી હકીમ મળે તો ઝુલફુ, લઈ આવ, જરા તે મને આરામ કરશે."

"જો મારા મેરબાન મારી ઉપર વીશ્વાસ રાખે તો તેવણનું દુઃખ હું ઓછું કરૂં. હું બાવરચી થયો તે આગમચ હકીમ હતો, અને હાઈદરાબાદ કાંઈ એવું શેહેર નથી કે જ્યાંના લોકો જખમ ઉપર મલમ પટો કરવા શીખવામાં બેદરકારી બતાવતા હોય. મશાલા? ત્યાંના જવાનો મોહલે મોહલેથી પડવામાં એક્કા હોય છે."

"ઠીક, ત્યારે તો તારેથી બનતું કર—આ વખતે હકીમ મળવોબી મુશકેલ છે."

ઝુલફુએ પોતાના બોલ પ્રમાણેજ કામ કર્યું. થોડા વખતમાં જખમ વધારે સફાઈથી બાંધ્યો અને આ ફેરફારથી કાસમને પણ આરામ મળ્યો. હુકો પીવાનો આ વખતે ઘણો આવકારદાયક થઈ પડે, અને તેથી ઝુલફુએ લાવી આપ્યો.

ત્યાર પછી કાસમે તેની પાસે તેના શેહેર અને ઘેર વીશે વાત કરાવી. તે ખાનમની, તેણીની જીંદગીની અને તેણીનાં કજોડ લગનને લગતી સઘળી બીના જાણવાને આતુર હતો. ઝુલફુએ પોતાની બેહેનને લગતી કાંઈ વાત કાઢી.

"હા, તેણી કે જેની તું વાત કરે છે, તે તેજ કે જે ખાનમની નોકરીમાં હતી?"

"તેજ. તે થોડો વખત ખાનમને દુધ પાવા રહી હતી અને તેણીનું ખાનમપર ઘણું હેત છે."

"ત્યારે તેણીને સાથે કાંય નહી લાવી?"

"તેણી તો આવવા ઘણુંબી ઇચ્છતી હતી, પણ ખાને કહ્યું કે રસ્તામાં તેને લીધે અડચણ પડશે, અને તેણીને ત્યાંજ રહેવા દીધી."

"કદાચ ખાનમને લાવવા ગમ્યું નહી હશે."

"નહી ગમે! સાહેબ, તેણીથી છુટું પડવા માટે તેણી ઘણી દલગીર થઈ હતી, કારણકે ખાનમને જનમથીજ તેણીએ ઉછેરી હતી અને પોતાની દીકરી માફક તેનો ખાનમપર પ્યાર હતો."

"ત્યારે તો તેણીની સઘળી વાત તુંને ખબર હશે."

"હા, છેજ. મારી બેન સઘળું તેણીનુંજ કામ કરતી હતી અને જુદાં પડવા આગમચ એક વખતબી તેણીથી છુટી પડી ન હતી."

"ત્યારે તુંને ખબર છે કે તેણીનાં ખાન સાથ કેમ લગન થયાં? તું એક વખત બોલ્યો હતો કે ખાનનું કુટુંબ ઘણું હલકું હતું."

"હું તે તમને કહેવરા;" બાવરચી બોલ્યો. "તેણીનો બાપ નીઝામની દરબારનો મનસુબદાર છે. તેનો પગાર તો ઠીક કહેવાય છે, પણ સઘળું નામનુંજ. તેની પદવી જાળવવા તેને એક બે ગામડાંની જાગીરો સોંપવામાં આવી હતી, પણ તે જુવાનીમાં ઘણો ખરચાલુ, ઉછાછલો, મોજલો અને શોખીલો હતો. સરકારને નાણાંની તંગી પડવાથી તેણે પોતાના અમલ-

દારોના પગાર ચઢાવી મુકયા, અને હવે ઘરમાં એક પછી એક મુશકેળીઓ પડતી ગઇ. હાથી વેચી નાખ્યો, જણુસો ઘરેણે મુકી—પછી ઘોડા ઘોડાઓ કહાડી નાખ્યા, અને તેના માણુસોને રજા આપી. ગામડાંઓ મારગેજ મુકયાં, અને બીજી ઘણી મુશકેળીઓ ઉભી થઇ; બ્યાજ ચઢડી ગયું, માંગનારાઓ તકાદો કરવા લાગા, બીજી થોડીક વધુ જણુસ વેચી અને થોડો વખત સમાધાન થયું. પણ ત્યાર પછી પાછું સંભળાયું કે અગાઉ માફકજ મામલો થઇ પડયો છે.—મારી બેહેને કહ્યું કે તેણીનો અને બીજા માણુસોનો પગાર ઘટાડવામાં આવ્યો હતો, અને કુટુંબના લોકો હમેશ કરતાં વધુ કરકસરથી રહેતાં હતાં. આ છોકરી અમીના પરણવાની ઉમરની થઇ, તેણીની ખુબસુરતી લોકોમાં જાણીતી હતી; અને તેણીને માટે ઘણાંક માંગાં આવ્યાં, પણ તેણીનાં મા બાપ કોઇ સદ્દર બીજ્જુ શોધતાં હતાં. તેઓ ધારતાં હતાં કે હજુર પોતેથી કદાચ તેણીના હાથની માગણી કરશે અને તેઓનો દહાડો ફરી જશે. અને જ્યારે આ વાત ચાલતી હતી ત્યારે ખાન કે જેવણે પોતા માટે ખુબસુરત બાયડી શોધવા કેટલાંક માણુસોને ગામે ગામ મોકલ્યાં હતાં, તેવણે તેણીને માટે સાંભળ્યું. તેવણે જલદીથી તેણીના હાથની માંગણી કરી. તેનાં હલકાં ખાનદાનની કોઇએ કાંઇ દરકાર કીધી નહી, કારણ કે તેની પાસ પુષ્કળ દોલત હતી, અને તે છુટથી લોકોમાં વેરતો હતો. આખરે ઘણી ધામધુમથી તેઓનાં લગન થયાં, તે બીચારી નાદાન બાળક આ સઘળો ભપકો જોઇ છક થઇ ગઇ, અને મીર સાહેબ, હાલ તમો તેણીને મુસાફરીની એક પછી એક મુશકેળીમાં પડતી જોવો છો. એક દહાડો હુબી ગઇ—બીજે દહાડે મરાઠાઓએ હલ્લો કર્યો, જેમાંથી તમે અમારો છુટકો કર્યો છે, જ્યારે તેણીના જેવા ગોલાએ એક જવાન અને બહાદુર સરદારના જનાનખાનામાંજ હમેશ રહેવું જોઇયે."

કાસમથી અંજાણપણામાં નીસાસો નખાઇ ગયો. "આ જવાન અને ખુબસુરત બાનુનું આ જાતનું વેચાણ કરવામાં ઘણી શરમ ભરેલી ચાલ ચલાવવામાં આવી છે!"

"ખરેખરજ મીર સાહેબ,—તેને એક વેચાંણ તરીકે ગણુવામાં તમે ખરા છો, કારણ કે ખાનને પેલાં ગામડાંઓની મારગેજની રકમ ભરી આપવી પડી હતી, કે જેથી કુટુંબનો વગ આગળ જેટલોજ પાછો ચાલુ થયો છે. હવે જે થયું તે તો થયું, એમાં કાંઇ આપણો ચારો નથી. મને બીચારી ખાનમની દયા આવે છે, કારણ કે તેણીને હજી તો એ બાયડીઓનાં મેણાં તપલા સાંભળવાના છે, જેઓ આવી જુવાન અને ખુબસુરત બાયડી ઘરમાં લાવવા માટે ખાનનો ઉપકાર માનવાની નથી."

"કુલફુ, તેં પોતે તેની સંભાળ લેવી જોઇયે."

"હું તેમ કરીશ,—યા અલ્લા તેમ કરવાને મને શકતી આપે."

"અને યાદ રાખજે કે તુને મદદ કરવા હું હમેશ તૈયાર હોઇશ." તે જવાન બોલ્યો. "મેં તેણીની જીંદગી એક વેળાએ બચાવી છે, અને અલ્લાની મેહરબાનીથી આવા ખુબસુરત પ્રાણુને જ્યાં સુધી મારામાં તેણીને મદદ કરવાની શક્તી હશે ત્યાં સુધી અલબત્ત ખોવા દઇશ નહી. તેજ પળે સુરજ જે ઘણો વખત થયો ઝાંખી રોશની આપતો હતો, તે પ્રકાશીત થયો અને કાસમે સવારની બંદગી કરવા લોકોને તેડવા એક બાંગ મારી. આથી ખાનબી જાગી ઉઠયો અને બીજાં સઘળાંઓ સાથ મળી હમેશના ધારા પ્રમાણે તેઓએ બંદગી કરી.

"હું હમેશના જેટલોજ તંદરોસ્ત છું. હું તારો ઉપકાર માનું છું, કાસમે ખાનને તેની તબીયતને લગતા સવાલોના જવાબ દેતાં કહ્યું. જખમથી મને સેહજ દુઃખ થયું, પણ તારો ભલો હુસરીકર જે એવી બાબદોમાં માહીતગાર છે, તેણે બાંધેલું જરા ઢીલું કર્યું ત્યાર પછી મને તદન કરાર વળ્યો. પણ તું શું કહે છે? આગળ વધ્યે કે થોભ્યે?"

પટેલની સલાહ લીધા પછી તેઓએ તે દહાડેજ ઉપડી જવાનું ઠેરવ્યું.

"અને માણુસો માટે શું કર્યું?" પટેલે પુછયું. "તેઓમાંના અડધાને મેં ગઇ રાતનાં પડી મુકયાં છે, કેમ પટેલ, તું શું કહે છે, તેઓને લઇ જઇયે કે?"

"બેલાશક! બેલાશક! મારાં માણુસોમાંના અડધા તમારી સાથ આવશે, કારણકે મને કાંઇ હવે બીજા હુમલાનો ભય નથી."

માણુસોને બોલાવવામાં આવ્યાં અને તેઓ જવાને તૈયાર જણાયાં. તે પછી તેઓએ ઉતાવળમાં સઘળી તૈયારીઓ કરી, અને ખીચડીનું ભોજણુ કરી, લડાઇનો અસબાબ લાધી અને બચાવને માટે જરૂરજોગી સઘળી તૈયારી કરી તે ટોળકી ઉપડી જવાને તૈયાર થઇ.

ગઇ રાતની ઝુમઝેસમાં સાત મરાઠાઓ માર્યા ગયા હતા, બે સખત જખમી થયા હતા, અને જોખમ ભરેલી હાલતમાં હતા. પાંચ ઘોડા તેઓના હાથમાં આવ્યા, બે મરી ગયલા મોલા ખાને પોતાના ઉપ્યોગ માટે રાખ્યા, અને બાપાજી દીલગુરદાથી સઘળી લુટ નાશ પામેલાં ગામડાંના લોકોને વેહેંચી આપવા પટેલને આપી, તેમાંનો થોડોક ભાગ કાસમને આપવાની ઓહસ કરી, પણ ફોકટ.

અને હવે આપણા મુસાફરો ફરીથી એક વાર ખુલ્લાં મેદાનમાં બહાર પડયા. બધા મળી તેઓમાં બાર ઘોડેસવારો, છ સાત હથયારબંધ ગામડયાઓ, ટટુ પર સવાર થઇ આવતા ઘોડાવાલાઓ અને કેટલાક નોકર હતા. તેઓ ધીરેથી અને સાવચેતીથી આગળ વધતા હતા અને તેઓનો દેખાવ સઘળું જોતાં ભય ઉપજાવનારો લાગતો હતો.

બેલેરીથી માઇસોર જવાનો રસ્તો સખત લાગે છે
ખરૂં જોતાં તો તેમ નથી. નજદીક સો માઇલ આવરચીને
થોડું થોડું ચઢાણ ઉતરાંણુ કરતાં એક દર્જાન તો તે જાગી
છે—એટલે કે બેલેરી શેહેરથી કેટલાક ...જયો કે?"
વેલા રસ્તા સુધી એમ બને છે, કે. [illegible] છે કે તુબી મારી સાથ
કોનદાહના કીલાનો પછવાડેનો પથરેડવા આવી છે, અને મને
છે. એક મુસાફર બેલેરીથી
જે ઘણા માઇલ લોખાં ...ઇ એખલો નથી; જો તારી આ-
એવી એકને મયાળેરાતનો પેહેલવાન ચુનો છે;—તે કે જેણે



મીસ ફીલીપા ગેરેટ ફોસેટ.
Miss PHILIPPA GARRET FAWCETT.

ફગાય છે, કારણકે તેવીજ જાતનું ચહલાણ ઉતરાણ તેની પાસે હોય છે, કે જેથી પેહલેના જેવુંજ કદાચ લાંબું હોય છે અને જેને મથાળેથી પેહેલાંની માફકજ જવું પડે છે. આથી રૂતુમાં જે ફરક પડે છે તે અજબ જેવો છે. થોડા દહાડાની મુસાફ્રીમાં રૂતુમાં તદન ફરક પડી જાય છે અને જ્યારે એલેરીમાં તપાવી નાખે એવી ગરમી પડે છે, ત્યારે તેની દક્ષીણ તરફ જતાં એક મુસાફર વધારે ચોખી અને ઠંડી હવા દમમાં લેછે.

આપણી વાતની શરૂઆતમાં જે ગરમીને માટે બોલી ગયાં હતાં અને જેથી મુસાફરી કંટાળા ભરી થઈ પડી હતી, તેને બદલે હવે ઠંડી પડતી હતી અને બપોરને વખતે પણ આપણા મુસાફરો ગરમ કપડાં પેહરવાને રાજી થતા હતા; અને આથી માણસ અને જનાવરોને વધુ પુષ્ટી આવી તેઓ થાક વગર આગળ વધતાં હતાં.

બે દહાડા સુધી તેઓએ કાંઈ પણ ભયની નીશાની વગર મુસાફરી કરી, જ્યારે તેઓ એક ખીણમાં દાખલ થવાની અણી ઉપર હતા, તેટલાં તેઓએ ભય સાથ કેટલાક ઘોડેસ્વારોને દુરથી આવતાં જોયા.

"આ તો મરાઠાઓ છે;" ખાન બોલ્યો.

"ખરૂં," કાસમે કહયું. "પણ તેઓની મને તો કાંઈબી બીક નથી, આપણે તેઓ કરતાં ઘણા જોરાવર છીયે. જોવો તે લુચ્ચાઓ પેલી બાજુપર આવે છે."

"હા, તેઓ એમજ કરતા જણાય છે. પણ ફીકર ના કરો, આપણે બધા રસ્તા ઉપર આસપાસ પંઠરાઈ જઈયે, કે તેઓ ધારશે કે આપણી ટોળકી ઘણી મોટી છે. હમણા તેઓ ધારે છે કે વગર મેહેનતે તેઓ આપણને લુટી શકશે. ખાનના કહયા પ્રમાણે તેઓએ કર્યું અને તેની અસર તરત જોવામાં આવી. મરાઠા ઘોડેસ્વારો જેઓ ઘણી ઝડપથી આવતા હતા, તેઓ એકદમ ઉભા રહી ગયા, ઉતાવળથી એકમેકમાં મસલત કરી અને પોતાની જમણી બાજુએથી પશ્ચીમ તરફના રસ્તા તરફ ફરી ગયા અને થોડેક છેટો કાપ્યા પછી પાછા એકદમ ઉભા રહી ગયા.

"આ લોકો પક્કા છે;" કાસમ બોલ્યો, "અને આપણા પેહેલા પારથી ધડો લીધો છે. પણ જ્યારે આપણે પેલી તરફથી જઈશું ત્યારે એક બે બંદુકના બાર કરીશું, એટલે એ લોકો આપણી વચેનાં છેટાનો તફાવત જાણી શકશે."

તેમ કરવામાં આવ્યું, અને જેવું ઈચ્છેતા હતા તેવુંજ પરીણામ આવ્યું. મરાઠાઓ વધારે દુર ગયા; જો કે તેઓ બધા એક લાઈનમાંજ આગળ વધતા હતા, તોપણ થોડે થોડે વખતે આપણા મુસાફરોએ બંદુકના બાર કર્યાજ કીધા અને સઘળાં જણાં, ખાનમ સુધાં–મરાઠાઓના ધબરાટથી રમુજ મેળવતાં હતાં.

"હવે આપણે આપણા પોતાના રસ્તાપર છીયે." ખાન બોલ્યો, "અને થોડા વખતમાં આપણે સઘળા ભયમાંથી મુક્ત થઈશું."

થોડાક વખતની મુસાફરી પછી એક સારો બચાવ કરેલાં ગામડાંમાં તેઓ આવી લાગ્યાં અને અહીં તેઓનાં ઘણાંક સંકટ અને છુટકારા પછી તેઓ પોતાની મુસાફરી પાછી શરૂ કરે તે આગમચ તેઓએ ત્રણ દહાડાની સલામતી ભરી આસાએશ લીધી.

[સાંધણ છે.] ........ આલાં.





## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## મીસ ફીલીપા ગેરેટ ફોસેટ.



ચી સ્ત્રી કેળવણીના હીમાયતીઓ યાને બાનુઓને મરદો સાથ અથવા વીદ્યાભ્યાસમાં હરીફાઈ કરવાને ઉતેજણ આપનારાઓને આ સાલ કેમબ્રીડજ યુનીવરસીટીની ગણીત શાસ્ત્રની પરીક્ષામાં મીસ ફીલીપા ફોસેટનું નામ ફતેહમંદ વીદ્યાર્થીઓમાં સૌથી ઉપર આવેલું જોઈ ખરેખર ખુશી થવાનું છે.

ન્યુનહેમ કાલેજની મીસ ફીલીપા ફોસેટનું નામ પરીક્ષકોએ આ સાલના Senior Wrangler (કેમબ્રીડજની યુનીવરસીટીમાં બી. એ. ની પરીક્ષામાં પેહલે નંબરે પાસ થનાર)ની ઉપર મેળ્યું હતું, એવું જણાવીને કે, જો તેણી તે યુનીવરસીટીની એક 'મેમ્બર' હતે તો તેઓની ફરજ હતી કે તેણીનેજ Senior Wrangler દાખલ જાહેર કરતે.

હાલ સ્ત્રી વીદ્યાર્થીઓ કે જેઓ ગરટન અથવા ન્યુનહેમ કાલેજમાં અભ્યાસ કરતી હોય, તેઓને કેમબ્રીડજની યુનીવરસીટી સાથ કાંઈ પણ સંબંધ રાખવા દેવામાં આવતો નથી, અને ફકત સેનેટનીજ ભલામણથી પરીક્ષકોને મરદોનીજ બરોબર તેઓની પણ પરીક્ષા લેવાનો હક આપવામાં આવે છે.

પણ યુનીવરસીટીની આટલી બધી આનાકાની છતાં કેમબ્રીડજના મરદ વીદ્યાર્થીઓ મીસ ફોસેટના કેસમાં તેણીની ફતેહ માટે ઘણા મગરૂર દીસે છે, અને તે તેઓએ ખુલ્લી રીતે તેણીને 'સેનેટ હાઉસ'માં દીલોજાનથી ભરયેં આવકાર દઈ દેખાડી આપ્યું છે. જ્યારે તેણીનું નામ સઉથી પેહેલું આવેલું જણાવવામાં આવ્યું, ત્યારે તેઓનો હરખ સમાયલો રહયો નહીં, અને એવું દેખાડી આપ્યું કે, મરદોમાં જે અદેખાઈ એક સ્ત્રીને વીદ્યાભ્યાસમાં આગળ વધેલી જોઈને ઉત્પન થાય છે, તેમાંથી કેમબ્રીડજ તદન વેગળું છે.

મીસ ફાસેટ તે જાણીતા જાહેર શખસ મરહુમ રાઈટ આનરેબલ હેનરી ફાસેટ એમ. પી., પોસ્ટ માસતર જેનરલ, અને કેમબ્રીડજના અર્થવ્યવહાર શાસ્ત્રના પ્રોફેસરની એકપુરી બેટી છે.

આ મીસ ફોસેટની છબી સાલસબરીના મી૦ ઓવને લીધેલા ફોટોગ્રાફ પરથી લીધી છે.

## મીસ એમીલીયા બરેલ.



આ નામીચી બાઈ મીસ એમીલીયા બરેલનો જનમ બોસ્ટન નગરમાં તા૦ ૮મી સપટેમબર ૧૮૧૬ ને દીને થયો હતો.

તેણીનો બાપ મીસતર બરેલ એક ઘણો આબરૂદાર, માન પામેલો તથા તવંગર ગ્રહસ્થ હતો. તે ઘણું શીખેલો હતો, અને પોતાની એકપુરી લાડકી બેટી એમીલીયાને પણ ઘણે ઊંચે દરજ્જેની કેળવણી આપી હતી.

મીસ બરેલ નવ વરસની હતી ત્યારેજ તેણીની વાહાલી મા મરણ પામી હતી, અને પોતાની વાહાલી બેટી એમીલીયાને પોતાના તવંગર ભરથારને આસરે સોંપી ગઈ હતી.

તેણીએ ૧૭ વરસની ઉમરમાં પી. ઈ. ની પરીક્ષા પસાર કીધી હતી અને ફરસ્ટ બી. એ. માં તેણી નાશીપાસ થઈ હતી. મીસ બરેલ ઘણી ખુબસુરત હોવાથી ઘણા તવંગર તથા આબરૂદાર ગ્રહસ્થોનું તેણીની પર ધ્યાન ખેંચાયું હતું. તેણીના નાજુક ખુબસુરત હાથની ઘણાઓએ માગણી કીધી, પણ સરવેને તેણી નાશીપાસ કરી ના પાડતી હતી. મીસ બરેલ ઘણી સુધરેલી ગંડળીમાં ફરતી હતી. તેણીનો બાપ તેણીની મોજશોખ પછવાડે ઘણા પઈસા ખરચનો હતો. મીસ બરેલનું નામ આખાં ઈંગ્લંડમાં વખણાયલું હતું. તેણી એક દીવસ પારટીમાં ગઈ હતી, ત્યાંથી આવતાં તેણીને ઘણી સરદી લાગી અને તાવ આવવાથી ચાર દીવસની માંદગી ભોગવી મરણ પામી.

**નવાજબાઈ અરદેશર શેઠ.**

## રાંધવાને લગતું.

**જેલીનાં કેક**—એક રતલ બારીક રવો લેવો, તેમાં ૦ રતલ ખાંડ, ૦ રતલ માખણ અને ઈંડાં ત્રણ લેવાં. પેહેલે ઈંડાંને ખુબ મેળવી આટો તથા માખણ અને ખાંડ સરવે સાથે મસળીને અરધી ઇચ જેટલો જાડો વણવો, ત્યાર બાદ ચીત્ર કેક બનાવવાના ઠામડા લેઈ તેજ માફક ગોળ કાપી, તેમાં સુકી, રાઝબેરી જેલી તેમાં થોડી થોડી ભરવી, છેક ઉપર સુધી ભરવાં નહી. આટાની બારીક પટી કાપી તેને હાથે સેહજ વળ આપી, આડી તેમજ ઉભી ગોઠવવી, તે એવી રીતે કે બે આડી અને બે પતી ઉભી ગોઠવ્યાથી ખાંચા દેખાય. ત્યાર બાદ તંદુલમાં ગોઠવી ધીમાં બળતાંપર ભુંજવાં, બદામી કલર જેવાં રતાશ થાય ને ઉતારવાં; ઉપર નીચે બળતું ધીમું રાખવું.

**આઈરીશ ઇસ્ટુ**—એક નાનું મરઘીનું પીલું લેવો, તેને સાફ કરી કટકા કરી ધોઈને તેમાં નીમક, જીણા આખા કાંદા આડથી દશ લેવો, લીલાં મરચાં આખાં બે લેવાં, એક કળશીઓ પાણી એ સરવે સાથે ચુલાપર મુકી ચરે ને બે ગલાસ જેટલી ગરેવી રહે ને તેમાં પાશેર દુધ તથા દોઢડ કુપ માખણ નાખી પાછું ચુલાપર ઇગારે મુકો, થોડી ગરેવી ઘટ રહે ને ઉતારવું. ખાતી વખતે મરચાં કહાડી ના .

**દા. તારાપોરવાળા.**



## દરેક સ્ત્રીએ તેણીના ભરથાર સાથ કેમ વર્તવું?



એક વખતે ગડમ્બેંડ નામનો એક ખેડુત ટેકડી ઉપરનાં એકાંત ઘરમાં રહેતો હતો; તેની એક ઘણીજ ભલી ઘણીઆણી હતી અને જેણીના સારા ગુણ ગડમ્બેંડની પ્રીતી સંપાદન કરવાને પાત્ર હતા, જેથી એ જોડું ભવીષ્યની કાંઈ પણ ચીંતા વગર પોતાનાં સુખમાં, સહલાસંપજથી પોતાના આયુષ્યના બાકીના દહાડા ગુજારતું હતું, અને એવું કાંઈ પણ કામ તે ખેડુતથી થતું નહોતું, કે જે તેની ધણીઆણીને પસંદ પડે નહી.

તેઓને પોતાનાં ગુજરાણને માટે કોઈની પણ મદદની ગરજ નહોતી, કારણકે તેઓ પાસે રોકડ પુંજી ઉપરાંત બે દુઝાળી ગાય હતી.

એક સાંજે તેઓ વાત કરતાં હતાં, જ્યારે તેની બાયડી બોલી—"મારા પ્યારા, હું ધારૂં છું કે તમે એમાંની એક ગાય લઈને શેહેરમાં વેચી આવો તો સારૂં. જે એક આપણી પાસે છે તે આપણને પુરતું દુધ તથા માખણ પુરૂં પાડે છે, અને વળી આપણને કાંઈ પણ સંતતી નથી."

ગડમ્બેંડ હમેશની માફક પોતાની બાયડીની વાતને મળતો થયો અને બીજેજ દહાડે તે ગાય વેચવાને સારૂ ગયો, પણ કમભાગ્યે તે દહાડે બજાર ભરાયલું ન હોવાને લીધે તેને કોઇપણ ઘરાક મળ્યું નહી, જેથી તે મન સાથ બબડવા લાગ્યો કે "કાંઈ ફીકર નહી. ઘણું તો મને ગાય પાછી ઘર લઈ જવી પડશે, અને તે પણ ઘણું દુર નથી; વળી મારે ત્યાં પોતાનું ખેતર હોવાને લીધે ચારાનો પણ કંઈ તોટો નથી." આમ બોલી તે ઘર તરફ વળ્યો. થોડેક ગયા પછી તેને એક શખસ એક મજબુત ઘોડો જીન અને લગામ સાથે લઈ જતાં મળ્યો અને પોતે ઘણો હાકી ગયલો હોવાથી વીચારવા લાગ્યો કે ઘર પોંહચતાં અંધારૂં થઈ જશે અને હું ગાયને ભાયગેજ લઈ જઈ શકીશ, વાસ્તે આ ઘોડો જે જાય છે તે મને લઈ જવા વધારે ઉપયોગી થઈ પડશે અને મારી બાયડી મને બપકાબર રોમના શેહેનશાહની માફક ઘોડાપર બેઠેલો જોઈને ખુશી થશે. તેથી કરીને તે થોભ્યો અને લગર મેહેનતે પોતાની ગાય ઘોડા સાથે બદલી કીધી. પણ ગડમ્બેંડ બુઢો અને ભારી હોવાને લીધે તથા ઘોડો જુવાન પણ અતીશય મસનાન હોવાને લીધે અરધા કલાકમાં ગડમ્બેંડ પટકાઈ પડયો અને તેની લગામ હાથમાં પકડીને ચાલતાં પણ તેને પરવડયું નહી, કારણ દરેક પથર જોતાં ઘોડો પોતાની સાજ અને પુછડી હવામાં ફેંકીને ભડકતો, અને બી-

ચારા ગડબેંડને તોબા પોકરાવતો. આ ઉપરથી તે બહુજ દુઃખી થયો, અને તેજ પળે એક ખેડુતને પોતાનું એક જાડું ડુક્કર લઈ જતાં જોઈ મનમાં વીચાર કરવા લાગો, કે મારી બાયડી કહે છે કે "એક ખીલો કે જે ઉપયોગમાં આવે છે તે એક ફક્ત નીરઉપયોગી પ્રકાશતા હીરા કરતાં હજાર દરજ્જે બેહતર છે," તેમ આ ઘોડો ડુક્કર સાથે બદલવો જોઈયે. પછી તેણે તે બદલ્યો, પણ તે ડુક્કર હઠીલું હોવાથી ગડબેંડના આગળ ખેંચવાથી કે તેને મારવાથી અને છેલ્લે તો પછવાડેથી ઢકેલવા છતાં, મુદ્દલ પોતાની જગાથી ખસી શક્યું નહી, અને કાદવમાં દટાયલાં વાહાણની માફક મટોડીમાં પડી રહ્યું. તે ખેડુત નીરાશ થયો, જ્યારે તેણે એક માણસને એક બકરો લઈ જતાં જોયો અને સુભાગ્યે તે ડુક્કર સાથ બદલી કરી શક્યો. તે બકરો ઘણો ચાલાક હતો, જે જોઈ તે બોલ્યો કે મને જે જોઈતું હતું તે મળ્યું. અરધો કલાક સર્વ સમાધાનીથી પસાર થયો, કે જ્યાર પછી તે બકરો ગડબેંડને ઘસડી ટેકડીઓ ઉપર ચહડવા અને ઉતરવા લાગ્યો, અને તે ખેડુત બુઢો હોવાને લીધે વધારે વાર ખમી ન શકવાથી, એક ભરવાડ જે ઘેટાં ચરાંવતો હતો, તેમાંથી એક ઘેટાં સાથ બદલી કીધી. તે ખુશી થવા લાગ્યો કે આ ગરીબ પ્રાણી પુષ્કળ દુધ આપવા ઉપરાંત મને અથવા મારી બાયડીને કોઈ પણ રીતે દુઃખ દેશે નહી. આમાં ગડબેંડ ખરો હતો, કારણકે એ જનાવર સીવાય કોઈ પણ વધારે ગરીબ જનાવર તેને મલી શક્યું ન હતે, કારણકે તેમાં કાંઈ પણ ખોડ ન હતી, સીવાય કે પોતાના મીત્રથી જુદા પડવાના સબબે સ્તબ્ધ ઉભું રહીને બેંએ બેંએ કરતું હતું, અને જેમ ગડબેંડ વધારે ખેંચે તેમ તે વધારે બરાડે. આ જોઈ તે બોલ્યો કે "આ બેવકુફ પ્રાણી મારા પાડોશીની બાયડીની માફક હઠીલું અને જીદ્દી છે. જો કોઈ પણ કીમતે એ વેચાય તો તેમ કરવાને હું હમણાં રાજી છું." આ સાંભળી એક ખેડુત જે પાસેથી જતો હતો તે બોલ્યો. "આ સારૂં જાડું હાંસ તારાં કંગાળ મેંઢાને બદલે જોઈયે તો લે." "કબુલ," ગડબેંડ બોલ્યો "એક જીવતું હાંસ એક મરવા પડેલાં મેંઢાંથી બેહતર છે." આમ કહી તેણે તે બદલી લીધું. પણ થોડેક ગયો નહી એટલામાં તે હાંસ પોતાનાં નખ અને ચાંચથી ગડબેંડનાં મોહડાંની ચામડી કાઢવાની શરૂઆત કરવા લાગ્યું અને તેને મહા તોબા પોકરાવી, જેથી પેહેલુંજ ખેતર આવતાં એક મોટા મરઘા સાથે તે બદલી લીધું. પણ તેના પગો બાંધેલા હોવાથી ને તેને લટકતું ધરવાથી તે પ્રાણી તરતજ અધમુવું થઈ ગયું, અને ગડબેંડ ભુખ્યો હોવાથી એક ધરમશાળામાં જઈ તે મરઘાને અઢી કાઉન વેચી, બે કાઉન સીલક રાખી, ઉપલગના બાકીના પૈસાનું સ્વાદીષ્ટ ભોજણ જમ્યો, અને વીચારવા લાગ્યો કે જો હું ભુખથી મરણ પામ્યો હતે તો એ મરઘો મને શું કામ આવતે ?

આમ વીચારતો જતો હતો, એટલામાં તે પોતાના પાડોશી ગ્રેબીઅરડને મળ્યો, જેને તેણે યથાસ્થીત પોતા ઉપર વીટેલી વાત કહી, અને કહ્યું કે "જો કે મેં સારૂં સારૂં કીધું નહી તોપણ મારી ખાત્રી છે કે મારી ભલી બાયડી એને વીશે મને એક પણ શબ્દ કહેશે નહી."

તેનો પાડોશી ગ્રેબીઅરડ બોલ્યો, "હું નહી ધારતો કે તારી બાયડી તને કાંઈ કહેશે નહી." આ ઉપરથી બંનેએ સરત બકી અને જે હારે તે ૨૦) કાઉન આપે એવું નકી કીધું, અને બંને જણા ગડબેંડના ઘરમાં દાખલ થયા, પણ ગ્રેબીઅરડ બધું સાંભળવાને વાસ્તે પાસેના ઓરડામાં ભરાઈ બેઠો.

ગડબેંડને તેની બાઈડીએ પુછ્યું "કેમ પ્યારા, શું કીધું?"

તે બોલ્યો "નથી સારૂં કે નથી ખરાબ. જ્યારે હું શેહેરમાં ગયો ત્યારે આપણી ગાય ખરીદવાને કોઈ પણ ઘરાક ન હોવાને લીધે મેં એક ઘોડા સાથે બદલી કીધી." તેની બાયડી બોલી "ઘોડા સાથ ! વાહ, ઘણું સરસ. હવે આપણે ગાડીમાં બેસીને દેવળમાં જઈશું અને લોકો જે આપણાથી હલકા છે તે આપણને ધીક્કારશે નહી. જો આપણે ઘોડો રાખવા ઈચ્છીયે તો હું ધારૂંછું કે, આપણને દરેક હક છે. ઘોડો કયાં છે ? ચાલો તબેલામાં લઈ જઈએ."

તે બોલ્યો "હું ઘોડો લાવ્યો નથી, કારણ રસ્તામાં મેં મારૂં મન ફેરવ્યું અને એક ડુક્કર સાથે બદલી કીધો."

તેની બાયડી બોલી, "ઘણું સારૂં, હું પણ જો તમારે જગે હતે તો આમજ કરતે. હજારો હજાર શુકર. હવે જ્યારે આપણા પાડોશી મને મલવા આવશે ત્યારે હું તેઓને થોડું ડુક્કરનું ગોસ આપી શકીશ. આપણને ઘોડાને શું કરવો છે ?" લોકો કહેશે કે જુવો તેઓ કેવાં મગરૂર છે કે દેવળમાં જવા ગાડી જોઈયે છે. "પણ ચાલો, ડુક્કરને તબેલામાં મુકીએ."

"હું ડુક્કર લાવ્યો નથી," તે ખેડુત બોલ્યો, "કારણકે રસ્તામાં મેં એક બકરા સાથ તે બદલી લીધું."

"ઠીક કીધું" તે ભલી બાઈ બોલી. "તમો કેવા વીચારવંત માણસ છો, જ્યારે હું વીચાર કરૂંછું ત્યારે મને લાગેછે કે ડુક્કરને શું કરતે ? લોકો આપણી તરફ આંગળી બતાવતે અને કહેતે કે 'તે લોક જુઓ. જે સર્વે મળે છે તે ખાઈનેજ પુરૂં કરે છે,' પણ મને બકરીનું તો દુધ અને પનીર સાથે વળી બચ્ચાંબી મળશે. ચાલો જલદી અને તબેલામાં તેને બાંધીએ."

"હું બકરી કંઈ લાવ્યો નથી" તે ખેડુત બોલ્યો, "કારણ રસ્તે આવતાં મેં એક મેંઢા સાથ તે બદલી લીધી."

તેની બાયડી બોલી "ઘણું નેક કીધું, કારણકે હું ક્યાં તેની સાથે ટેકડે ટેકડે દોડતે ? મારા જેવી બુઢીથી કાંઈ દોડાય, પણ મેંઢી તો વળી આપણને દુધ સાથ ઉન પણ આપશે. ચાલો જલદી તેને છાપરાં તળે લઈ જઈયે."

"હું મેંઢી પણ લાવ્યો નથી" તે ખેડુત બોલ્યો, "રસ્તે આવતાં મેં એક હાંસ તેને બદલે લીધું."

"હુ તમારો ઉપકાર માનુંછું, પ્યારા, હું તમારો ઉપકાર માનુંછું." તે ભલી બાઈ બોલી. "હું મેંઢીનેબી શું કરતે ? મારી પાસે કાંતવાનાં કે વણવાનાં હથીઆર વગેરે નથી, અને જેમ આપણે હમેશાં આપણાં કપડાં સેહેલાઈથી વેચાતાં લઈયે છીએ

તેમ લઈ શકીશું, પણ એક હાંસ! એક જાડું હાંસ! હા, હું હમેશ માંગુંછું તેજ. મને તેનાં ૫૩ ક્વીલને ઠેકાણે લખવા જોઈયે છે, અને વળી ઘણા દહાડા થયાં મને રોસ્ત કીધેલું હાંસ ખાવાનો શોખઆી થયો હતો. ચાલો આપણે તેને ઝાપ તળે હાંકયે."

તે બોલ્યો, "હું હાંસ લાવ્યો નથી. રસ્તે આવતાં મેં એક મરઘા સાથ બદલી કીધી."

તે ભલી બાઈ બોલી, "મારા સર્વેથી પ્યારા, તમે મારા કરતાં ઘણા ડાહયા છો, ખરેખર મરઘોજ જોઈયે. તે હમેશાં સવારમાં ચાર વાગતાંમાં ઉઠે છે અને 'કુકરે કુક' બોલીને આપણને ઉઠાડે છે, પણ આપણે હાંસનું શું કરતે? ખોદાના હોકમથી આપણે ત્યાં ક્વીલનો કાંઈ ટોટો નથી અને વળી હાંસ રાંધતાં મને આવડતું નથી, ચાલો તેને હાંકગે."

તે બોલ્યો, "હું મરઘો કાંઇ ઘરે લાવ્યો નથી, કારણ કે સાંજે હું એટલો તો ભુખ્યો થયો કે મને તે મરઘો વેચવાની ફરજ પડી, કારણ કે જો હું તેમ કરતે નહી તો હું ભુખથી મરણ પામતે."

"ખોદા તમુને સલામત રાખે કે તમે તે મરઘો વેચ્યો" તે બાલી બાઈ બોલી, "ગડ્ગ્રેંડ, તમે જે કંઈ કરો છો તેથી ખચીતજ હું ખુશી થાઊં છું, આપણને મરઘો શું કામ જોઈયે? હું ધારૂંછું કે આપણા જીવનાં મુખત્યાર આપણે પોતે છીયે. આપણને ઉઠાડવાને કોઈએ હુકમ કરવો નહી જોઈયે, અને આપણે આપણને ગમે ત્યાં સુધી બીછાણે પડી રહેવું જોઈયે. તમે આવ્યા એજ મને સૌથી સારૂં સુખ છે, મને જે જોઈયે છે તે એજ કે તમે મારી પાસે રહો."

આ બધું સાંભળી ગડગ્રેંડે પાસેના ઓરડાનું બારણું ઉઘાડયું અને મોટેથી બોલ્યો, "ચાલ પાડોસી! હવે તુંને શું કહેવું છે? ચાલ વેક, ઘેર જા અને પેલા ૨૦) ક્રાઉન લાવ."

પછી તેણે પોતાની બુઢી બાયડીને બોકી કીધી અને તેને ખરા પ્યારથી પોતાની ગોદમાં દાબી.

પ્રીય વાંચનાર, આ વાત અહીં પુરી થતી નથી, દરેક સીક્કાને તેની બીજી બાજુ હોય છે. દીવસ, જો તે પછી રાત ન હતે તો એટલો પ્યારો લાગતે નહી. ઘણીએક બાનુઓ જો કે સારી હોય છે, તોપણ ગડગ્રેંડની બાયડી જેટલી તો નહીજ. શું મારે એમ પણ કહેવું જોઈયે કે કેટલાક ભરથારોની પણ ઝુહા ભુલ હોય છે? હા, અલબત, એવા પણ કેટલાક હોય છે, કે જેને વીશે આવતા અંકમાં એવીજ એક અદના વાત લખવાની આશા રાખું છું અને મારી બેહેનપણીઓને તે એક વાંચવા લાયક થઈ પડશે. આશા રાખું છું કે દરેક બાનુ પોતાના ભરથાર સાથે ગડગ્રેંડની બાયડી પ્રમાણે વર્તશે.

જુલીઆ.

---

"માયજી હું પરણું?" એક નાની આઠ વરસની સુંદર છોકરી બોલી. "પરણે!" માયજીએ અજાયબ થઈને પુછયું-"કાંય?"

"તે એવની માયજી, આ બધા છોકરાઓએ લગન જોયાં નથી તેથી હું ધારૂંચ કે હું પરણું તો એ લોક જરા જોય."



# કમનસીબ શીરીન.

## પારસી સંસારી વાર્તા.

(સપટેમ્બર માસના અંકથી સાંધણ પુરૂં.)

### પ્રકરણ ૩ જું.

### નવરોજીનાં કાવતરાં.



વે બીજે દીને નવરોજી કાલેજમાં ગયા અને જાંહગીર કોણ છે તેની શોધ કરવા લાગા. આખરે જાંહગીરનેજ તેવણે જોયો પણ જાંહગીર તો તેવણને ઓળખતો ન હતો તેથી નવરોજી આગળ આવ્યો, અને 'કોણને પુછોચ' કરીને પુછયું. નવરોજીએ કોઈ ભળીતાનુંજ નામ દઈને પુછયું, પણ જાંહગીરે ના કહ્યું કે તે અહીં નથી, આગળ જઈને કોઈને પુછો. તે પછી થોડીક વાત કરીને નવરોજી તેની સાગ કેટલીક દોસ્તી હોય તેમ મળી ગયા ને સાહેબ શેકહેન્ડ કરીને છુટા પડયા અને છુટા પડતી વખત કહ્યું કે "હું થોડે થોડે દીવસે એ તરફ કામે આવું છું વાસ્તે તમોને મળતો જઈશ." એવી રીતે વાત કરીને નવરોજી છુટા પડયા.

નવરોજી ત્રણ ચાર દીને તે તરફ જાય ને જાંહગીરને મળે અને કંઈ કંઈ વાત કરીને તેનું મન હરી લીધું. આખરે ૪) માસ નીકળી ગયા અને એક દીને જાંહગીરને નવરોજીએ પોતાને ઘર આવવા ઘણી બોહસ કીધી. પેહેલાં જાંહગીરે ના પાડયું કે 'હાલમાં તો નહી બનશે, બીજી વખત આવીશ.' પણ નવરોજીએ ઘણી બોહસ કીધી તેથી જાંહગીરને જવાની ફરજ પડી. ઘેર ગયા પછી કેટલીક વાત કીધી અને દારૂ પાયો. જાંહગીર કોઈ દીને પણ દારૂ પીયે નહી, પણ નવરોજીએ ઘણી બોહસ કરીને પાયો, કારણકે નવરોજી પોતે છાકટો ને જુગારી માણસ હતો અને સઘળો પૈસો જુગારમાંજ મેળવ્યો હતો અને મોટો ભાગ ગુમાવ્યો પણ હતો. હવે જ્યારે થોડુંક પાસે રહ્યું ત્યારે તેથી જતું રહેશે એવું ધારીને હાલમાં જુગારખાનાની ભેટ નહી લેતા. આસતે આસતે જાંહગીરનો પગ નવરોજીને ત્યાં વધારે ને વધારે આવતોજ ગયો, પણ જાંહગીર નહી જાણનો કે શીરીન સાથે પરણવાની ઉમેદ રાખે છે તે એજ બુઢો છે, અને શીરીનના બાવાનું ઘર પણ તેને માલમ નથી. તે હમેશ મામાની સાથે મઘરાજ રહેતો હતો, પણ જ્યારથી મેટ્રીકની પરીક્ષા પસાર કીધી ત્યારથી અમદાવાદ આવ્યો અને ત્યાં થોડુંક રહી મુંબઈની કાલેજમાં દાખલ થયો,

જ્યાં અમદાવાદમાં શીરીન સાથે તેને પીછાણુ પડી અને શીરીનનાં માસીની પડોસમાંજ રહેતો. હાલ મુંબઈમાં છે અને શીરીનના બાપનું ઘેર પણ તેને માલમ નથી. હવે આસતે આસતે જાંહગીર પણ દારૂ પીવા લાગો અને નવરોજીનો ઘણો માનીતો થયો.

એક દીને નવરોજીએ જાંહગીરને ખુબ દારૂ પાયો અને તેને આંગળેથી વીટી કહાડી લીધી અને વાતપરથી વાત કહાડીને ઘણીજ દલગીરી સાથે કહ્યું કે, "આજે મહીનો દીવસ થયો મેં કેટલુંક ઝવેરાત ખરીદ્યું હતું અને તેમાંથી કેટલાક મારા દોસ્તોએ મારી પાસે ઉછીનું લીધું, જેમાં એક બાઈ મારી પાસે રૂ.૩૫૦ ની કીમતની વીટી લઈ ગઈ છે, જેનું હજી સુધી દામ પણ પાછું નથી મોકલ્યું, કે નથી તે વીટી મોકલી, વાસ્તે દીકરા તુંને એક મેહનત આપું છું કે, મારી તરફથી ચીઠી લખ, મારા હાથે જરા અડચણ છે તેથી મારાથી નથી લખાતું.

જાંહગીરે મોટી ખુશી સાથે લખવા કહયું અને નવરોજીએ નીચે મુજબ ચીઠી લખાવીઃ—

મેહેરબાન બેહેન,

જત આએ માણસ પાસે મેં તમારી આપેલી ચીજ તથા ચીઠી મોકલી છે તે લઈને મારી વીટી મોકલી આપજો, કારણ કે હવે તમારે વીશે મને કશું સારૂં મત નથી એજ અરજ.

લા૦ દુવાગીર બાઇ,

એટલું કહી ટુક ચીઠી લખાવી લીધી, અને તે બાઈનું નામ તથા પોતાનું નામ પોતે લખવા કહયું અને ચીઠી હાવી ઊચી કીધી. કેટલીક વાતચીત કરવા બાદ જાંહગીર પાછો કાલેજમાં ગયો; તેનું રહેવાનું પણ જ્યાં શીખતો હતો તેની પાસેજ હતું. હવે બીજે દીને નવરોજીએ નોકરની પાસે તે ચીઠી તથા જાંહગીરને આંગળેથી જે વીટી કહાડી હતી તે વીટી શીરીનપર મોકલી. સાંજનો વખત હતો, બચુબાઈ ને જમશેદજી ફરવા ગયાં હતાં ને શીરીન બેઠી બેઠી નાગરનો કોટ ગુંથતી હતી, તેટલાં નાગરની આયાએ આવીને શીરીનના હાથમાં પેલી ચીઠી ને વીટી આપી કે બહાર કોઈ માણુસ ઉભું'ચ ને તમોને આપવા જણાવ્યું. તુરત શીરીને ચીઠી લઈને ઝડપમાં ઉખેડીને વાંચી અને રડમસ થઈને થરથર ધ્રુજવા લાગી. આખરે તેણીએ પેલી જાંહગીરની આપેલી વીટી લાવીને આયાને આપી, કે જે ચીઠી લાવ્યું તેને આપે, અને કશો જવાબ લખી નહી આપ્યો. શું કરવું ને શું નહી તે કશું સુઝ પડયું નહી અને જાંહગીરની બેવફાઈ વીશે હજારો વીચાર આવ્યા. તુરત તેણીએ ગુંથવાનું મુકી દીધું અને પોતાના ઓરડામાં જઈને 'જાંહગીરનાં દીલમાં શું હશે' કરીને હજાર વીચાર કરતી બેઠી.

હવે નવરોજીએ જાંહગીર પાસે ચીઠી લખાવી લીધા પછી જાંહગીરના જેવાજ હરફે શીરીનનું નામ લખ્યું ને લા૦ પણ તેનું નામે લખ્યું. વાંચનાર જાણે છે કે શીરીનની ને જાંહગી[illegible] વાત એણે સાંભળી હતી અને તેથીજ એવું ચોકઠું માંડયું. [illegible]ન પણ જાંહગીરના હરફ જાણુતી હતી, જેથી તુરત ઓ[illegible]પે વીટી આપી દીધી.

બીજે દીને જાંહગીરને પોતાને આંગળે વીટી નહી દેખાઈ, જેથી ઘણી શોધ કીધી, પણ નહીજ મળી; આખરે તે નવરોજીને ત્યાં શોધવા આવ્યો, પણ નવરોજીએ ના કહયું કે "અહીં કંઈ છે નહી, તમો ગયા ત્યાં સુધી તો તમારા હાથપર હતી."

પોતે શીરીનને આપેલી વીટી નવરોજીને હાથે જોઇને જાંહગીરફ ગભાઈને ઉભો રહયો. થોડે વારે નવરોજીને પુછ્યું કે "આએ વીટી તમો પાસે કયાંથી આવી?"

"એ તો મારી બાયડીએ હું અદરાયો ત્યારે પેહરાવી" (નવરોજી અચકાઈ અચકાઈને બોલ્યા).

શું તમો અદરાયા? કોણુની સાથે? (જાંહગીર બોલ્યો)

હમારી પડોસમાં જમશેદજી છે તેની શીરીનબાઈ નામની છોકરી છે, તેણી સાથે.

આથી કાચા કાનનો જાંહગીર ગુસ્સાભેર ચાલી ગયો અને તેનાં મનમાં હજારો વીચાર આવ્યા. શીરીન કેવી બેવફા થઈ તેને દગો દીધો, એવું ધારીને શીરીન વીશે તેને ધીક્કાર છુટો અને કોઈ પણ ઓરત ઉપર વીશ્વાસ નહી રાખવો એમ આખે રસતે વીચાર કરતો તે ઘેર જઈ પુગો. અફસોસ! વેહેમ એ ઘણોજ બુરો છે. માણુસને એક વાર વેહેમ બેસે છે તે કદી દીલમાંથી નીકળતો નથી.

બીજે દીને જમશેદજીને ત્યાં નવરોજી ગયા. તે દીને શનવાર હોવાથી બેંડ જોવા સઘળાંની સાથે જવા કહયું, જે બચુબાઈને ઘણું પસંદ આવ્યું. સાંજે સરવે જણાં જવા તૈયાર થયાં, પણ શીરીને જવા ના કહયું, જેથી બચુબાઈ ગુસ્સે થયાં અને જમશેદજી આગળ ફરયાદ કીધી, "ઓવાય એથી તે કંઈ જુલમ હશે, સાથે આવવા કહયું તે ના કહેછે, હાથે કરીને કોઈની આગળ મને ખરાબ લગડાવે છે, કોઇ કહેશે પોતે ફરવા જાયચ ને સાવકી દીકરી પર જુલમ ગુજારી તેને ઘેરમાં ગાંધી રાખે છે" એમ મોટે મોટે બોલવા બેઠાં; સાથે સાથે જમશેદજીબી બખાડવા લાગા, જેથી શીરીન પણ આવવા તૈયાર થઇ. જો કે બચુબાઈ કોઈ દીન પણ શીરીનને સાથે લઈ ગયાં નથી અને આજેજ પેહેલ વેહેલી લઈ જાય છે; આજેબી નહીજ લઈ જતે, પણ સાથે નવરોજી હતા તેથી લઈ જાય છે.

સઘળાં જણાં તૈયાર થઈને આવ્યાં, ગાડી કોટને રસ્તેથી લેવાડી. કમનસીબે કોટને રસ્તેજ જાંહગીર પણ એક કમપાઊંડમાં ઉભેલો જણાયો અને તેની તથા શીરીનની નજર એક થઈ. એ જોઈને નવરોજી ઘણા ખુશી થયા. હવે જાંહગીરનો વેહેમ મજબુત થયો. શીરીન પણ મનમાં ને મનમાં પજરવા લાગી. સરવે ખુશીમાં હતાં, પણ શીરીનનેજ આજે ઠીક નહી લાગ્યું. હવે ફરી હરીને રાતે ૭ વાગે ઘેર આવ્યાં. શીરીન માથું દુઃખે છે કરીને ભુખી સુઈ ગઈ. રાત દીન શીરીન જાંહગીરના બળાપામાં ઝુરાતી ગઈ, તેણીનો ચેહરો ઉતરીને ફીકો થઈ ગયો, દહાડે દહાડે ઘણીજ ગળાતી ચાલી અને તેણીમાં કશી તાકાદ રહી નહી. એવી રીતે હાડમારી તથા માંદગીમાં આખું વરસ નીકળી ગયું. શીરીનનાં માસીનું પણ કશું કાગજ આવ્યું નહી, કારણ તેવણુને જમશેદજીનાં બોલવાથી ઘણો ગુસ્સો લાગો હતો. તેવ-

ણુનો શીરીનમાં જીવ હતો, તેથી તેવણુ વારેઘડીએ નણંદ પર કાગળ લખીને શીરીન વીશેના સમાચાર મંગાવતાં હતાં.

આખરે શીરીન ઘણી સીક પડી તેથી જમશેદજીએ ડાકટરને તેડાવવા કહ્યું, પણ બચુબાઇએ ના કહ્યું; "એ તો ઘેરના છાલા પાળાથી સારી થશે." પણ નહી, તેથી તો શીરીન વધારે ને વધારે સીક થતી ચાલી. અંતે જમશેદજીએ ડાકટરને તેડાવયો, ડાકટરે હવા ફેરબદલ કરવા કહી, પણ નહી, બચુબાઇને તેણી વીચાર ઠીક નહી લાગો. "આપણું આવું મજાનું ઘેર મુકીને કયાં જાય?" એમ કહી તેવણે ગાંડી વાળ્યું. શીરીનને કશો ફેર પડયો નહી. શીરીનની માંદગી વીશે ગુલબાઈએ જાણ્યું, જેથી તેવણુ તુરત મુંબાઈ આવયાં ને નણંદને ઘેર ઉતરયાં. તેવણુ રોજ શીરીન આગળ જાય, દવા દારૂની પુરતી સંભાળ રાખે, અને શીરીનની ઘણી જતન કરવા લાગાં પણ શીરીનને ફેર પડયો નહી, જેથી જમશેદજીએ શીરીનને ગુલબાઈ સાથે અમદાવાદ મોકલવા કહી.

## મકરણ ૪ થું.

### શીરીન તથા જાંહાંગીરનો મેલાપ.

એક દીને શીરીન અજેટાઇને કયસરે હિન્દ વાંચે છે, જે વાંચતાં ઘણી ખુશીમાં આવી. તેની આગળ તેણીનાં માસી ઉભાં હતાં. "કાંય શીરીન શું છે? આજે એટલી ખુશી છે?"

"માસીજી, આપણી પાસે અમદાવાદમાં જાંહગીર હતો તે ડાકટર થયો. આપ શું વાંચોની?" શીરીનનાં માસી પણ વાંચીને ખુશી થયાં.

હું ધારંચકે હવે એ મુંબાઈજ રહેશે. એણે દવાખાનું સો કાહાડયું છે લારે (ગુલબાઈ બોલયાં).

પણ તેટલાંતો શીરીનની આંખમાં પાણી ભરાઈ આવ્યાં અને રડગસ થઈ ગઈ. ગુલબાઈએ એ શું છે તે જાણવા માંગયું. શીરીન પહેલે કહેવાને ઘણી શરમાયા કીધી, પણ પછી સઘળું ખોલાસેથી કહયું. એ સમજીને ગુલબાઈ ઘણાં દલગીર થયાં અને જાંહગીર વીશે તેવણુને પણ ધીક્કાર છુટો.

એક દીને સાંજની વેળાએ શીરીન માસીની સાથે ફરવા ગઈ. દરયે જતાં પવન ઘણો ખુશનુમાં લાગો, બેઉ જણુ લાં બેઠાં. થોડી વારે શીરીનની નજર દુર એક પગદીપર પડી. જોઈને ઘણી અજબ થઈ, લાંતો કોઈ નહી પણ જાંહગીરને બેઠેલો જોયો. તુરત શીરીનને ઘણી ખુશાલી લાગી, પણ તુરત આગળા બનાવ યાદ આવતાં તેણીની સઘળી આશા ભંગ થઈ ગઈ, તોબી જાંહગીરને બેવફા થવાનું કારણ શું તે જાંહગીરને મોહડેથીજ સાંભળવાના હેતુથી જાંહગીર આગળ ગઈ. તેણીએ જતાંજ જાંહગીરનો હાથ પકડયો. જાંહગીર તેને જોતાંજ ગુસ્સે થઈ ગયો.

"તુંને શરમ નથી આવતી, અગરજો તુંને જરાબી શરમ હોય તો મારી આગળથી ચાલી જા. નીકળ મારી આગળથી, એવાજ તારા સાચ્ચા કોલ ને વચન કે, હું નહી ધારતો હતો કે તારામાં મક્કર ને દગો છે."

"પણ જાંહગીર, એમાં મારો શું વાંક? દગો તો તેં કીધો, કોલ આપીને તો તુંજ ફરી ગયો. દગાબાજ તો તું નીકળ્યો, વચનથી બેવચન તું થયો, ચીઠી પણ તેં મંગાવી લીધી ને ઉલટી રીતે મનેજ બદનામી આપતાં તુંને શરમ નથી આવતી!"

હજી તો શીરીન બોલે છે તેટલાં જાંહગીર તેનો હાથ પકડીને ચાલતો થયો.

"તું ઘણી મક્કરબાજ છે, તું શું એમ જાણતી હશે કે હું કાંઈ જાણતોજ નથી? એક ખુદા સાથે અદરાઈ ચુકી અને હજુ મને ઉડાવેચ. ઓ ખોદા એના જેવીબી કોઈ ઓરત હશે!"

પણ તેટલાં પાછો અટકી ગયો અને મન સાથ બબડવા લાગો, 'જોઊં તો ખરો કે હજુ એ મને શું કહેવા માંગેચ' અને પાછો શીરીન આગળ ગયો.

તું મને શું કહેવા માગેચ, જે હોય તે મને જલદી કહે. (જાંહગીર બોલ્યો).

તુરત શીરીને પેલી ચીઠી દેખાડી. "જો જાંહગીર આએજ તે ચીઠી ચીઠી સાથે મારીપર મોકલી તે, જોઉં હવે ના કહેની!"

જાંહગીર તુરત ફગલાઈ ગયો અને ઘણી અચરતી સાથે જોવા લાગો કે એ ચીઠી તો તેની પાસેથી ગુમાઇ ગઈ હતી તે હતી, અને શીરીન પાસે કયાંથી આવી. કેટલોકવાર ચુપ ઉભો, પછી વીચાર આવ્યો કે આ બધાં નવરોજીનાં કારસ્તાન હોવાં જોઈયે; મારી પાસે ચીઠી પણ તેણેજ લખાવી લીધી, કાંય નહી એણે એ ચીઠી શીરીનપર મોકલી હોય ને મારી મંગાવી હોય, ને મને દેખાડવા પોતે પેહરી હોય. હવે સઘળો વીચાર જાંહગીરને આવ્યો અને શીરીન પાસે તે ચીઠી કેવી રીતે આવી તે વીશે ખોલાસો પુછયો. શીરીને સઘળો ખોલાસો કીધો. હવે જાંહગીર ઘણોજ પસ્તાવા લાગો, હવેજ તેને આગળો બનાવ યાદ આવ્યો અને પોતાની ભુલ માલમ પડવેથી શીરીન પાસે માફ માગવા લાગો. કેટલોક વાર વાત કીધા પછી શીરીન જાંહગીરને માસી આગળ લઈ ગઈ અને નવરોજીનાં કાવતરાં વીશે અવળથી આખર સુધી કહયું ને ગુલબાઈ ઘણાં અચરત થયાં. વાતચીત કીધા પછી જાંહગીરે જણાવ્યું કે મારોબી અત્રેજ રહેવાનો વીચાર છે, ને પરમ દીને મારાં માતાજી, મામા સર્વે મુંબઇ આવશે, કારણ કે મારા મામા, જેવણુ એક સ્કુલ માસ્તર છે, તેવણુની અત્રેની એક જાહેર સ્કુલમાં બદલી થઈ છે. આએ સાંભળી ગુલબાઈ તેમજ શીરીન ઘણાં ખુશી થયાં અને બીજે દીને ઘેર આવવા વીશે તેડું કરીને ઘેર ગયાં.

## મકરણ ૫ મું.

### નવરોજીનાં ધણીઆંણી—જાંહગીર કોણ?

બીજે દીને જાંહગીર શીરીનને ઘેર ગયો. શીરીનના [illegible] વાબી ઘરમાંજ હતા, તેવણે પણ જાંહગીરને આવકાર દીધો પછી જાંહગીર સાથે નવરોજીએ જે ચાલ ચલાવી તે વી[illegible] ગુલબાઈએ વાત કીધી, પણ બચુબાઈનાં ધ્યાનમાં નહી આવ્યું અને બધી બનાવત છે એવું વીચારયું. કેટલોક વખત બેઠા પછી જાંહગીર જવા ઉઠયો. ગુલબાઈએ તેને તેનાં માયને લઈને બી[illegible]

દીને આવવા વીશે તેડું કીધું, જે જાંહગીરે કબુલ્યું ને ત્યાંથી રૂખસદ લીધી. વચમાં બે ત્રણ દીવસ ગયા પણ જાંહગીર આવ્યો નહી, જેથી ગુલબાઈને વેહેમ ગયો. તેવણે રામા પાસે ચીઠી મોકલીને જાંહગીરનાં માય (દીનબાઈ) ને તેડાવ્યાં, જેવણ બીજે દીને જાંહગીર સાથે જમશેદજીને ત્યાં આવ્યાં, જે વુખતે નવરોજી પણ જમશેદજીને ત્યાંજ બેઠેલા હતા. નવરોજી દીનબાઈને જોતાંજ ધાસ્તીથી ધ્રુજવા લાગા અને જાંહગીરનાં માય દીનબાઈબી તેવણને જોઈને અજબ થઈ ગયાં. "કાંય નવરોજી તમે અહીં કયાંથી આવ્યા?" હજુ તો દીનબાઈ પુછેય તેટલાંજ નવરોજીને ખશીયાણું લાગ્યું, કે પાપ ફુટશે ને ફજેતી થશે, એવું ધારીને ગુપચુપ ચાલતી પકડી. તેવણના ગયા પછી ગુલબાઈએ પુછ્યું, "કાંય દીનબાઈ એવણને તમે ઓળખોછો શું ?"

હાજી, નહી કાંય ઓળખું, એવણ મારા ધણી થાય.

શું તમારા ધણી થાય ! ગુલબાઈએ ઘણાં અજબ થઈ પુછ્યું.

હાજી, એવણ મારા પરણેતર ધણી થાય, જે વીશે મેં તમારી આગળ બધી વાત કીધી હતી તે એવણ.

આએ સાંભળીને બચુબાઈ તથા જમશેદજી તો એક બોલ બોલ્યા વગર ચુપ થઈને ઉભાં, સરવે એકમેકનું મોહું જોવા લાગાં. ગુલબાઈએ નવરોજી વીશેની વાત દીનબાઈને બચુબાઈ આગળ કરવા કહી, કારણકે બચુબાઈને નવરોજી વીશે ઘણું સારૂં મન હતું.

દીનબાઈએ નવરોજી વીશેની સઘળી વાત જાહેર કીધી.

"પણ એવણની તો બઈરી ગુજરી ગયાને ૧૫ વરસ થયાં ને ?" બચુબાઈ બોલ્યાં.

"નહીરે માય, કોણે કહ્યું, મારી તમો વાત તો સાંભળો, પછી તમે વધારે અજબ થશો. જ્યારે હું ૧૮ વરસની હતી ત્યારે મારા કાકા સાથે હું મધરાસ રહેતી અને એ પણ એનાં માય સાથે ત્યાં રહેતાક હતા. એની બે બેહેન તો મુંબઈ પરણેલીજ હતી. એ નવરોજીના બેહેસતી બાપની ત્યાં ફરનીચરની દુકાન હતી, જ્યાં એને આવક પણ સારી થતી હતી. મારા કાકા સાથે એને સારી પીછાણ હતી. એક દીને એનાં માય મારી કાકી આગળ મારૂં માગું લાવ્યાં; મારી કાકીએ કાકાને તથા મારી મરજી પુછીને હમુને અદરાવ્યાં અને ૭ મહીનામાં હમારાં લગન પણ કીધાં. ત્યાર બાદ ભાયગે મારાં સાસુ ૧ વરસથી જીવ્યાં હોયતો. પછી તેવણ બેહેસ્તી થયાં ત્યાર પછી હમો મારા કાકાની સાથેજ જઈને રહયાં. ભાયગે હમે બે વરસથી સલાહ સંપજથી રહયાં હોઈયે; ત્યાર પછી હમોને તુરાકાનું ચાલ્યું—ખરાબ દોસ્તોની સોબત કરે, દારૂ પીએ, જુગાર રમે, દશ દશ બાર બાર દીવસ બીલીપરડમાં રહે, ઘરમાં આવવાની વાતજ નહી, ને જેબી કંઈ હતું તે બધું જુગારમાં હારી ખાધું, છેલે દુકાનબી વેચી ને સામું ૭ હજારનું કરજ કીધું; માગનારાઓ પકડવા આવ્યા, જેથી મારા કાકાએ મોટી રકમ આપીને છોડવ્યો, તોપણ જુગારનો તેમજ દારૂનો લખ છોડયો નહી. જ્યારેબી ઘરમાં આવે ત્યારે બાંજફોડ મારફાડ કરે ને પાછો જાય, જાુસ કપડાં જે હતું તે વેચી ખાધું ને છેલે મારા કાકાને કહે જે હું તો એની સાથે છુટા છેડા કરૂંય. મારા કાકા પણ ગુસ્સે થઈ ગયા ને બેલાશક કરવા કહયું, જેની થોડે દીવસે તો એવણ કોણ જાણે કયાં ગેપ થઈ ગયા, ઘણી શોધ કીધી પણ એવણનો પત્તો નહી મળ્યો ને પછવાડે કરજ પણ ઘણું કરીને નાહસી ગયા. તે વખતે જાંહગીર ૭ વરસનો હતો ને આજે જહાંગીરને ૨૪ મું વરસ ચાલે છે. ત્યાર પછી હમો મારા ભાઈને ત્યાં અમદાવાદ આવ્યાં ને મારા ભાઈએજ જાંહગીરને કેળવણી પણ આપી. નવરોજીને ઘેર છોડયાને ૧૭ વરસ થયાં." એટલું બોલીને દીનબાઈ ઘણાં રડવા લાગાં અને જાંહગીર પણ દલગીર ચેહેરે ઉભો. હવેજ બચુબાઈ તથા જમશેદજીની ખાતરી થઈ કે નવરોજી આવા નેકનામ છે, કારણકે નવરોજી વીશે એ લોકને ઊંચું મત હતું. હવે સર્વેને નવરોજી કેવું માણસ છે તે વીશેનો અનુભવ મળ્યો. હવેજ બચુબાઈ અને જમશેદજી પણ શીરીન તરફ જે ઘાતકીપણું વાપર્યું તે વીશે પસતાવા લાગાં. કેટલીક વાત કીધા પછી દીનબાઈએ શીરીનના હાથની માગણી કીધી, જે જમશેદજી તેમજ બચુબાઈએ મોટી ખુશીથી કબુલ રાખી અને સરવે ખુશી થયાં.

બીજે દીને જમશેદજીએ નવરોજીને ઘર જવા કહયું અને દીનબાઈ સાથે તેમજ જાંહગીર સાથે દોસ્તી કરાવવાનું માથે લીધું. પછી જાંહગીર અને દીનબાઈએ બીજે દીને આવવા કહીને ત્યાંથી રૂખસદ લીધી.

## પ્રકરણ ૬ ઠું.

### જાંહગીર સાથ શીરીનનાં લગન.

નવરોજી ઘર ગયા પછી, જાંહગીર સાથે જે અણઘટતી ચાલ ચલાવી તે વીશે પસતાવા લાગા અને જાંહગીરને પોતાનો છોકરો જાણીને ઘણા ખુશી થયા, પણ બચુબાઈને તથા જમશેદજીને મોહડું શું દેખડાવે !

બીજે દીને જમશેદજી પાછા નવરોજી આગળ ગયા અને દીનબાઈની કહેલી બધી વાત કહી. આથી નવરોજીને ખશીયાણું ઘણું લાગ્યું, પણ પોતાનોજ કસુર તેથી કશું બોલી શકયા નહી. આખરે પોતે કીધેલાં પાપનો પસતાવો કીધો અને જમશેદજી આગળ માફ માગીને સઘળો વાંક કબુલ કીધો અને બીજી વખત જે નવરોજી તવંગર થયા તે શેર સટ્ટામાં પૈસો મેળવ્યો હતો. પોતાની બેહેનો મુંબઈમાં હતી તેઓને પણ એવુંજ જણાવ્યું કે મેં છુટા છેડા કીધાય. અંતે નવરોજીને જમશેદજીએ સઘળું જણાવ્યું કે, હવે તમે જાંહગીર તથા દીનબાઈની સાથે રહેવો ને મેં તેમજ બચુએ પણ જાંહગીરનું શીરીન સાથે કારજ નકી કીધું છે, જેથી નવરોજી ખુશી થયા ને જમશેદજીની સાથે ઘેર આવ્યા. જાંહગીર સાથની ગેરવરતણુક વીશે પોતે બધું કબુલ કીધું, તથા તે લોકની છુપી રીતે વાત સહમજીને બેઉને વેહેમમાં નાખીને થોડો વખત ગુચવ્યાં કીધાં તે વીશે માફ માગી. જાંહગીરે તેમજ શીરીને તેવણને માફ કીધું.

હવે શીરીનની તબીયત પણ પાછી સુધરી આગળની માફક તેથી ફરતી હરતી થઈ. હાલમાં જમશેદજીને ત્યાં શીરીનનાં

લગનની ધુમધામ ચાલુ છે, ખાણીપીણી થાય છે, સરવે ખુશ-ખુશાલ છે. જાંહગીરના મામા પણ ઘણા ખુશી છે, તેવણ પણ હાલમાં નવરોજીના બંગલામાંજ ઉતરયા. દીનબાઈ તથા નવરોજી પાછાં સાથે રહયાં; નવરોજીએ દીનબાઈ સાથે ઘણીજ ખરાબ વરતણુકથી વરસા તે વીશે માફ માંગીને જાંહગીરને જે સારી કેળવણી આપી તે વીશે તેના મામાનો ઉપકાર માન્યો ને જાંહગીરનાં લગનની ધુમધામમાં પડયા. આઠ દીવસ વચમાં ગયા ને શીરીન સાથે જાંહગીરનાં ઘણી ધુમધામથી લગન થયાં. નવરોજી હવે શીરીનના સસરા થયા અને એક પરણેલી ઓરત છતાં દીકરી સમાન છોકરી સાથે પરણવા નીકળ્યા તેનો પુરતો પસતાવો કીધો. બચુબાઈ પણ હવે શીરીન તરફ જરા માયાળુ થયાં, કારણકે શીરીન મોટે ઘરની વહુ તેમજ બૈરી થઈ. શીરીનનાં મારી લગન વીતા પછી મહીને દહાડે પાછાં અમદાવાદ ગયાં.

મીસીસ આઈમાય કાવસજી પે. ડ્રાઈવર.

લગણ વીશે સલાહ—એક ડાકટર જુવાન પુરૂષોને નીચે પ્રમાણે લખે છેઃ—"મારા ધંધાએ મને બધી જાતની સ્ત્રીઓ વચ્ચે નાખ્યો છે, અને મારો અનુભવ મને શીખવે છે કે પરમેશ્વરે અંહી એક પુરૂષ સાથે સ્ત્રીને મુકવામાં તેના (ઇશ્વરના) પ્યારની જેટલી સાબેતી આપી છે તે કરતાં બીજી વધારે સાબેતી કદી પણ આપી નથી. મારી સલાહ છે કે—જાવો અને જે રીતથી અક્કલવાલી છોકરીને તમે પીછાણતા હોવો તેને તમુને પરણવાને પુછો. જો તેણી તમુને કબુલ કરે તો તેણીને કહજો કે તમારી આવક કેટલી છે અને તે કેવી રીતે તમે પેદા કરો છો. વળી તેણીને એમ પણ જણાવજો કે તમારી દોલતનાં છેલ્લાં દોહડાંમાંથી પણ તમો તેણીનો ભાગ પાડશો અને તેણીને તમારાં સઘળાં દીલથી ચાહશો; અને પછી તમારૂં વચન પાળજો. મારો બોલ માનજો, કે તેણી તમારી આવક ઉપરાંત ખરચ કરશે નહી, અને તમો જીવશો ત્યાં સુધી પસતાશો કે તમો જલદી શું કામ પરણ્યા નહી. બઈરાંઓનો ઉડાઉ ખરચ, અને બઈરાંઓની બોલવાની સરાહુગાત વીશે બકબકારો કરી હેરાન થતા અટકજો. બસ ફક્ત તમે તેણી તરફ સાચ્ચા રહેજો—તેણીને ખરાં દીલથી ચાહજો, અને તેણી કરતાં એક વધારે મમતાળુ, વધારે નીમકહલાલ અને વધારે સુરખ ગોલામ તમુને કદી પણ કેડે મલશે નહી. હું જાણું છું કે તમે તેણીને લાયકના થશો નહી, પણ તેણી તે કદી પણ જાણશે નહી."

પ્યાર શું ચીજ છે?—જ્યારે એક બાનુએ ડાકટર જોનસનને પુછયું કે "પ્યાર શું ચીજ છે?" ત્યારે તે બોલ્યો કે, "તે બેવકુફનું ડહાપણ છે, અને ડાહયાની બેવકુફી છે." જ્યારે ડ્રાઇડનને પણ એજ સવાલ પુછવામાં આવ્યો, ત્યારે તે બોલ્યો કે, "તે એવી ચીજ છે, કે જે મેં જોઈ છે, સાંભળી છે, અને તેનો અનુભવ પણ મને મળ્યો છે, પણ તે શું છે તે હું કદી બરાબર સમજી શકતો નથી."



## પરણવાને લગતી કેટલીક રમુજી અસલી નોંધો.



ગલંડમાં લગનની નોંધો ગઈ સદીમાં કેવી રીતે લેવાતી હતી, તેના કેટલાક હસવા સરખા દાખલા જણાયલા છે. તેમાં ઘણું અજાયબ જેવું એ દીસે છે કે, તે હેવાલમાં પરણતી છોકરીને લગતી કેટલીક બીના અને તેણી શું શું રીન લઈ જતી હતી તે આપતા હતા. દાખલા તરીકે, આ એક ૧૭૮૧ માં થયલાં લગનની નોધ આપ્યે છીયે, "રેવરંડ મી૦ રોજર વેન્ડ ઉમર વરસ ૨૬) તે ૮૦) ઉપર વરસની એક બાનુ સાથે પરણ્યા છે, કે જેણી તરફથી તેને ૮૦૦૦) પાઊંડ રોકડા, ૩૦૦) પાઊંડનું સાલયાનું અને ચાર ઘોડાની ગાડી જ્યાં તલીક જીવે ત્યાં વેરની મળી છે." હવે ચાર ઘોડાની ગાડીને મરી ગયા પછી તે શું કરવાનું હશે, તે વીચારવાનું આપણુને સોંપી ગયા છે.

બીજો એક દાખલો નીચે પ્રમાણે ૩ જી જુલાઈ ૧૭૮૪ નાં એક ન્યુસપેપરમાં આપે છે. "ગયા ભરેસપતવારે આ શેહરના વેપારી મી૦ જોન વોરમોલ્ડ મીસ રેબેક્કા થોમપસન સાથ પરણ્યા છે, કે જેણી રીતમાં ૪૦૦૦) પાઊંડ લાવી છે." આવી રીતનાં બાકાં ફુંકાતાં જોઇ આ લોકની ધણીયાણીઓ કેવી મગન થઈ હશે!

અસલી વખતનાં કેટલાંક અજાયબ જેવાં થયલાં લગનનો એક દાખલો નીચે પ્રમાણે છેઃ—

ગઈ સદીમાં થઈ ગયલા એક ઉમરાવે પોતાનાં દોસ્તોને પોતાનાં ઘેર માહેલી એક ચાકરડી સાથે અજાયબ જેવા સંજોગથી પરણી હેરત કરયા હતા. એવું કહે છે કે, તે એક પોતાનાજ જેવા ઊંચા દરજ્જાવાલી બાનુ સાથે અદરાયો હતો; લગનનો દીવસ આવ્યો અને દેવળમાં જવાની તે વરરાજા સઘળી તૈયારી કરતો હતો, તેટલાં કોઈ ખબર લાવ્યું કે તેની થનાર ધણીઆંણી તો કોઈ બીજા સાથ નાહસી ગઈ હતી. જરાક પણ આથી ઘભરાયા વીના તે ઉમરાવ ઠંડે પેટે પોતાના ઓરડામાં ગયો અને પોતાનાં ઘેરમાંની કારભારણને બોલાવી તેણીની અતી અજાયબી વચ્ચે પુછયું કે, ઘેરમાં કામ કરનારી ચાકરડીઓ માહે કોણ અદરાયા વીનાનું છે. તેણી ત્યાંથી ગઈ અને તલાસ કરી પાછી ફરતાં કહ્યું કે, ફકત એકજ જણ છે અને તે એક રાધણીમાં કામ કરનારી સુંદર, ગામડેની છોકરી છે. તે નામદારે તેણીને બોલાવી મંગાવી

અને પુછ્યું કે "તું મારી સાથ પરણવાને રાજી છે?" તે બોલ્યો "એક સ્ત્રી કે જેણી સાથ હું અદરાયો હતો, તે મને મુકી જતી રહી છે, પણ મેં તો આજે ઠેરાવજ કરયો છે કે એની બોંહસપર પરણું અને ફર પરણું." આ બોલોથી તે છોકરીની અજાયબીનું શું પુછવું? તેણીએ શરમાતી શરમાતી હા ભણી, અને પછી પોતાનાં સૌથી સરસ કપડાં પેહરી ગાડીમાં બેસી પોતાના શેઠની સાથે દેવળમાં ગઈ, જ્યાંથી તેણી ઉમરાવજાદી બની ઘેર આવી! આટલું તો સંતોષકારક છે કે, આ જોડું પછવાડેથી સુખી નીવડયું હતું.

એક ધર્મગુરૂ એક સ્ત્રીને માટે કહે છે કે, તેણી પોતાનાં લગનને દીવસે રેજીસ્ટરપર સહી કરવાને ગઈ. સહી કીધા પછી એક પળ વેર પોતાના અક્ષરો તીકી તીકીને નીહાળતી ઉભી અને પછી ઘણા ધીમા અવાજે જાણે પોતાનાં મન સાથ વાત કરતી હોય તેમ બોલી, "આ રેજીસ્ટરમાં પરણતી કન્યા તરીકે બીજી વાર મેં સહી કરી છે. હવે ફરીથી મને કરવી પડશે કે!" અલબત્તાં આ બોલો તેણીના બીજી વાર પરણેલા ધણીને બેચેન હાલતમાં મુકવાને બસ હતા.

હોન નામનો લખનાર એક રમુજી સગાઈનો દાખલો આપે છે, જે માહોમાહે પરણવાથી અજાયબ જેવી રીતે ભેલમભેલા થઈ હતી.

એક હેવુડ નામના શખસને તેની પેહલી બાયડીથી બે દીકરી થઈ હતી, તેમાંની સૌથી વડી જોન કેર્શીક નામના ધણી સાથ પરણી અને નાની તેના છોકરા પીનર કેર્શીક સાથ પરણી; જોન કેર્શીકને તેની પેહલી બાયડીથી એક છોકરી હતી, કે જે બુઢા હેવુડ સાથ પરણી અને તેનેથી હેવુડને સાં એક છોકરો અવતરયો. હવે જોન કેર્શીકની બીજી બાયડી તે હેવુડની છોકરી પોતા માટે નીચે પ્રમાણે કહી શકે;—

મારો બાપ તે મારો જમાઈ,<br>
અને હું મારી માયની માય;<br>
મારી બેહેન તે મારી વહુ;<br>
અને હું મારા ભાઈની ભમાઈ.

હમણા થોડુંકની વાતપર મોસકો શેહરમાં એક અજાયબ જેવાં લગન થયાં છે, કે જેમાં પરણતી કન્યા પુશકળ દોલતવાળી બાવીસ વરસની અતી ખુબસુરત બાનું છે, અને વરરાજા તે સીતેર વરસનો ડોસો છે, અને તેનો ધંધો ભીખ માંગવાનો છે. એમ કરવાનું ખરૂં કારણ એ છે કે, આ જુવાન બાનુને દોલત તેણીના પરણ્યા પછીજ મળે એવું હતું. તેણીનાં સગાં વાહાલાંઓ તેણીને કોઈ એવા શખસ સાથ પરણાવતા હતા કે જેને તેણી ધીક્કારતી હતી; તોપણ તેણીને દોલતની ગરજ હતી અને તેથી તેણીએ પોતાનો વીચાર એક બુઢા ભીખારીપર બાંધ્યો, કે જેને તેણી કેટલાંક વરસો તુરીક ભીખ આપતી આવી હતી. તેણીએ તેને એવી સરતે એક નાની જેવી નાણાંની રકમ આપી કે તે પરણીને તરતજ છેકે જતો રહે અને ફરીથી તેણીને કદી જાય નહીં. આ સરતો તેણે ઘણી ખુશી સાથે કબુલ રાખી, અને તેઓનાં લગન થયાં, જે વેળા આખાં ગામના ભીખારીઓ તે કીયા જોવાને ભેગા મલ્યા હતા.

GOOL.



# ભરવા-ગુંથવા વશે.



WOOLLEN BOA.

આએ 'બો' (boa)-ને બનાવવાની રીત ઘણી સહેલી છે, અને ઘણી જલદીથી બની શકે છે. એ બનાવવાને વાસ્તે સૌથી જાડું પણ ઘણુંજ નરમ ઉન, સફેદ અથવા કોઈબી જાતના ખુલા રંગનું લેવું. એક જાડો વાંકી અણીવાલો સુઈગો લઈ પહેલાં ૧૩૯ ટાંકા બનતાં સુધી ધીલા ગુંથો. પહેલી હાર—આંટો લીધા વગર, ૧૨ ટાંકા મુકી તેરમામાં એક વખત ગુંથો, ૧૨ સાંકરી પાસેની સાંકરીમાં આંટો લીધા વગર એક વખત, ૧૨ સાંકરી, પાસેની સાંકરીમાં એક વખત, એ પ્રમાણે આખી લાઈન ગુંથાં જાઓ. બીજી હાર—ગુંથવાનું ફેરવ્યા વગર તેની સામી બાજુએ પહેલી હારની માફક આખી લાઈન ગુંથી જાવો. ત્રીજી હાર—૧૨ સાંકરી, પહેલી હારના ગુંઠેલા આંટો લીધા વગરના પહેલા ટાંકામાં, આંટો લીધા વગર એક વખત, ૧૨ સાંકરી, એ પ્રમાણે આખી લાઈન ગુંથી જાવો. જો વધારે જાડું બનાવવું હોય તો જેમ બીજી હાર સામી બાજુએ ગુંથી છે તેમ ગમે તો એક હાર વધારે ગુંથવી.

હવે એક લાંબો રીબીનનો કટકો લઈ; ગળાંમાં જેટલો ભાગ આવે તેટલા ભાગમાં પોઈ નમુનામાં દેખાડયા પ્રમાણે તેનો "બો" બનાવો. રીબીનનો "બો" નમુનામાં દેખાડયા કરતાં મોટો બનાવ્યાથી અને રીબીનના છેડા પણ મોટા રાખ્યાથી તે વધારે શોભા આપશે.

દીનબાઈ.

હાજરીમાં હું કોઈનેથી અપમાન કરવા, અથવા તો પોતાનો ગુસ્સો બહાર દેખડાવી દેવા દેતી નથી."

"પણ ગુલને વાઝને હાથ લગાડવાનું કામ શું?"

"કાંઈજ નહી—તેણીએ ફરીથી એક વાર મને નાતાબે થવાની અને છેતરવાની કોશેશ કીધી છે. તે એવી ભુલો છે કે જે માટે શીક્ષા કરવાની મારી ફરજ છે, પણ તે માટે તુંને તાણો મારવાનો હક નથી. ગુલ, મને એકદમ અને ટુંકમાં જવાબ આપ, તારો વાંક જણાઈ ગયો છે અને હવે ઉડાવવાનું સઘળું ફોકટ છે. તેં ફલાવર વાઝ ખીસાડયો હતો કે નહી?"

"હાજી." તે બાળક ડચકાંથી ગુંગળાતું બોલ્યું.

"તુંને યાદ હતુ કે મેં તમો બધાંને તે ખસાડવાની મનાઈ કીધી હતી?"

"હાજી." ગુલે પાછો જવાબ આપ્યો.

"અને તેણી જે ચીજની મેં મનાઈ કીધી હતી તે તેં કીધી. ખચીત આએ ઘણું અજબ જેવુ છે, કે એવીજ જાતના વાંક માટે તેં થોડાક મહીનાની વાત પર માફ માંગી હતી, અને તોબી તેજ વાંક તેં પાછો કીધો છે. ખીસાડવાનું તને કામ શું હતું?"

થોડો વાર તેણી અચકાઈ, જેથી કમનસીબે બીજાઓને શક મજબુત થયો કે તેણી ફરીથી ઉડાવવાની કોશેશ કરતી હતી.

"એક ચોપડી પછવાડે પડી ગઈ હતી તે કહાડવા."

"જ્યાં સુધી એક ચોપડીને પછવાડે નાખવામાં નહી આવે ત્યાં સુધી હું નહી જાણુતી કે તે ત્યાં કેમ [illegible]. વળી તું [illegible] મળી બોલી હતી કે તેં પેલું તુટી પડેલું ફુલ [illegible]પાવવાને વાસતે પાછું સરખું કરીને મુકયું નહી હતું. એ બેમાંનું કયું માનવું તે હું સહમજી શકતી નથી. હમણાં તું ઓરડામાંથી ચાલી કેમ ગઈ હતી?"

"કારણ—કારણ કે—હું જાણુતી હતી કે તમે મને પુછશો—અને—મને લાગું કે સાચ્ચું કહી દેવાની મારામાં હીમત નહી હતી—અને હું જાણુતી હતી—કે તમે એટલાં—એટલાં તો ગુસ્સે થઈ જશો." આ તેણીના બોલો મુશકેલીથી સહમજાતા હતા.

"ગુલ, મારી નાખુશીની બીહકે તુંને પેહલોજ વાંક કરતાં અટકાવી હતે, અને વળી વાંક કરી તે પર જુઠું બોલી એવડો ગુનાહ કીધો નહી હતે તો હું વધારે ખુશી થતે. જો કે આએ ખુશાલી અને મોજ મજાહના દહાડામાં તુંને શીક્ષા કરતાં મને ઘણું દુઃખ લાગે છે, તોપણ ભવીષમાં ફરીથી તું એવો વાંક નહી કરે તે માટે હું તુંને જો શીક્ષા નહી કરે તો તારા ગુનાહમાં મેંબી ભાગ લીધેલો કહેવાય. મેં તુંને એટલી તો વખત કહ્યું છે, કે જ્યારે તું ખોટું કામ કરે છે અને જુઠું બોલે છે ત્યારે તું મને જેટલી ગુસ્સે કરે છે તે કરતાં વધારે ખેદાને કરે છે, કે મને બીક લાગે છે કે હવે ફક્ત બોલોજ તારીપર અસર કરી શકવાના નથી. જા ગુલ, તારા ઓરડામાં જા. જ્યારે તારા ભાઈ અને માસીનાં છોકરાંઓને ખુશી ખુશાલીથી અને ફુરથી રમતાં તું જોશે, ત્યારેજ કદાચ એકલી પડવાથી તારી સુધ ઉધડશે અને તારા વાંકનો તું વીચાર કરશે. જ્યાં સુધી હું ધારૂં કે આએ બાબદ વીશે વીચાર કરવાને તુંને પુરતો વખત મળ્યો છે, ત્યાં સુધી તું ભણુવાના વખત સીવાય તારા ઓરડામાંથી બહાર નીકળતી ના; અને સાંજના મારી સાથે નહી પણ આયા સાથે થોડો વખત બાગમાં ફરવા જજે."

ગુલ કાંઈ પણ જવાબ દીધા વગર તેણીના ઓરડામાં ચાલી ગઈ. પણ દીનબાઈ તેવણુની દુઃખભરી લાગણી જે તેવણુની ભાણેજની ચાલથી ઉસકેરાઈ હતી, તે જલદીથી દાબી શકયાં નહી, અને તેથી તેવણુ પોતાની દીકરીઓની મોજ મજાહમાં ભાગ લઈ શકયાં નહી. પણ એકના વાંકને લીધે બાજાંને સજા કરવા તેવણુ નહી માગતાં હતાં, અને તેથી તેવણે ખોરશેદનો ગુસ્સો ઓછો કરવાની અને પીરોજા (કે જેની આંખમાંથી ગુલની દલગીરી જોઈ આંસુઓ પડતાં હતાં) ને ખુશ કરવાની કોશેશ કીધી અને તેવણુ તેમાં એટલે સુધી ફતેહ પામ્યાં, કે જે ચોપડી વાંચવાને લાવ્યાં હતાં તે તેઓને એક ખુશાલીભરી મોજ તરીકે થઈ પડી.

જ્યારે જાલે જોયું કે પોતાની ભુલને લીધે ગુલને કેટલું બધું ખમવું પડયું હતું, ત્યારે તે ઘણો દલગીર થયો, પણ સઘળું કબુલ કરી દેવાની તેનામાં હીમત ન હતી. તેનાં માસી ખાસ કરીને બોલ્યાં હતાં કે ગુલની નાતાબેદારી કરતાં તેણીનાં જુઠાંથી તેવણુ વધારે નાખુશ થયાં હતાં, અને તેણીએ જો પોતાનો વાંક એકદમ કબુલ કરી દીધો હતે તો આએ સારા પરબના દીવસે થોડી ઘણી સજા કરી તેવણુ તેને માફ કરતે. તેણે વીચાર કીધો "ફક્ત નાતાબેદારીમાં મારો ઘણોખરો વાંક છે અને તે જો હવે હું કબુલ કરૂં તો ગુલને કાંઈ ફાયદો થશે નહી. ત્યારે કહી દેવાનું કામ શું? અલબત જો તેણીની મરજી હશે તો હું કહી દેવશ. પણ ગુલ એમ જાણી જોઈને કેમ જુઠું બોલી?"

ભુલ મારીજ છે, ત્યારે તું શું કરવા તારા જીવને અમપો દુઃખ દેછે? અરે! જો હું હમેશાં સાચ્ચું બોલવાને શક્તીવાન થાઉં અને આટલી બધી બીહું નહી!—અરે હું જેવી ઈચ્છું છું તેવી ક્યારે થઈશ?"

આટલું બોલી તેણીએ એટલી તો નીરાશી અને દલગીરી ભરી રીતે પોતાનું માથું ટેબલ પર નાખ્યું કે જાલને ત્યાં વધારે વખત બોગનું અગવડભર્યું લાગ્યું. તે ફક્ત એટલાંથીજ સંતોષ પામ્યો કે તે તેણીને મદદ કરી શક્તો ન હતો. પણ જો તે તેણીને નાતાએ થવાને લલચાવતે નહી, તો તેણી જુઠું બોલ્યે નહી. એ નાપસંદ ખ્યાલ તેને વારંવાર આવ્યા કીધો અને તે લાગણી દુર કરવા જુદી જુદી મજાહમાં તે તેનું ધ્યાન રોકવા લાગો. બેસપત અને શુક્રવારે તે એટલી તો મજાહમાં પડયો કે તે તેણીને લગભગ ભુલી ગયો હતો, પણ એકાએક તેને ખ્યાલ આવ્યાથી ચોંકયો કે મેહેરજીભાઈને ત્યાં શુક્રવારે તેણીથી જવાશે નહી.

મેહેરજીભાઈ દર પરેટીને ટાંકણે પંચગનીનાં પારસી બાળકોને પોતાને ત્યાં એક નાની પારટી આપતા હતા, અને છોકરાંઓ પણ ઇંતેજારીથી આ દહાડાની રાહ જોતાં હતાં. ખોરશેદ કે જેણી છોકરાંઓની પારટીમાં જવાને ના પાડતી હતી, તેણી પણ અંહીયાં ખુશીથી જતી હતી, અને જાંહગીર તો એમજ કહેતો હતો કે જેવા મેહેરજીભાઈ બીજા માસ્તરોથી જુદા હતા, તેવીજ તેવણુને ત્યાંની પારટી પણ બીજી પારટીઓથી જુદી હતી. ગુલ પણ તે દીવસને માટે પીરોજાના જેટલીજ વાર જોતી હતી.

ફ્રાકટમાં પીરોજા, જાલ, જાંહગીર અને વળી મંચેરશાહે પણ તેણીને ત્યાં મોકલવાને કાલાવાલા કીધા. દીનબાઇનાં માયાળુ હૈયાંએ પણ તેવણુને તેમ કરવાને ઉસકેરયાં, પણ તેવણુ મક્કમ રહયાં.

"મારાં વાહાલાં છોકરાંઓ, મને પુછો ના," તેવણુ પણ કાલાવાલા કરતાં હોય તેમ બોલ્યાં, "હું તમોને ખાતરીથી કહું છું કે, જેટલું તમોને દુઃખ ઉપજે છે તેટલુંજ યાને તેથી પણ વધારે આ વેળાએ ના પાડતાં મને દુઃખ લાગે છે. જો પેહલી, બીજી અને ત્રીજીજ વેળાએ તેણીએ સચ્ચાઈનો અનાદર કીધો હતે તો તમારે ખાતર હું તેમ થવા દેતે, અને એવી આશા રાખતે કે ધીલી દોરી રાખ્યાથી પણ સખતાઈના જેટલુંજ સારૂં પરીણામ નીપજશે. પણ હવે હું તેમ થવાની આશા રાખી શકતી નથી. એનામાં આ ટેવ એટલી તો જડમુળથી બેસી ગઈ છે, કે હું બીહું છું કે જ્યાં સુધી મક્કમ મન કરીને શીક્ષા કરીશ નહી, ત્યાં સુધી તેનું ફતેહભર્યું પરીણામ આવશે નહી. ખોદા કરે ને તે ટેવ હું અંતે દુર કરી શકું."

તેવણુનો અવાજ અને બોલો એટલા તો દલગીર અને આતુરતાભર્યા હતા, કે ફક્ત તેવણુનાં છોકરાં કાલાવાલા કરતાંજ અટકી ન ગયાં, પણ ગુલ તેણીની ફરજમાં કેવી રીતે પછાત પડી હતી અને તેણીની ચાલથી તેઓની માતાને કેટલું દુઃખ ઉપજ્યું હતું, તેની અસર તેઓનાં મગજપર વધારે ગંભીરતાથી થઈ. જ્યારે તેઓ કાંઈ ખોટું કરતાં હતાં ત્યારે દીનબાઈ હમેશાં દુઃખા "તાં હતાં, પણ હમણાના જેટલાં દલગીર થતાં તેઓએ તેવણુને કદી પણ દીઠાં ન હતાં. જાલ તેનાં મારીની લાગણી તેવણુનાં છોકરાંઓ માફક જવલેજ સમજી શકતો હતો. પીરોજાએ ગુલ આગલ ઘરમાંજ રહેવાને બીહતાં બીહતાં પોતાની માને પુછયું. જાલે પણ તેણીને જોઈ તેમ કીધું, એવું ધારીને કે તેમ કરવામાં તે ઘણું મોટું મન દેખાડતો હતો. પણ બેઉને ના પાડવામાં આવ્યું, અને જાલે ધાર્યું કે તેણે તેની ફરજ બજાવી હતી.

ઘરમાંથી મંચેરશાહ, દીનબાઈ અને જાઈજી સુધાં સર્વે જણુ ગયાં. તેઓએ ઘણી ખુશનુમા સાંજ પસાર કીધી. ત્યાં રમત ગમત, નાચ રંગ અને ગાયણો એટલાં બધાં તો હતાં કે છોકરાંઓને ગુલનો કાંઈ ખ્યાલ ન આવ્યો તેમાં કાંઈ અજબ થવાનું નથી; ફક્ત દીનબાઈનેજ તેણીનો વીચાર આવતો હતો અને વધારે સખત થવા માટે તેવણુ ફરીથી અને ફરીથી પોતાને ઠપકો આપતાં હતાં. તેવણુ ધારતાં હતાં કે આથી કદાચ વધારે સારૂં પરીણામ નીપજતે, પણ તેવણુ શું કરે? તેવણુ બીજાં નબરવસ અને બેદરકાર માબાપોની હમણાં અદેખાઈ કરતાં હતાં; પણ તેવણુને મનસે પોતાની જવાબદારી માટે બેદરકાર રહેવું અશક્ત હતું. ગુલ વારંવાર આજારી ચાલ્યા કરતી હોવાથી તેણીની ગેરહાજરીએ ત્યાં વધારે ધ્યાન ખેંચ્યું નહી.—"મમાની ખુશી નહી હતી." ઉપલો જવાબ કોઈ ગુલ માટે પુછે તેને આપવાને તેવણે છોકરાંઓને ફરમાવ્યું હતું. તેવણુનો માયાળુ ખવાસ સર્વેને ખબર હોવાથી, તેણી આજારીજ હશે એ સીવાય બીજો ખ્યાલ કોઈને આવ્યોજ નહી. શીક્ષા સરાફની ગુલ તરફની નાપસંદગીથી કદાચ તેણીને તે માટે શક આવતે, પણ તેણી ત્યાં હતીજ નહી. શાવક અને આલાં તેઓના બાવા સાથે આવ્યાં હતાં પણ હીરાંબાઈ તો ત્યાં જવું તેવણુના દરજ્જાથી હલકું ધારતાં હતાં. ખોરશેદ, જો કે તેણી પોતે કબુલ ન કરતી હતી, તોપણુ શીક્ષા વગર વધારે સુખી અને ખુશી હતી.

શુક્રવાર કરતાં શનીવારે ગુલને ઘણું ખમવું પડયું. તેણી મેહેરજીભાઈને ત્યાં જવાને આશા રાખતી ન હતી અને ઇચ્છતી પણ ન હતી. પણ રાતનાં જતી વખતે જ્યારે પીરોજા રડતી આંખે તેણીને મલવા આવી ત્યારે તેણીને ઘણું લાગી આવ્યું; પણ દીનબાઈનો ધારો હતો કે શનીવારની રાતે દરેક છોકરાંના ઓરડામાં જઈ તેઓને બે સલાહના બોલો કહી દીલાસો આપવો. ગુલ ઘણું ઇચ્છતી હતી કે તેનાં માસી ત્યાં આવી તેણીને શીક્ષામાંથી મોકલી કરે, પણ દીનબાઈ આ વેળાએ મન મક્કમ કરી તેણીના ઓરડામાં ગયાંજ નહી, એવી આશાથી કે તેથી ગુલ પર વધારે અસર થશે. ગુલની ચાલ તેવણુ બરાબર સમજી શકતાં ન હોવાથી તેવણુ તેણી પર વધારે સખત થતાં હતાં, કે જેમ તેવણુ જો તેણીનો ખરો ખવાસ જાણુતે તો કદી કરતે નહી, કારણુ તે બાળક તો બીજાંના વાંક માટે પોતાનો ભોગ આપતું હતું. ગુલ જ્યારે થોડા વખતમાં તેની તેજ ભુલો પાછી કરે ત્યારે તેવણુ તેણીનો પસતાવો અને દલગીરી કેમ માની શકે? ખરેખર બીચારાં દીનબાઈની મુશકેલી બીજાં વધારે નબરવસ અને ઓછી કાળજીવાલાં માબાપો કરતાં વધારે ગુંચવણભરી હતી.

[સાંધણુ છે.] TWO OLD MAIDS.

## ગ પા ટા .



ગ્રેજી લખનારાઓમાંનો એક સૌથી સારો લખનાર ગપાટા માટે લખતાં જણાવે છે કે, દુનિયામાં જે સઘળું બીજાંઓ માટે બુરૂં બોલાય છે, તેનો અડધો અડધ ભાગ કાંઈ બુરી મતલબથી નહી, પણ મોજમજાહનાં પુરતાં સાંધણોની ગેરહાજરીથી ઉત્પન્ન થાય છે; અને હું ધારૂં છું કે બીજો અડધો ભાગ તેમની થોડી હદમાં અટકી રહેલી વિચારશકતી અને એકલપેટો સ્વભાવ પેદા કરે છે. વધારે ચહડતા પ્રકારની મોજો, કે જે મેળવવાનું મુશકેલ છે, અને જે પરથી વધારે સેહેલ અને સહમજી શકાય એવી મોજો પર તેઓ પોતાનું ધ્યાન દોડાવે છે અને અફસોસ! તે ફકત સાંકડાં મનની, સાધારણ પોત પોતાની વાતો પરજ આવી અટકી છે.

તેઓની મતલબ કોઈને નુકશાંન કરવાની હોતી નથી, અને વળી ઘણીવાર તેઓ એવી ભુલમાં ગોટાં ખાતાં માલમ પડે છે કે તેમની મતલબ તો સારૂં કરવાની છે અને તેમ કરવા માટેજ તેઓ પોતાનાં ભાઈબંધ મનુષ્ય તરફ સંભાળની નજર રાખે છે. તેઓ કદીબી એક જુઠો શબ્દ બોલે નહી કે કોઈની લાગણી દુઃખાય એવું કામ કરે નહી. નહી, કદીબી નહી! સૌથી મોટી નીંદાખોર સ્ત્રી પણ પોતાની વાત કાંઈ સારી મતલબથીજ કહે છે, યા તો એમ તેણી ધારે છે. વખત પસાર કરવા માટે કાંઈ નુકશાંન વગરના ગપાટાથી શરૂ કરે છે,—વખત કે જે પસાર થવો એટલો બધો ભારે લાગે છે! અને અંતે સુર્યની હેઠળ એક મોટી નુકશાંનકારક અને અપમાન ભરેલી ગપાટા મારનારી બને છે.

મને તમોને એક દાખલો આપવા દેઓ. મારી બે સહીઓએ પોતાની ખુશીથી કરેલો એકરારજ તમોને બતાવશે કે વખત પસાર કરવા માટે શરૂ કરેલી ગપાટા મારવાની ટેવ કેટલી બધી હદ સુધી વધતી જાય છે. જરબાઈ અને બચુબાઇ થોડો વખત હવા ફેરબદલ કરવા માટે મુંબઈથી મ—— ગયાં હતાં, ત્યાંની નાની ચુંટી કહાડેલી મંડળીમાંનાં એક કુટુંબ સાથ તેઓ રહેતાં હતાં; વખત પસાર કરવા માટે નવરોજી નવરાનાં નવાજબાઇ મોહલ્લા આગળની બારીએ બેસી ગપાટા ચલાવતાં:—

"અરે! પેલી માણેકબાઈને જોઈ કે, તેણીએ પેલી પીળી સાડી જે લાંબો વખત થયો બેસાનીયાની દુકાનમાં પડી રહી હતી, તે પેહરી છે. સસ્તામાં મળી હશે, કાંઈ શક નહી.

શીરીન, જલદી કર તો, અરદેશર અદગરાને ત્યાં ગયાં અઠવાડયાંમાં ત્રણ વખત પેલો જુવાન શખસ આવ્યો હતો, તેજ કે આય? આજના વખતના ઈત્તર જુવાન્યાઓમાંનો એક છે. મારાં પ્યારાં જરબાઈ, મને મારાં પડોશીઓની સામે એક પણ બોલ બોલવા ગમતો નથી, પણ હું મારી શીરીનને અરદેશરની છોકરીઓની માફક કદીબી ફરવા દેવું નહી. અરે! જુઓ તો પેલી ગાડી ફરીથી તેમનાં ઘર આગળ ઉભીચ,—અને તેબી વળી જ્યારે અરદેશર બહાર ગયો છે ત્યારેજ. એવું તો હું પેલી સોરાબજી સતાકની છકેલ ગુલીને માટેબી નહી માનું. લોકો કહે છે કે તેણીને સોરાબજી મુંબઈના એક કાપડયાની દુકાન ઉપરથી પરણી લાવ્યોછ.—" અને એ પ્રમાણે નવાજબાઈ નવરાં આગળ ચલાવતાં.

જરબાઈ વારંવાર તેમની દયા ખાતી, અને કહેતી કે તેણી અને બચુબાઇ કદીબી એટલી બધી હદ સુધીની મુર્ખાઈ અને અંતસ બતાવનારી નીચી સપાટીપર આવશે નહી. દહાડાઓ એ પ્રમાણે પસાર થતા હતા, અને અંતે તેણીને કાંઈ કરવાનું નહી હોવાથી બારી આગળ બેસી મોહલ્લામાં જેબી બનતું તે બીજાંઓને કહેવાની ટેવ પડી. આસ્તે આસ્તે તે એટલી તો વધી પડી કે તેમને પણ બીજાંઓની માફક હવે ગપાટા મારવા વના ચાલતું નથી અને હવે તેઓ કબુલ કરે છે કે, ફરીથી તેમનાં પડોશીઓ કરતાં વધારે બુદ્ધીમાન હોવાનો તેઓ દાવો કરશે નહી.

ગમે એવાં નુકશાનકારક અને ભયંકાર તેનાં પરીણામો નીપજે, તોપણ "આફતની માતા," એક જુની કહેવત કહે છે કે, "એક જીવડાની પાંખ કરતાં કાંઈ વધારે મોટી નથી." અત્રે મારે કહેવું જોઈયે કે, જ્યાં એક બોલ પુરતો હોય ત્યાં દજન બોલવાની ટેવ કોઈને કશું નુકશાન કરતી નથી, પણ આ એક દલગીર થવા જોગ સચ્ચાઇ છે, કે ધારણ કરેલાં પરીણામો જણાવવામાં, બોલવામાં બેદરકારી વાપરવામાં અને ખરી વાત જે છે તે નહી, પણ જેમ બોલનારને દીસ્તી હોય તેમ સામાં ધણીને જણાવવામાં, એવી થોડીજ સ્ત્રીઓ હશે કે જેઓ સચ્ચાઈને એકસરખી રીતે વળગી રહેતી હોય. પુરૂષો પોતાની રાજી ખુશીથી જુઠું બોલે છે, પણ સ્ત્રીઓના બાબમાં એથી ઉલટુંજ છે. એટલુંજ નહી, તેઓ ફકત એ વીચારથીજ ધ્રુજીને પાછળ હઠશે, તેઓ સચ્ચાઇને તેમનાં ખરાં દીલથી ચાહે છે; તોપણ વારંવાર સીધી રીતે નહી, તો આડકતરી રીતે તો જરૂરજ તેઓ સચ્ચાઈને ઉડાવે છે. જો સઘળાં લોકો પોતાનાં પડોશીઓ માટે તદન સાચ્ચુંજ બોલે, યા તેમની જીભને કાબુમાં રાખે—કે જે બની શકે એવો ઈલાજ છે, તો પછી ગપાટા વીશે ધાસ્તી રાખવાનું આપણને કશું કારણ રહે નહી; પણ લોકોનો મોટો ભાગ સાચ્ચું બોલતો નથી, તેઓ જે જોય છે, અથવા માને છે, કે વીચારે છે અથવા ઈચ્છે છે, તે બોલે છે. ચાલો, તેનો આપણે એક દાખલો લઈયે.

માણેકબાઈ એક દીવસે જાઈજીને મલવા ગયાં, અને પોતે શું બોલે છે તે જાણ્યા વગર, અથવા કાંઈ પણ વાત કરવાને ખુશી હોવાથી બોલ્યાં કે, તેવણે દીનબાઈને કહેતાં સાંભળ્યાં હતાં કે "તેવણ સંભાળ રાખશે કે તેમનાં છોકરાં જાઈજીનાં છોકરાં સાથ ફરે નહી." બેશક ખુલ્લાં દીલના ટીકા, કારણકે જ્યારે એમ બોલાયું હતું ત્યારે જાઈજીનાં એક નાનાં છોકરાંને ગોવરૂં આવ્યું હતું; પણ માણેકબાઈ બેધ્યાનપણાંમાં તે વાતને ત્રણ માસ વીતા બાદ બોલ્યાં ત્યારે ગોવરાંની વાત સઘળી ભુલી

ગયાં હતાં. પણ પોતે એમજ ધારતાં હતાં કે, તેનું કારણ જાઇજીનાં એકુ છોકરાંની અસભ્યતાનું હશે, અને એ મસે પેલી લાડમાં ઉછેરતી માતાને એ સારા શીખામણના શબ્દો કહેવાની તેમને અછી તક મળી ગઈ. પણ જાઈજી અંદરખાનેથી ખુબ ગુસ્સે થઈ ગયાં છે, અને બીજી વખતે દીનબાઈનાં ઘેરનું ખાવાનું તેડું ના પાડે છે, અને વળી તેનું કારણ હમાબાઈને જણાવે છે, કે જેવણ ગપાટા ચલાવનાર તરીકે બૈરાંઓની મીજલસમાં પ્રખ્યાત હોવાથી લાગલી તે ખબર દીનબાઈને પોંહોંચાડે છે. "મેં કયારે કહ્યું?" બાપડાં દીનબાઈ બોલી ઉઠયાં. "મેં કદીબી એમ કહયું નથી." "હા, પણ માણેકબાઈ કહે છે કે એવણે તમોને સાંભળ્યાં." અને એ પ્રમાણે જાઈજી અને દીનબાઈ વચેની ઓળખાણમાં કચરો પડયો છે, કે જે જલદીથી નીકળી જવો મુશકેલ છે. શું લગભગ દરેક કુટુંબના કંકાશનું, ગુમાવેલી મીત્રાચારીનું, અને પડતી નાખેલી ઓળખાણનું મુળ એવીજ નજીવી બાબદમાંથી નથી થતું? કાંઈ મોટી બાબદનો વાંધો, તોડેલો વીશ્વાસ કે અપ્રમાણીકપણું તેનાં મુળ તરીકે તો જવલેજ આપણા જોવામાં આવે છે, અને એ સઘળું કામ સ્ત્રીઓનુંજ છે, પુરૂષોનું નહીં,—બાપો, ભરથારો કે ભાઈઓને એવી નજીવી બાબદો માટે પંચાતી કરવાને વખત મળતોજ નથી. નહી, એ સઘળાંનાં તળ્યાંમાં તો સ્ત્રીઓજ છે. તેઓની દર રોજની સુસ્ત જીંદગીમાં કાંઈ પણ નવી મજાહ મેળવવાને ઘાસનાં તણખાં બરાબર નજીવી વાત સાંભળવાને પણ તેઓ તૈયાર હોય છે. લોકો જેઓ બીજી રીતે કાંઈ બુરા સ્વભાવનાં હોતાં નથી, તેઓ પણ પોતાના પડોશીઓનું દુર્ભાગ્ય જોઇ ખુશ થાય છે. ફકત એટલાજ માટે કે, તે વીષે તેમને કાંઈ નવું વીચારવાનું અને વાત કરવાની મળે છે. તે માંહેલાં મુખ્ય ભાગ બજાવનારાંઓ કેમ વર્તશે, કેવી રીતે પોતાનું દુઃખ ખમશે, કેવો દેખાવ કરશે, એ સઘળું તેઓ ધારે છે અને એ મુજબ તે સુસ્ત તમાશો જોનાર ગોયા પોતાને માટે એક નાટક જોડી કહાડે છે.

અને કેવો નાટક! કેવો તેનો પ્લોટ! કેવાં તેમાં ભાગ બજાવનારાં સ્ત્રી અને પુરૂષો! અને તેથી ખુશ થનારૂં કેવું દુષ્ટ માનવી! જ્યારે એ ઉપર આપણે વીચાર કર્યે છીયે, અને તે પેદા કરનારની સર્વે ભલાં કે બુરાં, પ્રમાણીક તથા અપ્રમાણીક સર્વે પરની રેહેમ નજરપર ધ્યાન દોડાવ્યે છીયે, ત્યારે આપણી એવી ચાલ માટે આપણે કેવું શરમાવું જોઇયે!

હવે ગપાટાનાં બીજાં મુળ તરફ આવ્યે; લગન સંબંધી બાબદોના ગપાટા કોણે નથી સાંભળ્યા? જો આપણને કોઈ જોડું સાંધવાનું કે તોડવાનું નહી હોય, કોઈ કમનસીબ જોડાં પર આપણું માથું હીલવવાનું નહી હોય, કોઈ અદરાયલાં જોડાં માટેની નાનામાં નાની બાબદો પરખી આપણા વીચારો જણાવવાનું નહી હોય, તો પછી દુનિયાંમાં આપણે બીજું શું કરી વખત પસાર કર્યેં, તે હું કહી શકતી નથી.

સઘળી જાતના ગપાટાઓમાંથી લગન સંબંધી ગપાટાઓ ઘણા સાધારણ, ઘણા અણગમતા, દ્રેષકારક, અને સૌથી વધારે ધાસ્તી ભરેલા છે. આપણામાંનાં ઘણાંખરાંઓએ પોતાના અનુભવ ઉપરથી જોયું હશે કે, કેટલી બધી હદ સુધી એ બાબદના ગપાટા ચલાવવાનું આપણામાં વધી પડ્યું છે. છોકરી તરફથી કેટલું કરવામાં આવશે, અને છોકરો કેટલું માગે છે, અને તેમનાં સગાં વાહાલાંનો એ માટે શું વીચાર છે, એ કેમ બન્યું, ઈત્યાદી ઈત્યાદી, પરણતાં જોડાંનાં લાગતાં વલગતાં કરતાં પણ જાણે પારકાંઓ વધારે જાણતાં હોય, અને જાણે તેમના વીચારો આખાં ગામે જાણવાજ જોઈયે, એવી તે ગપાટા મારનારાંઓની મતલબ હોય, એમ જણાય છે. ખચીત દરેક સમજુ સ્ત્રીએ એવી બાબદ પર પોતાના વીચારો આપવાથી દુર રહેવું જોઈયે.

જાહેર, ખાનગી કે સંસારી ગપાટાની સામે કલમથી યા શબ્દોથી તકરાર ચલાવવી, એ ઓળાની સાથે લડાઈ કરવા બરોબર છે. દરેક જણ તેને ધીક્કારે છે, તેની વીરૂધ મત આપે છે, અને તેવા શખ્સને હસી કહાડે છે, તોપણ દરેક જણ ગપાટા ચલાવે છે, યા તો તેમ કરવાને બેધ્યાનપણામાં નીર્દોષપણાથી ઉતેજણ આપે છે. આપણને કાંઈબી ચીજને માટે વાત તો કરવીજ જોઈયે; અને આપણામાંનાં સઘળાંજ કાંઈ એવાં નથી, કે જેઓ કાંઈ યોગ્ય બાબદ વાત કરવાને માટે સોધી કહાડી શકે, યા સોધ્યા બાદ તે ઉપર તકરાર ચલાવી શકે. વળી ઘણાંઓ જેઓ ગપાટા મારવાના વીચારને વટીક ધીક્કારે છે, તેઓ પણ તેની સામે પોતાનો અવાજ ઉઠાવવાથી પાછાં હઠે છે, કે રખેને કોઈ તેમની મશકરી કરે, અને એવું જણાવે કે, તેઓ પોતાનાં પડોશીઓ કરતાં વધારે બુદ્ધીવાન અને ગુણવાન ગણાવવાનો દાવો કરે છે; જ્યારે બીજાંઓ આપણાં આગળ જણાવેલાં મીત્રો જરબાઈ અને બચુબાઈ માફક ફકત આળસાઈ અને બેપરવાઈથીજ લાંબો વખતવેર તે અસ્વચ્છ નાળાંપર ઘસડાયા કીધા બાદ અંતે તેમાં ડુબી જાય છે.

હવે તેઓ શું પરીણામ લાવે છે, તે જુઓ. કાને સાંભળેલી વાતથી કુટુંબોનું જુદું પડવું; મા બાપ છોકરાં સામે, ભાઈઓ ભાઈઓ સામે, નણંદ ભોજાઈ સામે; જુદી પાડેલી મીત્રાચારી, તોડેલી લગનની કબુલાતો, લગનમાં વઘન, સલામત અને લાંબો વખત સુધી ટકતે એવી ઓલખાણમાં ફાંચડ, તથા જુના મીત્રોમાં કરેલો બગાડ; અને બંધાઈ ગયલું ઠંડાપણું કે જે ગમે એવીબી ગરમ લાગણી પાછળથી પીગલાવી શકતી નથી, એ સઘળું શા મધેથી નીકળે છે? મારી વાહાલી બેહનો! તમારો વખત પસાર કરવા માટે ચલાવેલા ગપાટામાંથી! તમે કદી વીચાર કર્યો છે કે તેમાં કેમ સુધારો થઈ શકે? સારૂં ચાહનારી કુટીબંધ સ્ત્રીઓ જેઓ ખરેખર એક બીજાંને ચાહે છે, અને જેઓમાંની કોઈબી એક બીજાંને દુઃખને વખતે ખરેખરી માયાની લાગણીથી મદદ કરવાને તૈયાર થાય, તેમને કેવી રીતે શીખવી શકાય કે પડતીના વખતનાં જેવાંજ માયાળુ, વીચારવંત અને મીલનસાર તેઓએ હમેશાં થવું જોઈયે? પારકાંઓની રીતભાત, ટેવ, ગુણદોષ, સ્વભાવ, કામકાજ, ઘરબાર, છોકરાં, નોકર ચાકરો ઈત્યાદી વીષે આપણી જીભને ચલાવ્યા કીધાથી શું આપણે

આપણી હલકાઈ નથી જણાવતાં ? આ દુનિયાંમાં મોજ મજા-હનુ બોહલું ખેતર પડેલું છે તેમાંથી કાંઈ નીર્દોષ મજાહ કાંય નહી તમો પસંદ કરતાં ?

જીભથી ઉત્પન્ન થતી વીપત્તીની સામે થવાનું દરેક સ્ત્રીના હાથમાં છે; કારણ કે તેણી પોતાની મરજી પ્રમાણે પોતાની જીભનો ઉપ્યોગ કરી શકે છે. રાજાનાં સઘળાં માણસો અને સઘળા ઘોડાઓ મળીને પણ આપણી જીભને, તેઓને પસંદ પડે ત્યારે લગામમાં રાખી કે ઉપ્યોગ કરાવી શકતાં નથી: તે કદીબી નીપફળ નહી જાય એવું, બેવડી અણીનું, ચલકતું, અને તીક્ષણ હથિયાર છે, અને જેથી થતું નુકશાન ફક્ત તેની વાપરવાની રીતીપર આધાર રાખે છે; માટે તેનો ઉપ્યોગ કેમ કરશો ? પેહલું, આપણામાંનાં દરેક જણે મોહડાંમાંથી સાચ્ચોજ શબ્દ બહાર પાડવા શીખવું જોઈયે; હું કહું છું કે શીખવું જોઈયે, કારણ કે આપણામાંના થોડાંઓનેજ કુદરતી રીતે સાચ્ચું બોલતાં આવડે છે, અને બીજાંઓ જેઓ ખરેખર સચ્ચાઈને ચાહે છે, અને બીજાંઓ જેઓ તેની કીમત પીછાણી શકે છે, તેઓ પણ લાંબા વખતનો કડવો અનુભવ, સંભાળ અને જીભ ઉપરના કાબુની મદદથીજ તદન સાચ્ચું બોલે છે.

"તમો જે જુઓ તેમાંનું અરધુંજ માનજો, અને જે સાંભળો .તેમાંનુ કાંઈ નહી." આપણે ભુલ કર્યે એવાં માણસજાત બીજાં માણસનાં કામ કે બોલો ઉપર કેમ વીચાર આપી શકયે ? "પણ" કેટલાંક કહેશે, "શું આપણે આપણું મોંહડું કદીબી ઊઘાડયેં નહી ? જે બુરી વાતો આપણે સાંભળી હોય, તે કદીબી, જાહેર કર્યે નહી ? શું બુરૂં ખાત્રીપુર્વક જાહેર કરી ભલાંને ઉત્તેજણ આપ્યે નહી ?"

બુરાં કાર્મની સામે—હાઃ પણ તમે ધારતાં હોવો તે, બુરાં લોકોની સામે—નહી. ગામમાં ચાલતા તરેહવાર ગપાટા કે તેની ધાસ્તી એક ઘરસંસારી જુલમગારને એક નમ્ર અને લાયક ભરથાર બનાવી શકશે નહી, કે એક છટેલ સ્ત્રીને ડાહી બાનુ બનાવશે નહી. માયા, ધીરજ, તમારો પોતાનો દાખલો અને સુપકીદીથી જે ભલું તમો તમારાં પડોશીઓને માટે કરી શકો તે કરો, પણ જો ફક્ત લોકોમાં તેને માટે બુરૂં બોલવાને તમો ભલું સમજતાં હોવો તો, હું ધારૂં છું કે તેમને, તેમને માર્ગેજ રહેવા દીધેલાં સારાં. જો તે મુર્ખ હશે તો મોડે વેહલે તેની મુર્ખાઈનાં ફળ તે મેળવશે. જો તેઓ પાપી હશે તો ખાતરી રાખો, કે તેમનું પાપજ તેમને અંતે ઊઘાડાં પાડશે. જો તેમણે કાંઈ તમોને નુકશાન કીધું હોય તો તેમને માટે બુરૂં બોલવાથી કાંઈ તમે તમારૂં ખોહેલું મેળવનાર નથી, કે નથી તમો તેમના પસતાવામાં વધારો કરનાર, અને જો—તમો જાણો છો કે દરેક ચીજની બે બાજુ હોય છે, અને કંકાશ કરવાને પણ બે જણાં જોઈયે છે—તેઓએ તમને કાંઈ ઈજા દીધી હોય તો, ખચીત તેમની નીંદા કરવાથી તમારે માટે કે તેમને માટે તમો કશું ખરૂં કરતાં નથી, માટે ખોદાને ખાતર તેમને એકલાં રહેવા દેવો.

RUBY.



# ડાક્ટર એદમંડ સ્પેનસર.



ડાક્ટર એદમંડ સ્પેનસર તા૦ ૮મી અકટોબર ૧૬૨૧ ના વરસમાં જન્મ્યો હતો. તે એક ગરીબ સાબુ બનાવનારનો છોકરો હતો. તે એકપુરો હોવાથી બાપનો લાડકો હતો. તેને સાબુ બનાવવાનો ધંધો ન ગમવાથી તે સ્કુલમાં ગયો, ત્યાં આઠ વરસવેર તેણે અભ્યાસ કીધા પછી તે કોલેજમાં દાખલ થયો. ત્યાં તેણે M. D.-ની પરીક્ષા ત્રણ વરસમાં પસાર કીધી, પણ પાછલથી તે ખગોળ શાસ્ત્રના અભ્યાસ પાછળ ખંતથી લાગો; તેણે સતર વરસની નાની ઉમરમાં ઘણી જાણવા લાયક શોધો કીધી હતી. ૧૬૪૦ નાં વરસમાં તેણે સુરજમાં કેટલાં ધાબાં છે અને સુરજ પોતાની ગતી પર ફરે છે તે તેણે ખાતરી કીધી, અને ખાતરી કીધા પછી તેણે એક મોટી દુરબીન બનાવવાનો હોકમ આપ્યો; તે દુરબીન ત્રણ મહીનામાં તૈયાર થઈ તે લઈ એદમંડ સેંટ હેલીનાના ટાપુમાં ગયો, જ્યાંથી તેણે ઘણી શોધ કીધી.

૧૬૪૩ માં તે પાછો લંડન આવ્યો અને ગણીત શાસ્ત્રના અભ્યાસ પાછલ લાગ્યો.

૧૬૪૫ ના સાલમાં તે આખાં યુરોપની મુસાફરીએ નીકળ્યો; તેણે ત્રણ વરસવેર મુસાફરી કીધી, પછી તેને પેરીસના મોજીલાં શેહેરમાં જવા ગમ્યું. ત્યાં તે ત્રણ મહીના રહયો તેટલાંજ તેણે એક પુછડીઓ તારો શોધી કહાડયો અને તે તારાનું નામ તેણે પોતાનાં નામપરથી એદી કરીને આપ્યું.

૧૬૫૦ ના સાલમાં તેણે હોકાયંત્રની શોધ કરવા માંડી, તે શોધમાં તે ફતેહ પામ્યો. હોકાયંત્રમાં કેવી રીતે ફેરફાર થાય છે તે તપાસવા તે દરીઆની મુસાફરીએ નીકળ્યો; તે મુસાફરીને સારૂ ઈંગ્લંડના રાજા જ્યોર્જે તેને પોતાનાં વાહાણોમાંથી એક વાહાણ આપ્યું અને ઘણાં માણસો સાથે તેને મોકલ્યો. ૧૬૬૦ માં તેણે બ્રીટીશ આઈલસનો નકશો ચીતારી રંગીને બહાર પાડયો હતો; તેણે બીજો નકશો ૧૬૬૨ માં બહાર પાડયો હતો. ૧૬૬૩ માં તેણે દરીઆનો નકશો બહાર પાડયો, તે નકશો ખલાસીઓને ઘણો અગત્યનો થઈ પડયો. તેણે ઘણા મોટા ઓધા ભોગવ્યા હતા. તે લેનકેશાયર મધે નેવું વરસની બુજરોગ વયે મરણ પામ્યો. તેનાં મરણથી તેના દોસ્તોને ઘણું દુઃખ થયું હતું.

...મવાજખાઈ અરદેશર શેઠ.

# સ્ત્રીની હીંમત.



ન એસક્યુ કે જેણીએ ધર્મને માટે પોતાનો પ્રાણ ખોહયો હતો, તથા ફ્લોરેન્સ નાઈટીંગેલ જેણીએ ક્રાઈમીયાની લડાઈમાં ઘાહેલ થયલાંઓની સારવાર કીધી હતી, તેવે મોતે મરવાને કાંઈ દરેક સ્ત્રીને મરવાને સરજી નથી. પણ સઘળાંઓને ઘટે છે કે પોતાની બખશેલી ફરજ બજાવવા માટે ઈમાનદારીના ઊંચા સદગુણ, પુર્ણ વીશ્વાસ, તથા હીંમત રાખવી જોઈયે, અને તે કાંઈ ખાસ ટાંકણેજ નહી, પણ દરરોજનાં પોતાનાં કામમાં રાખવી જોઈયે. પણ શું જીંદગી અગત્યની નથી? તેની ચાલુ અજાયબીને માટે વીચાર કરો. એક દહાડામાં જે બનાવો બને છે, ને સર્વેથી ઊંચા ગુણો અમલમાં લાવવાને જે સંખ્યાબંધ તકો મળે છે, તેનાં વાદળાં ને તડકો, આશા તથા ચીંતા, ધીક્કાર ને પ્યાર, તેની દલગીરી અને ખુશાલી એ સઘળાંનો વીચાર કરો, તો પછીજ તમોને જણાશે કે જીંદગી કેટલી અગત્યની છે. આપણે સારી રીતે જીંદગી ગુજારવા માટે સદગુણી ને હીંમતવાન થવું જોઈયે, અને ખુદાનો ડર, તથા તેની ઉપર વીશ્વાસ હમેશાં દીલમાં રાખવો જોઈયે. એરી શેફર કહે છે કે "યત્ન કરવી ને ઉપોગી થવું એજ જીંદગી છે."

ઓચીંતા બોજા, વારેઘડીએ આપણે ખમી શકયે તે કરતાં વધારે આવી પડે છે ત્યારે પણ હીંમત રાખ્યાથી અને શુર બતાવ્યાથીજ ઉપાડી શકાય છે. એવાં શુરથીજ કેહેરીન ડગલાસે જોખમની વખતે બહાદુરી દેખાડી હતી. સ્કાટલંડનો રાજા જેમ્સ જે "ટાવર"માં બંદીખાને પડેલો હતો, ત્યાંથી તે લેડી જોન બોફર્ટ સાથે નવાઈ જેવી રીતે પ્યારમાં પડયો, ને ત્યાર પછી તેણી સાથે પરણ્યો—જેથી ત્યાંના તોફાની ઉમરાવોનો ધીક્કાર ઉશકેરાયો, ને તેમને કાયદા પ્રમાણે પોતાની તાબેદારીમાં લેવાને તેને ઘણી મેહેનત કરવી પડી હતી. "રોબર્ટ નાંગ્રેહમ" ખાનદાનના તો અતીશ્ય ગુસ્સે થયા હતા, ને તેઓએ તેની ગાદી લઈ લેવા, ને તેને હરાવવાનો નીશ્ચય કીધો. એ તરકટ સઘળું છાનુંમાનુંજ થયું, પણ તોબી તે તદન છુપું હોવું નહી જોઈયે, કારણ કે એક "હાઈલેંડ" સ્ત્રીએ તે રાજા જ્યારે પર્થ તરફ જવાની તૈયારી કરતો હતો, ત્યારે તેને ચેતવણી આપી કે, જો તે પાણી પસાર કરીને જશે, તો પાછો જીવતો આવવા પામશે નહી. તેનો એક ઉમરાવ કે જે આ તરકટમાં સામેલ હતો, તેણે રાજાને સમજાવ્યો કે તે સ્ત્રી ઘેલી તથા છાકટી છે, અને તે પર્થ તરફ ગયો તેજ રાત્રે જ્યારે તેના એક ઉમરાવ સાથે રાજા "ચેસ" રમતો હતો, ત્યારે તેણે ઈસારો કીધો કે આ ૧૪૩૬) નાં વર્ષમાં કોઈબી રાજા મરણ પામશે. તેણે હસીને કહ્યું કે, જ્યારે હાલ રાજાઓ બેજ છે, તમે, ને હું, તેથી તમો તમારી સંભાળમાં રહેજો. બરોબર તેજ રાત્રે પેલી હાઈલેંડ સ્ત્રી બહાર વાત જોતી હતી. તેણીએ રેજાને ફક્ત એક પળ મળવાની આરજુ કીધી. પણ નહી, તેણીએ આવતી કાલેજ મળવું જોઈયે. ચીરડાયલી ને ગુસ્સે થયલી તેણી ગઈ, ને બોલી ગઈ કે, તેનો ચેહેરો તેણી કદી ફરીથી જોશે નહી. તેજ રાત્રે જ્યારે ખાણીપીણી પુરી થઈ, ને જ્યારે જેમ્સ પોતાની રાણી તથા સાહેલી સાથે વાતમાં મશગુલ હતો, ત્યારે નીચે ચોકમાં કાંઈ ખણખણાત સંભળાયો. સાહેલીઓ બારણાં તપાસવા ગઈ, પણ અદગરા અને સાંકળ બંધ કીધેલાં નહી હતાં. રાજા બારી આગળ ગયો, તો ત્યાં સળીયા જડી લીધેલા હતા, ત્યારેજ તેણે જોયું કે તેનો જાન લેવા કાવતરૂં રચાયું છે, અને જે ચેતવણી તરફ તેણે બેદરકારી વાપરી હતી, તે તેણે યાદ કીધી. ચીપ્યા લઈને તેણે ભોંયમાંનું પાટયું કહાડયું, અને જેવા ખુનીઓ તેના નોકરને મારી નાખીને અંદર આવવા જતા હતા, તેટલાંમાં તે ભોંયરાંમાં ભરાઈ ગયો. તેણીના રાજાને તેમ કરવાને વખત આપવા સારૂં "કેડેરીન ડગલાસ" જે રાણીની એક સાહેલી હતી, તેણીએ આ તકે વફાદાર શુર બતાવ્યું, અને બારણાંના નકુચામાં પોતાનો હાથ મુકયો, ને જ્યારે ખુનીઓએ અંદર આવવા સારૂ અતીશય જોરથી અફાળ્યું, ત્યારે તેણીનો હાથ એમનો એમ એક બરુની માફક ચીરાઈ ગયો. તેણી બેશુધ થઈ ગઈ, અને તેણીને ત્યાંથી ખસેડવામાં આવી. તેણીની બહાદુરી ફોકટમાં ગઈ, પણ "સ્કાટલંડ" માં તેણીનું પવીત્ર નામ, એ ખરી હીમતને લીધે જળવાઈ રહ્યું છે.

સ્ત્રીઓ મરદોને તેમની અતીસ્ય જરૂરની વખતે પણ તજી દેતી નથી; આ પ્રમાણે એક સ્ત્રીજ કહે છે, પણ ખાવીંદો અને બાપો, છોકરાં અને ભાઈઓ સાબેત કરશે કે, એ ખરી કહેવત છે. મોહરદારોએ પોતાના ખાવીંદો સાથે બંદીખાને પડીને દુઃખ વેઠેલું છે. માતાઓએ પોતાનાં બચ્ચાંનું પોષણ કરવા પોતે ભુખમરો ખમેલો છે; પોતાનો ભાઈ કાંઈ ગુનાહ અથવા નાદાનીની શીક્ષામાંથી બચે તે માટે બેહેનોએ પોતાની સર્વેથી પ્યારી ઉમેદો તજી છે, કન્યાઓ જેવી કે શારલટ કોરડે પોતાના દેશને જુલમી હાથમાં જતો બચાવવા ફાંસી ગઈ છે, અને શુર તથા હીમત કદી પણ તેણીમાંથી જતું રહ્યું નહી હતું.

એવા દાખલાઓ આપણને ઈતીહાસમાં ઘણા મળી આવે છે, પણ ખરી હીમતના દાખલા, જે ઘરસંસારી જીંદગીને લગતા છે, તેનો એક દાખલો લઈયે. સોલતનના ફ્લેચરના નાના ભાઈએ તેની પાસે એક કારખાનું ભાડે લીધું હતું, ને નાણાંની તંગીમાં હોવાથી "માર્ગેટ સાઉદેરફ" સાથે પરણ્યો. તેણીને થોડા વખતમાં જણાયું કે તેણીના ધણીની નાણાં સંબંધી હાલત સારી હતી નહી અને વારે ઘડીએ તેમાં કાંઇ વધારો થઈ શકે તે માટે વીચાર કરતી. તેણીને એવો વીચાર સુઝયો કે, હોલાંડ જાય; પણ જોગવાઈ નહી હોવાથી તેણીના જેઠ પાસે મદદ માંગી, અને તેણી સારાં ખાનદાનની બાનુ હોવાથી તેણીએ ધાર્યું કે વલંદા લોકોનાં કારખાનામાં દાખલ થવાની તેણીને પરવાનગી મળશે, અને તેથી કરીને સણનું બારીક કાંતવાનું કામ તેણી છુપી રીતે શીખી શકશે; તેણીના જેઠે કબુલ કીધું, અને બે હુશયાર કારીગરોને ખીદમત-

ગારોના લેબાસમાં લઈને તેણી મુસાફરીએ નીકળી, જેમાં કાંઈ જેવો તેવો જોખમ નહી હતો. તેણીએ સઘળું બરાબર નીહાળતી, હોલેંડમાં મુસાફરી કીધી. તેણીએ કારખાનાઓ તપાસ્યાં, અને વલંદા લોકોનાં ઘરોના અંદરના ભાગોની બારીકીથી તપાસ લીધી, અને ઘણીક જેહમતો ખેંચીને તે હુનરમાં માહીતગાર થઈને સ્કાટલેંડ પાછી ફરી. પછી ઘણી ઉલટ અને હુશીયારીથી ફૈસ્લટનમાં એક ઊંચી જાતનું સણું વણવાનું કારખાનું સ્થાપ્યું, તથા ચોત બારલી જે લાંબો વખત સુધી સ્કાટલંડમાં વપરાતું હતું, તે પણ તૈયાર કરવા લાગી. પોતાના ઉદ્યોગ અને બુદ્ધીથી તેણીએ તે લાંબો વખત સુધી ચાલુ રાખ્યું. દહાડાના થોડા કલાકો સુધી તેણી કારખાનામાં હાજર રહેતી, તોપણ પોતાની ઘરગતુ ફરજો તરફ તેણી કદી બેદરકાર નહી હતી. તેણીના ખાવીંદની તેણી એક વફાદાર અને પ્યારી ધણીયાંણી હતી, અને દીકરાની એક અક્કલવાલી અને ડહાપણવાલી માતા હતી.

એમીલીયા સીવર્કીંગ વીષે બોલતાં તેનો ચરીત્ર લખનાર વાજબીપણે કહે છે કે, સઘળી સ્ત્રીઓ કાંઈ બરાબર એના જેવી થઇ શકતી નથી, અથવા તો તેમ થવાને જરૂર છે એમબી કાંઈ નથી. તોપણ તેણીની સચ્ચાઈ, તેણીની ફરજ તરફની વફાદારી, પ્રમાણીકપણું અને ઘણી નજીવી બાબદોમાં પણ ખરાં દીલથી કામ બજાવવું, દરેક ભલાં કામ સારૂ મેહેનત, પોતા તરફની સખતાઈ અને બીજાઓને માટે વીચાર કરવાને નરમાસ તથા ડહાપણ એ સઘળા ગુણોની દરેક સ્ત્રીએ નકલ કરવાની યત્ન કરવી જોઈયે. તેણીનો ઉમદા ખવાસ "હેમબર્ગ" ની કાલેરાની આસપીટલમાં તેણીએ જે મેહેનત કીધી હતી, તે માટે પ્રખ્યાત થઈ ગયો છે. આ ભયંકર રોગ ૧૮૩૧ માં "હેમબર્ગ" માં ફાટી નીકળ્યો, અને આસપીટલના લાગતાવલગતાઓ ઉપર, તેણીએ પોતાની અરજી મોકલી. આઠ અઠવાડયાં સુધી બીમારોની તેણીએ સેવા કીધી, તેમનાં દુઃખમાં માવજત કરતી અને તેમના મરતી વખતના હુકમો અને ઈચ્છાઓ સાંભળતી; મરદોના વારડોની દેખરેખ રાખતી, એટલુંજ નહી પણ સ્ત્રીઓના વારડ પણ તેણીને હસ્તક હતા, તથા નોકરો પર ઉપરીપણું રાખતી. તેણીની મા ઉપર તેણી કાગળ લખતી તેમાં તેણી ટુકમાં પોતાની દરરોજની ફરજનું નીચે પ્રમાણે વર્ણન કરતી:—"ડાકટરની મુલાકાતની આગમચ સહવારે સઘળા ઓરડાઓ સાફ કીધેલા છે, બીછાણાં બનાવેલાં છે, અને દરેક ચીજ બરાબર ગોઠવેલી છે કે નહી તે હું જોઉં છું. દીવસમાં ત્રણ વખત, સહવાર, બપોર, અને સાંજે હું ડાકટર સાથે બીમારનાં બીછાણાંની મુલાકાત લેઉં છું, અને ત્યારે ડાકટર સીમસન અમારો ફરજ પ્રમાણે, અમને કામ સોંપે છે. સ્ત્રીના વારડોમાં અલબત્તાં, ડાકટરનાં સઘળા હુકમો પર મને ચોક્કસ ધ્યાન આપવું પડે છે, અને તે બરાબર બજાવવામાં આવે છે તે માટે હું જોખમદાર રહું છું. મરદોના વારડોમાં મારી ખાસ ફરજ તો ખોરાકને લગતી છે, જેને સારૂ હું દરરોજ બીલ કરૂં છું. વારેઘડીએ બીમારોનાં સગાં આગળ અને તે આજારી માણસોને દાખલ થવા વીશેની અગાઉથી ખબર આપવી પડે છે, કારણ કે વારંવાર તેમનાં સમાંને જણાવ્યા વગર તેઓ ત્યાં આવે છે. સઘળાં કપડાં મારા હવાલામાં હોય છે. હાલ તરત કાંઈ અગત જેવું લાગે છે તો હું મરદોની માવજતમાં ભાગ લેવું છું, પણ જો આજારી માણસોની સંખ્યા ઘણી વધી પડે છે, ત્યારે તો મને સ્ત્રીઓના વારડોમાં ઓછું કામ કરવાની ફરજ પડે છે, કારણ કે સઘળાંઓ પર દેખરેખ રાખવાનું વધારે અગત્યનું થઈ પડે છે, અને મારો બધો વખત રોકાઈ જાય છે, પણ તે મને ઘણું ઉપયોગી થઈ પડે છે, કારણ કે તેમ કરતાં મને વધારે અનુભવ મળેછે."

જેઓને આસપીટલની જીંદગીનો અનુભવ છે, તેઓજ કહી શકે છે કે, તે ફરજો ફતેહમંદીથી બજાવવાનું કેટલું અઘરૂં છે, અને તે માટે કેટલું શાંત મન અને સ્વભાવની જરૂર છે, ખસુસ કરીને કાલેરાના દુષ્ટ રોગમાં તેની વધારે અગત છે. મીસ સીવર્કીંગ આ સઘળું તદન સાદાઈથી કરતી, અને એવોજ મક્કમ વીશ્વાસ રાખતી કે, એવું કામ કરવાને તેણીની ફરજ હતી. ઊંચી ને સદગુણી હીમતનો ખ્યાલ આપણને નીચલા ફકરા પરથી જણાશે. "મારી તંદરોસ્તી ઘણી સારી રહે છે, અને ખોદા મને આ ભલું કામ બજાવવાને જોર આપે છે, તે અજબ જેવું છે..........આ પ્રમાણે ગઈ રાત્રે જ્યારે એક આજારી સ્ત્રીને લાવવામાં આવી, કે જેની આગળ મને આખી રાત બેસી રહેવું પડયું, ત્યારે સહવારે પણ હું બીછાણે જઈ શકી નહી. સહવારે સાડા ૭ વાગે તો મને પાછું ઉઠવું પડયું, ને સાત વાગે મારી કાફી આવી, પણ અગયાર વાગા સુધી તો મને એક ઘડીની પણ ફરસદ મળી નહી, કે જેથી હું કાફી પી શકું. જ્યારે હું ખોરાકનું લીસ્ટ લખવા બેસું છું, તે વખત સીવાય અરધો કલાક ખાણું લીધા પછી, અરધો કલાક બપોરે, જ્યારે મારા ઓરડામાંજ હું ચાહનું પ્યાલું લેઉં છું, અને અરધો કલાક સાંજે જ્યારે મારા પોતાના વાર્ડમાં, બંદગીની ચોપડીમાંથી થોડો વખત મોટેથી વાંચું છું, *તે સીવાય દશ મીનીટ પણ હું બેસતી નથી;* તોપણ થાકની મને કાંઇ પણ નીશાની લાગતી નથી; અને મારી વાહાલી માએ એમ નહી વીચારવું જોઈયે કે આ સઘળું કાંઈ મનની ઉસકેરણીનું પરીણામ છે; મારૂં મન શાંત અને મક્કમ છે. ખરેખર, જ્યારે મને ઘણું કરવાનું હોય ત્યારે મને ઘણું સારૂં લાગે છે, આસપીટલમાં કામ વગરની [illegible] ખચીતજ ભયંકર છે."

થોડાં વરસ પછી તેણી પોતાની જીંદગીનો [illegible] અને અનુભવનો હીમતવાન ખુલાસો આપે છે. તેણી બોલી, "જ્યારે હું આસપીટલમાં હતી, ત્યારે મને ઘણાં કાગળો જુદાં જુદાં લોકો તરફથી મારી ચાલચલણ વીષે વીચાર આપતાં મળતાં, ને જો કે થોડાજ મને વખાણતા હતા, તોપણ [illegible]મો ભાગ મને ઠપકો આપતાં હતાં. હું ચોક્કસ રીતે બદનામીને [illegible] હતી, કારણ કે જો કે હું ખુદાને રાજી રાખવા સઘળું કરતી, મને ના પાડયા વગર ચાલતું નથી કે, કોઈ કોઈ વખતે મ

મનમાં એવો પણ વીચાર આવતો કે, હવે પછી કદાચ લોકો મારાં બીનસ્વાર્થીપણાંને વખાણશે. પણ તેને બદલે તો સામું એમ કહેતાં કે, "એને પોતાનું નામ કહાડવું છે, અને પોતાનું નામ જાહેરમાં લાવવું છે." એ સઘળું તો મારે માટે ઠીકજ હતું. જો કે મરદોના ટીકાથી હું હલકી પડતી હતી, પણ મારા દેહાવમાં હું મક્કમ અને ખંતી હતી, જેથી કરી હું સઘળી હરકતો દુર કરી શકી. મને એક શુરવાન સ્ત્રી કહેવામાં આવતી. પણ સઘળી હરકતો હું બંદગીથીજ દુર કરી શકી, અને તે વખતે જે પગલું મેં ભર્યું, તેને માટે મને જરા પણ પસતાવો કદી લાગો નહી. તે વખતથી મરદોનાં જુદાં જુદાં મતની દરકાર નહી કરવાનો મેં ભવીષમાં ઠેરાવ કીધો, અને મારૂં મન શાંત રાખ્યું." જેણી આ સચ્ચાઈ અને આતુરતાના શબ્દ બોલી, તેણીનાં દીલમાં બીનસ્વાર્થીપણાની લાગણી ખરેખરજ હોવી જોઈયે. "સ્તોલબર્ગ" સેંટ વીનસેંટના પોલને માટે કહે છે કે, "આ માણસ જો કે જહાબંધ કામ માથે લેતો, પણ અજાયબ જેવી રીતે બજાવતો. તે હમેશાં ધીમેથી શરૂઆત કરતો, અને ધીમેથી પાયો નાખતો, અને ખુદાની મરજી શું છે, તે લાંબો વખત સુધી તપાસતો, અને જ્યારે તેની ખાત્રી થતી, ત્યારે ઘણી ઝડપથી આગળ વધારો કરતો; ખુદા તેને તેમાંથી ઘણાં સરસ પરીણામનાં ફળોની નવાજેશ કરતો. મીસ સીવકીંગ જે કામ શરૂ કરતી તેમાં તેણી પણ તેનો દાખલો લેતી.

જે કામ તેણીએ કીધું, તે હીમત, આશા, અને એકીન વગર કદીબી થઈ શકતે નહી. જે જુવાન છોડીઓ અને સ્ત્રીઓ કંટાળા વીષે તથા વખત જલદીથી પસાર નહી થવા વીષે ફરીયાદ કરે છે, તેમને માટે તેણીનો આખા દહાડાનો હેવાલ એક ધડો થઇ પડશે. તેણી લખે છે કે, "હું સાડા ચાર વાગે ઉઠું છું, અને સ્કુલનાં છોકરાં સાથે છ વાગા સુધી રોકાઊં છું. હું કામમાં હોઊં છું ત્યારે મારો નાસ્તો કરૂં છું. ત્યાર પછી શેહરમાં જવા નીકળું છું, અને સવા સાત વાગે ટાઉન હાલમાં આવી પુગું છું. અંહી વીસ અથવા તો વધારે માણસો મારી સાથે વાત કરવા બેઠેલાં હોય છે. આ કામ સાડા આઠ સુધી ચાલે છે, જે પછી હું મારે ઘર જઈને મારી ચીઠ્ઠીઓ વાંચું છું, અથવા તો મારી નીશાળને માટે કાંઈબી ચીજો તૈયાર કરૂં છું અને લેસન લેવાનું શરૂ કરૂં તેની અગાઊ જો મને વખત હોય છે તો હું બહાર જાઊં છું, તે એ કે, ગરીબ લોકોને માટે દવા લેવા ડાકટરને ત્યાં અથવા તો તેમના વાળીઓને ત્યા ફેરો ખાઈ આવું છું. દસ વાગે મારી નીશાળનાં છોકરાંઓ મારે ત્યાં આવે છે, અને બે વાગા સુધી રહે છે. હઠી વાગે હું (ફરી) નીશાળમાં જાઊં છું, અને સાડા ત્રણ વાગા સુધી ધર્મને લગતું શીખવું છું. સાડા ત્રણથી પાંચ વાગાનું વખત મંડળીને લગતા સંદેસા લખવામાં રોકું હું. પાંચ. [illegible]ઓ મ્યારે ત્યાં મારા આગલા વિદ્યાર્થીઓ આવેછે. પહેલાં [illegible] બાઈબલમાંથી હમેશાં કાંઈ વંચાવું છું. ત્યાર [illegible] છીયે, અને વીધા તથા બીજી બાબદો, જેમાં તેમને રમુજ મળે, તે વીષે ઘણું કરીને કહું છું. આઠ વાગે તેઓ છુટાં પડે છે. તે વખત પછી મંડળીની સ્ત્રીઓની મુલાકાતના હેવાલો મોકલવામાં આવે છે, જે સંખ્યામાં લગભગ ૧૦૦ હોય છે, તે સઘળા વાંચવા પડે છે, અને તેમાંથી થોડું નોંધી લેઊં છું. આ કામ હું જ્યાં સુધી જાગૃત રહું છું ત્યાં સુધી મને રોકે છે, અને ત્યાર પછી હું બીછાંને જાઊં છું."

આ હીમતવાન સ્ત્રીનાં પાછળાં કામોમાં એક તો સસતાં ભાડાંની ચાલીઓ અને બીજું, બાળકોની આસપીટલ હતી, જે બેઊ ફતેહમંદ નીવડયાં હતાં, કારણ કે જ્યાં સુધી દરેક કામ પકું થતું નહી, ત્યાં સુધી તે તેણી માથે લેતી નહી. ઘણાંક સારાં કામો અનીસ્થ ઉતાવળથી નાશ પામે છે, અને નીશફળતા મળ્યાથી, તેમાં ભાગ લેનારાંઓ નાસીપાસ થઈ જાય છે. મીસ સીવકીંગે ૧૮૩૨ માં પોતે એખલીએ એક મંડળી સ્થાપી હતી, પણ તે જલદીથી બીજાઓની મદદથી વધી અને તેમાં ભાગ લેનારાંઓની સંખ્યા એક વર્ષમાં ૧૪ થી તે ૨૫ ની થઈ, જો કે કેટલાંકોને કાંઈ સબબસર રાજીનામું આપવું પડયું હતું. મીસ સીવકીંગની મંડળીના કાયદાઓ ત્યાર પછીની બીજી મંડળીને નકલ કરવાજોગ નમુના થઇ પડયા, અને "પ્રોટેસ્ટંટ" પંથની "સીસ્ટરો" જેઓ હાલ આટલા ફાયદા અને સુખ ભોગવે છે, તે સઘળું મીસ સીવકીંગની મક્કમ હીમતનું પરીણામ છે. તે મંડળી આબાદ થઈ અને તેનાં સ્થાપનારાંઓ તેની ૨૫ મી વારસીક સભા ભરવાને જીવ્યાં, જ્યારે તેમાં સંબંધ ધરાવનારાં સઘળાં ગરીબોને મેજબાની આપવામાં આવી. આ પ્રમાણે જે નેમ તેણીનાં દીલમાં હમેશાં હતી, અને જે તેણીની જીંદગીને ખુશી કરતી હતી, જે બનવી મુશકેળ હતી, તે પ્યાર ને સખાવતનાં કામોથી, છેલ્લે સરવાળે ખરેખરજ ખીલી નીકળીને પાર પડી.

"એરી શેફર" પોતાની છોકરીને લખે છે કે, "યત્ન કરજે અને હમેશાં સખી દીલની ને હીમતવાન થવાની યત્ન કરજે. આ સ્ત્રીના સર્વેથી સરસ ગુણો છે. દુઃખ તો દરેક માણસને છેજ; પણ આપણાં નસીબની સામે થવાનો એક ઈલાજ તે એ કે, સારૂં કે નરસું જે હોય તે હીમતથી સોસવું. આપણે માટે અથવા તો જેમને આપણે ચાહતાં હોઈએ, તેમને માટે કદીબી હારી ખાવું નહી; પણ બને તેમ ઉપાયો લેવા એજ જીંદગી છે, અને મારી જીંદગી પણ તેવીજ હતી, પણ હીમતથી ને વાજબી મગરૂરીથી કહું છું કે, કોઈબી વખતે મેં હારી ખાધું નથી. આ નીચલા શબ્દો દરેક સ્ત્રીએ પોતાની કહેવત દાખલ ગણવા જોઇયેઃ ચેષ્ટા, મશકેરી અને ખોટા ગપ્પાને તેણીએ ધીક્કારતાં શીખવું જોઈયે; દુનિયાનાં સઘળાં લોકોના વીચારની દરકાર કીધા વગર, જે વાજબી અને ખરૂં લાગે તેમ કરવાની હીમત રાખવી જોઈયે; સારાં કામને માટે મુશકેળી અને વેદના ખમવાની તેણીમાં હીમત જોઇયે અને છેલ્લે, પોતાની ફરજ બજાવવા ખાતર, દુનિયાની લાલચો અને મજાહની સામે થવાની તેણીમાં હીમત જોઈયે.

ખુરશેદ.



## સ્રી જાતીના નવ ગુણ.



સંસારના સાગરમાં આપણી નાવ ઠઈ પણ તોફાન વીના પસાર થઈ શકતી નથી, માટે તેવે સમયે ખરી હીમત અને સબુરીની જરૂર છે, અને તેજ હીમત તથા સબુરીથી સૈવટે એજ સંસારી નાવ સમુદ્ર પાર કરીને સુખના કીનારા પર આવશે એ રાત જાણવું.

સંકટ સમયે ધીરજ ધરવી એ સ્રી જાતીને માટે ખાસ છે, કારણકે એવી વખતે અબળા જાતીની ધીરજનું ધન તેણીનાં ધણી અથવા ઘેરના સર્વે કોઇને ઘણું કીમતી થઈ પડે છે.

નમનતાઇ એ નારી જાતીનું નવમું રતન જાણવું. એ કીમતી રતન જે હમેશાં પોતાની પાસે રાખે છે, તે આખાં કુટુંબનું અને આસપાસનાંઓનું માન મેલવે છે.

સાદેસાઈ અને સજ્જના તો અબળા જાતીનો સંગારજ છે, એ સંગારથી મિત્ર મંડળમાં તેણી શોભા વધારે છે.

નરમ હઈડું બાનુંઓને માટેજ તે સાહેબે બનાવેલું છે, તેજ નરમ દીલથી બાનુંઓ જ્યાં અને રાખાપવનાં કામોમાં મરદોના જમણા હાથ જેવાં થઈ પડે છે.

મા બાપ, સાસુ સસરાં અને વડાંઓને નમવું અને માન આપવું એ કુદરતી અબળાઓની પહેલી ફરજ છે. એ ગુણ ધરાવનાર બાઇ સર્વે નાનાં મોટાંની માનીની થવાની.

ચઢતી અને પડતી કુદરતના કાયદા પ્રમાણે સર્વેને સરજેલીજ છે, પણ જે બાનું ચઢતીમાં મગરૂર બને નહી અને પડતીમાં અફસોસ કરે નહી, તે સ્રી જાતીનાં નામને ખરી શોભા આપે છે.

પગ જોઈને પાંઠરણું રાખવું અને ગજવાં મુજબ ખરચ કરવો એ ઘણીએક સમજુ બાઇઓનો કાયદોજ છે, પણ દરેક આજની બાનુંઓ જો એ કાયદો ધ્યાનમાં રાખીને પૈસા ખરચે તો તેઓના સંસારનું ગાડું સારી રીતે અંદેર પાર કરી જવાનું.

બંદગી વીનાની જીંદગી દુખી જાણવી, માટે પરવરદેગારની પરસતેસ હમેશાં ચાલુ રાખવી, ને દરેક માતાઓની ફરજ છે જે પોતાનાં ઉઘરતાં બાળકોને હમેશાં નીતી, નમનતાઇ સાથે તે પેદાના કરનાર પાક ખોદાની યાદ આપવી અને પવીત્ર જંદ અવસ્તામાંજ બંદગી કરાવવી.'

એ નવ ગુણવંતી નારી તેણીનાં મા બાપની અને મદીએરની માનીતી અને સાસરાંનો સંગાર જાણવી. તે સાથે એવા ગુણની ધણીઆણી ધણીની કીમતી બાગ્યણ અને બચ્ચાંઓને માથે આશીરવાદ જેવી થઇ પડવાની.

ગીસીજ દાવર.

---

ધણીઆણીઃ "હા, બાવા જ્યારે કોઇને કાંઈ ભેટ આપે છે ત્યારે તે ઘણી મોંઘી કીમતની ચીજ હોય છે."

ધણી—"જ્યારે તેવણે તુંને મારે ગળે ઓળવી ત્યારેજ મને તે માલમ પડયું."

અને ત્યાર પછી ઓરડામાં જઈ દાપટયાંના મોટા જેવા આંકડાંને માટે ચેક લખી આપ્યો.



## નામીચી સ્રીઓનાં જન્મચરીત્રો.

### મીસ ફ્રાન્સીસ રીડલી હેવરગલ.



દુનિયાના ઘણાખરા ભાગોમાં મીસ ફ્રાન્સીસ રીડલી હેવરગલનું નામ હ[illegible] લોકોમાં જાણીતું અને પ્યારૂં થઈ[illegible] છે. તેણીનાં લખાણોથી દરએક જણ [illegible] તેણી માનીતી થઈ ગઈ છે.

૧૮૩૬ ની ૧૪ મી ડીસેમ્બરે તે[illegible] જન્મ થયો હતો અને તેણી રેવરંડ [illegible] હ્યુ. એચ. હેવરગલની સૌથી નાની [illegible] હતી. છેક અતી નાની વયથી [illegible] હોશીયારી બતાવતી આવી હતી. ફકત ત્રણ વરસની [illegible] તેણી સેહલી સેહલી ચોપડીઓ વાંચી શકતી અને નાનાં ન[illegible] બંદગીનાં ગીતો ગાતી હતી, અને એક વરસ પછી તો આ[illegible] બાઈબલ બરોબર વાંચી જતી અને ખુલ્લા અક્ષરે લખી[illegible] કતી હતી. સાત વરસની ઉમ્મરે તેણી નાની બચ્ચાંને લ[illegible] કની કવીતાઓ જોડવા લાગી અને બીજાં થોડાંક વરસ[illegible] પોતાના નાના દોસ્તોપર કવીતારૂપી કાગળો તેણી લખ[illegible] હતી. ૧૮૫૨ ના નવેમ્બરમાં તેણી પોતાનાં માબાપ સ[illegible] જરમની ગઈ, જ્યાંની એક મોટી સ્કુલમાં તેણીને મુકવા[illegible] આવી અને જ્યાંથી તેણીએ પોતાના અભ્યાસમાં પુશકળ [illegible] ધારો કર્યો. એક વરસ પછી જ્યારે ત્યાંથી તેણી પાછી [illegible] ત્યારે આખી સ્કુલમાંથી સૌથી સરસ સરટીફીકેટ તેણી મે[illegible] વવા પામી અને દરેક જણે તેણીના છોડી જવાથી દલગી[illegible] બતાવી હતી. તેણી સીવવા ભરવામાં પણ ઘણી માહીતગ[illegible] હતી. ફાટાં તુટાં કપડાંથી તે સૌથી સરસ ભરતકામમાં [illegible] ણીની સફાઈ ઘણી વખાણવા જોગ હતી. તેણી હલેસાં મા[illegible] વામાં, ઘોડાપર સ્વારી કરવામાં, તરવામાં અને સ્કેટ કરવા[illegible] પણ કુશળતા ધરાવતી હતી. તેણીની મુખ્ય હુશીયારી બં[illegible] ગીનાં ગીતો માહે જોવામાં આવે છે અને જેથી તેણીનું ના[illegible] હમેશનું પ્યારૂં થઈ પડયું છે.

૧૮૭૮ માં મીસ હેવરગલ પોતાની બેહેન સાથ રહેવા [illegible] ગઈ. અંહી ૧૪ મહીના તુલીક તેણી તદન લખવામાં ગુથ[illegible] હતી અને ફુરસદના વખતે બીજાંઓને જરૂરની [illegible] કરત[illegible] અને ગરીબોને આસરો આપતી. ૧૮૭૯ ની ૨૧મી [illegible] ને તાવ લાગુ પડી અને ઘણુંક દુઃખ ખમવા પછી [illegible] કરતી, [illegible] જુનની સવારનાં પોતાનો જાન પોતાના કીરતાર [illegible] ખતે [illegible]



મીસ ફ્રાન્સીસ રીડલી હેવરગલ.

Miss FRANCIS RIDLEY HAVERGAL.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૮ મું.



ખાન અને તેના સાથીઓને સીરીંગાપટમ જવાના રસ્તા ઉપર રહેવા દઈને પુર્વ તરફની ગરમ રૂતુને છોડી હમારાં વાંચનારાંઓને પશ્ચીમ તરફની થંડી પણ વધારે માફક પડતી હવા ઘેરવા લઈ જવાની હમો છુટ લઈયે છીયે.

૧૭૮૫ નાં સાલના ડીસેમબર માસની એક ગરમ સાંજના, એક મોટું અને સુખી કુટુંબ-શાયરની એલસ્ટન રેકટરીના એક સગવડ ભરેલા હાલમાં દીલને તાજગી આપે તેવી સગડી આસપાસ ભેગું થઈ બેઠું હતું.

તે કુટુંબ રેકટર (પાદરી) તેની બાનું, બે છોકરા અને ત્રણ છોકરીઓનું બનેલું હતું. એદવર્ડ નામનો છોકરો તરતનોજ કાલેજમાંથી છુટીના દહાડા પસાર કરવા પોતાને ઘર આવ્યો હતો. તેનેથી બે વરસ નાનો છોકરો ચાર્લસ સ્કુલની કારકીરદી પુરી કરી કાલેજમાં જવાની તૈયારીમાં હતો.

ત્રણ છોકરીઓમાંની એક એદવર્ડ અને ચાર્લસની વચ્ચેની હતી. બીજી તેણીનાં કરતાં થોડાં વરસ નાની હતી, જ્યારે ત્રીજી હજી નાદાન બચ્ચું હતી. કુટુંબમાંનાં દરેક સોહામણા દેખાવનાં અને લોકોનું ધ્યાન ખેંચે તેવાં હતાં; અને જ્યારે તેઓ સઘળાં સગડી આસપાસ ભેગાં થઈ બેઠાં હતાં, ત્યારે તેઓનો દેખાવ એટલો તો સુંદર લાગતો હતો, કે જેથી તે માતાની આંખ હર્ષનાં આંસુઓથી ચળકતી હતી, અને બાપનું હઈડું મગરૂરીથી ધડકતું હતું. રેકટર મી૰ કોમપટન, એક નાના કસબાના બેરોનેટના બીજા છોકરા થતા હતા, અને નાનપણથીજ તેવણને ધરમના ઉપાધ્યા થવાની કેળવણી મળી હતી. તેવણના બાપની ખાનગી પુંજીમાંથી તેવણને ઠીક વારસો મળ્યો હતો, અને જ્યારે તેવણ ઉમરમાં આવ્યા ત્યારે એલસ્ટનની સારી ઉપજવાળી રેકટરીના તેવણ વડા થયા. નાનીજ ઉમરમાં તેવણ કાલેજના એક દોસ્તદાર, કે જે એક બેરોનેટનોજ છોકરો થતો હતો, તેની બેહેન સાથ પરણ્યા અને આ લગન ઘણાં સુખી નીવડયાં. સારી દોલત ધરાવવા ઉપરાંત મી૰ કોમપટન ગાયણ, વાજીંત્ર-કે જેમાં તેવણ ઘણા કુશળ હતા-ચીતાર, અને ઉંચી જાતનાં વાંચણ તરફ સારી શોખ ધરાવતા હોવાથી, તેવણની જીંદગી તરેહવાર કામકાજ અને મોજમજાહમાં ઘણીજ શાંત અને સુખી રીતે પસાર થતી હતી. સાચાં દીલના, અને ધરમી ખવાસના હોવાથી તેવણ પોતાની રેકટરીમાં વખણાઈ ગયા હતા અને આસપાસનાં ઘણાંક કુટુંબો આવા એક હુશીયાર માણસની સંગત શોધવામાં માન સમજતાં હતાં.

મીસીસ કોમપટન નબળાં મગજનાં હોવા છતાં, એક વખાણવા લાયક બાનુ હતાં. તેવણ કાંઈ ઘણાં શીખેલાં ન હતાં, પણ તે વખત કાંઈ એવો ન હતો કે જ્યારે બાનુઓને ઉંચી કેળવણી આપવાની ઝાઝી જરૂર લોકો જોઈ શકે. તો પણ તે વખતની બાનુઓને લાયકની પુરતી કેળવણી મીસીસ કોમપટનને મળી હતી. મી૰ કોમપટન યા તો તેવણની ખુબસુરતીથી તેવણ ઉપર મોહી પડયા હોય, યા તો ગાવા વજાડવાની તેવણની હુશીયારીથી મોહી પડયા હોય, કારણ કે એજ ચીજનો તેવણ પુરતો ફાલો ધરાવતાં હતાં. એક માતા તરીકે તેવણ પોતાનાં છોકરાંઓ તરફ ઘણાજ પ્યાર અને વાહાલથી વરતતાં હતાં, અને જો કોઈ વખત તેમનો બચ્ચાં તરફનો પ્યાર પોતાનાં છોકરાંઓની ખામીઓ સુધારવાની તેવણની ફરજમાં આડે આવતો, તોપણ તેવણનો જમણો હાથ-તેવણના વર જેવણની સલાહ પ્રમાણે તેવણ હમેશ ચાલતાં, તેમના વચમાં પડવાથી સઘળું સમાધાન થતું અને પોતાનાં છોકરાંઓને પોતાના તાબામાં રાખવામાં મીસીસ કોમપટન હમેશ ફતેહ પામતાં હતાં. ધર્મની કેળવણી પણ છોકરાંઓને પુરતી આપવામાં આવી હતી અને આવી સરસ કેળવણીનાં પરીણામ તરીકે છોકરાંઓ વચ્ચે ઘણો સંપ જોવામાં આવતો હતો.

ખરૂં જોતાં આ કુટુંબમાં એટલો તો સંપ જોવામાં આવતો કે જેવાં સંપીલાં કુટુંબ જો હોય તો જવલેજ અને ઘણાંજ જુજ હોવાં જોઈયે. જુવાન કોમપટનો, તેઓની કેળવણી અને જે પ્યાર એક બીજા વચ્ચે ધરાવતા હતા, તે માટે વખણાયલા હતા.

આપણે જાણ્યે છીયે તેમ, આ કુટુંબ સુખી તો હતું-અને જયારે તે આવી સરસ કેળવણીના પાયા ઉપર બાંધ્યું હોય, તો નહી કાંય સુખી હોય-તો પણ તેની ઉપરથી એક દલગીરીનો ટુકડો પડયો હતો, અને તેથી જ્યારે તેની બીલકુલ વકી નહી ત્યારે.

તેઓનો સૌથી વડો છોકરો હરબર્ટ એક ઘણાજ ઉમદા ખવાસ અને સારા સ્વભાવનો જવાન હતો. તેનો બાપ તેને પોતાની માફક ધર્મગુરૂના ધંધામાં નાંખવા માંગતો હતો; હરબર્ટે પેહેલેથીજ તે તરફ પોતાનો અણગમો બતાવ્યો હતો. જ્યારે સ્કુલની કેળવણી પુરી કરી તે કાલેજમાં દાખલ થયો, ત્યારે તેને તે માટે સુચના કરવામાં આવી, અને જો કે આક્ષફર્ડ કાલેજમાં એક બે વરસની પરીક્ષા તેણે ઘણી સરસ માનભરી રીતે પસાર કરી, તે ધંધાની નાપસંદગી વીષે તેણે પોતાના બાપ આગળ એટલા તો કાલાવાલા કર્યા કે, છેવટે મી૰ કોમપટન પીગલ્યા અને તેને મરજી માફક કરવાની રજા આપી.

જ્યારે હરબર્ટે ઘણી બીક અને આનાકાનીથી જણાવ્યું કે, ફકત લશકરીજ જીંદગી કે જે તેના ખવાસને માફક પડતી હતી, તેમાંજ તે ફતેહ મેળવી શકશે, ત્યારે મીસીસ કોમપ-

ર્ટન કાંઈ ઘણાં અજબ થયાં નહી, કારણ કે એવું કાંઈ હરબર્ટ કહેશે એવી તેમને અગાઉથીજ વકી હતી. તેનાં માબાપ અને મુખ્ય કરીને મા, જેવણ પોતાના પેહેલા અને વડા છોકરા માટે ઘણાં મગરૂર હતાં, તે લશકરી જીંદગીમાં જોડાઈ પોતાના જીવને જોખમમાં નાંખે, એ વીચારજ બની શકયો નહી. તેવણે તેને ઘણાએ કાલાવાલા કર્યા, પણ ફોકટ. આ પ્રમાણે અઢાર વરસની ઉમરે તેના બાપ કે જેવણનાં કુટુંબનો ઓહદો વગ હતો, તેવણે પલટણમાં તેને માટે સનદ ખરીદ કરી.

તુરતને તુરતજ તે પલટણને કોઇ ભય સામે મોકલવાનો હુકમ થશે, એમ ધારવાને તેઓને તે વખતે કાંઈ પણ કારણ મલ્યું નહી. વળી તે પલટણને પાસેનાજ એક કસબામાં ધામો નાખવાનો હુકમ થવાથી મી૰ અને મીસીસ કોમપટન પોતાના દીકરાને થોડો વખત વધારે પોતાની સાથેજ રાખી શકયાં, અને તેને સુખી, પોતાનાં લશકરમાં માનીતો તેમજ પોતાની નોકરીની દરેક ફરજો હમેશાં ખુશીથી બજાવતો જોઈ તેઓ સંતોષ પામ્યાં. તેના લશકરી પોશાગમાંના ઉમરાવી દેખાવથી અને તેના ખુશ મીજાજથી તેનાં મા બાપ પર એટલી તો અસર થઈ કે થોડા વખતમાં તેઓનો દીકરો જોખમભરી નોકરીમાં છે એ સઘળું તેઓ વીસરી ગયાં.

જો પુરતી જોગવાઈ હોય તો તે વખતે ચઢતી પદવી મેળવવાનું કાંઈ ઘણું મુશકેળ ન હતું. એક લશકરી અમલદાર કે જેણે પેહેલાં હરબર્ટની સનદ મેલવવામાં મદદ કરી હતી, તે તેને પાયદલમાંથી ઘોડેસ્વાર પલટણમાં બદલી કરવાની ગોઠવણ કરતો હતો, પણ તેને લગતા સંધેસા આવે તેટલાં તો તેની પલટણને પરદેશ—હીંદુસ્થાન કે જ્યાં "ઈસ્ટ ઈન્ડયા કંપની" ની વધતી જતી સત્તાથી વધારે બચાવની જરૂર હતી—જવાનો હુકમ થયો. આવી નહી ધારેલી ખબર તે સુખી કુટુંબને એક ગજબ જેવી થઇ પડી. તેને માટે આગમચથી આશા અને વીચાર રાખવો જોઇતો હતો. પણ તેમ તેઓએ કર્યું નહી, કારણ કે હરબર્ટ તેઓની આંખ આગળ હતો, અને તેજ વીચાર તેઓને મનસે પુરતો હતો. જો કદાચ તેઓને તેવો ખ્યાલ આવતોબી, તો હમેશાં પોતાનાં મનમાંથી કહાડી નાખવાની કોશેશ કરતાં. મીસીસ કોમપટને એક માતાના પ્યારથી તેને ઘણાબી કાલાવાલા કર્યા, કે હરબર્ટ પોતાનું રાજીનામું આપે, યા તો બીજી પલટણમાં પોતાની બદલી કરાવે, યા તો થોડા માસ હકની રજા લે.

તે જવાન પોતાની માતાને અતીશય પ્યારથી ચાહતો હતો, પણ તેણે જોયું કે આ બાબદમાં પોતાની માના કહેવા પ્રમાણે કરવું તે પોતાનું માન ખોહવા અને પોતાની ફરજમાં પાછળ પડવા જેવું હતું. મી૰ કોમપટને કોઈબી રીતે વચ્ચે પડવાને અખાડા કર્યા. તેવણની ઉમદા લાગણીએ તેવણને એકદમ કહ્યું કે, તેવણનો જવાન બેટો ખરો હતો, અને જો કે તેવણ પોતાના દીકરાને ઘણો ચાહતા હતા, અને તેને પરાયા દેશમાં એખલો અટુલો જોખમ ભરેલી નોકરીમાં મોકલતાં તેવણને ઘણું લાગતું હતું, તોપણ તે માટે તેવણે એક શબ્દ પણ મોહડાંમાંથી કહાડયો નહી. ફકત હમેશાં એક પીતાના પ્યારથી ખોદા પાસે બંદગી કરતાં એટલુંજ માગતા કે તે તેવણના દીકરાની સંભાળ લે અને જ્યાં હોય ત્યાં તેને સુખી રાખે.

પણ એક બીજુંબી માણસ હતું, કે જેની ઉપર આ ન ધારેલી ખબરનો ફટકો વધારે સખત રીતે પડયો. મી૰ કોમપટનની પડોશમાં હેવોર્ડ નામનો એક પૈસાદાર ગ્રહસ્થ રહેતો હતો, કે જેની એમી નામની છોકરી હતી. એમી અને તેણીના બે ભાઇઓને કોમપટનવાલાંઓ સાથ બચપણથીજ દોસ્તી હતી. તેઓ દરરોજ એક બીજાને મળતાં, સાથેજ રમતાં ફરતાં અને ગામડેનું બચપણ જે પણ મજાહ મેળવવાને શકતીવાન હોય, તે સઘળી તેઓ સાથેજ મેળવતાં હતાં.

હમે કહયેછે કે ગામડેનું બચપણ, કારણ કે હમારા ધારવા પ્રમાણે ગામડાંનાં અને શેહરનાં બચપણમાં ઘણો ફરક છે. એક ગામડાંનું બાળક બચપણમાં જે નીરદોશ મજાહો મેળવે છે, અને જે મજાહોમાં ત્યાંની ખુદરતી બાહાદારીથી વધારો થાય છે, તેને હમેશાં યાદ રાખે છે, અને પછવાડેની જીંદગીમાં પોતાના કંટાળેલા જીવને શાંતી બક્ષવા પોતાની બચપણની મજાહોની યાદદાસ્ત તાજી કરે છે.

એક શેહેરમાં ઉધરેલો છોકરો કેવો જુદી જાતનો હોય છે? તે પોતાના વખન આગમચ માતીડો બની જાય છે, અને આ એક બોલમાં કેટલા બધા "મીનીંગ" સમાયલા છે? તેમાં કેટલું થોડું નીરદોષપણું, કેટલી બધી ચીંતાઓ! તેની મજાહોમાં કોઈબી જાતનું છુટાપણું યા તો રમુજ જોવામાં આવતી નથી. તે દરરોજ એક ખુલ્લું આસમાન, લીલાં મેદાનો, તાજી હવા, અને ખુદરતી બીજી તરેહવાર રમણ્ય ચીજો જોવાને બદલે, એકને એકજ જાતના કંગાળ મોહલ્લાઓ અને તેમાં જતાં આવતાં ઉધોગી માણસો જોયા કરે છે. એક શેહેર ખુદરતી બક્ષેસોની કીંમત પીછાણવાને તેને થોડુંજ શીખવે છે, ઉલટું તે તો તેને એવી બાબદો તરફ બેદરકાર બનાવે છે, કે જેવી બેદરકારી આગળ જતાં વધતી જાય છે અને તેનાં બીજાં વધારે ગંભીર રૂપ પકડે છે. તે પોતાની પાછલી જીંદગીમાં બચપણની સાદી મજાહોને ધીક્કારે છે, તો જો કે તેજ મજાહોમાં આપણા જીવની શાંતીનાં ખરેખરાં બીઆંઓ જોવામાં આવે છે. એમી હરબર્ટ કરતાં થોડાં વરસ નાની હતી, એક બચ્ચાં તરીકે તેણી ખુબસુરતમાં ગણાતી હતી, અને તેણીની તે ખુબસુરતી મોટપણમાં વધતી ગઈ હતી. તેણીનો ઘાટ ઘટમ કાંઈ એટલો બધો સાદો ન હતો, પણ તેણીની સઘળી ખુબસુરતી તેણીની મોટી ચલકતી આંખોમાં, તેણીની સુંદર ચામડી અને કસબ જેવા વીંટવાળા બાલોમાં સમાયલી હતી. તેણી ખુદરતની ઘણી શોખીન હતી, અને જો કે હરબર્ટ તેણીના જેટલોજ ઉંચો શોખ ધરાવતો ન હતો, તોપણ તેને વખાણનાર હતો. બીચવુડ પાર્કમાં એવી થોડીજ જગ્યાઓ હશે કે જેનું તેઓએ સાથે મળી ચીત્ર પાડી લીધું ન હોય.

આપણે કહી ગયાં છીયે કે બચપણમાં તેઓ કદી પણ છુટાં પડતાં ન હતાં. જો કે જવાન કોમપટનો અને હેવેર્ટો તેઓની દરેક મજાહમાં સાથે જોડાતા હતા, તોપણ હરબર્ટ હમેશાં એમી સાથ દહાડામાં એક વખતથી જુદો ફરી આવતો. તેણીનો બાગ, તેણીનાં સસલાં, તેણીનાં મરઘાં બટકાં, તેણીની સુનેરી અને રૂપેરી માછલીઓ, એ સઘળાંમાં તેણીની પાસ તે ઘણી મોજ મેળવતો હતો, અને એવીજ રીતે સઘળું પસાર થતું હતું. કુટુંબનાં વડાંઓમાં પણ સંપ હોવાથી તેઓની દોસ્તીની આડે પડનાર કોઈ હતું નહી.

જો હરબર્ટ યા એમીને પુછવામાં આવ્યું હતે તો તેઓ કદાચજ એમ કહેતે કે તેઓ એક બીજાને ચાહે છે. પણ આટલો વખત સાથે રહે અને એક બીજાને ચાહે નહી એ ઘણુંજ અકુદરતી ગણાય.

હરબર્ટનું જવાનું નક્કી થયાને બીજે દીવસે મી૦ કોમપટને નાસ્તો ખાતાં પોતાનાં ધણીઆણીને કહ્યું, "આ દલગીરી ભરેલી ખબર હેનોર્ડવાલા ઉપર લખી મોકલો તો સારૂં, તેઓ હમેશાં હરબર્ટનાં સારાંમાં એટલી તો કાળજી ધરાવતા આવ્યા છે કે, આ ખબર તેઓને નોકરો તરફથી એકદમ પડે તે કરતાં આપણી તરફથીજ પડે તો સારૂં."

"હું પોતેજ આ ખબર તેઓને પોહોંચાડીશ," હરબર્ટ ચોંકીને બોલ્યો; "મારા શીવાય કોઇએથી કહેવી ન જોઈયે, અને વળી વાહાલાં માપજી, તમને લખતાંથી દુઃખ ઉપજશે. વળી કાલે યા તો આજે તેઓને ત્યાં જઇ એમી સાથ કોઈ જગાનું ચીત્ર પાડી લેવાનું મેં તેણીને વચન આપ્યું છે."

"મારા વાહાલા જાન, તારો ઉપકાર થયો," તેનાં મા બોલ્યાં. 'તેં મને એક દુઃખ ભરેલી ફરજમાંથી મોકળી કરી છે, અને જ્યારે એમી આગળ એ બાબદને લગતી વાત કરે, ત્યારે તુંને તારી સઘળી હીંમત એકઠી કરવી પડશે." તેવણે હસ્તાં હસ્તાં એમીનાં નામ ઉપર ભાર મુકી કહ્યું; "ગરીબ બીચારી છોકરી, તેણી આ જાણી ખરેખરજ દલગીર થશે."

"હા તેણી દલગીર થશેજ, હું જાણું છું કે ઘણી થશે," હરબર્ટે કહ્યું; "પણ એમાં મારૂં કાંઈ ચાલતું નથી, અને બનતાં સુધી તે લોકને દુઃખ નહી ઉપજે તેવી રીતે કહેવાની હુ કોશેશ કરીશ." હું ખુશ મીજાજી થવાની કોશેશ કરીશ, અને જલદીથી પાછો આવીશ;" તે પોતાની તોપી લઈ બારણું ઉઘાડતાં બોલ્યો.

ગરીબ બીચારો! એક ખુશ મીજાજી કપટાંન માટે ઉપલા છેલ્લા બોલો ઘણા શોકાતુર લાગતા હતા, અને તેનાં માબાપેથી તેમજ પીચારયું.

"આ ખબર તેઓને ઘણી ચોંકાવનારી થઈ પડશે." તેવણ બોલ્યાં.

"ખરેખરજ ઘણી, મારા સૌથી વાહાલા." ફક્ત આજ જવાબ તેવણ આપી શક્યાં, કારણ કે તેવણની આંખમાંથી આંસુઓની ધાર વહેતી હતી.

[સાંધણ છે.] આલાં.

**દુનિયામાં સઉથી મોટામાં મોટું ઝાડ**—દુનિયામાં વખણાયલું સઉથી મોટામાં મોટું ઝાડ માઉન્ટ એતનાની નીચે આવેલા મેસકોલી નામનાં શેહેરમાં આવેલું છે, અને તેને સો ઘોડાનું ચેસનટ ઝાડ કરી કહે છે, અને વળી એવું પણ માનવામાં આવે છે કે તે દુનિયામાં સઉથી જુનામાં જુનું ઝાડ છે. એવું કહે છે કે, એરેગોનની રાણીએ પોતાના મોટા રસાલા સાથે એની ડાળીઓ નીચે એક મોટાં તોફાન વેળા આસરો લીધો હતો, અને તે ઉપરથીજ આ નામ એને આપવામાં આવ્યું છે. એક વેળા તેને કેટલાંક ઝાડો એકઠાં થઇ જવાથી બનેલું ધારવામાં આવતુ હતું, પણ આસપાસની જમીન ખોદવાથી માલમ પડ્યું કે તેનું મુળ એકજ હતું અને તે વળી ઘણું ઉંડું પણ ન હતું. પાંચ જબરદસ્ત મોટી ડાળીઓ એક મોટાં થડમાંથી નીકળે છે કે જે થડનો ઘેરાવો ૨૧૨ ફીટનો છે. તેનો થોડો ભાગ ભાંજી નાખવામાં આવ્યો છે અને અંદરનો ભાગ તદન પોકળ કીધો છે, કે જેની અંદરથી મોટું મેંદાનું ટોળું યાને બે ગાડીઓ પાસે પાસેથી ચાલી શકે. તેની ઉપર હજી તલીક પુષ્કળ ફળ થાય છે, અને તે એકઠાં કરનારાઓ તે થડની અંદર એક ઝુંપડું બાંધી તેની સંભાળ લે છે.

**માણસ જાતના બાલની લંબાઈ**—ન્યુ યોરકમાં હાલ એક ઘણા સુંદર બાલનું ગુછડું બનાવવામાં આવે છે. તે બાલ ઘેરા ભુરા રંગના અને રેશમ જેવા નરમ છે, તેનું વજન સાત આંઉસ છે, અને તેની લંબાઈ ૬૪ ઇચ—૫ ફીટ ૪ ઇચ જેટલી છે. તે જો મધ્યમ કદની સ્ત્રીનાં માથાંપર હોય તો ભોંયપર ઘસડાય એટલા લાંબા છે. સઉથી લાંબામાં લાંબા બાલ જે હજુ સુધી જણાયલા છે તે ૧૮૫૧ નાં પેરીસનાં એક્ઝીબીશનમાં જોવા મેલવામાં આવ્યા હતા, અને તેની લંબાઈ ૭૨ ઇચ હતી. ઉપલા ૬૪ ઇચ લાંબા બાલની વાત લગાર કીસ્સા જેવી છે. તે એક ખેડુતની છોકરીનાં માથાંપરના બાલ છે કે જેણીના હાથ માટે બે ઉમેદવારો હતા; પહેલો એક ગરીબ ખેડુત અને બીજો એક પૈસાવાલો શખસ હતો. તે પૈસાવાલા શખસનું એક ઘર હતું, જ્યાં તે છોકરી અને તેની બુઢી મા ભાડે રહેતાં હતાં. પણ તે શખસ એકલપેટો અને નીર્દય હોવાથી તેઓને વારેઘડીએ ધમકી આપતો હતો કે, જો તેની મરજી પ્રમાણે ન કરવામાં આવશે તો તેઓને ઘેરમાં હાંકી કહાડશે, જોકે તેઓએ પોતાનું ભાડુ થોડું તો આપેલું હતું, અને બીજું આપવાને માટે મેહેનત કરતાં અને બચાવતાં હતાં. આવી વેલાએ એક મુસાફર વેપારી તે ગામમાં જઇ લાગો, અને તે પૈસાવાળા શખસ સાથ પરણવા કરતાં અને બીજા હાથપર તેણીની બુઢી માને ઘેરમાંથી રખડતી ન કરતાં તે છોકરીએ પોતાના અતી સુંદર બાલનો ભોગ આપ્યો હતો. તે બાલને લીપસીક શેહેરમાં લઈ જઇ એક અમેરીકન વેપારીને વેચવામાં આવ્યા હતા.

આ એક જાણીતી કહેવત છે કે જ્યારે પણ ગરઘો વાસે ત્યારે દુનિયાના કોઇ એકુ ભાગમાં જુઠું બોલાતું હોય અને તે પ્રમાણે એવું દીસે છે. એક જાણીતાં ન્યુસપેપરનો અધીપતી એક દીવસે કલબમાં વાત કરતાં કરતાં બોલ્યો કે "આખા દહાડામાં સઉથી વધારે જુઠું સવારના પોહરમાં બોલાતું હશે."

"બરોબર કહ્યું" એક હસમુખો જવાન કે જે ત્યાં હાજર હતો તે બોલ્યો, "કારણકે તેજ વખતે રોજનાં ન્યુસપેપર છપાયચ, નહી વારૂં?"

## સનબીમ નામની આગબોટમાં એક સફર.

### પ્રકરણ ૨૦ મું.

સનીવાર, તા૦ ૩ જી ફેબરવારી—આજ રોજે હમે "રોકી આયલંડ" "લેડી ઈંગલીશ રોકસ" અને "મેતોયા" પસાર કીધાં. દેખાવ ઘણોજ સુંદર હતો અને અતી દીલપસંદ લાગતો હતો. આતવારે સવાચાર વાગે "તોમમગે સ્મીઆ" પસાર કરી, નવ વાગતે "હીઓગા" આગળ હમે લંગર કીધું.

સોમવાર, તા૦ ૫ મી—સાત વાગે એક મછવો, જેમાં કાનસલે અને સર હેરી પારકસે, જેણે "ક્રીઓતો" અને "તોકીઓ" વચ્ચે નવી ઉઘડતી રેલવે જોવા માટે હમારે સારુ બંદોબસ્ત કીધો હતો તેના, તથા હમુને મીકાદો સાથે ઓલખાણ કરાવવાના ભલામણ પત્રો મોકલ્યાં હતાં, તે લઈ આવ્યો. જેપાનીસ લોકોને તેહવારને દીને જોવાની બહુ ગમત પડે છે. હજારોના હજારો લોકો મોહલામાં ઘણાં ચુપચુપ ફરતાં હતાં. સ્ટેશનને સારી રીતે સણગારવામાં આવ્યું હતું. જમીન ઉપર લાલ કપડું બીછાવ્યું હતું અને એક ઊંચા તખતા પર બ્રસલસ કારપેત નાખી મીકાદોની ગાદી મુકી હતી. તોમ કોનસલ સાથે મીકાદોને આદર સત્કાર કરવા ગયો અને હું તથા છોકરાંઓ બહારગામના પ્રતીનીધીઓ માટે રાખેલી ખાસ જગા ઉપર મીસીસ એનસલી સાથે ગયાં. ઇંગ્રેજો ઘણા થોડા હતા, પણ જેપાનીસો પોતાના રાજાને લોખંડના રસ્તા પરથી વરાળ યંત્ર ઘસડાઈ આવતા જોવાને ઘણા આતુર હતા. થોડાક વખત પછી તોપો ફુટી અને વાજાંના અવાજ સાથે મીકાદો આવી પુગા. સરઘસમાં તેવણુ આગળ ચાલ્યા અને તેવણુની પછવાડે વડો વજીર ચાલતો અને બીજા મોટા ઓધેદારો ઇંગ્રેજી પોષાકમાં આવતા. ઘણા ઓધેદારોએ ઇંગ્રેજી પોષાક પેહેરયો હતો, પણ કાંઈ બરાબર રીતે નહી. પેહેલું તો તે કેમ પેહેરવું તે માલમ નહી હતું. જેઓના દગલાઓ ટાઈટ અને બરાબર બેસતા હતા તેને તેઓએ બટન કરયા વગર ખોલા રહેવા દીધા હતા અને પાટલુન પણ મોટાં ઊંચે વેરનાં બુટ પેહેડી વાંકાં ટીકાં કીધાં હતાં. કેટલાકોએ તો હાથનાં મોજાં પણ નહી પેહેરયાં હતાં, અને જેઓએ પેહેરયાં હતાં તેઓનાં આંગળાં કરતાં મોજાં ત્રણ તસુ મોટાં હતાં. જેવાં સઘળાં લોક બેઠાં કે સર હેરી પારકસે એક માનપત્ર વાંચ્યું, જેનો મીકાદોએ ઘટતા બોલોમાં ઘણા ધીમે સાદે જવાબ વાલ્યો. પછી "કોબ"ના ગવરનર એક માનપત્ર વાંચવા ઉભા થયા; અને ખરેખર એની બહુ દયા આવી. તેના પગો ધ્રુજતા, તેના હાથો થરથર થતા, અને છેલે તે પોતે એટલો હીલ્યો કે તેની તોપી બેઠક પરથી ગગડતી ગગડતી સીડીપર થઇ નીચે તુટી પડી.

તે ખલાસ થયા પછી મીકાદો મંડળીની વચ્ચેથી પોતાના રસાલા સહીત ખાણાંના તંબુમાં ગયા, અને હમે બાદશાહી રેલવે ગાડી, સીપાઈઓ અને તોપો તપાસીને જ્યારે સ્ટેશનના વાડામાંથી બહાર નીકળ્યાં, ત્યારે તોપોનો પાછો અવાજ સાંભળ્યો, અને હમે ધારયું કે મીકાદો "ક્રીઓતો" જવા પાછા ઉપડતા હશે.

હમે કોનસલને ત્યાં ખાણું ખાઈ એક બુધીસ્ટ દેહેડાંમાં ગયાં, જેનું લાકડકામ જોવા લાયક છે. દેહડાંમાંથી હમે હીઓગાના મુખ્ય મોહલ્લાની દુકાનો જોવા ગયાં, જેમાં ઘણું જોવાનું હતું. આજે રાતે ત્યાં રોશની થવાની હતી તેથી સૌ દોડધામમાં હતાં. "કોબ" પરદેશીઓનું છે અને તે હમણાંની નવી રીત પ્રમાણેનું છે, જો કે આડે વખતે તે કાંઈ ઘણું સુંદર નથી, તોપણ આજે હજારો રંગબેરંગી કાગળનાં ફાનુસોની રોશનીથી તે દીપી નીકળ્યું હતું. જરાક પણ પવન નહી હોવાથી સઘળું સમાધાન રીતે પસાર થયું.

મંગલવાર, તા૦ ૬ ઠી ફેબરવારી—હમારામાંનાં થોડા જણાં રેલવેથી "ક્રીઓતો" જવા નીકલ્યાં. હમે કેટલાક પુલો પસાર કરી ઘણાક સ્તેશન ઉપર પોણી અઢી વાગે ક્રીઓતો આવી પુગાં. વરસાદ પડતો હતો, અને હમુને જીનરીકશામાં જતાં કંટાળો લાગો. જીનરીકશા ઘસડનારાઓએ બરુના અથવા તો ભીન કવરની તોપીઓ અને દગલાઓ પેહેરયાં હતાં. હું ધારું છું કે "ક્રીઓતો" માં એક પણ યુરોપીયન વસ્તો નથી અને તેથી તે ખરેખરૂં જેપાનીસ શેહેર છે. ત્યાંના નાટક કરનારાઓ અને જાદુઈ ખેલ દેખાડનારાઓ આખી દુનિયામાં પ્રખ્યાત છે.



૮૦—જેપાનીસ કુટુંબ.

જીનરીકશામાં પોણો કલાક ગુજારયા બાદ હમે હોટેલમાં આવી પુગ્યાં. ચાકરો પોતાનાં સર જમીનને લગાડતા હોય એટલા વાંકા વળી હમુને, માન આપતા, પણ તેઓ જે બોલતા તેનો એક બોલ પણ હમુને સમજ પડતો નહી. બપોરનું ખાણું ખાધા પછી જે આફીનું જોવાઇ લેવાય તે જોવાને હમો બહાર નીકળ્યાં. પેહેલે હમે "ચીઓન" નાં દેહડાંમાં ગયાં. વલંદીના એલચીઓ પેહેલે જ્યારે વાર્ષિક કર આપવા આવતા ત્યારે અહીં રહેતા હતા. તેઓને બહુ અપમાન મળતું, અને મીકાદો તથા આખી દરબારની રમુજ ખાતર તેઓને નચાવતા, તેઓ પાસે ગાયણ ગવાડતા, અને તરેહવાર ઢોંગ કરાવતા. ત્યાંથી હમે બીજાં દેહડાંઓ જોવા ગયાં, અને મોડું થવાથી હમો રાતનું ખાણું લેવા હોટેલમાં ગયાં. સર હેરી પારકસે બાકીની સાંહજ હમારી સાથે પસાર કીધી, અને ઘણીક ચોપડીઓ વાંચ્યાથી નહી જાણે તેટલું બધું જેપાન વીશે હમુને બે ત્રણ કલાકમાં કહ્યું.

બુધવાર, તા૦ ૭ મી—આજે સહવારે જો કે ધુમસ પડતો હતો, તોપણ ગરમી વધારે હતી. સાડા આઠ વાગે સર હેરી પારકસ અને બીજા બે મીત્રો હમુને બાકી રહેલા થોડા વખ-

તમાં જેટલું જોવાય તેટલું દેખાડવા આવ્યા, અને હમે સઘળાં સાથે મળી પેહેલે તો "છીઓન ચીઓસ્યુ" નાં દેહેરાંભણી ચાલ્યાં. સર હેરી પારકસે બધા ઓરડાઓ બતલાવ્યા, ને પછી હમે ત્યાં થતી બંદગી સાંભળવા ગયાં. એક દઝન પાદરીઓ ગોળ ચક્કર કરીને બેસી મોટા મોટા પોથામાંથી કાંઈક બોલતા, ને વારે ઘડીએ ઘંટો વાગતા. હમે મંદીરના બાગમાં ફરયાં, ને જે ઘંટ જેપાનમાં બીજો મોટો ગણાય છે, તે જોવા ટેકડી ઉપર ચહડયાં. તે ઘંટનો અવાજ બહુ મોટો હતો અને એ આખાં શેહેરમાં તથા આજુબાજુનાં જંગલોમાં પણ સંભળાતો હશે.

"ચીઓસ્યુ" થી હમે પાધરાં નીકળીને "નીશની હોંગાંગી" નાં મંદીરમાં ગયાં. જો કે એ દેહેરાંનો ઘણો ભાગ ૧૮૬૪-ની ભારે આગથી નાશ પામેલો છે, તોપણ હમોએ જેટલાં દેહેરાં જોયાં તેમાં સૌથી સરસ એ હતું.

ઘણો વખત કોતરકામ, પુતળાં, અને બીજી ચીજો જોવામાં કહાડયા પછી હમે ધોરી રસ્તાપર કેટલાક બાગો ઓળંગી આવ્યા પછી હમો એક બીજા સુંદર બાગ આગળ આવ્યાં; જેમાં તળાવ, પુલો, ખડકો, ઝરાઓ, નેહેરો, અને તંબુઓ બીશીઆર હતાં. આ બાગ પંદરમી સદીમાં "તાઇકુન તોકો સામા" એ બાંધેલાં ઘરની આજુબાજુ છે. અહીં હમારે માટે સઘળી ગોઠવણ કીધેલી હતી અને ફ્રુટ તથા કેક હમારી આગળ મુકયાં. અહીંથી હમે "તાઈકુન" નો અસલી મેહેલ જે હાલ પોસ્ટ આફીસ તરીકે વપરાય છે તે જોવા ગયાં, અને ત્યાંથી "તોશીઓ" જ્યાં મીકાદો અને તેનાં સગાંઓ રહે છે તે જોયું. તાકો સામાના ઘરનું સઘળું ફરનીચર, પેહેરવાનાં કપડાં તથા વખણાયલી 'નીકટર' ને 'બીઅરદ કતર' તરવારો ને બીજી ઘણીએક અજાયબ જેવી ચીજો અહીં હતી.

અહીં હમે સર હેરી પારકસને સલામ કરી હમારા હોટેલમાં બીજે રસ્તે ગયાં. જ્યાં જ્યાં હમે જતાં ત્યાં લોકોનાં ટોળાં હમારી પુઠે આવતાં. હમો ખાણું ખાઈ રહયાં તેટલામાં હમેં જે જે ખરીદી કરી હતી તે સઘળો સામાન હોટેલમાં આવી પુગો. જેપાનીસ વેપારીઓ એ ચીજમા ઘણા પ્રમાણીક હોય છે. તેઓ તમારી ખરીદેલી દરેક ચીજો બરાબર તેને લગતા બાકસોમાં પેક કરે છે, અને તે સઘળા બાકસો અને કોથળીઓનું તમારી પાસે કાંઈ વધારે લેતા નથી. જો કે તેઓ જાણતા હોય કે આ પેટીઓ ઘણાક મહીનાઓ તુલીક આ લોકો ઊઘાડશે નહી, તોપણ તેઓ એક ગમે એવી નાની ચીજ પણ અંદરથી કમી કરતા નથી.

બેસપતવાર, તા૦ ૮ મી—હમે આઠ વાગતે નાસતો ખાઈ સાડા નવની આગગાડી પકડવા હીઓતાના મોડલાઓમાંથી ઝડપથી હંકારી ગયાં. "કોબ" પુગ્યા પછી બપોરનું ખાણું થોડાક દોસ્તો સાથે લઈ હમે સ્ટીમર પર ગયાં.



૯૧—જેપાનીસ રાહદારીઓ.

સુકરવાર, તા૦ ૯ મી ફેબરવારી—હમે દશ વાગે "ઓસાકા" જવા ઉપડયાં. "ઓસાકા" જેપાનનું વેનીસ શેહેર તરીકે કહેવાય છે. અહીં એક જુનો કીલ્લો તથા ટંકશાળ છે, અને હાલ એમાં લશકરના સીપાઈઓ વસે છે, તેના મહાળેથી શેહેરનો તથા આસપાસનાં ગામડાંઓનો દેખાવ ઘણો સુંદર લાગે છે.

જેપાનની મોટી બાદશાહી ટંકશાળ એક મોટી ઈમારતમાં છે. ટંકશાળમાં દરેક ચીજ બારીકીથી તપાસવાને હમોને અગત્યનું નહી લાગું, કેમકે વેલાતનીજ બધી રીત પ્રમાણે આ ટંકશાળમાં કામ ચાલતું હતું. અહીંના બળવા પછી જ્યારે ટંકશાળ બંધાઈ ત્યારે ઓસાકાને રાજધાણી કરવાનો વીચાર હતો, પણ તે વીચાર પછવાડેથી પડતો મુકવામાં આવ્યો. મોટાં વાહાણો નજદીકમાં નહી આવી પુગવાથી અહીંનો વેપાર કમી થયો છે, અને પરદેશના એલચીઓ તથા કોનસલો કોબમાં જઈ રહયા છે. હમુને હજી થોડો વખત હતો તેથી દુકાનો જોવા ગયાં. ઓસાકા મીનનાં કારખાનાંઓ અને નાટકશાળાઓ માટે જાણીતું છે; પણ છેલા ૧૮ મહીનામાં પાંચ નાટકશાળા બળી ગઈ, જેમાં બારે જીંદગીનો નાશ થયો. હમે આસરે સાત વાગે કોબ પુગાં અને તુરતજ સ્ટીમર ઉપર ગયાં.

સનીવાર, તા૦ ૧૦ મી ફેબરવારી—આરીમા કરી એક પહાડની વચ્ચે તથા વાંસુની ઝાડીમાં આવેલું ગામડું જોવા હમે આજે જવાનાં હતાં, પણ બરફ પડવાથી હમે તે વીચાર માંડી વાલ્યો. હમે સાડા અગીઆર સુધી ખોટી થયા પછી ઉતરીને પાછું ત્રેનમાં ઓસાકા જવા ધારયું. પણ તે વટીક નહી બની શકે તેવું હોવાથી હમે કોબ અને હીઓગોમાંજ ફરયા કીધાં. હમે કેટલીક ગીરવી મુકવાવાલાઓની તથા દલાલી કરવાવાલાઓની દુકાનો જોવા ગયાં. કેટલીક દુકાનો તો પદાર્થોનું સંગ્રહસ્થાન હોય તેવી સરસ હતી. આ દુકાનના લોકો જ્યાં સુધી આપણી સાથે કોઇ જાણીતું માણસ નહી હોય ત્યાં સુધી સામાન દેખાડતા નથી. સઘળો સામાન તેઓ આગ નહી લાગે એવા લોહડાંના ઓરડામાં તરેહવાર નાના બાકસો અને કોઠલીઓમાં મુકે છે. એવી જગ્યા પરથીજ આપણને ખરી અસલી ચીજો મળી શકે છે. મોટી મોટી દુકાનો પર તો યુરોપ તથા અમેરીકા સારૂ બનાવેલો સામાન ભરેલો હોય છે.

આતવાર, તા૦ ૧૧ મી ફેબરવારી—સાત વાગાને સુમારે બે જેપાનીસ અમલદારો હમારી યાટ ઉપર આવ્યા, અને કાંઈ બોલવા લાગ્યા, જે કોઈ પણ સમજ્યું નહી. હમે તુટક પરથી જોયું તો બધાં વાહાણો ઉપર વાવટાઓ ચહડાવ્યા હતા, તે ઉપરથી હમે ધારયું કે તેઓ પણ હમુને એમજ કરવા કહેતા હશે, પણ ચોક્કસ જાણવા હમે કીનારે માણસ મોકલ્યું. બીજી મુશકેલી તો જેપાનીસ વાવટા મેળવવાની હતી. તેમ "થાબોર" નામનાં જેપાનીસ વાહાણ ઉપર વાવટા લેવા ગયા, જ્યાંથી એમ સાંભળવામાં આવ્યું કે "કીયુસ્યુ" માં બળવો થતો હતો, અને બે ત્રણ વાહાણો ત્યાં જતાં હતાં.

બપોરે હમુને જેપાનીસ તથા ફ્રેન્ચ વાહાણોના અમલદારો મળવા આવ્યા, અને તેઓ ગયા પછી હમે કીનારે જઈ, છેલી સલામો કરી પાછાં "સનબીમ" ઉપર આવ્યાં.

[સાંધણ છે.]

હીરાંબાઈ ન૦ મો૦ પરેલ.

રજ આવી અટક્યો હતો. માણેકબાઈ પાછાં સધાવ્યા પછી સુનાબાઈ બોલ્યાં, "અરે રે, આએ મુંબઈમાં શી રીતે કપડાં પેહેરેચ અને એ લોકનાં માથાં કેવાં ને મોહડાં કેવાં, માથાબાનું તો નામતુંજ બાંધેછ અને બાળ તો જાણે આગળ માથાંપર ચલયાંનો માલો ને મોહડાંપર તો લાલ રંગ લગાડેલો આગળથી બરોબર દેખાઈ આવેચ, તે સાથે ગળું બધું નીચે વેરથી ઉઘાડું ને ઝીણાં માછીની જાલ જેવાં બદીઆંનથી અભાગણીઓને સરદી નહી થતી હોશે? અને એવી ઉંચી એડીનાં બુટ પેહેડીને તો એ લોકથીજ ચલાતું હોશે, જાણે પગમાં તો અંધીઆરૂઓની પાવરી—જરા પગ મુકતાં ધ્યાન ચુકાં કેની તો તાંટયોજ ભાગે—સારૂં થયું કે દીકરીઓ તમે એવાં બુટ નથી પેહેરતાં." "નહી રે માયજી" છોકરીઓ બોલી "જાંહગીર ભાઈને તો એવાં બુટની ઘણી ચીડ છે, તેથી આપણે તો એવાં સાદાં સ્લીપરજ પેહેડીએછ અને ભાઈને એવા વાળે જેવા બાળબી મથી ગમતા, પણ માયજી ભાઈ કહેતા હતા કે એ મોદીજીની એક ગુલાં નામની એકપુરી છોકરી છે તે ઘણીજ ખુબસુરત અને નમાની છે, તેને તો માણેકબાઈ સાથે નહી લાવ્યાં?"

હવે વાંચનારાં બેહેનો, એ મોદીની ગુલાં વીશેબી આપણે જાણવું જોઈએ. પરવરદેગારે એક ફરેસતાઈ ખસલતની ખુબસુરત પરીજાદ બેટી મોદીજીને બક્ષી હતી. તેણીની ખુબસુરતીપર શાહેરી ચલાવવી તે સોનાંપર ધોળ ચહડાવવા બરોબર છે, તોપણ તેણીની બલુ આંખ વીશે લોકો કહેતાં હતાં કે, નીરમળ આસમાનની સાથે તેની સરખામણી થઈ શકે અને તે આંખમાં એટલી તો નમ્રતા અને નીરદોષપણું હતું કે એક વાર તેને જોયા પછી તે ચેહરો અને આંખ નજરમાંથી ખીસેજ નહી. ગુલાં બીચારી પોતાના ઓરડામાં લખી વાંચીને પોતાનો દહાડો પુરો કરતી હતી. વખતસરની બંદગી કરવા કદી ચુકતી નહી. માણેકબાઈ પોતાના ધણીનાં દેખતાં કંઈ ગુલાં સાથે જરા રતી વાત કરતાં, નહી તો પછી બીચારીને બાપની ગેરહાજરીમાં કદી કોહું આપતાં નહી. બીચારી ગુલાંને તેથી છુપો બળાપો ઘણો થતો, પણ પોતાના પીતાને કહીને તેવણને દુઃખી કરવાને તેણીનો વીચાર નહી હતો. મોદીજી પણ મનમાં સમજતા હતા કે બીજું ઘેર કરવામાં તેવણ ખરેખર ઠગાયા. ખેર, ફરેબથી ફરેસતાબી ફરે. ગુલાં દીકરીપર એવણનો ચાહ ઘણો હતો, જે અલબત્તાં માણેકબાઈથી નહી ખમાતું. હોમજી કેસ્ટલમાં માણેકબાઈ અને તેવણની બેઉ દીકરીઓ વારંવાર જતાં હતાં અને પીરોજા આવીને તે મેહેલની તારીફ કરતી હતી, ત્યારે બીચારી ગુલાં મનમાં મુંજાતી હતી..

"સુનામાય, હવે તો આપણા જાંહગીરશાહને કોઈ સારૂં ઘેર જોઈને પરણાવો." એક દહાડો લાગ જોઈને માણેકબાઈ બોલ્યાં. "હાજી, તમારે મોહડે શાકર, પણ મારા જાંહગીરે માંગી લીધું છે કે, તેની મરજી પ્રમાણેની ઓહોરદાર લાવવી, ત્યારે મેંબી એનીજ ઉપર રાખ્યું છે કે અલબતાં જેની સાથે જનમ સુધી જોડાશે તે એની ખાતરીથીજ થાય તો સારૂં." "અરે નહી રે જી! સુનામાએ, નાદાન બચ્ચાંઓ એમાં શું સમજે"—માણેકબાઈએ હોશીયારી દેખાડી આગળ ચલાવ્યું—"આએ મુંબઈ શેહેરમાં કોઈ કેવાં ને કોઈ કેવાં, તમે બીચારાં અંજાણું, તમારી ખાતરીથી કરો તો સારૂં."

"નહી બેહેન માણેકબાઈ, તમે ધારોચ તેવો મારો જાંહગીર નાદાન નથી, અને હમારી માફક એ પોતે કંઇ મુંબઈથી અંજાણોબી નથી, સૌ પોતીકું કામ સંભાળીને કરશે." સુનામાએ નરમાસથી ખુલાસો કીધો.

બીચારાં માણેકબાઈ તો નાજાંમાય વીશે ચોખો ચાંપી જોતાં હતાં, પણ વાત તો એમ બંધ પડી. કંઈ નહી, થોડા વખતમાં જાંહગીર શેઠ આવવાનો છે ત્યારે નાજાં જતી આવતી થશે તો ઓલખાણ પડશે; માણેકબાઈએ મનથી ધીરજ રાખી અને નાજાંમાયનેબી ચેતાવી રાખી કે તુંને પરણાવશ તો હોમજી શેઠના વારસ સાથેજ પરણાવશ, ચાલ દીકરી, મજેહથી "પેનો" વજાડવા શીખ. માણેકબાઈના ધારયામાં એમજ છે.કે નાજાંમાયે બરોબર ખુશ હલકથી "પેનો" વજાડયો તો જાંહગીર શેઠ ખરેખર પરણી જવાનો.—જેવા જેના વીચાર. અલબતાં,.ઘેરમાં એક "મીસ મેરી" નામની ગુલની શીક્ષક આવતી હતી તેની પાસ નાજાંમાયને પીયાનાપર આંગળાં મરાવાનાં ચાલુ કીધાં. બીચારી નાજાંમાયને 'પેપર" વાંચવાનો કે સારી ચોપડીઓ વાંચવાનો કંટાળો અથવા ટાંહેલું લાગતું, કંઈ બેહેસતન 'હોમલીબાઈની વાએજ, કે કુલીકાકીનો કુહરાપો જેવું કંઈ વાંચવાનું હોય તો એવણ વાંચતાં જાય ને દાંત કહાડતાં જાય અને એમાંજ એવણની કેળવણી આવી રહી હતી—અને એ અધુરી ને છાલકી કેળવણીનું કારણ તેણીની માતા હતી. નાજાંમાય જો હાથમાં "જામે જમશેદ" લેઈને ઉકલાવે તો તેવણનાં માયને સારૂં લાગે નહી. "નાજાં શું એમાં માથું દુખવેછ!" માણેકબાઈ કંટાળીને કહે. "નહી રે માયજી, હું લગનની ટીપ વાંચુંછ." "હં કે, વારૂં ચાલ જોઉં વાંચ, કોણ કોણ ઓલખીતાં 'નીકળેછ તે જાણુએ." એટલાંમાંજ જામે જમશેદ વંચાઈને પુરૂં થઈ જાય. મતલબ એ કે, બીચારાં. માણેકબાઈએ પાટીપર 'ધુળ નાખેલીજ નહી.

* * * * * * *

"માએજી, જોવો એક દહાડોંમને "હોમજી કેસ્ટલ" માં લઈ જાવો, મારો જીવ ઘણો બરાઈ રહયો છે, કહે જે ત્યાંની લાયબ્રેરી ઘણી સરસ ને વાંચવા લાયક છે, એવી સુંદર લાયબ્રેરી એક વખતબી મને જોવા ગમેચ." માણેકબાઈ અને બેટીઓ ડરેસ કરતાં હતાં ત્યારે ગુલાંએ કાલાવાલા કરીને કહ્યું. "ઓવાય! ગુલાં હું જોતી નથી કે બે છોકરીઓનેજ વાસ્તે જગા છે, ત્રીજીને વાસ્તે નથી. તુંને એનું એજ વેહેલું લાગુંછ, મુઈ "લાએબ્રારી" માં તે શું જોવાનું છે." માણેકબાઈએ મીજાસ ફેરવીને કહ્યું.

"અરે પણ ઘડી ઘડી માએજીને શું કંટાળો આપીને માથું ખાઈ જાએછ ગુલાં!" નાજાંમાએ નસકોરૂં ચહડાવીને કહ્યું.

બસ, ગુલને બીચારીને તે દહાડે ઘણું થઈ ગયું. "હવે માએજી એક દહાડો એનેબી લેવોની." ગુલાં પોતાના ઓરડામાં ગયા પછી પીરોજા બોલી. "ચુપ રહે પીરોજા, નાદાન જેવી કંઈ સમજે નહી ત્યારે વચમાં ના બોલતી. વળી એ કાંઇ કવાબમાં હાડકું;" માણુકબાઈએ ધમકી આપી, અને ત્યાર બાદ ભપકાબંધ ગાડીમાં ત્રણે મા દીકરીઓ હંકારી ગયાં.

ગુલાંએ તે ભરેલા છાતીએ જોયું ને પછી બાપના ઓરડામાં જઈને રડી પડી. "ઓ બાવાજી, મેં કોઈ દહાડે હોમજી કાસ્ટલ જોયો નથી ને માએને કેટલા કેટલા કાલાવાલા કીધા પણ લઈ જવા ના કહયું, કહે જે બે છોકરી ઘણી થઈ, ત્રીજીને માટે જગા નથી. મને ત્યાંની લાયબ્રેરી ઘણી જોવા ગમતી હતી, મેં કોઈનો ગુનાહ કીધો નથી ત્યારે મને એમ સજા શું કામ કરે છે?"

ગઈ. "ગુલાં એ શું વાંચેછ?" તેણીના હાથમાં ગુજરાતી પેપર જોઈને તે જવાને પુછયું. "એ તો "કયસરે હિન્દ" ની બાનુઓની કાલમ વાંચુછું." ગુલાંએ આંગળી મુકીને બતાવ્યું કે આએ "ડચેસ આવ પોરટલેન્ડ" ના નેકલેસની કેવી વખાણ થાય છે. ગુલાંની બહુ આંખ ચમકતી જોઈને તે જવાને કહયું કે, ગુલબાનુ કોઈ દહાડે તમેબી એવો નેકલેસ પેહેરશો. ગુલાંની આંખમાં એ સાંભળીને પાણી આવી ગયાં, અને અફસોસ સાથ બોલી "ભલા જાહાંગીર, તમે મને સુખી ના સમજતા. ખોદા મારા બાવાજીને સલામત રાખે, પણ હું સાવકી માયનાં સંકટમાં છું; તેણી મને જરા પણ ચાહતી નથી. માહલક્ષ્મી ખાતે હોમજી કાસ્ટલ નામનો જોવા જોગ મેહેલ છે, ત્યાં એ મારી સાવકી મા અને બેહેનો વારંવાર જાય છે, પણ મને લેઈ જવાને સાફ ના પાડે છે, તેથી આજે મારા બાવાજીએ કહયું છે કે હું તને કોઈ વખત લઈ જવશ." જાંહગીર એ સમજીને ખરેખર દલગીર થયો. "ગુલાં, પેલી કેહેવત યાદ રાખજે કે, "સંકટ સમયે ધીરજ ધરવી." તું તો શ્યાણી છે, હું પાછો એક બે દહાડામાં તુંને મલીશ." આમ કહી રજા લેઈને જાંહગીર તેણીથી છુટો પડયો.

"ગુલાંમાય, એ કોણ જવાન? ને એનું આખું નામ શું?" ગુલાં પાછી હાલમાં ગયા પછી બાપે પુછયું. "બાવાજી, એનું નામ જાંહગીર જમશેદજી સુરતી છે. હું મમાઈને ત્યાં સુરત હતી ત્યારે મને એની સાથે ઓલખાણ પડી. ઘણો સાલેસ અને લાયકીવાલો છે અને એનાજ કહેવા મુજબ, સુરતમાં ફાલસાવાડીમાં રહે છે."

બીચારા મોદીજી ચોખા ફસ્યા હતા કરીનેજ માણેકબાઈને પુછયું, "એક ગરીબ અને લાયકીવાલો જવાન સુરતનો છે, તે થોડા દહાડા આપણે ત્યાં રહેવા માગે છે; ગુલાં એને સારી ફાની ઓલખે છે."

"ઓ ના રે માએ" માણેકબાઈએ મટકો કરીને કહ્યું, "એવા રખડતાઓને આપણે ત્યાં કેવું રાખવાનું? ગામમાં હોટેલ કે બીજાં ઠેકાણાં નથી કે?"

"નહી નહી, માણુક, તું જોયા વગર ના બોલ." મોદીજીએ મક્કમ અવાજે કહ્યું, "એ જવાન કોઈ ખરેખરો ગ્રહસ્થ માલમ પડે છે."

"તે ગમે તેવોબી હશે, પણ મારાં નાલાં મોટાંનાં ઘરમાં નહી જોઈયે." માણુકબાઈએ ડહાપણ દોહોવ્યું કે એવા સુરતી ઠગો તો ઘણાબી આવશે.

અંતે બીચારા મોદીજી હાર્યો. ગુલાંની મમઈ તરફનાં ઓલખાણવાલાં તે માણુકબાઈને કેમ ગમે?

બે દહાડા પછી જાહાંગીર પાછો આવ્યો, તેને મોદીજીએ દલગીરીથી જણાવ્યું કે "મારાં ઘણીયાંણી કોઈ પણ અંજાણાને ઘરમાં ઉતારો આપતાં નથી."

આણીગમ પેલીગમની વાત કીધા પછી જાહાંગીરે સાલેસાઈથી કહ્યું કે, "મોદીજી તમને મારી એક અરજ છે—તમારી એકપુરી ખુબસુરત બેટી ગુલાંના હાથની હું ઉમેદ રાખું છું અને હું ધારૂં છું કે ગુલબાનુંબી ના નહી કહેશે." નીરદોષ ગુલાંનો ચેહેરો શરમ અને ખુશીથી ગોલાબી બની ગયો.

ખરશેદજી મોદીની અનુભવી આંખે તે જોઇ લીધું. તેવણને પેહલેથીજ એ જવાન વીશે ઊંચો વીચાર હતો. "મી૰ જાહાંગીર, હું બે દહાડા વીચાર કરવા માગી લેઊં છું," મોદીજીએ કહ્યું.—"મોટી ખુશીથી સાહેબ," જાહાંગીરે લાયકીથી કહ્યું, અને બેઉ બાપ બેટીની રજા લઈ છુટો પડયો.

* * * * * * *

"આવો આવો કુકીઆઈ, ઘણે દહાડે કાંથી આવ્યાં." એક જાડાં ડોસાં હાંફતાં હુંફતાં સુકી સપાટ ઘસડતાં આવ્યાં, તેને માણેકબાઈએ આવકાર દીધો.

"ઓ મર્‌રે બાઈ, ઘણા દહાડા થયા મારો જીવ તમારામાં ને મારી દીકરીઓમાં ભરાઈ રહયો હતો, પણ સુવું કંઈ ને કંઈ કોમ નીકળતું ને નીકળતું, પછી આજે તો મારી ફુવણસાસુની દીકરીના બપાવાસસરાને બેસવા ગઈતી તે મકુજે ચાલ કુકી, દીલમાં સારી છે તેટલાં બાઈને ત્યાં ફેરો મારી આવતે." ડોસાં દમ લઈને હાંફવા લાગાં.

"મરેરે કુકીઆઈ ચાલતાં આવ્યાં કે!"—"નહીરેજી તામએટમાં આવી." "ઓહો એ કારાંમાએ કાંહાંથી આવ્યાં;" નાજાંમાએ ડોસાંને જોઈ ધીમેથી બબડયાં. પણ જેનું નામ કુકીડોસાં, તેવણનો ધંધોજ મોટાંઓને મસકો લગાડવાનો ને કંઈ જુઠી સાચ્ચી ખબર આપવાનો. ડોસાંથી ભુંજ્યો પાપડ ભાગે નહી પણ એવણની અભાગણી જીભલીમાં કંઈ અજબ જોર હતું. માણેકબાઈને મહીરે એ ડોસાંની આવજાવ હતી, તે હવે મોદીજીને ત્યાંબી એવણની હાજરી મહીનામાં એક બે વખત જણાય છે.

"કેમ કુકીઆઈ કંઈ ગામગપાટા?" માણેકબાઈએ ડોસાંને ઉશકેરયાં. "શું કહેવું બાઈ, આપણે કંઈ ગામમાં ફરયેછ જે તેની વાતચીત જાણીએ, તેમાં વળી હવે તો જયાંનું સાંભળેલું ત્યાંજ મુકી આવીએ." ડોસાંએ નાકને જીભ લગાડી. "અરે પણ બાઈ તમુને કહેતાં વીસરી જાઊંછ, પેલી માલખમીની વાડી તે દહાડે હું ને જીણાની નજી કરીને જોઇ આવ્યાં જો. શું મજાનો બંગલો ને વાડી છે જે જોણે જોણે નકરૂ સાતમું બેહેસ્ત. ત્યાં એ નજીની નરણ રૂપાંબાઈ, શેઠનાં સુનાબાઈ આગળ રહેલી છે; અસલ સુરતમાંજ રહેલી તે અહીંબી આવી. મરે એવાંને તો રહેલુંબી પરમાણ છે. નજીબી તે દહાડે ફફરતીતી કે કોઈ દહાડો કંઈ શેઠની ત્યાંની વાત પુછયે તો રૂપાં બંદી કદીબી બોલવાની નહી. જાણે એબી મોટે ઘેરની અભાઈજી. તે દહાડે હમે વાડી જોવા ગયાં તે બધી વાડી હમુને સાથે ફરીને એ રૂપાંબાઈએ દેખાડી, પણ જરા મોટેથી બોલાય તો આપણુને નાંકપર આંગળી મુકીને અસારત કરે જે હલ્લુ બોલો. મરેરે મારો તો જીવ હલ્લુ બોલતાં ઘુંટઈ જાય. મારો તો જીવ ઘણો થાયચ કે એ બાઈ આગળ આવતી જતી થાઊં. કહેજે બાઈનો છોકરો ગામે ગામ ફરવા નીકળ્યો છે. તમે તો મર્‌રૂ એ વાડીમાં આવોછ જાવોછ તે જરા આપણી નાજાંમાયને વરે જરા પાસો નાખી જોવોની?" ડોસાંએ જરા કાનમાં લાગીને કહ્યું. માણેકબાઇને આથી કંઈ અજબ હોશીયારી આવી. ગંભીર મોહડું કરીને તેવણ બોલ્યાં, "જુઓની કુકીઆઈ, હમોથી બનતું તો હમે કરયેછ પણ હવે એવાં કામમાં તમારાં જેવાંનીબી મદદ જોઈયે છે."

"ઓ હારે મર્‌રૂ, મારી આંખને જોરે, એ કામ કુકીનું." ડોસાં ટટાર થઈને બોલ્યાં, "હું જરા વાડીમાં જતી આવતી થાઊં ને પછી બાઈના કાનપર એ વાત નાખું કે એવાં માણુસ ને એવી દીકરી આખી મુંબઈમાં મળવાં મુશકેલ છે. પણ બાઈ, નાજાંમાએનાં લગન નકી થાય તો મને સુનાની બાંગરી પેહેરાવશો કે, મર્‌રૂ એ મોટાં ઘેરની માલીક થશે ત્યારે ગરીબરાં કુકીઆઈને વીસરી ના જતાં જો." ડોસાંએ પોતાનું દાપું નકી કરવાની તક લીધી.

"ઓવાએ, નારે કુકીઆઈ, તમુને કેમ વીસરવાનાં હતાં, તમુને દેફાં જેવી સુનાની બાંગરી ને કસબી કોર સાથનાં કપડાં કરશું." માણેકબાઈએ સધ્યારો આપ્યો.

"ઓ મર્‌રે મારી દીકરીનાં નસીબપરથી," કરીને ડોસાંએ ઉઠીને તપકીરના ખરડાયલા હાથે નાજાંમાએને દશે આંગળાંએ ઓવારણાં લીધાં. એ છોકરીબી માહલક્ષ્મી કાસ્ટલનાજ ખ્યાલમાં રહે છે, કારણ કે એ માએ દીકરીની પુરતી ખાતરી છે કે બાવાના વગથી નાજાંમાએનું એજ શેઠ ખાનદાનમાં નકી થશે. એક બાજુ બીચારી ગરીબ ગુલાં વીચાર કરે છે જે એ મેહેલ મેં તો જોયોબી નથી, તેટલાં ત્યાં નાજાંમાએનાં લગનબી થવાની વાતો ચાલે છે, હશે ખોદાએ જે કરે છે તે જોઈને સુગરાના કરવા જોઈયે.

"ચાલો માએ હવે તો સાંજ પડી ગઈ, મને હવે રજા આપશો કે જી." ડોસાં ઉઠયાં.

"કંઈ નહી કુકીઆઈ, જરા જમીને સધાવો," કરીને માણેકબાઈએ તેવણનું ભાણું મંગાવ્યું, જેને ડોસાંએ ખાસી તરેહ ઈનસાફ આપ્યો, જરાક જેટલો બ્રાન્ડીબી નાજાંમાએની શાદીની મુબારકબાદીમાં નોશ કીધો. તે પછી માણેકબાઈએ એક નવી ઈજાર, બદયન, સદરો, માથાબાનું સાથે પાંચ રૂપીઆ રોકડા ડોસાંને આપ્યા, જે અલબતાં તેવણે એ શુભ કામનાં બેઆનાં તરીકે કબુલ રાખ્યા. "કુકીઆઈ, હવે જરા વાડીમાં ફેરો મારજો હં કે, ને જરા ધીરજથી વાત છેડજો." માણેકબાઈએ ડોસાંને જતાં જતાં હલ્લુથી યાદ આપી. "અરે હારેજી, કાલેજ સારો દહાડો છે, સરોશ રોજ ને સુકરવાર તે હું તો કાલેજ જવાનો વીચાર રાખું છું; તમે જાણોછ કે બાઈ, એ તો હીકમતનાં કામ છે, કલેવળે કહીને તે લોકોનો સાર લેવાંનો." વગેરે કેટલોક સધ્યારો આપીને ડોસાં પટયાં: એ નકામાં પરવારતાં ડોસાંને થોડીજ ખબર છે કે ગામમાં પેસવાના વાંધા તેટલાં પટેલને ત્યાં ઉનાં ઉનાં પકવાનની વરદી.

* * * * *

"ગુલાંમાએ, આએ જાહાંગીર સુરતીએ તો તારા હાથની માગણી કીધી છે," મોદીજીએ પોતાની વાહાલી દીકરીને મમતાથી પુછયું, અને બોલ્યા "એના લાયક દેખાવથી મારેથી નાબી નહી કહેવાતું, તેમજ હા કહેવાનીબી મરજી થતી નથી."

"કાંએ કાંએ બાવાજી! એનામાં એક પણ ખામી નથી કે આપણુને ના કહેવાનું કારણ મળે." ગુલાંએ અધીરાઇથી કહયું.

પણ મારી દીકરી, તુંને સુરત જેવાં શેહેરમાં અને તેબી વળી એકાંત ફાલસાંવાડીમાં મોકલવાને મારૂં મન નથી થતું, અહીંની વસ્તીમાંથી ત્યાં જશે તો તું ઝુરી જશે." મોદીજીએ પોતાની ખરેખરી મનની ફીકર જણાવી.

"બાવાજી," ગુલાંએ મકમ અવાજે પણ અતી નરમાસથી કહયું, "હું કોઇબી વખત પરણીશ તો આએજ ગ્રહસ્થ જાહાંગીરશાહ સુરતી સાથે પરણીશ, નહી તો કોઈ પણ સાથે નહી, કારણ કે મને એના ગુણ ઘણા અમીરી માલમ પડે છે. એની સાથે હેરળ એકાંતમાં પણ હું સુખી રહેવશ, અને તમો મેહેરબાન પીતાનેબી મારી અરજ છે કે, એક લાયક જવાને આપણે ત્યાં આવીને મારો હાથ માંગયો છે તેને ખુશી સાથે આપવો." એટલું ટુક બોલતાં ખુબસુરત ગુલની બન્નુ આંખ ઘણી ચળકી રહી. અનુભવી મોદીજીબી બોલપર ઈતબાર રાખીને ગુલનું માથું પસવારીને તેણીને આશીરવાદ દઈ બોલ્યા, "મારી ગાએ દીકરી, તું સુખી થજે."

ગુલાંએ એકાંતમાં તે દાવરે દાદગરની મોનાજાત કીધી અને તે સાહેબના હજારો હજાર સુગરાના કીધા. એ સુંદર અને સદગુણી પુતળીમાં જરા પણ હવાઇ ખ્યાલ જેવું હતું નહી; એ શાંત મનની સુંદરીને જરા પણ મોટાં મોટાં સુખની આશા અને હોંશ હતીજ નહી.

* * * * * * *

આવાં મહીનો અને હોરમજદ રોજનો આજે મુબારક દીવસ છે. ખુબસુરત ગુલને વેહેલી ઉઠવાની આદત છે, તેથી ઉગતો આફતાબ આ બોહોળી સૃષ્ટીને કેવી શોભાવે છે, તે એકાંતમાં નીહાળવાને તેણીને સારી તક મળે છે. ખોરશેદ યજદનાં સોનેરી કીરણો ઊંચાં દરખ્તોપરથી ઉતરીને નીચેનાં સુગંધી ફુલોના કયારાને સોભાવે છે. તે કયારાઓ વચ્ચે આપણી સોહામણી બાલણ પોતાના નાજુક હાથોએ સર્વે રોપાઓને સીધા કરે છે, નકામાં પાતરાં કહાડી નાખીને તે બાગને સોભઈતો બનાવે છે. પાછળથી બંગલામાં બારી આગળ મોદીજી સહવારની બંદગીમાં હોસબામ ભણીને ખોરશેદ મેહેરની નીઆએશ કરે છે અને પોતાની નીરદોષ વાહાલી બેટીને ઝાડોમાં ગુંટાએલી જોઈને ખુશી થાય છે, તેટલાં કોઈના ઘોડાનાં પગલાંનો એકસરખો અવાજ આવ્યો અને બીજીજ પળે પેલો ગરીબ પણ લાયકીવાલો જવાન જાંહગીર સુરતી દરવાજામાં દાખલ થયો; તેને ગુલે ખુશીથી આવકાર દીધો. બાગમાં ફરતાં ગુલે પોતાના હાથના ફુલોના રોપા બતાવ્યા. એક ગોલાબનું ખુશનોમાં ફુલ ગુલે તે જવાનને આપ્યું, જે છાતીમાં ખોસતાં તે બોલ્યો, "ગુલાં, આજનો દહાડો અને સહવાર કેવી ખુલી અને ચલકતી છે."—"એ વસંત રૂતુની સહવાર ઘણી ખુશનુમાં અને દહાડા લાંબા રહે છે, જે ખરેખર ઘણા ઉપેગી માલમ પડે છે;" ગુલાંએ ટેકો આપ્યો. ત્યાર બાદ તેઓ અંદર ગયાં.

મોદીજીએ ખુશીથી આવકાર દીધો, ખેરઆફીએત પુછ્યા પછી જાંહગીરે ધીમેથી સવાલ કીધો, "તમો સાહેબે મારી માંગણી ઉપર પુરતો વીચાર તો કીધો હશે."

"મી૰ જાંહગીર, મારી ગુલાં દીકરી કહે છે કે કોઈબી વખત પરણુશ તો એજ ગ્રહસ્થ સાથે, ત્યારે હું એ બેટીના વીચારને મુબારક ગણું છું, મને પણ છુપી બસારત થાય છે કે તમારૂં જોડું બેશક ઘણું સુખી નીવડશે."

"હું તમારો ઉપકાર માનું છું." કરીને જાંહગીર નમ્યો અને ઉઠીને પોતાને આંગળેની એક કીમતી વીંટી ગુલને પેહેરાવીને તેણીની વીંટી પોતે પેહેરી. માણેકબાઈબી ત્યાં આવ્યાં હતાં, તેવણુને ગુલ પગે પડી, તેથી ગુલને ઓવારણા લીધાં અને મનમાં ખુશી થયાં કે એટલી સેહેલી ને સસતી રીતે એ છોકરીનું કોઈ અંજાણ્યા સુરતી પારસી સાથે થઈ ગયું અને માણેકબાઈનાં મનથી તો કાસર પતી, કારણકે એ છોકરીની ખુબસુરતી નાજાંમાયનાં કારજમાં કોઈ વખતે આડે આવતે, એવો વીચાર કરીને માણેકબાઈ સંતોશ પામ્યાં. ત્યાર બાદ સર્વે જણાં નાસતાપર બેઠાં. બીચારા ગરીબ જાંહગીરેબી જોઈ લીધું કે તે તવંગર નથી એવા વીચારથી સર્વે બાઈઓ તદન ઠંડાં દેખાતાં હતાં. ખેર, જમાનોજ એવો છે. બઈરાંઓની રીત પ્રમાણે કોઈ મરી જાઓ ધરી જાઓ કરતું ન હતું. તે લાયકીવાલો જવાન જતી વખતે સર્વે બાઈઓને નમ્યો, જેને માણેકબાઈએ તાણીતોડીને "આવજોજી કહયું," પણ નાજાંમાયે તો અમથું સેહજ ડોકું હીલવીનેજ પટાવ્યું, કારણ કે એવા ઓલ્યા પારસીઓની તેવણુને છીટ હતી. ગુલાં અને મોદીજીને જાંહગીરે શેકહેંડ કીધી અને કહયું કે, "આવતાં આવાં યજદનાં પરબને દહાડે હમારાં લગન કરી આપશો તો હમારી પર મોટો ઉપકાર કરશો." મોદીએ ગુલ તરફ નજર ફેરવી તો તેણીની ચતુર ચશમે મુંગો પણ હા નો જવાબ દીધો, જે અનુભવી મોદીજી સમજી ગયા અને તે લાયક જોડાંને ખુશી રાખવા એ માંગણી પણ સ્વીકારી.

"માયજી, એ ગુલાંએ શું વર પસંદ કીધો, એ સુરતના લોકો ડગલો પેહેરેછ કે જામો? અને મુઈ પાઘડી કે દાલ ભરવાની પાએલી"? નાજાંમાયે ટીચકું કરીને પુછ્યું. "એવા ધીલા ડગલાથી દેખાવ સારો નથી લાગતો. મજેહના આજના ટુકા ડગલાથી અને ટરકીશ કેપથી મરદો સોભી નીકળે છે." નાજાંમાયનો એવો ઉમદા વીચાર સાંભળીને તેવણુનાં માય ખુશી થઈ ગયાં, કે મારી દીકરી સુધારાવાલી છે. (જેના જેવા વીચાર).

"અરે પણ નાજાં, તેં ગુલને હાથની વીંટી જોઈ કે?" પીરોજાએ કહયું, "શું સરસ પાણીતું મોહું માણક છે, બાવાબી જોઈને બોલ્યા કે એ ઘણી કીમતનું અસલ જુની ખાનનું ઉમદા નંગ છે."

"અરે હા રે દીકરીઓ," માણેકબાઈએ તાલુકો મુકયો, એ સુરતી લોકો તો એવા ઓલ્યા દોલથા દેખાય, પણ કંઈ જમાનાનું સંઘરેલું એવે દહાડે કહાડે, કપડાં લુગડાંમાંથી એ લોકો ઘણા પૈસા નહી ખરચે, પેલા કહે તેમ મેલા ઘેલા ને રૂપ્યાના ઠેલા."

"બરીઆ એવા રૂપ્યાના ઠેલા ને ગામડયા ગમાર જેવા માતીડાઓબી" નાજાંએ નસકોરૂં કીધું.

એ તો બા આજની છાલકી કેળવણીના પરતાપ, સંગીન કેળવણીવાલી બાનુઓની રીતભાત જુદીજ રહે છે.

* * * * * * * * *

"કેમ કુકીબાઈજી, કંઈ ખુશ વધામણી લાવ્યાં કે!" કુકીબાઈ કાંસતાં કાંસતાં દાખલ થયાં, તેવણને માણેકબાઈએ અધીરાઈથી પુછયું.

"હા રે મરૂં, સઊ સારીજ વધામની થશે." કુકીબાઈ રીપલાં થઈને બોલ્યાં, "પરણુતીપરથી મરૂં તે મેંબી બાઈ એ ફેરા તો ખાધા. પેહેલી ગઈ સારે તો સુનામાય અને છોકરીઓ સઊ બહાર ગયાં હતાં, એટલે ફેરો ફોકટ ગયો. મેં જરા રૂપાં આગળ વાત તો છેરી કે મારાં મોદીજીનાં માણેકબાઈની દીકરી નાજાંમાય ઘણી હુશીઆર ને બધી સુધરેલી છે ને જી ભરાઈ દેખાવલીબી ઘણી છે. તો તે દોહોડ ચતુર કહેજે કે "મુંબઈનો તો હાલો સુધારો ને પોકળ ઈતરાત છે. તેમ વળી કંઈએક ખાનદાનીઓ ખરેખરાં જે સુધરેલાં છે તે લોકની સાલેસાઈ ને લાયકી વખાણવા જોગ છે." એમ આપણાં રૂપાંબાઈતો ડાહ્યાં ડોહોરાં થવા લાગાં. સાચ્ચું પુછાવો તો બાઈ મને તો એ ટાહેલું નહી ગમ્યું, મકુજે જીવ એની આગળ બોલવું ને ઘાસ કાપવું બરાબર છે. પછી ગયા મંગળવારે પાછી નજીની સાથે ગઈ. મારાં કાતરયાંપર મકાઈની મોતી રહે છે તેબી વાડી જોવા આવી હતી. જતાંને વાર હમુને તો રૂપાંએ બેસાડયાં, કહેજે બાઈ આગળ બહારનાં બૈરાં આવ્યાંચ તે અહીંજ બેસો. મારો તો જીવ ઘણો ખાટો થઈ ગયો કે મરે રે કોણનું મોહડું જોઈને નીકળી હોવસ. થોડો વાર રહીને સુનામાયની છોકરીઓ આવી. હમુને કહયું કે આવો ડોસાં કેમ છેઓ, સારીકાની તો ખરાં. મેં કહયું કે હા રે મરૂં સારે રૂડે દહાડે લગન વીહાએ આવ્યે, હવે તો મરૂં ભાઈને પરણાવો સારે આવશું. છોકરીઓ તો હસી પડી કહે જે ડોસાં, ભાઈને પરણવાની વાત તો ભાઈજ જાણે, તમારા ને હમારા કહયાપર કંઈ તેવણ પરણવાના નથી. મેં જોયું કે નાદાન બચ્ચાંઓ શું સમજે, ને બાઈ તો વળી પાછાં પેલાં બૈરાંઓ સાથે ફરવા ગયાં અને હું તો મારે ઘેર આવી."

માણેકબાઈને કંઈ ખુશ સમાચાર મલ્યા નહી, તોપણ આશા એક અજબ ચીજ છે.

* * * * * * * * *

આતવારને દીને સુનામાય તરફથી એક ચીઠ્ઠી લઈને હમાલ આવ્યો. માણેકબાઈનો ડોળો ખેંચાયો કે એ શાની ચીઠ્ઠી હશે. ચીઠીમાં નીચે મુજબ હતું:—

**નેકનામ ભાઈજી ખરશેદજી મોદી જોગ—**

જત આવતી કાલે આવાંઈજદનું પરબ છે તેથી સહવારે સકારેથી તમારાં ધણીયાંણી તથા બેટીઓને લેઈને આપણી વાડીમાં આવવાની તસદી લેજોજી, ભાઈ જાંહગીરબી આવ્યા છે, માટે સરવે જણે જરૂર પધારશું.

લા૦ સુનાબાઈ જમશેદજી શેઠના.

માણેકબાઈની ખુશીનો કંઈ પાર નથી. "જોવની ખરશેદજી," માણેકબાઈએ ચેતવણી આપી કે "એ અબઈ રહયો જાંહગીર શેઠ આવ્યોછ કેની, તેની સાથે આપણી નાજાંમાયને વાસ્તે જરા વાત કરી જોજોની, આપણે એ લોકની બરોબર રીત ભાત આપશું અને સારીકાની ઠેરવશું, ને નાજાંનાં નામપર જે એના બાપને હાથના પચીસ હજાર રૂપ્યા છે તેબી રીતમાં આપશું, એમ બધું વાતપર વાત કરીને એના કાનપર નાખજો."

"માણુક," મોદીજીએ ગંભીરાઈથી કહયું કે "મોટાઓની બરોબરી આપણને કરવી નહી જોઈયે. એ પડયો પોતે કરોડપતી, નાજાંના પચીસ હજાર તો શું પણ પચીસ લાખબી તેની મરજી આગળ રદ છે. એવા બુલંદ દરજ્જાના શેઠયા કંઈ પૈસાને નથી જોતા, પણ જેનીપર તેઓનું દીલ દોડે છે તેનોજ હાથ ધરે છે, પછી તે કન્યા એક ખેડુતનાં ઝુપડાંમાંની કાંય નહી હોય. મારો તો એજ વીચાર છે કે એક જનગની મોહોરદાર કરવાનું મરદોનું કામ છે અને તેઓજ પોતાની મરજીથી જો છોકરીને માંગે તો આપણી ખાતરી કરી લઇને ખુશીથી આપવી, નહી તો કે એવા ખાલી ખ્યાલમાં રહેવું ફોકટ છે."

માણુકબાઈને તેણીના ધણીની શીખામણ પસંદ પડી નહી. તેવણે મનથી વીચાર કીધો કે આજે વલી ધારેજ છે કે, દીકરીની તરફથીજ કહેવાડવું જોઈયે, અને તેવું માતબર ઘેર હોય તો એ માણુસને વચમાં પણ નાખવાં પડે, એ તો દીકરીનું નસીબ ઉડાડેલું ઉડે ને બેસાડેલું બેસે.

સહવારનાં પોહોરમાં સર્વે જણાં તૈયાર થયાં. નાજાંમાયને ખાસ ઊંચો ડરેસ કરાવ્યો હતો. બદામી કસબી બુટ્ટાની કકરી ગાજ તીલીની કોરની સાડી અને ગોલાણી હોજરીયાંનું બદીઆન પેહેરીને તેવણે સરસ ઠાઠ કીધો હતો. બદીઆંનની ઉપર

પખીનું કોણ બયાંન કરે. તેઓએ જે બરફની ઉપર બાંધકામ કીધું હતું તે લાગલું પીગળી ગયું, અને હવામાં ઉડાવેલો કીસ્સો જમીનદોસ્ત થઈ ગયો. જાંહગીર શેઠે ગુલનો હાથ ધરયો અને સર્વે અંદર ગયાં. "માયજી, આએ તમારી વહુ ને મારી જનમની સાથી" જાંહગીરે ગુલને સુનામાએ સાથે મેળવતાં કહયું. તેવણે વહુમાયને અતી પ્યારથી પેટમાં ચાંપીને ઓવારણાં લેઈને આશીરવાદ દીધા કે "જનમ જીવજો ને હમારી ઓલાદમાં આબાદાંની કરજો."

થોડા વખતમાં નોતરેલાં પરોણાંઓથી મહાલક્ષ્મીનો બુલંદ મેહેલ ગાજી રહયો. જેબી કોઈ જવાન અબળાઓ આવે તે ગુલની ખુબસુરતી જોઈને અજબ થાય અને તેણીના સાદા ને શોભઈતા ડરેસપર આફરીન કરે. સુનામાયની પુતલી, રતઈ અને ગુલાં મલીને બહારની બીજી બાનુઓ સાથે વાતે બેઠાં. "ગુલબાનું, તમે ઉંચી હીલનાં બુટ કાંય નહી પેહેરતાં!" નવી બાઇઓએ પુછયું.—"નહીંજી, ઉંચી એડીથી અડચણ લાગે છે, અને નાયલી ને બેઠી એડીથી સગવડ માલમ પડે છે." ગુલે તેઓની ચુક બનાવીને કહયું કે, "પારીસની બાનુઓએ ઉંચી એડીનાં બુટની પેહેલ કહાડી અને વળી તેઓએજ બેઠી એડીની સ્લીપરબી પાછળથી સોધી કહાડી, એટલુંજ નહી પણ તેનીપર હીરાનાં બકલ મુકીને સીંગારબી આપ્યો છે. એ દરેક ફેશનનાં ફાંફા આપણને નહી મારવાં જોઇયે ...

નેકબખ્ત માતા અને બેહેનો સાથે યુરોપની મુસાફરી માટે ઊપડી ગયાં છે. તેઓનો વીચાર ઈંગ્લંડ અને સ્કાટલંડની સેહેલગાહ પછી, પારીસની મુલાકાત લેઈને મુંબઈ પાછાં ફરવાનો છે. ખોદા તેઓની સફર સફલ કરો!

**મીસ મેહેરબાનુ કાવસજી દાવર.**

---

**દુનિયામાં સઉથી વખાણવા જોગ હોટેલ કેલીફોરન્યા**માં આવેલું છે. આટલી તો જાણીતી વાત છે કે દુનિયામાં સઉથી મોટાંમાં મોટાં ઝાડો કેલીફોરન્યામાં હોય છે, અને ત્યાંના એક ચાલાક રહેવાસીને આ ઝાડોના ઢગલાનો ઉપયોગ અજબ જેવી હીકમતથી કરવાનો સુઝ પડયો છે; તેણે તે માંહેથી એક હોટેલ એવું કરયું છે કે જેથી તેનાં બાંધકામ તેમજ ભાડાંના ખરચનો તદનજ ઉગાળો થાય. એક ઝાડનું પોકળ થડ કે જેનો ઘેરાવો બાવીસ વારનો છે, તે માંહે બેસવા ઉઠવાનો ઓરડો કીધો છે, અને તેની આસપાસનો બાગ, કે જે પોહોળી પંચરાયલી ડાંખલીઓથી ઢંકાઈ ગયો છે, ત્યાં ખાવાનો અને બીડી પીવાનો ઓરડો કરયો છે. બીજાં કેટલાંક નાનાં ઝાડોનાં પોકળ થડમાંથી કેટલાક સુવાના ઓરડાઓ કરયા છે, કે જેને ઘણી સરસ રીતે સંગારવામાં આવ્યા છે અને કેટલાંક થોડે દુરનાં ઝાડો હોટેલનાં માણસો ઉપયોગમાં લે છે.



## દખણના વડા દસ્તુર ડાકટર હોસંગને સમશ-ઊલ-ઊલમાનો ખેતાબ મળ્યો તે માટે ખાસ જોડેલું ગીત.

ગાવો ગાવો દસ્તુરજીની કીર્તી હો,
ભલે થયા સમશ—ઊલ—ઊલમાં.
મળ્યો ખેતાબ, ખાલી રહયો આબ,
જરથોસ્તી ટોળાંના સરદારને હો—ભલે થયા.
વાઈસરોએ બખસ્યો તમને ખેતાબ,
માનીએ તે સાહેબનો ઉપકાર હો—ભલે થયા.
જુગ જુગ જીવો, મહારાણીવીકટોરયા,
રહો પારસી ટોળાંપર મેહેરબાન હો—ભલે થયા.
લાયકી તમારી, ટોળાંમાં છે ભારી,
અમે આપયે મુબારકબાદી હો—ભલે થયા.
દાદાર રાખે, તમને આબાદ,
રહો એખલાસ કુટુંબ પરીવાર હો—ભલે થયા.
ઉમર દરાજી, ચાહીયે તમુને હો,
આપે અનજુમન આશીરવાદ હો—ભલે થયા.

**મીસીસ પી૦ પા૦, મીસીસ ગી૦ સો૦,**
**ર૦ ડા૦, મીસ આ૦ ડા૦.**



## ભરવા-ગુંથવા વીશે.

### સ્લીપરો, સીવવા ભરવાનું મુકવા માટેના કોથળાઓ વગેરે ભરવાની તરાંહ.



આ તરાંહ સ્લીપરો, સીવવા ભરવાનું મુકવા માટેના કોથળાઓ વગેરે ઘણી ચીજો ભરવાનાં કામમાં આવશે. એ કેનવાસપર ફેનસી ટાંકાએ ભરેલી છે. એક હુશીયાર ભરનાર ચીત્રમાં જોઈ સેહેલાઈથી તેનો નમુનો ઉતારી શકશે.

દીનબાઇ.

### જાળીની તરાંહ પેહેલી.

એ તરાંહ માટે આઠ ટાંકા એક જાડા સુઈયો લઈ માંડો. પેહેલી હાર—એમાંથી એક એક આંટો એક સાદો એક ઊંધો એ રીતે આખી લાઈન પુરી કરવી. બીજી લાઈનબી પેહેલીની માફક ગુંથવી.

### સાદીની તરાંહ.

એ તરાંહ માટે છ ટાંકા સુઈયા ઉપર માંડો. પેહેલી હાર—એક આંટો, ત્રણ સાદા, આંટો લીધેલો ટાંકો ત્રણ સાદા ઉપરથી નાખી દેવો. એ રીતે આખી લાઈન પુરી કરવી. બીજી લાઈન ઊંધા બખ્યાની ગુંથી જવી, ત્રીજી લાઈન પેહેલીની માફક ગુંથવી.

મીસ દીનાં દીનશા.

## રાંધવાને લગતું.

**ભુંજેલાં ઈંડાં**—એક ચાહેનું કપ ભરી સારી સ્વાદીષ્ટ ગરેવી લેવો. એક નાનાં ડીશમાં તેને ગરમ ગરમ રેડો, પછી તેમાં બે ત્રણ તાજાં ઇંડાં ભાંજો. થોડી રાંધેલી મરઘી યા માછલીને ઝીણી છુંદી ઉપર છુટી છુટી નાંખો, ત્યાર બાદ થોડો પાંઉનો રવો ભભરાવી, નીમક મરી નાંખી, ડીશને ભઠ્ઠીમાં મુકો. ઇંડાં બંધાવા આવે કે, થોડી વધારે ગરેવી અને થોડી છુંદેલી મરઘી યા માછલીના કટકા ઉમેરો. ચાર પાંચ મીનીટ વધારે ભઠ્ઠીમાં રાખી, પછી બહાર કહાડી ખાવામાં લેવું. ઇંડાં ઘણાં કઠણ થઈ જવા દેવાં નહી.

*** મેકેરોની સાથે ઈંડાં**—એક નાનું ડીશ લઇ તેને માખણ લગાડો, થોડી મેકેરોનીને દુધમાં નરમ બાફી તેનું ડીશમાં એક પડ કરો, દુધપરની મલાઇ (ક્રીમ) કહાડી મેકેરોની ઢંકાઇ જાય ત્યાં સુધી ઉપર રેડો, પછી થોડો વેલાતી પનીરનો બારીક ભુકો કરી ઉપર ભભરાવો, પાછું તેની ઉપર મેકેરોનીનું પડ કરો, એમ જ્યાં સુધી ડીશ લગભગ ભરાય ત્યાં સુધી પડ કરયા કરો, ત્યારબાદ ત્રણ ઇંડાંને બરાબર ઘોળવી અંદર નીમક તથા મરી નાંખી તેની ઉપર રેડો; મેકેરોની વગેરેને ઇંડાંમાં બરાબર બુડવા દેવી, પછી તે વીસ મીનીટ સુધી અથવા તો ઇંડાં બંધાય ત્યાં સુધી ભઠ્ઠીમાં ભુંજો.

**માલામાં ઈંડાં**—એક તાજાં ઇંડાંની સફેદી લઈ તેને ઘણો કફ ચઢાવો, અને માખણ લગાડેલા એક નાના તીનના ડાબડામાં રેડો; અંદર નીમક તથા મરી નાંખો, કફની બરાબર વચમાં એક નાનો ખાંચો રાખો, તેમાં એક ચમચો ભરી મલાઇ મુકો, અને તેની ઉપર એક ઇંડાંની દાળ સેરવી દેવો, ઉપર થોડું મીઠું તથા મરી નાંખી, ભઠ્ઠીમાં અથવા ઇંગાર પર જરા વાર મુકી કહાડી લેવો.

ઉપલી ઇંડાંની વાણીઓ આનતરી, નબળાં અને જલદીથી ખોરાક જરપત નહી થઈ શકે તેવા કોઠાનાં આદમીઓ માટે સ્વાદીષ્ટ તેમજ ઉપોગી થઈ પડશે.

પીરોજા.

---

જેઓ આપણને વીચાર કરવા શીખવે છે તેઓ આપણને જીવવા શીખવે છે.

**જે તમારી પીઠ પછવાડે** તમારે વીશે સારૂં બોલે છે, તે તમારો દોસ્ત છે.

**હમેશાં ખુશાલ રહેજો**, યાદ રાખજો કે સોથી મોટામાં મોટી આફત તે છે કે જે કદી આવતી નથી.

**દુનિયાંમાં** સોથી ખુશનુમા ચીજ તે ખુશનુમા વીચાર છે અને એવા વીચારોને જેમ બને તેમ વધારે મેળવવા એ જીંદગીનો મોટો હુનર છે.

**સબુરી** અંતે જીત મેળવે છે.

**સોથી ઉમદા અને સોથી** મજબુત ખવાસ હમેશાં સોથી શાંત હોય છે, અને આકળો ખવાસ નબળાઈની નીશાની છે.

**દરેક ચીજની ચળકતી** બાજુ જોવાની ટેવ વરસ દહાડે દશ હજાર રૂપીઆની આવકના જેટલી કીમતી છે.

**ઢોંગીઓ રડે** છે અને તેઓનાં તથા પવીત્ર માણસોનાં આંસુઓ વચેનો તફાવત તમે કહી શકશો નહી, પણ કોઈબી ખરાબ માણસ હજી સુધી કદી પણ મીઠાસથી હસ્યો નથી.

**શરીરની કોઈબી** જાતની તાપ મનની તાપ કરતાં વધારે જેહરી નથી, કે જે તાપ ફોકટનો બળાપો અને ફરયાદ કરે છે; મોઢાંપરનું હસવું, આંખમાંની રોશણી અને જીંદગીની ખુશાલી નાબુદ કરે છે. તેની રોગીષ્ટ હવાની સામે થવાને કોઇ શકતીવાન નથી, દરેક ઘરપર તે કાલો છાંયો નાખે છે, નજદીકનાં અને વહાલાં દોસ્તોને દુઃખી કરે છે, અને નવી ઓળખાણની દરેક તક દુર કરે છે. જેઓ તેનાં ભોગ થઈ પડયાં હોય તેઓએ એકાંતમાં વસવાની આશા રાખવી, કારણકે જ્યાં ઠંડો છાંયો હમેશાં આસપાસ વીંટળાયલો હોય ત્યાં કોઈ પણ ખુશીથી રહેશે નહી.

**તેની માતા તેનો સોથી** સરસ દોસ્ત છે એવી એક જુવાન પુરૂષની ખાતરી કરવા માટે કેહેવતની સત્તર ચોપડીઓ કરતાં માંદગીનો એક દીવસ પુરતો છે.

---

* એક જાતની ઇટાલીઅન સેવ.



## દરદીના ઓરડામાં આઈસ કેમ રાખવું.



ઘણી બીમારી વેળાએ જ્યારે દરદીને ખોરાક ટકી શકતો નથી ત્યારે આઈસ વારેઘડીએ ઘણું ઉપયોગી થઈ પડે છે. દરેક ચીજ ઠંડી કરીને લેવી પડે છે અને જે દરદીઓ તાવ, ઉલટી અથવા તો એવીજ બીજી બીમારીથી પીડાતાં હોય તેઓનાં મોહડાંમાં આઈસના નાના નાના ટુકડા મુકવાથી તેઓને ઘણી તાજગી મળે છે.

દશ અથવા બાર રતલ આઈસના એક કટકાને વેહેરમાં દાબી, જાડી શણ અથવા ધાબળીમાં વીંટાળી ઘરમાંની સૌથી ઠંડી જગાપર રાખ્યો હોય તો સારી રીતે રહી શકે છે. આ મોટા ટુકડામાંથી એક યા બે રતલનો એક ટુકડો હથોડી વડે ભાંગી બરાબર ધોવો, એક મોટું પુડીંગનું (આસરે બે શેરનું) ડીશ તૈયાર રાખો, પછી ફ્લેનલનો એક ચોરસ કટકો લઈ (ધોયલી ફ્લેનલ હશે તો વધારે સારૂં) તેને ડીશનાં મોહડાં ઉપર મજબુત બાંધો, એવી રીતે કે ફ્લેનલનો વચમાંનો ભાગ ડીશની અરધી ઊંડાઈ સુધી ઝુલાતો રહે, પણ તેનાં તળીયાંને મુદ્દલ લાગે નહી; ત્યારબાદ પેલું ધોયલું આઈસ તેના મુકી ફ્લેનલના ઝુલતા છેરા તે ઉપર બરાબર ટાંકી દેવો. આવી રીતે બરાબર ઢંકાય એટલો ફ્લેનલનો કટકો મોટો રાખવો જોઈયે. જો આએ પ્રમાણે બરાબર રીતે કરવામાં આવે તો એક ગરમ ઓરડામાં આઈસ ઘણા કલાકો સુધી રહી શકે. આમાં જે સૌથી અગતની ચીજ યાદ રાખવાની છે તે એ કે, આઈસ મુકેલો ફ્લેનલનો કટકો ડીશમાં ઝુલાતો રહેવો જોઈયે અને તેનાં તળીયાંને મુદ્દલ લાગવો ન જોઈયે. જ્યારે આઈસ પીગળીને તેનું પાણી તે કટકાને લાગવા માંડે કે તુરત પાણી કહાડી નાંખવું. હવે આઈસના આ મોટા ટુકડાને દરદીના ઉપયોગ માટે ઘડી ઘડી ભાંજવો પડે ત્યારે કેમ ભાંજવો, તેની રીતે નીચે પ્રમાણે છે.

એક સોજો બુચ લઈ તેના એક છેડામાં સારી મજબુત જાડી સોયનું માથું ખોસો; તે બુચમાં બરાબર બેઠી છે કે નહી તે તપાસ્યા પછી સોયની અણી આઈસ પર મુકી તમારી આંગળી વડી બુચને દાબો. આ પ્રમાણે દરદીના ઓરડામાં આઈસના નાના ટુકડા સેહલાઈથી અને કાંઈ પણ ગભરાટ કરયા વગર ભાગી શકાશે.

આઈસને રાખવાની આ રીત એક ઇંગ્રેજ ડાકટરની કહેલી છે અને ખાસતી ભરી ઘણી બીમારી વેળાએ તે બહુ ઉપયોગી થઈ પડી છે.

પીરોજા.

## રમુજે ફુરસદ.

"રમુજે ફુરસદ" ના જવાબો બરાબર વખત સર નહી આવતા હોવાથી કોઈ કોઈ વેળા ઘણા અસુરા મળે છે અને ચોપાન્યું છાપવાને અડચણ પડતી હોવાથી તે માટેનું ઈનામ કહાડી નાખી જે કોઈ બાનુ સઉથી સરસ ઉખાણું લખી મોકલશે, તેને હવેથી ઈનામ આપવામાં આવશે.

ઈનામ દાખલ એક આતી સરસ પેંન્ટ કરેલો તકીયા યા ગલીચા ભરવા લાયકનો કારડ આપવામાં આવશે.

જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો આગામ અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

રમુજે ફુરસદ મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપની જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખાણું.

નીચલા શબ્દોના અર્થ લઇ એક એવી ચોકડી બનાવો કે જેની પેહેલી તેમજ છેલ્લી ઉભી લીટીમાં જાણીતા નરનું નામ આવે.

૧. ધર્મ.
૨. ખુજરોગ.
૩. એક ખાવાનો પદાર્થ.
૪. ગેરમેહેરબાની.

### ૨—ઉખાણું.

નીચલા બેહદી સવાલો ઉકળાવો.

ચમચાનાં પેટની પાસે હરીસાનું પેટ મુકો અને જરા સુંઘી જુવો. પણ સંભાળજો હો!

તમોને નીચલી ચીજ જોઈયે છે? જો તેમ હોય તો તમારા એક દોસ્તનાં માથાં આગળ એક ઓરતને ઉભી કરો એટલે તે રતન તમારા હાથમાં આવશે.

એક આંકડાની પાસે અડગરાનું માથું મુકી મને જરા જુવો, કેમ કેવું છે? પસંદ તો હશેજ.

એક વજનની પાસે એક ઝીણા પૈસાનું પુછડું વલગાડશો તો હું કોણ બનીશ વારૂં?

### ૩—ઉખાણું.

નીચલાં ગુચ્છડાંમાંથી એક કહેવત ઉકળાવો.

બે સ હું ખા ઉ<br>
હ ર ભા ઈ<br>
હું વ રે<br>
આ ને ર<br>
આ

### ૪—ઉખાણું.

બે બેહેનીઓએ સંપ કીધો,<br>
એકજ જાતનો પોશાક લીધો;<br>
પ્રીત તેઓ વચ્ચે એટલી ગણાય,<br>
કે એક વીના બીજીથી ન જીવાય.<br>
જો એક તેઓમાંથી ગુમ થાય,<br>
તો બીજીનું જીવતર રદ જાય;<br>
બાપ તેમના જોઈ એવા ઢંગ,<br>
એકજ ધણી સાથ દીધાં બેઉનાં લગન.

આઈમાય સોરાબજી કાવસજી દોટીવાલા.

### ૫—ઉખ્યાણું.

ત્રણ અક્ષરી બોલ છું સાંભળ મારી વાત,
નારી જાતી કહેવાઉં ચાર પગ સાથ.
નાના મોટા સરવેને મારી ગરજ,
ગાન આદર માનમાં પેહેલો મારો ખપ.
મારા પેહેલા ને ત્રીજાથી બનું મરજી
મારા ત્રીજા ને બીજાથી બનું છું શીર,
પારખો બેહેનો એવી કોણ છું હું પ્રસીદ્ધ.

ગુલબાઈ ખરશેદજી ભુજવાલા.

## ખોલાસો ગઈ વેળાનો.

૧. ૫ પા ઉ
 પા ટ ક
 ઉ ક ર

૨. તમે જગરોદ.

| ૩. તમાલપતર; | | મલમ; માલમ; | | મલ; મલમલ. | |
|---|---|---|---|---|---|
| ચાર નવ ૩૬ | | ત્રણ પોન ||| | બે પાન || | |
| પાન | ૧ | પાંચ | ૫ | ૩ વખત ૩ | ૯ |
| એક | ૧ | પાંચ | ૫ | ને ચાર | ૪ |
| | | સાત | ૭ | | |

તમાલ પતર ૩૭। — મલમ ૧૭।। એમાં પાન ઉમેરી ૧૮) કરો તો માલમ — મલ ૧૩।। એમાં એટલાજ ઉમેરો તો મલમલ

૪.
ફી
ન રો જ
ક ર જ દા ર
કો ચી નો શા હુ કા ર
ફી રો જ શા એ રી સ ર
વી ક ટો રી યા રા ણી
કે ન સ ફ ળ
જ ત ન
ર

૫. નાળીએર.

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

Crimson ૧, ૨, ૫. બાઈ રતનબાઈ ફરામજી મોદી ૧, ૨, ૪, ૫ બાઈ જાઈજી એદલજી પુનેગર ૧, ૨, ૩, ૪, ૫. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ કુબારા ૨, ૩, ૪, ૫.

### દેશાવરની બાનુંઓનાં નામો.

મીસીસ નજમુદ્દીન (કલકતા) ૨, ૫. બાઈ જરબાઈ હોરમસજી ચાહેવાલા (પુણા) ૨, ૩, ૫. બાઈઓ કુમબાઈ, જરબાઈ તથા સુનાબાઈ નગરવાલા (ખડકી) ૧, ૨, ૫. બાઈ રતનબાઈ ફરામજી (નાગપોર) ૧, ૨, ૩, ૫. બાઈ હમબાઈ નવરોજી નગરવાલા (બેલગામ) ૧, ૨, ૫. બાઈ સુનાબાઈ નવરોજી નગરવાલા (બેલગામ) ૧, ૨, ૫. મીસીસ સી. પેસતનજી કરાઈવર (ખંડવા) ૧, ૪, ૫ મીસીસ આરદેશર એન. જીનવાલા (અંકલેસર) ૨, ૫. બાઈ ડી. પી. દલાલ (ભરૂચ) ૨, ૫. Miss G. J. Patel (અમદાવાદ) ૨, ૫. બાઈઓ મેહેર, ગુલ, જર કાવસજી દાવર (અહમદનગર) ૧, ૨, ૪, ૫. બાઈ પીરોજા સોરાબજી નગરવાલા (ખડકી) ૧, ૨, ૫. બાઈ ગુલબાઈ ખરશેદજી ભુજવાલા (ભાવનગર) ૨, ૪, ૫.

ગઈ વેળાના દેશાવર ખાતેની બાનુઓના નામ મધે બાઈ ગુલબાઈ એદલજી સંજાણાના ખરા જવાબો ૧, ૪, ૫ ને બદલે ૧, ૨, ૩, ૪, ૫ વાંચવા.

ઉમારૂં આ વેળાનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહેરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

બાઈ જાઈજી એદલજી પુનેગર.



## અમારી લખનારીઓને ખબર.

જે બાનુઓ સ્ત્રી મિત્રમાં લખાણ કરવાને રાજી છે પણ પોતાનાં નામો જાહેરમાં ખોલ્લાં મુકવાને રાજી નથી તેઓને નાસીપાસ ન કરતાં અત્રે ખાસ જણાવ્યે છીયે કે હવેથી અમો તેઓનાં લખાણોની પણ આ ચોપાન્યાંમાં જગા કરવાને ખુશી છીએ.

અમારી સર્વે લખનારીઓનું ધ્યાન અમો નીચલા કાયદાઓ પર ખેંચ્યે છીયે:—

૧.—લખનારી બાનુઓએ તેઓનું રહેવાનું બરાબર ઠેકાણું તેમજ જેઓ જાહેરમાં નામ આપવાને રાજી ન હોય તેઓએ અમારી ખાનગી જાણ માટે ખરૂં નામ આપવું. તેમ નહી બનશે તો અમો તેઓનાં લખાણો કબુલ કરશું નહી.

૨.—લખાણો દર મહીને પંદરમી તારીખની અંદર મોકલી આપવાં. મોડાં મળેલાં લખાણો તે મહીનાના અંકમાં આવી શકશે નહી.

### લખી મોકલનારાંઓને ખબર.

૨.—લખાણ અસલ છે કે તરજુમો તે જણાવવું. જો તરજુમો હોય તો શા ઉપરથી તે કીધો છે તે પણ જણાવવાની મેહેરબાની કરવી.

૩.—સ્ત્રીને બદલે પુરૂષને હાથનું લખાણ છે એવો કાંઈ પણ શક પડતાં અમો તે ચોપાન્યાંમાં લેવાને બંધાયલા નથી.

૪.—લખનારી બાનુઓએ મેહેરબાની કરી તેઓનાં નામ આગળ "મીસ" અથવા "મીસીસ" મુકવું કે જેથી વારંવાર તે માટે જે ભુલ થાય છે તે અટકે.

૫.—કોઇ પણ બાનુએ ચોપાન્યાંને લગતી કાંઈ પણ બાબદ વીશે પુછવું અથવા સુચના કરવી હોય તો સ્ત્રી મિત્રનાં બાનું અધીપતીને સરનામે કાગલ લખી પુછાવવું; પણ તેનો જવાબ ખાનગી મોકલવો કે ચોપાન્યાં મારફતે, તે અધીપતીની મરજી ઉપર આધાર રાખે છે. દરેક સવાલનો ખાનગી જવાબ આપવાને અમો બંધાયલાં નથી.

અધીપતી.

**બાઇઓ જુદીઆ, મીસ ગુલબાનુ કાવસજી દાવર, The Misses Bhujwalla**—તમારાં લખાણો મળ્યાં છે. જોગવાઈએ ઉપયોગ કરીશું.

**મીસ જાઈજી એદલજી પુનેગર**—તમારૂં લખાણ મળ્યું છે. એવીજ કીસમની એક બાબત આ અંકમાં તમે જોશો.

**નફેટની બળા દુર**—આ બાબત ઘણીજ સાધારણ તથા ગચ્ચાં જેવી છે.

**દીનાંમાય**—તમારાં અતીશય ટુક લખાણમાં નવું કાંઈ નથી; એ બાબત આ ચોપાન્યાંમાં એક કરતાં વધારે વાર જુદા જુદા આકારમાં આવી ગઈ છે.

ગયાં અંકમાં લખાણોની પોહોંચમાં Violet નું નામ ભુલમાં Ruby ને બદલે મુકાયું છે.

નીચલાં ચોપાન્યાંની પોહોંચ માન સાથ સ્વીકારીયે છીયે:—The Indian Textile Journal, વર્તમાન તત્વ સંગ્રહ તથા મીકેનીક્સ યાને યંત્રવિધા.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં નં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી એહેતાએ છાપ્યું છે.



# સ્ત્રી મિત્ર



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. જાનેવારી ૧૮૯૧. અંક ૧૧મો.





## ❧ ઘર સંસારી કેળવણી ☙

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉછારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૧૬ મું.

દુઃખ અને પસ્તાવો—સચ્ચાઇએ કીધેલી અસર અને સમાધાની.



તેણીનાં મુવેલાં માબાપના વીચારમાં ગુલે આખી રાત બેચેનીમાં પસાર કીધી અને બીજે દીવસે દુઃખતાં માથાં સાથે બીછાનાં પરથી ઉઠી, તોપણ તેણી હમેશની માફક બાગમાં ફરવા ગઈ.

જાલબી સાંજ ફરતો હતો અને તેણી તેની સાથે ફરવા લાગી. ઘર તરફ પાછાં ફરતાં જાંહગીર તેઓને આવી મળ્યો. "જાલ તું બહારજ થોભ," તે બોલ્યો; પીરોજા અને હું ગામડાંમાં ફરવા જઈયે છીયે, તું અમારી સાથે આવે છે? ગુલ તુંબી આવની?"

ગુલે પોતાનો હાથ તેણીના ભાઇના હાથમાંથી છોડી કહ્યું, "જાલ તું જા, હું તો ઘણી થાકી ગઈછું, ને મને કાંઈ જવા ગમતું નથી."

"આટલું ચાલવાથી થાકી ગઈ? ખરેખરજ તું થાકી ગઈ હોય તેમ લાગે છે. ગુલ તુંને શું છે? તારા જીવને કાંઈ સારૂં નથી."

તેની બેહેને કાંઈ પણ જવાબ આપ્યો નહી. પણ દીનબાઈ જેવણ તે વેળાએ ત્યાંથી પસાર થતાં હતાં અને જેવણ જાલનું બોલવું સાંભળી તેની તરફ ઇંતેજારીથી તીકતાં હતાં તેવણની નજર ચુકાવી તેણી અંદર દોડી ગઈ.

જાલને બેચેની લાગવા માંડી. ખરેખર તો તેને ગયા મંગલવારથીજ તેમ થતું હતું. હમણા તેનો મીજાજ હમેશ માફક હતો નહી; તે પોતાના જીવને એમજ મનાવતો હતો કે તેની બેચેનીનું કારણ કાંઈ તેનો પોતાનો વાંક ન હતો, અને તેથી એક કરતાં વધુ વખત તેણે તેનો ગુસ્સો ગુલપર ખાલી કીધો હતો.

આજે વરસનો છેલો દીવસ એટલે પપેતી હોવાથી દીનબાઈ અને ગુલ સીવાય ઘરમાંનાં સર્વે જણ મેહરજીભાઈ સાથે ગામડાંનાં ગરીબ લોકોને મુલાકાત આપવા અને તેઓને બનતી મદદ કરવાને ગયાં. ગુલનું ફીકું મોહડું દીનબાઈની નજર આગળ એટલું તો ભમ્યા કીધું કે તેવણ બીજી ચીજનો વીચાર કરી શક્યાં નહી અને શું કરવું તે માટે ઘચુપચુ મન કરયા કીધું. બીજે દીવસ નવરોજનો હોવાથી તેવણ હમેશાના ધારા મુજબ બહારનાં છોકરાંઓને રાત બપોર ખાવા બોલાવવાનાં હતાં. ગુલના ચેહેરાપરથી ખરેખર દેખાઈ આવતું હતું કે તેણીએ પોતાની ભુલ માટે પુરતું ખમ્યું હતું, અને તેણી ફરીથી તેવી ભુલ કરશે નહી; પણ દીનબાઈ જાણતાં હતાં કે એવું તો ઘડી ઘડી થતું હતું. છોકરાંઓનાં ગયા પછી દીનબાઈ ગુલ તરફની તેવણની પ્યારની લાગણી દાબી દેવાની કોશેશ કરી વીચારવા લાગ્યાં કે તેણી તરફ હજુ સખત થવાથી કે માયા બતાવવાથી ફાયદો થશે.

તે બાળકનાં તનનું દુઃખ એટલું તો વધી ગયું કે તેણી તેમાં પોતાનાં મનનું દુઃખ ભુલી ગઈ. છેલ્લે સરવાસે તે એટલું તો વધ્યું કે તેણી બેભાન થઈ જતી હોય એમ તેણીને લાગ્યું. હમેશાં આવી માંદગી વેળાએ દરદનો જલદી અટકાવ કરવા તેણી જે દવા લેતી હતી તે તથા માથાંપર લગાડવાનું લોશન દીનબાઈ માસીના ઓરડામાં રાખવામાં આવતું હતું તે તેણીને માલમ હતું, પણ ત્યાં જઈ તે દવાઓ લાવવી તદન મુશકેળ હતી; કારણ કે રજા વગર તેણીને પોતાનો ઓરડો છોડવા ગમતો ન હતો, અને વળી દુઃખતાં માથાં સાથે તેણી એક ઓરડામાંથી બીજા ઓરડામાં ચાલી જવાને પણ અશક્ત હતી. અંતે તેણીએ આયા પાસે આવાં ડોસાંને પોતાના ઓરડામાં બોલાવી મંગાવ્યાં. આયા (જેણી જાણતી હતી કે ગુલે તે દીવસે કાંઈ ખાધું ન હતું) એ આવાં ડોસાં આગળ જઈ તેણી માટે એટલું તો સદરાવીને કહ્યું કે તેવણ

વચ્ચે વેંહચવામાં આવે છે. અલબત, મરચંટ લોડજમાં ઉપલું ઝાડ નાતાલને બદલે પપેતીને દીને સણગારવામાં આવતું હતું. મનચેરશાહનાં બાળકો નાનપણથીજ આ નીર્દોષ ગમતમાં ઘણી મજાહ મેળવતાં હતાં; અલબત, જેમ જેમ તેઓ મોટાં થતાં ગયાં અને તેઓનો "ટેસ્ટ" સુધરતો ગયો તેમ તેમ તે ઝાડને પોતાને તેમજ તે પર ટાંગવાની ભેટ સોગાદોને અને બીજા સણગારને સુંદર બનાવતાં ગયાં, અને આ વરસના જેવું ઝાડ કદી પણ કોઈ વરસે થયું ન હતું. આ જુવાન કારીગરોએ ગઈ કાલની આખી બપોર તેને તૈયાર કરવામાં કહાડી હતી. નોકરો તે છોકરાંઓ કે જેઓનાં મા બાપ તેઓને સુખી બનાવતાં હતાં, તેઓને ખુશી રાખવાને હમેશાં ઇંતેજારૂં હતાં અને તેમને મદદ કરવાને તેઓને જે મેહનત પડતી હતી તે માટે દરકાર કરતાં ન હતાં. જે ઓરડામાં એક મોટી ઊંચી બારી આવેલી હતી, તે ઓરડો તેઓ હમેશાં આ માટે પસંદ કરતાં હતાં. તે બારીની વચમાંના ખાંચામાં (કે જે નજદીક એક નાના ઓરડાના જેટલાં કદનો હતો) તેઓ તે ઝાડ મુકતાં હતાં. આ ઝાડ જે નાળીએરીની ઝાવલીઓ કાપી બનાવ્યું હતું, તે એક માટીથી ભરેલાં તબમાં મુકવામાં આવ્યું હતું અને તે પર પાણી સીપ્યા કરવાથી તે થોડો વખત સુધી તાજું અને તાજું રેહેતું હતું. આ તબને ફુલોના સુંદર નાના વેળાઓથી ઘેરી લીધું હતું. વળી આસપાસ પીરામીડની માફક નાહના નાહના ફુલો મુકવાના "વાઝો" ગોઠવી દીધા હતા, જેથી બારીનો આખો ખાંચો જાણે ફુલ અને પાનરાંનો બનાવી દીધો હોય તેવું લાગતું હતું. આંહી તરેહવાર જાત અને રંગનાં સુંદર ફુલો દીપતાં હતાં, તેઓની વચ્ચેથી નાહની બતીઓ ચલકતી હતી અને ઉપરની ડાંખલીઓપરથી જહાબધ તાંગેલાં ઝીણાં 'ફાનસો ભાત ભાતની ભેટોને અડધી ઢાંકતાં અને અડધી ખુલી કરતાં હતાં. સામટી રીતે લેતાં ઓરડાના દરેક ભાગપરથી આ ઝાડનો દેખાવ ઘણો રળીયામણો લાગતો હતો.

આ ઝાડ હમેશાં નવરોઝની રાત સુધી રહેતું હતું, પણ ભેટો જે દરેક જણમાં તરેહવાર જાતની સુખી લાગણી ઉત્પન્ન કરતી હતી, તે પપેતીને દીવસે સાંજનાં મેહેરજીભાઈ માસતર સુદ્ધાં સર્વેને વેંહેંચી આપવામાં આવતી હતી. પોતાની છુપી ભેટો માટે દરેક જણે દહાડાના દહાડા સુધી કામ કીધું હતું, અને જો તે ખાનગી નહી રાખી શકાતું તો એકમેકને કોઈ સવાલ ન કરતું હતું. દરેક જણ કોઈ નહી તો તેઓનાં માબાપથી આ ભેદ તે દીવસ સુધી છુપો રાખવાને એક બીજાંને મદદ કરતાં હતાં. તેઓ સઘળાંની સંખ્યા મોટી થઇ હતી અને ભાઈ બેહેનો વચ્ચેથી પ્યારની ઇંધાંની દાખલ એક બીજાંને નાની ભેટો આપવામાં આવતી હોવાથી ઝાડ તદન ભરાઇ ગયું હતું.

મનચેરશાહ અને દીનબાઈએ આ નજીવી ચીજોપરથી પણ તેઓનો શોખ કઈ ચીજો પર હતો તે પારખી કહાડયો હતો: કુટુંબના સંપ માટે તેઓનો પોતાનો વીચાર એટલો તો મજબુત અને પવીત્ર હતો કે છોકરાંઓની કેળવણીમાં તેઓની એક મોટી નેમ ફકત તેઓને એક બીજાંને ચાહતાં શીખવવાનીજ નહી પણ દરેકની લાગણી અને ઇચ્છાનો વીચાર કરતાં શીખવવાની હતી, જેથી કુટુંબના સંપનો આધાર ખુદરતી લાગણીઓ પરજ નહી રહે, પણ વધતો ઓછો તેઓનાં કામપર પણ રહે. દીનબાઈને એવાં ઘણાંક જુવાન માણસોની ખબર હતી, કે જેઓ તેઓના દોસ્તની લાગણીઓનો વીચાર રાખવા અને વળી તેઓને ભેટો આપવામાં ઘણાં ઉદાર હતાં, પણ જેઓને જરાક પણ ખ્યાલ ન હતો કે તેઓનાં કુટુંબને તેઓના પ્યાર અને માયા માટે સૌથી પેહલો અને સૌથી મજબુત હક હતો. તેવણ જાણતાં હતાં કે પારકાં આદમીઓ પર પ્યાર રેડયાથી તેનો પડછાયો આપણાં ઘેર પર કદી પણ પડતો ન હતો, જ્યારે તે પ્યાર પહેલાં ઘેરમાં રેડયાથી તેની રોશની નજદીક તેમજ દુર પડતી હતી.

છોકરાંઓએ મોજ મજાહ કરી ચાહ પીધી. ગુલને બીહક હતી કે રખેને મેહેરજીભાઈને પણ તેણીના વાંક વીશે કહ્યું હોય. જો કે તેમ હોયબી, તોપણ તેવણે પોતાની રીતભાત પરથી તેવું કાંઈ દેખાડયું નહી. તેવણે તેણીને શેકહેન્ડ કીધી અને ઘણી માયાથી કોટી કરી હસીને કહ્યું કે, આવતી કાલે મજાહ કરવા માટે તો તેણી હવે તદન સારી થઈ હશે. જાલનું હૈયું હવે તેની બેહનનાં સાં આવવાથી ડંખતું અટકયું, અને તે ઘણો ખુશીમાં આવી ગયો હતો. જાંહગીર અને પીરોજાએ તો જાણે કોણ સૌથી વધારે રમુજ આપનારૂં બોલે છે અને કોણ સૌથી વધારે હસે છે તે માટે સરત બકી હોય તેમ લાગતું હતું; હોમી ઘણો શાંત હતો પણ બીજાંઓનાજ જેટલો સુખી હતો અને તેઓની મોજ મજાહમાં ભાગ લેતો હતો તથા ગુલની બરદાસ્ત કરવામાં રોકાયો હતો, કે જેણી બીજાં કરતાં તેની આગળથી બીહકથી વધારે દુર હઠની હોય એમ દીસતું હતું. ખુરશેદ પણ ખુશાલીના પુર બહારમાં હતી, પણ તેણી તેમજ જાઈજી બીજાંઓ માફક ગુલપર ધ્યાન આપતાં ન હતાં. ઝાડપરની ભેટો એક લાકડી વડે ઊંચકી કહાડી તેને સૌ સૌનાં નામ પ્રમાણે વેહેંચી આપવાનું કામ જેની પાસે કરાવવામાં આવતું હતું તેને હમેશાં ચુંટી કહાડવામાં આવતું હતું. જ્યારે આજે રાતના આ કામ માટે મેહેરજીભાઈ માસ્તરને ચુંટી કહાડવામાં આવ્યા ત્યારે છોકરાંઓની ખુશાલીનો પાર રહયો નહી. તેવણ પોતે પણ એટલા તો ખુશી થયા હતા કે તે કામ ઘણીજ ખુશાલી અને મજાહથી કરવા લાગ્યા. આ અજબ જેવાં ઝાડપરની બધી ભેટ સોગાદોનો હેવાલ આપવો અશક્ય છે. દરેક છોકરાંની તેનાં માબાપ તરફની ભેટ ઝાડ પર મુકવામાં આવતી ન હતી, પણ પછવાડેથી આપવામાં આવતી હતી. હવે જ્યારે ઝાડપરથી એક બંડલ કહાડવાની પુષ્કળ મેહેનત કીધા પછી તે બંડલ નીકળીને મેહેરજીભાઈનાં માથાંપર આવી પડયું અને ઉખેડાઈ જઈ તેવણને લગભગ ઢાંકી નાખ્યા, ત્યારે છોકરાંઓને ઘણી ગમ્મત પડી. આ ટેબલ પર નાખવાનું એક કવર હતું, કે જે મેહેરજીભાઈ તેવણના ઓરડામાંની એક માનીતી ટેબલને વાસ્તે મેળવવાને લાંબો વખત થયો ઇચ્છતા હતા. આ ટેબલ કવરની કીનારી ફકત

ત્રણ છોકરીઓએજ નહી ભરી હતી, પણ દીનબાઇએ અને જાઈજીએબી પ્યાર અને માનની ઈધાણી દાખલ તે ભરવામાં મદદ કીધી હતી. આ જોઈ તે ભલા શખસ એટલા તો ખુશી થઈ ગયા હતા કે તેવણે કહ્યું કે બીજી પાંચ મીનીટ સુધી તેવણ તેને બરાબર જોય નહી ત્યાં સુધી બીજી બેઠ તેવણ કહાડશે નહી. ખોરશેદ અને પીરોજાએ તેઓના બાવાને વાસ્તે એક ઘણાંજ સુંદર સ્લીપરની જોડી ભરી હતી તથા ગુલે એક જોડી "બ્રેસીસ" ભરયા હતા. આ સઘળાંની સાથે જાંહગીરને હાથની હસવા જોગ પણ ઘણી ચાલાકીથી લખેલી કવીતાઓ હતી. જાલ જે નવી નવી ચીજો બનાવવામાં ઘણો ચપળ હતો, તેણે તેના માસાને વાસ્તે ઘડીઆળ મુકવાનું એક સુંદર "સ્ટેન્ડ" બનાવ્યું હતું, અને ગુચમાંથી બે ઘણાં નાજુક અને સફાઈદાર નાહનાં વાહાણો તેનાં માસી માટે બનાવ્યાં હતાં. તેવણે તેને કબુલાત આપી હતી કે તે જ્યાં સુધી રહેશે ત્યાં સુધી તેવણ તેને પોતાના ઓરડામાં રાખી મુકશે. ખુરશેદે માપને વાસ્તે એક ઘણો સુંદર કોઠળો ગુંઠયો હતો, અને પીરોજા તથા ગુલે આખું વરસ જાત જાતનાં પાતરાંઓ એકઠાં કરી ઘણાં "ટેસ્ટ" થી તેઓને ગોઠવી તેની એક સુંદર નાની ચોપડી બનાવી હતી અને બેઉએ મલી જુદી જુદી કવીતાની બબે ત્રણ ત્રણ લાઈનો પસંદ કરી સંભાળથી દરેક પાનાંપર લખી હતી. તેવણના છોકરાઓ તરફથી તેઓને હાથનાં ચીતારેલાં ચીત્રો (Drawing) નો એક પોરટફોલીઓ મલ્યો હતો, જે પોરટફોલીઆને જાઈજીએ ઘણા "ટેસ્ટ" થી બનાવ્યો હતો. આ સઘળાંથી દીનબાઈ અતીશય ખુશ થઈ ગયાં હતાં. છોકરાઓએ તેઓના બાવાને એક ઘણી સુંદર રીતે લખેલી ઓક કવીતા આપી હતી, કે જે મેળવવાને ઘણા મહીના થયા મનચેરશાહે ઈચ્છા બતાવી હતી, પણ જે ચોપડીમાં તે કવીતા આવી હતી તે ચોપડી મુશકેલીએ મળી શકતી હોવાથી અને વળી બીજી નજીવી બાબતો તેમાં સમાવેલી હોવાથી તેનું કદ ઘણું મોહું થઈ ગયલું હોવાથી એટલી તો મોંઘી મલતી હતી કે મંચેરશાહે તે મેળવવાને સઘળો વીચાર છોડી દીધો હતો, પણ હોમી તે વીસરી ગયો ન હતો અને જ્યાં સુધી તે ચોપડી તેને મળી નહી અને તેમાંની કવીતા તેણે ઉતારી લીધી નહી ત્યાં સુધી તે ઠર પડી બેઠો નહી. પણ આ લખવાનું કામ કાંઈ જેવું તેવું હતું નહી, કારણ કે તે અસલ નકલ લગભગ બધી ખવઈ ગઈ હતી; અને જો હોમી એક ઘણો સરસ ઓક વીચારથી નહી હતે તો મેહરજીભાઈ માસતરે પોતે કહયું હતું તેમ, તે ઉતારી લેવામાં ફતેહ પામતે નહી. તેના ઓક અક્ષરો ઘણાજ સુંદર હતા અને જાંહગીરે તે નાની ચોપડીનું એક સુંદર પુઠું બનાવી તેની આસપાસ તે જુની ચોપડીની નકલ પ્રમાણે સુંદર બપકાદાર કીનારી રંગી તેને એવી તો કીમતી બનાવી મુકી હતી, કે મનચેરશાહ તે જોતાં વાર હરખભર બોલ્યા કે તેવણની લાઈબ્રેરીમાંની સૌથી કીમતીમાં કીમતી વીશ ચોપડીઓ સાથે પણ તેવણ તેની બદલી કરે નહી. છોકરાંઓએ આવી રીતે ફુરસદના વખતમાં પોતે મજાહ મેલવી બીજાંઓને ખુશી કરવા માટે પોતાની કેળવણી અને વીચાર શકતીને ખીલવવાની કોશેશ કરી પોતાને મલેલી ઘરની કેળવણીની સાબેતીઓ બતાવી આપી હતી, અને જેથી તેઓનાં ઇંતેજાર અને વાહાલાં માબાપોને ખરેખર ઘણો સંતોષ મળયો હતો. નાનપણથીજ તેઓને શીખવવામાં આવયું હતું કે તેઓનાં મા બાપને સૌઉથી ઘણાં ખુશી કરવા માટે તેઓની બેટો સઘળી અથવા થોડીબી તેઓનેજ હાથની બનાવેલી હોવી જોઈયે, અને આમ કરવાને તેઓને શકતીવાન બનાવવા માટે છોકરાઓને ફુરસદને વખતે બધી જાતનાં હથિયારોનો ઉપયોગ કરવાને અને તરેહવાર જાતની કારીગીરીની ચીજો જોવાને તથા તેઓ વીશે થોડું ઘણું જાણવાને શીખવ્યા હતા; છોકરીઓને સીવવા, ભરવા, ચીતારવા અને જરૂરની વેળાએ ખુદરતની જથ્થાબંધ ચીજોનો ઉપયોગ કરવાને શીખવી હતી, કે જેમ હાલ પીરોજા અને ગુલે તેઓની સુંદર "ટેસ્ટવાલી" બેટમાં કરી બતાવ્યું હતું.

આ કીમતી ઝાડ પરનો બીજો ખજાનો શું હશે તેનો વીચાર અમારાં જુવાન વાંચનારાંઓએ પોતેજ કરી લેવો જોઈયે. જો કે બેશક તેઓને જાણવા તો ગમતું હશે કે, મનચેરશાહ અને દીનબાઈએ તેઓનાં છોકરાંઓને (જાઈજીને પણ, કારણ તેઓ તેણીને કદી ભુલી જતાં ન હતાં) કેવી બેટો આપી હશે, પણ આપણને ખરેખર હમણાં તો તે રહેવા દેવું જોઈયે. ગરીબ ગુલને ખરેખર એટલું તો દુઃખ લાગતું હતું કે તેણીના વાંક અને તેથી નીપજેલાં પરીણામથી તેણી જાંહગીર માટેની પૈસા મુકવાની એક કોઠળી તથા જાલ માટેની એક સાંકળી પુરી કરી શકી ન હતી, અને જ્યારે ઝાડ ખાલી થવા પછી મેહરજીભાઈ નીચે પ્રમાણે બોલ્યા, ત્યારે તેણીનું જીગર ઘણુંજ દુઃખથી બળવા લાગ્યું :—

"જાંહગીર અને જાલને વાસતે ગુલ તરફથી કાંઈજ નથી. નાના અદરયો, તમે છુપાછુપ કાંઇ બેટો ગોઠવો છો કે શું ?— તેમ હોય તો અતરઘડી બહાર કહાડો—એ કાયદાથી ઉલટું છે."

"અમુને તે આવતે અઠવાડયે મલશે. તમારા જેવાં મોટા જાહુગરે પુછયા વગરજ તે જાણવું જોઈતું હતું." જાંહગીરે તરતજ જવાબ દીધો, અને ગુલ કે જેણી પાસેજ ઉભી હતી, તેની આગળ વાંકો વળી માયાથી બોલ્યો, "કાંઈ નહી ગુલ, તુંને તે બેઉ પુરૂં કરવાનો આવતે અઠવાડયે વખત મળશે."

"મારા વાહાલા! દીકરા, જો કે તારી માશીની છોકરી તરફની લાગણી માટેની તારી માયાભરી કાળજીને હું વખાણું છું, તોબી એમ ના કહે કે 'કાંઈ નહી,'" તેનાં માએ ગુલ અને તેનેજ સમજાય તેટલા ધીમા અવાજે બોલ્યાં (મેહરજીભાઈ તુરત સઘળું સમજી ગયા અને વધારે વખત તે વાત કીધી નહી) "ગુલની બાબતમાં આવી નજીવી ચીજ પણ દુઃખ છે અને તેમજ લાગવું જોઈયે. તે ના પાડવાથી આપણે કાંઇ તે દુઃખ ઓછું કરતાં નથી. ખરું કેની ?"

"જો તેથી અને યાદ રહે તો તે દુઃખ હું ખુશીથી ખમું," ગુલે આતુરતા અને ગરીબાઈથી જવાબ દીધો. પછી જાંહ-

ગીર તરફ ફરીને બોલી, "પણ વાહાલા જાંહગીર, હું તારો ઉપકાર માનું છું—તું કેટલો બધો માયાળુ છે."

"જરાકબી નહી," તેણે હસીને જવાબ દીધો, "કાંય, એ આએ શું છે?" તેણે ઉમેર્યું, "હું તો જાણું કે ઝાડ ખાલી થયું હશે."

"તેમજ છે, પણ આએ તો તેનાં સુજ્યાં આગલ સંતાયલું હતું," મેહરજીભાઈએ જવાબ દીધો, "અને જો કે એ ઉપર ખોરશેદનું નામ છે, તોપણ લાકડીને વાસ્તે એ ઘણું ભારી છે, તેથી મને હાથમાં લઈ આવવું પડશે."

"અરે એ તો મારૂં ફુલ છે, મારૂં પોતાનું સુંદર ફુલ, અથવા તો બરાબર તેનાજ જેવું બીજું." તેજ જાતનું સુંદર ફુલ કે જેનાં મોતથી ખુરશેદની ગુલ તરફની ઠંડી લાગણીમાં વધારો થયો હતો; તેને લીલાં અને સફેદ કાગજનાં પડમાંથી ઉખેડતાં ખોરશેદ બોલી, "એ કેમ આવ્યું? એ મારે વાસ્તે કોણ લાવ્યું હશે?"

"પ્યારી ખોરશેદ, મેં તારે વાસ્તે આવાં ડોસાં પાસે મંગાવ્યું." ગુલ બોલી. "એવણ કહેતાં હતાં કે પુણે એવાં ફુલો મલે છે, અને જો ત્યાં વેર દુર જનારૂં કોઈ માણસ મળી આવશે તો એવણ મને એક મેળવી આપવાની તજવીજ કરશે. ગઈ કાલેજ તેવણે મને કહયું કે તે તેવણ મેળવી શકયાં છે, અને મેં ધારયું કે મેં કહયું હતું તેમ તુરત તુંને આપ્યું હશે. મને તુંને તે વીશે અગાઉથી કહેવાની તક મળી નહી, પણ મેં તારાં ફુલને નુકશાન કીધું તેથી હું ઘણીજ દલગીર છેઉં."

"આવાં ડોસાંએ તુંને તાબે થવા કરતાં આજ સાંજની સુંદર ચીજોમાં તે મુકવામાં ડહાપણ ખરચ્યું છે." તેણીના માસાએ માયાથી કહયું. "હું ખચીત ઘણો ખુશી છેઉં કે તે ફુલ પાછું તેની જગ્યાએ મુકવાની તારી ઘણી ઈચ્છાથી આવાં ડોસાંએ તુંને મંગાવી આપ્યું. હુંજ ખોરશેદને એમાંનું બીજું આપવાનો હતો, પણ આએ આખું અઠવાડયું હું એટલાં તો કામમાં રોકાયલો હતો કે તે વીશે તદન ભુલી ગયો. હું જાણું છું કે એ ફુલ ક્વચીતજ મળી શકે છે."

"ખચીત પપા, એ વીશેનો વીચારજ કરવા માટે તમે કેટલા બધા માયાળુ છેઓ;" ખોરશેદે ઓજરખાહીથી કહયું, "મને બીક લાગે છે કે જો તમે જાણ્યું હતે કે મારાં પહેલાં ફુલનાં ખોહવાથી હું કેટલી ગુસ્સે અને નીર્દય થઈ હતી, તો મને બીજું અપાવવાનો વીચાર તમે માંડી વાળતે. ગુલ, હું તારો ઘણો ઉપકાર માનુંછું." તેણીએ હમેશ કરતાં વધારે હેતથી ગુલને કહયું. "તારી તરફથીબી તે મેળવવાને મેં આશા રાખી ન હતી, કારણ કે મેં મારો મીજાસ એટલો તો ખોહી દીધો હતો કે હું એમજ સમજી કે તેં તે ખામખા કીધું હતું, અને મને તેવો વીચાર કરવાને કશો હક હતો નહી."

આ પ્રમાણે ખોરશેદ અને ગુલ વચ્ચે પાછી દોસ્તી શરૂ થઈ, અને જ્યારે તેઓને તેઓનાં માબાપ તરફની તેઓ ઈચ્છતાં હતાં (જો કે તે ઈચ્છા બતાવેલી તેઓને યાદ ન હતી) તેવી ભેટો મળી, ત્યારે તેઓની દરેક સુખી લાગણીમાં વધારો થયો. નવાં વરસની ભેટ મંચેરશાહ અને દીનબાઈ સાથે મળી આપતાં હતાં. જાંહગીરને વાસ્તે એક ઘણુંજ સુંદર કોતરકામનો સત હતો, કે જે મેળવવાને છેલ્લા ત્રણ ચાર મહીના થયા તે ઘણો આતુર હતો. પણ અગાઉની મુર્ખાઈની યાદ તેનાં મનમાં હજી તાજીજ હોવાથી તે વીચાર તેનાં મગજમાંથી કહાડી નાખવામાં ફતેહ પામ્યો હતો, અને વધારે પીસાવાલો થાય ત્યાં સુધી તે મેળવવાની આશા છોડી હતી. હોમીને વાસ્તે કેટલીક ગ્રીક અને લેટીન ચોપડીઓ હતી, કે જે જાંહગીર કહેતો હતો તેમ ઘણી ઊંચી કારીગીરી અને સુંદર પુઠાંવાલી હતી. જાલને જ્યારે તેના માસા મારીએ કહ્યું કે તે આવતા માર્ચ મહીનામાં ચૌદ વરસનો થશે અને આવતી પપેતીએ તો તે લોકો સાથે નહી હશે અને આમ કહી તેને એક સોનાનું ઘડીઆળ આપ્યું (તેના બાપનું ઘડીઆળ તો તેની માતાએ છુટાં પડતી વેળાએ મેહરવાનજી ડાકટરને આપ્યું હતું) ત્યારે તેની ખુશાલીનો પાર રહયો નહી. મેહેરજીભાઈ બોલ્યા કે આવું સરસ ઘડીઆળ એક નાના નીશાળીઆ માટે ઘણું હતું અને કદાચ તે વેલાન જતાં જતાંજ ખોહી દેશે. મેહેરજીભાઈએ નોકરીમાં તે પોતા પાસે રાખવા અને તે પાછો ફરે ત્યારે સંભાળથી આપવા કબુલાત આપી; પણ જાલે કહ્યું કે તે તેને કોઈનાબી હાથમાં જવા દેશે નહી. ખોરશેદને વાસ્તે એક ઘણો સરસ ભરવા શીવવાનો બાકસ હતો, જે મેળવવાથી તેણી ઘણી ખુશી થઈ ગઈ હતી, કારણકે તે શરાફની દીકરીનો બાકસ જે તેણી મુંબઈથી લાવી હતી, તેના જેવો ઘણો ખરો હતો, અને જેને માટે એક વખત દીલ્લાએ જણાવ્યુંબી હતું કે, ખોરશેદ તે વગર રહીબી કેમ શકે છે; પણ દીનબાઈ અને મંચેરશાહે જોયું કે ખોરશેદ ફકત દાબડા વગર રહી શકી એટલુંજ નહી, પણ તેણી જો કે તે દાબડાને વખાણતી હતી, તોપણ તે મેળવવા માટે એક બોલ પણ મોહમાંથી કહાડયો નહી. તેઓએ જોયું કે તેણીનું મન તે બક્ષેસ મેળવવાની ખુશાલીમાં એટલું તો ગુંટાઈ ગયું હતું કે તેણીના ખુશાલીભર્યા દેખાવથીજ દીનબાઈ અને મંચેરશાહને તેઓની ભેટનો બદલો મળી રહયો. પીરોજાને વાસ્તે જાંહગીર કહેતો હતો તેમ તેણીના જેટલુંજ મોટું એક બંડલ હતું. "અરે વાહ પીલ? તારે વાસ્તે આખો ડ્રોઈંગનો બાકસ! પણ સારૂં થયું હં, હવે મારા ચાક અને પેનસીલ ઠેકાણે રહેશે ખરા. મનેબી મમા અને પપાનો તારાં કરતાં વધારે નહી તો તારા જેટલોજ ઉપકાર માનવો જોઈયે, કારણકે તુંને નવો બાકસ આપીને મારા જુના બાકસનો બચાવ કીધો છે, કે જેને માટે મને બીહક હતી કે કટકે કટકે તે પુરો થતે. બીજુંબી કંઈ છે કે? જેનું પીરોજાને એક ચોપડીનું કવર ઊઘાડતાં માલમ પડયું કે તે સ્કોટની "લેડી ઓફ ધ લેક" હતી, તેવીજ તેણીએ ખુશાલીની બુમ પાડી, જે સાંભળી જાંહગીરે ઉપલો સવાલ કીધો.

"અને ગુલાં, હવે તારો ભરમ શું છે તે દેખડાવ. પીલ કરતાં તો વધારે સારૂં છે; શું હશે? ચાલ જોઉં પારખ, હવે તું મારા હાથમાં છે, કારણકે મારી પછવાડે દોડવાને વાસ્તે તું



# મહારાણીની ખાનગી જીંદગી.

## પ્રકરણ ૧ લું.



લોકો કદાચીતજ વાંચે છે, અને તેથી "વાહીતનાં ટાપુ" માંની મહારાણીની જીંદગીથી વાકેફ હોતાં નથી. "ઓસબર્ન" માંની તેવણુની કારકીર્દીની થોડીક યાદદાસ્તો જાણવાથી તેમને રસુજ મળશે.

### મહારાણીની ઉતારાની જગા.

"વાહીત" ના ટાપુમાં યાટમાં આવ્યા પછી જે ઉતારાની જગા હોય છે, તે "ત્રીનીતી ડક્કા" આગળ ત્યાંની તડની થોડે તફાવતે છે. "ત્રીનીતી" હાઉસને ગંજાવર વખારો, અને ઘણા મોટા ડક્કા છે. ડક્કો ઘણો મોટો અને નીકળી આવેલો છે, અને તેનું છાપડું લીલા અને સફેદ રંગથી રંગેલું છે, અને તાજના આકારનું લાલ રંગનું ફાનુસ તેનીપર છે. મહારાણીના "ઓસબર્ન" તરફના પ્રવાસમાં ત્યાં એક યાટ અને મનવાર હમેશાં પડી રહે છે. ત્યાં બે રસ્તા છે, એકને નવો અને બીજાને જુનો કહે છે, અને "ક્રાઉસ" હીલથી તે મેહેલ સુધી ઉતારાની અમી ખુણે છે. તેઓ લંબાઈમાં એક માઈલ છે, અને એજ રસ્તે નોરીસ કીલ્લા તરફ જવાય છે, જ્યાં મહારાણી (શાહજાદી વીકટોરયા હતાં ત્યારે) અને કેન્ટની ઉમરાવજાદી ૧૮૩૧ માં સાથે રહેતાં હતાં.

### ઓસબર્ન હાઉસ નામનો મેહેલ.

આ નામ ઘણું કરીને "વીટઝ ઓસબર્ન" પરથી નીકળેલું છે, જે "હેરીફર્ડ" નો અસલી ઉમરાવ હતો, જેને "વાહીત" નો ટાપુ "નોરમન" લડાઈ પછી બક્ષવામાં આવ્યો હતો, અને જેણે ત્યાં ઘણાંક દેવળો વગેરે બાંધ્યાં હતાં, જેથી તેનું નામ ત્યાં કાયમ રહી ગયું છે.

આ સદીની શરૂઆતમાં જુનું "ઓસબર્ન હાઉસ" લેમબર્ટ નામના જાગીરદારનું હતું, જેની પુષ્કળ મીલકતો હતી અને ઉત્નીપીંગ હામપરનાં દેવળના સંગેમરમરના તખ્તાના લેખપરથી જણાય છે, કે ઓસબર્નનાં અખાતમાં તેનો છોકરો ડુબી મુઓ હતો. લેમબર્ટ વંશ પછી તે "બ્લેન્ચફર્ડ" વંશમાં આવ્યું.

આ મીલકત ૧૮૪૫ માં મહારાણી માટે "શાહજાદા કાનસર્ટ" ખરીદી હતી, અને દરયા આગળની જગો હોવાથી તથા મજબુત ઝાડોના ઘેરાવાથી, ત્યાંનો દેખાવ ઘણો રમણ્ય લાગતો હતો. એવું ધારવામાં આવ્યું કે ત્યાંની ખુશનુમાં હવા, તેમને તથા બચ્ચાંઓને ફાયદાકારક થઈ પડશે, અને મહારાણી કહેતાં હતાં કે, લંડનની ગીચ વસ્તી પછી, એવી જગામાં આવી રહેવાથી ઘણોજ કરાર થાય છે. તેઓ રાઈડ તરફ બાદશાહી કેન્ટ હોટેલમાં ઉતર્યાં, અને તે ખરીદીને માટે કોલકરાર કરતાં હતાં, ત્યારે તે જુનાં ઘરને બદલે નવું ઘર બંધાવ્યું, જેનો કબજો થોડીક ખાનીપીની પછી ૧૮૪૬ માં સપટેમબર મહીનામાં લીધો.

ઓસબર્ન હાઉસ મી० "થોમસ કયુબીટ" શાહજાદા કોનસર્ટના હુકમ પ્રમાણે બાંધ્યું, અને તે અંદરથી આગમાં નહી બળી શકે તેવું છે. તેને બે ચોરસ મીનારા છે, એક ૧૦૭ ફીટ ઊંચો અને બીજો એક નીકળી આવેલી ઈમારત સાથે આરકાં, થાંભલા, વગેરેથી ઘેરાયલો, ૯૦ ફીટ ઊંચો મીનારો ઘડીયાલ સાથે છે, જે ઘડીયાલને ચાર બાજુઓ છે, અને દર પા કલાકે વાગે છે. ઈમારતના સર્વેથી ઊંચા ભાગમાં બાદશાહી ઓરડાઓ છે, અને તે મેહેલ મોટાં મેદાનમાં અને દરયાની બાજુએ ઊંચો હોવાથી, આસપાસનો અને સામેના કીનારાના ઘણા જુદા જુદા સરસ દેખાવો જણાય છે. તે ઘરની પાંખે ગેલરીમાંથી થઈને જવાને પરોણા અને બાદશાહી કુટુંબ માટે ઓરડાઓ છે. ગેલેરીનાં છાપરાં ચપટાં અને પથ્થરનાં જડેલાં હોવાથી, ઘણી ખુશનુમા ફરવાની જગા થઈ પડે છે. એક ખાનગી દેવળ હમણાં થોડાક વખત થયો વધારેલું છે, જેની કારીગીરી ઈમારતની બાંધણી જેવી સરસ છે, જ્યારે તેનો અંદરનો ભાગ સુંદર અને અસરકારક દેખાવ આપે છે. તેનો શણુગાર ઘણો ખુશનુમા છે અને કીમતી ચીતારકામ દેવાલોને શોભા આપે છે, અને બારીઓ સૌથી સરસ જાતના કાચની છે. બાગમાં કયારા ઘણી સરસ રીતે કાઢેલા છે, અને મેદાનોની આસપાસ ઘણું સરસ નકસીકામ, ફુવારા વગેરે છે.

### મેહેલના વચમાંના ભાગમાં

ઘણું સુંદર ચીતારકામ છે, જે મહારાણીનું પોતાનું ખાનગી છે. "શીંગડાંનો ઓરડો" એ "ઓસબર્ન" નો વખણાયલો દેખાવ છે, જે શીંગડાંથી સણુગારેલો છે, અને તેમાંનો થોડો સામાન પણ હરણનાં શીંગડાંનો બનાવેલો છે. "શાહજાદા કોનસર્ટ" ના ઓરડાઓ, રાણીના ખાસ હુકમ પ્રમાણે તેનાં મરણ આગમજ જેમ હતા તેમજ બંધ પડેલા છે.

જ્યારે દરબાર હોતી નથી, ત્યારે તે ઘરનો હવાલો થોડાક વખત એક સ્ત્રી ખીદમતગારના હાથમાં હોય છે. સઘળા ઓરડાઓ, સામાન વગેરે ઢાંકે છે, ને ત્યાર પછી સઘળું સમારકામ, ને સાફસુફ કરવાનું કામ ચાલે છે. મહારાણીના સેક્રેટરી, પ્રધાનો, ઘરનો વડો, દરબારની બાનુઓ વગેરેના ઓરડાઓ, બાદશાહી ઓરડાઓની માફકજ સણુગારેલા હોય છે. બીડી પીવાનો ઓરડો હમણાં ઉમેરવામાં આવ્યો છે, પણ વર્ષો અગાઉ મહારાણીને બીડીની છીટ હોવાથી, ત્યાં એ ટેવ બીલકુલ ચાલી શકતી નહી હતી, અને તેથી કરીને તેમના દીકરાઓ તથા દોસ્તો બાગમાં ફરતાં ફરતાં બીડી પીતા હતા.

હાલના વખતમાં મહારાણીએ બપોરદાર મેજબાની આપવાનો ચાલ બંધાવ્યો છે, કારણ કે જ્યારે જરમનીના શેહેન-

શાહે ગયે વર્ષે તેમને મુલાકાત આપી ત્યારે ખાવાનો ઓરડો સંખ્યાબંધ પરોણાઓ સમાવી નહી શકે તેવો હોવાથી અતીશ્ય અગવડ પડી હતી. આ હાલ અત્યંત ભપકાદાર તથા મોટો છે, અને તેનો પાયો ઘેરની પશ્ચીમ બાજુએથી નાખેલો છે, જેમાંથી મહારાણીને જવાનો છુપો દરવાજો છે. ઓસબર્નમાં ગેસની રોશણી કરવામાં આવે છે, ને દરેક દરવાજે, ને દાંભલે દીવા મુકવામાં આવે છે, જો કે મહારાણી પોતાના ઓરડાઓ સારૂ "શેડના" અને મીનબતીના દીવા પસંદ કરે છે. શીયાળાના મહીનામાં વરાળની નળીઓથી ચોક્કસ હદ સુધી ઘરને ગરમ રાખવામાં આવે છે.

ઓસબર્ન તરફ એક તાર આફીસ છે, જેનો તાર "મેદીના"ની નદીનાં દોરડાં સાથે વળગાવેલો હોય છે અને દેશના બીજા ભાગો સાથે સંધાઈ જાય છે. પોસ્ટ આફીસ ત્યાં હસ્તી ભોગવતી નથી, અને મહારાણીના પોતાના એક નોકરને ઘોડેસ્વાર કરી "કાઉસ"ની પોસ્ટ આફીસમાં મોકલે છે, તેજ માણસ કાંઈબી કાગળો અથવા ચીઠીઓ બીજા ગ્રહસ્થોની હોય તે લઈ જવામાં રોકાય છે. ઘરનો ખટલો ચલાવનારને ઘણા સરસ સણગારેલા ઓરડાઓ આપેલા હોય છે, પણ સાધારણ સંખ્યાબંધ નોકરોને તો ફકત સુવાના ઓરડાઓ હોય છે, જો કે જેઓ હમેશાં ઓસબર્નમાં રહે છે, તેમને માટે તો બેઠકના ઓરડા પણ છે; અગરજો ખાસ સંખ્યાની જરૂર પડે છે, તો તેમને બહાર કેટેલી નજદીકમાં જગા લેવી પડે છે.

### ખીદમતગારોનો હાલ

ત્રીશ વર્ષની વાત ઉપર પાછો બાંધીને વધારેલો છે, ને હવે બાવરચીખાનાની નજદીકમાં છે. તે ગંજાવર ઓરડો છે, અને ઘણાંક કામો માટે, તથા ખસુસ કરીને નાતાલને ટાંકણે વપડાસમાં આવે છે. શીયાળાની રૂતુમાં રાત્રે મધરાત સુધી તેઓ ગીતો ગાય છે, ભાષણો કરે છે, ને કવીતાઓ બોલે છે. તે મોટી રસોડાંની સગડી, જે એક આખો બલદ ભુંજાઈ શકે તેવડી મોટી છે, તે જગાને ગરમી આપે છે, અને આ વખતે ઘણેક સુખી વખત ખુશીમાં ગુજારે છે, ને ત્યાં મજાહ ને તાજગીને માટે કાંઈ પણ હદ હોતી નથી. મહારાણીનો બુટલર નથી, ને બાદશાહી ભોંયરાં એક માણસના હવાલામાં હોય છે, જ્યારે બીજાના સ્વાધીનમાં રૂપાંકામ હોય છે, તથા એક સ્ત્રી ટેબલનાં સઘળાં કપડાંની સંભાળ લે છે, ને બીજીને બીલોરકામ તથા કોરીકામનાં વાસણોપર દેખરેખ રાખવાનો જોખમ હોય છે. ઘેરથી થોડેક દુર ઘોડાવાલાઓ માટે મોહલી જગા છે, ને તબેલાઓ મોટા ને તેનાં છાપરાં તથા ભોંય ઘણી સરસ રીતે કીધેલાં હોય છે. આખી ઈમારત પુષકળ જગા રોકે છે, અને ઘોડાવાલાના ઘરનો ઓરડો પણ મોટો તથા સરસ હોય છે. તેમની પડોશમાં ધર્મશાળા છે, જે આજારી ખીદમતગારોને માટે આસપીટાલ દાખલ વાપરવામાં આવે છે, ને તે ઘણી સગવડ ભરી રીતે લાયક કીધેલી છે, અને બહારની સ્ત્રી માવજત કરનારીઓને દરદીઓની સંભાળ લેવા માટે તેડાવે છે, જેનો સઘળો ખરચ મહારાણી પોતે આપે છે.

ઓસબર્ન તરફની વાડીઓને કાચનાં ઘરો ઘણાં મોટાં હોતાં નથી, જો કે ઘણાંક માણસોની જરૂર ત્યાં પણ પડે છે, અને એક અનુભવી વનસ્પતી વીદ્યા જાણનાર માલીને ત્યાં રોકવામાં આવ્યો છે. મહારાણી ફુલ તથા ફુટનો જથ્થો "વીન્ડસર"થી પાધરો મંગાવે છે, પણ ઘરમાં જે દુધ વાપરે છે, તે પાસેનાં ટાપુમાંનાં ખેતરોમાંથી મેળવવામાં આવે છે.

ખેતરની નજદીક એક ઊંચી ઘાસવાલી જમીનપર જે ટાંકી બાંધેલી છે, તેમાંથી "ઓસબર્ન"માં પાણી પુગાડવામાં આવે છે, જેની ઢોળાવદાર બાજુઓ, સણગારવા લાયક છોડવાઓ, તેમજ ઝાડોનાં ખોદી કહાડેલાં જબરદસ્ત ખોખાં, ને ડુંગર પરનું સરસ કોતરકામ, તે દેખાવને ઘણો મનોરંજક કરે છે.

એક વરાળ યંત્ર તથા થોડાંક કુશળ માણસો ત્યાં રાખવામાં આવે છે, અને મહારાણીના હુકમથી ટાપુમાં તેવણની પોતાની મીલકતની નજદીકમાં જો કોઈ ઠેકાણે આગ લાગે છે તો તેમાં તેઓ મદદ કરે છે.

[ચાલણુ છે.] ખુરશેદ.

## ભીખી કાકી અને શીરીન.

### એક ટુંક વાર્તા.

#### પૈસાના લોભમાં જાનની ખુવારી.



મુંબઈ શેહેરની પાસેનાં એક ગામડાંમાં ભીખી કાકી નામે કોઈ એક તવંગર ડોસી રહેતી હતી, જેણીએ પોતાનાં મરણની વખતે પોતાની સઘળી દોલત શીરીન અથવા તેણીના શબ્દમાં બોલ્યે તો, સીલા નામની પોતાની ભત્રીજીને આપી જવા કબુલી હતી.

એવું બન્યું કે, એક દીવસે ભીખી કાકી ઘણાંજ બીમાર પડયાં. અલબત્તાં, એ ખબર સાંભળતાંજ શીરીન તેણીને ઘરે જઈ તેણીની બરદાસ્ત લેવા લાગી. પણ તે છતાં ભીખી કાકીની બીમારી દીન પર દીન વધતી ગઈ. એવી હાલતમાં જો તેણી મરણ પામે તો પોતાની કબુલાત મુજબ તે પોતાની સઘળી દોલત તેણીને સ્વાધીન કરી જશે એવું વીચારી સીલાએ તેણીને ઘણીવાર પોતાનું વશીયતનામું કરવા કહેવાથી આખરે એક દીવસે ભીખી કાકીએ તેમ કરવા કબુલ કીધું; પણ માઠાં ભાગ્યે વકીલ વગેરે આવી પોહોંચે તેની અગાઉ તેણીનો જાન કબજ થયો.

હવે સીલા ફીકરમાં પડી, અને આટલા દીવસ સુધી મરનારે પોતાનું વશીયતનામું કર્યું નહી તેને માટે તે તેણીને શ્રાપ દેવા લાગી. એટલામાં તેણીની એક સહી નામે રતનબાઈ તેણીની મુલાકાતે આવી, તેણીને ભીખી કાકીનાં મરણથી વાકેફ કરીને સીલાએ તેણીની મસલત પુછવાથી તેણીએ સીલાને સલાહ આપી કે, તુરત તો તેણીએ પોતાની મરનાર કાકીનાં મરણની ખબર કોઈને જાહેર કરવી નહી, પણ મરનારને તેણીનાં બી-

છાનાં ઉપરથી ઊચકી એક અલાહેદી જગાએ સુવાડવી, અને પછી પોતે તે બીછાનામાં સુઈ (જાણે પોતે મરનાર બીખી કાકી હોય એવું ડોળ ઘાલી) સઘળાંની સનમુખ પોતાની મરજી પ્રમાણેનું વશીયતનામું લખાવવું. માહાં ભાયગે બીચારી ભોળી રીલાએ એ કઢંગી સલાહ પસંદ કીધી; મરનાર બીખી કાકીનું બીછાનું જે ઘણુંજ જુજ અજવાળાંવાલા ઓરડામાં હતું તે ઉપર તે તરતજ સુતી, અને મરનારને બીજી અંધારી ઓરડીમાં નાખી બહારથી તાળું માર્યું. હવે બીખી કાકીના ખેશીઓને તેડાવી પલંગની કુરતીન ખેંચી, ઘણુંજ કમજોર અવાજે વશીયતનામું લખાવવા બેઠી.

થોડા વખતમાં તેણીની મરજી મુઆફેક સઘળું લખાઈ રહ્યું. મરનારની દોલતનો એક ગંજાવર ભાગ તેણીએ પોતાનાં નામ ઉપર લખાવ્યો અને બાકીનો જે ઘણો જુજ હતો તે મરનારનાં ખેશીઓ વચ્ચે વેહેંચી આપવા ઠરાવ્યું. વાંચનારી બેહેનોએ વીસરી ન જવું જોઇયે કે, તેણી પોતાની દોહડ ચતુર સહીને ભુલી ગઈ ન હતી. એવી રીતે વશીયતનામું લખાઈ તૈયાર થયું, અને એવી ફતેહમંદીથી પોતાનું કામ પાર પડયું તેથી રીલા ઘણીજ હરખમાં આવી ગઈ. પણ પાપ કદી છુપું રેહેતું નથી. "પાપનો ઘડો મોડે વેહેલે ફુટયા વીના રહેતો નથી," અને તેમજ રીલાના બાબમાં પણ બન્યું. તેણીનાં અધર્મીપણાના ફળ તરીકે તેણી ઉપર રૂસવાઈ તથા હીનપસ્તીનો વરસાદ વરસ્યો. વશીયતનામાં પર સાક્ષી તરીકે સહી કરતાં મરનારના એક ખેશીએ રીલાની ઠગાઈ પકડી કહાડી. એમ થતાંજ મરનારનાં સગાં વાહાલાં સોહોર અને પોકાર કરતાં તેણીનાં બીછાનાં પાસે દોડી ગયાં, અને તેણીને જમીન ઉપર ઘસડી કહાડી, તથા તેણીની ઉપર ફીતકાર નાખવા લાગાં. એ સઘળું એક પળ વારમાં બન્યું.

તેણીએ પોતાનો ગુનાહ તરતજ કબુલ કર્યો; અને ઘરડાં બીખી કાકીને બાહેર લાવવામાં આવ્યાં. પણ તેટલા વખતમાં તો તેણીની ઠગાઈ વધારે જાહેરમાં આવવાથી તેણીને જે નામોશી લાગી તેની શરમથી, અને એવી મોટી ઠગાઈ કરવા માટે, ધાસ્તીથી તે કમનસીબ ઓરત બેસુદ્ધ થઈ પડી, અને થોડાક કલાક સુધી એ હાલતમાં રહેવા પછી પોતે જે મોટો ગુનાહ કર્યો હતો તે માટે ખરાં જીગરથી તોબ્જેસ કરવા બાદ તેણીએ પોતાનો પ્રાણ તે પરમ કૃપાળુને હવાલે કર્યો.

મરનારનાં ઘરમાંથી બેંક નોટો, શેરોનાં કાગળીયાં, અને રોકડ નાણું મળી આસરે દોઢ લાખ જેટલો અવેજ મળ્યો, જે તેણીના ખેશીઓએ પોત પોતામાં વેહેંચી લીધો, અને મરનારને તથા તેણીની ભત્રીજીને એકજ દીવસે સાથે અવલમંજલ પોહોંચાડયાં.

પ્રીય વાંચનાર, જુવો, પાપીને એવી સજા થાય છે. લુચ્ચાં, ઠગારાં, લોભી, ધુતારાં, વગેરે અધર્મીઓ એવીજ રીતે પોતાનાં કરતુકોનાં ફળ ચાખે છે.

લોભ અને લાલચના ઊંડા ગારને તો, આ ફાની જેહાનમાં આપણે સઘળે ઠેકાણે પગે પગ અડકીએ છીએ, પણ સચ્ચાઇ, પવીત્રાઈ અને નીતી તથા પરહેજગારીના ખડકોને જેઓ મકમ રીતે વળગી રહે છે, તેઓ અને ફકત તેઓજ એવાં બીકટ હફતેખાંનો આસાનીથી ઓળંગી પાક પરવરદેગારની દરગાહમાં અમનચમનમાં રાજ કરે છે.

મીસીસ ખુરશેદજી સોરાબજી ભુજવાલા.



# જેનાં કામ તે તેજ કરે.




આગળા અંકમાં ગડબેંડની વાતથી વાંચનારી બાનુઓ જાણીતી હોવી જોઈયે. એજ ગડબેંડનો પાડોશી કે જેને ગયા અંકમાં ગ્રેબીઅડને નામે જણાવ્યો હતો, તેને હવે આપણે તેનાં આખાં નામ પીટર ગ્રેબીઅર્ડનાં નામથી ઓળખીશું.

પીટર ગ્રેબીઅર્ડ પોતાના પાડોશી ગડબેંડથી તદન જુદાજ ખવાસનો હતો. તે અક્કલહિણુ, જીદ્દી અને તાતા સ્વભાવનો હોવા ઉપરાંત, એક કુતરાનું હાડકું છીણવી લીધા બાદ તે પ્રાણી જેટલું અધીરૂં થાય છે, તેથી પણ વધારે અધીરો હતો. અગરજો ખોદાની મહેરબાનીથી તેને લાયક બાયડી મળી ન હતે તો તેને અગણીત ખમવું પડયું હતે. તેણી પોતાની ખુશી પ્રમાણે ચાલનારી, ગુસ્સાવાલી અને તેણીનો ધણી કાંઈ પણ બોલવાને મોઢું ઊઘાડે નહી એટલામાંજ તેની ચુક કાઢવાને તૈયાર રહેતી. પીટરનાં નસીબમાં એ એક મોટો ખજાનો હતો, કે જે અગરજો તેને મળ્યો ન હતે તો તે કદી પણ "ધીરજ અને નરમાસ એ સર્વોત્તમ સદગુણ છે" એવું શીખવાને તે શક્તિમાન થતે નહી.

એક દહાડે ઘાસની કાપણીના વખતમાં, પંદર કલાકની સખત મેહનત પછી હમેશાંનાં કરતાં વધારે ગુસ્સે થઈને જ્યારે તે ઘર આવ્યો ત્યારે તેણે પોતાનું ભોજણ માંગ્યું, પણ જ્યારે તેને કહેવામાં આવ્યું કે, 'તૈયાર નથી' ત્યારે તે તેણીને ઘણોજ ગુસ્સો કરીને દરેક બાયડીના આળસુપણા વીશે ભાષણ ચલાવવા લાગ્યો. તેની બાયડી બોલી, "ભલા અને માયાળુ પીટર, કરી બતાવવા કરતાં બોલી બતાવવું વધારે સેહેલ છે. અગરજો તેમ ન હોય તો આપણે આપણાં કામની અદલાબદલી કરયે. આવતી કાલે હું તમારી જગ્યાએ જઈને ઘાસ સુકવીશ અને તમે મારે બદલે ઘરનું કામકાજ કરજો અને ત્યારે આપણે જોઈશું કે આપણ બેમાં કોણને વધારે ભારી કામ છે અને કોણ તે સારી રીતે બજાવે છે? પીટર બોલ્યો 'મને કબુલ છે, પણ ત્યારેજ તમો જાણશો કે અમો ગરીબ ભરથારોને કેટલું ખમવું પડે છે અને તે ધડો કે જે તમોને શીખવાની એટલી બધી ગરજ છે, તે તમોને ખરી સભ્યતાથી વર્તવાને શીખવશે.

બીજી સહવારે મોટાં મળસકાંમાં તે બાઈ ખેતીનાં હથ્યાર પોતાને ખભે મારી, તે દીવસના ખુશનુમા દેખાવો નીહાળતી ખોલ્લી હવામાં મોટેથી ગીત ગાતી ચાલી. તેણીનો ભરથાર પીટર પોતાને ઘરમાં એખલો જોઈને પહેલાં તો જરા ઘભ-

રાયો, પણ પોતાની ફજેતી ન કરવાને તે આતુર હતો, તેથી તે માખણ દોહવવાને પેહેલાં ખુબ ધ્યાનથી વળગ્યો, પણ પોતાના હાથ પહેલ વેહલાંજ તે નવાં કામ ઉપર અજમાવતો હોવાને લીધે જલદીથી થાકી ગયો અને તેનું ગળું સુકાવા લાગ્યું તેથી તે ભોંયરામાં જે બીર તરતનોજ લાવી મુક્યો હતો તે કાઢવાને વાસ્તે ગયો, પણ જેવો તે કાઢવા જતો હતો એવામાંજ તેણે ઉપર ડુક્કરનાં ઘુરવાનો અવાજ સાંભળ્યો; તે ડુક્કર રાંધણીમાં છુટી ગયું હતું. પીટર બોલ્યો "મારૂં માખણ ઢોળાઈ જશે." એમ કહી તે હાથમાં પોતાની ડાંગ સાથે ચાર ચાર ફાંદીઓ કુદાવી દાદર ચઢવા લાગ્યો. ત્યાં તેને શું દીસ્યું? તે માખણનું વાસણ ઊંધું વળી ગયું હતું, તેમાંની બધી મલાઈ જમીન ઉપર ઢોળાઈ ગઈ હતી અને તે ડુક્કર તેમાં લોટતું હતું. એ વખત એવો હતો કે પીટર કરતાં ગમે એવું સ્યાણું માણસ પણ અધીરૂં થયા વીના રહેત નહી. તે તેની પછવાડે લાગ્યો અને તે ડુક્કર ઘુરતું આગળ દોડવા લાગ્યું, પણ પીટરે તેને અટકાવ્યું અને બરાબર નેમ લઈને એવો તો એક સજડ ફટકો તેનાં માથાં ઉપર લગાવ્યો કે તે ડુક્કર જમીનદોસ્ત મુડદું થઈ પડયું. જ્યારે તેણે પોતાની ડાંગ લોહીથી ખરડાએલી જોઈ ત્યારે તેને યાદ આવ્યું કે બીરનું પીપ જે ઉઘાડયું હતું તેનો વેહ બંધ કરતાં તે ભુલી ગયો હતો, તેથી તે બંધ કરવાને દોડયો. તે ગયો ત્યારે તેમાંથી બીર ટપકતો પણ ન હતો, કારણ, અફસોસ કે એક પણ ટીપું તેમાં રહ્યું ન હતું. તેણે ઢોળાયલી મલાઈ તથા બીજી થોડી મેળવણી જે શીલક રહી તેનું પાછું માખણ સંભાળથી દોહવવાનું સરૂ કીધું, પણ તેને યાદ આવ્યું કે તેની ગાય હજુ તબેલામાંજ કાંઈ પણ દાણા પાણી વગર બાંધી મુકેલી હતી. આ વખતે મધ્યાંન્હ બપોર હતી અને તરતજ તે ગાય પાસ દોડી જતો હતો, પણ તે ડોકરાઈને સાવચેત થયો હતો તેથી તે બોલ્યો કે "મારો નાનો છોકરો જમીનપર લોટે છે, તે મારી ખાતરી છે કે જરૂર બધું માખણ ઉંધું વાળી નાખશે." આથી તેણે તે માખણનું પીપ પોતાની કમરે ઉભું બાંધી લીધું અને પોતે ગાયને વાસ્તે પાણી કાઢવાને કુવામાં દોરડું નાખ્યું, પણ કુવો ઊંડો હોવાના સબબે તે બાલદી જલદી પાણી લઈ શકી નહી તેથી અધીરો થઈ કુવાની પાળ ઉપર વાંકો વળીને જોવા લાગ્યો, કે જેવામાં તે પીપમાંની સર્વે મેળવણી તેનાં માથાંપર થઈ કુવામાં ઢોળાઈ ગઈ. પીટર બોલ્યો, "અફસોસ કે આજ મને મુદલ માખણ મળશે નહીં; પણ કાંઈ નહી, અને ગાયની બરદાસ્ત લેવી જોઈએ. વળી ઘણું મોડું થવાને લીધે તેને ખેતરમાં ચરવા લઈ જવાને મને વખત નથી, પણ મારી ઝુંપડીનાં છાપરાં ઉપર સારૂં ઘાસ ઉગેલું છે અને તે પ્રાણીને ત્યાં ચરવા દીધામાં હું કાંઈ અડચણ જોતો નથી." જ્યારે તેણે ગાયને તબેલામાંથી બહાર કાઢી ત્યારે તેને છાપરાં ઉપર ચઢાવવાને તેને મુદલ મેહેનત પડી નહી. તેની ઝુંપડી એક ટેકડીની પાસે નીચાણમાં બાંધેલી હોવાને લીધે તેનું છાપરું તે ટેકડીથી સરખી ઊંચાઈ ઉપર હતું. પીટર તે ટેકડી તથા છાપરાંની ઉપર એક પોહળું પાટયું નાખી તે ગાયને સહી સલામત તે છાપરાં ઉપર લાવ્યો. પીટરને તે છાપરાં ઉપર બેસી ગાયની ચોકી કરવાનું પરવડયું નહી, કારણકે તેને કાપણી કરનારાઓને વાસ્તે સેરવો બનાવી લઈ જવાનું હતું. પણ એમ કરવે તે ગાય પડીને કદાચ પોતાનાં હાડકાં ભાંજે એમ પણ હતું, તેથી તેણે તે ગાયની ગરદને એક જાડું દોરડું બાંધી તે ધુમાડીઆંમાંથી રાંધણીમાં ઉતારી, પોતે રાંધણીમાં જઈ તે છેડો પોતાના પગની સાથે મજબુત બાંધ્યો. તે બોલ્યો, "આ રીતે મારી ખાતરી છે કે તે પ્રાણીથી હવે કાંઈ પણ મસ્તી થઈ શકશે નહી." ત્યાર બાદ તેણે તે સેરવો કરવાનું મોહું માટીનું વાસણ [illegible] ભરી બળતું સળગાવ્યું, જ્યારે એકાએક તે ગાય છાપરાં ઉપરથી સરી પડી, જેના ભારથી ગરીબ પીટર ધુમાડીયાંપર [illegible] ઉપર ટાંટયા અને નીચે મુડી સાથે અધર ઊંધો [illegible], અને તેજ પ્રમાણે તે ગાય પણ બહારની બાજુ [illegible] અધર લટકતી હતી. સારાં નસીબે જો એક લોઢાંના [illegible] તે અરધોજ ઊંચે જઈને અટકયો ન હતે, તો ખોદા જાણે કે બીજું શું થતે! આ રીતે બંને જણાં એક અંદર અને બીજું બહાર, હવામાં આકાશ અને જમીનની વચ્ચે અધર લટકતાં રહયાં, અને મોટી બુમો પાડવા લાગ્યાં. સુભાગ્યે તેની બાયડી પણ તેનીજ પેઠે અધીરી હોવાને લીધે પોતાના જમવાના વખતે પોતાના ધણીને ભોજન ન લાવેલો જોઈ ત્રણ મીનીટ સુધી વાર જોઈ, ઘેરને આગ લગાડે એવા ગુસ્સાથી ઘર તરફ દોડી એવામાં અધર લટકેલી ગાય જોઈ તેણી તેની તરફ દોડી ગઈ અને ભારે મેહેનતથી તે ગરીબ પ્રાણીનો છુટકો કરવાને વાસ્તે પોતાનાં દાતરડાંથી તે દોરડું કાપી નાખ્યું, અને તે પ્રાણી પોતાને જમીન ઉપર સહી સલામત જોઈ ખુશી થયું. [illegible] બનાવ પીટર કે જે ઊંધો લટકીને આકાશ તરફ [illegible] ધીક્કારતો હતો, તેને માટે પણ ઓછો નસીબવંતો ન હતો. તે ગાયનું દોરડું કાપવાથી તે બાજુનો ભાર [illegible] થવાથી પીટર ઊંધે મસતકે સેરવાનાં વાસણમાં પડયો, પણ તે [illegible] નસીબે તેને યારી આપી, કે તે આતશ પુરતો સળગ્યો ન હતો અને તેથી તે વાસણમાંનું પાણી ટાઢું હતું તેથી પીટર તેનાં માથાંપર તે માટીનું વાસણ ભાગવાથી એક ઊંડો ઘા, અને તેનાં નાખની ચાંમડી નીકળી જવા સીવાય વધારે જખમી થયો નહી. જ્યારે તેની બાયડી રાંધણીમાં આવી ત્યારે તેણીએ પોતાના ભરથારને લોહીમાં તરબોર થયલો અને આવી સખત રીતે ઘાહેલ થયલો જોયો ત્યારે તે બોલી, "જુવો, હવે હું જે કહેતી હતી તે ખરૂં હતું કે નહી? જુવો, મેં ઘાસ કાપીને સુકાવ્યું છે અને હમેશથી જરાપણ કમતી નથી. પણ તમે બબરચી, ગોવાળ, યા ઘરધણી, જરા કહોની કે માખણ કયાં છે? ગાય કયાં છે? ડુક્કર કયાં છે? આપણું ભોજન કયાં છે? અગરજો આપણું બચ્ચું ખરેખર મરણ પામ્યું ન હોય તો તેમાં તમારી ચુક નથી, અરે ગરીબ બચ્ચાં! અગર તારી સંભાળ રાખવાને તારી મા ન હોય તો તારૂં શું થાય! આ ઉપરથી તેણીએ રડવાનું અને ડચકાં ખાવાનું શરૂ કીધું. પીટરે પણ શરમથી માથું નીચું કીધું. પણ થોડાજ દહાડામાં

તેઓના પાડોશીઓએ જોયું કે તેણે પોતાના દરવાજા પરની નીશાની બદલી હતી. બે હાથ જે એક બીજામાં ભેરવાયલા અને લોહીના છાંટાથી ખરડાયલા હતા, તે ભુસરીને તેને બદલે એક મધમાખીનો મધપુડો કે જેની આજુબાજુ મધમાખીઓ ગુણગુણતી હતી, તે પાડી તેની તળે નીચે પ્રમાણેનો લેખ લખ્યો હતોઃ—

"Bees sting much, But wicked tongues more."

યાને મધમાખ ઘણી ડંખે છે, પણ નઠારી જીભ તેથી પણ વધારે ડંખે છે. અને પોતાની બાયડી ઉપર જે વેર લેવાનું હતું તે બધું આ લેખ કોતરાવવામાંજ હતું. આ વાત ઉપરથી ગડબેંડની તથા પીટરની બાયડીઓના સદગુણ અને પસંદગી વાંચનારી બાનુંઓની મુનસફી ઉપરજ સોંપું છું. મારી એક સહી જે હાલ બપાઈ થયલી છે, તે કહે છે કે "એ પસંદગી ઘણી સેહેલ છે.

આપણને ડહાપણ અને સદગુણને વાસ્તે ગડબેંડની બાયડીની નકલ કરવી જોઈયે. તમો ધારો છો તેનાં કરતાં માણસ જુદીજ કીસમનાં હોય છે. જ્યારે તમે તમારૂં હઠીલાપણું મુકતાં નથી ત્યારે તમોને ઈનસાફ અને વાજબીપણું, જેમ ઘુવડ આગળ રોશણી ધીક્કાર ભરેલી છે તેમ ધીક્કાર ભરેલું અને નાપસંદ લાગે છે. ભરથારોની નાખુશી આપણને ઠપકાને બદલે માફ કરવામાં વધારે સમાયલી હોવી જોઈયે. બાનુંઓ! ગમે એવા ભરથારોને વશ કરવાને નીચલો ઉપાય કામે લગાડયાથી નકામો જતો નથી. ભરથારોને જે ગમે તે બોલવા દેવું અને તેઓની દરેક વાત ખરી માનવી અને એવી રીતે દરેક સારી વાતમાં તેઓને કબુલ રાખી વધારે માન આપી ચાલવું." એક ખુબસુરત જુવાન બાઇએ મને (બપાઈને) સવાલ કીધો હતો કે, "જો અગર આપણે ખરાં હોઈએ તોબી આપણને શું ચુપજ રહેવું જોઈયે?" અલબતાં નહી. તેની ભુલ ભાંજવી જોઈયે, પણ કેવી રીતે? નહી કે ટંટા ફીસાદથી, પણ એક પ્યારના સાદા શબ્દથી, કે જે સાંભળી અલબતાં તે પોતાનું સર નમાવી પોતાની ભુલ ખુશીથી કબુલ કરશે. બીજી એક તરતની પરણેલી વધારે સોહામણી બાનુએ મને (બપાઈને) શીખામણ દીધી કે, વધારે સારૂં તો એ છે કે, જ્યારે આપણે આપણા ભરથારને ચાહતાં હોઈયે ત્યારે એવો કંકાશ બનવોજ મુશકેલ છે. મેં જવાબ દીધો, "મારાં બચ્ચાં, તારા કહેવા પ્રમાણે તો એ એક ચાવી સમાનજ છે; દરેક જણ તે જાણે છે પણ કોઈ અમલમાં આણતું નથી. જ્યાં સુધી આપણો ભરથાર આપણી સાથે સારી રીતે ચાલી આપણી મનગમતી ચીજો આપણને પુરી પાડે છે ત્યાં સુધી તો સર્વે ઠીકજ છે, પણ પછી? આપણી જુવાની અને ખુબસુરતી જતી રહે છે, અને પછી આપણી ચતુરાઈ આપણને સલાહ સંપમાં રાખી શકતી નથી. બેહેતર છે કે માયાળુપણું અને સદગુણને વધારે કાબુમાં રાખો, કે જે આપણને પ્યારની માફક દગો ન દેતાં હમેશાં આપણને આપણી જીંદગી સુધી કામ લાગશે." બાનુઓ, ગમે તે વીચારો, પણ મને તો આ બપાઈના બોલ ખરેજ કીમતી લાગે છે.

સુશીલા.



# મીસ નેલ બ્રમબી.



મીસ નેલ બ્રમબી તા૦ ૧૦ મી સપટેમબર ૧૭૮૦ નાં વરસમાં બરલીન મધે જન્મી હતી. તેણી ૧૦ મે વરસે બાપ સાથે પેહેલવેહેલી ઈંગલંડ ગઈ હતી. ત્યાં તેણી વીસમે વરસે એમ. એ. થઈ હતી. તેણી ફ્રેંચ, લેટીન, ગ્રીક, પરશીયન તથા જરમન ભાષા જાણતી હતી. તેણીને ઈંગલંડમાં ઘણું માન મળતું હતું. તેણી ફીડલ તથા પીઆનો વજાડી જાણતી હતી. તેણી ગાવામાં ઘણી હુસ્યાર હતી અને રાગ ઘણો સુંદર હતો. નેલ બાપની એકપુરી હોવાથી ઘણી લાડકી હતી. તેણી બાપથી છુટી પડવા માગતી ન હતી. તેણીએ ૧૮૦૦ નાં વરસમાં My Home નામનું એક પુસ્તક જરમન ભાષામાં રચ્યું હતું. તેણી ત્રેવીસમે વરસે બરલીન પાછી ફરી હતી. મીસ બ્રમબી પોતાનો આખો વખત પુસ્તકો રચવામાં, નોવેલો લખવામાં તથા ગણીત શાસ્ત્રનો અભ્યાસ કરવામાં કહાડતી હતી. તેણી ગણીત શાસ્ત્રના અભ્યાસમાં ઘણી વખણાયલી હતી. મીસ બ્રમબીએ ૧૮૦૩ નાં વરસમાં બીજી નાવેલ નામે Close to the Treshold પ્રગટ કીધી હતી, તે ઈંગલંડમાં સર્વેને ત્યાં વંચાતી હતી. તેણીને આવી નોવેલ લખવા માટે સોસાઈટી તરફથી ચાંદ મળ્યો હતો. તેણી ૧૮૦૫ માં પાછી ઈંગ્લંડ ગઈ હતી, જ્યાં તેણીની સહીમીતીઓએ તેણીને માનથી વધાવી લીધી હતી.

૧૮૦૮ માં તેણીએ ત્રીજી નોવેલ ફ્રેંચ ભાષામાં લખી હતી, તે ફ્રેંચ સ્ત્રીઓને ઘણી પસંદ પડી હતી. તે નોવેલ વાંચવા લાયક હતી. તેણી ઈંગલંડની મોજમજાહથી કંટાળી ૭ મહીનામાં ઈંગલંડને છેલ્લી સલામ કરી પોતાને વતન સહીસલામત ગઈ હતી. મીસ નેલ બ્રમબી ઘણી મેહેનત કરી તથા ગરીબોનું ભલું કરવામાં વખત ગુજારી આ દુનિયાંને છેલી સલામ કરી પોતાની પાછળ સહીમીતીઓનું મોહોટું ટોળું મુકી પેલી દુનિયાંમાં આસરો લેવાને ગઈ હતી.

નવાજબાઈ અરદેશર શેઠ.





# સ દ ગુ ણી શી ક્ષ ક

## મેડમ ડી રોઝયર ઠેકાણે પડી.




ન્સમાં એક વખતે રોબસ પીયરનાં રાજ્યમાં ચાલતો જુલમ ન ખમાવાથી જ્યારે ઘણાંક લોકોને ત્યાંથી નાહસી જઈ બીજાં રાજ્યનો આશરો સોધવો પડયો હતો, તે વખતે એક ખાનદાની કુટુંબની બાઈને પોતાના ધણી અને એકપુરા દીકરાને જુલમગાર રાજાના જુલમમાં ફસ્યા પછી પોતાનો જાન બચાવવાને અર્થે નાહસી ઈંગલંડમાં આવવાની ફરજ પડી હતી. આ બાઈનાં ઈંગલંડમાં પણ થોડીક ઓળખાણવાળાં હોવાથી તેણીએ ત્યાંજ આવવાનો વીચાર કીધો અને થોડાક દહાડા સુધી એક હોટેલમાં રહી આસપાસનો સઘળો રાહગાત જોઈ લીધો અને પછી કાંઈબી કરીને પોતાનું ગુજરાણ થાય એવો આબરૂદાર ધંધો કરવાનો ઠેરાવ કરી કોઈ આબરૂદાર કુટુંબમાં છોકરાંઓની શીક્ષક તરીકે રહેવાની જાહેર ખબર છપાવી. હવે આ બાઈ મેડમ ડી રોઝયરને ત્યાં ઓલખાણ હોવાથી કેટલેક ઠેકાણેથી તેને રાખવાની માંગણી થઈ અને અંતે એક સારે ઠેકાણે તેણી મોટે પગારે શીક્ષક તરીકે રહી.

મીસીસ રોઝયરને એકદમ ચાર બાળકોને શીખવવાનું કામ મળ્યું હતું. આ બાળકોની માતાનું નામ મીસીસ હેરકોર્ટ હતું અને તેણી વીધવા હતી. હવે તે બાળકો ઉપર મા અતી ઘણો પ્યાર રાખતી હોવાથી તથા વળી તેમનો બાપ પણ ન હોવાને લીધે તેમની ઉપર ઘરમાં કોઈનો પણ આંકોશ રહયો નહી અને તેથી બચ્ચાંઓ જેમ ગમે તેમ કરતાં. તેમની માતાએ તેઓને નીશાળે પણ મુકી જોયાં, પણ ત્યાંથીબી તેમની રોજ ફરયાદ આવતી, અને અંતે એવી ફરયાદો તેઓની માતાથી ન સંભળાવાથી તેણીએ તેઓને પાછાં ઘરમાંજ રાખ્યાં; પણ હવે તે તેઓથી એટલી તો કંટાળી ગઈ હતી કે કંઈબી કરીને હવે તેઓને કોઈના હાથ તળે સોંપવાના વીચારમાં હતી, તેવામાં વળી મેડમ ડી રોઝયરની જાહેર ખબર વાંચી ઘણી ખુશી થઈ અને પોતાની એક સહીની ભલામણથી તેણીને તેડાવી છોકરાંઓને સોંપી દીધાં. તેણી બોલી "જુઓ બેહેન, હું હવે આએ છોકરાંઓને તમુને સોંપું છું, પછી તમારે ગમે તેમ કરીને એ લોકોને કેળવો અને સુધારો. તમુને જે કાંઈ જોઈયે તે આપવાં અપાવવાને સારૂ હું તૈયાર છેઊં. મેં મારા બધા ચાકર નફરોનેબી કહી મુકયું છે અને તે લોકોબી તમે જેમ કહેશો તેમ કરશે."

મેડમ ડી રોઝયરે હવે ચારે બાળકોને પોતાની આગળ લીધાં. છોકરાંઓ તે દીવસે આખો દહાડો સુધી નવી શીક્ષક કેવી હશે, શું કરશે, કેમ શીખવશે, મારશે કે, ધમકાવશે કે, વીગેરે વીચારો કર્યા કરતાં હતાં, તેમાં શીક્ષકને જરા ખુબસુરત તથા માયાળુ જોઈ પેહેલેજ દહાડે બધાં છોકરાંઓ ખુશ થયાં અને સઘળાંને તેણી ઘણી ગમી.

મેડમ ડી રોઝયરને હવે પેહેલાં પોતાનાં ચારે શીષ્યોના ખવાસ અને ચાલચલણ જોઈ લેવાનું હતું. એ ચાર છોકરાંઓમાં ત્રણ છોકરીઓ અને એક છોકરો હતો. છોકરો સર્વેથી નાનો હતો અને તેથી તે સર્વેનો બહુજ લાડકો અને આખાં ઘર ઉપર હાકમી ભોગવતો હતો. તેનું નામ હરબર્ટ હતું. તેને માત્ર દુઃખ એક એજ હતું કે, તેની માએ તેને ઘડી ઘડી બાલ હોરવા અને ચળકતાં તથા સોનાં કપડાં પેહેરવા કહેતી, અને જો જરાબી તેના બાલ ખોળાયલા કે કપડાંપર દાઘ પડેલા જોતી તો કોઈ સહીઓ આવેલી હોય તેના દેખતાંબી તે ફજેત કરી "ચીડડેહાલ, મેલો ઘેલો, બબરચી" વીગેરે કહી ચીડવતી. આથી તેને પોતાની મા આગળ મુદલ જવા ગમતું ન હતું અને તે રાંધણીમાં તથા ચાકરો અને ઘોડાવાલાઓની આગળનો આગળ ફરતો હતો. તેની ઉમ્મર આસરે પાંચ વરસની હતી.

હવે મીસીસ હેરકોર્ટની નાની દીકરી ફ્લોરીતા જે ફક્ત આ છોકરા કરતાં દોઢજ વરસ મોટી હતી, તે પણ માની બહુજ લાડકી હતી. તેને તેની માયની જે સહી મીત્રીઓ મળવા આવતી તે રમાડતી, બોલાવતી અને તેની ઘણીક વખાણ કરતી. આથી તે સઘળાં ભાઈ બેહેનોમાં પોતાને સર્વેથી ખુબસુરત સમજતી અને તેથી ઘરમાં જેમ ગમે તેમ સર્વેને કંટાળો આપતી અને બુમે બુમ મરાવતી.

વડી બેહેન બાર વરસની હતી અને તેનું નામ ઈસાબેલા હતું. તે લગાર ચાલાક હતી, તથા તેની યાદદાસ્ત શક્તી મજબુત માલમ પડતી હતી. આથી તેની માતા તેની એટલી તો હદબહાર વખાણ કરતી કે તે છોકરી પોતાને ઘણીજ હુશિયાર અને કાબેલ સમજતી, તથા પોતાનાં ભાઈ બેહેનોનાં બોલેલાંને ઘડી ઘડી હસી કાઢતી અને હમેશાં ઘરમાં તેમજ બાહેર પોતાની હુશિયારી દેખાડી દેવા જતી અને તે માટે ઘણી મગરૂર રહેતી.

હવે સર્વેથી છેલ્લી મેટીલ્ડા નામની હતી, તે જરા નરમ ખવાસની અને ઓછું શીખેલી હતી; તે ઝાઝું યાદ રાખી શકતી ન હતી અને પોતાનું જે કાંઈ મોઢે કરવાનું લેસન હોય તે તેને બહુ અઘરૂં લાગતું. વળી તેને તેની મા બેહેન ઠોઠ અને આળસુ કહેતી, જો કે તે કાંઈ ખરેખરી આળસુ તો હતીજ નહી; પણ આવા શબ્દોથી તે મનમાં બહુજ બળાપો કરતી અને પોતે કશું પણ કરી નહી શકે એવી ધારી તથા વડી બેહેનને ઘણીજ હુશિયાર સમજી હમેશ બળ્યા કરતી અને કાંઈબી નવું કામ શરૂ કરતી વખતે ઉલટ કરતી ન હતી, પણ હમેશ કશું પણ કામ કરવા માટે પોતાને ના-

લાયક ગણુતી અને વડી બ્હેનને બહુ હુશિયાર સમજી અદેખી થતી.

હવે ત્યારે આવી રીતે મેડમ ડી રોઝયરને ગોટે ઘરનાં એક એકથી ઉલટા ખવાસનાં ચાર બાળકોને સાથે કેળવણી આપવાનું કામ માથે પડયું હતું. આમાં તેણીને થોડાક દહાડા સુધી દરેકનો ખવાસ અને રીતભાંત જોઈ લેતાં ઘણીક અડચણ પડી. પણ પછી તેણીએ પોતાનું કામ ઘણીજ સેહેલાઈથી સડસડાત આગળ ચલાવી મુકયું. વળી છોકરાંઓની મા મીસીસ હેરકોર્ટે મેડમ રોઝયરને ઘરમાં સઘળો હક આપ્યો, અને તેણીનાં બાળકોને કેળવવા માટે જેટલી પોતાનાથી બને એટલી સગવડ કરી આપવામાં કશી કસુર રાખી નહી, અને તેણીએ પણ રફતે રફતે જોઈ લીધું કે તેણીની આ મેહેનત કશી પણ અકારત જતી ન હતી; કેમકે છોકરાંઓને માટે શીક્ષક રાખ્યા પછી એકજ મહીનામાં તેમની માતાએ પોતાનાં બાળકોમાં ઘણો ફેર પડી ગયલો જોયો.

એક દહાડે મેડમ ડી રોઝયરની વડી શીષ્ય ઈસાબેલાએ ઈતીહાસમાંના કાંઈ બનાવનું વરસ પોતાને યાદ ન રહેવાથી તે તેણીની શીક્ષકે કહી દીધું તે ઉપરથી અજબ થઈ બોલી "ખરેખર રોઝયર, તમુને હમણાં બધુંજ ખબર છે ત્યારે તો તમે મારાં જેટલાં હશો ત્યારે કેટલું બધું શીખી ગયાં હશો ?

પોતાની આ નવી શીક્ષકના હાથ હેઠળ આવ્યા અગાઉ ઈસાબેલા કદી પણ કોઈને એવું કહેતી કે સમજતી ન હતી, કેમકે તેણી હમેશ પોતાને સર્વેથી હુશિયાર સમજતી હતી, પણ હવે રોઝયરને પોતાના કરતાં ઘણીજ હુશિયાર જોવાથી તેણીની મગરૂરી ઘણીખરી જતી રહી અને પોતે કાંઈ ઘણી હુશિયાર નથી એટલું તો હવે તેણી સેહેલાઈથી સમજી શકી અને તેથી તેણી હવે અગાઉ કરતાં શીખવા પર વધુ મેહેનત લેતી હતી.

પોતાની શીષ્યને ઉપલો વાકય બોલતી જોઈ મેડમ ડી રોઝયર કશી પણ વડાઈ ન લેતાં બોલી, "નહી ઈસાબેલા, એવું કાંઈ નથી, હું પણ તમારા જેટલી હતી ત્યારે કાંઈ તમારા કરતાં ઘણું શીખેલી ન હતી, ઉલટું વળી મારાં માબાપ તો મારે માટે તમારી માફક શીક્ષક રાખવાને પણ અશક્ત હતાં, અને તેથી હું તો મારી વાહાલી માએનાજ હાથ હેઠળ શીખી હતી. એ તો જેમ જેમ આપણે મોટાં થતાં જઈયે અને વધુ વાંચીએ લખીએ તથા દુનિયાંમાંની રીતભાંતો જોઈયે જાણ્યે, તેમ તેમ આપણું જ્ઞાન અને બુદ્ધી ખીલતી જાય। તમે પણ મારી માફક મોટાં થશો અને દુનિયાનો અનુભવ મેળવશો ત્યારે તમેબી સઘળું જાણશો અને સમજશો."

શીક્ષકને મોહડેથી આવા સભ્યતાભર્યા બોલો સાંભળી તથા તેને એક સહીની માફક પોતાની સાથ હળી જતી જોઈ ઈસાબેલા બહુ ખુશ ખુશ થઈ ગઈ, અને તેના આવા ખવાસથી એકજ નહી પણ દરેક છોકરૂં તેને માત્ર શીક્ષક તરીકેનું માન આપીનેજ નહી રહ્યું પણ તેને ખરાં દીલથી અને માએના જેવા પ્યારથી ચાહવા લાગ્યું. નાનાં છોકરાં હરબર્ટ અને ફ્લોરીતા જે અગાઉ કોઈને બદતાં ન હતાં અને સઘળું પોતાની મરજી મુજબનુંજ કરી બધાંને પુષ્કળ બુમ પડાવતાં હતાં, તેઓએ પણ હવે ઠરાવ કીધો કે મેડમ ડી રોઝયર જે કહે તે ગમે એવું મરજી વીરૂધ હોય તોપણ કરવું, અને જો કે તે બાળકો કાંઈ બધુંજ તેમ કરી તો નહી શકયાં, પણ તોબી તેઓ ઘણીક વેળા પોતાનું મન મારીને એ ઠરાવ પાળવાની કોશેશ કરવા લાગ્યાં.

કશી પણ મારફાડ કીધા વગર અને ધાક ધમકી રાખ્યા વગર છોકરાંઓ ઉપર આવી અસર થતી જોઇ મેડમ ડી રોઝયરને ઘણી ખુશાલી લાગી, અને તેણીએ તેવીજ માયા ભરી રીત ચાલુ રાખી.

એક દહાડે બાગમાં ફરતાં ફરતાં છોકરાંઓએ પોતાની શીક્ષકને કાંઈક ગમગીન જોઈ; ખસુસ કરીને ઈસાબેલાને એવું લાગ્યું અને ઈસાબેલાએ તેનું કારણ જાણવા માંગ્યું. તેણી સમજી કે શીક્ષકની તબીએત ઠીક નથી અને તેથી તેણીએ જલદી ઘર જવા માંગ્યું, પણ તેમની શીક્ષકે તરતજ પોતાનું મોંહ હસતું કરી છોકરાંઓને કહ્યું, "નહી નહી, કંઈ નહી, એટલું જલદી ઘર જવાની કશી જરૂર નથી, હું તો તદન તંદરૌસ્ત છેઊં, મારી તબીએતને કશું નુકશાંન થયું નથી." પણ નીચલો વાકય બોલતાં તેણીની આંખ આંસુથી ભરાઈ આવી અને બીજાં કોઈની નજર તે ઉપર ન જાય કરીને તેણીએ રૂમાલ લઈ પોતાનું મોહું લુછવાને બાહણે આંખમાંથી આંસુ નીચે પડતાં એકદમ અટકાવ્યાં; પણ એટલું છતાં ઈસાબેલાએ તે જોયું, અને તે વખતે તો કાંઈ નહી બોલી, પણ ઘર આવ્યા પછી તેણીએ પોતાની આ માયાળુ શીક્ષકને તેણીની દલગીરીનું કારણ પુછયું અને સઘળાંઓની મરજી હોવાથી તેણીએ તે દીવસે રાત્રે જમી લીધા પછી પોતાનો હેવાલ આ બચ્ચાંઓને કહી સંભળાવ્યો. સઘળાં બચ્ચાંઓએ પોતાની શીક્ષકનો દુખભર્યો હેવાલ ઘણાં ધ્યાંનથી સાંભળ્યો. સર્વેમાં મેટીલ્ડાનું ધ્યાન તેમાંની એક ચોક્કસ બાબદ ઉપર ગયું. મેડમ ડી રોઝયરે પોતાના હેવાલમાં પોતાની એક મરી ગયલી દીકરીનું વર્ણન આપ્યું અને મેટીલ્ડાનું ધ્યાન તે ઉપર લાગ્યું, તથા તેણીએ બારીકીથી સવાલો પુછી પુછી તેની શીક્ષકની આ ગુજરી ગયલી દીકરીની જેમ બને તેમ વધુ ને વધુ વાત જાણવા માંગી. બધું જાણી લીધા પછી સેવટે તેણી અફસોસ કરતી બોલી, "રોઝયર! વારૂ આજે તે હોતે તો અમારી ઈસાબેલાને તે કેવી ચાહતે! ખચીત તે તો મારી ઈસાબેલાની સહીજ થઈને રહેતે! કેમકે ઈસાબેલા તો ઘણી અક્કલવાન અને હુશીઆર છે. પણ હું તો તેને ગમતેબી નહી, કેમકે મને તો કંઈ આવડતું નથી અને મારેથી કંઈ થઈ શકતુંબી નથી, પણ તોબી હું તો તેને ઘણીજ ચાહતે જો!"

મેટીલ્ડાના આવા શબ્દો સાંભળી પોતાની ગુજરેલી દીકરીની યાદમાં વળી રોઝયરની આંખો ભરાઈ આવી અને તે લુછતાં લુછતાં તે બોલી, "જા બા, મેટીલ્ડા તું એમ ના બોલ! મારી રોઝીણી કાંઈ એવી ન હતી. કે તમારાંમાંથી એકને ઘણી ને બીજી ને થોડી ચાહતે!"

પણ વારૂ રોઝયર, શું તમે એમ ધારોછો કે હું કોઈબી રીતે સુધરી શકીશ! ને ઈસાબેલા જેવી હુશિયાર થઈશ! તમે જેમ

હરબર્ટને ને ફેવરીતાને ડાહ્યાં કરી નાખ્યાં તેમ મનેબી હુશિયાર કરશો ?"

"અલબત, અલબત, મારી દીકરી નહી કાંય ? જો તું મેહેનત કરશે તો ઈસાબેલા શું પણ તે કરતાંબી વધુ હુશિયાર થઈ શકશે."

"અરે નહી નહી, કદી નહી, એ તો હું માનુંબી નહી. ઓ ખોદા ! મારી ઈસાબેલા કેવી હુશિયાર છે ! ને હુંજ એવી ઠોઠ ! મારાં માસીબી તે દહાડે ઈસાબેલાની વખાણ કરી ગયાં હતાં ને મને તો બધાં ઠોઠજ કહે છે ! પણ વારૂ રોઝયર, મને કહોની તમારી રોઝીના શું કરતી હતી ? જે તે કરતી હતી તેજ મનેબી કહેવો કે હુંબી તેમ કરૂં ને તેના જેવી થાઊં. અરે ખોદાએ ! મને એવી ડાહીને હુશિયાર છોકરીઓ જેવું કેવું થવા ગમે છે ! મને કહો રોઝયર, કે તમારી રોઝીના શું શું વાંચતી હતી, કોણ કોણની સંગત રાખતી હતી અને આખો દહાડો કેમ ગુજારતી હતી અને પછી હુંબી તેમ બધું કરવાની કોશેશ કરીશ. પણ વારૂં, જો હું તેમ બધું કરૂં તો તેના જેવી થાઊં કે વારૂ !"

"અલબત ! અલબત; મેટીલ્ડા તું દરએક રીતે સારી અને સમજુ છોકરી છેં અને વળી મેહેનતુબી છે; તેથી જો તું ઉમંગથી કામ કરશે તો જરૂર તું તારી ખાહેશ પ્રમાણેની ડાહી, સમજુ અને વીચારવંત છોકરી થશે."

"વારૂં, પણ ત્યારે તમારી રોઝીલા કેમ કરતી હતી તે બધું મને હમણાં કહોની કે હુંબી પછી તેમ કરૂં !"

"હા, પણ તે વીષે હવે આપણે કાલે વાત કરશું, હમણાં તો હરબર્ટને પેલાં ચીત્રો દેખાડવાનાં છે તે દેખાડપે." એટલું બોલી રોઝયર એક મોટી પીક્ચરની ચોપડી લાવી અને એક પછી એક જાનવરોનાં ચીત્રો તેને બતાવી તેનું તે બચ્ચાંનાં ધ્યાનમાં ઉતરી શકે એવું જુજ જ્ઞાન આપવા લાગી. હરબર્ટને પોતાના પાઠની જોડણી કરવાનો આગળ બહુ કંટાળો લાગતો, પણ હવે તો આજે આવાં સુંદર ચીત્રો જોઈને તથા વળી તે સાથ તેઓનું કાંઈક બ્યાન પોતાની શીક્ષકને મોઢે સાંભળીને તેને એવી તો ઉલટ થઈ કે હવે તે નવાં ચીત્રોનાં નામો પેહેલાં શીક્ષકને ન પુછતાં ચીત્રની નીચે લખેલા મોટા અક્ષરો પોતે જોડણી કરી ઉકળાવતો અને એ રીતે શીક્ષક કહે તે અગાઊ પોતે તે નામો વાંચવાની કોશેશ કરી બહુ હરખાઈ જતો અને તે નામો જોડણી સાથ યાદ રાખવાની કોશેશ કરતો. આવી રીતે કરવાથી એકદમ તે ઘણાં ચીત્રો જોઇ ન લેતો, પણ રોજ બબે ત્રણ ત્રણ જોતો અને એ રીતે રમતાં રમતાં તેને થોડા વખતમાં ઘણું જ્ઞાન મળતું.

### રોઝયરની શીખવવાની સેહેલ રીત.

થોડા દહાડા ગયા પછી એક દહાડે હરબર્ટ પેલીજ ચોપડીમાંથી ચીત્રો જોતો હતો, તેવામાં તેની માય આવી અને આજે તો હરબર્ટ હમેશની માફક પોતાની માય પાસ દોડી જઈ તેને કંટાળો આપવાને બદલે પોતાનાં ચીત્રો જોવામાં ધ્યાન ઘાલી બેસી રહયો. આથી તેની માતાને ઘણીક ખુશી અને અજાયબી ઉપજી અને તેણી તે માટે રોઝયરને કાંઈ કહેવા જતી હતી, પણ તેણીએ તેને અટકાવી અને છેલ્લાં ચીત્ર વીશે તે હરબર્ટને કહેતી હતી તે સઘળું જલદીથી પુરૂં કરી લઈ હરબર્ટને રમવા મોકલ્યો અને પછી તેઓ બંને જણ વાતે બેઠાં. પેહેલાં મીસીસ હેરકોર્ટ બોલી–"ખરેખર રોઝયર હું તમારો આવો મોટો આભાર કેમ માનું ? તમે મારી દીકરીઓને તો ડાહી કીધી, પણ વળી આએ આવા મસ્તીખોર જુહાકનેબી જેર કીધો. અરર ! તોબા ! હું બબે વખત તો એને સ્કુલમાંબી મોકલી મોકલીને થાકી, પણ ત્યાંબી એ કોઇને બદયો નહી અને વળી માસ્તરો તો કહે જે તમે એ નાનાં બચ્ચાંપર જુલમ પાડોચ. એમ કહીને કશીબી ધાક ધમકી રાખે નહી અને પછી એ દુકતો આખો દહાડો ઘેરમાં મારી ઉપર તરેહવાર કરે ! વળી તમે ક્યાં અંજાણ્યાં છેઓ કે તેની વાત ! તમે આવ્યાં ત્યારે કંઈ એણે થોડું તોફાન કીધું હતું ! પણ એ તો કોણ જાણે તમે એવું તે શું કરોછ કે જાણે હવે તો બોકરાં જેવો થઈ ગયો છે. જુઓ રોઝયર કંઈ ફીકર નહી, તમારે ગમે તો મારો, ફાડો, ગમે તે કરો !"

"અરે ! અરે ! પણ કાંય શું કરવા ! મારે શું કરવા જો ! એટલાં બચ્ચાંને મારે કોણ વળી !"

"હેં શું ! મારે નહી ! ત્યારે શું કરે ? મસ્તી તોફાન કરે ત્યારે વળી મારવાંબી પડે, ધમકાવવાંબી પડે, સૌજ કરવું પડે તો વળી !"

"કંઇ વાત ! એમાં શું ! વળી બચ્ચાં હોય તો મસ્તીબી કરે ! તોફાનબી કરે ! સૌજ કરે તો વળી ! એમ તેને ઘડી ઘડી મારયા કરે તો પછી તો ઉલટો તે બચ્ચાંને કશો ડર રહેજ નહી, અને વળી ઉલટું મારવાથી તેનાં આંગને ઈજા થાય."

"પણ ત્યારે શું કરે જો ! મને અજબ લાગે છે કે ત્યારે તમે મારયા ધમકાવ્યા વગર એ લોકને કેમ સુધારશો ?"

"અલબત્ત, અલબત્ત, હું મારયા વગરજ તમારાં બચ્ચાંને તમારી મરજી મુજબનાં કેળવીશ. નક્કી જાણજો મીસીસ હેરકોર્ટ, કે જેટલાં બચ્ચાં મારથી બીગડે છે તેટલાં બીજા કશાથી બીગડતાં નથી. બચ્ચાંને મારવાથી તેઓ આપણને માટે ખરાબ વીચાર લઈ જાય છે, અને આપણને ઘાતકી સમજે છે; વળી એટલુંજ નહી પણ તેથી તેમનાં મન ઉપર બીજીબી માઠી અસર થાય છે. આપણે જો બચ્ચાંને મારયે છીયે તો તેઓ પણ તે ઉપરથી તેવોજ ધડો લઈ એક બીજા ઉપર હાથ ઊચકવા શીખે છે. ઘણે ઘેર બચ્ચાંઓમાં ભાઈ બેહનો એક બીજા સાથ મરાય છે અને એકએકને મારે છે તથા મોહમાંથી ખરાબ સખુનો બોલે છે, અને તે તેમની ખામી તેઓ પોતાનાં અતી વાહાલાં માબાપ તરફથીજ શીખે છે. પેહેલાં તો માબાપ વીષે છોકરાંઓને ઘણું ઊંચું મત હોય છે, અને તેથી સ્વભાવીક રીતે તેઓ પોતાનાં માબાપની નકલ નાનપણથીજ કરવા માંડે છે. માટે એવી વખતે તો માબાપોએ બનતાં સુધી પોતાનાં બચ્ચાંઓનો પ્યાર જીતવો જોઈયે. પણ જ્યારે તેઓ બચ્ચાંઓને ઈજા થાય એવી રીતે માર મારે છે ત્યારે તે બચ્ચાંઓ પોતાનાં માબાપને ઘાતકી સમજે અને

તેમની નકલ કરી પોતે પણ એવું એવું કરવા શીખે. તેમાં તે બાળકોનો મુદ્દલ વાંક કહાડી શકાયજ નહી."

"અરે! પણ ત્યારે તમે મને કહોની તો! બચ્ચાંને મારયા ધમકાવ્યા વગર કેમ સુધારી શકાય?"

"પેહેલાં તો બચ્ચાંઓને સુધારવાની ગરજ પડે એવાં થવાજ ન દેવાં જોઇયે; એટલે કે તેમને બીગડવા ન દેવાં, અને પેહેલાંથીજ તેમની ખામીઓ સુધારી ખુબીવંતાં કરતાં જવું અને તેમ કરવાને માટે માર કે ધાકથી નહી પણ સમજાવતથી કામ લેવું. સમજાવ્યાથી બચ્ચાંનાં કુમળાં મન ઉપર જલદીથી અસર થાય છે, અને તેઓ પોતાની ખામી સેહેલથી સમજી જઈ તે સુધારવાને યત્ન કરવા માંડે છે."

ચાલો બા હાશે! એમ તો એમ! તમારે ગમે તેમ કરો અને એટલાં મારાં છોકરાંને ડાહ્યાં ને સલુકનાં કરો. તમારે ગમે તે લેઓ મંગાવો, જોઇયે તે કરો. આએ મારાં ઘરમાંનાં બધાં માણસોબી તમારાંજ સમજો અને આએ મારો ગાડી ઘોડો છે તેબી તમારોજ સમજો, જે જોઈએ તે લેઓ, વાપરો અને ખરચો, પણ કંઈબી કરીને એ લોકોને સલુકનાં કરો! જુઓ રોજયર, હું કંઈ એ લોકોને ઘણું શીખવવા નથી માંગતી, પણ એટલુંજ કે થોડું ઘણું જરૂર જોગું શીખે અને સારાં, ડાહ્યાં અને સલુકનાં થાય એવું માંગું છું. કોઈ આવેછે જાયછે ત્યારે એ લોકો કેવાં મેલાં ઘેલા ફરેછે અને ઘેલાં ચેડાં કહાડે છે, તેમાં સૌમાં આએ ફુકતો તો મારૂં એટલું પાકવે છે કે મને એવી ચીડ ચઢેછ કે જાણે એ લોકોનું શું ને શું કરી મુકું!"

"કાંઈ નહી, કાંઈ નહી, મીસીસ હેરફોર્ડ, તમે એટલાંબધાં બીહોછો શું કરવા? તમારાં બચ્ચાં કાંઈ છેક હદ બાહેર બીગડયાં નથી. તેઓ તો માત્ર અણુસમજને લીધે કાંઈ કાંઈ ભુલ કરે છે અને તે તો તેઓ ઘણાં જલદીથી સુધારી શકશે."

"હા, હા, બસ, બસ, મને એટલુંજ જોઈએ છે અને તેમ થાય તો બસ હું સદા સુધી તમારી આભારી થઈ રહીશ."

ઉપલી વાતચીત થયા પછી તેઓ છુટાં પડયાં અને હવે પછી છોકરાંઓમાં થતો ફેરફાર બારીકીથી જોઈ લેવાનો તેમની માતાએ પક્કો ઠેરાવ કીધો.

[સાંધણુ છે,] શીરીનબાઈ રૂસ્તમજી.

---

"એ તમારા બુચાને શું થયુંચ? એ રડતો સંભળાતો નહી."

"એને બુમ પાડવાની ટેવ મેં મુકાવીચ."

"તે કેમ, કાંઇ અફીણ આપીને સુવાડી મુકોછો કે?

"નહી, હું કોઈ જાતની દવાઈ આપતીજ નથી. મેં તદન નવીજ યુકતી રચીછે."

"તે શું?"



# ⊛ ટીપુ સુલતાન. ⊛

## પ્રકરણ ૯ મું.




હેવોર્ડ અને મી૦ કામપટનનાં ઘરની વચ્ચે એક નાની નદી હતી, અને જેની ઉપર મી૦ હેવોર્ડે આવવા જવા માટે કામરાંનો એક ઘણોજ શોભીતો પુલ બંધાવ્યો હતો. આ પુલ બાંધવાનો વીચાર હરબર્ટ અને એમીનાં ભેજાંમાંથી ઉપન્ન થયો હતો. આથી કરી બે કુટુંબો લાંબે રસ્તેથી જવાને બદલે ઘણીજ સેહલાઈથી એકએકને ઘર જઇ આવી શકતાં હતા.

આ પુલ ઉપરથી હરબર્ટે ઝડપમાં મી૦ હેવોર્ડનાં ઘર તરફનો રસ્તો લીધો, અને તેવણુના કમપાઉંડમાંથી સીધો પણ વધારે લાંબો રસ્તો છોડી તે આડેતીડે રસ્તે ઘર તરફ જઈ પુગો.

કોઈ બીજે વખતે આવા સુંદર દહાડા અને તેથી વધારે સુંદર આસપાસના દેખાવોને તે વખાણવા ઉભો રહેતે અને કદાચ આસ્તે આસ્તે એમ તેમ ફરીને જતે. પણ હમણાં તો તે પોતાના વીચારોમાં ને વીચારોમાં—કે જે ઘણા દીલખુશ કરનારા ન હતા—અંદર ધસ્યો ગયો. આસપાસ ફરતાં મેંઢાંનાં ટોળાંઓ તેની ઝડપથી ચોંકીને બીજી બાજુ નાહસી ગયાં, જ્યારે હરણો કે જેઓ તેને સારી રીતે પીછાણતાં હતાં તેઓ આતુરીથી તેની તરફ તીકવા લાગાં.

"ખોદા!" તે ઘરના દરવાજા આગળ જઈ પુગી બહારનો ઘંટ વગાડતાં બોલ્યો, "મને ખબરબી નથી કે હું શું કામ અહીં આવ્યો છું, અને શું કહેવાનો છું. પણ કહેવું તો જોઈયે—તેથી જેમ કહેવાશે અને કરાશે તેમ કરીશ. તે લોકને દુઃખ નહી લાગે એવો પલાન હું શોધી કહાડી શકતો નથી. નહી, બેહતર કે તે ઘડીએ જેમ કહેવાઈ જવાશે તેમ કહેવું."

"કોઈ ઘરમાં છે કે, એદવરડ?" બારણાં આગળ ઉભેલા નોકરને તેણે પુછ્યું.

"હાજી, શેઠ અને મીસ એમી ઘરમાં છે."

"તમારો ઉપકાર થયો." અને આટલું બોલી તે ધડકતી

"મમાએ મને તેવણુ સાથ સોમરવીલસવાલાંઓને મળવા જવાની ઘણીજી ખોંહસ કરી," એમી બોલી, "પણુ મેં તો નાથી હા કહુંજ નહી, કારણકે એક યા બીજી રીતે મને એવું લાગ્યું કે તમે જરૂરજ આવશો, અને તમુને મેં કહ્યું તેમ મને તમારી જરૂરથી હતી. તું થોડુંક થયું એટલો તો રઝળતો રખડતો થઈ ગયો છે, કે ખરેખરજ હું તારી ઉપર ગુસ્સે થવાનું શરૂ કરવાની હતી, વાસ્તે આજે તું મારા ગુસ્સામાંથી બચી જવા માટે ખુબ દરયાફ્ત કરજે."

હરબર્ટ પોતાની ફરજો માટે કાંઈ અડધો સમજાય નહી સમજાય તેવા બોલોમાં બોલ્યો.

'હા,' તે બેરીકર દેખાંની છોકરીએ આગળ ચલાવ્યું. "આ તારી ફરજો ઘણી ખરાબ બીહામણી ચીજો છે. જ્યારનો તું એક સોલજર થયો ત્યારનો અમે તુને અગાઉની માફક બીલકુલ મલી શકતાં નથી, અને તુને થોડે થોડે વખતે ગેરહાજર રહેવાની સજા નહી આપવા માટે તારા કરનલ અને તારી આખી રીજમીટ સાથ મરાવાનું મારૂં મન થાય છે. હું ખરૂં કહું છું કે હવે મારો કોઈબી સાથી રહ્યો નથી, કારણ કે તમે જાણોછો તેમ બેઉ છોકરાઓ તો કાલેજમાં ગયા છે. એ વારંવાર નહી આવતો તેથી એ એક ઘણો ચેડો છોકરો છે. નહી વારૂ પપા?"

"મારાં જીગર, કદાચ તારા જેવી ચક્રમ છોડીને ઝાઝું કોડું નહી આપવામાં હરબર્ટ ખરો હશે. પણુ હમણાં તો એ અંહી આવેલો છે, જેથી બને તેટલી વાતચીત એની સાથ કરી લે, કારણુ કે વળી એક અઠવાડયું અથવા તો પખવાડયાંની ફરજો માટે એ તુને કાંઈ કહેવા આવયો હશે."

તેણે ખરી વાતનો કેટલોબધો ભાગ પારખી કહાડયો હતો—અને તેબી કાંઈ પણુ જાણ્યા વગર. તે દલગીરી ભરેલી વાતનો વધારે દલગીરી ભરેલો ભાગજ હવે જાણવાનો રહયો હતો.

હરબર્ટે વાત ઉડાવી નાંખી. "જો મને ખબર હતે કે મારી હાજરીની જરૂર હતી, તો હું ખાત્રીથી કહું છું કે હું અત્યાર આગમચનો આવ્યો હતે" તે આનાકાનીથી બોલ્યો. "પણુ ખરૂં પુછાવો તો છેલ્લા થોડાક દહાડા થયા ઘેરમાં અને મારી બરાખમાં એકાદ ઘણું અગતનું કામ કે રહેવા દેવાય તેવું ન હતું તેમાં રોકાયો હતો."

"વારૂ, પણુ તારા આજે અંહી આવ્યાથી જણાય છે કે સઘળું પુરૂં થયું હશે, અને તેથી આજે પાછું જવું રહેવાનો કાંઈ વીચાર બીચાર તારેથી થશે નહી. મને એક મારૂં ચીત્ર કે જે હું લેડી સોમરવીલ માટે કરૂં છું, તેમાં તારી મદદ જોઈયે છે, અને લેડી સોમરવીલ આવી બાબદમાં માહેર હોવાથી, આપણા બેઉનાં ભેજાં અને હાથ સાથે મળી જેટલું સારૂં કરી શકે તેટલું કરવું પડશે. અને તે કરવા બેસીએ તે આગમચ હું તારી સાથ નદી આગળ જવા માંગું છું, કારણુ કે મારાં પીકચરની આસપાસ નાના ખડકો, છોડવાઓ અને ઝાડીઓનો મને ચીતાર પાડવો છે. હવે હરબર્ટ, કાંઈ બાહણાં બાહણાં ચાલશે નહી, જો કે તમે તેમ કરવા જતા હોવો તેમ લાગે છે—હું તે કાંઈ સમજવાની નથી; મારી "બોનેટ" અને "સ્કેચ બુક" લઈ આવું તેટલાં તમે પપા સાથ વાત કરો."

"પપા, મેહરબાની કરીને તમે એને જવા ના દેતા." તેણીએ બારણા આગળથી કહ્યું, "હું પાંચ મીનીટમાં તો પાછી આવશ."

"હરબર્ટ, તમે તમારે માટેનો છેલ્લો હુકમ સમજ્યો?" મી૦ હેવોર્ડ ખુશ મીજાજથી બોલ્યા, "ચાલો આવો, મારી પાસ બેસો, અને તમારી રીજમીટમાં તમારૂં ગાડું કેમ ગબડે છે તે વીશે મને સઘળું કહો, તમારા જેવા ઘરપચ્યા જવાને તો અત્યારે ઘોડેસ્વાર રીજમીટમાં જોડાવું જોઈયે અને હું આશા રાખુંછું કે જલદીથી તમે હવે તમારો લાલ ડ્રેસ બ્લુની સાથ બદલી નાખો."

"હું કહેવાને દલગીર છુંજી, કે તે તો હવે સઘળું થઈ ચુકું." હરબર્ટ બોલ્યો.

"થઈ ચુકું? એટલે શું? ખરી વાત, તમારા બાવા તો તે દહાડે કહેતા હતા કે બદલી કરવા માટે તેવણે નાણાં ભરેલાં છે, અને ફકત હવે લડાઈખાતાંની આફીસમાંથી હુકમ આવવાનો બાકી છે."

"તેવણે એમ કીધું હતું ખરૂં! પણુ એક એવો બનાવ બન્યો છે કે જેથી આ બાબદની અમારી સઘળી આશાઓનો છેડો આવ્યો છે."

"શું તે ગ્રહસ્થ મરી ગયો?"

"નહીજી, તે તો સારી હાલી છે પણુ"—અને આટલું બોલી હરબર્ટ ચચકી ગયો.

"પણુ શું હરબર્ટ! જો મારેથી કાંઈ બની શકતું હોય તો—તુંને ખબર છે કે આપણી બેઉનાં વચ્ચે કાંઈ વાત છુપી રાખવાનું કારણુ નથી."

"નહી, નહીજી, મને તેની બરાબર ખબર છે; અને—"

"આજે, આ છોકરાને થયુંછે શું!" હરબર્ટને બોલતાં અચકતો અને ગુંચવાતો જોઈ મી૦ હેવોર્ડ બોલી ઉઠયા.

"તમે તે જેમ જલદી જાણો તેમ વધારે સારૂં." હરબર્ટ પોતાની લાગણીઓપર કાબુ રાખી બોલ્યો, "તમે ગામ ગપાતાની જુદી બીના સમજો એવી મતલબથી ખાસખા હું પોતેજ તમને તે કહેવાને આવ્યો છું. મારી રીજમીટને બહાર ગામ જવાને હોકમ થયો છે, અને અલબત મારેબી જવુંજ જોઈયે."

"હું સાંભળવાને ખુશી છું." મી૦ હેવોર્ડ બોલ્યા, "તુંને "કાનટીનેન્ટ" પર ઠીક મજાહ અને રમતગમત મળશે અને થોડીઘણી દુનિયાદારી તું જોઈ આવશે, અને વળી દલગીરથી છું, કારણુ કે થોડોક વખત સુધી હમોને તુંને ખોહવો પડશે."

"પણુ હમે કાંઈ "કાનટીનેન્ટ" પર નથી જવાના, હમો તો હીંદુસ્તાન જવાના છૈયે." હરબર્ટ દલગીરીભરી રીતે બોલ્યો.

"મારા ખોદા! નહી નહી, તું તો મશકેરી કરતો હશે." મી૦ હેવોર્ડ ઉઠી ઉભા થઈ બોલ્યા. "મારા વાહાલા છોકરા, આવી દુઃખભરી વાત મેં આટલી રમુજમાં કરી તે માટે હું તારી

પાસ માફ માગું છું: હીંદુસ્તાન! આ બોલોજ ખરેખર દલગીરી ભરેલા છે. શું તેમ થતું અટકાવવાના કાંઈ ઉપાય નથી? શું તું બીજી રીજમીટમાં બદલી નહી કરી શકે, શું તું—"

"મારા વાહાલા સાહેબ, જો હું કરી શકતોબી હોઊં તોપણ હું તેમ ન કરૂં; આ એક મારી ફરજ તરીકે હું ધારૂં છું. મારી આબરૂને દાઘ લગાડયા વગર, માન સાથે આ વખતે મારેથી રીજમીટ છોડી શકાય તેવું નથી."

"છટ, છટ, હરબર્ટ, એમ તો રોજ બને છે, જેથી તું તેમ કરવામાં કાંઇ ખોટું ના જોતો."

હરબર્ટે પોતાનું ડોકું ધુણાવ્યું.

"હું કહુંછું કે એમ બનેચજ, હું તુંને એવા દજન દાખલાઓ લાવી આપી શકું."

"કદાચ જ્યાં રૂતુજ દુશમેન હોય ત્યાં તમે તેવા દાખલાઓ આપી શકો, પણ "ઈસ્ટ ઇન્ડયા" ની આપણી સલતનત ભયમાં આવી પડી છે અને ત્યાં લશકરની ખરેખરજ ઘણી જરૂર છે. હમારી રીજમીટમાં જ્યારથી આ ખબર આવી ત્યારથી મને સઘળું માલમ પડયું, અને એક કે બે થોડી આબરૂના અમલદારો શીવાએ કોઈએબી બદલી કરવાની કોશેશ કરી નથી, તેથી મને લાગેછે કે હુંબી તેમ કરી શકું નહી."

"અને હરબર્ટ તું ખરો છે." મી० હેવોર્ડ થોડોક વખત થોબીને બોલ્યા, "તું ખરો છે, ખોદા તારાં મા બાપને મદદ કરે, તારી ગરીબ બીચારી મા—આ તેણીને ઘણો દલગીરી ભરેલો ફટકો થઈ પડશે." આટલું બોલતાં તેવણુની આંખમાં આંસુ આવી ગયાં, અને તેવણુ બોલતાં અચકી ગયા.

"પેહેલે તેઓને ઘણું દુ:ખ લાગ્યું સાહેબ, પણ હવે તેઓ વધારે શાંત થયાં છે, અને એને લગતી વાત કરવાને પુરતાં શકતીવાન થયાં છે."

"અને તમે કયારે જવાના? સરકાર તમને તૈયારી કરવાનો તો ખરેખરજ થોડો વખત આપશે."

"હું કહેવાને દલગીર છું કે ઘણોજ થોડો. હમે સોમવારે ટોવર ખાતે જઈશું, અને દસ પંદર દહાડામાં તો હમારી સફર શરૂ કરીશું."

"સોમવારે! ખોદા! અને આજે બ્રેસપતવાર થયો. સવેથી ખરાબ ખબર તો આએજ છે. ગરીબ બીચારી એમી, તે શું કહેશે!"

"હાજી" હરબર્ટ બોલ્યો. "હું તમારી સલાહ માંગું છું કે હું પોતે તેણીને કહું કે નહી. તેણીની સાથ હમણાં બહાર જવાને તો મારેથી નાંપાડી શકાય નહી. તમેજ હમણાં જોયું કે તેણી ખરેખરજ મને એમ કરવા દેશે નહી. તમે જેમ કહેશો તેમ હું કરીશ."

"આ વાતજ એવી છે કે આપણુને તે માટે બોલવા યા વીચાર કરવા પણ ગમે નહી અને ખરેખરજ હું જાણુતો નહી કે તુંને શું કહું, પણ જ્યારે આ વાત તારે પોતાનેજ લગતી છે અને તું પોતેજ તેણીને વધારે સારી રીતે ટુંકે ખબર આપી શકશે." મી० હેવો[rd] થોડો વખત ત[illegible] ત્યારે તો કદાચ તું પોતેજ તે વાત છેડે તો ઘણી નરમાશથી અને હલવેથી છેડજે; કારણ તેણી દલગીર ન થશે એમ ધારવું ફોકટ છે.

"ચાલ હરબર્ટ," એમી બારણું ઊઘાડી અ[illegible] બોલી, "હું ધારતી હતી તે કરતાં લાંબો વખત હું[illegible] લે આ કાગળ અને ચોપડીઓ છે, અને મારૂં રૂ[illegible] લેતો આવજે. ચાલ જલદી કર."

"હરબર્ટ, તું તેણીની સાથ ડહાપણ રાખી વા[illegible]" મી० હેવોર્ડ બોલ્યા, અને તેને પોતાનો હાથ આપ્યો.

હરબર્ટે જવાબમાં ફકત તેવણુનો તે હાથ દાબી [illegible]

એક પળમાં તો એમી અને હરબર્ટ બહાર જઈ પુ[illegible]

મી० હેવોર્ડ તેઓના ગયા પછી બારી આગળ તે[illegible] નીચે ઉતરતાં તપાસવા ગયા. તેવણુનાં મનમાં તે વખતે એ[illegible] વીચાર આવ્યો કે તેઓ બહાર નહી જતે તો વધારે સારૂં પણ આ વીચારનું કાંઈ પણ કારણ તેવણુને મળી શકયું નહીં જેથી તેવણે તે મનમાંથી કહાડી નાખયો. તેવણુ એક ણુજ માયાળુ ખવાસ અને ભોળાં હૈયાંના માણુસ હતા. તેવણુને પારકાંઓની ચાલ તપાસવાની આદત ન હતી, તેમજ જરૂરથી ન હતી. અને જેથી આ નવી ખબર સમજી તેવણુની છોકરી પર શું અસર થશે, તેનું તેવણુ તોલ કરી શકયા નહી. વળી તેવણુને તુરત વીચાર પણ ન આવ્યો કે એમીની હરબર્ટ સાથની આટલી લાંબી દોસ્તીથી, તેણીની લાગણીઓ પર, તે દેખાડતી હતી તે કરતાં કાંઈ વધારે અને જુદી જાતની અસર થઈ હશે. પણ એમીની માતા તે વેળાએ હાજર હતે તો તેવણુ જુદીજ રીતનો વીચાર કરતે. હરબર્ટ અને એમી જ્યારે મી० હેવોર્ડની નજર આગળથી ગેબ થયાં, ત્યારે તેવણુ ફકત મનમાં એટલુંજ બોલ્યા, "ગમે તે ધારો, બનવાનું હશે તે બનશે, હવે તો તેઓને પાછાં બોલાવવાને ઘણું મોડું થઈ ગયું."

એણી તરફ પેલાં બે જવાનો આગળ ચાલ્યાં, અને સરખો પોહળો ચાલવાનો રસ્તો છોડી તેઓએ "પાર્ક" તરફનો રસતો લીધો. દહાડો ઘણો ખુલ્લો અને નરમ હતો—જુન મહીનાના ખુશનુમા દહાડાઓમાંનો એક કે જ્યારે કુદરત માણુસોની વખાણુ મેલવવા માટે, પોતાની સર્વેથી સરસમાં સરસ પેદાયશ બહાર લાવે છે—જ્યારે મોગરાંઓ, ચંપેલીઓ, અને તરેહવાર જાતનાં હજારો જંગલી પણ સુંદર ફુલો જાણે સુરજની રોશણીનો મુગો ઉપકાર માનતાં હોય, તેમ પોતાની કળીઓનાં મોહડાં ખોલે છે.

તેઓના પગ નીચેનો લીલો ગલીચો આવી જાતના પુર બહારમાં ખીલતાં ફુલોથી ભરાઈ ગયો હતો. મેંઢાંઓ અને ઘેટાંઓ, આગળ પડેલું લીલું તાજું ઘાસ ખાતાં હળવેથી એમ તેમ ફરતાં હતાં, અને તેઓની ગરદને બાંધેલી ઘાંટરડીઓનો ખણુખણાત, તથા તેઓનો બેં બેં કરતો ઝીણો સાદ, ઉદ્યોગી મધમાખીઓ કે જેઓ પોતાનો મીઠો બોજો ઊમંગથી બહાર કહાડતાં હતાં, અને આ ફુલ ઊપરથી પેલાં ફુલો પર ઊડતાં હતાં, તેઓના ગણુગણાત સાથ ભેળાઈ ગયો હતો.

"મમાએ ?ના ચળકતી પાંખોના ભમરા અને પોપટાઓ
જવાની ઘણી"ડપમાં ઉડી, ગોયા ફુલો સાથ નાજ નખરાં ક-
નાથી હા કહ્યુ- હતા.
લાગ્યું કે તરેપવન બીલકુલ ન હતો, તોપણ હવામાં કાંઈ એક
મને તમારીની તાજગી હતી, કે જેથી સુરજની ગરમી ઓછી
જતો રખ્યુંતી, જ્યારે મોટાં ચળકતાં પાંદડાંઓવાળાં ઝાડ હી-
સ્સે થવા્ના વગર જાણે સુરજની રોશણીમાં ઉંઘતાં અને
માંથી ખસે લેતાં જણાતાં હતાં.

હરબર્ટ, આજે "પાર્ક" કેટલો સુંદર લાગે છે?" એમી
સમજાય'શું તું નથી એમ ધારતો? દરેક પગલે આપણી નજરે
હ.રી લેવા લાયક ખુશનુમાં દેખાવ પડે છે. જો પેલું
તારીાં અને હરણોનું એકઠું થયલું ટોળું. લેજો જો, તેઓ
એક એક સાથ મળી કેવાં ગમત કરે છે? સુરજની રોશણીથી
કવી ચોક્કસ સુંદર રીતે પડે છે, કે જેનો ચીતાર લેવાને હું
હમેશાં ફોકટમાં ફાંફાં મારૂં છું. સવેથી ચળકતી અને તાજગી
ભરેલી લીલોતરી ફુલો સાથ ભેળાઈ આપણા પગ આગળ
પડી છે, જ્યારે ઝાડોની પછવાડેનો રંગ બહુ જેવો થઈ ગયો
હોય તેમ જણાય છે. હરબર્ટ, શું આ એક સુંદર ચીત્ર નથી?"

"ખરેખરજ ઘણું સુંદર, એમી, અને એક મોટા ચીતારાની
મેહેનતને લાયકનું. ખુદરતનો તેઓને કેવો ઉમદા ખ્યાલ હશે?
ઓનાં ચીત્ર કેવાં સાદાં અને તોપણ કેવી લાગણી અને
ચલાઈથી રંગેલાં? તેઓના જેવી શક્તી મેળવવાને હું
ઘણીક વખત ઈચ્છું છું, કારણ કે તેઓની હુશિયારી અને ચ-
લાઈની પીછાણ આપણે આપણી નજીવી કોશેશથીજ કરી
શકે છીયે. જ્યારે હું મોટા ચીતારાઓનાં નમુનેદાર ચીત્ર ઉપર
નજર કરૂં છું, સારે મારી આંખને મારે હાથનો નમુનો ખરે-
ખરજ ધીક્કારવા જોગ લાગે છે. અને તે એટલે સુધી કે, આ
દર કળાને તદનજ છોડી દેવાની મને લાલચ થાય છે.

"ખરેખર હરબર્ટ, એમ કાંઈ બનશે બનશે નહી. તુંને તો
? અને બીજાં ઘણાંક ચીત્રોમાં મદદ આપવી પડશે, મને
મારે હાથનાં કીધેલાં ચીત્ર માટે ઘણું ઊંચું મત છે,
તે તારા જેવાના વીચારથી તે મત હું ઘટું પડવા દઈશ
એ કાંઈ મારો વીચાર નથી. પણ ચાલ, આપણે એમ જો
જગાએ ઉભાં રહીશું તો પછી આપણે ચીત્ર પાડી ચુક્યાં!
જલદી કર."

ત કરતાં કરતાં તેઓ એક નાની નદી આગળ આવી
કે જ્યાં છોકરાઓએ બચપણમાં પથરનો રસ્તો બાંધી
હતો, અને આ જગા ઉપર તેઓ ઘણીક વખત મોજ
ઉતરી પડતાં હતાં.

નો તરફ એક બીજા ખુણાં આગળ એક નાનું લાકડાંનું
મર હાઉસ" બાંધેલું હતું, જે તરફનો તેઓએ રસ્તો
વો, કારણકે ત્યાંથી દરેક ચીજ ખુલ્લી દીસતી હતી.

"હવે હરબર્ટ તું અહીં બેસ," એમી બોલી, "અને પેલાં
ઝાડ આગળથી ચીતારવાનું શરૂ કર. આ બધા બહાર નીકળી
ગયેલા ખડકો તુંને મારે માટે ચીતારવા પડશે. હું ધારૂં છું
કે આખી દુનિયાંમાં શોધે તો આવી સરસ જગા મળે નહી.
હું ફકત એટલુંજ ઈચ્છું છું કે એ સઘળું હું મારાં કાગળ
ઉપર મુકી શકું; તુંને શું કોઈ વખત એમ નથી લાગતું?"

"ખરેખરજ એમી મને એમ લાગે છે અને જે ચીતાર હું
પોતે ખુદરતનો લેઉં છું તેથી મને પોતાને શરમ લાગે છે.
પણ આજે તો હું તારે માટે બનતી કોશેશ કરી સારૂં કરીશ.
કદાચ મને ઘણો વખત સુધી એવી તક મળશે નહી."

"તું શું એમ કહેવા માંગે છે કે આવો સરસ દહાડો ઘણોક
વખત સુધી પાછો આવશે નહી! પણ હું તો રૂતુથી નીરાશ
નથી થતી."

હરબર્ટ મુંગોજ રહી ગયો. તેણે ધાર્યું કે ઉપલા ટીકા તે
જે બાબદ ઉપર વાત કરવા માંગતો હતો તે પર લઈ જશે.
તેણે પોતાના સાથી તરફ નજર કરી અને તેને લાગ્યું કે,
આવી ખુબસુરત, નહી એટલુંજ નહી, પણ આટલી બધી
પ્યારી ચીજને છોડી જવું કેવું મુશકેલ થઈ પડશે! પણ
વખત હવે નજદીક આવતો હતો, કે જ્યારે તેને તેણીથી છુટું
પડવુંજ જોઈયે તે વીચારોથી ઘભરાઈ ગયો હતો, અને જો કે
તે સામી બાજુનો ચીતાર લેતો હતો, પણ તેનાં મોહડાંમાંથી
એકબી બોલ નીકળતો ન હતો.

"હરબર્ટ, તું કાંઈ આજે ઘણો દલગીર અને મુંગો જેવો લાગે
છે, પણ તું આજે ખડકોનો ચીતાર ઘણો સારો લે છે, જેથી
હું તુંને ધમકાવતી નથી." તેણીએ તેની સાથ ઘણી બાબદો
પર વાત ચલાવવાની કોશેશ કરી, તેને ઘણાબી સવાલો કર્યા,
ઘણુંબી પુછ્યું, જે સઘળાંનો તે હા અને નાનો જવાબ આ-
પતો હતો, કારણ કે તેનું દેહું બીજી બાબદોપર એટલું તો
રોકાઈ ગયું હતું, કે જે જવાબો તેની જીભ આપતી, તેની
ઉપર ધ્યાન આપવાને તે તદન અશક્ત હતું.

"તારે શું કરવું તેની મને કાંઈ સમજ નહી પડતી," હર-
બર્ટે આપેલા એક વગર ધ્યાનના જવાબ પછી તેણી હસ્તાં
હસ્તાં બોલી. "આજે તારે હાથનો ચીતાર એટલો તો સરસ
પડયો છે કે તેવો સરસ તેં કોઈ દહાડો કર્યોબી ન હશે; પણ
મારા બોલેલા બોલ તો એક જીવતાં માણસના કાન ઉપર
કરતાં એક પથરપર પડતા હોય તેવું વધારે લાગે છે, કારણ
કે મારી ખાત્રી છે કે, અરધો કલાક થયો હું જે વાત કરૂં છું
તેનો એક બોલ પણ તું સમજ્યો નથી. તું શું રીક છે? જો
તેમ હોય તો આ કરવાનું રહેવા દે."

"વાહાલી એમી, મને લાંબો વખત સુધી એવી તક મળશે
નહી, જેથી મારેથી હમણા જે થાય તે મને કરવા દે." તેના
આ બોલવામાં ઘણી દલગીરી સમાયલી હતી.

"એમ શું કહે છે! આ બીજી વખત તું એમ બોલ્યો."
તેણી અધીરી પડીને બોલી. "તું બહાર ગામ તો જવાનો
નહી હશે. હજી તો તારી રીજમીટને અંહી આવવાને બે
મહીનાબી નથી થયા,—અને હરબર્ટ તારી પાસ માંગી લેઉં છું
કે, મને કહે." હરબર્ટનાં મોહડાંપર દલગીરી જોઈ તે બોલી,
"જે હોય તે મને કહી દે, તું આજે એટલોબધો દલગીર કેમ
દેખાય છે?"

"કારણ કે વાહાલી એમી, મને તુંને એક ખબર કહેવી છે, કે જેથી તુંને દુઃખ લાગશે—એટલે કે મને લાગે છે કે તુંને લાગશે, કારણ કે આપણે નાનાં હતાં ત્યારથી સાથે ફરતાં હરતાં આવ્યાંય; તેં ઘણું ખરૂં તો પારખી કાહડ્યું, મને ખરેખરજ બહારગામ જવું પડશે અને તેથી એટલું જલદી કે મારૂં પોતાનું મગજથી આવા હોકમથી ગુચવાઈ ગયું છે."

તેણી સફેદ પુની જેવી થઈ ગઈ, અને તેણીના હોઠો ધ્રુજવા લાગા. પારકાં મુલકોમાં કેટલો ભય અને દુઃખ છે તે તેણીનાં મગજ ઉપર એકેદમ ધાઈ આવ્યાં, તેણીએ બોલવાની કોશેશ કરી પણ બોલી શકી નહી.

આસ્તે કે જલદી, પણ તેણીને હવે તો કહી દેવું જોઈયે, તેણીની બાજુ ઉપર ચીતાર મુકી તેણે વીચાર્યું. પછી તેણે ઘણી મુશકેળીથી બોલવાનું આગળ ચલાવ્યું.—

"એમી, રીજમીટને નોકરી પર જવાનો હોકમ થયો છે, અને ઘણાક વીચારો પછી હું એવાં સેવટ ઉપર આવ્યો છું, કે મારે પણ જવુંજ જોઈયે. થોડા દહાડામાં અમો ડોવર જઇશું અને ત્યાંથી પોરટસમાઉથ, અથવા તો પ્લીમાઉથ થઇ હીંદુસતાન તરફનો રસતો લઈશું."

"હીંદુસતાન !" ફક્ત આટલા બોલો તે ગરીબ બીચારી છોકરી બોલી શકી, અને પછી બેસુધ જેવી થઈ પોતાની જગા ઉપર પડી ગઈ.

[સાંધણ છે.] આલાં.

---

જે માણસ ચોકસ ખાતરી રાખે છે કે એક કામમાં તે નથી ફાવવાનો, તો તેમાં તે કવચીતજ ભુલ કરે છે.

**ચાર આળસુ માણસને** ખવાડવા કરતાં એક મેહેનતુ માણસને કામ મેળવી આપવામાં ખરેખરી વધારે સખાવત સમાયલી છે.

**કદી પણ એવું ધારતાં ના** કે કોઈ પણ જગાએ અથવા કોઈ પણ હાલતમાં એક શરમ ભરયું કામ કરવું તમારે માટે સારૂં છે.

**ડહાપણ ભરી સખાવત** કરવી અને ભુંડાઇ વધારયા વગર ભલાઈ કરવી કેટલી બધી વાર મુશકેળ થઈ પડે છે ? જ્યાં સુધી તમે વીચારથી સખાવત કરો નહી ત્યાં સુધી સખાવત કામની નથી. ઘણા પૈસા કરતાં થોડો વીચાર અને થોડી માયા વારંવાર વધારે કીમતી થઇ પડે છે.

**જીંદગીની સૌથી ખરી** ખુશાલી બીજાંને ખુશી કરવામાં છે.

**આબાદાનીમાં** એક ડાહયું માણસ ગરીબાઈ માટેના ઉપાયો પુરા પાડે છે.

**મેહેનત જીંદગી છે;** ફતેહ ભરી મેહેનત જીંદગી અને ખુશાલી છે; અને ઉંચી, પ્રમાણીક નેમવાલી ફતેહભરી મેહેનત આ દુન્યામાં ગુજરી શકાય તેવી સૌથી ભરપુર, સૌથી સાચ્ચી, અને સૌથી સુખી જીંદગી લાવે છે.

**કુટુંબને લગતી** વાતો વીશે પારકાં આદમીઓનાં દેખતાં કદી પણ તકરાર કરતાં ના.

**ચુપકીદીથી,** વીસરવાથી અથવા તો વખતના વહેવાથી એક ખોટું કામ સુધરી શકતું નથી.

## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## મીસીસ શારલીબ, એમ. ડી.

### (લંડન યુનીવરસીટી.)



લંડન યુનીવરસીટીની એમ. ડી. ની ડીગ્રી જો કોઈ બાનુંએ હજી તલીક મેળવી હોય તો તે આ મીસીસ મેરી શારલીબ નામની બાનુ છે, કે જેણી વળી તેની સાથે બી. એસ સી. (Bacholor of Science) ની ડીગ્રી પણ ધરાવે છે. તેણીએ પોતાનો વૈદક અભ્યાસ ખાનગી રીતે મધરાસમાં ૧૮૭૧ નાં સાલમાં શરૂ કર્યો હતો, કે જ્યાં ૧૮૬૫ માં પોતાનાં લગન પછી જઇ વસી હતી. મધરાસની કાલેજ સ્ત્રીઓ માટે પેહેલ વેહેલી ૧૮૭૫ માં ઊઘાડવામાં આવી હતી. આ બાનુ ત્યાં કેટલોક અભ્યાસ કરી ૧૮૭૮ માં પાછી ફરી હતી, અને લંડનની સ્ત્રીઓ માટેની વૈદકશાળામાં લંડનની ડીગ્રી માટે દાખલ થઈ હતી. ૧૮૮૨ ના નવેમબર માસમાં લંડન યુનીવરસીટીની એમ. બી. ની ડીગ્રી તેણીએ મેળવી હતી, અને તેણી બે બાનુઓ કે જેઓને આ ડીગ્રી બક્ષવામાં આવી હતી, તેઓ માંહેલી પેહેલી હતી અને સોનાનો ચાંદ તથા સ્કાલરશીપ પણ તેણી મેળવવા પામી હતી; તેજ વેળા તેણીને Bachelor of Surgery ની પણ ડીગ્રી આપવામાં આવી હતી, કે જે ડીગ્રી ફક્ત બીજી એકજ બાનુએ ૧૮૮૪ માં લીધી હતી, અને તેણી તે મરહુમ હેલન પ્રીડો હતી. જ્યારે ૧૮૮૩ ના મે માસની ૯ મી તારીખે મીસીસ શારલીબને ડીગ્રી આપવામાં આવી ત્યારે યુનીવરસીટીના ચેનસેલર લારડ ગ્રેનવીલ આવા અભ્યાસમાં બાનુઓની ફતેહ વીષે ઘણા માનપુર્વક શબ્દોમાં બોલ્યા હતા. મીસીસ શારલીબને હીંદુસ્તાનમાં પાછાં ફરવા અગાઉ આપણાં મહારાણી અને પ્રીનસ તથા પ્રીનસેસ આફ વેલસની મુલાકાતે જવાનું માન મળ્યું હતું. તેણી આપણા દેશમાં પાછી ફરયા પછી મધરાસમાં જઈ વસી હતી અને ત્યાં દેશી સ્ત્રીઓ કે જેઓ મરદોને મોહડું દેખાડવામાં ગુનાહ સમજતી, તેઓની મુખ્ય કરી દવાઈ કરતી હતી. તેણીએ પોતાનો ધંધો ૧૮૮૭ સુધી મધરાસમાં ચલાવ્યો હતો, પણ પછી પોતાની દેહ લથડતી ચાલવાને લીધે હીંદુસ્તાન છોડી જવાની ફરેજ પડી હતી. જે વેળા હીંદુસ્તાનમાં તેણી વૈદું ચલાવતી હતી તે વેળા તેણીને મધરાસની ઊંચી જાતની સ્ત્રીઓ માટેની વીકટોરીયા આસપીટલની વડી ડાકટર નેમવામાં આવી હતી. તેણીને મધરાસ યુનીવરસીટીની પરીક્ષક તેમજ મધરાસ કાલેજમાં બાનુ વીદ્યાર્થીઓને વૈદક સંબંધી ભાષાણો પણ આપવા માટે નેમવામાં આવી હતી. ઈંગલંડમાં તેણીના પાછા ફરવા પછી તેણી લંડનમાં વૈદું ચલાવતી હતી. તેણી હાલ લંડનની સ્ત્રીઓ માટેની વૈદકશાળામાં Medical Jurisprudence (કાયદા મુજબ અમલ બજાવતાં વૈદક વીદ્યાથી પુરાવો સાંધણ કરવાનું જ્ઞાન) પર ભાષાણ આપે છે અને "મેરીલેબોરન રોડ" પરની ઓરતો માટેની નવી આસપીટાલની વડી ડાકટર છે.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૨૧ મું.

**સોમવાર**, તા૦ ૧૨ મી ફેબ્રુઆરી—હમે પાછલી રાતના ચાર વાગતે ઈનજીન સલગાવી, ૭ વાગતે "કોબ" ના સુંદર અખાતમાંથી બહાર નીકળતાં હતાં. પવન થોડો થોડો હતો, પણ આગળ જતાં એટલો વધતો ગયો કે હમારેથી વધારે આગળ જવાઈ શકાયું નહી, અને બાર વાગે હમે પાછાં ફરી "કોબ" નાં બંદરમાં લંગર નાખ્યું.

હમે કીનારે ઉતરી "તેમપલ ઓફ્ ધી સુન" ની પાસે પાણીનો ધોધ પડે છે ત્યાં ચાલતાં ગયાં. એ બાજુએ પાણી બંધાઈ બરફ્ થઈ ગયું હતું, અને તોપણ તેની પાસે તરેહવાર ફુલના, બારીક મેડન હેર ફર્નનાં, તથા કમલાનાં ઝાડો ઉગેલાં હતાં.

મંગળવાર, તા૦ ૧૩ મી—આખી રાત પવન નહી હોવાથી હમે ઈનજીન સલગાવ્યું, પણ ૭ વાગેતામાં તો પવન ભારે ફુકવા માંડયો, જેથી હમે બહાર નીકળવાનો વીચાર માંડી વાળી "એરીમા" જોવા જવાનો ઠરાવ કીધો. હમે દરેક જીનરીકશો સાથ ત્રણ માણસો લઈ વેહેલેથી "કોબ" અને "હીઓગો" માંથી પસાર થયાં. આજે જેપાનીસ લોકોનું નવું વરસ હોવાથી સઘળા લોકોએ ઘરમાં તથા બહાર રસ્તા ઉપર દેવ અને મુર્તી રાખવાની જગા તરેહવાર રીતે સણુગારી હતી, અને ત્યાં ચોખા, "સાકી" તથા ફરતો મુકી હતી. સઘળા લોકોએ ઘેરા બલુ ઉપર લાલ રંગની કોર મુકી કપડાં પેહેરયાં હતાં, અને માથાંમાં ફુલો મુકેલાં હતાં.



૮૨—એરીમાનું ગામડું.

હમે ત્રણ કલાકમાં "એરીમા" ઉપર આવી પોહચ્યાં. એ ગામડું પાહાડોની વચમાં ખીણમાં આવેલું અને અતીસ્ય સુંદર છે. એક બાજુથી ધાતુના ઝરાઓ અને બીજી બાજુથી નદીઓ વહે છે. સઘળી બાજુએ બાંબુ ઉગે છે, અને અંહીના લોકો બાંબુની તરેહવાર ચીજો બનાવી પોતાનું ગુજરાન કરે છે. તેઓ જાત જાતની પેટીઓ, બાસકીતો, પીછીઓ, નળીઓ, રમવાના દડાઓ, લાકડીઓ, ચમચાઓ, છરીઓ, કાંટાઓ, કડછીઓ, મછવાઓ, દીવીઓ, બચાંનાં પારણાંઓ તથા બીજી ઘણીએક ચીજો બનાવે છે.

બુધવાર, તા૦ ૧૪ મી ફેબ્રુઆરી—હમે આજે પણ નીકળવા સારૂ પાછલી રાતના ચાર વાગે વરાળયંત્ર સલગાવ્યું, પણ પાછો પવન નહી નીકળવાથી હમે બહાર જવાનું બપોર તુલીક મુલતવી રાખ્યું. નાસ્તો ખાધા પછી હમે કીનારે ગયાં. મોહલાઓ લોકોથી ભરાયલા હતા, કારણ કે આજે ચીનાઓનું નવું વરસ છે. હમે જે નાટકશાળામાં ગયાં તે પણ લોકોથી ભરાઈ ગયલી હતી. અત્રે નાટક દશથી બાર કલાક સુધી ચાલુ રહે છે, અને લોકો પોતાની સાથે ખોરાકી લાવી આખો દીવસ સાંજ ગુજારે છે.

હમે પાછાં સનબીમ ઉપર ગયાં ત્યારે નીકળવા માટે સઘળું તૈયાર હતું, પણ પવન અતીસ્ય હોવાથી હમે પાછું કાલે સહવારે ચાર વાગા તુલીક નીકલવાનું માંડી વાલ્યું. યાન ઘણા હીચકા ખાતી હતી, તેથી ઈનજીનના ઓરડા આગળથી જતાં હું પડી ગઈ, અને તેજ વખતે એક બારણું પણ જોસમાં બંધ થયું, જેની માહે મારૂ આંગળું આવવાથી કચડાઈ ગયું. ડાકટરે પાતો બાંધ્યા પછી દુઃખ ઓછું થવા તથા ઊંઘ આવવા મને કેફની દવા આપી.

બરેસપતવાર, તા૦ ૧૫ મી ફેબ્રુઆરી—આજે રાત્રે હડી વાગે આગ લાગી એવી બુમ પડવાથી હું એકદમ ચોંકી ઉઠી, અને



૮૩—ચાદને આગ લાગી તે વેળાનો દેખાવ.

કેફની દવા લીધેલી હોવાથી પહેલે તો હું કાંઈ સમજી શકી નહી. ઘંડી ઘણી હોવાથી છોકરાંઓના ઓરડામાં સગડી સલગાવી હતી, અને બળતાં ઘણાં હોવાથી માણસોએ તે ઓછાં કરી અંગાર રહેવા દીધા હતા, પણ તે અંગારની ગરમી અતીસ્ય હોવાથી નીચેની ઈંટ ગરમ થઈ લાકડાં થોડાં થોડાં સલગ્યા કીધાં. કેટલેક વખતે એક માણસ જાગ્યું, ત્યારે તેણે એ ધુમાડો જોઈ બુમ પાડી, જલદીથી ડાકટરને તથા મી૦ બીગિમને તેડી લાવી. તેઓ સર્વેથી પેહલાં તો છોકરાંઓને બંદુસો ઓઢાડી તુટક ઉપર લઈ ગયા, અને પાણીનો મારો ચાલુ કીધો. આગ સાડા ત્રણ વાગે બુજવાઈ, છોકરાંઓ અતીસ્ય ડાહ્યાં થયાં, અને ચુપચુપ તુટક ઉપર સુઈ ગયાં. હું જ્યારે તેઓ આગળ ઉપર ગઈ ત્યારે મ્યુરીઅલ મને કહેવા લાગ્યો, "માયજી હું, નાનું બેબી, તથા આયા એક બોટમાં બેસી હાટેલમાં જઈયે કે તમો લોકોને કાંઈ અડચણ નહી થાય ?"



૮૪—ચોકન સાન અથવા પવીત્ર ટાપુ.

હમે ચાર વાગે નીકલ્યાં, પવન રોજના જેટલો ભારે ન હતો. જ્યાં સુધી હમે બપોરે "ચોકન સાન" ના સુંદર ટાપુ આગળ આવ્યાં ત્યાં સુધી હમુને સારો દેખાવ મલ્યો નહી. પછવાડે સફેદ બરફનો પહાડ અને આગળ નાનાં ગામડાંનો દેખાવ અતીશય મનોરંજક હતો. સેંટ વીનસંટ ચેનલ પસાર કરી "હયુરીસામા" માં આવેલા "ઈમો પુરા" માં સાડા આઠ વાગે લંગર નાખ્યું.



૮૫—હયુરીસામા.

સનીવાર, તા૦ ૧૭ મી ફેબરવારી—હમે ગઈ કાલે પાછલી રાતના ચાર વાગતેનાં નીકળેલાં આજે પોણાચાર વાગે "ઈસાકી" ની દીવાદાંડી આગળ લંગર કરી, સુરજ ઉગે ત્યાં સુધી ઉભાં, કારણકે હમે "સીમોનોસેકી" ની સમુદ્રધુણીમાંથી દીવસના પસાર થવા માગતાં હતાં. હમે નવ વાગે પાછું હંકારવાનું શરૂ કીધું અને જલદીથી શેહેર આગળ વાહાણો ઉભાં હતાં ત્યાં લંગર નાખ્યું. અત્રે વેપાર માટે "સ્કોશીઆ" થી એક વાહાણ આવેલું છે, અને તેના અમલદારોએ ખોરાકી મેળવવામાં હમુને ઘણી મદદ કીધી. "સીમોનોસેકી" ગામના લોકોએ કોઈ ઇંગ્રેજી બાનુ તથા છોકરાંને અગાઉ જોયાં ન હતાં, તેથી તેઓ હમુને ઘણાં બારીકીથી તપાસવા લાગ્યાં, અને હમે જ્યાં ગયાં ત્યાં હમારી પછવાડે લોકોનાં ટોળાં ચાલુ રહયાં.

સોમવાર, તા૦ ૧૯ મી ફેબરવારી—પવન એકદમ વધતો ગયો તેથી હમે "શીમોનોસેકી" સમુદ્રધુણીમાંથી જવાનું માંડી વાળી "બંગો ચેનલ" માં થઈ સુર્યે અસ્ત પામતાં ઉત્તર પેસીફીક મહાસાગરમાં આવી પોહોંચ્યાં.

મંગળવાર, તા૦ ૨૦ મી ફેબરવારી—આજનો દીવસ ઘણોજ સુંદર નીકળ્યો, પવન પડી ગયો છે, અને થંડી પણ કમી થઈ છે. હમુને અવાર નવાર ટાપુઓ દેખાતાં હતાં, અને કેટલાકમાં તો બળતા પહાડો હતા.

ભરેસપતવાર, તા૦ ૨૨ મી ફેબરવારી—આજે પણ પવન થોડો હોવાથી હમે સઢ ચહડાવી સફર ચાલુ રાખી. જેપાન શેહેર બને તેમ શીયાળાની રૂતુમાં નહી જોવું જોઈયે. તેનો દેખાવ ઘણો સારો નથી લાગતો, અને મુસાફરી કરવાની ઘણીજ મુશકેળી પડે છે. જેપાનીસ લોકો ઘણાજ હુશિયાર છે અને તેઓ કોઇ પણ ચીજ પરજાતને કરતાં જોય છે તે વેહેલેથી શીખી જાય છે. જે લોકો અત્રેને લગતું કાંઈ પણ જાણે છે તેઓ એવું ધારે છે કે થોડાં વરસમાં જેપાનીસ લોક સર્વે શીખી જશે, અને તેઓ પરજાતને કોઈ પણ ઓદ્ધા ઉપર રાખશે નહી.

સોમવાર, તા૦ ૨૬ મી ફેબરવારી—આજે સવારે ચાર વાગે હમે "હોંગકોંગ" ટાપુની બતી જોઈ. આટલા દીવસ તુલીક હમારી તરફનો પવન હોવાથી હમે સઢ ચહડાવીને હંકારયું હતું. હમણા હમારી આજુબાજુ ટાપુ અને સવાર અંધારી હોવાથી હમે સાડા પાંચ વાગતા તુલીક ઉભાં રહી, પછી "વીકટોરીયા" શેહેર જે "હોંગકોંગ" ને નામે ઓળખાય છે, તે તરફ ગયાં.

વીકટોરીયા શેહેરની બહાર વાહાણોની આવજાવ ભારે છે, અને નીનાઓની સામયાન અને જંક બોટોથી બંદરનો

માર્ગ એવો ભરાઈ ગયો હતો કે હમુને જવાની મુશકેળી પડી. આ જંક બોટો દેખાવમાં બીજી બોટોથી ઘણી જુદી હોય છે, અને તેઓમાંથી કોઈના સડ રેશમના બંનાવેલા હોય છે. સામપાન બોટો એક બાજુથી અણીવાલી લાંબી હોય છે, તથા ઘણી ઊંડી હોય છે, અને નીચે ત્રણ ભાગ કરવામાં આવે છે; એક ભાગ રાંધણીમાં, બીજો ભકતી કરવામાં, અને ત્રીજો છોકરાંઓને રાખવામાં વપરાય છે. આ બોટોમાં આખાં કુટુંબો વસે છે, અને તેઓમાંના કોઈએ તો જમીનપર પગ પણ નથી મુકયો. એક દીવસે સહવારે ફીનારે જતાં એક બોટવાલાએ મારા પગની નીચેથી લાકડું ઊંચકયું, અને મેં નીચે જોયું ત્યારે માલમ પડયું, કે ત્યાં ત્રણ ચાર છોકરાંઓને ખીચોખીચ બેસાડેલાં હતાં, અને મોટાં માણસો બેઠકની નીચે બેઠાં હતાં. આ છોકરાંઓની માતા સર્વેથી નાનાં બાળકને પોતાની કમરે બાંધે છે અને બીજાને હાથમાં રાખી હલેસાં મારી હંકારતાં શીખવે છે. બે વરસનાં બાળકો પોતાને હાથે હંકારી શકે છે. છોકરાઓનાં ગળાંમાં તુમડાં પેહરાવવામાં આવેછે, પણ છોકરીઓને નસીબ ઉપર રાખે છે. એક અથવા બે છોકરીઓ જતી રહે તો ચીનો પોતાને નસીબવાન સમજે છે.



૮૬—ચીનાઓને વહાણ ઉપરથી ઉતારવા પાણી ફેંકે છે.

ઇંગ્રેજી મનવારપરથી એક અમલદાર આવીને હમુને ફીનારે લઈ ગયો, જયાં ઉભાં રહેતાંજ સઘળા ચીનાઓ ઉપર ચહડી આવ્યા, જેઓને હમોએ પાણીનો માર મારી પાછા ઉતારયા.

હમે નાસ્તો ખાઈ "પ્રેઆ" ના ડંકા ઉપર ઉતરયાં, જ્યાં મોટી દુકાનો અને વખારો છે. શેહેર ટેકડીની ઉપર છે, અને ઘરો ઇંગ્રેજી રીતે બાંધેલાં છે, તથા રસ્તાઓ મોટા અને પોહોળા છે. શેહેરની પછવાડે પાહાડ છે, અને તેની ટોચ ઉપર વાહાણો આવે જાય તેની ઈસારત કરવાનું મથક છે. હમે આજે પેહલ વેહલું ચીનાઓનું ઇંગ્રેજી સાંભલ્યું; તેઓ ઘણી અજાએબ રીતે બોલે છે, અને જેમ તેઓ શુદ્ધ ઇંગ્રેજી સમજતા નથી તેમ આપણને તેઓનું ઇંગ્રેજી સમજ પડતું નથી. ડંકાપરથી હમે ટેકડી ઉપર ગવરનરને ત્યાં ગયાં. ગવરનરનું ઘર સારી ઊંચી જગા ઉપર અને મોટું બાંધેલું છે, તથા ત્યાંથી આજુબાજુનો દેખાવ ઘણો સારો દેખાય છે. હમે હાટેલમાં ખાણું ખાઈ ગાડીમાં બેસી ઘોડાની સરત જોવા ગયાં. હોંગકાંગની સરત જોવા ગામેગામથી લોકો આવે છે અને નાનાં ચીનાઈ ટટુઓ ઉપર મોટા ચીનાઓ જેઓના પગ જમીન ઉપર લાગે તેઓ બેસી દોડાવે છે તે ઘણું રમુજી લાગે છે. છેલી સરત ચીનાઓના છોકરાઓની હતી, અને તે સારી દીસતી હતી.

[સાંધણ છે.]

હીરાંબાઈ ન. મે. પટેલ.

આએ માસના અંક સાથે અમો એક વેલાતથી આવેલાં ચીત્રની નકલ અમારી વાંચનારીઓને ભેટ કરયે છીયે. આ ચીત્ર વેલાત ખાતેના ચીત્રકળામાં જાણીતા થયલા મી૦ શાપુરજી નસરવાનજી બેદવારે પાડયું છે અને તે માટે તેમને પેનાતંમાં આદોનું માન મલ્યું છે. અલબતાં અમારી વાંચનારીઓ અમો સાથે એકમતી થશે કે આ ચીત્ર માંહેલો દેખાવ પેહલી નજરે જોતાં અસંભવીત માલમ પડે છે—પણ મી૦ બેદવારની મતલબ ખાલી કલ્પણારૂપી એક ચીત્ર આપવાની હોવી જોઈયે, જે રીતે જોતાં એના ચીતાર માટે નારીફ થાય તેમાં નવાઈ નથી.

એક પક્કી બુઢી સ્ત્રી એક વેળા પોતાની પરણેલી દીકરીને શીખામણ દેવા લાગી કે કદી પણ પોતાના ધણીને ઘણો વખત ખીજવવો નહી, અને તે 'લેકચર' પુરું કરતાં બોલી, કે "મારી દીકરી, એક મરદ તે એક ઈંડાંની બરોબર છે, જો ગરમ પાણીમાં થોડો વાર રહેવા દેશો તો તે જરાક નરમ જેવો બફાશે, પણ જો તેમાં તેને વધારે વાર રહેવા દેશો તો તદનજ સખત થઈ જશે.

---

એક જુવાન શખસે એક રાતના એવો સ્વપનો જોયો કે તે બલુનમાં હડી પેરેશુત (છત્રી) ની મદદથી નીચે ઉતરતો હતો. પણ સાવધ થવા પછી પોતાને બીછાનાપર ઉભો રહી ઉઘાડી છત્રીનો દાંડો જોરથી હાથમાં ધરી ઉભેલો જોવાથી તેની અજાયબીનો શું પાર!



# ભ ર વા-ગું થ વા વી શે.

## એક સુઘડાએ ગુંથેલો કોડલો.



ક્રીમ રંગનો "મેકરામે" દોરું લેવો અને કોડલાનું તળ્યું શરૂ કરો; ૮૦ સાંકરી ગુંથી તેને જોડી નાખો, ૨૦ લાઈન આંટો લીધા વગર ગુંથી જાવો, પણ ચોથી, આઠમી, ૧૨ મી અને ૨૦ મી હારમાં નીચલા ફેરફાર પ્રમાણે ગુંથોઃ—

ઉપલી લાઈનો શરૂ કરતી વખતના પહેલા, ૩૨ મા, ૪૮-મા, અને ૭૨ મા ટાંકામાં એકને બદલે ત્રણ વખત આંટો લીધા વગર ગુંથવું. ૨૨ મી હાર—આંટો લઈને નીચલા દરેક ટાંકામાં એક એક વખત ગુંથી જાવો. ૨૨ મી હાર—આઠ સાંકરી, સુઈયાપર બે વખત આંટો લઈને પાસેના ટાંકામાં એક વખત ગુંથો, *સુઈયાપર બે વખત આંટો લઈને ત્રણ ટાંકા મુકી ચોથામાં એક વખત, ત્રણ સાંકરી, સુઈયાપર બે વખત આંટો લઈને તેજ ટાંકામાં પાછું એક વખત *આએ નીશાનીથી પાછું શરૂ કરો અને એ પ્રમાણે આખી લાઈન ગુંથી જાવો. છેલ્લે આંટો લીધા વગર પેહલી ગુંથેલી આઠ સાંકરીમાંની પાંચમીમાં એક વખત ગુંથો. **૨૩ મી હાર**—પાસેના ટાંકામાં આંટો લીધા વગર એક વખત, બે સાંકરી, આંટો લઈને પાસેના હોલમાં એક વખત, એક સાંકરી, આંટો લઈને તેજ હોલમાં બે વખત, *આંટો લઈને પાસેનાં હોલમાં બે વખત. એક સાંકરી, આંટો લઈને તેજ હોલમાં પાછું બે વખત *આએ નીશાનીથી પાછું શરૂ કરો અને એ પ્રમાણે આખી લાઈન ગુંથી જાવો, છેલ્લે આંટો લીધા વગર પેહેલી ગુંથેલી બે સાંકરીમાંની બીજીમાં એક વખત ગુંથો. **૨૪ મી હાર**—આંટો લીધા વગર એક વખત પાસેનાં હોલમાં, બે સાંકરી, આંટો લઈને તેજ હોલમાં એક વખત, એક સાંકરી, સુઈયાપર આંટો લઈને તેજ હોલમાં પાછું બે વખત, *સુઈયા પર આંટો લઈને પાસેના હોલમાં બે વખત, એક સાંકરી, સુઈયાપર આંટો લઈને તેજ હોલમાં પાછું બે વખત *આએ નીશાનીથી પાછું શરૂ કરો અને એ પ્રમાણે આખી લાઈન ગુંથી જાવો, છેલ્લે પેહેલી ગુંથેલી બે સાંકરીમાંની બીજીમાં આંટો લીધા વગર એક વખત ગુંથો. **૨૫ મી હાર**—૨૪ મી હારની માફક ગુંથી જાવો. **૨૬ મી હાર**—૨૨ મી હારની માફક ગુંથો, ફરક એટલોજ કે ૨૨ મી હાર ટાંકાઓમાં ગુંથેલી છે, જ્યારે ૨૬ મી હાર નીચલા હોલમાં ગુંથવી. **૨૭ મી હાર**—સુઈયાપર આંટો લઈને પાસેનાં હોલમાં ૭ વખત, આંટો લીધા વગર નીચલા બે મોટા ટાંકાઓ જે દોરાથી જોડાયલા છે તે દોરામાં એક વખત, સુઈયાપર આંટો લઈને પાસેના હોલમાં ૭ વખત એ પ્રમાણે ગુંથી જાવો, ને છેલ્લે પેહલા ગુંથેલા એક ટાંકા સાથે આંટો લીધા વગર એક ટાંકો ગુંથી દોરો કાપી નાખો. કોડલાને હવે નીચેથી જોડવાને માટે બેઉ બાજુઓ બરાબર પકડી બેઉના ટાંકા સુઈયાપર સાથે લઈને નીચે પ્રમાણે ગુંથો—

આંટો લીધા વગર પેહેલા ટાંકામાં એક વખત, આંટો લઈને ચાર વખત પાસેના ચાર ટાંકામાં, આંટો લીધા વગર એક ટાંકો મુકી બીજામાં એક વખત, આંટો લઈને ચાર વખત પાસેના ચાર ટાંકામાં, એ પ્રમાણે ગુંથી જાવો અને નાકે આવી દોરો કાપી નાખો.

હવે કોડલાનું પકડવાનું બનાવવાને વાસ્તે ૬૦ સાંકરી કરી, આંટો લીધા વગર દરેક ટાંકામાં એક એક વખત ગુંથો અને એ પ્રમાણે ૭ હાર બનાવી કોડલા સાથે નમુનામાં દેખાડયા પ્રમાણે જોડી નાખો. બીજું પકડવાનુંબી એજ પ્રમાણે બનાવી બીજી બાજુએ જોડો અને છેલ્લે નમુનામાં દેખાડયા પ્રમાણે ૨૨ મી અને ૨૬ મી હારોમાં રીબીન પોવો.

દીનબાંઈ.

# રાંધવાને લગતું.

**કેળાંનું પુડીંગ**—ચાર પાંચ તળવાનાં કેળાં લેવાં, તેની કાતરી કરીને ઘીમાં તળી કહાડવાં. ત્યાર બાદ શેર દુધ લેવા તેમાં મોટા ચમચો ખાંડ નાંખી ઉકાળી ચાર પાંચ કકડા પડે ને ઉતારી ઠંડું કરો, તેમાં પાંચ ઈંડાંની સફેદીને ઉકળાવી તેમાં ઈંડાંની દાળ, થોડી છુંદેલી બદામ, ખમણેલું જાયફળ, એક ગલાસ ગોલાબ, સરવે એકરસ કરી એક ડીશ યા ઉંડી પલેટ લઈ તેમાં તળેલાં કેળાં પાથરવાં, તેમાં પેલું દુધ [illegible] ઉપર નીચે મધ્યમ બળતું કરી [illegible] ઉતારવું.

**ગરેવીના કટલેસ**—[illegible] તેમાં નીમક તથા આદુ દઇ [illegible] ઈંડાંની [illegible] ત્રણ પાંઉની કાત્રીનો ગર [illegible] તેને [illegible] માખણનાં [illegible] કરો, ત્યારબાદ છુંદા જેવો [illegible] શેર દુધ નાખી પાંઉનો ગર [illegible] એકરસ કરી [illegible] મુકો; ગરેવી ઘટ થાય ને તેમાં કટલેસ નાંખી [illegible] ખાધામાં લેવા.

શીરીંનબાઈ [illegible]

## તમારી ચાલચલણ અહીંયાં વાંચો.

એક બુઢો નજુમી એક છોકરીની ચાલચલણ તેણી જે મહીનામાં જનમી હોય, તે પ્રમાણે જાણવાનું અભીમાન બતાવે છે, અને તે નીચે પ્રમાણે, કહે છે કે:—જો એક છોકરી જાનેવારી મહીનામાં જન્મી હોય તો તેણી એક સારી ઘરધણીઆંણી બનશે, દલગીર પણ સારા સ્વભાવની અને સારાં કપડાંની શોખીલી બનશે. ફેબ્રુઆરી મહીનામાં જો જન્મી હશે તો, તેણી એક વાહાલી ધણીઆંણી, એક વાહાલી માતા અને પોશાક પર ઘણી મરી રહેલી થશે. માર્ચ—અતીસ્ય બકબકારો કરનારી અને સઘળાં સાથે કજ્યો કરનારી અને પોશાકની ઘણી જાણકાર થશે. એપ્રીલ—લેહેરી, ઘણી હુશિયાર નહી, પણ સારા દેખાવની અને ફાશીનની અભ્યાસી. મે—ખુબસુરત, મલતાવડા સ્વભાવની અને શોભીનો પેહેરવાશ પેહેરનારી. જુન—તુંડ પણ જલદી પરણશે, ઉડાઉ અને પોશાકની શોખીલી. જુલાઈ—ઘણીખરી ખુબસુરત, પણ ખરાબ સ્વભાવની અને ભપકાદાર કપડાંનાં ચેટકવાલી. આગસ્ટ—મલતાવડા સ્વભાવની અને દુન્યાદારીવાલી, પૈસાવાલે ઠેકાણે પરણશે અને તાજુબ કરી નાંખે તેવો પોશાક પેહેરશે. સપટેમબર—વીવેકી, ભલી, બધાંને ગમતી અને ફાશીન પ્રમાણે પોશાક પેહેરનારી. અકટોબર—રૂપાળી, નખરાંબાજ, અને લલચાવનાર પોશાકની શોખીલી. નવેમબર—ઉદાર, માયાળુ, ગરીબ ખવાસની અને સારી રીતના પોશાકની વખાણનાર. ડીસેમબર—નવી ચીજની શોખીલી, ઉડાઉ, અને પોશાકની અભ્યાસી.

---

**જે સખતમાં** સખત ચીજ એક પુરૂષ અથવા સ્ત્રીને જલદી બુઢાં બનાવી દે છે, તે કોઈબી કારણથી ઉત્પન્ન થતી મનની બેચેની છે.

**બધાં સારાં** માણસોને તમારૂં ભલું ઇછનાર બનાવજો, અને વરસની આખેરીએ તેઓમાંનાં થોડાં તમારા દોસ્ત થશે. દોસ્ત જીંદગીની રોશની છે.

**મેલો પોશાક** બેદરકાર મનની નીશાની દેખાડે છે.

**દોસ્તી** ફુલ અથવા બુરખા વગરનો પ્યાર છે.

**બદી, પાપ** અને દરેક પ્રકારની માઠી ટેવના દરવાજા ધંધાની ગેરહાજરીથી જેટલા ખુલ્લા થાય છે તેટલા બીજી કોઈ પણ ચીજથી થતા નથી. ઘણાએક ચાલાક જવાનોએ લીધેલા આડા માર્ગ, તથા ઘણીએક આશાવંત જીંદગીના થયલા નાશનું મુખ્ય કારણ કાંઈ પણ ચોકસ કામકાજમાં નહી રોકાવાનું ખુલે ખુલ્લું જણાયલું છે. આદમીનાં શરીરમાંની શકતીઓને કાંઈપણ કામ અને મેહેનત કરવીજ જોઈયે, અને જો તેઓને સારાં કામમાં ન રોકવામાં આવે તો પછી ખરાબમાં તે રોકાય છે.

**જંજાળ જે દોલતની** ચાવી છે, તે દોલતવંત આદમીનાં શરીર ઉપર એટલા તો ભારથી નીટલાયલી રહે છે કે જ્યારે બીજાં સર્વે શાંત નીંદમાં સુએ છે ત્યારે તે કંટાળાભર્યા દીવસો અને આરામ વીનાની રાત પસાર કરે છે.

**જે સ્ત્રીઓથી** દુર રહેવું જોઈયે તે તેઓ છે કે જેઓ નીંદાં પાંપરવામાં ખુશાલી લે છે.

## રમુજે ફુરસદ.

"રમુજે ફુરસદ" ના જવાબો બરાબર વખત સર નહી આવતા હોવાથી કોઈ કોઇ વેળા ઘણા અસુરા મળે છે અને ચોપાન્યું છાપવાને અડચણ પડતી હોવાથી તે માટેનું ઈનામ કહાડી નાખી, જે કોઈ બાનુ સહુથી સરસ ઉખ્યાણું લખી મોકલશે, તેને હવેથી ઈનામ આપવામાં આવશે.

ઈનામ દાખલ એક અતી સરસ પેંન્ટ કરેલો **તકીયા યા ગલીચા ભરવા લાયકનો** કારડ આપવામાં આવશે.

જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

રમુજે ફુરસદ મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું.
સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્યાણું.

પથ્થરની ગાય,
પોકારતી જાય
ને દુધ દેતી જાય.

**ગુલબાઈ ખરશેદજી ભુજવાલા.**

### ૨—ઉખ્યાણું.

નીચલી આકૃતી પ્રમાણે આ શબ્દોના અર્થ લઈ એવી રીતે ગોઠવો કે તેની વચમાંની ઉભી લીટીમાં ઘણા જાણીતા અને માયાળુ ગ્રહસ્થનું નામ આવે.

o o o એક શેહર.
o o o એક શેહર.
o o o એક ગામ.
o o o એક શેહર.
o o o એક ગામ.
o o o એક શેહર.
o o o એક શેહર.
o o o એક શેહર.

**પીરોજા સોરાબજી નગરવાળા.**

### ૩—ઉખ્યાણું.

હું ત્રણ અક્ષરી ઈનસાન છું પણ જો મારો પગ કાપી માથે મુકશો તો હવામાં ઉડી જઈશ.

**ગુલબાનુ કાવસજી દાવર.**

### ૪—ઉખ્યાણું.

હું એક પાંચ અક્ષરી મીઠો પદારથ છું, મને ચુલા પર મુક્યા વીના કાંઈ હું બનતો નથી. મારા ૧, ૩, ૨ થી હીંદુનું નામ થાય છે. મારા ૪, ૫ મા માંહે ઘડી સમાયલી છે. મારા ૩, ૪, ૫, જમીનમાંથી ઉગતી ચીજ બતાવે છે. મારો ૧, ૨, મોહડું મીઠું કરી નાખે છે. મારા આખાથી હું ધારૂં છું કે કોઈ પારસી બાનું અંજાણી ન હશે. સર્વેએ મને ખાધેલો તો હશેજ. જરા કહેશો હું કોણ?

### ૫—ઉખાણું.

એકથી ૩૬) સુધીના આંકડાને ૭ ખાણાંના ચોરસમાં એવી રીતે ગોઠવો કે તેને આડા, ઉભા અથવા એક ખુણેથી બીજા ખુણાં સુધી ગણ્યે તો તેનો સરવાળો ૧૧૧ આવે. એકનો એક આંકડો ફરીથી આવવો ન જોઈયે.

મીસ જરબાઈ બહમનજી રાજકોટવાળા.

### ૬—ઉખાણું.

ત્રણ અક્ષરી શબ્દ, જાતે હું પ્રવાહી;
તમે ગમે એટલું ખવડાવો તોય ન જાઉં ધરાઈ.
રદ છે મુજ પેહેલા બે વગર બંગલો કે મેહેલ,
ટેબલ, ફબત કે ખુરશીમાં દેખાઉં હું સેહલ.
નથી મુજને હાથ, પગ, કે નથી મુજને માથું,
તો પણ મોટું છે મારૂં પેટ હજારોને હું ગાયું.
પવનથી થાઉં હું મોટો, પણ નથી મને હાડ કે માંસ,
તો પણ લોહી છે મારામાં અતીશે પુષ્ટીકારક ખાસ.
ભરયો છે મારા પેટમાં ખજાણો અપરંપાર,
નથી થનાર જરાએ કમી, તારે ગમે એટલો કહાડ.
હુશિયારીમાં આવી વધુ, ને પાછો થાઉં વળી કમ,
એવી ખુદાઈ ખુદરત ને અજબ છે ભરમ.
એવો હું હું નર કોણ, પારખ એ ચતુર તું નાર,
કે પળમાં મચાઉં તોફાન જો કરે હુકમ કીરતાર.

ડી. આર. એમ. દારૂવાળા.

### ખોલાસો ગઈ વેળાનો.

૧. દા ન
દા ના વ  દાદાભાઈ નવરોજી.
ભા ખ રો
ઈ ત રા જી
૨. મરી; શ્રી મિત્ર; આચાર; શેરડી.
૩. આવ ભાઈ હરખા હું ને તું બેઉ સરખા.
૪. સપાટ.
૫. ખુરશી. ખુરશી-શીર.

ઉમારૂં આ વેળાનું સારી રમુજે ફુરસદ લખવાનું ઈનામ નીચલાં બાનુંને મળ્યું છે, જે તેવણે "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

બાઈ ડી. આર. એમ. દારૂવાળા.

## અમારી લખનારીઓને ખબર.

જે બાનુઓ શ્રી મિત્રમાં લખાણ કરવાને રાજી છે પણ પોતાનાં નામો જાહેરમાં ખોલ્લાં મુકવાને રાજી નથી તેઓને નાસીપાસ ન કરતાં અત્રે ખાસ જણાવ્યે છીયે કે હવેથી અમો તેઓનાં લખાણોની પણ આ ચોપાન્યાંમાં જગા કરવાને ખુશી છીએ.

અમારી સર્વે લખનારીઓનું ધ્યાન અમો નીચલા કાયદાઓ પર ખેંચ્યે છીયે:—

૧.—લખનારી બાનુઓએ તેઓનું રહેવાનું બરાબર ઠેકાણું તેમજ જેઓ જાહેરમાં નામ આપવાને રાજી ન હોય તેઓએ અમારી ખાનગી જાણ માટે ખરૂં નામ આપવું. તેમ નહી બનશે તો અમો તેઓનાં લખાણો કબુલ કરશું નહી.

૨.—લખાણો દર મહીને પંદરમી તારીખની અંદર મોકલી આપવાં. મોડાં મલેલાં લખાણો તે મહીનાના અંકમાં આવી શકશે નહી.

### લખી મોકલનારાંઓને ખબર.

**બાઈ નવાજબાઈ અ. શેઠ**—તમારાં બે લખાણો મલ્યાં છે, મેહેરબાની કરી જોડણી પર ધ્યાન આપજો.

Ruby—જોયવાઈએ.

**"નાજાં ટેસાંએ દીવાળીમાં કીપેલો રકાસ" લખનાર બાનું**—આ બાબદમાંથી કાંઈ પણ સાર નીકળી શકતો નથી. આ તમારી પેહેલી કોશેશ હોવાથી ફરીથી કાંઈ બીજી સારી બાબદ લખી મોકલવાની મેહેરબાની કરજો.

**દીનાંમાય**—તમારૂં છેલ્લું લખાણ શ્રી મિત્ર માટે મુદ્દલ લાયક નથી. એવી બાબદો પર વખત ગુમાવવો નકામો છે.

**સુક્ષમદરશક યંત્ર અને તેના શોધ કરતા વીશે લખનાર બાનું**—તમારાં લખાણોમાં જોડણી તથા વ્યાકરણની પુશકલ ભુલો કરો છો. આ લખાણ એવીજ જાતની પુશકલ ભુલોને લીધે ઉપયોગમાં આવી શકતું નથી તેથી હવે પછી વધારે સંભાળથી લખી મોકલવાની મેહેરબાની કરજો. તમારૂં "મોટાઈ" વીશેનું લખાણ બચ્ચાં જેવું છે.

The Misses Bhujwalla—તમે જે નવી ચાલુ વાર્તાનો તરજુમો કરવા માંગો છો તે બેલાશક તૈયાર કરી મોકલજો. તમારી પેહેલી વાર્તા અમોએ રદ કીધી નથી પણ અમો આગળ જણાવી ગયાં છીયે તેમ શ્રી મિત્રમાં આવતી એક પણ ચાલુ વાર્તા પુરી થયા પછી તુરત તમારી શરૂ કરીશું.

**કાપેલા બાળ**—ખરાં નામ વગરનાં લખાણો પર અમો ધ્યાન આપતાં નથી. વળી તમારૂં લખાણ પણ શ્રી મિત્રને છાજતું નથી. જે ચીજ તમારી આંખે ખોટી દીસતી હશે તે કદાચ બીજાઓને ખરી લાગતી હશે. જેવા જેના વીચાર, એવી બાબદો વીશે શીખામણો આપવા નીકળી પડવું એ શ્રી મિત્રનું કામ નથી.

**"એક બાનું"**—તમારા કાર્ડનો ખાનગી જવાબ વાળ્યો છે તે તમુને પુગો હશે.

આ "શ્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.



# સ્ત્રીમિત્ર



# STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જું. ફેબરવારી ૧૮૯૧. અંક ૧૨મો.



## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૧૭ મું.

#### છોકરાંઓની પારટી.



નવરોજને દીવસે સવારનાં બીછાનાપરથી ઉઠતાં વાર મરચન્ટ હાલમાં જુવાન છોકરાંઓનાં ગગજમાં તેઓએ આપવા ધારેલી પારટીનો વીચાર જો આવ્યો હોય તો તેમાં કાંઈ પણ અસ્વભાવીક હતું નહી. જાંહગીરને આજની પારટીમાં વડપણ લેવા માટે એટલી તો ખુશાલી લાગી અને તે કહેવા લાગ્યો કે, લોકો કહેશે કે મેહરજીભાઈને ત્યાંની પારટી શીવાય કોઈ પણ પારટી આવી સરસ થઈ ન હશે, કારણ કે તે કહેતો હતો કે મેહરજીભાઈ કરતાં સરસ થતું એ તો તેવણનું માથું પોતાનાં માથાંપર મુકવા બરોબર હતું. હોમી, પરેસની મેહરની સંગત અને વાતચીતમાં તથા લોકોને મોહડેથી તેણીની તારીફ સમજવામાં કેવો સારી રીતે વખત ગુજરશે તેનો વીચાર કરતો હતો. જાલને તે શું મજાહ કરવાનો હતો તેનો કાંઈ ખ્યાલ પણ ન હતો, પણું તે એટલો મોજીલો અને મસ્તીખોર થઈ ગયો હતો કે ઘેરનાં નોકરો કહેવા લાગ્યાં કે, જાલ શેઠનું ધ્યાન ઠેકાણે નહી હતું. ખોરશેદનાં મનસે તો આ સાંજ આખાં વરસમાં સૌથી સુખી હતી, જો કે તેણી તે કબુલ કરતી નહી હતી. તેણી જાણતી હતી કે તેણી ખુબસુરત હતી. હીલા શરાફે તેણીને એક દીવસે કહ્યું હતું કે, તેણી મુંબઈ જાય તો તેણીની ઘણી વખાણ થાય અને તેણી જો હીલાની સખી ન હતે તો હીલા તેણીની ખુબસુરતીની ઘણી અદેખાઈ કરતે. જો કે તેણી ઉમ્મરે તો બચ્ચું હતી, તોપણ લોકોની વખાણ મેળવવાને ઘણું ઇચ્છતી હતી; જે દીવસે તેણીના ભાઈના દોસ્તો ઘેરમાં આવતા તે વેળાએ તેણી ઘણી ખુશી થતી હતી અને કાંઈ પણ આનાકાની વગર કબુલ કરી દેતી કે, તેણી છોકરીઓ કરતાં છોકરાઓ સાથે વાત કરવાને વધુ પસંદ કરતી હતી, કારણ કે તેઓની સાથની વાતમાં તેણીને વધારે રમુજ તથા ગમત મલતી હતી, અને જો કે તેણીના આવા ખવાસથી તેણીની માતાનું હૈયું ધપકતું હતું, તોપણ કોઈ વેળાએભી તેવણે તેણીને પોતાના આવા વીચારો બહાર પાડવા માટે ધમકાવી ન હતી અથવા તો તેઓને અટકાવવા માટે ફરમાવ્યું ન હતું. તેવણ જાણતાં હતાં કે કેળવણી ઘણું કરી શકે છે, તોપણ તે ખુદરતી ખવાસો સઘળા એક મલતા કરી શકતી નથી. ખરૂં જોતાં તો તેવણ તેમ કરવા ઈચ્છતાં ન હતાં, તેવણ કોઈ દીવસ દલગીર થયાં ન હતાં અથવા ફરયાદ પણ કરી ન હતી કે તેવણ પોતાની સઘળી મેહેનત છતાં ખોરશેદને પીરોજાના જેવી સમજુ અને તાબેદાર કરી શક્યાં ન હતાં. વળી કોઈ દીવસ એવો પણ ખ્યાલ કરયો ન હતો કે તેવણની સઘળી શીખામણ અને સંભાળની અસર તેવણનાં બાળકોપર એકેદમ થયલી તેવણ જોય. તેવણ હમેશાં પોતાથી બનતું કરી પોતાનાં છોકરાંઓની ખરાબ વળાણ કે જેથી તેઓને પાછળી જીંદગીમાં ખમવું પડે, તે દુર કરવાની કોશેશ કરતાં હતાં, પણ તેવણે પોતાનાં મનને એમ મનાવવાની કદી પણ કોશેશ કીધી ન હતી કે, જે સારાં બી તેવણે પોતાનાં છોકરાંઓમાં રોપવાની કોશેશ કીધી છે તેથી તેનાં ફળ પણ સારાં આવશે. તેવણ જાણતાં હતાં કે તેવણની દીકરીને તેણીની જીદગીમાં ઘણું સોસવું પડશે, કારણ કે તેણી હમણા જેવી સુખી હતી તેવી તેણીને હમેશાં જોવાની તેવણ કેમ આશા રાખી શકે? કદાચ તે આકાશી બાપની એવીજ મરજી હોય કે તેવણના ધરમ અને ફરજની પરીક્ષા તેવણનાં વાહાલાંઓની મારફતે કરી જોય, પણ જો તેવણ પોતાની ફર-

જમાં પડતર ન પડે તો તે પછવાડેથી તેવણુને સુખજ આપશે. પીરોજાંની તો મોજ મજાહના વીચારથી ઘણી ખુશાલી ઉપજી હતી. તેણીની ખુશાલીમાં ફક્ત એકજ ખતરો હતા કે, તેણીની માતાએ તેણીને બાહારનાં લોકોનાં દેખતાં વજાડવા આપવાની ફરમાવ્યું હતું. તેવણે જણાવ્યું કે, જો કે મેહેરજી-બાઈ માસ્તરને ત્યાં તો તેમ કરવાને તેવણે તેણીને બોહસ નહી કીધી હતી, પણ જો તેવણુનાં પોતાનાં ઘેરમાં તેણીનું ગાયન સાંભળવાની કોઈ ઈચ્છા જણાવશે તો તેણીને વજા-ડવુંજ પડશે. આએજ વેળાએ પીરોજાને દલગીરી ઉપજી કે તેણીએ પ્યાનાને બદલે ગીતાર વજાડવાનું શું કામ પસંદ કીધું હશે, કારણ કે ખોરશેદ પ્યાનો એટલો તો સરસ વજાડી જાણુતી હતી કે તેણીને સાંભલ્યા પછી કોઈ પણ તેણીની નાહાની બેહેનને સાંભળવાની ઈચ્છા રાખે નહી; પણ ગીતાર વજાણા તો પારસીઓમાં નવાઈ હતી, અને તે દીવસે ત્યાં આવનારી કોઈબી નાની છોકરી તે વજાડી જાણુતી ન હતી, જેથી પીરોજાને બીહક હતી કે તેણીને છટકી જવાનું કાંઈબી કારણુ મળશે નહી. આ વીચાર તેણીને ઘણો નાખુશ લાગતો હતો, પણ તેણીએ ઠેરાવ કીધો કે જ્યાં સુધી તે વખત આવે નહી ત્યાં સુધી તેનો વીચાર કરવોજ નહી.

જો કે ગુલ પારકાંઓથી બીહતી હતી, તોપણુ ઘેરમાંનાં દરેક જણુની ખુશાલીમાં તેણીથી ભાગ લેવા વીના રહેવાયું નહી. ખાણાં આગમજ જાંહગીર જે ઘોડાપર ફરવા ગયો હતો કારણુ કે તે કહેતો હતો કે તેમ કીધાથી તે ઘેરમાં તોફાન મસ્તી કરતો અટકશે) તે એક ગ્રહસ્થની સાથે પાછો ફરયો, જેની હાજરીથી તે વધારે ઉલટમંદ દીસતો હતો.

"મારાં મમા કયાં છે, અને પપા ઘેરમાં છે કે?" તેના ઘાડાની લગામ ખાશરૂપર ફેંકી અને તેને પેલા ગ્રહસ્થના ઘોડાની સંભાળ લેવા કહી તે હાંફતો હાંફતો પુછવા લાગ્યો; અને પછી હોલમાં ધસી જઈ બેસવાના ઓરડાનું બારણું ઊઘાડયું અને બોલ્યો—

"મમા, મારાં અજીત છટાદાર ભાપણુ માટે મારો ઉપકાર આ-નવા અને વખાણુ કરવા મારેંનું "વોટ" પસાર કરો? આએ રહયા આપણા વનવાસી, આપણા મધમાંના જોગી, જ્યારે હું તેવ-ણુને પહેલો મલ્યો ત્યારે મારી ઈચ્છાઓને એવણે ના પાડી, પણ તેવણુપર મેં જીત મેલવી—અને હવે તમારા ગોલામને તમારા પગ આગળ લાવ્યો છું, એવણુના માર્ગમાં ગમે એ-ટલી લાલચો નાખી મને મારો બદલો વાળી આપો."

"ચુપ રહે, ગાંડા છોકરા!" દીનબાઈ દેખાઈતી ખુશાલીથી ઉઠી હાથ લંબાવી આગળ આવતાં બોલ્યાં. "તારો ઘોંઘાટી આવકાર મારા આવકારને સાંભળવા દેશે નહી. દીનશાહજી, તમુને જોઈ અમે ખરેખર ઘણાં ખુશી થયાં છીયે." તેવણે તે જવાન ડાકટરને દીલમાં લાગી આવે તેટલી માયાથી કહ્યું. "અને મનચેરશાહબી તમુને જોઈ ઘણાજ રાજી થશે. હું આશા રાખું છું કે મારા દીકરાએ તમારાં દીલપર નાખેલી સાંકળ તમુને દુઃખ ભરી રીતે ભારી લાગતી નહી હશે."

"દીનબાઈ, મને બીહક છે કે તે સાંકળ રાખવાથી નહી પણુ કહાડી નાખવાથી મને વધારે દુઃખ ઉપજશે." દીનશાહજીએ દલગીરીભર્યા અવાજે કહ્યું, "જેમ મનચેરશાહ અને મારો દોસ્ત જાંહગીર તમારાં કુટુંબમાં મને બેસાવા ઈચ્છે છે તેમ કરવામાં મારી આનાકાની એજ છે કે, પછી મારો એકાંત-વાસ મને વધારે કડવા આવે તેવો રખેને થઈ પડે. સત કરી માનજો કે એથીજ હું દુરનો દુર રહેવા માંગું છું. આપણી મરજી તો ગમે તેવીબી જુદી હોય, તોપણુ એવાં છટાદાર ભાપણુ આગલ તો આપણેથી સામે નહી થવાય." તેવણે મશકરી ભર્યા અવાજે કહ્યું.

તેજ વેળાએ મનચેરશાહ અને હોમી ઓરડામાં દાખલ થયા અને તેઓનો આવકાર પણુ દીનબાઈ અને જાંહગીરનાં જેવો ખરાં દીલનો હતો, અને તે દહાડાની સાંજ તો દીન-શાહજીએ મોજ મજાહમાંજ કહાડી. જાંહગીરની પેલી કવીતા માટેની હીમતભરી ચાલથી દીનશાહજીના પોતાના સખી ખવાસપર ઘણી અસર થઈ હતી, અને જો કે તેઓની ચાલ-ચલણુ ગમે એવી જુદી હતી, તોપણુ બંને વચ્ચે તે પળથી ગાઢી દોસ્તી બાઝવાની શરૂ થઈ. જાંહગીરના ખરાં દીલના બોલો અને કામની સામે થવું અશક્ત હતું. તે કોઈ વેળાએ પોતાનું સુખી ઘેર છોડી દીનશાહજી સાથે ત્રણુ ચાર દીવસ રહેવા જતો હતો અને તે ગરીબ ઘેરમાં ખરાં દીલની મજાહ મેળવતો હતો, અને અંદર તેમજ બહાર એટલી તો ખુશાલી પાંથરતો હતો કે તે દુઃખી જવાન શખસ જાંહગીરની સોબ-તમાં સૌથી ઘણી મજાહ મેળવે અને મનચેરશાહનાં વારંવા-રનાં તેડાંઓ કબુલ કરે તેમાં કાંઈ પણુ અજબ થવા જેવું નથી. મરચંટ હોલને તેવણુ ઘણાં વરસો સુધી એક નમુ-નાદાર ઘેર તરીકે ધારતા હતા, પણુ તેવું ઘેર તેવણુ પોતે મેળવી શકે એવી તેવણુને આશા હતી નહી. તેવણુ પોતાનાં નસીબમાં એકાંતવાસ અને દુઃખજ ધારતા હતા, અને પો-તાના દોસ્તોથી છુટા પડયા પછી જે સંતોપ અને ખુશાલી મેળવવાની કોશેશ કરતા હતા, તે તેવણુને વધારે દુઃખભરી લાગતી હતી.

હવે રાત પડવા આવી હતી અને બધી તૈયારીઓ થઈ રહી હતી, છોકરાંઓ પણુ સઘળાં તૈયાર થઈ રહયાં હતાં, સઘળા સુંદર ઓરડાઓનાં બારણાંઓ ખુલ્લાં મુકયાં હતાં, જાંહગીર અને પીરોજા હોલમાં મસ્તી તોફાન કરતાં હતાં. પાસેના ઓરડામાં ખોરશેદને પ્યાના આગળ ઉભેલી જોઈને જાંહગીર બોલ્યો—

"ખોરશેદ, એક મજેનો જેવો "વોલ્ટઝ" વજાડ, મારી ડાહી બેહેન છે; ઘણોજ મજાનો હં: પીલુને અને મને અંહી એ-ખલાં છીયે તેટલાં "ડેન્સ" કરવા ગમે છે."

"જાંહગીર, મને મેહરબાની કરીને માફ કરો." તેણીએ ચીરડાઈને જવાબ આપ્યો; "હું અંહી વજાડવા બેસું તેટલાં બહારનાં લોકો આવી લાગે તો તેઓ શું વીચારે?"

"વીચારે? તે લોકો તો એમજ વીચારે કે તું ઘણી ડાહી અને બીજાંને ખુશી કરે તેવી છોકરી છે, કે જેમ તું હમણાં

નથી." જાંહગીરે હસીને જવાબ દીધો. "કાંઈ નહી પીરોજા, ચાલ, આપણે બે જણાંથી જે થાય તે કરયે."

"તુંને ગમે તો તું કર જાંહગીર, મારેથી તો "ડેન્સ" કરવાનું અને ગીત ગાવાનું એકી વખતે નહી થાય--મારો તો બધો દમ નીકળી જાય." તેણીએ હસીને જવાબ દીધો.

"ચાલ ખોરશેદ, તું વજાડતી નહી તો આપણે "ડેન્સ" કરયે." જાલ કે જેને પણ જાંહગીર માફક ડેન્સ કરવાનો શોખ થઈ આવ્યો હતો, તેણે પોતાના દગલામાં એક ફુલ ખોસ્તાં ખોસ્તાં ખોરશેદને કહ્યું.

"મને કાંઈ ડેન્સ કરવાનો એટલો બધો શોખ નથી, તારે ગમે તો તું કર જાલ." ખોરશેદે જવાબ દીધો.

"પીરોજા, આજે એનો મીજાજ કેમ ગયો છે?" જાંહગીરે પુછ્યું.

"કોણ જાણે, મને કાંઈ બરાબર ખબર નથી, પણ તું મુગો રહેશે તો પોતાની મેળે એ ઠેકાણે આવશે."

"ચાલ તુંને ખુશી કરવા તેમબી કરીશ; કારણ કે આજે તું એવી મજેહની લાગે છે કે મને તુંને કાંઈબી ના પાડવા નહી ગમતું."

"જો જાંહગીર, એવું એવું બોલી તું મારૂં માથું ફેરવવાની કોશેશ કરશે કેની, તો તુંને શીક્ષા કરવા હું જાલ આગળ દોડી જવશ." તેની નાની બેહેન પોતાના ભાઈને બીહવડાવવા બોલી.

"બરાબર છે પીરોજા, ભાઈ તરફેથીબી ખુશામતીઆ બોલો સાંભળવા નહી જોઈએ." તેણીના બાવા મુછમાં હસ્તાં હસ્તાં આગળ આવી બોલ્યા, "પણ હમણાંથીજ તું મજાહમાં પડી છે તે પછી થાકી જશેની?"

"અરે નહી પપા, હું તો જાણે આજે આખી રાત મજાહ કરયા કરૂં."

"મારેથી કાંઈ એમ બેમ થાય નહી જો," જાંહગીર ખભાં ચહડાવી બોલ્યો.

"પણ વારૂં તું થાકી નહી જશે તો આએ કપડાં બધાં ખરાબ કરી છથરી પીથરી થઈ જશેની?" મનચેરશાહ બોલ્યા, "અને તેમ થશે તો ખચીત ઘણું ખરાબ."

"ખચીતજ નહી પપા; જાંહગીર મને એટલો તો ચાહે છે કે હાથે કરીને તો મારાં કપડાં ખરાબ કરશે નહી, અને જો મારા બાલ ખોરાઈ જશે તો એક પળમાં આયા પાસે સરખા કરાવી આવીશ."

"વાહાલા પપા, તમે જો એ વાતથી બીહવડાવવા માંગતા હોવો તો પીરોજા પાસે નહી પણ ખોરશેદ પાસે જવું જોઈએ." જાંહગીરે ભાર મુકી કહ્યું, "સારૂં છે કે મારી એક એવીબી બેહેન છે કે જેને એવી નજીવી બાબદની દરકાર નથી."

"જાંહગીર, તું ખોરશેદ સાથે જરાક વધારે સખત થતો નથી?"

"હા પપા, એ ખરેખરજ એમ છે, એના કહેવાપર કાંઈ ધ્યાન ના આપો." પીરોજાએ ઓજરખાહીથી જવાબ દીધો, પણ જાંહગીર તરતજ વચમાં બોલી ઉઠયો:

"હું કાંઈ તેવો છેકીજ નહી પીરોજા, તું કહે તેવી સરત બકીને કહું કે આજે એવણને કપડાંમાં કાંઈ ખામી પડી છે, અને તેથી એવણ ચીરડાયા છે. સારી બારી કાંઇ એસેસરી નહી હશે, અથવા તો જોઈએ તેવી જણસ નહી મળી હશે અથવા તો કાંઈ બીજું ઓછું પડયું હશે."

ખોરશેદ સારાં નસીબે આ વેળા ઓરડામાં હતી નહી, નહી તો કે તેના ભાઈનાં આવાં બોલવાથી તેણીનો ગુસ્સો નરમ પડતે નહી; પણ મનચેરશાહ જવાબ દઈ શકે તે આગમજ જાલ જે ગુલને શોધવા ગયો હતો, તે એકદમ ઓરડામાં બુમ પાડતો ધસી આવ્યો.

"ચાલ જાંહગીર, હવે આપણે ડેન્સ કરી શકશું; દીનબાઈ માસી કહે છે કે લોકો આવે તેની આગમજ "આપણે ગમે તે કરયે તેનું કાંઈ નહી. વળી એવણે આપણે વાસ્તે વજાડવાથી કહ્યુંછે." મનચેરશાહ તેઓને થોડી મીનીટ સુધી હરખથી જોતા ઉભા અને પછી તેવણની વડી દીકરીને શોધવા બીજા ઓરડામાં ગયા.

તેણી ખાવાના એક નાના ઓરડામાં એકલી હતી, કે જ્યાં પરોણાઓ માટે રીફ્રેશમેન્ટ તૈયાર કીધું હતું. તેણી થોડાં સુંદર ફુલો ટેબલપરથી ગોઠવતી હતી. જેવા તેવણ ઓરડામાં દાખલ થયા કે તેણીએ ઉચું જોયું, અને એવી તો રીતે હસી કે તેણીનો લાડકો બાપ સમજ્યો કે જાંહગીર ખોટો હોવો જોઈએ, કારણ કે આ વેળાએ તેણીનાં મોહપર ચીરડાવાની કાંઈ પણ નીશાની હતી નહી.

"કેમ દીકરી, આજે તું તારાં ભાઈ બેહેન સાથે હાલમાં કેમ નથી? અને હમણાં તારા ભાઈએ તુંને વજાડવા કહ્યું, સારે વજાડયું કાંય નહી?" તેવણે એટલી તો માયાથી પુછ્યું કે ખોરશેદ જો કે શરમાઈ ગઈ, તોપણ તેણીએ જલદીથી જવાબ દીધો—

"કારણ કે, પપા, મારો ગુસ્સો બરાબર નરમ નહી પડયો હતો; થોડીક પળના એકાંતવાસમાં મારા ગુસ્સાને નરમ પાડવાનો મમાનો ઈલાજ અજમાવવા હું મ્યુઝીકના ઓરડામાં ગઈ હતી, પણ હું તેમાં ફતેહ પામું તે આગમજ તો જાંહગીર મારી સાથે વાત કરવા આવ્યો. હું જાણુંછું કે મેં તેને તોછડો જવાબ આપ્યો, પણ પપા, ખરેખર જાંહગીર કોઈ વખત ઘણું ચીડ લાગે તેવું બોલે છે." તેણી તેવણનાં મોંહ તરફ જોઈને બોલી.

"હું જાણુંછે કે તે એવો છે પરો, મારી દીકરી, મશકેરી કેઈ વેળાએ કરવી, અથવા તો જેનો તેના જેવો સ્વભાવ નહી હોય તેની સાથ કેવી નાખતી કરવી, તે એને બરાબર ખબર નથી; પણ મને કહે કે એવું તે શું થયું કે તારો મીજાજ આવી રીતે ગયો, અને તુંને એકાંત જગાની જરૂર પડી."

ખોરશેદનાં મોંઢાંપર આ બોલોથી રતાશ ચહડી આવ્યો, અને પોતાનું મોહું ફેરવી ઘણી આનાકાનીથી જવાબ દીધો:—

"પપા, એક એવાં તો મુરખ જેવાં કારણને વાસ્તે, કે મને તમુને કહેવાણી નહી ગમતું."

"નહી મારી દીકરી, બીહ ના, કે હું તુંને હસીશ અથવા તો ધમકાવીશ. હું ખુશી છું કે તું પોતેજ તારી ભુલ જોઈ તે કારણુ ઘણું મુરખ ધારે છે."

"પપા ફક્ત-ફક્ત-મને મમાએ આજે રાતે પેહેરવા માટે જે કપડાં આપ્યાં તે મને ગમ્યાં નહી, બસ તેટલુંજ, બીજું કાંઈ નહી."

"મારી દીકરી, તુંને કદાચ વધારે ભપકાભરયાં કપડાં ગમ્યાં હશે," તેના બાપે તેણીને એટલી તો પ્યારભરી કીસ કરી કહ્યું કે, પોતાનો વાંક કબુલ કરતાં તેણીને જે દુઃખ ઉપજ્યું હતું તે તરત નરમ પડી ગયું; "પણ હું ખરેખર ધારૂં છું કે મમાએ એમાં પોતાનો સારો "તેસ્ટ" બતાવ્યો છે. તુંને કદાચ ખબરથી નહી હશે કે, આપણી ઉમ્મર અને દરજ્જા પ્રમાણે પોશાક પેહેરવામાં આપણને કેટલી કાળજી રાખવી પડે છે. પોશાક તો એવો પેહેરવો કે જેથી આપણો દરજ્જો જળવાય અને તોપણ આપણા કરતાં ઉતરતી પંક્તીનાં લોકોની અદેખાઈ અને આપણા કરતાં ચહડતી પંક્તીનાની ધીક્કારભરેલી લાગણી નહી ઉશકેરાય. આજ રાતનાં આપણાં એવાં ઘણાક દોસ્તો આવશે કે જેઓ પોતાનાં છોકરાંઓને આપણા જેવો સોજો પોશાક પેહેરાવવાને શક્તીવાન ન હશે, અને તું એમ નહી ધારતી કે, આપણે ઘણો ભપકાભરયો પોશાક પેહેરી તેઓની અદેખાઈની લાગણી ઉશકેરયે છીએ? જેથી તેઓ પોતે વધારે હલકાં છે એવો તેઓનાં મનમાં ખ્યાલ આવે છે. પણ ફક્ત પૈસોજ કાંઈ હલકી ઊંચી પંક્તી નથી બતાવતો. જો, હું કેવો જાદુગર છું કે તુંને આજે સાદી પણ સરસ રીતે કપડાં પેહેરાવવાનું તારાં ગમાનું કારણ મેં પારખી કહાડ્યું છે, અને એટલાંજ જાદુથી હું પારખી શકું છું કે તું આજે વધારે ભપકાભરી શું કામ થવા માગતી હતી—બોલ, કહું શાને વાસ્તે તે?" તેવણે મશકેરીમા ઉમેરયું, "કારણકે તુંને લાગ્યું કે શરાફની હીલા આજે બચો મુંબઈનો ફેશનેબલ પોશાક પેહરીને આવશે, અને તેની આગળ તારો પોશાક સાદો અને બચ્ચાં જેવો લાગશે. આએ તારા હસવા પરથી મેં બરાબર જોઈ લીધું છે કે હું ખરોજ છું. પણ ખરેખર, મારી પોતાની વાહાલી ખોરશેદને પછી તેણે એક કંગાળમાં કંગાળથી પોશાક કાંય નહી પેહેરયો હોય તોપણ તેણીને શરાફની હીલા સાથે (તેણી દુનિયાંની બધી દોલત કાંય નહી મારી આગળ લાવે તોપણ) બદલી લેઊં નહી, અને જ્યારે તુંને જણુસ પેહેરવાનો શોખ છે, ત્યારે તો લે આએ પેહેર." એમ કહી તેવણે થોડાં છરેનીઅમ નામનાં સુંદર ફુલો તેણીનાં બદીઆનમાં ખોસ્યાં. "જો, મમા પુછે તો કહેજે કે ગુસ્સો દાબી દેવા અને દુઃખ ઉપજે તે છતાં આનાકાની વગર સાચ્ચું કહી દેવા માટે પપાએ માનની ઇધાણી ખાતર અહીં ખોસ્યા છે."

ખોરશેદની આંખો કોઈ પણ જાતનો સુંદર પોશાક મેળવવાથી ચમકતે નહી તેટલી આ વેળાએ ચમકી. મનચેરશાહે તેણી ત્યાં ફુલ કોણ માટે ગોઠવતી હતી તે પુછ્યું, જેના જવાબમાં તેણી બોલી:

"પપા, મમાને વાસ્તે-પીરોજા હમેશાં મારી અગાઉ ખધું કરી દેછે, પણ હું ધારૂં છું કે આજ રાતની મજાહે તેણીને એટલી તો છક કરી નાખી છે કે તેણી તે માટે સઘળું ભુલી ગઈ છે, તેથી કોઈ આવે તે આગમજ હું તેવણુને તે આપી દેઊં." આમ બોલી તેણી બાપ સાથે હાલમાં ગઇ, કે જ્યાં પટેલનાં સુનાબાઈ, તેવણુનાં બે છોકરાં (સુનાબાઇનો અદી પણ થોડા મહીના ઘેર રહેવા આવ્યો હતો) દીનશાહજી ડાક્ટર અને ઘેરનાં બીજાંઓ બેઠાં હતાં. જે ખુદરતી ઢપે ખુરશેદે તે પરોણાઓને આવકાર દીધા પછી તેણીની માતાને તે ફુલો ભેટ કીધાં, તે તે જુવાન ડાક્ટરથી વખાણની નજરથી જોયા વગર રહી શકાયું નહી. તે ઘણીજ નજીવી ચીજ હતી, પણ લગભગ સઘળું ઘરનું સુખ દુઃખ નજીવીજ ચીજોમાં સમાયલું હોય છે. દીનબાઈ કાંઈ ફક્ત તે ફુલો આપવાથીજ ખુશી થયાં ન હતાં, પણ જે લાગણીથી ખોરશેદે તેવણુને તે ફુલો આપ્યાં તેથી તેવણુ વધારે ખુશ થયાં હતાં. અને જે રીતે તેવણે તે લીધાં તેથી ખોરશેદ ઘણી ખુશી થઈ, કારણકે તે અંદરખાનેથી બીહતી હતી કે, રખેને કદાચ તેણીના ખરાબ મીજાસથી તેણી પોતાની માતાની નાખુશ લાગણી ઉશકેરે.

પીરોજએ પોતાના અસાધારણ વીસરભકુ માટે પોતાને ઠપકો દેતી હોય તથા નારીપાસ થઈ ગઇ હોય .તેમ એવો તો હસવા જેવો દેખાવ કીધો કે જાલ અને જાંહગીર ખડખડ હસી પડયા. જાંહગીરે પોતાનું હસતું દાબી દઈ ખોરશેદને પુછ્યું કે તેણી કયાં ગઈ હતી, અને એટલા વખતમાં તેણીના દેખાવમાં આટલો બધો સારો ફેરફાર-કેમ કરી આવી.

"જાંહગીરજી તમુને મારો ભેદ જાણવાનો કાંઈ હક નથી" તેણીએ તદન મશકેરીમાં જવાબ દીધો, "હું નહી ધારતી કે હું તુંને જવાબ દેવશ; શીવાય કે તારીફ દયા કરી, તેના ખોલાસા માટે પપા કે જેવણે આ ફેરફાર કરયો છે તેવણુને પુછવાની ભલામણ કરૂંછું."

"હું ધારૂંછું કે આ શોભતાં ફુલથી થયું હશે." દીનબાઈએ કહ્યું. "એ ફુલની શું શક્તી છે તે જાણવાને [illegible] દેખાવ કરતી નથી, પણ જે ટેસ્ટથી તે ખોસવામાં આવ્યાં છે તેવો ટેસ્ટ મુંબઈની સૌથી એશફીમાં એશફી બાનું પણ બતાવી શકે નહી. સુનાબાઈ, ચાલો હવે મનચેરશાહને તેવણુના આએ નવા હુનર માટે મુબારકબાદી આપવામાં મારી સાથે સામેલ થાવો."

લોકોના આવવાથી આ વાત બંધ પડી અને થોડા વખતમાં ગાયણુ અને વાજીંત્રનાં સાદો આવ્યા અને જુવાન છોકરાં કાંઈ પણ શરમાળપણું દેખાડયા વગર તરેહવાર મોજ મજાહમાં રોકાઈ ગયાં. જાંહગીર, તેનો ભાઈ, અને માસીનો [illegible] તો

મતલબ બીજાઓને પણ પોતાના જેટલીજ મજાહ આપવાની હોય છે, ત્યાં તેઓ કદાચજ નીષ્ફળ થાય છે. દરેક ઓરડામાં દરેકની ઉમર પ્રમાણેના—મમા પપાથીતે સૌથી નાનાં બાળક સુધાં—જુદી જુદી જાતનાં એટલાં તો સાંધણો હતાં કે ત્યાં ખુશાલી અને મોજ શોખ શીવાય બીજા કશાંનો પણ વીચાર કરવો મુશકેળ હતો. નજદીક અરધી પોણી મજાહ પુરી થયા પછી જમશેદજી શરાફનું કુટુંબ આવ્યું, અને જે વેળાએ ખોરશેદે તેણીની સહી તરફ જોયું તે વેળાએ શરમની જુઠી લાગણી દાબી દેવા માટે તેણીના બાપના શીખામણના બોલોની તેણીને ઘણી જરૂર પડી, જ્યારે હીલાએ તો પીરોજા તરફ અને પોતાની માનીતી ખોરશેદ તરફ પણ ધીક્કારની લાગણીથી જોયું.

"લોકો દીનબાઈના ટેસ્ટની વખાણ કરે છે," હીલાએ વીચાર્યું, "પણ મારી તો ખાત્રી છે કે તેવણને ડ્રેસ કરવામાં બીલકુલબી ટેસ્ટ ન હશે. કાંય, અંહી કોઈબી તેવણની અને સૌથી ગરીબ ગ્રહસ્થની છોકરીઓ વચ્ચે ફરક જોઈ શકે નહી. પણ મારા દરજ્જા માટે તો કોઈબી ભુલ કરી શકશે નહી. સારૂં છે કે અંહી મારા જેવો કોઈનોબી સોભઈતો પોશાક નથી, લોકો મારી કેવી અદેખાઈ કરશે."

જો દેખાવો અદેખાઈની સાબેતી હોય તો હીલા શરાફે પોતાના જીવને સંતોષ મળે તેટલા તે દહાડે જોયા હતા; પણ જો તે દેખાવોનો તેણી છુપો અર્થ સમજી શકી હતે, અને દીનબાઈ તથા જરબાઈની છોકરી તથા તેઓની ચાલચલણ વચ્ચે જેવી રીતે લોકો સરખામણી કરતાં હતાં તે તેણીને ખબર હતે તો તેણી કોણ જાણે કેવીએક દુઃખી થતે. જરબાઈ પોતેબી જ્યારે ખોરશેદ અને પીરોજાને જોયાં ત્યારે મનસે ચીરડાવા લાગ્યાં, કે શું કામ તેવણે હીલાને પોતાનાં અને પોતાની બેહેનનાં કપડાં પસંદ કરવા દીધાં હશે.

"તમે આજે એટલાં તો અવારાં આવ્યાં છો" દીનબાઈ તેઓને આવકાર દેવાને આગળ જઈ બોલ્યાં, "કે મેં તો તમારા આવવાની સઘળી આશા છોડી હતી. હું ખરેખર આશા રાખું છું કે કંઈ નાખુશ બનાવ બન્યો ન હશે."

"અરે નહી" જમશેદજીએ જવાબ દીધો, અને તે જવાબમાં જાણે ઠપકો સમાયલો હોય એવું લાગતું હતું; "ફકત હમારાં હીરાંબાઈ ફેશનથી ઉલટી રીતે સકારેથી આવવા ઘણાં બીહતાં હતાં, તેથી તેવણનાં માતાજીએ સકારેથી આવવાનું પસંદ કર્યું નહી. ખરેખર મારી અને મારી નાની આલાંની ધીરજ એટલી બધી તો ખાલી થઈ ગઈ હતી, કે હમોએ શાવકને તેઓ સાથે રહેવા દઈ એખલાં આવવાનો વીચાર કીધો." જરબાઈએ દીનબાઈ તરફ જાણે કાલાવાલા કરતાં હોય તેવું મોહડું કીધાથી તેવણ વચમાં બોલી ઉઠયાં.

"હું ધારૂં છું કે હીલાને કદાચ તેણીની મુંબઈની પારટીઓનો વીચાર આવ્યો હશે, અને તેણી ભુલી ગઈ હશે કે અહીંઆંનાં લોકો તો ઘણા સાદા વીચારનાં છે. પણ હીલાં," તેવણ તે જુવાન બાનુ તરફ ફરી મશકેરીમાં બોલ્યાં, "તેંને [illegible] કરી એવી મોટી [illegible] હતી જાણી. જો [illegible],

નહી તો કે મને એવું લાગે છે કે તુંને થોડીબી મજાહ મળશે નહી. જો કે આ તેવણ પુરતી મશકેરી ભરયા અવાજે બોલ્યાં હતાં, તોપણ હીલાને લાગ્યું કે તેવણ ખરેખર મતલબ રાખીનેજ બોલે છે. તેજ વેળાએ અદી શરાફ અંદર આવ્યો, અને હીલા તેની સાથ વાત કરવાને બહાણે બીજી તરફ ચાલી ગઈ, કારણકે જો કે દીનબાઈને "ખચ્ચીતજ પોશાકમાં કાંઈ ટેસ્ટ તો નહી હતો" તોપણ તેવણની હાજરીમાં ઉભું રહેવું તેણીને ઘણું ભારી પડતું હતું.

તે દહાડે ખોરશેદ એટલી તો ખુબસુરત દીસ્તી હતી કે તેણી તરફ કોઈથી પણ વખાણની નજરથી જોવાયા વીના રહેવાતું ન હતું. જ્યારે પારકાંઓની નજરમાં તેણી એટલી બધી ખુબસુરત લાગતી હતી ત્યારે તેણીનાં માબાપની નજરમાં કેવી લાગતી હશે? તેણી આસપાસની મજાહથી એટલી તો ઉશકેરાયલી, એટલી તો ખુશ, અને એટલી તો દબદબાભરી લાગતી હતી કે ત્યાંના સર્વે ઘરડા તેમજ જુવાન ગ્રહસ્થોનું એક સરખી રીતે ધ્યાન ખેંચતી હતી. (તેબી વળી પોતા તરફની કાંઈ પણ કોશેશ વગર.) જો કે સઘળા ગ્રહસ્થો તેણીની સાથ વાત કરવા આવતા હતા, તોપણ તેઓને કાંઈપણ અપમાન કરયા વગર તે સઘળાઓને ખુશી કરી પોતાની જાતીને પણ ભુલી જતી ન હતી. પીરોજાનું ધ્યાન તો સઘળું નાનાં છોકરાંઓમાંજ હતું.

"આજે ગુલને આપણી વચમાં બધાં સાથે મજાહ મેળવતાં જોઈ હું ખુશી છું," દીનબાઈ કે જેવણ એકલાં ઉભાં રહી ખોરશેદને મગરૂરી અને ધાસ્તીની ભેલાયલી લાગણીથી તપાસતા હતાં, તેવણ તરફ ફરી સુનાબાઈ બોલ્યાં. "તેણી કાલે ફરવા આવી ત્યારે એટલી તો સીક લાગતી હતી કે મને બીહક લાગી કે આજે હમે તેણીને જોઈશું નહી. મેં તેણીને કહ્યું કે ગયે સુકરવારે તેણી સીક હોવાને લીધે મેહેરજીભાઈને ત્યાં નહી આવી શકી તેથી હું ઘણીજ દલગીર થઈ, અને—"

"તેણીએ શું જવાબ દીધો?" દીનબાઈએ ઈંતજારીથી પુછ્યું.

"કે સીક હોવાને લીધે તેણી નહી આવી હતી, એમ નહી હતું, પણ તેણી એટલી તો ઘભરાયલી અને દુઃખી થયલી લાગી કે મેં વાત ફેરવી નાખી, જેથી તેણીનું મોહડું પાછું હસતું થયું."

"તમે એક એવી વાત છેડી કે તેણીને ખરેખરજ દુઃખ ઉપજે." દીનબાઈ છુટકારાનો દમ ખેંચીને બોલ્યાં. "ગુલ અને હું ગયે અઠવાડયે હમેશનાં જેવાં દોસ્ત હતાં નહી, અને મારી ગરીબ બીચારી છોકરીને મારી સખતાઈ હું ધારતી હતી તે કરતાં વધારે લાગી. આજ રાતના મેં તેણીને તમારી મેહેરને સ્વાધીન કીધી છે, કારણકે તેણી એટલી તો બીહકણ અને શરમાળ છે કે મને લાગ્યું કે તેણીને એકલી રાખ્યાથી મજાહને બદલે સામું દુઃખ ઉપજશે. મેહેર મારો વીચાર એટલો તો સરસ રીતે સમજી ગઈ છે કે તેણી સાદ ગુલ તદન સુખી દીસે છે."

[illegible]

દલગીર દીસે' તો ખરેખર દયા ઉપજાવવા જોગ થઈ પડે, જો કોઇબી જગાએ કાંઈ પણ સુખ ખલલ વગર મળી શકતું હોય તો તે અહીંઆંજ છે."

"તમે જો એમજ ધારતાં હોવો, સુનાબાઈ, તો તમે દીનશાહજી ડાક્ટરના વીચારને મળતાં છેઓ, કે જેવણ હમણાંના દેખાવને અરધા કવી અને અરધા ફીલસુફની નજરથી જોતા હતા." મંચેરશાહ દીનશાહજી ડાક્ટર સાથે બગલમાં હાથ ઘાલી તેઓ આગળ આવતાં આવતાં બોલ્યા. "એવણ કહે છે કે છોકરાંઓની હીલચાલ અને ચેહેરા તપાસવા અને જુદી જુદી ખાશવતો એક બીજા સાથે સરખાવવામાં કાંઈ અજબ જાતની મજાહ મળે છે."

"ત્યારે જેઓ બચપણને ખાલી કાંઈ પણ નેમ વગરની જીંદગી ગણે છે તેઓમાંના તો તમે એક નથી?" સુનાબાઇ બોલ્યાં.

"ખરેખર હું એમ ધારતોજ નથી; એવી જાતનો ઉમ્મરે પુગેલાનો દેખાવ તપાસવા કરતાં બાળકોનો આવો દેખાવ તપાસવામાં ઘણી વધારે મજાહ મળે છે. કવીની નજરથી જોતાં લાગે છે કે બચપણની ખુબસુરતી અને તાજગીમાંથી બનીવનું સુખ અથવા દલગીરી, ભલાઈ અથવા બુંડાઈ (કે જે દરેકના ચેહરાપરની કાંઇ ચીજ ઝાંખી રીતે દેખાડે છે) ઉપજે છે. આ બાળકોમાંનાં કેટલાં બધાં હવે પછીનાં વરસોમાં આજ રાતની ઇંતેજારીથી યાદ કરશે?"

"તમે શું ત્યારે એમ ધારો છો કે, બચપણ જીંદગીનો સૌથી સુખી વખત છે." તેવણે "હા"નો જવાબ દીધો, પણ મંચેરશાહે તેવણનું ડોકું ધુણાવ્યું.

"મારા ભલા દોસ્ત, તમારાં મતથી હું જુદો પડું છું." તેવણે કહ્યું. "પાકી ઉમરમાં દુઃખની લાગણી જેટલી તીક્ષણ હોય છે તેટલીજ બચપણમાં પણ હોય છે: આપણે એમ ધારયે છીયે કે બચપણમાં સઘળી ખુશાલીજ હોય છે, કદાચ તેનું કારણ પાકી ઉમરની ઇંતેજારી અને જંજાળ નહી હોવાનું હોય, પણ દલગીરી તો તે વેળાએ પણ તેટલીજ તીક્ષણ લાગે છે. પોતાના મીજાસને કાબુમાં રાખવાની મુશકેલી, માબાપની નહી સમજી શકાય તેવી ઇચ્છાઓને મળતું થવું, તેઓને રાજી રાખવાને પોતાની મરજીને દાબી રાખવાની ફરજ, એ સઘળું સારી રીતે ઉછારેલાં છોકરાંને પણ જુલમ જેવું લાગે છે, અને જેઓને એક વેળાએ નબલાઈ, લાડ, ફાંટા અને બેદરકારીમાં તથા બીજી વેળાએ જુલમાન તથા તેઓની લાગણી અને વીચાર સમજ્યા વગર ઉછારવામાં આવયાં હોય છે તેઓને આ સઘળું, દીનશાજી, મારૂં માનજો કે ઉમ્મરે પુગેલાં માણસોનાં જેટલુંજ દુઃખ ભરેલી રીતે અને નહી ખમી શકાય તેવી રીતે સોસવું પડે છે."

"તમે કહો છો તે ખરૂંબી હોય" દીનશાહજીએ જવાબ દીધો; "પણ શું તમે એમ નહી ધારતા કે બચ્ચાંઓમાં કાંઈ એવો ખવાસ છે કે જે દલગીરી ફેંકી દે છે અને ઉમ્મરે પુગેલાંઓ કરતાં વધારે જલદીથી ખુશી થાય છે?"

"બેશક, અને તેઓનો ખવાસ તેવો બનાવેલો છે તેમાંજ તેઓ સુખી છે, નહી તો તેઓનું શું થાય? તેઓને સુખ જેટલું જલદીથી લાગે છે તેટલુંજ જલદી દુઃખથી લાગે છે. જો આ બેઉ લાગણીઓ સરખી હોય નહી તો તેઓનાં નાજુક બદનો તે બોજો ખમી કેમ શકે? બચપણ એ જીંદગીનો સૌથી સુખી વખત છે એ વીચાર એટલો તો ભુલ ભરયો છે કે, જેથી બચપણમાં જે જરૂર જોગી સંભાળ અને ચોકસાઇ રાખવી જોઈયે છે તે રાખી શકાતી નથી, પણ આપણને બુધાને હમણાં ફીલસુફ નહી થવું જોઈયે, કારણ કે તેથી આપણે બધાં ગંભીર થઈ ગયાં છીયે. પેલાં મારાં ધણીઆંણી શરાફનાં હીરાંબાઈ સાથે વાત કરે છે. હું ધારૂં છું કે તેવણ તેણીને વજાડવાને વાસ્તે કાંઈ કહેલાં હશે. ચાલો દીનશાહજી, સુનાબાઇને મ્યુઝીકના ઓરડામાં લઈ જાવો અને કવીતાને બદલે ગાયણ ચલાવો. હીલા આગલ ચાલતાં ઘણી સરસ વજાડનારી થશે, જેથી તમે તેણીનું વજાડવું સાંભળી અંજાઈ જશો."

તેઓ સઘળાં મ્યુઝીકના ઓરડામાં ગયાં, જ્યાં જાંહગીર હીલાને એક અહરપની રીત પ્રમાણે હાથ આપી લઈ ગયો, અને જુવાન અને ઘરડાઓ સઘળાંઓએ તેનો દાખલો લીધો. હીલા શરાફ પારસી છોકરીઓમાં વજાડવામાં ખરેખરજ ઘણી સરસ હતી, અને પોતાની છોકરીને વજાડતાં અને લોકોને તેણીની વખાણ ગાતાં સાંભળતાં જમશેદજીના ચેહરાપર એટલી તો ખુશાલી પંથરાઈ હતી, કે દીનબાઈ તેથી ઘણાં રાજી થઈ ગયાં અને વીચારવા લાગ્યાં કે તેવણ (જમશેદજી) પોતાનાં ઘરનું સુખ મેળવવાને કાંય નહી કોશેશ કરતા, કે જ્યારે તેવણને તે સુખની મજાહ મેળવવા માટેજ બનાવ્યા હતા અને શું કામ જરબાઇ પોતાનાં સુખને આવી મુરખાઈ ભરી રીતે ઉડારી નાખતાં હતાં?

આ પછી આલાં અને હીલાએ સાથે મળી પ્યાનાપર એક સુંદર ગીત ગાયું. થોડા વખતમાં ખોરશેદ મ્યુઝીકના સ્ટાન્ડ આગળ ગઈ, કે જ્યાં જાંહગીર અને દીનશાહજી ડાક્ટર વાત કરતા હતા અને જાંહગીર તેની હમેશની ચીડવવાની રીત પ્રમાણે બોલ્યો—

"ખોરશેદ, હીલાના આવાં સરસ વજાડવા પછી ખચીતજ તું હમણાં વજાડવા નહી માગતી હશે. થોડા કલાક અગાઉ જ્યારે તારામાં મારે વાસ્તે એક નાનો વોલ્તઝ વજાડવાની શકતી નહી હતી, ત્યારે તો હમણાં તારી વજાડવાની બધી શકતી જતી રહે તો સારૂં થાય."

આ બોલોથી ખોરશેદના ગાલ લાલ થઈ આવ્યા, પણ તેણીએ તણકાથી જવાબ આપયો—

"જાંહગીર, મમાએજ મને મારા દોસ્તોને ગમત આપવા ફરમાવ્યું હતું, અને જો તેવણને એમજ લાગતે કે મારાં વજાડયાથી તેવણને અથવા મને ખરાબ લાગશે તો તેવણ મને કહેતેજ નહી."

"ખોરશેદ, તમારા ભાઈના બોલવાની કાંઈ દરકાર ના કરો," દીનશાહજી વચમાં બોલ્યા "મેં તમુને વજાડતાં ઘણી વખત સમજ્યું છે, અને જેઓ તમુને હીરાંબાઈ કરતાં સરસ નહી

પણ તેવણ જેટલાંબી સારાં વજાડનારાં નહી ધારે તે લોકો મ્યુઝીક જેવી ચીજ સમજવાને લાયકનાંબી નથી."

"નહી દીનશાહજી, તમે મશકેરી કરતા હશો; હીલાને શીખવાને જે સારી તકો મળી છે, તેનો વીચાર કરો."

"નહી ખોરશેદ, હું ધારૂં છું કે તમુને તેવણ કરતાં વધારે તકો મળી છે; જેટલી કાળજી એક માતા તેણીનાં બચ્ચાંના અભ્યાસ માટે રાખી શકે તેટલી કાળજી એક શીક્ષક કદી પણ રાખે નહી."

દીનશાહજી ઉપલું બોલતા હતા તેટલાં ખોરશેદ વજાડવા બેઠી અને તેવણના છેલ્લા બોલોમાં કાંઈ એવું હતું કે જે તેણીનાં દીલાંના એક તારને બરાબર લાગ્યું; કારણ કે જ્યારે તેણીએ વજાડવાનું શરૂ કીધું ત્યારે ફક્ત તેણીએ પોતાનાં માય રીવાય બીજાં કોઈનીબી વીચાર કીધો નહી, અને ઠેહાવ કીધો કે જો બને તો બીજાઓબી દીનશાહજી ડાકટરના જેવોજ વીચાર કરે; પણ તે વખતે તેણી ભુલી ગઈ હતી કે તેઓ માહેલાં થોડાં સીવાય કોઈનેબી ખબર ન હતી કે તેણી તેણીની માતાના હાથ હેઠળ શીખતી હતી. દીનશાહજીએ કહ્યું હતું તે ખરૂં હતું અને ખોરશેદે કદાચ હીલા કરતાં વધુ નહી તો તેટલીજ વખાણ મેળવી હતી. જો કે ખોરશેદે વજાડેલો "પીસ" હીલા કરતાં ઘણોજ સેહેલ હતો, તોપણ તેણીએ તે એવી તો લાગણીથી વજાડયો હતો, કે જાણે પ્યાનામાં જીવજ આવ્યો હોય તેમ લાગતું હતું. તેણીએ સર્વેનાં દેહાં એવાં તો જીતી લીધાં કે ફરીથી સાંભળવાની તેઓએ માંગણી કીધી.

"શું તમારી નાની છોકરી નથી વજાડતી?" એક બાનુ કે જેનું પીરોજા તરફ ઘણું ધ્યાન ખેંચાયું હતું, તેણીએ પુછ્યું.

"એની બેહેન સાથે સરખાવતાં ઘણું થોડું" દીનબાઈએ જવાબ દીધો "અને કાંઈ મ્યુઝીકનો ઘણો શોખબી નહી હોવાથી તેણી તે પર ઝાઝો વખત રોકતી નથી."

"શું તમે ધારો છો કે શીખવાની બાબદમાં છોકરાંને તેઓની વળાણ પ્રમાણે ચાલવા દેવાનું ખરૂં છે?" એક બીજી લગાર કરડા દેખાવની બાનુએ અજબ થઈને પુછ્યું.

"ફક્ત બાનુઓના સણગારનીજ કેળવણીની બાબદમાં, જેટલો મારી ખોરશેદને મ્યુઝીકનો શોખ છે તેટલોજ પીરોજાને ચીતાર કામનો છે, અને તેથી કરી તેઓને મનગમતીની બાબદમાં હું વધારે વખત રોકવા દેઊં છું."

"પણ શું તમે એમ ધારો છો કે ખુદરતી ટેસ્ટ એટલી નાની ઉમરમાંજ જણાય? કાંય નહી તેઓ તે માટે આળસાઈ અથવા ઓહસ કરતાં હોય?"

"ખરેખર, ખુદરતી ટેસ્ટ બાળપણથીજ હું બચ્ચાંમાં જોઇ શકું છું. જો એક બાળકને આખો વખત સ્કુલમાં ગાંધી રાખવામાંન્ન આવે અને ફરસદને વખતે જો તેને મનગમતી ચીજમાં તેનો વખત રોકવા દેવામાં આવે તો તે બાળક ખુદરતીજ રીતે પોતાને મનગમતી ચીજ કરશે. હું કાંઈ એમ નથી કહેવા માંગતી કે હું તેનીપરજ સઘળો આધાર રાખીશ, કારણ કે હું ધારૂંછું કે એક બાળકમાં બધા સારા હુનરનો શોખ ખીલવવો જોઈએ; ફક્ત જે તરફ તે બચ્ચાંની વધારે વળાણ હોય તેમાં તેને વધારે વખત રોકવા દેવો જોઈએ. મારી બાણુજે હજુ કોઈબી ચોકસ ચીજ તરફ ખાસ શોખ બતાવ્યો નથી, પણ તેથી કરી તેણીના શોખો ખીલવવાને હું કાંઈ બેદરકાર રહેતી નથી. જો થોડાંક વરસોમાં તેણી કોઈ ચીજપર વધારે શોખ બતાવશે તો પછી તેણીને તે પર વધારે મેહનત કરવાનો પુરતો વખત મળશે."

"પેલું નાનું સુંદર ગીતાર શું તમારી એકુ છોકરીનું છે?" પેહેલી બોલનારીએ પુછ્યું. "એ મારી નાની રમુજી સહીની ખાસ મીલકત હોય તેવું લાગે છે."

"તમારી તર્ક ખરી છે" દીનબાઈ મુખમાં હસી બોલ્યાં. "પીરોજા કહેતી હતી કે મોટો બેરોળ પ્યાનો તેણીને શીખવવામાં આવશે તો તેણી ખચીતજ મ્યુઝીકને ધીક્કારશે. જો તેણીને ફક્ત કોઈ એક ગીતાર અપાવશે તો તેણી તે શીખવાને પોતાથી બનતું કરશે, અને તેમજ તેણીએ કીધું છે."

"અને આજે અમે તેણીને સાંભળશું કે?"

"ઓરડામાં જ્યારે એટલી બધી ગીરદી નહી હોય ત્યારે. તેણીને એની બેહેનના જેટલોબી પોતામાં વીશ્વાસ નથી, અને આટલાં બધાં લોકોને જોઈને તેણીનામાં જે થોડીબી શકતી હશે તે જતી રહેશે; પણ તેને બદલે એક ઘણું મધુર ગીત ગવડાવવાનું કબુલાત આપું છું." હોમીએ આવી તેવણના કાનમાં દરસે કાંઈ કહી ગયા પછી દીનબાઈ બોલ્યાં, "એટલે કે મારી સમજણમાં મોરી જુવાન સહી ઉપર હું ફાવી શકું તો; સુનબાઈ તમારો વધારે વગ ચાલશે કે, મારો બસ થશે?"

"શું તમે મેહેરને વાસ્તે કહો છો? હું ધારૂંછું કે આએ બાબતમાં તમારી અરજ મારા કરતાં વધુ વજન ધરાવશે." અને થોડીક મીનીટમાં તે શરમાળ બીહકણ છોકરીને ફતેહ ભરેલા મેહેર ગર્વે પ્યાનાં આગળ લઈ ગયાં. તેણીનો મીઠો અને લોકોનાં દીલ છુપી લે તેવો અવાજ જે જો કે ઘણો મોટો ન હતો, તે શરૂઆતમાં જરાક ધ્રુજ્યો; પણ હોમી તેણીની ચોપડીનાં પાન ફેરવતો હતો, અને દીનબાઈ તેણીની પછી ફરતેલાં હતાં, તેથી પેહેલાં થોડીક પળો વજાડયા પછી તેણી લોકોને ચાહતી હતી તેઓ અને પોતાનાં ગીત સીવાય આસપાસનાં સર્વેની હાજરી ભુલી ગઈ.

દીનબાઈ ત્યારેબી મેહેરી તરફ જોતાં અથવા તો તેણીને સાંભળતાં ત્યારે તેવણને કાંઈ અજબ જાતની ભયભરેલી આગાહી થતી હતી, કે જે દૂર કરવાને તેવણ કોશેશ કરતાં હતાં. તેણીની સુંદર ચોતુર આંખોમાં, ગુસ્સાથી લાલ થઈ આવે તેવા ગાલોમાં, તેણીના નાજુક દેખાવમાં, સામા માણસ તરફના થોડા પ્યારમાં, અને જે ફરેસતાઈ ખસલતથી તેણી પોતાનું દુઃખ સહન કરતી હતી તેમાં તેવણ કાંઈ એવું જોતાં હતાં કે જે આવી દુનિયા કરતાં પેલી દુનિયાને વધારે લાયકનું હતું, અને તે પળે તેવણે આસપાસના જુવાન સુખી ચેહેરાઓ સાથે મેહેરના ચેહેરાને સરખાવ્યો તે પળે તે દુઃખ ભરેલી આગાહી તેવણને જેટલી મજબુત લાગી તેવી કોઈ દીવસે પણ લાગી ન હતી. તેવણને આ વીચારથી એટલું તો લાગ્યું કે જ્યારે

દલગીર દીસે' તો ખરેખર દયા ઉપજાવવા જોગ થઈ પડે, જો કોઇપણ જગાએ કાંઈ પણ સુખ ખલલ વગર મળી શકતું હોય તો તે અહીંઆંજ છે."

"તમે જો એમજ ધારતાં હોવો, સુનાબાઈ, તો તમે દીનશાહજી ડાકટરના વીચારને મળતાં છેઓ, કે જેવણ હમણાંના દેખાવને અરધા કવી અને અરધા ફીલસુફની નજરથી જોતા હતા." મંચેરશાહ દીનશાહજી ડાકટર સાથે બગલમાં હાથ ઘાલી તેઓ આગળ આવતાં આવતાં બોલ્યા. "એવણ કહે છે કે છોકરાંઓની હીલચાલ અને ચેહેરા તપાસવા અને જુદી જુદી ખાશયતો એક બીજા સાથે સરખાવવામાં કાંઈ અજબ જાતની મજાહ મળે છે."

"ત્યારે જેઓ બચપણને ખાલી કાંઈ પણ નેમ વગરની જીંદગી ગણે છે તેઓમાંના તો તમે એક નથી?" સુનાબાઇ બોલ્યાં.

"ખરેખર હું એમ ધારતોજ નથી; એવી જાતનો ઉમ્મરે પુગેલાનો દેખાવ તપાસવા કરતાં બાળકોનો આવો દેખાવ તપાસવામાં ઘણી વધારે મજાહ મળે છે. કવીની નજરથી જોતાં લાગે છે કે બચપણની ખુબસુરતી અને તાજગીમાંથી બનીપનું સુખ અથવા દલગીરી, ભલાઈ અથવા બુંડાઈ (કે જે દરેકના ચેહરાપરની કાંઇ ચીજ ઝાંખી રીતે દેખાડે છે) ઉપજે છે. આ બાળકોમાંનાં કેટલાં બધાં હવે પછીનાં વરસોમાં આજ રાતની ઈંતેજારીથી યાદ કરશે?"

"તમે શું ત્યારે એમ ધારો હો કે, બચપણ જીંદગીનો સૌથી સુખી વખત છે." તેવણે "હા"નો જવાબ દીધો, પણ મંચેરશાહે તેવણનું ડોકું ધુણાવ્યું.

"મારા ભલા દોસ્ત, તમારાં મતથી હું જુદો પડું છું." તેવણે કહ્યું. "પાકી ઉમરમાં દુઃખની લાગણી જેટલી તીક્ષણ હોય છે તેટલીજ બચપણમાં પણ હોય છે: આપણે એમ ધારયે છીયે કે બચપણમાં સઘળી ખુશાલીજ હોય છે, કદાચ તેનું કારણ પાકી ઉમરની ઇંતેજારી અને જંજાળ નહી હોવાનું હોય, પણ દલગીરી તો તે વેળાએ પણ તેટલીજ તીક્ષણ લાગે છે. પોતાના મીજાસને કાબુમાં રાખવાની મુશકેલી, માબાપની નહી સમજી શકાય તેવી ઇછ્છાઓને મળતું થવું, તેઓને રાજી રાખવાને પોતાની મરજીને દાબી રાખવાની ફરજ, એ સઘળું સારી રીતે ઉછેરેલાં છોકરાંને પણ જુલમ જેવું લાગે છે, અને જેઓને એક વેળાએ નબલાઈ, લાડ, ફાંટા અને બેદરકારીમાં તથા બીજી વેળાએ જુલમાન તથા તેઓની લાગણી અને વીચાર સમજ્યા વગર ઉછેરવામાં આવયાં હોય છે તેઓને આ સઘળું, દીનશાજી, મારૂં માનજો કે ઉમ્મરે પુગેલાં માણસોનાં જેટલુંજ દુઃખ ભરેલી રીતે અને નહી ખમી શકાય તેવી રીતે સોસવું પડે છે."

"તમે કહો છો તે ખરૂંભી હોય" દીનશાહજીએ જવાબ દીધો; "પણ શું તમે એમ નહી ધારતા કે બચ્ચાંઓમાં કાંઈ એવો ખવાસ છે કે જે દલગીરી ફેંકી દે છે અને ઉમ્મરે પુગેલાંઓ કરતાં વધારે જલદીથી ખુશી થાય છે?"

"બેશક, અને તેઓનો ખવાસ તેવો બનાવેલો છે તેમાંજ તેઓ સુખી છે, નહી તો તેઓનું શું થાય? તેઓને સુખ જેટલું જલદીથી લાગે છે તેટલુંજ જલદી દુઃખી લાગે છે. જો આ બેઉ લાગણીઓ સરખી હોય નહી તો તેઓનાં નાજુક બદનો તે બોજો ખમી કેમ શકે? બચપણ એ જીંદગીનો સૌથી સુખી વખત છે એ વીચાર એટલો તો ભુલ ભરયો છે કે, જેથી બચપણમાં જે જરૂર જોગી સંભાળ અને ચોકસાઇ રાખવી જોઈયે છે તે રાખી શકાતી નથી, પણ આપણને બધાને હમણાં ફીલસુફ નહી થવું જોઈયે, કારણ કે તેથી આપણે બધાં ગંભીર થઈ ગયાં છીયે. પેલાં મારાં ધણીઆંણી શરાફનાં હીરાંબાઈ સાથે વાત કરે છે. હું ધારૂં છું કે તેવણ તેણીને વજાડવાને વાસ્તે કાંઈ કહેતાં હશે. ચાલો દીનશાહજી, સુનાબાઈને મ્યુઝીકના ઓરડામાં લઈ જવો અને કવીતાને બદલે ગાયણ ચલાવો. હીલા આગલ ચાલતાં ઘણી સરસ વજાડનારી થશે, જેથી તમે તેણીનું વજાડવું સાંભળી અંજાઈ જશો."

તેઓ સઘળાં મ્યુઝીકના ઓરડામાં ગયાં, જ્યાં જાંહગીર હીલાને એક ગ્રહસ્થની રીત પ્રમાણે હાથ આપી લઈ ગયો, અને જુવાન અને ઘરડાઓ સઘળાંઓએ તેનો દાખલો લીધો. હીલા શરાફ પારસી છોકરીઓમાં વજાડવામાં ખરેખરજ ઘણી સરસ હતી, અને પોતાની છોકરીને વજાડતાં અને લોકોને તેણીની વખાણ ગાતાં સાંભળતાં જમશેદજીના ચેહરાપર એટલી તો ખુશાલી પંપરાઈ હતી, કે દીનબાઈ તેથી ઘણાં રાજી થઈ ગયાં અને વીચારવા લાગ્યાં કે તેવણ (જમશેદજી) પોતાનાં ઘરનું સુખ મેળવવાને કાંય નહી કોશેશ કરતા, કે જ્યારે તેવણને તે સુખની મજાહ મેળવવા માટેજ બનાવ્યા હતા અને શું કામ જરણાઇ પોતાનાં સુખને આવી મુરખાઈ ભરી રીતે ઉડારી નાખતાં હતાં?

આ પછી આલાં અને હીલાએ સાથે મળી પ્યાનાપર એક સુંદર ગીત ગાયું. થોડા વખતમાં ખોરશેદ મ્યુઝીકના સ્ટાન્ડ આગળ ગઈ, કે જ્યાં જાંહગીર અને દીનશાહજી ડાકટર વાત કરતા હતા અને જાંહગીર તેની હમેશની ચીડવવાની રીત પ્રમાણે બોલ્યો—

"ખોરશેદ, હીલાના આવાં સરસ વજાડવા પછી ખચીતજ તું હમણાં વજાડવા નહી માગતી હશે. થોડા કલાક આગાઊ જ્યારે તારામાં મારે વાસ્તે એક નાનો વોલ્તઝ વજાડવાની શકતી નહી હતી, ત્યારે તો હમણાં તારી વજાડવાની બધી શકતી જતી રહે તો સારૂં થાય."

આ બોલોથી ખોરશેદના ગાલ લાલ થઈ આવ્યા, પણ તેણીએ તણકાથી જવાબ આપયો—

"જાંહગીર, મમાએજ મને મારા દોસ્તોને ગમત આપવા ફરમાવ્યું હતું, અને જો તેવણને એમજ લાગતે કે મારાં વજાડવાથી તેવણને અથવા મને ખરાબ લાગશે તો તેવણ મને કહેતેજ નહી."

"ખોરશેદ, તમારા ભાઈના બોલવાની કાંઈ દરકાર ના કરો," દીનશાહજી વચમાં બોલ્યા "મેં તમુને વજાડતાં ઘણી વખત સમજ્યું છે, અને જેઓ તમુને હીરાંબાઈ કરતાં સરસ નહી

કે જે આપણું નાનું હલકું મગજ બતાવી આપે; અને એ આપણી બુરી લાગણીની ગેરહાજરીના કરતાં બીજી કોઇ એવી ચીજ નથી, કે જે વધારે રોહલાઈથી એક ભલા અને ઉત્તમ ખવાસને બહાર પાડે.

જો આપણે અદેખાં થવા માટે વલણ લઈયે તો તેનાં કારણો શોધવા માટે કાંઈ આપણને દુર જવું પડે નહી. દરેક છોકરી પાસે કાંઈ એવી ચીજ છે, કે જે આપણી પાસે નથી. મેહરબાઈનો ચેહરો ખુબસુરત છે, ગુલબાઈનો અવાજ બુલબુલના જેવો મધુર છે; શીરીનની પાસે ગજવા ખરચના પૈસા આખી સ્કુલની છોકરીઓ કરતાં વધારે છે; સુનાબાઈની કાકી એક મોટા ઘરની શેઠાણી છે, અને હમબાઈ પોતાનું ખાનદાન સઘળી છોકરીઓ કરતાં ચહડતું ધરાવવાને નસીબવાન છે. ખરેખર, જો આપણને અદેખાઈ કરવાનું કાંઈ કારણ નહી જોઇતું હોય તો કાંઇજ નહી પણ દુનિયાની તદનજ બહાર આપણે જવું જોઈયે.

અદેખાઇ પોતેજ પોતાને શીક્ષા કરે છે; અને અદેખાંઓ પોતાની જીંદગીને પોતેજ ઝેર આપે છે. "જેમ કાટ લોહડાંને કોહવાડે છે, તેમ" એક જુનો લખનાર કહે છે કે "અદેખાઈ માણસને કોહવાડે છે."

એક અદેખી છોકરીને કોઈ પણ ચાહાતું નથી, અને તેણીનો બુરો સ્વભાવ તેણીને દલગીર અને ખાટી બનાવી મુકે છે; તેણી સુખી રહે એવો કદીબી નહી બની શકે એવું છે, જોકે આપણે ઉપર કહી ગયાં કે બીજાંઓનાં દુઃખ જોઇ તેણી ખુશ થાય છે, પણ એ કાંઇ ખરી ખુશાલી નથી.

કવીઓ અદેખાઈને ચરબી વગરનાં માંસની સાથે સરખાવે છે; અને શું તે કદીબી કોઈ બીજાંને મળતી આવે છે? ક્રાઇસોસ્તમ કહે છે કે "જેમ ઉધઇ કપડાંને કોતરી ખાય છે, તેમ અદેખાઈ માણસને જ્યાં સુધી તે એક જીવતું હાડપીંજર બને ત્યાં સુધી કરડી ખાય છે. જો એક અદેખી છોકરી બીજાંઓની વખાણ થતી સાંભળે છે, તો તેણી પોતાને મોટી આફતમાં આવી પડેલી સમજે છે. ખરેખર, એના કરતાં બીજી વધારે મોટી આફત શું હોય! તેણીની આખી જીંદગીજ એવાં ખ્યાલી દુઃખોમાં પુરી થાય છે; અને બીજાંઓની ફતેહ માટેની તેણીની અંતસ તેણીને પોતાને ફતેહ પામતાં અટકાવે છે.

એડીસન તેનાં એક લખાણમાં એક માણસ કે જે અદેખાં માનવીઓને દુઃખી કરવામાં મોજ લેતો હતો તેને માટે લખી ગયો છે. "વીલ પ્રોસપર" તે કહે છે, "એક સાચો વાત કરનારો છે; તેને અદેખાં માણસોની સાથે વાત કરવા ઘણી ગમે છે; તે કોઈ ખુબસુરત જુવાન શખ્સ તરફ આંગળી બતાવે છે, અને તેમને કહેછે કે, તે એક મોટી દોલત ધરાવનાર સ્રી સાથ છુપી રીતે પરણેલો છે, અને વળી તેનો એક કાકો મોટી દોલત મુકી જવાનો છે; અને જ્યારે 'વીલ' તેમને આસ્તેથી મોહડું ફેરવી કહેતા સાંભળે છે કે, તેઓ ઇચ્છે છે કે એ સમાચાર ખરા હોય, ત્યારે વળી તેમને પુરા બાળવા પોતાની ઓળખાણમાંના દરેક જણને કાંઈ પણ લુટી લેવાની તેઓ કોશેશ કરે છે. વખતનો અર્ધ ભાગ બીજાંઓ તરફ ધીક્કારની નજર ફેંકવામાં અને બીજો અર્ધ લોકોની પીઠ પાછળ નીંદા કરવામાં તેઓ કહાડે છે. " શીરીન રૂસ્તમ સાથે અદરાઈ ત્યારે સઘળાંઓએ જોયું હતું કે, ગુલ તેમને છુટાં પાડવા માટે કેવી નીંદા ચલાવતી હતી.

અદેખાં માણસો પોતાની અંતસ એટલી બધી હદ સુધી લઈ જાય છે કે બીજાંને દુઃખ દેવા માટે તેઓ પોતે પણ થોડું નુકસાન ખમવાને આતુર હોય છે. જેમ ઈસપની વાતોમાં એક માણસ પોતાનો બીજો ભાઇબંધ બને આંખો ખોહે તે માટે પોતાની એક આંખ ખોહવાને તૈયાર હતો, અથવા તો જેમ કવીનટીલીયનની અંદર એક તવંગર મહરગે પોતાનાં ફુલોને ઝેર આપ્યું હતું કે જેથી તેના પડોશીની માખીઓ તે મધ્યેથી મધ મેળવી શકે નહી.

મંડળીમાં અદેખાઈના જેવું ધાસ્તીકારક બીજું કાંઈ નથી કારણકે એવી મજબુત અંતસની સામે થવાનું ઘણું મુશકેલ છે "જો અદેખાઈ," લાર્ડ કલેરનડન કહે છે, "જેને તે ઈચ્છે છે તેનો નાશ કરવા અગાઉ પોતાના આતશમાં પોતાને નહી બાળે, અને પોતાનો નાશ નહી કરે તો આખી દુનિયાંમાં આગ સલગી ઉઠે, અને સૌથી સારાં માણસો સૌથી વધારે દુઃખી થાય."

દુનિયામાં એવી થોડીજ ચીજો છે, કે જેમને માટે આપણે એક પણ સારો શબ્દ બોલી શકયે નહી. એઓમાંની એક અદેખાઈ છે. તેનો ઉપયોગ શું છે? કાંઈજ નહી. તે આપણને કોઈબી સારી ચીજ તરફ લઈ જતી નથી, યા તે કોઈ સારી ચીજ હાંસલ કરી શકતી નથી. તે પોતાનો વખત ડોલા ઘુરકવામાં, અને બીજાંઓની નીંદા કરવામાં રોકે છે. બીજાંઓનાં સુખનો નાશ કરવો એના કરતાં બીજું કાંઈ વધારે તેઓ ઈચ્છતાં નથી. તમો કદીબી જોશો નહી કે હસતાંઓની સાથે તેઓ પણ હસે છે, અને રડતાંની સાથે તેઓ પણ રડે છે. તેઓની રીત તો એથી ઉલટીજ છે. બીજાંઓના વીલાપ માટે તેઓની ખુશાલી, અને ખુશાલી માટે તેમનો વીલાપ સર્વેને જાણીતો છે.

હવે આપણે એક અગત્યનો સવાલ પુછીશું કે, અદેખાં થતાં આપણે કેમ અટકયે અને એ રોગથી તદન મોકળાં કેમ થઈયે? મારકસ ઓરીલીયસ કહે છે કે, "મેં ઘણાંક ગ્રીક, હીબ્રૂ અને બીજાં લખાણો વાંચયાં છે, તથા ઘણાંક ડાહ્યાં માણસો સાથે અદેખાઈનો ઉપાય શોધવા વાતો કરી છે, પણ મને માલમ પડયું કે સઘળું સુખ છોડી દેવા અને હમેસનાં કંગાળ અને દુઃખી થવા સીવાય બીજો કોઈજ ઉપાય નથી.

તોપણ, જ્યારે આપણે જુવાન હોઈયે ત્યારે તે માટે વધારે આશા છે. ખચીત, આપણે કોઇબી બુરી-ચીજ તેની પેહલી શરૂઆતમાંથીજ વધી પડતી અટકાવી શકયે, જે પાછળથી મહા મેહનતે પણ અટકાવી શકાતી નથી. "શરૂઆતની સામે થાઓ," ઓવીદ કહે છે, "કારણકે પાછળથી કરેલો ઉપાય ઘણીવાર મોડો થઈ પડે છે."

એ ઝેરનો મોટો ઉપાય દરેક ચીજને માટે પુરતો વીચાર કરવાની કોશેશથી થાય છે; જેઓ તેમાં ફતેહ પામે છે, તેઓ જોય છે કે અદેખાઈ વારંવાર ખોટી જગ્યાપર કરવામાં આવે છે. "જો આપણે જાણીયે," યંગ કહે છે, "કે કેટલું થોડું બીજાંઓ સુખ ભોગવે છે, તો તેથી દુનિયાંનાં એક મોટાં પાપમાંથી છુટકો થાય-અદેખાઈ જેવી કોઈબી ચીજ દુનિયાંમાં રહે નહી.

જેઓને આપણે સુખી ધાર્યે તેઓ વારંવાર તેથી ઉલટીજ હાલત ભોગવતાં હોય છે. એક તવંગર બાનુ પોતાને ગરીબ પણ તંદરોસ્ત જોવા ઇચ્છે છે. એક ઉચાં કુલનો શેઠયો ખુશી મનનો

ગરીબ કામદાર થવા ચાહે છે. ખુબસુરત માણસોને કેટલીક ધારતી કરવી પડેછે, કે જેથી સાદા દેખાવનાંઓને બીહવાનું નથી. માટે સૌથી ડહાપણભર્યું તો એ છે કે, કોઈનીબી અદેખાઈ કરવી નહી; અને પોતાની ચાલતી હાલતપર સંતોષી રહેવું. તમારી આંખો ઉચકો અને જુઓ કે આ દુનિયાંની મોટાઈ કેવી અચોક્કસ છે.

જો આપણે અદેખાં નહી થવા માગતાં હોઈયે તો આપણા પોતા માટે વીચારવાનું છોડી દેવું જોઈયે. "પોતા માટે કાંઈજ નહી, પણ બીજાં માટે હમેશાં ઉંચો અને સારો વીચાર ધરાવવો તેમાંજ ડહાપણ અને સંપુર્ણતા છે." જેઓ જાણે છે કે પ્યારથી બજાવેલી કાંઈબી સેવા કેવી મધુર છે, તેઓ કદીબી અદેખાઈ જેવા હલકા ખ્યાલને પોતામાં પેસવા દેતાં નથી.

આપણે હમેશાં ઉદ્યોગી રહેવું જોઈયે. "અદેખાઈ," લાર્ડ બેકન કહે છે કે, એક ભટકતી લાગણી છે; તે મોહલ્લાઓમાં ભટકે છે, અને ઠરીને ઘેર બેસી રહેતી નથી." હમેશાં કોઈબી કામમાં રોકાયલાં રહેવું, એ અદેખાઈપરનો એક અકસીર ઈલાજ છે. એક ઉદ્યોગી છોકરી કદીબી અદેખી હોતી નથી.

છેલ્લું અને સૌથી અગત્યનું તો એ છે કે, એ બુરા માર્ગની સામે થવા આપણે ખોદાની મદદ માગવી જોઈયે. એક જરથોસ્તી થઈને અદેખાઈ જેવા બુરા રોગનાં બીયાં આપણે વાવવાં, એ આપણા ધર્મથી તદન ઉલટુંજ છે.

ત્યારે ચાલો છોકરીઓ, ક્યારે આપણે અંતઃકરણમાંથી અદેખાઈને મારી હકાડવાનું શરૂ કરીયે?

આજેજ! કાલ અચોક્કસ છે, અને તમે જાણતાં નથી કે કાલે શું બનશે.

RUBY.

---

પપા (જેવણ જ્યારે ગુસ્સામાં હોય ત્યારે બચ્ચાંઓને શીક્ષા કરવાને નાદરૂસ્ત ધારતા હતા તેવણ)–"હવે હું તુંને એને વાસ્તે ઠેકાવવાનો છેઉં. તેથી જ્યારે હું ઘેર આવું ત્યારે તું અહીંજ ઉભો રહેજે."

નાનો ચોકુસ–"પણ પપા, હું તેને બદલે એક કાગળ લખી દલગીરી જાહેર કરૂં તો કેમ?"

---

"એ પેલો પારસી એમ ભવાં શાનાં ચહડાવ્યા કરે છે?"
"એનો આઈગ્લાસ પાધરો રાખવાને વાસ્તે બીચારાને એમ કરવુંજ પડે છે."

---

ધણી (બ્રીટીશ મ્યુઝયમમાં)–"આ મીનરવાનું બાવલું છે."
ધણીયાણી–"તેણી પરણેલી હતી કે?"
ધણી–"નહી; તેણી ડહાપણની દેવી હતી."

---

ડાક્ટર: વારૂ બુચાજી, હવે તમે તદન સાજા થયા કે! હું ધારતો હતોજ કે મારી ગોળીએ તુંને ફાયદો થશે. વારૂ તેં કેમ ખાધી, પાણીમાં કે દુધમાં?
બુચાજી: અરે તે તો મેં મારી બંદુકમાં નાખીને ઉડારી દીધી.

---

શીક્ષક–"છોકરાંઓ, ભાણાના અરથ તમે જાણો છો?"
છોકરો–હાજી, ભાણો એટલે મારો ઘોડાવાલો.

---

જે બુરખો બળીપને ઢાંકે છે તે ખોદાની સઉથી ઉતમ બક્ષેશ છે.



# સદગુણી શીક્ષક
## મેડમ ડી રોઝયર ઠેકાણે પડી.

### એ કોણ? શીક્ષક કે શેઠાંણી?



ઉપલો બનાવ બન્યાને આખાં બે વરસ ગુજરી ગયાં, પણ એ અરસામાં કાંઈ ઘણો જાણવાજોગ બનાવ બન્યો નહીં. ત્યાર પછી એક દહાડે મેડમ ડી રોઝયર ચારે છોકરાંઓને લઈ ફરવા ગઈ; તેઓ ગયાં તો ગાડીમાં, પણ આવતી વખતે ઘણું ખુશનુમાં લાગવાથી ગાડી મોકલી દઈ ચાલતાં ઘર આવવા નીકળ્યાં. હવે તે દહાડે કાંઈ મોટો તેહેવાર હોવાથી હરબર્ટે ફરતાં ફરતાં મેલામાં જઈ આવવાની ખાહેશ બતાવી અને તેના બોલવાથી બધાં બચ્ચાંઓનો જીવ લલચાયો. આથી મેડમ ડી રોઝયરને પણ તેમને લઈ જવાની ફરજ પડી અને તેઓ મેલામાં ગયાં. થોડુંક ફર્યા પછી છોકરાંઓને લઈ તેમની શીક્ષક એક મોટી દુકાનમાં ગઈ, અને ત્યાં છોકરાંઓને ફરીને સઘળું જોવાની રજા આપી તથા દરએક જણને એક એક ચીજ પસંદ કરવા કહ્યું. આથી તો તેઓ ઘણાંજ ખુશીમાં આવ્યાં, પણ આ દુકાનપર બીજી દુકાનોનાં જેવાં ભપકાદાર મડમ, જાંગલા અને ગાડી ઘોડાનાં રમકડાં ન હોવાથી હરબર્ટ બોલ્યો "છટ, છટ, આએ દુકાન તો રડતી છે." હરબર્ટને એમ બોલતો જોઈ તેની નાની બેહેન બોલી, "અરે નહી, નહી, એ તો કોઈ બાવા આદમના વખતની છે." વીગેરે એક પછી એક દરએક જણે પોતાના વીચાર આપ્યા, પણ પછી રોઝયરે તેમને જલદી ઘર પાછું ફરવાની યાદ આપી અને પાછાં દરએક જણ પોત પોતાને માટે કાંઈ કાંઈ જોવા પડયાં. એવામાં હરબર્ટની નજર એક ગાડી ઉપર પડી, પણ આ રમવાની ગાડીને ઘોડો જોડેલો ન હોવાથી તે અજાયબીથી બોલી ઉઠયો "ફેરરીતા, ફેરરીતા, અરે જો! જો! આએ ઘોડા વગરની ગાડી તે કેમ ચાલતી હશે." આ સાંભળી દુકાનદાર હસી પડયો અને તે ગાડી તો હાથે ચલાવવાની છે એમ કહ્યું. આથી તો તે વધુ અજબ થયો અને તેની અજાયબી તોડવા દુકાનદારે તે ગાડી બહાર કાઢી ચલાવી બતાવી. હરબર્ટે પોતે તે તપાસી જોવા લીધી અને પછી તે ચલાવી જોવા લાગ્યો, પણ તેમાં તેને એટલી તો મજાહ પડી કે તે તો ગાડી લઈ એમથી એમ ફરવાજ લાગ્યો અને એટલી તો ગડબડ કરી મેલી કે અંતે મેડમ રોઝયરને તેને

યાદ દેવાડવાની ફરજ પડી કે તે ગાડી તો પારકો માલ છે અને કોઈના માલ ઉપર તેને પોતાની મરજી પ્રમાણે કરવાનો કશો હક નથી. પણ તે બોલ્યો કે "મને એ ગાડી વેચાતી લેવીછે અને તેથી હું મારે ગમે તેમ એને ચલાવી જોઉંછું." "હા, હરબર્ટ, એ તને લેવી છે, પણ તેં કાંઈ એ લીધી નથી; માટે હાલ તો એ રહેવા દે અને ચાલ બીજી ચીજો જલદીથી જોઈ લે, કેમકે તને માત્ર એકજ ચીજ મળશે." હરબર્ટે હવે પોતાની ભુલ જોઈ અને તે એક બીજા ખાંચામાં ઘુસી ગયો અને ત્યાંથી એક રંગીન કાગળમાં લપેટેલું પડાના આકારનું પડીકું ઉંચકી લીધું. દુકાનદાર કાંઈ હીસાબ કરતો હતો તેથી તેણે પેહેલાં તો તે જોયું નહી, પણ હરબર્ટને એક પછી એક કાગળો ઉખેડી ફેંકી દેતો જોઈ તેની નજર ત્યાં ગઈ, અને તેવોજ તે ઉઠી તેના હાથમાંથી તે પડીકું ઝુંટવી લેવા ગયો, પણ હરબર્ટ તો તે હાથમાં લઈને દોડ્યો, અને તેને પુષ્કળ હંફાવ્યા .પછી પાછું પેલું પડીકું ઉખેડ્યું અને તેમાંથી કાંઈ બીયાં નીકળ્યાં તે એક પછી એક મોહડાંમાં દાબવા લાગ્યો. આ જોઈ ત્યાં સઘળાં જણ ઘોંઘાટ કરવા પડયાં, જેથી મેડમ રોઝયર પણ ઘભરાઈ જઈ ત્યાં દોડી આવી. પણ જેમ હરબર્ટે તે એક પછી એક મોહડાંમાં ઘાલ્યાં હતા તેમ હવે ફુ. ફુ. કરી થુકી નાખવા લાગ્યો, પણ તોબી તેણે પેલું પડીકું હાથમાંથી મુક્યું નહી. હવે તેને રોઝયરે નરમ ઠપકો દીધો અને પારકા માલ ઉપર ત્રાપ મારવાનો તેણે વાંક કીધેલો જણાવ્યો. આથી તેને બહુ ખરાબ લાગ્યું, અને તેણે વળી પાછી પોતાની ભુલ જોઈ તે માટે પોતાની શીક્ષક પાસ માફ માગવા પડ્યો. પણ પછી રોઝયરે તે બીયાં વીષે સઘળું તેને સમજાવ્યું, અને કહ્યું કે, "આપણે જે મુળા ખાઈયે છીયે તેનાં એ બી છે, અને એ કાંઈ ખવાતાં નથી, પણ જો એ જમીનમાં વાવીએ તો તેમાંથી ઝાડ ઉગી મુળા થાય છે, અને તે ખાવામાં આવે છે તથા મીઠા લાગે છે." આથી તો હરબર્ટ વધુ ખુશ થઇ તે બીયાં હાથમાં પકડી રહી તે ખરીદવા માગ્યાં. પણ તેની શીક્ષકે કહ્યું "હા, હરબર્ટ, તું એ ખરીદ તેમાં મારે કાંઈ અડચણ નથી; પણ તને જાણવું જોઈયે કે તને માત્ર એકજ ચીજ મળવાની છે, અને જો તું એ બીયાં લેશે તો તને પેલી ગાડી છોડી દેવી પડશે." હવે હરબર્ટ બહુ વીચારમાં પડ્યો અને ઘણોક વાર વીચાર કીધા છતાં તેને કઈ ચીજ પડતી મુકવી તે સુઝ્યું નહી. તેને હાથે ચલાવવાની ગાડીથી મળતી મજાહ છોડી દેવા ગમી નહી, અને તેમજ પેલાં બી રોપી તેમાંથી થતા મીઠા મુળા ખાવાની ઉમેદ પણ તેને મુકવા ગમી નહી. આથી અંતે તે પોતાની શીક્ષક આગળ જઈ પોતાની મુશકેલી કહી રડી પડ્યો અને રોઝયરે તેને દીલાસો દઈ કહ્યું. "હા, જો તને બંને ચીજ લેવી હોય તો એકજ રસ્તો છે. જો તારી બધી બેહેનોને પુછ, તેઓમાંથી કોઈબી જો પોતાને માટે કાંઈબી ખરીદવા ના પાડે તો તેના બદલામાં તને બે ચીજ મળે. પણ તે માટે તેમની પસંદગી તારે પુછી જોઈયે!"

હરબર્ટને આ વાત બહુ પસંદ આવી અને તે ખુશ થતો થતો પોતાની બેહેનો પાસ જઈ તે વાત કહેવા પડ્યો. હવે તેની વડી બેહેન ઈસાબેલાએ પોતાને માટે એક સુંદર ચીત્રો પાડેલું આલ્બુન તથા તેવું બીજું પાડવા માટેનાં હથ્યારો, રંગ વીગેરે લેવાનું પસંદ કીધું હતું, તથા નાની બેહેન ફ્રેવરીતાએ એક નાની ગુંથેલી બાસકેટ તથા તેવી બીજી ગુંથવા માટે સુઈયો રેશમ વીગેરે પસંદ કીધું હતું, પણ વચલી બેહેન મેટીલ્ડાએ હજી કશું પસંદ કીધું ન હતું. અને પેલી બંને છોકરીઓને પોતે પસંદ કીધેલી ચીજો હરબર્ટને ખાતર છોડવા ગમતી ન હતી, માટે ત્રણે જણ વીચારમાં પડયાં અને મેટીલ્ડા તરફ જોવા લાગ્યાં. તે પણ સમજી ગઈ અને તરતજ હરબર્ટની માંગણી કબુલ કીધી, અને મેડમ રોઝયરને કહ્યું, "હું આજે કાંઇ પણ લેતી નથી અને તેને બદલે હરબર્ટને એક ચીજ વધારે અપાવો." હવે હરબર્ટનું દલગીર થઈ ગયલું મોંહ પાછું ખુશાલ થયું અને તે ખુશીમાં ને ખુશીમાં એમ તેમ કુદકા મારવા લાગ્યો. મીસીસ રોઝયરે હવે દરેકની પસંદગીની ચીજો ખરીદી લીધી અને હરબર્ટને માટે પેલાં બીયાંની સાથે એક નાની પાણી છીપવાની ઝારી તથા એક જમીન ખોદવાની નાની કુહાડી લીધી. આ વળી નવી ચીજોથી હરબર્ટ એટલો તો ખુશ ખુશ થઈ ગયો કે તે ચીજો ચાકરના હાથમાં ન આપતાં પોતે હાથમાં લઈ ચાલવાની મરજી જણાવી. હવે સઘળાં જણ પોત પોતાની મરજી મુજબની ચીજો મળ્યાથી ઘર જવાની ઉતાવળમાં પડયાં. ત્રણે જણ રસ્તામાં જલદી જલદી ચાલી ઉતાવળે ઘર જઈ માને પોતાને મળેલી ચીજો બતાવવાની ઉમેદમાં પડયાં. અને મેટીલ્ડાને તેથી જુદીજ રીતે તેણીએ પોતાના વાહાલા ભાઈને માટે આજે પોતાની ચીજનો ભોગ આપવાથી અને તે વાત માતાને જણાવવાના વીચારથી ઘણીજ ખુશાલી લાગતી હતી. મેટીલ્ડાને વારતાની ચોપડીઓ વાંચવાનો બહુજ શોખ હતો તે મેડમ.ડી રોઝયર સારી પેઠે જાણતી હોવાથી આજે તેણીએ બતાવેલાં મોટાં દીલ માટે તેને કંઈ બક્ષેસ આપવાનો ઠેડાવ કીધો અને ઘર જતાં જતાં મેટીલ્ડાને માટે રોઝયરે એક દુકાનપરથી એક નાની અને સુંદર બાંધણીની વારતાની ચોપડી લીધી.

હવે ઘરમાં આવતાંને વાર હરબર્ટ પોતાનાં બીયાં રોપવા માટે વાડીમાં જગ્યા પસંદ કરવા દોડ્યો, અને મેટીલ્ડા નવી વારતાની ચોપડી વાંચવાની ઉતાવળમાં પડી, તથા ફ્રેવરીતા અને ઈસાબેલા પોતે લાવેલી ચીજો માને બતાવવા માટે માને સોધવા પડયાં.

મીસીસ હેરકોર્ટને આજે એક સહી સાથ નાટકમાં જવાનું હતું, માટે તે પોતાના ઓરડામાં કપડાં બદલતી હતી, અને આ વાત પોતાની આયા ગ્રેસથી સાંભળતાંને વાર તે બંને બેહેનો મા પાસ પેહેલી જવાની ઉતાવળમાં પડી, પણ તેમની માએ તો તેઓ સાથ કંઈ પણ વાત કરવા ના પાડી. આથી તેઓ બાહેરજ ઉભાં અને જેવી તેઓની મા બાહેર નીકળી કે બંને જણ પોતાની ચીજો બતાવવા પડયાં, અને હમણાં ખોટી નહી થવાના પકા ઠેડાવ છતાં મીસીસ હેરકોર્ટ બંનુ-



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૧૦ મું.



“એમી, વાહાલી એમી!” તે જવાન તેણીનાં ડચકાંઓના સાદથી ધભરાઈ જઈ બોલ્યો; તેણે તેણીને અરધી બેસુધ હાલતમાં ઉચકી અને ઘણોએ દીલાસો દીધો, પણ ફોકટ. “એમી, મારી સાથ વાત કર! એક બોલબી બોલ, ફક્ત એકબી બોલ બોલ, અને તું સારી થઈ જશે. મને મારૂં નામ દઈને બોલાવ–કાંઈબી બોલ–ફક્ત તું આવી તદન દુઃખી થઈ ગયલી જેવી ના દેખા, અને આવી રીતે ડચકાં ના ખા; ખોદા જાણે છે કે તુંને એમ છોડી જવામાં મને કેટલું દુઃખ ઉપજે છે; પણ તારૂં આ દુઃખ તો મારેથી નથી જોવાઈ શકાતું. વાહાલી એમી, મારી ગમ જો, કહે કે તું તારાં દુઃખને ઓછું કરવાની કોશેશ કરશે અને તુંને આવી ખબર એકદમ કહી દેવા માટે મને પોતાને ઠપકો દેવાનું થોડુંજ કારણ રહેશે.” પણ તેણી કાંઈ બોલી નહી. ડચકાંઓના મુંઝવાતથી તેણી એકપણ બોલ બોલી શકી નહી. તેણીએ ઘણીબી કોશેશ કરી, પણ ફોકટ.

“મારા ખોદા, તું શીક છે!” હરબર્ટ એકદમ બોલી ઉઠયો “હવે હું શું કરૂં! મારી પોતાની એમી! મારી સૌથી વાહાલી એમી!—તું એમ ના જો.” પણ તેણીની નહી ખમી શકાય એવી દલગીરી આગળ તેના કાળાવાલાનું કાંઈપણ ચાલ્યું નહી. છેલ્લે તેણી તદનજ બેહોશ થઈ ગઈ.

ધભરાઈ ગયલો હરબર્ટ સમજી ન શકયો કે શું કરવું; ઘેર શીવાય બીજી નજદીકની મદદ મેળવવી મુશ્કેલ હતી, અને તેણીને એખલી મુકી ત્યાં જવાની તો તે હીમત કરી શકયો નહી. તે આસ્તેથી તેણીને ઉચકી એક બચ્ચાંની માફક નદીના કીનારા આગળ લઈ ગયો, અને તેણીનાં મોહડાં ઉપર પાણી છાંટયું. આથી તેણી થોડી ઘણી હુશિયારીમાં આવી. કેટલોક વખત પછી તે તેણીને પોતાના ખોબલામાંથી પાણી પાવાને શક્તીવાન થયો.

આસ્તે આસ્તે તેણી વધારે સુદ્ધીમાં આવતી ગઈ, તોપણ કેટલોક વખત ધાસમાં ડચકાં ખાતી પડી રહી. હરબર્ટ તેણીની આગળ ઘણી દલગીરીથી ઉભો રહયો, અને ઘણાં વાહાલથી તેણીને પનાવવા લાગો; જ્યાં સુધી તેને અહારગામ જવાનો હોકમ આવ્યો નહી ત્યાં સુધી તેને ખબર ન હતું કે તેણી તેને કેટલી વાહાલી હતી, અને તે વેળાએબી તેણે તે વીચાર પોતાનાં મનમાંથી કહાડી નાખવાની કોશેશ કરી, પણ ફોકટ. તેનો ઉમદા ખવાસ તેને તે વખતે મદદ આવ્યો, અને તેણે વીચાર્યું કે, જ્યારે તેને પાછો ફરવાનો થોડોજ સંભવ હતો, ત્યારે આવી લાગણી જણાવવી એ ખોટું હતું અને ગમે એટલા પ્યારથી તેણીને ચાહવા છતાં તે તેણીને આવી કદાચજ પાર પડે તેવી આશા, કે જે નીરાશીને ઘણી ખરી બાબદમાં મળતી આવે છે, તેનાં દુઃખમાંથી બચાવી શકતે.

પણ તે ઘડીએ તે તે સઘળું ભુલી ગયો. ભુત અને ભવીષ કાળના સઘળા વીચારો, તેની આગળ લાચાર થઈ પડેલી બાનુ, કે જેનાં ભોળાં મગજે પોતાના વરસોના સાથીથી, પોતાનાં ખરાં જીગરનો પ્યાર છુપાવવાની કાંઈ પણ કોશેશ કરી નહી હતી, તેની તરફના હદથી જ્યાદા પ્યારમાં આવી રહયા.

છેલ્લે સરવાલે તેણી પોતાને હાથે ઉઠવાને શક્તીવાન થઈ. સુદ્ધીમાં આવવાની આ પેહલીજ નીશાંની હતી, અને તે જોઈ હરબર્ટ ઘણો ખુશી થયો. તેણે વાંકો વળી તેણીને ઉઠાડવાની કોશેશ કરી, તેણીએ એક નબળાં પડી ગયલાં બાળક મીસાલ તેને પોતાનો હાથ આપ્યો, અને બેઉ જણ પોતાની આગળી જગા ઉપર ગયાં. તેણે તેણીને એક બાંકડા ઉપર બેસાડી, પોતે તેણીની આગળ ગુડણમંડયે પડયો, અને તેણીનાં ગળાં આસપાસ પોતાના હાડ વીટાળ્યા, કારણ કે ટેકા વગર બેસવાને તેણી અશક્ત હતી; અને પછી ઘણા પ્યાર ભરેલા અને અસરકારક બોલોમાં તેણે પોતાના પ્યારનો ઉભરો તેણીની આગળ ખાલી કર્યો.

“ફક્ત એકજ બોલ બોલ મારી એમી! ફક્ત એકજ બોલ સૌથી વાહલી, એકજ એવો બોલ કે જે દુરદરાજ દેશમાં તારા ખુબસુરત ચેહરા સાથ મને યાદ રહે. વાહાલી, આપણે જ્યારે નાનાં હતાં ત્યારથી એક બચ્ચાંના પ્યાર કરતાં વધુ પ્યારથી એકમેકને ચાહતાં હતાં. આપણે તે માટે કોઈબી વખત બોલ્યાં નથી, પણ હવે તેમ કરવાનો વખત આવ્યો છે અને આવી વખતે તું તારો પ્યાર આપવાને ના પાડશે નહી. અરે એમી, ફકત એકજ બોલ બોલી મારી ખાત્રી કર કે સદાની તું મારીજ થશે.”

તે બીજું ઘણુંબી બોલ્યો, અને વધારે જુસ્સાથી બોલ્યો, પણ તેણીએ પોતાનો હાથ તેના હાથમાંથી કાઢયો નહી, અને વળી તેણી તેનેથી દુર પણ જઇને બેઠી નહી. છેલ્લે સરવાલે તેણીની બંધ કરેલી આંખો–તેણી તે ઉઘાડવાની હીમત કરી શકી નહી–માંથી આંસુઓ નીકળ્યાં, અને તે તેના હાથોપર પડયાં. તેણીએ બોલવાની કોશેશ કરી, પણ તેમ તે કરી શકી નહી. હવે વધુ વખત તેણી પોતાની લાગણી દાબી શકી નહી અને તેનાં ગળાંપર પડી જોરેથી રડવા માંડયું.

તે જવાને તેણીની આસપાસ એક હાથ વીટાળી બીજે હાથે તેણીનાં આંસુઓ લુછી નાખ્યાં, અને પોતાની બને એટલા દીલાસાના બોલો તેણીને કહયા. તેણીએ તેના પ્યાર માટે કાંઈ પણ સવાલ કર્યો નહી; તેણીને તે માટે કાંઈ પણ શક ન હતો, પણ તેણીનું સઘળું ધ્યાન રોકી નાખે એવો

એક વીચાર હતો–તેની ગેરહાજરી–કે જે વીચારથી તેના જેવી મોજીલા ખવાસની છોકરીનો પણ જીવ કાંપવા લાગો.

ઉપલા ભયભરેલા વીચારના ડરામણા ખ્યાલથી તેણીનું આખું દીલ ધ્રુજવા લાગું અને તેણી હરબર્ટની વધારે નજદીક ગઈ તથા પોતાની આંખ આગળથી તે બીહામણાં દેખાવો દુર કરવાની કોશેશ કરી.

તેઓના નીર્દોષ પ્યારની પેહેલી કોટીની મજાહ કોણ કહી શકશે? વરસો વેર પાછાં મળી ન શકાશે એવો ખ્યાલ અને કદાચ પાછાં કદી નહી પણ મળે એવા મુગા ભયથી આ પહેલ વહેલી કોટી કેટલી વધારે મજાહભરી લાગી હશે? તેઓના નીર્દોષ પ્યારના મીઠા વીચારોમાં તે એકાંત જંગલમાં વખત એટલો તો જલદી ચાલી ગયો કે માલમણી નહી પડયો. છેલ્લે સરવાલે સુરજ નમતો થયો ત્યારે કાંઈ તેઓને ઘેર જવાનો વીચાર સુઝ પડયો.

તેઓએ પાડેલું ચીત્ર ભોંય ઉપર બેદરકાર રીતે પડેલું હતું તે એમીએ ઊંચકી લીધું. "હરબર્ટ, આજે જેબી કાંઈ થયું છે તેની એક મુગી સાક્ષી અને સૌથી વાહાલી દોલત તરીકે મને આ ચીત્ર તારા જવા પછી થઇ પડશે. હવે હું તારી પાસ માંગી લઊં છું કે તું આપણો બેઊ જણાનો સાથે ચીતાર પાડી લે–જેમ હું કીનારા આગળ બેસુધ થઇને પડી હતી અને તું મારી આગળ વાંકો વળીને ઉભો હતો તેજ–કારણ કે હું ધારૂં છું કે ત્યાંજ અને તેજ વેળાએ તેં મને પહેલ વહેલું કહ્યું કે તું મને ચાહે છે, હરબર્ટ. જ્યાં સુધી તું પાછો ન આવશે ત્યાં સુધી તે મને એક દીલાસા દાખલ થઈ પડશે, અને જ્યારે આપણે બેઊ જણાં સાથે પાછાં આંહી આવશું, ત્યારે તું જોશે કે એક છોડવો યા એક ફુલ વરીક આ બાજુપરથી ખીસાડવામાં નથી આવ્યું. મારા સૌથી વાહાલા હરબર્ટ, તું કહે છે કે ચાર વરસ સુધી આપણને છુટું પડવું પડશે! હા, એ ચાર વરસ તો જલદીથી પસાર થઈ જશે અને હું ધારૂં છું કે હું ધારતી હતી તે કરતાં વધારે આશા મને તે માટે છે. ચાર વરસ! મને ખ્યાલ કરતાં એવું લાગે છે કે જાણે તેઓ કયે દહાડેનાં પસાર થઈ ગયાં છે, અને આપણે આંહી બેઠેલાં છીયે,–તું તડકાંથી તાંબાના જેવો થઇ ગયલો સોલજર મારી આગળ હજારો વાત કરવાની લાવશે, અને હું તારી હમેશની એમી તારા પગ આગળ બેસી તારી વાત સાંભળીશ."

હરબર્ટ તેણીને ઘણી વખાણની નજરથી તીકવા લાગો, કારણ કે તેણીની ઘણીખરી દલગીરી હવે જતી રહી હતી, જો કે દરેક બોલ બોલતાં તેણીની આંખોમાં આંસુઓ આવી જતાં હતાં, તોપણ તેણીના બોલવામાં વધારે ખુશાલી સમાયલી હતી.

"મોટી ખુશીથી, મોટી ખુશીથી મારી સૌથી વાહાલી એમી" તેણે તેણીના હાથમાંથી ચીત્ર લઈને કહ્યું, અને થોડાક વખતમાં તેણે બેઊ જણનો ચીતાર પાડી લીધો,–તેણીને સુધીમાં ત્યાની પાછી ઉઠી બેસવાની કોશેશ કરતાં, અને પોતાને હતેજારીથી તેણી આગળ વાંકો વળી જોતાં અને એક બોલ પણ બોલવાને તેણીને કાલાવાલા કરતાં–તે ચીત્ર એવી જાતની લાગણીથી પાડેલું હતું, કે એક પલકારામાં જે જોય તે તેની કાંહાણી કહી શકે.

"હરબર્ટ, આ તો ઘણું ખોટી રીતે છાપેલું છે," તેણીએ અરધા ઠપકાના સાદે કહ્યું. "આ તારૂં હીમતવાન પણ ઘણુંજ સુંદર ચીત્ર કોઇને પણ દેખાડવાની હું હીમત કરી શકીશ નહી. જા બા, હવે તું તો છેકજ એને મારા જેવું બનાવે છે. મને ઘણું ખરાબ લાગશે, પણ કાંઈ ફીકર નહી. મારા સીવાયે કોઈ પણ તે જોવાનું નથી. હું તેને દર રાતે સૌથી છેલ્લે જોઈશ, અને તે સાથે મને છેલ્લો ખ્યાલબી તારેજ માટે આવશે. ચાલ, હવે આ પુરતું છે. હવે હું તુંને એને વધુ વખત હાથ લગાડવા દેવાની નથી, નહી તો કાંઈ સારૂં કરતાં ખરાબ થઈ જશે. મને આપ, હું ઘર લઈ જઇશ અને એક કંગાળ કંજુસની માફક મારા સીવાય દરેક જણથી તે સાંતીને રાખીશ."

"મારી વાહાલી ગમે તો તુંજ લેજે, પણ આજની રાતને માટે મને એ જોઈયે છે, હું એનીપરથી એક 'બીજું' નાનું ચીત્ર પાડી લઈશ, અને આ કાલે સવારે તુંને પાછું લાવી આપીશ."

"હરબર્ટ, જો તું મને વચન આપે કે એક રાત કરતાં વધુ વખત તું તે રાખશે નહી, તો હું તુંને આપું. મારૂં ઘણું મન થાયછે કે આજે રાતના તુંને આંહીજ રાખી એની "કાપી" પડાવી લઊં, કારણ કે મને બીહીક લાગે છે કે રખે તેને કાંઈ અલવલ આવે, પણ બીજાંઓ જેઓ તુંને મારા જેટલોજ ચાહે છે, તેઓની આગળથી તુંને દુર રાખવા જેટલી હું મક્કમ થતી નથી."

અંતે તેઓએ ઘર તરફ જવાનો રસ્તો લીધો. તરેહવાર મીઠાં ફુલોના વાસથી હવાનો સુગંધ ઘણોજ ખુશનુમાં આવતો હતો, જ્યારે તેઓનો ઓળો સામી બાજુનાં ખુલ્લાં મેદાનમાં પડતો હતો. આસપાસની કુદરતી બગીચારીની ખુબસુરતી તરફ સેહજબી ધ્યાન આપ્યા વગર એક એકના હાથમાં હાથ મુકી, તેઓ ઘણુંજ ધીમેથી આગળ વધતાં, અને ઘણુજ ધીરા પણ બરાબર સમજાય તેવા સાદથી વાત કરતાં હતાં, કે જે વાતનો બોલેબોલ યાદ રાખવાને તેઓએ હવે પછીનાં વરસોમાં કોશેશ કરી હતી.

"મારા બાવાએ સઘળું જાણવું જોઈયે," ઘરની નજદીક આવતાં એમી બોલી, "આપણે કાંઈ તેવણથી બીહીએ એવું કશું નથી અને તેથી આપણી પાસ તેવણથી છુપાવવા જેવુંબી કાંઈજ નથી, પણ મારી બોલવાની હીમત ચાલતી નથી, જેથી હરબર્ટ તુંજ તેવણને કહેજે."

"મને કહેવામાં કાંઈ પણ બીહીક નથી, વાહાલી" તેણે જવાબ દીધો, "જો તું ખમી શકતી હોય તો હું ઈચ્છું છું કે તુંબી તે વખત હાજર હોય, પણ—"

"નહી, નહી, નહી. હું નહી ખમી શકીશ." તેણી શરમથી લાલ થઈ જઈ બોલી, "અને હું જો તે વખતે હાજર રેહેવશ, તો હું જાણું છું કે આપણી બેઉની હીમત જતી રહેશે

તેની પછવાડે દેખઈતી રીતે તો હોલનું બારણું બંધ
ઈ, પણ થોડો વખત તેનાં ફળાં સાથ ચેડાં કહાડી,
ની સાથ બહાર ચાલી ગઈ. "વાહાલા હરબર્ટ, તું મને
સ કરતો ના; હવે હું તે ખમી શકીશ નહી." તેણી
ભરેલી આંખે બોલી.

ડી મારી વાહાલી, આખી દુનિયાનું રાજ્યબી મને કાંય
પે, તોબી હું તુંને દુઃખ દઈશ નહી. સાહેબજી, ખોદા
ખી રાખે."

ય ઉપલું બોલ્યાં ત્યારે તેઓ એકએકની ઘણાં નજદીક
અને આ લાલચભરી તક જવા દેવાની તેનેથી હીમત
ઈ હશે, યા તો કદાચ—પણ તર્ક બાંધવાની કાંઈ જરૂર
એટલું તો ખરૂં છે કે આસ્તેથી તેણે તેણીને પોતાની
લઈ એક ઘણીજ પ્યાર ભરેલી કીસ તેણીના ગાલો
કરી. તેણીએ તેને તેમ કરતાં અટકાવ્યો નહી, પણ
વધારે ખુશી જણાઈ.

અટ ઘર જતાં વાર પોતાનાં મા બાપ આગળ ગયો,
તેઓને સઘળું જણાવી દીધુ.

એ બનેપર તેથી ઘણી અસર થઈ, કારણ કે આવી
ની વખતે તેઓના છોકરાએ એવી પાસ લગનનું પવીત્ર
લીધું, એ વીચારજ ઘણો ગંભીર લાગો, તોપણ તેઓ
થયાં, અને તે દહાડે તથા ત્યાર પછીની રોજની રાતની
ી વખતે તેઓ ખોદા પાસ માંગી લેતાં હતાં કે, આ વાહાલાં
ને સલામત અને સુખી રાખે, અને સારે માર્ગે ચલાવે.

[સાંધણ છે.] **આલાં.**

## રાંધવાને લગતું.

**ાદો પાનકેક**—ત્રણ ઇંડાંની દાલ તથા સફેદીનો જુદો જુ-
સ્ણોજ સારી રીતે ફફ ચહડાવસો. દાલમાં એક પાશેર દુધ
ી, પછી આસ્તે આસ્તે ત્રણ "તેબલસ્પુન" ભરી ઘઉંનો આ-
તેમાં મેળવતાં જવો; અંદર ગોગડા બંધાવા દેવા નહી, પણ
ં બરાબર રીતે ઘુંટીને એકરસ કરવું. ત્યારબાદ ધીમે ધીમે
ની સફેદી તેમાં મેળવવી. પછી પેણામાં ઘી કકરાવી ઉપલી
વાીમાંથી થોડી પેણામાં ઘણુંજ પાતળું પડ થાય તેમ પાંથ-
રેડવી. બેઉ પડ લાલ થયા પછી કહાડવું. એ પ્રમાણે જેટ-
પાનકેક થાય તેટલાં બનાવી તેપર ખાંડ ભભરાવી ગોળ વી-
ી રકાબીમાં મુકવાં અને ઉપર ખાંડ નાખી લીંબુ નીચવી
ાવામાં લેવાં.

**ચોખાનાં પાનકેક**—અરધો રતલ ચોખાને જયાં સુધી ઘણા
મ થાય ત્યાં સુધી દુધમાં બાફો; પછી ઠંડા પાડો, તેટલા
તમાં ફફ ચહડાવેલાં આઠ ઇંડાં, અરધો શેર ક્રીમ, પા ચમ-
ીમેઠ, અને અરધી ચમચી છુંદેલી તજ તૈયાર રાખો. ચોખા
ા પડયા પછી તેને ઉપલી ચીજોમાં બરાબર મેળવી નાખો.
ી તેમાં ત્રણ આઉંસ સોનું માખણ તાવીને રેડો અને સઘ-
ને બરાબર મેળવી રહ્યા પછી ઉપર કહેવા પ્રમાણે તળી ખાંડ
ભરાવી ખાવામાં દેવો.

**રતીલીન.**



## ❧ નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો. ❧

## જીઓરજ એલીયટ.



રી એન ઈવેનસ કે જેણી પછવાડેથી જીઓરજ એલીયટનાં ધારણ કરેલાં નામ હેઠળ આખી દુનિયામાં વખણાઈ ગઈ છે, તેણીનો જન્મ વોરીકશાયરનાં મ... "આરબરી ફારમ" નામની જગોએ ... મી નવેમબર ૧૮૧૯ માં થયો હતો. તેણીનો બાપ અતી ધરમચુસ્ત તેમજ રાજદ્વારી બાબદોમાં પણ ઘણા મજબુત વીચારો ધરાવનાર હતો. તે 'કનઝરવેટીવ' પક્ષનો હોવાથી જીઓરજ એલીયટના વીચારો પણ તે તરફજ વળાણ લે તેમાં કાંઈ શક નહી, કે જે તેણીની લખેલી ચોપડીઓપરથી આપણને માલમ પડી આવે છે. તેની આ નાની છોકરીને ચોપડીઓ વાંચવાનો પુષ્કળ શોખ હતો. પહેલાં તેણીને 'નનીટન' માં મીસ વોલગટનની નીશાળમાં મોકલી હતી, કે જ્યાંની એક મીસ લુઈસ નામની શીક્ષક સાથે તેણીને બહુ મીત્રાચારી થઈ, અને તેણીની પાછલી જીંદગીમાં તેઓ વચ્ચે બહુ ગાઢો સંબંધ વધ્યો હતો. ત્યાંથી તેણીને "કવન ત્રી" માં મીસ ફ્રેંકલીનની સ્કુલમાં મોકલવામાં આવી; અને ત્યાંથી પુરતો અભ્યાસ કરી ૧૮૩૫ માં તેણીએ નીશાળ છોડી. બીજે વરસે તેણીની માય મરણ પામી અને ત્યાર પછી તેણીની વડી બેહેન ક્રીસટીયાના પરણી જવાથી ઘરનું સઘળું કામકાજ મીસ મેરી એન ઇવેનસ પર આવી પડયું. તેણીની મનશક્તી અજબ જેવી હોશિયાર હતી, અને તેના દાખલા તેણી નાનપણથીજ બતાવી આપતી હતી. તેણીની જીંદગી કોઈ પણ જાતની ઘણી મોજમજાહમાં પસાર થઈ હતી નહી, પણ એકાંતવાસ તેણી વધારે પસંદ કરતી હતી, જે ... પોતાનો વાંચવાનો શોખ અને મનશક્તી ખીલવવાને તેણી હંમેશ આતુર હતી, કે જે હુશિયારી માટે દુનિયાનાં લખો લોકોમાં તેણી જાણીતી અને માનીતી થઈ પડી છે. તેણીનું મોત ફેફસાંને સરદી પોંહચવાથી ૧૮૮૦ ની ૨૨ મી ડીસેમબરે નીપજ્યું હતું. તેણીની લાશને 'હાઈગેન સેમેત્રી' માં દાટવામાં આવી છે. આ પ્રખ્યાત બાનુએ બધી મળી ૨૦) ચોપડીઓ લખી છે, જે માંહેલી લગભગ બધી લોકોમાં ભારે હોંસથી વંચાય છે.